# માનવશાસ્ત્ર



લેખક:-ગિરધરલાલ ગોવિંદજી મહેતા.

# માનવશાસ્ત્ર

અથવા

## મસ્તિષ્કવિદ્યા અને મુખસામુદ્રિક શાસ્ત્ર.



લેખકઃ-ગિરધરલાલ ગોવિંદજી મહેતા.

( ફ્રેનોલોજીસ્ટ અને ફીઝીઓનોમીસ્ટ )

પ્રત ૧૧૦૦ ૧૯૧૬

# A Strong Conviction.

" I beg to state that my Phrenology is the old Phrenology of Gall and his scientific followers, the study of which I commenced more than half a century ago and have continued ever since with ever-increasing conviction of the solid truth of the great natural laws it has revealed and of its pre-eminence as the highest and most important of all the sciences, being the only philosophy of mind that rests upon a strictly inductive basis. "

" I believe that its general acceptance will contribute as much to the **Moral and Social** progress of man as the inductive study of the physical sciences has contributed to his physical power and progress; and therefore the best service, I can possibly render to my fellow-creatures is to devote the rest of my life to the work.



**W. Mattieu Williams.**

Author of

" Vindication of Prenology "

Printed and Published by Vaidya Bhagvanlal Tribhuvan Bhatt
at The Subodhini Printing Press, 305, Bazar Gate, Fort, Bombay.

# અર્પણપત્રિકા.





यं मातापितरौ क्लेशं महेते संभवे नृणां ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥

જેના પરમપાવન પ્રેમપ્રભાવથી, જન્મથી આજ સુધી પોષણ પામી રહ્યો છું; જેની અમિદૃષ્ટિથી આજે મનુષ્ય જેવી ઉચ્ચ શ્રેણીના જીવનામૃતનો અમર આસ્વાદ અનેક રીતે લઈ રહ્યો છું; જેના અગાધ વાત્સલ્યભાવપૂર્ણ હૃદયના સમર્થ સિંચનથી, મારી સર્વ આશાઓ અને શક્તિઓ પલ્લવિત થઈ રહી છે, તથા જેના શુભાશિર્વાદ સદ્‌ભાવ અને સુશિક્ષાના પ્રતાપે આજે હું જનસમૂહની સમક્ષ, સાહિત્ય ક્ષેત્રમાં, આ યત્કિંચિત કાર્ય, યથાશકિત કરવા સમર્થ થયો છું, તેવા આપ બન્નેની પરમ પવિત્ર સેવામાં, આપે અર્પેલા મારા જીવનના અત્યાર સુધીના સર્વ શુભ પ્રયાસોનું આ પુષ્પ, અત્યન્ત પ્રેમ, માન, શ્રધ્ધા અને ભક્તિ પૂર્વક આપનેજ અર્પણ કરી સંતુષ્ટ થનાર, હું છું,

આપનો ઋણી બાળક.



# Introduction.

The writer of the following pages need not apologize, because this volume is not an addition to anything like an already exhausted subject in Gujarati. In fact, the science and art of Phrenology and Physiognomy has been left upto now well-nigh untouched as far as literature on these subjects in Gujarati is concerned.

The author has, therefore, endeavoured to remove this want as far as possible and the result is this book. No doubt, this subject is very well expounded in most of the European languages but seeing that our literature, in Gujarati, on this and other similar subjects is painfully meagre, the author has considered it his duty to publish something in his own language on a subject that he had the good fortune to study and go deep into.

If now these pages will do any good to the public in any way, or even if any one of the readers will feel that he has been in any way benefited, the author will be satisfied that his efforts have not been in vain.

# कोऽहम्—What Am I?

१ आत्मा वा अरे, द्रष्टव्यः श्रोतव्यो निदिध्यासितव्यः

२ कतमः स आत्मा ॥

३ यदि वाचाऽभिव्याहृतं । यदि प्राणेनाभिप्राणितं । यदि चक्षुषा दृष्टं । यदि श्रोत्रेण श्रुतं । यदि त्वचा स्पृष्टं । यदि मनसा ध्यातं । यद्यपानेनाऽभ्यपानितं । यदि शिश्नेन विसृष्टं ॥ अथ कोऽहमिति ॥

४ कोऽयमात्मेति वयमुपास्महे । कतरः स आत्मा येन वा रूपं पश्यति । येन वा शब्दं शृणोति । येन वा गन्धानाजिघ्रति । येन वा वाचं व्याकरोति । येन वा स्वादु चास्वादु च विजानाति ॥

५ केनेषितं पतति प्रेषितं मनः केन प्राणः प्रथमः प्रैति युक्तः । केनेषितां वाचमिमां वदन्ति चक्षुःश्रोत्रं क उ देवो युनक्ति ।

६ एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता ।
बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः । स परे आत्मनि संप्रतिष्ठते ॥

७ अरा इव रथनाभौ कला यस्मिन् प्रतिष्ठिताः ।
तं वेद्यं पुरुषं वेदयथा मा वो मृत्युः परिव्यथा ॥

८ इहैवांतः शरीरे सोम्य पुरुषो यस्मिन्नेताः षोडशकलाः प्रभवन्ति ॥
स यथा सोम्य वयांसि वासो वृक्षं संप्रतिष्ठन्ते
एवं ह वै तत्सर्वं पर आत्मनि संप्रतिष्ठते
पृथिवी च पृथिवीमात्रा चापश्चापो मात्रा च ।
तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च चक्षुश्च द्रष्टव्यं च श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च रसश्च रसयितव्यं च त्वक् च स्पर्शयितव्यं च वाक् च वक्तव्यं च हस्तौ चादातव्यं चोपस्थं चानंदयितव्यं च पायुश्च विसर्जयितव्यं च पादौ च गंतव्यं च मनश्च मंतव्यं च बुद्धिश्च बोद्धव्यं चाहंकारश्चाहंकर्तव्यं च चित्तं च चेतयितव्यं च तेजश्च विद्योतितव्यं च प्राणश्च विधारयितव्यं च ॥

९ आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥

१० इन्द्रियाणि हयानाहुर्विषयाँस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥

११ न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

१२ एवं ह वै तत्सर्वं परे देवे मनस्येकी भवति । तेन तर्ह्येष पुरुषो न शृणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते नानन्दयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥

१३ यदेतद् हृदयं मनश्चैतत् संज्ञानमाज्ञानं विज्ञानं प्रज्ञानं मेधा दृष्टिर्धृतिर्मतिर्मनीषा, जूतिः स्मृतिः संकल्पः क्रतुः असुः कामो वश इति सर्वाण्येवैतानि प्रज्ञानस्य नामधेयानि भवन्ति ॥ सर्वं तत्प्रज्ञानेत्रं प्रज्ञाने प्रतिष्ठितं प्रज्ञानेत्रो लोकः प्रज्ञाप्रतिष्ठा प्रज्ञानं ब्रह्म स एतेन प्रज्ञानेनात्मनास्माल्लोकादुत्क्रम्यामुष्मिन् स्वर्गे लोके सर्वान्कामानाप्त्वा अमृतः समभवत् समभवत् इत्योम्

## ओ३म् परमात्मने नमः

# प्रस्तावना.

માનવશાસ્ત્ર અથવા મસ્તકવિદ્યા અને મુખસામુદ્રિકશાસ્ત્ર જેને અંગ્રેજીમાં Phrenology and Physiognomy કહેવામાં આવે છે, તેનો ઉદય યુરોપમાં લગભગ ૧૮ મી સદીમાં થયો. આપણા દેશમાં આ વિષયના ગ્રન્થો પૂર્વે અસ્તિત્વ ધરાવતા હશે એ સર્વથા સંભવિત છે, પણ દુર્ભાગ્યે હાલ તે વિશે આપણને કંઇ માહિતી નથી.

" **आकृतिर्गुणान्कथयति** " એ પદ સૂત્ર રૂપે આ શાસ્ત્રનો અર્થ તથા ઉદ્દેશ સમજાવે છે. તે પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારના મનુષ્યની આકૃતિ, મુખમુદ્રા, અને તે પરના ભિન્નભિન્ન હાવભાવો તથા ફેરફારો વિગેરે તેમજ તેના મસ્તકના પૃથક પૃથક વિભાગોની ન્યૂનાધિક ખીલવણી વિગેરે તપાસી તેના આચાર વિચાર અને વર્તન આદિનો નિશ્ચય કરવો, એ આ વિદ્યાનો મહાન ઉપયોગ છે.

અમુક પ્રકારનું મુખ અથવા સ્વરૂપ અમુક પ્રકારના હાવભાવ કે ચેષ્ટાઓ, મનુષ્યના મનના અન્તર્ગત વિચારોને અને સ્વાભાવિક લક્ષણોને દર્શાવવામાં કેટલા બધા ઉપયોગી થઈ શકે છે તે તો આપણે આપણા પ્રતિદિનના પ્રત્યક્ષ અનુભવદ્વારા સારી રીતે જાણીએ છીએ. અમુક અમુક પ્રકારની ચેષ્ટાઓ કે મુખ પરના ચિન્હો કે ફેરફારો અમુક પ્રકારના સ્વાભાવિક લક્ષણો કે ભાવોનેજ ચોકસ રીતે દર્શાવે છે, એ તીવ્ર અવલોકન કરનારને અનુભવદ્વારા બરાબર સ્પષ્ટ થઈ શકે છે.

જેમકે "જેનુ કપાળ વિશાળ તેની બુધ્ધિ પણ વિશાળ હોવી જોઇએ." એમ આપણે સામાન્ય અનુમાન કરીએ છીએ. હર્ષ શોક, દુઃખ સુખ અને પરિતાપ આદિ ભાવોનુ પણ તેજ પ્રમાણે મુખમુદ્રા પરથી અવલોકન કરી શકાય છે. આવી રીતે મુખમુદ્રાપરના ચિન્હો ઉપરથી મનુષ્યના લક્ષણો કે સ્વભાવનું અથવા મનની સ્થિતિનું જ્ઞાન, જે ચોકસ વિદ્યાદ્વારા મેળવી શકાય છે, તેને મુખસામુદ્રિકશાસ્ત્ર (Physiognomy) કહેવાય છે. તેજ પ્રમાણે મનુષ્યના મસ્તક એટલે માથાની ખોપરીના અલગ અલગ વિભાગોની ન્યૂનાધિક ખીલવણી આદિ તપાસી, તેની નીચે આવેલા મસ્તકના ભિન્નભિન્ન માનસઅવયવોની ન્યૂનાધિક ખીલવણી આદિનો નિશ્ચય કરી, મનુષ્યના ચારિત્ર્ય કે વર્તન અને સ્વભાવનો નિર્ણય, જે વિદ્યાદ્વારા સુગમતાથી થઇ શકે છે, તેને મસ્તિષ્કવિદ્યા, (Phrenology) કહેવામાં આવે છે.

ઉપરોક્ત બન્ને શાસ્ત્રના સંયુક્ત કાર્યથી મનુષ્યના મનની વિવિધ શકિતઓ તથા વૃત્તિઓ અને તેના યથાવત્—કાર્ય અને સ્વભાવ આદિનો યોગ્ય રીતે નિર્ણય આ ગ્રન્થદ્વારા કરી શકાય છે. એટલા માટે આ ગ્રન્થને " માનવશાસ્ત્ર " એવું નામ આપવામાં આવેલ છે.

વિશ્વના સમગ્ર પદાર્થોમાં મનુષ્યનું સ્થાન સર્વથી શ્રેષ્ટ છે. કુદરતની બધી શક્તિઓપર પણ તેની અમુક અંશે સત્તા છે. જેથી તે સર્વને તે પોતાને આધીન કરી શકે છે.

પણ તેની બધી ક્રિયાઓ કે આત્મવિભૂતિઓને પ્રકટ કરવા માટે તેને પ્રાકૃતિક શરીરરૂપી સાધનની હમેશાં જરૂર છે. જે જરૂરીયાત, આપણા શરીરરૂપી દિવ્યમંદિરથી પરમાત્માદ્વારા સર્વ રીતે પુરી પાડવામાં આવેલ છે. વિશેષમાં સર્વ પ્રકારનાં માનસિક, સર્વ પ્રકારનાં આનંદ અને વ્યાપાર માટે આપણા શરીરની અંદર મનને કાર્ય કરવાના મુખ્ય અવયવરૂપ અને આપણા શરીરના સૌથી ઉંચ્ચ અને ઉત્તમભાગરૂપ, આપણું દિવ્ય મસ્તક પણ તેણે આપેલું છે.

**यदुत्तमाङ्गमङ्गानां शिरस्तदभिधीयते ॥** પ્રાણી માત્રના પ્રાણ અને સર્વ ઇન્દ્રિયો તથા અન્તર્ અવયવો, તે ઉત્તમાંગને આધીન છે. સર્વ પ્રકારનાં સંકલ્પો વિચારો અને અનેકવિધ અનુભવો તથા લાગણીઓ અને વૃત્તિઓ તે દ્વારાજ અનુભવાય છે. એ એક એવું પ્રબળ અને ઉત્તમ સાધન છે કે તેના દ્વારાજ મનુષ્ય પોતાનાં સર્વ ભાવો અને ક્રિયાઓ પ્રકટ કરી શકે છે. તેનાવિના વિશ્વબધું અન્ધ-કારમય ભાસે છે.

આવા ઉત્તમાંગની રચના, ગોઠવણ, તેના પૃથક્ પૃથક્ વિભાગોનું કાર્ય, તેની અંદરના અનેક પ્રકારના માનસઅવયવો, અને તેના સ્થાનો તથા તેની ખીલવણી અને નિગ્રહ આદિથી, મનુષ્યના જીવનપર થતી અનેક પ્રકારની અસરોનું પધ્ધતિસર અવલોકન કરવું, અને તે દ્વારા જનસ્વભાવનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવું, અથવા આપવું એ આ માનવશાસ્ત્ર અથવા મસ્તિષ્કવિદ્યા અને મુખસામુદ્રિકશાસ્ત્રની રચનાનો મૂળ ઉદ્દેશ છે.

ભિન્નભિન્ન પ્રકારની શકિતઓ કે વૃત્તિઓ અમુક અમુક મનુષ્યમાં કેટલા પ્રમાણમાં છે, ન્યુન છે કે અધિક છે, એ સર્વ આ વિદ્યાદ્વારા જાણી શકાય છે. એટલુંજ નહિં પણ જાણ્યા પછી આવશ્યકતા પ્રમાણે તેમાં સુધારણાર્થે પ્રયત્ન પણ કરી શકાય છે અને પ્રયત્નદ્વારા ઓછા સામર્થ્ય વાળી શક્તિઓને કેટલેક અંશે ખીલવી પણ શકાય છે. આટલા માટે આ માનવશાસ્ત્રના યથાવત્ અભ્યાસ અને જ્ઞાનની, પ્રત્યેક સ્રીપુરૂષને દરેક અવસ્થામાં સર્વત્ર જરૂર છે.

જનસમાજની અનેકવિધ સુધારણામાં આ શાસ્ત્રનો અભ્યાસ ઘણોજ અગત્યનો ભાગ ભજવી શકે તેમ છે. એમ મારૂ નિ:સંશય માનવું છે અને એટલાજ માટે આ ગ્રંથની યોજના છે.

"**आकृतिर्गुणान् कथयति**" તેમજ "**आकारैरिंगितैर्गत्या चेष्टया भाषणेन च नेत्रवक्त्रविकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः**" આદિ શ્લોકોદ્વારા જણાવવામાં આવતા સામાન્ય વિચારોથી, આપણા આ આર્યાવર્ત દેશના વિદ્વાનો અનેક વર્ષો થયાં પરિચિત છે. મનુષ્યનું અમુક પ્રકારનું મુખ અથવા સ્વરૂપ, અમુક પ્રકારના હાવભાવ કે ચાળા, અને અમુક પ્રકારનું વર્તન, તેના મનની ચોક્કસ હાલત દર્શાવે છે, એ સંબંધી આપણે કેટલુંક જ્ઞાન તો આપણા પ્રતિદિનના પ્રત્યક્ષ અનુભવદ્વારા મેળવીએ છીએ. પણ તેવા

જ્ઞાનને પધ્ધતિસર ગોઠવી એક શાસ્ત્રના રૂપમાં ગોઠવવાનું મહાન કાર્ય આપણા દેશના પ્રાચીન તેમજ અર્વાચીન કોઇ પણ લેખકોએ કરેલ નથી. આપણા દેશમાં સામુદ્રિકશાસ્ત્રના નામથી કોઇ કોઈવાર પાંચ પચીશ પાનાનાં પુસ્તક કદાચ ક્યાંઇ જોવામાં આવે છે, પણ તે ગ્રન્થોની તપાસ કરતાં તેમાંથી સત્યાંશ બહુજ થોડો પ્રાપ્ત થઇ શકે તેમ છે. વર્તમાન કાળમાં જ્યારે યુરોપ અને અમેરિકા આદિ દેશોમાં આ મસ્તિષ્ક શાસ્ત્ર અને મુખસામુદ્રિકશાસ્ત્રના વિષયપર બહુજ વિસ્તૃત અને ઘણાજ સંશોધન કરેલા સિધ્ધાન્તોને સમજાવનાર સંખ્યાબંધ ગ્રન્થો, એક પછી એક બહાર પડતા જાય છે, ત્યારે આપણા દેશમાં તેવા વિષયો, કે જેનું જ્ઞાન માનવજાતિની સુધારણા અને જનસ્વભાવની પરીક્ષા કરવામાં અનેક રીતે ઉપયોગી થઇ શકે તેમ છે તેવા ગ્રન્થો કે વિષયોની ચર્ચાનું નામનિશાન પણ ન હોય, એ કંઈ ઓછું શરમાવા જેવું નથી. આપણે કોઇ માણસને શોક કે દિલગીરીની અવસ્થામાં જોઇ તરતજ કહીએ છીએ કે "કેમ ભાઇ આજ મોઢું કેમ પડી ગયું છે.?" હર્ષ અને આનંદયુક્ત પ્રફુલ્લિત ચહેરો જોઇ તરત એમ પુછીએ છીએ કે "કેમ ભાઇ આજ શી ખુશાલીમાં છો?" કંઈ ઉંડા વિચારમાં બેઠેલ હોય તો તરતજ કહીએ છીએ કે "ભાઇ શું વિચારમાં ગરકાવ છો?" આવી રીતે બધા ભાવો અને સ્થિતિઓ મનુષ્યના અન્તર્ગત મનની તે તે વખતની યથાર્થ સ્થિતિ દર્શાવી આપે છે. અને જો કોઇ બરાબર બારીકીથી તપાસ કે અવલોકન કરનાર હોય તો તરતજ મનુષ્ય સ્વભાવની પરીક્ષા કરી તેની અંદરની હાલત જાણી લે છે. મુખસામુદ્રિકશાસ્ત્રના જ્ઞાન દ્વારા આવું બધું જ્ઞાન બહુજ સુગમ થઇ જાય છે. પણ મસ્તકવિદ્યા તેથી પણ વિશેષતા ધરાવે છે. જેવી રીતે મુખમુદ્રાપરના ભિન્ન ભિન્ન ફેરફારો જોઇ મનુષ્યનાં મનની પરિક્ષા કરવામાં આવે છે, તેજ પ્રમાણે માણસના મસ્તકની ખોપરીનો આકાર જોઇ, તેની વૃધ્ધિ આદિ સ્થિતિ તપાસી, મનુષ્યની પ્રત્યેક શકિત કે વૃત્તિ અને યોગ્યતાનું યથાર્થજ્ઞાન મેળવી શકાતું હશે, એવી કલ્પના પણ ભાગ્યેજ કોઇને આવી શકે! પણ આ મસ્તકવિદ્યા એ વિષયને તદ્દન નિર્વિવાદ રીતે હાલ સિધ્ધ કરવા સમર્થ છે.

## મસ્તિષ્કવિદ્યાનો ઇતિહાસ અને આદ્ય પ્રવર્તકો.

ડૉ. ગૉલ, સ્પર્ઝીંયમ, જ્યોર્જ કોમ્બ અને ઓ. એસ. ફાઉલર.

આ વિષયના સૌથી પ્રથમ અભ્યાસની શરૂઆત ડાકટર ફ્રાન્સીસ જોસફ ગાલે કરી હતી. તે જર્મનીના એક પરગણાના ટીફેનબ્રન નામના ગામમાં તા. ૯ માર્ચ ૧૭૫૭ માં જન્મ્યો હતો. તેનો બાપ તે ગામનો મહાન વેપારી અને નગરશેઠ હતો. ડા. ગૉલે વૈદ્યકશાસ્ત્રનો સારીરીતે અભ્યાસ કર્યો હતો. યુનીવરસીટીનો અભ્યાસ પુરો કર્યા પછી ગૉલ વિયેના ગયો. વિયેનામાં એક એસીલમમાં (મેડ હાઉસમાં,) તે ડોકટર તરીકે કામકાજ કરતો હતો. પોતાના વખતનો એક અત્યન્ત સુપ્રસિદ્ધ અને અગ્રગણ્ય તથા રાજદરબારમાં અને અનેક સંસ્થાઓમાં માનવંત પુરૂષ તરીકે તે ગણાતો હતો. પ્રત્યક્ષ અનુભવ અને અવલોકનદ્વારા, આ મસ્તકવિદ્યાના સત્ય સ્વરૂપને ધીમે ધીમે સમજવામાં તે વિજયી થયો. પોતાના

ભાઇ બહેન અને સહાધ્યાયીઓના ચહેરા અને લક્ષણો તથા ગુણોનો અભ્યાસ કરી તેણે ધીરે ધીરે આ વિદ્યાના સિધ્ધાન્તોની શોધ કરવા માંડી અને આખરે તેમાં તે વિજયી થયો. સારા અને ખરાબ, ભલા અને ભુંડા, દયાળુ અને નિર્દય ટંટાખોર અને શાન્ત, અભિમાની અને નિરભિમાની આદિ વિવિધ સ્વભાવના અને વર્તનના માણસોની, તેઓનું માથું જોઈ પરીક્ષા કરવાની તેણે ટેવ પાડી અને આખરે ખાસ ખાસ ગુણોવાળા વ્યકિતના મગજના અમુક ચોકસ પ્રદેશો ખીલેલા હોય છે એમ સ્પષ્ટ તેના અનુભવવામાં આવ્યું. વળી મનુષ્યનાં મગજ તથા ખોપરીને તેમજ મનુષ્યના આચાર વિચાર અને વર્તનને ખાસ સંબંધ છે, એમ તેણે નિશ્ચય કર્યો. મગજ તથા ખોપરીની સારૂપ્યતાનો નિર્ણય પણ, જાતે મગજને તેણે અનેકવાર ચીરી તપાસીને કરી જોયો. લગભગ ૩૦ વર્ષ સુધી આવી રીતે અવલોકન કર્યું, અને ત્યાર પછી ૧૭૯૬ માં એ વિષયપર વિદ્વાનવર્ગમાં ભાષણો આપવાનું શરુ કર્યું ૧૮૦૫ માં ડૉ. ગૉલને જર્મન ડા. સ્પરઝીયમનો મેળાપ થયો. અને તેઓ બન્નેએ સાથે મળી યુરોપના અનેક સ્થળોમાં આ મસ્તકવિદ્યાપર ભાષણો આપવાનું શરૂ કર્યું.

હોલાંડ, પ્રશીયા, સ્વીટઝરલેન્ડ, જર્મની, આદિ સ્થળોમાં ફરી તેઓ ૧૮૦૭ માં પારીસમાં આવ્યા. ૧૮૦૯ માં સ્પરઝીયમ અને ડૉ. ગૉલે “The Anatomy and physiology of the Brain” with observation on the possibility of ascertaining several intellectual and moral dispositions of man and animals by the configuration of their heads ’ નામનો મહાન ગ્રન્થ, જેની કિંમત લગભગ ૧૦૦૦ ફ્રાન્ક છે, તે સચિત્ર પ્રસિધ્ધ કર્યો. ડૉ. ગૉલે તા. ૨૨ મી આગષ્ટ ૧૮૨૮ ને રોજ દેહ છોડયો. પોતાની જીવિત અવસ્થામાં પારીસનાં અનેક ગાંડા મનુષ્યોના અને જનાવરોના મસ્તકો તેણે તપાસ્યાં હતાં. તેના મરણ પહેલાં ૧૮૧૪ માં તેનો શિષ્ય સ્પરઝીયમ ઇંગ્લંડમાં ગયો હતો, જ્યાં તેણે અનેક ભાષણો આ મસ્તકવિદ્યા પર આપ્યાહતાં. ત્યાર પછી તેને અમેરિકામાં પણ બોલાવવામાં આવ્યો હતો. ડૉ. સ્પરઝીયમે મનુષ્યના મગજ પર અનેક ભાષણો આપ્યાં હતાં. તેણે “Physiognomy, Insanity Anatomy of the Brain, Natural laws of Man, Education founded on the nature of Man.” આદિ પુસ્તકો લખેલા છે. તે ૧૮૩૨ ના નવેમ્બરની ૧૦ મીએ મરણ પામ્યો. ત્યાર પછી સ્કોટલાન્ડનો જયોર્જ કોમ્બ નામનો પ્રસિધ્ધ ધારાશાસ્ત્રી જે સ્પરઝીયમનો શિષ્ય હતો, તેણે આ મસ્તકવિદ્યા પર લખવાનું શરૂ કર્યું. તેણે (Constitution of Man) નામનું અતિ સુંદર પુસ્તક લખેલું છે, જેની લાખો કોપીઓ ટુંક વખતમાં ખપી ગઈ હતી. તેના ભાઇ એન્ડ્રુકોમ્બે પણ મસ્તકવિદ્યાના સબંધમાં અનેક પુસ્તકો લખ્યાં છે. મી કોમ્બને પણ અમેરિકામાં વ્યાખ્યાનો માટે આમંત્રણ થવાથી જવું પડયું. ત્યાં ગયા પછી યુનાઇટેડ સ્ટેટસમાં તેણે ઘણા વ્યાખ્યાનો આપ્યાં. જે સાંભળવાને તે વખતના મહાન બુધ્ધિશાળી અને વિદ્વાન લોકોની ઠઠ મળતી હતી. સ્પરઝીયમના મરણ પછી કોમ્બ અને સ્પરઝીયમના ગ્રંથો, અમેરિકામાં પ્રસિધ્ધ કરવામાં આવ્યા અને ત્યારથી મસ્તકવિદ્યાનો પ્રચાર અમેરિકામાં પણ વધવા

લાગ્યો. ફાઉલર બ્રધર્સ, જેઓ આ વખતે ત્યાંની આમહર્સ્ટ કોલેજમાં ભણતા હતા, તેઓએ આ વિદ્યાના મહત્વથી આકર્ષાઇ તેના પ્રચારને પ્રગતિ આપવાનું શરૂ કર્યું. ઓ. એસ. ફાઉલરે આ મસ્તકવિદ્યા પર "Human science." અને "Sexual science" નામના બે મોટા ગ્રન્થ લખેલા છે. અને એલ એન. ફાઉલર હાલ લંડનમાં ફ્રેનોલોજીસ્ટ તરીકે અત્યન્ત પ્રસિદ્ધ છે. તેઓ બન્ને ભાઇઓ મસ્તક પરીક્ષાનુજ કાર્ય હાલ લગભગ પચાશેક વર્ષ થયાં કરે છે તેઓ બન્નેએ આ વિદ્યાને બહુજ પ્રગતિ આપેલ છે.

ઇંગ્લંડ અને અમેરીકામાં આ વિદ્યાનો ઘણોજ સારો પ્રચાર દિન પ્રતિદિન થતો ચાલ્યો છે. ફાઉલરવેલ્સ, નેલસન સીઝર, આદિ કમ્પનીઓએ આ વિષયપર અતિવિસ્તૃત સાહિત્ય બહાર પાડેલ છે, ત્યારે આપણે ત્યાં તેમાંનું કંઈ પણ હોય એમ મારા જોવામાં આવ્યું નથી.

**આ માનવશાસ્ત્રની શરૂઆત**—૧૯૧૩ ના નવેમ્બર માસમાં મારા મિત્ર મી૦ ચતુર્ભુજ ભારદ્વાજ જેણે કેટલા વર્ષ પહેલાં મસ્તકપરીક્ષક તરીકેનું કામ શરૂ કર્યું હતું અને કેટલાએક સંભાવિત પ્રશંસકો તરફથી તે વિદ્યાના જ્ઞાનની કદર તરીકે જેમણે સોનાનો ચાંદ પણ મેળવેલો હતો, તે ઘાટકુપરમાં આવ્યા. આ વખતે હું આ મસ્તકવિદ્યાને એક વહેમ અને અટકળથી સાચુ ખોટું સમજાવનાર કપોલકલ્પિત ઠગવિદ્યા તરીકે માનતો હતો. જો કે મને એ વિદ્યાના સામાન્ય સિધ્ધાન્તોની પણ તે વખતે ખબર નહોતી. છતાં મનુષ્યોનો અમુક અમુક વિષયમાં ખાસ મત બંધાઇ જાય છે તે પ્રમાણે, પ્રથમતો તેવીજ દૃષ્ટિથી મેં વિચાર કર્યો. પણ આગળ તપાસ કરતાં અને તે સંબંધમાં તેમની સાથે વાતચિત કરતાં મને પણ આ વિદ્યાના સત્ય અને કુદરતી સિદ્ધાન્તો તરફ સ્વાભાવિક આકર્ષણ થયું અન ત્યારથી મેં એ વિષયના એક ખાસ અભ્યાસ તરીકે શરૂઆત કરી લગભગ બે વર્ષ સુધી ઉપર જણાવેલ બધા વિદ્વાનોના ગ્રન્થો, મેં અભ્યાસ તરીકે વાંચી જોયા અને અત્યાર સુધીમાં લગભગ ૫૦૦ એક જીવિત મસ્તકોની પરીક્ષા કરી ચુકયો છું. અને તેને પરિણામે મને દરેક પ્રસંગે આ મસ્તકવિદ્યાના સત્ય સર્વવ્યાપી અને મહાન સિધ્ધાન્તોની સત્યતા અને ઉપયોગીતા સ્પષ્ટ થતી આવી છે અને એ વિદ્યાના અન્ય વિદ્વાનોની માફક મારૂં પણ એમ માનવું થયું છે "કે આ વિદ્યાદ્વારા મનુષ્યસમાજની યથાર્થ કેલવણી, બાળશિક્ષણ, ગાંડા અર્ધઘેલાં અને ચસ્કેલ મગજના મનુષ્યોના રોગોનું નિદાન અને ચકિત્સા તથા સ્ત્રીપુરૂષના લગ્ન સંબધો તથા ધંધારોજગારની પસંદગી આદિ, જીવનના અનેક પવિત્ર વ્યવહારોમાં અનેક પ્રકારની સુધારણા થવાના સર્વ સંભવો છે." આ મસ્તકવિદ્યાદ્વારા મનુષ્ય પોતે પોતાની ખામી ખોડ સારી રીતે સમજી સુધારી શકે છે અને અન્તર્ આત્મગતિને સુધારવા અનેક રીતે તત્પર થાય છે. એટલુંજ નહીં પણ પોતાના જાતભાઇઓને તેમજ જ્ઞાતિ દેશ અને મનુષ્યસમાજને પણ સુધારવાના અનેક ઉપાયો યોજવા સમર્થ થાય છે.

આ **માનવશાસ્ત્રના પ્રથમ** અને **દ્વિતીય એમ બે** વિભાગો પાડવામાં આવ્યા છે. **પ્રથમ** વિભાગમાં સાત પ્રકરણ **છે.** તેમાં આ વિદ્યાના સામાન્ય સિધ્ધાન્તો, મસ્તકની

રચના, અવયવ વિભાગ અને તેનું કાર્ય, ભિન્ન ભિન્ન પ્રાણીઓનાં મગજની સરખામણી, અને ખોપરી તથા મગજની સારૂપ્યતા, તથા માનસશક્તિઓના સમૂહવાર વિભાગ ઈત્યાદિ વિષયોનું સામાન્ય રીતે વર્ણન લગભગ ૭૮ પૃષ્ટ સુધીમાં આપવામાં આવેલ છે, જેમાં મસ્તકવિદ્યાના સામાન્ય સિધ્ધાન્તોનો સમાવેશ થઇ જાય છે.

જ્યારે દ્વિતીય વિભાગમાં પ્રત્યેક માનસશક્તિની ક્રમવાર વ્યાખ્યા, સ્થાન, શોધ અને ઉપયોગ આદિનું વિસ્તારપૂર્વક વિવેચન આપવામાં આવેલ છે. પ્રત્યેક શક્તિનું વિવેચન કરતાં તેનું ત્રિવિધ કાર્ય અર્થાત્ પ્રપૂર્ણ, સાધારણ અને ન્યુન અવસ્થામાં તે તે શક્તિથી થતાં કાર્યો તેમજ અન્યાન્યશક્તિનાં સંયોગથી થતાં મિશ્રકાર્યોની પણ યથાસંભવ આલોચના કરવામાં આવેલ છે. આ બીજા વિભાગની અંદર કુલ ૪૪ પ્રકરણો છે. જેમાં પૃષ્ટ ૭૯થી ૪૪૮ સુધીના આખરી સમાપ્તિ સુધીના પૃષ્ઠો, પૃથક પૃથક માનસશકિતનુ વિવેચન કરવામાં રોકાયેલા છે જ્યારે મુખસામુદ્રિક શાસ્ત્રનો વિષય કાગળોની તંગીને લીધે ટુંકમાંજ ચિત્રરૂપે આપવાનુ બની શકયું છે. મસ્તકવિદ્યા સંબંધી આપણી ગુજરાતી ભાષામાં એક પણ સ્વતંત્ર ગ્રન્થ આજ સુધી લખાયેલ હોય એમ મારા જાણવામાં નથી. સ્વર્ગવાસી સુપ્રસિધ્ધ લેખક નારાયણ હેમચંદ્રે ઘણા વર્ષ પહેલાં એક નાના સરખા ૫૦–૬૦ પૃષ્ઠના પુસ્તકમાં આ વિદ્યા સંબંધી વિષય બહુજ ટુંકમાં પ્રસિધ્ધ કર્યો હતો. પણ આવા મહાન વિષયપર એકાદ એવા સવિસ્તર ગ્રન્થની આવશ્યકતા હતી. આ માનવશાસ્ત્રથી તે કેટલે અંશે ફળીભૂત થઇ છે તેનો નિર્ણય કરવાનું કાર્ય વિદ્વદ્વર્ગને હું સોંપું છું. મારાથી જ્યાં સુધી બની શકયું છે, ત્યાં સુધી મેં આ ગ્રન્થના દરેક વિષયને સચિત્ર આપવાની ગોઠવણ કરી છે અને તેમ કરવા માટે, જે જે ગૃહસ્થોએ તથા મિત્રવર્ગે બ્લોકો બનાવવા માટે પોતાના ફોટો લેવા આપી આ ગ્રન્થમાં મુકવા માટે પોતાની ઉદારતા દર્શાવી છે તેઓ સર્વનો આ સ્થળે આભાર માનું છું.

આ ગ્રન્થ માટે કમ્પોઝ છપાઇ તથા બાઇન્ડીંગ આદિ કાર્યોની અનુકૂળતા કરી આપી, તેને વર્તમાન સ્થિતિમાં, આજે વાંચક વર્ગના હાથમાં મુકવા યોગ્ય બનાવવા માટે સુબોધિની પ્રેસવાળા મારા બાળસ્નેહી વૈદ્યરાજ ભગવાનલાલ ત્રિભુવને સુહૃદ ભાવથી મને જે સહાય આપેલ છે, તેનો આ સ્થળે ખાસ ઉપકાર માનુ છું.

આ ગ્રન્થને માટે જોઈતા ફોટોગ્રાફો ખાસ ઓછા ભાવથી લઈ આપવા માટે મેસર્સ ગુરૂદાસ કંપનીના મેનેજર મી૦ જનાર્ધનનો પણ આ સ્થળે ઉપકાર માનું છું.

આ ઉપરાંત, મી૦ સી. બી. ભારદ્વાજ પ્રોફેસર ઓફ ફ્રેનોલોજી, મારા પરમસ્નેહી મી૦ પ્રાણલાલ દેવકરણ દેશાઈ, તથા શ્રીયુત ઠ૦ કરશીભાઇ શામજી, તેમજ મારા લઘુ ભ્રાતા હરિલાલ વિ. ગોવિંદજીએ પ્રસંગાનુસાર યોગ્ય સૂચનાઓ આપી તથા આ ગ્રન્થની પ્રસિધ્ધિ માટે જોઇતી અનુકુળતા કરી આપી, આ ગ્રન્થને બહાર લાવવામાં જે અનેક પ્રકારની મદદ આપી છે, તે માટે તેઓ સર્વનો આ સ્થળે આભાર માનું છું.

આ ગ્રન્થ માટે જોઇતા કવર ડીઝાઇન, લાઇન બ્લોક, તથા હાફ્‌ટોનના બ્લોકો માટે ચિત્રો આદિ આવશ્યકતાનુસાર પુરા પાડવા માટે, સુપ્રસિધ્ધ ચિત્રકાર મી૦ એ. એચ. મુલર, સુપ્રસિદ્ધ આર્ટીસ્ટ મી૦ એ. એમ. માલી, તથા મી૦ બોકારોએ તથા હિંદુસ્થાન પત્રના અધિપતિએ જે અગત્યની સુગમતા સુહૃદ ભાવે કરી આપી છે તે માટે તેઓ સર્વનો પણ આ સ્થળે આભાર માનું છું.

માણુસ માત્ર ભુલને પાત્ર છે અને આવા મહાન વિષયમાં અનેક કારણોથી ભૂલો થાય તો એ સંભવિત છે, પણ સુજ્ઞ વાચકવર્ગ "यत्सारभूतं तदुपासनीयं" એમ સમજી દોષોનો ત્યાગ કરી ગુણ ગ્રહણ કરશે એવી મારી નમ્ર પ્રાર્થના છે.

છેવટમાં આ માનવશાસ્ત્રનો ગ્રંથ જનસમુહની શારીરિક આત્મિક તથા સામાજીક ગતિ, સ્થિતિ, અને કૃતિ વિગેરેને સુધારવામાં તથા મનુષ્યના મૂળ સ્વરૂપ કે શકિતને સ્પષ્ટ કરવામાં યત્કિંચિત પ્રમાણમાં પણ સહાયભૂત થશે તો હું મારો પ્રયત્ન સફળ થયો સમજીશ.

નં. ૩૧૪ ફ્રેનોલૉજીકલ હોલ—મુંબઇ.
તા૦ ૧૬ મી માર્ચ ૧૯૧૬,

ગિરધરલાલ ગોવિંદજી મહેતા.



# વિષયાનુક્રમણિકા.

## વિભાગ પહેલો.



**વિભાગ પહેલો સમાપ્ત.**

**સમાપ્ત.**

## માનવશાસ્ત્રની અંદર આવતા ચિત્રોનું લીસ્ટ.

ગૉલ, સ્પરઝીયમ, કોમ્બ, ઓ. એસ. ફાઉલર.

## મસ્તકશાસ્ત્રના આદ્ય પ્રવર્તકો અને શોધકો.



ડૉ૦ ગોલ.



ડૉ૦ સ્પરઝીયમ.



નં. ૨ માનસ અવયવોના વિભાગ.



જ્યોર્જ કોમ્બ.



ઓ. એસ. ફાઉલર.

# માનવશાસ્ત્ર

અથવા

## મસ્તિષ્કવિદ્યા અને મુખસામુદ્રિકશાસ્ત્ર.

# વિભાગ પહેલો

ओ३म्

यज्जाग्रतो दूरमुदैति दैवं
तदु सुप्तस्य तथैवैति
दूरं गमं ज्योतिषां ज्योतिरेकं
तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥

येन कर्माण्यपसो मनीषिणो
यज्ञे कृण्वन्ति विदथेषु धीराः
यदपूर्वं यक्षमन्तः प्रजानां
तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥

यत्प्रज्ञानमुत चेतो धृतिश्च
यज्जोतिरन्तरमृतम्प्रजासु
यस्मान्न ऋते किञ्चन कर्म क्रियते
तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥

येनेदं भूतं भुवनं भविष्यत्
परिगृहीतममृतेन सर्वं
येन यज्ञस्तायते सप्तहोता
तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥

यस्मिन्नृचः साम यजू ँ षि यस्मिन्
प्रतिष्ठिता रथनाभाविवाराः
यस्मिँश्चित्त ँ सर्वमोतं प्रजानां
तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥

सुषारथिरश्वानिव यन्मनुष्यान्
नेनीयतेऽभीशुभिर्वाजिन इव
हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं
तन्मे मनः शिवसङ्कल्पमस्तु ॥

# માનવ-શાસ્ત્ર

## અથવા

## મસ્તિષ્કવિદ્યા અને મુખસામુદ્રિક શાસ્ત્ર.

## પ્રકરણ ૧ લું.

सिद्धार्थं सिद्धसम्बन्धं श्रोतुं श्रोता प्रवर्त्तते ।
शास्त्रादौ तेन वक्तव्यः संबन्धः सप्रयोजनः ॥

શ્રોતા અથવા વાચકવર્ગની રૂચિ, ઉત્કંઠા અથવા જીજ્ઞાસા હમેશાં સિદ્ધ થયેલા વિષયને તથા તેના સંબન્ધને પ્રયોજનસહિત પ્રત્યેક શાસ્ત્રની શરૂઆતમાંજ જાણવા તત્પર હોય છે. આટલામાટે શરૂઆતમાંજ પ્રત્યેક શાસ્ત્રનો વિષય, તેનો વક્તા અને વાચકોસાથનો પરસ્પર સમ્બન્ધ, વિષયનું કે ગ્રન્થનું પ્રયોજન, અને તે તે વિષયને સમજવા અથવા જાણવાના અધિકારી આદિનું નિરૂપણ ટુંકમાં કરવું જોઇએ.

**વિષય.**—મનુષ્યની અંદર રહેલી સમગ્ર શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ અને વૃત્તિઓ તેમજ તેના શુભાશુભ કાર્ય કે પ્રવૃત્તિઓની યથાવત્ વિવેચના કરવી એ આ ગ્રંથનો મુખ્ય વિષય છે. શરીર—ઇન્દ્રિય અને આત્મા એ બે મુખ્ય પદાર્થોના સંયોગથી મનુષ્ય બનેલ છે. તે બન્ને સાથે સંબંધ ધરાવનાર માનસિક વૃત્તિઓની યથાવત્ આલોચના કરી, તેમના પ્રત્યેક અવયવનું તથા તેના યથાયોગ્ય કાર્યનું નિરૂપણ કરી, મનુષ્યની અંદર મુખ્યતયા કાર્ય કરતું જે મનુષ્યનું અન્તરગત મન છે, તેનું તથા તેની શકિતઓનું વિવેચન કરી મનોવિજ્ઞાન અથવા માનવશાસ્ત્રનું જ્ઞાન આપવું, એ આ ગ્રન્થનો વિષય છે.

**પ્રયોજન.**—ઉપરોક્ત માનવશાસ્ત્રનું જ્ઞાન જનસમૂહમાં ફેલાવી, મનુષ્યની સમ્પૂર્ણ શકિતઓને યોગ્ય માર્ગ દર્શાવી, મનુષ્ય જીવનનો યથાર્થ આનંદ અને સુખ પ્રાપ્ત કરાવી, આ લોક અને પરલોકના યથાર્થ જ્ઞાનની પ્રાપ્તિદ્વારા અને જીવનની સુધારણાદ્વારા સમગ્ર વિશ્વના પદાર્થોનો યથાવત્ ઉપયોગ કરતાં શીખવી, પરબ્રહ્મ પરમાત્મા તેમજ પરમ સુખ અને આનંદ, જે જીવનનો અન્તિમ ઉદ્દેશ છે, તેને યોગ્ય રીતે પ્રાપ્ત કરાવવામાં સહાયભૂત થવું, એ આ ગ્રન્થનું મુખ્ય પ્રયોજન છે.

મનુષ્ય એ પરમપુરૂષ પરમાત્માની સર્વોત્તમ કૃતિ છે. તેની સમ્પૂર્ણ રચનાના સમગ્ર પ્રદેશો અને શક્તિઓના કાર્યનું મનુષ્યસમાજને જ્ઞાન આપી, મનુષ્ય તરી-

કેનું તેઓનું મહાન કર્ત્તવ્ય અને વિશ્વના સમગ્ર પદાર્થોની અંદરનું તેઓનુ શ્રેષ્ઠ તમસ્થાન દર્શાવી મનુષ્યને પરમાત્માના પરમ સખારૂપ બનાવવાના મહાન પ્રયત્નમાં યથાશકિત સહાયભૂત થવું, એ પણ આ ગ્રન્થનું એક પ્રયોજન છે.

**અધિકારી.**—વિશ્વની અંદરનાં પ્રત્યેક સ્ત્રી, પુરૂષ, બાળક, યુવાન, ગરીબ, તવંગર, રાજા તેમજ પ્રજા, અને જેઓને દુનિયાના પ્રત્યેક વિષયો સમજવાને માટે પરમાત્માએ પરમ કરૂણાથી મન અને ઇન્દ્રિયાદિ સાધનો આપેલાં છે તેવી દરેક વ્યક્તિ, આ ગ્રન્થના વિષયને વાંચવાના, સાંભળવાના કે પ્રત્યક્ષ અનુભવમાં લેવાના, કુદરતી રીતેજ અધિકારી છે. માત્ર તે અધિકારનો યથાવત્ ઉપયોગ કરતાં શિખવાનીજ જરૂર છે, અને તે શિખવવું એ આ ગ્રન્થનો વિષય છે.

**સંબંધ.**—આ ગ્રન્થ અને તેની અંદરના વિષયનો પ્રતિપાદક અને પ્રતિપાદ્ય સમ્બન્ધ છે.

અધિકારી અથવા વાચક અને ગ્રન્થનો જ્ઞાતા અને જ્ઞેય સંબન્ધ છે. તેજ પ્રમાણે પ્રયોજન અને અધિકારીનો પ્રાપ્ય અને પ્રાપક સંબંધ છે.

**માનવશાસ્ત્ર.**—એ શબ્દથી અત્રે મન, કે મનુષ્ય અને તેની સ્વાભાવિક શકિતઓ તથા ગુણ કર્મ અને સ્વભાવ તથા તેની યોગ્યાયોગ્ય પ્રવૃત્તિનો કે કર્તવ્યા-કર્તવ્યનો નિર્ણય કે પરીક્ષા કરવાનું શાસ્ત્ર, એમ સમજવાનું છે. જ્યારે આવા મહાન વિષયની વિવેચના અને સ્પષ્ટીકરણ મસ્તિષ્કશાસ્ત્રદ્વારા જેટલું સ્પષ્ટ અને યથાર્થ રીતે થઇ શકવાનો સંભવ છે તેટલું બીજા કોઇપણ શાસ્ત્રદ્વારા થઇ શકવાનો સંભવ નથી, તેથી મસ્તિષ્કશાસ્ત્રના સમ્પૂર્ણ સિધ્ધાન્તોની વિવેચના અને સ્થાપનાદ્વારા માનવશાસ્ત્રના સત્ય સિધ્ધાન્તોનું આ ગ્રન્થમાં પ્રતિપાદન કરવામાં આવશે.

અત્રે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, મસ્તિષ્કશાસ્ત્ર એટલે શું ? એ શાસ્ત્ર શું શિખવે છે ? તેના મુખ્ય મુખ્ય શા શા સિદ્ધાન્તો છે ? એ વિષયની સત્યતા માટે કંઇ પ્રમાણ, પુરાવો, કે સાબીતિ છે ખરી ? ઉપરોક્ત સર્વ પ્રશ્નો કોઇપણ નવા વિષયની શરૂઆત કરનાર પ્રત્યેક વિચારવંત વ્યકિતના મનમાં થવાજ જોઇએ અને થાય એ તદ્દન સ્વાભાવિક છે. અમે તેના પ્રત્યુત્તર પણ ક્રમવાર આ ગ્રન્થમાં યથા-શક્તિ આપવા માટે પ્રયાસ કરીશું.

પ્રશ્ન—મસ્તિષ્કશાસ્ત્ર એટલે શું ?

ઉત્તર—૧ મનુષ્યનું મસ્તિષ્ક તપાસી તેની અંદર રહેલી સમગ્ર શક્તિઓ અને વૃત્તિઓની યથાર્થ સ્થિતિ, તેમજ હાવભાવ અને વર્તનમાં મનુષ્યનું અન્તરગત મન કેવા પ્રકારનું છે, તે મસ્તિષ્કના બાહ્ય વિભાગોને સર્વાંશે તપાસી, સ્પષ્ટ રીતે જાણ-વાની વિદ્યાને મસ્તિષ્કશાસ્ત્ર કહેવામાં આવે છે. જ્યારે મુખ અથવા ચેહરાપરનાં લક્ષણ અને ચિન્હો તપાસી મનુષ્યનાં સ્વભાવ કે લક્ષણની પરીક્ષા કરવાના શાસ્ત્રને મુખ-સામુદ્રિકશાસ્ત્ર કહેવામાં આવે છે.

૨ આ મસ્તિષ્કવિદ્યાદ્વારા મનુષ્યની જુદી જુદી શક્તિઓ કેટલા પ્રમાણમાં ખીલેલી છે, તે જાણી શકાય છે.

૩ કઇ કઈ શક્તિઓ ન્યૂનતા કે ખામીવાળી છે, તેનું નિરાકરણ થઈ શકે છે.

૪ ખામીવાળી શક્તિઓને ખિલવવાના ઉપાયો દર્શાવી અમુક રીતે વર્તવાથી કેટલેક અંશે તે તે શક્તિમાં સુધારણા કરી શકાય છે.

૫ અત્યન્ત પ્રાબલ્ય ધરાવતી કે ઊગ્ર વેગવાળી વૃત્તિઓને યથાવત જણાવી નિગ્રહમાં રાખવાનું શીખવે છે.

૬ સ્ત્રી, પુરૂષ, બાળક તેમજ યુવાનની પ્રત્યેક દશાના, પ્રત્યેક વૃત્તિના, અને પ્રત્યેક શકિતના, ગુણ, કર્મ અને સ્વભાવ કે ધર્મો વિગેરેને યથાવત્ જણાવવામાં આ વિદ્યા અનેક રીતે સહાયભૂત થાય છે.

૭ મનુષ્યની સર્વ શક્તિઓ કે વૃત્તિઓના સ્થાન મનુષ્યના મસ્તિષ્કના અમુક અમુક ચોકસ પ્રદેશોમાં સ્થિત છે તેને તપાસી યથાવત્ અનુભવવા અને તદનુકુળ મનુષ્યમાત્રની સુધારણા કે વર્તન બનાવવામાં સહાયભૂત થવું, એ આ વિદ્યાનો મહાન્ ઉપયોગ છે.

૮ મનુષ્યના મનનું સ્વાભાવિક વલણ કઇ તરફ છે, તે આ વિદ્યાદ્વારા ઘણે અંશે જાણી તેનો જોઇતો લાભ લઇ શકાય છે.

૯ કોઇ મનુષ્યમાં દયા તો કોઇમાં ન્યાય, કોઇમાં બુદ્ધિશક્તિઓનું પ્રાબલ્ય, તો કોઈમાં ચિત્રકળાનું પ્રાવીણ્ય અને કોઇમાં યાદશક્તિ કે વિચારશક્તિની ખામી અથવા તર્ક કે તુલના શક્તિનું પ્રાબલ્ય હોય છે. કેટલાક મનુષ્યો સ્વભાવથીજ શાન્ત, દાન્ત, ધીર, ગંભીર અને નીતિ તથા ધર્મયુક્ત વર્તનવાળાં હોય છે, જ્યારે કેટલાક તદન સ્વાર્થી, લોભી, છળકપટયુકત અને નીતિધર્મ કે આત્મનિષ્ઠાના ભાવથી રહિત હોય છે. આવા અનેકાનેક ભિન્નભિન્ન આચારવિચાર અને વર્તનવાળાં મનુષ્યોનાં મનની યથાવત્ પરિક્ષા કરી તેઓને યોગ્ય કાર્ય સોંપવું અથવા તેઓ પાસેથી અમુક કાર્ય યથાયોગ્ય રીતે તેની શક્તિ તપાસી કરાવવું, એ આ વિદ્યાનો મહત્ત્વપૂર્ણ ઉપયોગ છે

મસ્તિષ્કશાસ્ત્રના નીચે જણાવેલા ખાસ મુખ્ય સિદ્ધાન્તો છે, તેપર ધ્યાન આપવાની સૌથી પ્રથમ જરૂર છે.

૧. મનુષ્યનું મન ભિન્ન ભિન્ન પ્રકારની અનેક સ્વાભાવિક શક્તિઓથી યુક્ત છે. તેમાંની દરેક શક્તિ પોતાનું કાર્ય કરતી વખતે અમુકજ પ્રકારની ચોકસ અસર ગ્રહણ કરે છે. જેમકે, આંખ જોવાનું, કાન સાંભળવાનું, જીવ્હા ચાખવાનું, નાક સુંઘવાનું, અને ત્વચા સ્પર્શ ગ્રહણ કરવાનું તેમજ કાર્યશક્તિ કાર્ય બર લાવવાનું કે પૂરૂં કરવાનું, સંગીતશક્તિ ગાવાનું અને ગણીતશક્તિ ગણવાનુંજ કાર્ય કરે છે. ઉપર પ્રમાણે પ્રત્યેક શક્તિ પોતપોતાનું નિયત કાર્ય કરે છે. એક શક્તિનું કાર્ય બીજી શક્તિ કરવા માટે કદાપિ તત્પર થતી નથી. ઐતિહાસિક વિષયની માહિતી મેળવવા કે આપવા માટે ઇતિહાસશક્તિજ કાર્ય કરે છે. મનુષ્યનું અન્તરગત મન અનેક મુખ્ય શક્તિઓના ભંડારરૂપ છે, અને તે શક્તિઓ, મનુષ્ય જેટલાં પ્રકારનાં ભિન્ન

ભિન્ન કાર્યો કરે છે, તેટલી શક્તિઓ અને વૃત્તિઓમાં વહેંચાયેલી છે.

૨. આવી પ્રત્યેક માનસિક શક્તિ કે વૃત્તિને પ્રકટ કરવા સારૂ તેમજ અનુકુળ કાર્ય ગ્રહણ કરવા સારૂ, અલગ અલગ માનસ અવયવોની મનુષ્યના મસ્તિષ્કમાં રચના કરવામાં આવી છે, જેને મસ્તિષ્કશાસ્ત્રની ભાષામાં માનસિક અવયવો ( Phreno Centres) કહેવામાં આવે છે. જેટલા પ્રકારની મનની મૂળ શક્તિઓ કે વૃત્તિઓ છે તેટલાંજ તે શક્તિઓને પ્રગટ કરનાર કે તે તે વિષયને ગ્રહણ કરનાર મસ્તિષ્કની અન્દર માનસઅવયવના વિભાગ છે.

૩. મનની જે જે શક્તિ કે વૃત્તિ, મનુષ્યજીવનમાં જેટલે અંશે કાર્ય કરી રહેલી હોય છે, તે તે શક્તિને પ્રકટ કરનાર મસ્તકના તે તે અવયવવાળા સ્થાનો પણ તેટલાંજ ન્યૂનાધિક પ્રમાણમાં ખીલેલાં કે વૃદ્ધિહ્રાસવાળાં માલુમ પડે છે. દૃષ્ટાન્ત તરીકે, જે વ્યક્તિ દયા કે પરોપકાર વૃત્તિ માટે ખાસ પ્રસિદ્ધ હોય છે, તેનું પરોપકારવૃત્તિનું અવયવ તેટલાજ પ્રમાણમાં ખીલેલું હોવુંજ જોઇએ. પણ જે મનુષ્ય સ્વભાવે ક્રૂર અને શૂર હશે, તેનું દયાનું અવયવ તદ્દન ન્યૂન અને શૌર્યનું અવયવ કે સ્થાન સારી રીતે ખીલેલું જણાશે; જ્યારે પરોપકારી મનુષ્યમાં સ્વાર્થવૃત્તિના અવયવની લગભગ ખામી જણાશે. જે મનુષ્યના કપાળનો ઉપરનો ભાગ વિસ્તૃત, ઉંચો, અને લગભગ ચોરસ જણાતો હશે, તે મનુષ્ય તર્કશક્તિ, તુલનાશક્તિ તથા વિચારશક્તિ સમ્પન્નજ નિવડશે, પણ જેના કપાળનો મધ્ય ભાગ બેઠેલો કે દબાયલો હશે, તે ઇતિહાસિક બનાવો કે તારીખો વિગેરેને યથાવત્ યાદ નહિ રાખી શકે; પણ જેનો મધ્ય કપાળનો ભાગ ઉપસેલો અને ભરાવાદાર હશે, તથા કપાળનો ઉપરનો ભાગ બેઠેલો અને નમી ગયેલો હશે, તેવા વ્યક્તિ મનનશક્તિ અને તુલનાશક્તિની ખામીવાળા અને ઇતિહાસશક્તિ અને વાર્તાવૃત્તાન્તના શોખીનજ નીવડશે.

૪. આ પ્રમાણે મસ્તિષ્કના ભિન્ન ભિન્ન પ્રદેશોની વૃદ્ધિહ્રાસને તપાસી તથા જુદા જુદા ઉંચા નીચા સ્થળ અને મસ્તિષ્કની લંબાઈ પહોળાઈ વિગેરે તપાસી મસ્તિષ્કના અવલોકનથી, મનોન્તર્ગત ખાસ ભાવો, વલણ કે વૃત્તિઓને સમ્પૂર્ણ રીતે જાણી શકાય છે, જ્યારે એવું જ્ઞાન પ્રાપ્ત કરવામાં મસ્તિષ્કમાંના અવયવોનું માનસશાસ્ત્રાનુસાર જ્ઞાન અમૂલ્ય સહાય આપે છે. એટલુંજ નહિં પણ કઇ શક્તિ કેટલા પ્રમાણમાં ન્યૂન વા અધિક છે, અને અમુક સંયોગો તથા અમુક સમયમાં તે વૃત્તિ કેવા પ્રકારનું વલણ ધારણ કરશે, અથવા કેવી રીતે વર્તવા પ્રેરાશે એ બાબતનો નિર્ણય પણ આ માનસ અવયવોના યથાર્થ જ્ઞાન અને અભ્યાસદ્વારા યથાવત્ થઇ શકે છે. એથી પણ આગળ વધીએ તો મનુષ્ય અમુક પ્રકારની ક્રિયા શા માટે કરે છે, અથવા એમ કરવામાં તેનો સત્ય અને આન્તરિક ઉદ્દેશ શું છે, અથવા શું હોવા જોઇએ, એ બાબતનો નિર્ણય પણ યથાવત્ આ વિદ્યાદ્વારા થઈ શકે છે.

૫. દુનીયામાં અનેકવાર એવું બને છે કે મનુષ્યના મનમાં એક હોય, અને ક્રિયામાં કંઈ જુદુંજ દર્શાવે છે. પ્રત્યેક મનુષ્ય કંઇ મન, વાણી અને ક્રિયામાં સમાનતા ધરાવનાર મહાત્મા કે મહાન પુરૂષ હોતો નથી, તેમ થઇ શકતો પણ નથી. દૃષ્ટાન્ત

તરીકે અનેક મનુષ્ય એકજ પ્રકારનું સરખું દાનપુણ્ય કરનારા હોય છતાં તે પ્રત્યેકના દાન આપવાના ઉદ્દેશ અલગ અલગ હોય છે. અમુક વ્યક્તિ જ્યારે માત્ર દયાની લાગણીથીજ પ્રેરાઇ વગર વિચાર્યે અમુક રકમનું દાન આપી દે છે. ત્યારે બીજો બરાબર વિચાર કરી યોગ્ય પાત્રને યોગ્ય વખતે મદદ મળે અને પોતાની કીર્તિ ગવાય એવા ઉદ્દેશથી તેટલી રકમનું દાન કરે છે. જ્યારે ત્રીજો પુરૂષ, દયા કે કીર્તિની કંઇપણ પરવા ન કરતાં માત્ર તે મનુષ્યના બડબડાટથી કંટાળી જલદીથી ખીસામાંથી કંઇ રકમ કાઢી આપી દેછે, અને પાપ દૂર થયું એમ સમજે છે. જ્યારે ચોથી વ્યક્તિ માત્ર રૂઢીને તાબે થઇને તેમ કરવા પ્રવર્તે છે.

આજ પ્રમાણે દાન નહિ આપનારા અનેક વ્યકિતઓ પણ અનેક ઉદ્દેશથી એકજ પ્રકારના કાર્યમાં પ્રવૃત્ત થયેલા જોવામાં આવે છે. દૃષ્ટાન્ત તરીકે—

૧ એક મનુષ્યની પાસે દાન આપવા પૈસા નથી, માટે નથી આપી શકતો.

૨ જયારે બીજાની પાસે પૈસા છે પણ દાન આપવાની વૃત્તિજ નથી.

૩ જયારે ત્રીજા પાસે પૈસા છે અને દાન આપવાની વૃત્તિયે છે, પણ તે યોગ્ય પાત્ર જોઇનેજ દાન કરવા ઇચ્છે છે.

૪ જયારે ચોથો મનુષ્ય દાન આપવા સમર્થ છે, પણ પાત્રાપાત્રનો વિચાર કરવા જરા પણ સમર્થ નથી, છતાં કીર્તિ વધવાની ઇચ્છાથી આપવા લલચાય ખરો, પણ જયાં કીર્તિનો સંભવ ન હોય ત્યાં દાન નથી આપતો.

૫ જયારે પાંચમો મનુષ્ય લોભી, લાલચુ અને કંજુસ છે, જેથી તેને આપવાનો વિચારજ થતો નથી.

આવી રીતે એકજ પ્રકારનું કાર્ય કરવામાં અનેક વ્યકિતઓના અનેક આન્તરીય ઉદ્દેશો હોય છે, જેને સાધારણ મનુષ્યો કદી યથાવત્ જાણી શકતા નથી. પણ આ મસ્તિષ્કશાસ્ત્રાનુસાર એ બધી પ્રવૃત્તિઓનો યથાવત્ નિર્ણય થઈ શકે છે.

૬ એક વાત્સલ્ય પ્રેમપૂર્ણ માતાએ દુષ્કાળના અસહ્ય દુઃખોને લીધે જયારે પોતાના નાના બાળકનું પણ ભરણપોષણ કરવા પોતે સમર્થ નથી એમ જાણ્યું, ત્યારે પોતાના બાળકને ડુબાડીને મારી નાંખ્યું. તેનો ઉદ્દેશ આમ કરવામાં એ બાળકને ભૂખના દુઃખથી રીબાતો બચાવવાનો હતો. તેનામાં વાત્સલ્યભાવની ન્યૂનતા કે સંહારક શક્તિની પ્રબળતા નહોતી, માત્ર તે બાળકનું દુઃખ ઓછું કરવાના ઉદ્દેશથીજ તેને ડુબાડી મરણને શરણ કર્યું. તેમાં જો કે ક્રૂરતાનો કંઇ ભાગ ન હતો, પણ કાયદો આ બાબતના સત્યને કદી નહિ સ્વિકારી શકે. જયારે આ મસ્તિષ્કશાસ્ત્રદ્વારા મનુષ્યની અમુક પ્રકારની પ્રવૃત્તિ થવાનું મૂળ કારણ જે મન છે—તેના ઉંડા પ્રદેશમાં પ્રવેશ કરી—તેનાં ખરેખરા ગૂહ્ય ઉદ્દેશને શોધી શકાય છે. વિચારના મૂળ પ્રદેશમાં પહોંચી શકાય છે અને મનુષ્યની સ્વાભાવિક વૃત્તિઓને તથા માનસિક વલણને યથાવત્ જાણી શકાય છે, જેમાં બાહ્યક્રિયા કે કાર્યપર પણ વિશેષ આધાર રાખવાની જરૂર પડતી નથી.

૭ મનુષ્યની બાહ્ય ક્રિયાનું મૂળ સ્વરૂપ, વિચારવાનું ઉદ્દ્ભવસ્થાન, સંકલ્પની મૂળ ઉત્પત્તિ, અને આન્તર્ હેતુને પણ અમુક અંશે જાણવાનું મહાન કાર્ય, આ વિદ્યાદ્વારા સુનિશ્ચિત થઇ શકે છે. તેમાં અતિશયોક્તિ, કલ્પિત, પાયા વિનાનું, કે ખોટા ખ્યાલો જેવું કંઈપણ નથી.

૮ આ વિદ્યાના બધા સિદ્ધાન્તો કુદરત, સૃષ્ટિક્રમ, અને મનુષ્યસ્વભાવના સમગ્ર નિયમાનુસાર સત્ય અને યથાવત્ વ્યવસ્થિત છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પૂર્ણ રીતે સિદ્ધ કરી શકાય તેવા છે. શબ્દ પ્રમાણની તેમાં બિલકુલ જરૂરજ નથી. યુક્તિ તર્ક કે હેતુવાદથી તથા મનુષ્યની સાધારણ સમજશક્તિથી પણ સહજ સ્વીકારી શકાય તેવા અને મહા નાસ્તિક અને કઠોર મગજના હેતુવાદીને પણ સપ્રમાણ સમજાવી શકાય તેટલા સરલ, યુક્તિપૂર્ણ અને પ્રત્યક્ષ પરિચય આપનારા છે. બાળક તેમજ વૃદ્ધ, યુવાનો તેમજ યુવતિઓ, કુદરતના અન્ય સર્વ સત્ય સિદ્ધાન્તોની માફકજ, બહુજ સરળતાથી, આ વિષયનું જ્ઞાન સમ્પાદન કરી શકે તેવા તે સરળ અને સુગમ છે, અને નિષ્પક્ષપાત દિલથી અને સત્ય જાણવાની જીજ્ઞાસાથી પ્રયત્ન કરનાર ગમે તે વ્યક્તિ તેને જાણી સ્વીકારી શકે તેમ છે.

૯ દરેક મનુષ્ય પોતાના હાવ ભાવ-વર્તન વિચાર અને વાણીથી સ્વાભાવિક રીતેજ પોતાનાં અન્તરૂગત મનની સ્થિતિ, વલણ અને સ્વરૂપ જાહેર કરે છે. તેજ કુદરતી ભાષાને ફક્ત આ ગ્રન્થદ્વારા વિશેષ વિસ્તારથી સ્પષ્ટ કરવાનો આ એક પ્રકારાન્તરે જોતાં અન્ય માર્ગ છે. જે સિદ્ધાન્તોદ્વારા આપણે તત્વજ્ઞાની અને મૂર્ખ, સારા અને ખરાબ સ્વભાવનાં સ્ત્રી પુરૂષોની પ્રથમ દૃષ્ટિથીજ સામાન્ય રીતે સમાલોચના કરીએ છીએ, તેજ સિદ્ધાન્તોનું અત્રે માત્ર વિસ્તૃત સ્વરૂપ પ્રગટ કરવામાં આવનાર છે.

**आकारैरिङ्गितैश्चेष्टया गत्या भाषणेन च।**
**नेत्रवक्त्रविकारेण लक्ष्यतेऽन्तर्गतं मनः ॥**



# પ્રકરણ ૨ જું.

## મનને કાર્ય કરવાનું મુખ્ય અવયવ–મસ્તિષ્ક—તેનું કાર્ય અને રચના.

**Brain its offices, structures, etc.**

**प्राणाः प्राणभृतां यत्र श्रिताः सर्वेन्द्रियाणि च ।**
**यदुत्तमाङ्गमङ्गानां शिरस्तदभिधीयते ॥** चरक.

**तद्वा अथर्वणः शिरः देवकोषः समुब्जितः ।**
**तत्प्राणो अभिरक्षति शिरो अन्नमथोमनः ॥** अथर्ववेद.

( આ શિર અર્થાત્ મસ્તિષ્ક છે તે જીવાત્માની સમ્પૂર્ણ દિવ્ય શકિતઓનો સંયુકત ખજાનો છે, જેનું ખોપરી, પ્રાણ, અન્ન અને મન સર્વ રીતે રક્ષણ કરે છે. )

મનુષ્યની સમ્પૂર્ણ માનસિક શકિતઓને બાહ્ય જગતમાં પ્રદર્શિત કરવા માટે અપ્રાકૃતિક જીવાત્માને કોઈપણ પ્રકારના પ્રાકૃતિક સાધનની અવશ્ય જરૂર છે. કુદરતની અંદરના પ્રત્યેક કાર્યને માટે ખાસ ખાસ અવયવો સાધન રૂપે નિર્માણ કરવામાં આવેલા છે. કોઈપણ જાતના અવયવ કે પ્રાકૃતિક સાધન વિના, વિશ્વમાં કોઈપણ પદાર્થ કંઈપણ ક્રિયા કરવા સમર્થ થઈ શકે તેવું હોય, એમ કવચિતજ જોવામાં આવે છે. ચોકસ પ્રકારના અવયવો દ્વારાજ ચોકસ કાર્યો કરવાં, એ કુદરતની સમગ્ર રચનાનો મહાન સિદ્ધાન્ત હોય એમ અવલોકન કરતાં જણાય છે. તેથી વિરૂધ્ધ પુરાવો આપનાર એકપણ દ્રષ્ટાન્ત મળવું મુશ્કેલ છે.

અવયવવિભાગના સુનિશ્ચિત સિદ્ધાન્તપર સમગ્ર વિશ્વનાં કાર્યોની રચના થયેલી છે, અને પ્રકૃતિના સમગ્ર કાર્યો–ઉત્પત્તિ, સ્થિતિ કે સંવૃદ્ધિ અને લય—ની અંદર પ્રવર્તિ રહેલાં કાર્યોમાં, પ્રત્યેક પળે આપણે તેજ ક્રિયા ચાલી રહેલી સર્વત્ર જોઈએ છીએ. ઉત્પત્તિ, સંવૃદ્ધિ, તથા પ્રલય એ અમુક પ્રકારના કાર્ય વિભાગ અને અવયવ વિભાગની એક મહાન પરંપરા વિના બીજું શું બતાવે છે? કંઈજ નહિ. પ્રત્યેક ઝાડ, પાન, વૃક્ષ, વનસ્પતિ, પશુ, પક્ષી, અને મનુષ્ય પર્યન્તના પ્રાણીઓની રચના અવયવવિભાગના ઉપરોકત મહાન સિધ્ધાન્તનો પ્રત્યક્ષ પુરાવો આપે છે.

ચાલવા માટે પગ, પકડવા કે બચાવ કરવા માટે હાથ, ખાવા અને પચાવવા માટે પચનેન્દ્રિયના અવયવો, મળમૂત્રોત્સર્ગને માટે મૂત્રાશય અને ગુદા આદિ, રૂધિરાભિસરણ માટે હૃદય, નાડી, નસ, અને ધમની તથા કેશવાહિની આદિની રચના, શ્વાસ પ્રશ્વાસને ધારણ કરવા માટે અને સમગ્ર શરીરને ગરમી કે ઉષ્ણતા આપી સજીવન રાખવા માટે બારીક ફેફસાંઓની તેમજ પાંદડાઓની મહત્વપૂર્ણ

રચના, અનેક પ્રકારના શબ્દોચ્ચારણ અને સંગીત આદિ ક્રિયા માટે કંઠ, ગળુ, મૂધાં, દન્ત અને જીભ્હા આદિ સ્થાનોની રચના, હાથપગના અલગ અલગ આંગળાઓ અને વૃક્ષોમાં જુદી જુદી શાખાપ્રશાખાઓ તેમજ ડાળીડાખળાંઓ, તથા સમગ્ર શરીરને યથાવત્ ધારણ કરી સમ્પૂર્ણ અવયવોને સંરક્ષિત રાખનાર તથા આધાર રૂપ થઇ આશ્રય આપનાર અનેક અસ્થિના સમુદાયરૂપ આપણું આસ્થપિંજર આદિ નાના મોટા અસંખ્ય પ્રકારના મનુષ્ય, પશુ, પક્ષિ, અને પ્રાણી આદિના અવયવ વિભાગો, એ બધું માત્ર આ એકજ નિયમને યથાવત્ સિદ્ધ કરે છે.

શું ત્યારે કુદરતના આ વિશ્વવ્યાપક નિયમાનુસાર આત્મા કે મનને અનેક પ્રકારના માનસિક કાર્યો વ્યવસ્થિત રીતે કરવા માટે આવા કોઇ પણ પ્રકારના અવયવ વિભાગની જરૂર તદન સ્પષ્ટ નથી થતી? શું કુદરતમાં એ એક અપવાદરૂપ છે? શું બધાં નાનાં કાર્યોમાં એ નિયમ લાગુ પાડવામાં આવે-અને માનસિક કાર્યોના વિભાગ કરવામાં તેવા નિયમની અવગણના કરવામાં આવે એવો સંભવ છે? નહિજ. કુદરતમાં એવી રીતનો દ્વૈધીભાવ છેજ નહિ; તેની કાર્ય કરવાની રીત હમેશાં ચોકસ વ્યાપક સિધ્ધાન્તાનુસારજ છે. તેથી માનસિક અનેક પ્રવૃત્તિઓને પ્રગટ કરનાર અનેક અવયવોયુક્ત એકાદ મુખ્ય અવયવ મનુષ્યને પણ હોવાની જરૂર છે અને તે અવયવ આપણું—આ સર્વ દિવ્યશકિતના ખજાનારૂપ-ભંડારરૂપ-વિદ્યુતનીધિ રૂપ-એક ડાયનામારૂપ, આ દિવ્ય મસ્તિષ્ક છે.

સઘળા શારીરશાસ્ત્રીઓ માનસશાસ્ત્રવેત્તાઓ, સમ્પૂર્ણ મનુષ્યસમાજ, અને આપણો અન્તરાત્મા પણ, એ બાબતનો સમ્પૂર્ણ પુરાવો આપે છે, એટલે એ વાત નિશ્શંક રીતે સાબિતજ છે. છતાં પણ માનસશાસ્ત્રનો મુખ્ય આધાર આ મુખ્ય મુદ્દાપરજ છે જેથી એ વિષયની સમ્પૂર્ણ સાબિતી આપી, એ વિષયને તદન શંકા-રહિત અને નિર્વિવાદ બનાવવો એ સૌથી પ્રથમ જરૂરનું છે.

આપણે જાણીએ છીએ કે આપણી માનસિક પ્રવૃત્તિઓનો કેટલોક ભાગ મસ્તિષ્કદ્વારાજ કાર્ય કરી રહેલો છે. દ્રષ્ટાન્ત તરીકે જોવું-દર્શનશકિત એ એક જાતનું માનસિક કાર્યજ છે. આંખ પોતે કંઇ જાતે જોતી નથી, પણ તેતો માત્ર એક દ્રષ્ટા શક્તિનું દર્શક પ્રાકૃતિક સાધનમાત્ર છે, જેનો પોતાની મરજી મુજબ ઉપયોગ કરવો, એ દૃષ્ટા—મન અથવા આત્માની સ્વાધિનતાનું કાર્ય છે. નિદ્રાવસ્થાની અંદર કેટલાક મનુષ્યોની આંખ ખુલ્લી હોવા છતાં કંઇ પણ જોઇ શકતી નથી, કારણ જોનાર મનનો તેની સાથે સંયોગ નથી હોતો. આ બાબત ઉપરોક્ત વિવેચનની યથાર્થતા દર્શાવે છે. મૃત્યુ પછી પણ આંખની રચનામાં ફેરફાર થતો નથી. મરણ પહેલાં જેવી હાલતમાં તે હોય છે લગભગ તેવીજ સ્થિતિમાં તે મૃત્યુ બાદ પણ હોય છે. પણ ઉપયોકતા-દૃષ્ટાના અભાવમાં તે પોતાનું દર્શનકાર્ય કરવા તદન અસમર્થ થાય છે. માત્ર જડ કેમેરા જેવીજ તેની સ્થિતિ છે. ટુંકમાં દર્શનશક્તિ એ આંખનો સ્વાભાવિક ગુણ નથી પણ એ શરીરમાંના મન કે આત્માનોજ ગુણ કે શક્તિ છે. જે બધું જુવે છે, છતાં પણ આ આંખના અવયવો પ્રાકૃતિક પદાર્થોનું દર્શન કરવામાં

મસ્તિષ્કના અમુક વિભાગ સાથે, દર્શક જ્ઞાનતન્તુઓની વ્યવસ્થાદ્વારા, ચોકસ નિયમોથી સંયુકત થયેલા છે, અને તેમાં ફેરફાર થવાથી કે બાધ આવવાથી, દર્શનક્રિયામાં પણ અનેક પ્રકારની ગડબડ ઉપસ્થિત થાય છે એ પરથી સાબિત થાય છે, કે આંખ મસ્તિષ્કના અમુક પ્રદેશને આધીન રહીને મનનું કાર્ય યથાવત્ બજાવે છે અથવા બજાવી શકે છે, પોતાની સ્વતંત્રતાથી નહિ. મનુષ્યનાં દર્શનતન્તુમાં કે મસ્તકના જે પ્રદેશમાં દર્શનતન્તુ પરિણુત થઇ પોતાની બધી અસરો સ્થાપે છે તે પ્રદેશમાં, વિકાર થવાથી સમગ્ર દર્શનકાર્ય અને દર્શનશક્તિને હાની પહોંચે છે એ તદન નિર્વિવાદ છે. આજ પ્રમાણે શ્રવણ, ઘ્રાણ, રસના, અને સ્પર્શેન્દ્રિયના અવયવો અલગ અલગ હોવા છતાં પણ, તેનાં કાર્યો મસ્તકના ચોકસ પ્રદેશમાં સુવ્યવસ્થિત થયેલા છે, કે જેમાં અવ્યવસ્થા થવાથી, કે તે તે ઇન્દ્રિયનો, મસ્તકસાથેનો જ્ઞાનતન્તુઓનો સંયુકત સંબંધ તોડી નાંખવાથી, અવ્યવસ્થા અને ગડબડ થઇ જાય છે અથવા સદન્તર બંધ પડે છે, એ તદન સ્પષ્ટ છે. સુષુપ્તિ અને મોહાવસ્થા કે બેભાન હાલતમાં લગભગ આવી દશા થાય છે એ આ બાબતનો પ્રતિદિનનો પ્રત્યક્ષ પુરાવો છે.

જેવી રીતે ઉપર જણાવેલા ચક્ષુ, શ્રોત્ર, રસના, ઘ્રાણ અને સ્પર્શેન્દ્રિયનાં પૃથક્ પૃથક્ કાર્યનો સંબંધ, મસ્તિષ્કના ભિન્ન ભિન્ન પ્રદેશ સાથે સંયુકત થયેલો છે, તેજ પ્રમાણે અન્યાન્ય શકિતઓ અને વૃત્તિઓનાં સ્થાનની વ્યવસ્થા પણ એજ કુદરતી નિયમાનુસાર અવશ્ય હોવીજ જોઇએ; કારણકે કુદરત હમેશાં એક સરખાં ધોરણથી સર્વત્ર કાર્ય કરી રહેલી છે. જ્યારે તે અમુક પ્રકારના અવયવ માટે અમુકજ કામ વ્યવસ્થિત કરે છે ત્યારે તે નિયમ સર્વાવસ્થાને માટે સમગ્ર વિશ્વમાં એક સરખી રીતેજ લાગુ પડેછે. કુદરતમાં આંખની યોજના દર્શનશકિત માટેજ થયેલી છે, તો પછી હમેશાં દર્શન શક્તિનું કાર્ય, પશુપક્ષિ- જીવજન્તુ કે મનુષ્યગણુ માત્રને માટે નિરંતર એક સરખી રીતે ચક્ષુદ્વારાજ પ્રવર્તે છે. દર્શન સંબંધી દરેક કાર્ય દર્શનશક્તિ કે નેત્ર અથવા નયનદ્વારાજ થઈ શકે છે. આજ પ્રમાણે પ્રાણીમાત્ર શ્રવણેન્દ્રિયદ્વારાજ સાંભળે છે. પણ કોઇ વખત કાનથી જુએ અને આંખથી સાંભળે, અને કોઇ વખત આંખથી સુંઘવાનું કાર્ય થાય અને નાકથી જોવાનું કાર્ય થઇ શકે એવું કદાપી બનતુંજ નથી. આજ પ્રમાણે મનુષ્યની પ્રત્યેક વૃત્તિ કે શક્તિનું કાર્ય મસ્તિષ્ક દ્વારાજ પ્રકટ કે ગ્રહણ કરી શકાય છે. એટલુંજ નહિં પણ જેમ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધાદિ વિષયોનું જ્ઞાન પ્રાપ્ત કરનાર ઇન્દ્રિયોએ પૃથક પૃથક અવયવો દ્વારા ગ્રહણ કરેલું જ્ઞાન મસ્તિષ્કના ભિન્ન ભિન્ન પ્રદેશમાં જ્ઞાનતન્તુદ્વારા પહોંચાડવામાં આવે છે, તેજ પ્રમાણે મનુષ્યની પ્રત્યેક વૃત્તિ કે શક્તિનું માનસિક કાર્ય પણ, મસ્તિષ્કમાંના અલગ અલગ સુવ્યવસ્થિત થયેલા સ્થાનોદ્વારાજ ગ્રહણ કે પ્રકટ કરી શકાય છે અને એવીજ વ્યવસ્થા હોવી જોઇએ એ તદન સુસ્પષ્ટ છે.

મસ્તિષ્કના ભિન્ન ભિન્ન અવયવોની ન્યૂનાધિક હાલત, માનસિક કાર્યોને પણ તેજ પ્રમાણમાં ન્યૂનાધિક રીતે ઉશ્કેરે કે અસર કરે છે, જે નીચેની બાબતથી સાબિત

થાય છે. મસ્તિષ્કના કોઈ પણ અવયવની બળતરા કે સોજાથી અથવા ઉશ્કેરણીથી તે તે અવયવની લાગણીઓ ઉશ્કેરાયેલી રહે છે. જ્યારે મસ્તિષ્ક સિવાય શરીરના અન્ય ભાગોપરની બળતરા કે સોજાથી મસ્તકપર તેવી અસર થતી નથી. હૃદય, ફેફસાં, સ્નાયુ અથવા હોજરી કે યકૃત્ અને આમાશયની બળતરા કે સોજાથી, મનપર સીધી રીતે એવી કંઇ અસર થતી નથી, પણ મસ્તિષ્કની અંદરના કોઇ પણ અવયવ વિભાગપર તેવી અસર થવાથી કે રોગયુક્ત થવાથી મનની શક્તિઓ બહુજ ઉશ્કેરાઇ જઇ તેને અસ્તવ્યસ્ત કે ગાંડી અથવા વ્યગ્ર હાલતમાં લાવી મુકે છે.

તાવ, સાધારણ હાલતમાં શરીરનેજ જ્યાં સુધી તપ્ત કરી સળગાવી મુકે છે ત્યાં સુધી મનને કંઇ બહુ અસર થતી નથી. પણ જ્યારે તેની અસરથી મસ્તિષ્કપર તેનો હલ્લો થાય છે કે અસર પહોંચે છે, ત્યારે તો તે મનને અસ્તવ્યસ્ત અને વ્યગ્ર કરી મુકે છે. સન્નિપાતજ્વર આ વિષયનો પ્રત્યક્ષ પુરાવો છે.

મસ્તિષ્કપર અસર કરનાર તાવથી જેટલા પ્રમાણમાં મન પર અસર થાય છે તેટલા પ્રમાણમાં તે તે મનોવૃત્તિઓનાં પ્રબળ કાર્યને ઉશ્કેરી મુકે છે. પણ જ્યારે તેવા તાવને પરિણામે અતિ અસર થાય છે ત્યારે મન તદન મુગ્ધ અને બેભાન હાલતમાં આવી પડે છે. કેટલીકવાર શરીરના ખાસ ખાસ અવયવોપરનો સોજો અથવા બળતરા પણ મગજના કાર્યને તદન ગાંડું બનાવી મુકે છે. આવી દશામાં આવા ઉશ્કેરાયેલા ભાગ, કે બળતરાવાળા પ્રદેશ, મસ્તિષ્ક સાથે સંબંધ ધરાવનાર જ્ઞાનતન્તુઓ સાથે ખાસ રીતે સંબંધ ધરાવનાર હોય છે ત્યારેજ તેવું બને છે. હીસ્ટીરીયા–વાયુ–કે આંચકી આદિ રોગો અને તેની અસરથી વ્યાપ્ત થયેલ અવયવો આવીજ રીતે શારીરિક રોગો અથવા મનોવૃત્તિના અતિયોગ કે મિથ્યાયોગનુંજ પરિણામ છે.

મગજની નબળાઈ અથવા નમ્રતા, અને તેથી સ્મૃતિશક્તિનો ધીરેધીરે થતો ક્ષય, અથવા નિર્બળતા, પણ એજ સાબિત કરે છે કે મસ્તિષ્ક એ મનને કાર્ય કરવાનું સાધનરૂપ મુખ્ય અવયવ છે.

દારૂ આદિના કેફી પીણાઓ તથા તમાકુ આદિ જેવા ઝેરી-વ્યસનો કે ગાંજો, ભાંગ, ચરસ, ચંડુલ અને માજમ કે અફીણ વિગેરે-પદાર્થો પણ, કેફની હાલતમાં મગજપર તેવીજ અસર કરે છે, એ સર્વ કોઈ સારી રીતે જાણે છે. સન્નિપાત–જ્વર પણ આવાજ પ્રકારની અતિ ઊગ્ર અસરનું પરિણામ છે.

માનસિક જડતા કે સ્તબ્ધતા અથવા બાધીર્ય, મસ્તિષ્કના અવયવની નિષ્ક્રિય હાલતનુંજ પરિણામ છે, અને કેટલીકવાર બન્ને અરસ્પરસ કારણભૂત પણ હોઇ શકે છે. માનસિક સ્તબ્ધતાથી અવયવની નિષ્ક્રિયતા અથવા નિષ્ક્રિયતાને લીધે માનસિક સ્તબ્ધતા પણ થાય છે.

મસ્તિષ્કના કોઈપણ અવયવ પર અતિ દબાણ થવાથી કે ઘા પડવાથી તે અવયવનું કાર્ય દબાણની હાલત રહે ત્યાંસુધી બંધ રહે છે. પણ જેવું તે દબાણનું

કારણ દુર કરવામાં આવે કે તરતજ સમગ્ર મનોવ્યાપાર યથાવત્ ચાલવા લાગે છે. પણ શરીરના કોઈપણ અવયવપરના દબાણથી મગજપર તેવી અસર થતી જણાતી નથી. જ્યારે મગજપરની પ્રત્યેક દશામાં આવી અસર સ્પષ્ટ જણાય છે ત્યારે તેનું શું કારણ? કારણ એજ કે, મસ્તિષ્ક એ મનનું મુખ્ય અવયવ છે, જ્યારે બીજા બધા ગૌણ રીતે કાર્ય કરનાર ગૌણ અવયવો છે.

પ્રત્યેક અવયવની ઉપયોગિતાના પુરાવાઓના સ્વિકારની સાથે શરીરની અંદરની તેની પરિસ્થિતિને પણ ધ્યાનમાં લેવાની જરૂર છે, કારણ તે પણ એક અન્ય પ્રકારની સાબિતિ કે પુરાવો રજુ કરે છે.

મનુષ્યની અંદર, છેક ઉપરના મથાળાના ભાગમાં, આ મસ્તિષ્કને મુકવામાં આવેલું છે. ત્યારે પશુ, પક્ષી, કીટ, પતંગ, વિગેરેના મસ્તિષ્કને અગ્ર ભાગમાં મુકવામાં આવેલા છે. પ્રત્યેક અવયવને તે પોતાનું યથાયોગ્ય કાર્ય યથાવત્ રીતે કરી શકે એટલા માટે યથાયોગ્ય સ્થાનમાં નિયત કરી મુકવામાં આવેલ છે. દૃષ્ટાન્ત તરીકે પગને તેજ સ્થાનમાં નિયત કરી મુકવામાં આવેલ છે, કે જ્યાં રહી તે પોતાનું કાર્ય યથાવત્ રીતે કરી શકે. એથી અન્ય સ્થાનમાં માથા પાસે લટકતા કે હાથની પાસે ઉભા ચોંટાડેલા રાખવામાં આવ્યા હોત, તો તે પોતાનું કાર્ય યથાવત સિધ્ધ નજ કરી શકત. તેઓને સૌથી નીચે મુકવાનું કારણ એટલુંજ છે કે શરીરની અંદર તેનું કાર્ય પણ તેટલું જરૂરનું અને હલકું છે.

પણ જેમ જેમ આપણે શરીરના ઉપરના વિભાગો પ્રત્યે લક્ષ આપતા જઈશું તેમ તેમ પ્રત્યેક અવયવની ઉન્નતિ અને આવશ્યકતાનાં પ્રમાણમાંજ, તેનું સ્થાન પણ હમેશાં ઉન્નત અને સુરક્ષિત કરવામાં આવેલું છે, એમ આપણને સ્પષ્ટ માલુમ પડી આવશે આ રીતે જોતાં પગના કરતાં ઉદરના અવયવો વધારે જરૂરી છે, અને તેથી પગ કરતાં તેઓનું સ્થાન ઉન્નત–તેમ કાર્ય પણ તેટલુંજ મહત્વનું છે. કારણ કે, જોકે પગ એક જરૂરી અવયવ છે એ ખરૂં, પણ પગના કપાઇ જવાથી કે પગ વિના આપણે જીવી તો શકીએ પણ ઉદરસ્થ એકાદ અવયવના અભાવમાં કે વિનાશથી તો આપણે કદી પણ જીવી શકીએ નહિં. તેમ રાંટા કે બગડેલા પગથી ચલાવી શકાય પણ શરીરના ઉદરના અવયવની લથડેલ હાલત કદી પણ ચલાવી શકાતી નથી. તેજ પ્રમાણે ઉદરના અવયવ કરતાં ઉરઃસ્થાનના અવયવો—હૃદય અને ફેફસાં, જેઓ ઉદરના અવયવો કરતાં ઉચ્ચ સ્થાનમાં સ્થિત છે, તેઓનું કાર્ય પણ તેની સ્થિતિ પ્રમાણે અતિ અગત્યનું અને ઉન્નત પ્રકારનુંજ છે, એ દેખીતુંજ છે. કારણ આપણી જીંદગીના અસ્તિત્વ માટે, હૃદય તથા ફેફસાંના અવ્યાહત પ્રવાહના કાર્યની પ્રતિક્ષણે આવશ્યકતા છે. એટલા માટે એ અવયવોને શરીરના કોઠાના છેક ઉપરના ભાગમાં અને પાંસળીઓરૂપી અસ્થિઓનાં બખ્તરદ્વારા સુરક્ષિતપણે સંભાળી રાખવામાં આવેલા છે.

આજ પ્રમાણે. કંઠસ્થશ્વાસનલિકા, મુખ અને ગળાના અવયવોનું પણ સમજવું.

માથું–શિર–એ સૌથી ઉત્તમમાં ઉત્તમ અંગ છે, તેથી તેને સૌથી ઉપરનું ઉચ્ચ સ્થાન આપવામાં આવેલું છે. કારણ કે મનોવ્યાપારરૂપ કાર્ય પણ તેટલાજ ઉત્કૃષ્ટ પ્રકારનું અને અતિ અગત્યનું છે, અને તેના ઉપયોગ માટેજ કુદરતના સમ્પૂર્ણ પદાર્થો તથા શરીર અને ઇન્દ્રિય આદિ સાધનોની રચના કરવામાં આવેલી છે.



## મસ્તિષ્કનું અતિ અગત્યનું કાર્ય.

સમગ્ર જ્ઞાનતન્તુઓનો પ્રાણાત્મક–ક્રિયાતન્તુ અને જ્ઞાનતન્તુઓરૂપ સમુદાય, મનના સમગ્ર સંદેશાઓની આપલે કરનાર માનસિક વિદ્યુતરૂપી દુતો કે એજન્ટો, શરીરના પ્રત્યેક અંગપ્રત્યંગમાં સર્વત્ર વિદ્યુતરૂપે, મનુષ્યના મસ્તિષ્કમાંથી શરૂ થઇ–ફેલાઇ, અસંખ્ય શાખા પ્રશાખાયુક્ત થઇ, વ્યાપકરૂપે પ્રસરી રહ્યા છે. મસ્તિષ્ક એ મનુષ્યનું અર્થાત મનનું કાર્ય કરનાર સર્વોત્તમ મુખ્ય અવયવ છે, એ દર્શાવવા માટે આ સૌથી પ્રબળ પ્રમાણ છે.

મસ્તિષ્ક સિવાય, શરીરના અન્ય બાહ્ય તેમજ આન્તરીય અવયવો શું શું કાર્ય કરી રહ્યા છે, તે આપણે યથાવત્ જાણીએ છીએ અને તેમાનું કોઇ પણ અવયવ, મનોવ્યાપાર કે સંકલ્પવિકલ્પનું કાર્ય નથી કરતું, એ પણ આપણો પ્રતિ દિનનો અનુભવ સુચવે છે, તેથી એ સાબીત થાય છે કે મનોવ્યાપારના સમ્પૂર્ણ કાર્યો કરવાનું અગત્યનું કામ આ મસ્તિષ્કનેજ સોંપવામાં આવેલું છે. કારણ તે બીજું કંઇ કાર્ય કરતું હોય એમ જણાતું નથી. આ હેતુ પણ આપણા એ વિષયને પ્રબળ રીતે પુષ્ટ કરે છે કે " મસ્તિષ્ક એ મનોવ્યાપારનું મુખ્ય અવયવ છે."

વળી અન્ય અવયવોના પ્રમાણમાં મસ્તિષ્કને પુરૂં પાડવામાં આવતા રક્તનું પ્રમાણ, તેના જેવડા કોઇપણ અન્ય અવયવ કરતાં અતિશય વધારે છે એ પણ આ અવયવની ઉપયોગિતા, કાર્ય અને ઉત્કૃષ્ટ હાલતજ દર્શાવે છે. આખા શરીરમાં પેદા થતા રક્તનો લગભગ એક સપ્તમાંશ ભાગ તો માત્ર મસ્તિષ્કનેજ પુરો પાડવામાં આવે છે. જોકે મનુષ્યની માનસિક પ્રવૃત્તિઓના પ્રમાણમાં, ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાં આ પ્રમાણમાં ન્યૂનાધિકતા જોવામાં આવે છે ખરી.

વળી માનસિક વૃત્તિઓનાં અતિ ઊગ્ર કાર્યથી, દૃષ્ટાન્ત તરીકે અતિ હાસ્ય, અતિ હર્ષ, અતિ ક્રોધ કે અતિ વ્યાયામ વિગેરેથી કપાળપરની રક્તવાહિનીઓ એકદમ પુલી જાય છે. જેને આપણે " કપાળે લોહી ચડી આવ્યું." અથવા " મોં લાલચોળ થઈ ગયું " કે " રાતો પીળો થઇ ગયો " એમ વારંવાર કહીએ છીએ. આ એ દર્શાવી આપે છે કે ઊશ્કેરાયેલી માનસિક વૃત્તિના પરિણામે મસ્તિષ્કમાંનો રકતપ્રવાહ પણ ઊગ્ર વેગથી દોડે છે. આજ પ્રમાણે અતિશોક કે ગાઢ દીલગીરી અને અતિ નિરાશાને પરિણામે, મસ્તિષ્ક કે મુખપરના વાળ પણ એકાએક ભૂરા કે શ્વેત થઇ જાય છે. **મી. ફ્રોઉલર** એક સ્થળે કહે છે કેઃ—

" A young man about twenty, whose hair was dark at sundown as it had always been, suffered intense mental agony during the night, on account of the sudden sickness and death of his mother and in the morning his hair was turned so grey as to be nearly white and remained so years afterwards;" અર્થાત એક વીશ વર્ષની ઉમરનો યુવક જેના વાળ હમેશાં કાળા હતા, અને આગલે દીવસે સાંજે પણ તેવાજ કાળા હતા. તે યુવકની માતાની એકાએક માંદગી અને મૃત્યુના અતિ ઊગ્ર શોકને લીધે એક રાત્રીમાં તેના વાળ તદન ભૂરા ( લગભગ સફેદ જેવા ) થઇ ગયા અને પછી આખી જીંદગી તેવાજ રહ્યા. આટલાજ માટે ઉપનિષદોમાં કહેવામાં આવ્યું છે " **अतिनिद्रातिजागरणं लोभ मोह भय शोक क्रोधान् वर्जय.** " અતિ નિદ્રા, અતિ જાગરણ, લોભ, મોહ, ભય, અતિશોક અને અતિક્રોધ આદિના વેગોનો ત્યાગ કરવો. માથાનો દુઃખાવો, ઘણીવાર માનસિક અતિ ઊચ્ચકાર્ય કે ગડબડ અથવા માનસિક ગુંચવાડાને લીધે થઈ આવે છે, અને અતિ રક્તાભિસ્રાવને લીધે કેટલીક વાર મગજ તપી જાય છે અથવા સ્તબ્ધ બની જાય છે. નીચે અમે કેટલાક પ્રસિદ્ધ ડાકટરોના મતો આ વિષયની પુષ્ટિ માટે પ્રકટ કરવાનું યોગ્ય ધારી, વાચકવર્ગ સન્મુખ રજુ કરીએ છીએ:—

" The brain includes those nervous organs in and through which the several functions of the mind are more immediately connected; the nerves of the senses and those relating to volition, and common sensation are connected with it." **Grays Anatomy.**
( The Highest anatomical Authority. )

" Every act of the will, every flight of the imagination, every glow of affection, and every effert of the understanding in this life, is performed by means of the cerebral organs. In other words, the brain is the organ of the mind." **George Combe.**

" Certain diseases which obstruct memory, imagination, and judgment, prove that a certain state of the brain is necessary to their exercise and that the brain is the primary organ of the intellectual powers." **Dr. Joseph Gregory.**

" That the mind is closely connected with the brain as the material condition of mental phenomena is demonstrated by our consciousness, and by the mental disturbances which ensue upon affections of the brain, **Blumenbach.**

" I refer the varieties of moral feeling and of capacity for knowledge and reflection to those diversities of cerebrl organization

which are indicated by, and correspond to, the difference in the shape of the skull. **Lawrence.**

" Memory imagination and judgment may all be set to sleep by a few grains of a very common and simple drug. "

**Dr. Thomos Brown.**

( The great writer on mental philosophy.)

" Fever, or a blow on the head will change the most gifted individual into a maniac, causing the lips of vargin innocence to utter the most revolting obscenity and those of pure religion to speak the most horrid blasphemy, and most cases of madness and eccentricity can now be traced to a peculiar state of the brain.

**Dr. Niel Arnot.**

" At the battle of waterloo a man had a small portion of his skull beaten in upon his brain and became quite unconscious, and almost lifeless; but Mr. Cooper, having raised up the depressed portion of the bone, the patient immediately arose, dressed himself, became perfectly rational, and recovered rapidly.

**George Combe phrenology.**

All this superiority, all these faculties which elevate and dignify man, this reasoning power, this moral sense. these capacities for happiness, these high-aspiring hopes, are felt and enjoyed, and manifested by his superior nervous system. Its injury weakens, its imperfection limits, its destruction, humanly speaking ends them.

**Edinburg Review No. 94.**

" That the brain is the organ of mind and that mind is the result of its activity is evidenced by a number of important facts.

**Dr. Kelloge.**

સાધારણ રીતે મનુષ્યો–" મોટા માથાવાળો " " વિશાળ–કપાલવાળો " " ચોખ્ખા મગજનો " આવા આવા વિશેષણો અનેક મહાન પુરૂષોને વાતચિતમાં લગાડે છે. " ભાઈ ! એનું મગજ ઘણું તેજ, અને વિશાળ છે, " આવાં આવા અનેક વાકયો વાપરે છે, પણ જેઓ નિર્બળ મનના બહુ ઊગ્ર સ્વભાવના, અને પશુવત્ વર્તનવાળા હોય છે તેને માટે કહે છે કે " તેનું કાતરીચું ગેપ છે, " " મગજ ચસ્કેલ છે, " " મગજ બુઠું છે, "વિગેરે આવા કેટલાક ઘરગતુ સૂત્રોમાં અનેકવાર ઘણું સત્ય સમાયેલું હોય છે. ઉપરોકત સર્વ પ્રમાણો એ સાબિત કરે છે કે મગજ અથવા મસ્તિષ્ક એ મનુષ્યના મનોવ્યાપારનું કે પોતાની પ્રત્યેક માનસિક તેમજ શારિરીક પ્રવૃત્તિઓ દર્શાવવાનું સૌથી મુખ્ય સાધન કે પ્રધાન અવયવ છે.

## શારીરિક સર્વ ક્રિયાઓને પ્રગટ કરવાનું મુખ્ય અવયવ પણ તેજ મસ્તિષ્ક છે.

આપણા શરીરના સમગ્ર પ્રદેશો, જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુના એક અત્યન્ત બારીકમાં બારીક વાયુરૂપ તન્તુજાળથી વ્યાપ્ત થઈ રહેલા છે. મસ્તિષ્કની અંદરથી શરૂ થઇ, આ પ્રાણવાયુરૂપ તન્તુજાલ, મનુષ્યનાં પ્રત્યેક-આન્તર્ તેમજ બાહ્ય અવયવો-રસ, રૂધિર, માંસ, મેદ. અસ્થિ, મજ્જા અને શુક્ર, આદિ ધાતુઓ, અને પાયુ, ઉપસ્થ, હસ્ત, પાદ, અને વાણી આદિ કર્મેન્દ્રિયો તથા શ્રોત્ર ત્વક્, ચક્ષુ, જીવ્હા અને નાસિકા આદિ જ્ઞાનેન્દ્રિયો તથા હૃદય, ફેફસાં, યકૃત, પ્લીહા, આન્ત્ર, આમાશય, મુત્રાશય, વીર્યાશય અને ગર્ભાશય આદિ સર્વ આન્તર્ અવયવો અને આશયોમાં પણ અત્યન્ત સૂક્ષ્મરૂપે ફેલાઇ રહેલી છે. શરીરસ્થ બારીકમાં બારીક પરમાણુવાળો પ્રદેશ પણ, ઉપરોકત જ્ઞાનતન્તુ કે ક્રિયાતન્તુની વ્યાપ્તિથી રહિત નથી. એટલુંજ નહિં પણ આ શરીરની ઉપરની ત્વચાની સાથે સંયુકત થઇ રહેલો અને સંબંધ ધરાવનાર અન્દર તેમજ બહારનો એવો એક પણ વિભાગ નથી, કે જ્યાં આ પ્રાણ વાયુરૂપ તન્તુજાલની જરૂર ન હોય. મસ્તિષ્કમાંથી શરૂ થઇ, સમગ્ર શરીરની અંદર અસંખ્ય શાખા પ્રશાખામાં આ તન્તુજાળનું વિભકત થવું, અને તેના નાશની સાથેજ તે તે સ્થાનના અવયવોનાં કાર્યનું બંધ પડવું, એ બે બિના સ્પષ્ટપણે એ સિધ્ધાન્ત સાબિત કરે છે કે "શરીરના પ્રત્યેક ભાગમાં તેની યથાવત્ જરૂર છે."

હાથની આંગળી પાસેના નખ તરફ જતા જ્ઞાનતન્તુઓનો જો નાશ થાય છે, તો નખ જલદી કરમાઇ મરી જાય છે.

હાથ કે પગમાંના તન્તુઓ વિનાશ પામતાં, તે તે અવયવો વાતરોગયુકત થઇ શીતોષ્ણ સ્પર્શજ્ઞાનમાં તદન અસમર્થ અને નિષ્ક્રિય થઇ જાય છે.

એક સમયે એક સુતાર, ઘરનું છજ્જું સમું કરતાં, છેક ઉપરના માળપરના માંચડાપરથી એકદમ નીચે લાકડા વેરવાની મોટી કરવતપર પડયો, અને તેનાં બરડામાંનું કરોડરજ્જુનું દોરડું તુટી ગયું, જેથી તેના મસ્તિષ્કનો, નીચેના અવયવ સાથનો સંબંધ એકદમ બંધ પડયો, અને નીચેના અવયવો તદન નિષ્ક્રિય અને નહિ સરખા થઇ ગયા. તેના પગની અંદર ધગધગતા અંગાર કે સળીઓ નાંખવાથી પણ તેને કંઇ અસર થતી નહિ, કારણ મસ્તિષ્ક સાથેનાં જ્ઞાનતન્તુનો તેનો સંબંધ તુટી પડયો હતો. આખરે આ અવયવો ધીમે ધીમે સડી જઇ, તેના મૃત્યુ પહેલાં નાશ પામ્યા.

એક પટેલ, ઘાસના ભરેલા ગાડા ઉપર બેઠો હતો. રસ્તાપર ખાડો (ઘાંચ) આવતાં તે એકાએક નીચે પડયો અને તેનાં બન્ને ખભાની વચમાંનું કરોડ રજ્જુ ભાંગી પડયું. તેની સ્મરણશકિત, અવલોકનશકિત, દર્શનશકિત. શ્રવણશકિત. અને શ્વાસ પ્રશ્વાસ લેવાની શકિત, તેમજ તેનું મન, અને બીજી બધી પ્રવૃત્તિઓ યથાવત

કાર્ય કરી રહી હતી. પણ જે જગ્યાએ કરોડ ભાંગી હતી, તેની નીચેના અવયવો તરતજ નિષ્ક્રિય શબવત્ થઇ ગયાં, જ્યારે પ્રાણપ્રદ અવયવો સાથનો મસ્તિષ્કનો સંબંધ જ્ઞાનતંતુની જુદીજ શાખાદ્વારા જળવાઇ રહેલો હોવાથી, જેવો ને તેવોજ ચાલુ રહ્યો હતો, તેથી તેઓનું કાર્ય ચાલતું હતું—જો કે તે સંબંધ પણ બહુજ થોડો વખત રહ્યો.

ઉપરોકત સર્વ દૃષ્ટાન્તો એ બાબતનો સ્પષ્ટ પુરાવો આપે છે કે શરીરના બધા અવયવો મસ્તિષ્કમાંના જ્ઞાનતન્તુ અને ક્રિયાતન્તુરૂપ પ્રાણસૂત્રોથી યથાવત્ સંયુકત થયેલા છે. હોજરી સાથે સંબંધ ધરાવતા જ્ઞાનતન્તુઓનો મસ્તિષ્ક સાથેનો સંબંધ તોડી નાંખવાથી પાચનશકિતપર એકદમ અસર થાય છે. તેવીજ રીતે નાક, કાન, આંખ, આદિ જ્ઞાનેન્દ્રિયો સાથે સંયુકત થયેલા જ્ઞાનતન્તુઓનો સંબંધ તોડવાથી, તે તે ઇન્દ્રિયનું કાર્ય સદન્તર બન્ધ પડે છે. પણ જો ક્રિયાતન્તુને સંયુકત રહેવા દીધા હોય તો ક્રિયાત્મક કાર્ય યથાવત્ થઇ શકે છે. હાથપર ફેલાયેલા ક્રિયાતન્તુઓના સંબંધને કાપી નાંખી હાથ પાસે અગ્નિ રાખવાથી અગ્નિના દાહક ગુણનું દુઃખપ્રદ જ્ઞાન યથાવત થઇ શકે છે, પણ ક્રિયાતન્તુનો સંબંધ વિયુકત થયેલ હોવાથી દાહક ગુણનું જ્ઞાન થવા છતાં પણ, આપણો હાથ એક વાળ જેટલો પણ ખસેડી શકાતો નથી.

ઉપરોકત સર્વ હકીકત સ્પષ્ટ રીતે એ પુરાવો આપે છે કે, સર્વ માનસિક ક્રિયાઓની માફકજ, શારીરિક ક્રિયાના સાધનરૂપ મુખ્ય અવયવ, મનુષ્યનું આ મસ્તિષ્ક છે. જ્ઞાનતન્તુઓનાં અસંખ્ય પરમાણુઓના ઘનસમુદાયથી આપણું મસ્તિષ્ક બનેલું છે. પ્રત્યેક જ્ઞાનતન્તુની રચના, આકૃતિ, અને ઉપરનું અસ્તર પણ લગભગ એક સરખુંજ હોય છે. હૃદય અને ફેફસાંના સંકોચવિકાસરૂપ અવ્યાહત કાર્યને પ્રતિક્ષણ પ્રબળપણે પ્રવર્તાવી રાખનાર મસ્તિષ્કમાંનો આ પ્રાણ વાયુનોજ પ્રબળ પ્રવાહ છે. હસ્તપાદાદિ અવયવોની હલનચલન આદિ ક્રિયા પણ તેનેજ આભારી છે. પશુ-પક્ષી પ્રાણી કે ગમે તે જાતના કીડીથી કુંજર સુધીના પ્રાણીમાત્રના પ્રત્યેક અંગ પ્રત્યંગોની ગતિ, સ્થિતિ, સંવૃધ્ધિ અને હલનચલન આદિ ક્રિયાઓનો અને માનસિક પ્રવૃત્તિઓનો મુળ આધાર, કે મૂળ કારણભૂત અવયવ, ખરેખર આ મસ્તિષ્ક છે.

કોઇ પણ પ્રકારની ક્રિયા, વિચાર કે કોઇ પણ પ્રકારનું જીવન, સમગ્ર કુદરતમાં આ મસ્તિષ્કરૂપી સાધન વિનાનું હોય એમ કયાંય પણ જોગમાં આવતું નથી. પ્રાણધારી પ્રાણીઓ, તેમજ મનુષ્યની અંદર પણ સર્વથી શ્રેષ્ઠ કોઇ પણ અવયવ હોય તો તે આ મસ્તિષ્ક છે. સર્વ પ્રકારની ક્રિયા, વિચાર, સંકલ્પ કે ગતિ અથવા કૃતિનું એ વિશ્વવ્યાપી સબળ શસ્ત્ર છે.

ટુંકમાં આપણું મસ્તિષ્ક, શરીર તેમજ મનની, શારીરિક તેમજ માનસિક સમગ્ર પ્રવૃત્તિઓનું મુખ્ય અને સૌથી પ્રબળ સાધન છે. મસ્તિષ્કની નિર્બળ કે પ્રબળ હાલતથી મન તેમજ શરીરપર પણ તેવાજ પ્રકારની પ્રબળ કે નિર્બળ અસર થાય છે.

આકૃતિ નં૦ ૧ તથા ૨ મસ્તિષ્ક, અનુમસ્તિષ્ક અને જ્ઞાનતન્તુ સમુદાય.



उर्ध्वमूलमधः शाखमश्वत्थमाहुरव्ययम् ।
छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥

જુઓ પૃષ્ઠ ૧૯.

भगवद्गीता.

આકૃતિ નં. ૩ મસ્તિષ્કનો મધ્યમાંથી કાપેલો દેખાવ.



નં. ૧ થી ૧૪ મસ્તકના વિંટળાઓ
n અનુમસ્તિષ્ક o બ્રહ્મહૃદય.
m. કોરપસ કેલોઝમ.

આ. નં. ૪. ૫ ૬. મનુષ્યની ખોપરીનો દેખાવ.



૧ બાજુનો દેખાવ.

૨ આગળનો દેખાવ.

૩ તળીયાનો દેખાવ

નં ૧૫ બ્રહ્મરંધ્ર.

ઉપનિષદ્‌ના આ વાકયો ખરેખર મનન કરવા યોગ્ય છે. આપણા પ્રાચીન રૂષિઓ આ સિધ્ધાન્તને પૂર્ણપણે સમજતા હતા અને એટલાજ માટે બ્રહ્મચર્યના પાલન અને વિદ્યાદાન સાથે, +આહાર વિહાર સંબંધી નિયમોને પણ બહુજ મહત્વનું સ્થાન આપી, તેને માટે ખાસ નિયમો રચ્યા હતા. શારીરિક વ્યાયામની પણ તેની સાથેજ બહુજ બુધ્ધિપુર્વક યોજના કરી હતી.

ટુંકમાં શરીર તથા મનનો અને મસ્તિષ્કનો સંબંધ, એવી તો સ્પષ્ટ રીતે સંયુકત થયેલ છે, કે એકની સારી અથવા ખરાબ હાલતની બીજાપર તેવીજ અસર થયા વિના કદાપી પણ રહેતી નથી.

કારણ અને કાર્યની માફકજ શરીર અને મનનો તેમજ મન અને મસ્તિષ્કનો સંબંધ અબાધિત રીતે સંયુકત થયેલ છે. અતિ ઉત્કૃષ્ટ અને સૌન્દર્યભાવયુકત મન સંકુચિત મસ્તિષ્કરૂપી સાધનયુકત હોવાથી, પોતાના ભાવ યથાવત્ પ્રગટ કરી શકતું નથી, તેમ મહાન-મસ્તિષ્કની અંદર સંકુચિત વિચારવાળું મન પણ, જોઇએ તેવો મસ્તિષ્કનો ઉપયોગ કરી શકતું નથી. સર્વાંગમાં સમ્પૂર્ણ રીતે ખીલેલ સુંદર મસ્તિષ્ક, અને વિશુધ્ધ તથા ધર્મયુકત ભાવોવાળું બુધ્ધિશાળી મન, એ કુદરતનો સૌથી અમુલ્યમાં અમુલ્ય ખજાનો છે. જેનું મન કે મસ્તિષ્ક દુર્બળ છે, તેનાં જેવો દુનીયામાં કોઇ દુર્બળ નથી. ત્યારે જેનું મન અને મસ્તિષ્ક, પ્રબળશકિતમાન અને સૌન્દર્યયુક્ત તથા આરોગ્ય છે, તેના જેવો સુંદર આરોગ્ય અને શકિતમાન કોઇ પણ નથી. મસ્તિષ્ક બળ અને બુધ્ધિશકિત પાસે, પાર્થિવ પદાર્થો કે ધનાદિ વૈભવોની કંઇ પણ ગણના નથી. જ્યારે પાર્થિવ પદાર્થોનું મહત્વ, અને ભોગવૈભવનું સૌન્દર્ય, ગાંડા કે ઘેલા મસ્તિષ્કવાળા મનુષ્યને માટે તદન નકામું કે નિરર્થક છે. યોગ્ય મસ્તિષ્ક બળ અને શરીર સંમ્પતિયુકત દેહધારીનું જીવન, ખરેખર અનુપમ અમુલ્ય અને સર્વરીતે પ્રશંસનીય છે. જ્યારે એક નિર્બળ મસ્તિષ્કથી થતાં કાર્યો, બહુજ નિર્બળ હોય છે, તેમજ એક સારા મગજનો, બહુજ નિર્બળ રીતે ઉપયોગ કરવાથી ગમે તેવું સારૂં મસ્તિષ્ક પણ નિર્બળતાને પામે છે.

મનુષ્યની એવી એક પણ દશા કે હાલત નથી, જેમાં મસ્તિષ્કના યથાવત ઉપયોગની જરૂર ન હોય. આટલા માટે આ મસ્તિષ્ક શાસ્ત્રનાં સમગ્ર સત્યસિધ્ધાન્તો અને સ્થિતિઓને, ખાસ અભ્યાસ પુર્વક સમજવાની પ્રત્યેક અવસ્થામાં સમ્પૂર્ણ જરૂર છે, એ વાત તદ્દન નિર્વિવાદ છે. જ્યારે આ વિષયનું અજ્ઞાન, જીવનની પ્રગતિને પ્રત્યેક પળે પ્રતિબાધક કે અડચણ કરતા નિવડે છે.

વર્તમાન કાલમાં સામાન્ય રીતે મનુષ્યો, જે મસ્તિષ્કશકિત ધરાવે છે, તેના કરતાં પણ શતગુણ અધિક શકિત, સામાન્ય રીતે ધરાવી શકે એવા સર્વ સંભવો છે.

મનુષ્યની છેક બાલ્યાવસ્થામાંથીજ આ મસ્તિષ્ક શકિતનું કાર્ય, અતિ પ્રબળતાથી પ્રવર્તવા માંડે છે, ત્યારથી મનુષ્યની છેક આખરની અન્તઘડી સુધી, આ શક્તિનું કાર્ય નિરંતર ચાલુજ રહેછે. આ શું મસ્તિષ્કની, પ્રાણ કે વિદ્યુત્ શક્તિનો ઓછો પ્રભાવ છે?

---

+આ વિષયની ખાસ માહિતી માટે અમારૂં "આહારવિધિ" નામનું નાનું ટ્રેક્ટ વાંચો.

સુજ્ઞ વાચકગણ ! જો તમારે વૃધ્ધાવસ્થાને યુવાવસ્થા માફકજ સુખી અને તન્દુરસ્ત હાલતમાં ગાળવી હોય, તો જ્યારે તમે યુવાવસ્થાયુક્ત હો, ત્યારે વૃધ્ધાવસ્થાના ડહાપણ અને અનુભવ યુક્ત થઇને યોગ્ય નિયમ અને પદ્ધતિસર વર્તો. યુકતાહાર વિહાર વાન, વિદ્યોપાર્જનમાં યત્નવાન, સુશીલ, મીતભાષી થઈ સભ્યતાથી વર્તો. બ્રહ્મચર્ય અને આરોગ્યતાના નિયમ યથાવત્ પાળો. હમેશા ઈન્દ્રીયોનેવશ રાખો. વિષયાસકત નહિં બનો. કામવાસનાઓના પ્રબળવેગને બુધ્ધિબળથી રોકો અને સદ્વતન શીલ થઇ, ઇશ્વરે આપેલાં સર્વ અવયવો અને સાધનોનો પવિત્રતાથી સ્વાર્થ અને પરાર્થ ઉપયોગ કરો. ચરકની અંદર કહ્યું છે કે—

**नरो हिताहार विहारसेवी, समीक्ष्यकारि विषये ष्वसक्तः ।**
**दातासमः सत्यपरः क्षमावानाप्तोपसेवी च भवत्यरोगः ॥**

યુકતાહારવિહારનું સેવન કરનાર, સમીક્ષા કરી કાર્ય કરનાર, વિષયોમાં અના સકત, દાતા, સત્યપરાયણ, અને ક્ષમાવન્ તથા આપ્તજનોની ઉપાસના કરનાર પુરૂષ હમેશાં રોગ રહીત રહેછે અર્થાત્ શરીર તથા મનથી નીરૂજ અને સુખી રહેછે આરોગ્યતા એ એક અમુલ્ય પદાર્થછે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારેનું મુળ આરોગ્યતા છે.

આરોગ્યતા, એ શરીર અને મગજની તન્દુરસ્ત હાલતનુંજ સંયુકત પરિણામ છે. જીંદગી ભોગવવાની ખરી ખુબી તો શરીર મગજ તથા મન, એ ત્રણેને યથાયોગ્ય તન્દુરસ્ત હાલતમાં જાળવી રાખવામાંજ સમાયેલ છે. કોઇ પણ કામ આપણે સુઘડતાથી અને સારી રીતે કરવા માંગતા હોઈએ, તો તેને માટે સારા હથીયારોની હમેશાં જરૂર છે. તેજ પ્રમાણે આપણી બોલવા, ચાલવા, વાંચવા, લખવા તેમજ વિચાર કરવાની અને સુખ દુઃખ અનુભવવાની શક્તિઓને. યથાવત્ પ્રદર્શિત કરવા માટે, સારા અને મજબુત મસ્તિષ્કરૂપી સાધનનીજ જરૂર છે, કે જે દ્વારા જીવનરૂપી કલ્પવૃક્ષની બધી શાખાઓ, યથાવત્ પુષ્ટિ પામી શકે. શરીર અને મસ્તિષ્કનાપ્રત્યેક ભાગનો આગળ ઉપર સાબિત કરેલો સંબંધ, સ્પષ્ટ રીતે એ દર્શાવે છે કે, મગજ અને શરીરને પરસ્પર ઘણોજ નિકટ સંબંધ છે. વૈદ્યો, ડાકટરો, વકીલો, બારીસ્ટરો, વિદ્યાર્થિઓ અને કોલેજીયનોનાં હજારો દ્રષ્ટાન્તો, આ સિધ્ધાન્તની સત્યતાને અનેક રીતે સાબીત કરે છે. મનુષ્યની માનસીક સ્થિતિને ઉન્નત બનાવવા માટે, તેની શારીરિક હાલત કે તન્દુરસ્તી પણ ઉચ્ચ પ્રકારનીજ હોવી જોઇએ. માંદા અને રોગી મનુષ્યો યથાયોગ રીતે વાંચી–લખી, કે વિચારીને યથાવત્ યાદ રાખી શકતા નથી. તન્દુરસ્તીની ખીલવણી એ સૌથી પ્રથમ અગત્યની વસ્તુ છે. "પહેલું સુખ તે જાતે નર્યા." એ કહેવત તદન યથાર્થજ છે. "**धर्मार्थकाममोक्षाणामारोग्यमूलमुत्तमम्**" એ જે કહેવામાં આવેલ છે, તેમાં કાંઇ પણ અતિશયોક્તિ નથી. એ સૂત્ર પ્રત્યેક પ્રસંગમાં યાદ રાખી, કંઠસ્થ કરી રાખવા જેવું છે. કારણ આરોગ્યતા વિના અન્ય બધાં સાધનો નકામાં છે. આટલા માટે આપણે આપણા શરીરની આરોગ્યતાની સંરક્ષા અને

ખાસ કરી આપણા મસ્તિષ્ક અને જ્ઞાનતંતુઓની યથાર્થ સંરક્ષા અને સંભાળ રાખતાં શિખવાની સમ્પૂર્ણ આવશ્યક્તા છે. તેજ પ્રમાણે આપણા બાળકોનાં મસ્તિષ્કને પણ આરોગ્ય, પુષ્ટ અને સંરક્ષિત રાખવાનું શિક્ષણ, બાલ્યાવસ્થામાંથીજ આપતાં શીખવવાની પણ તેટલીજ જરૂર છે. કારણ બધી કેળવણી અને કાર્યકૌશલ્ય અને સમગ્ર જીંદગીના સુખ અને દુઃખ, સદાચાર, અને દુરાચાર તથા શુભ અને અશુભ પ્રવૃત્તિ રૂપ જીવનનો અને શાન્તિરૂપ મરણનો આધાર, આ મસ્તિષ્કની યથાર્થ ખીલવણીપરજ અવલંબી રહ્યા છે. સર્વ પ્રકારની કેળવણી કે શિક્ષણ આપતાં પહેલાં, સારાં અને વિસ્તૃત મસ્તિષ્કનાં અસ્તિત્વની સૌથી પ્રથમ આવશ્યક્તા છે.

આ મસ્તિષ્કની સંરક્ષા કેવી રીતે કરવી ? પ્રજ્ઞાપરાધ કોને કહેછે ? મસ્તિષ્કના અનેક પ્રકારના રોગોની ઉત્પત્તિ શાથી થાય છે ? તે તે રોગોનો પ્રતિકાર કરવામાટે શું શું કરવું જોઇએ ? ઇત્યાદિ વિષયો કેટલેક અંશે વૈદ્યકશાસ્ત્ર સાથે સંબંધ રાખે છે, એટલે અમે તેનું વર્ણન અત્રે આપવાનું યોગ્ય ધારતા નથી. તેતે વિષયની માહિતી માટે, તે તે વિષયના ગ્રન્થોનો ખાસ અભ્યાસ કરી માહિતી મેળવી લેવા, વાચક વર્ગને અમારી નમ્ર પ્રાર્થના છે. આ સ્થળે તો માત્ર મસ્તિષ્કની અંદર કઈ કઇ શક્તિઓનો સમાવેશ થાય છે, અને તે તે શક્તિનાં સ્થાન આદિ કયાં, અને કેવી રીતે છે, તથા તે તે સ્થાનની ખીલવણી અને કેળવણી આદિ કાર્યો કેવી રીતે થઇ શકે છે તેનોજ વિચાર કરવાનો છે.

## માનસિક શકિતઓની વિવિધતાના પ્રમાણમાંજ મસ્તિષ્કમાં ભિન્ન ભિન્ન માનસ અવયવોનું અસ્તિત્વ.

મનુષ્યના મન કે આત્માની અંદર જેટલી ભિન્ન ભિન્ન પ્રકારની શક્તિઓ કે વૃત્તિઓ છે, તેટલાજ અલગ અલગ અવયવોયુક્ત મનુષ્યના મસ્તિષ્કની રચના કરવામાં આવેલ છે. ઉપરોકત સિધ્ધાન્ત સ્વયંસિધ્ધ છે. તેને પુરાવાની કે સાબિતીની જરૂરજ નથી. કુદરતના સમગ્ર કાર્યો અને સિધ્ધાન્તોને અનુકુળજ આ પણ એક કુદરતનો વિશ્વવ્યાપક-સૃષ્ટિક્રમ છે. કુદરત હમેશાં પોતાનાં કાર્યો ચોકસ અવયવોદ્વારાજ નિયમીત રીતે કરે છે, અને પ્રત્યેક કાર્યને માટે કુદરત, અલગ અલગ અવયવની યોજના કરે છે. કુદરતનો આ નિયમ હમેંશા એકરસ અને એક સરખી રીતે સર્વત્ર ચાલ્યો આવે છે. તેમાં કદી પણ ફેરફાર કે ન્યુનાધિક્તા થતીજ નથી. એ અગાઉના પ્રકરણમાં અમે સવિસ્તર જણાવ્યું છે.

મસ્તિષ્ક અને અનુમસ્તિષ્કનાં કાર્યો પણ, તેજ પ્રમાણે ભિન્નભિન્ન પ્રકારનાં છે, એ તેઓની અલગઅલગ પરિસ્થિતિ અને રચના દ્વારા પણ તદન સ્પષ્ટજ છે. જો બન્નેનું કાર્ય એક સરખુંજ અને ભેદભાવ વગરનું હોત, તો કુદરત તેને શામાટે અલગ અલગ સ્થાન અને રૂપઆદથી વિભક્ત કરત ? કુદરતનું કોઈ પણ કાર્ય

પ્રયોજન વિનાનું હોતું નથી. બન્ને મસ્તિષ્કનો વિભાગ દર્શાવનાર તન્તુરીયમની અંદર પણ કંઇ ભેદ જરૂર સમાયેલ છે. પરંતુ મસ્તિષ્કના દરેક વિભાગને, ભિન્ન ભિન્ન શક્તિદર્શક અવયવરૂપે, કાર્યકર્તા તરીકે ગ્રહણ કરવાથી એ બધી મુશ્કેલીઓ એકદમ દુર થઇ જાય છે.

સાંભળવાનું, જોવાનું કે સુંઘવાનું, તેમજ રુધિરાભિસરણનું કે પાચનક્રિયા આદિ ક્રિયાઓનું કાર્ય, આખું શરીર એકત્રથઇ એકરૂપે કદી પણ કરતું નથી. એ આપણે પ્રતિદીનના પ્રત્યક્ષ અનુભવથી જાણીએ છીએ. શરીરની અંદર સાંભળવાને માટે કાન, જોવા માટે આંખ, સુંઘવા માટે નાક, સ્વાદ ગ્રહણ કરવા માટે જીહ્વા, સ્પર્શજ્ઞાન માટે ત્વચા અને પાચનક્રિયા માટે પચનેન્દ્રિયના અલગ અલગ અવયવો જેવાં કે આમાશય યકૃત, પ્લીહા, આન્ત્રઆદિ તેમજ રૂધિરાભિસરણ માટે હૃદય, ફેફસાં નાડીનસ, કેશવાહિની આદિ, શરીરના પ્રત્યેક અવયવની, અલગ અલગ પ્રકારની રચના, સ્થીતિ અને કાર્ય છે, તેજ પ્રમાણે માનસિક કાર્યના, અલગ અલગ વિભાગાનુસાર મસ્તિષ્ક શક્તિઓનાં વિભાગ અને અલગ અલગ અવયવોની પણ તેજ પ્રમાણે જરુરીયાત છે. આખું મસ્તિ-ક મનુષ્યના સર્વ વિચારોને અમલમાં મુકવા માટે, સમગ્ર રૂપે કદી પણ પ્રવર્તતું નથી, પણ દરેક પ્રકારની ભિન્ન ભિન્ન શક્તિને પ્રદર્શિત કરનાર અલગ અલગ અવયવ હોય છે. મસ્તિષ્કશાસ્ત્રની સમગ્ર મહાન્ ઈમારતનો આ ઉપરોકત સિધ્ધાન્ત, એક મહાન ચાવી રુપ છે; જેને અસત્ય ઠરાવવા માટે સમગ્ર ભૂમંડળના વિદ્વાનો પણ, કદી સમર્થ થઇ શકનાર નથી. કારણ એ એક કુદરતી, સત્ય અને અવિનાશી, તથા યથાર્થ અને ઇશ્વરી નિયમાનુકુલ સિધ્ધાન્ત છે.

સઘળા શારીરશાસ્ત્રીઓ, આ સિદ્ધાન્તને એક સર્વતન્ત્ર સિદ્ધાન્ત રૂપે સ્વિકાર કરે છે, અને જાહેર કરે છે કે "મસ્તિષ્કના અલગ અલગ પ્રદેશો, અલગ અલગ શકિત તથા વૃત્તિઓ કે ભાવોને પ્રગટ કરે છે." મસ્તિષ્કનો અગ્રવિભાગ બુધ્ધિ શકિતઓ પ્રદર્શીત કરે છે. જ્યારે ઉપરનો વિભાગ ધાર્મિક અને નૈતિક શકિતઓનું કાર્ય બજાવે છે, જ્યારે પાછળનો અને નીચેનો વિભાગ, સાંસારિક અને શારીરિક પ્રવૃત્તિઓનું કાર્ય બજાવે છે.

ડા. ટાઇડમેન્ન, **બ્રોસબર્ગ**, **સોમેરીંગ**, અને ડા. ગોલ, **સ્પરઝીહ્યમ** તથા, **કોમ્બ** અને **ફોડિઅર** વિગેરે પણ ઉપર **પ્રમાણેજ** વિચારો ધરાવેછે; અને કહેછેકે "મસ્તિષ્કના અલગ અલગ વિભાગો, ભિન્ન ભિન્ન પ્રકારનાં કાર્ય કરવા માટેજ સર્જાયેલાછે."

"This idea of a plurality of the mental organs as well as faculties is very old. Those who call it an invention of Gall, err."–

**Spurzheim**.

"All the sensations take a distinct form in the cerebral lobes"

**Cuvier.**

"The Great Haller experienced a necessity for assigning a function to each department of the brain." **Fodere.**

એરીસ્ટોટલ નામનો તત્વવેત્તા પણ ઉપર પ્રમાણેજ મત ધરાવતો હતો; જેનો સાધારણરીતે સર્વત્ર સ્વિકાર કરવામાં આવેલછે.

રેટીસ્બનના બીશપ, આલબર્ટ, ધીગ્રેટે, તેરમાં સૈકામાં મસ્તિષ્કનો એક નકશો ચિત્ર્યો હતો જેમાં મસ્તિષ્કના, ખાસ ખાસ પ્રદેશનું અલગ અલગ કાર્ય સચિત્ર દર્શાવવામાં આવેલ હતું. આ નકશાની. ૧૮૨૨માં ડા. ગોલે તેમજ સ્પર્ઝીયમે કોપી કરી હતી

લ્યુડાવીકો ડાલકે પોતાના "સ્મરણશકિતની સંવૃધ્ધિ" નામના ગ્રન્થમાં માનસિક શકિતઓના મસ્તિષ્કમાંના અલગ અલગ સ્થાનોનું વર્ણન આપેલું છે

ડા. બોનેટ પણ કહે છે કે "The Brain is a very complicated organ or rather, an assemblage of very different organs-**Bonnet**.

ઉપરોકત સર્વ મહાન્ ડાકટરોનાં અભિપ્રાયોની પુષ્ટિ, નીચે ટાંકવામાં આવેલ કેટલાક પ્રતિદિવસના અનુભવગમ્ય દૃષ્ટાન્તોથી પણ અનેક રીતે થઇ શકેછે.

૧. એકજ વિષયમાં મનને અને મગજને રોકી ન રાખતાં, થોડે થોડે સમયે વિષયાન્તર કરવાથી, મનને તેમજ મગજને આરામ મળે છે. જેવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારની વ્યાયામ કરવાથી, શરીરના અલગ અલગ સ્નાયુ સમુદાયને ગતિ અને શકિત મળેછે, તેજ પ્રમાણે ભિન્ન ભિન્ન માનસિક કાર્યની ફેરબદલી કરવાથી, મગજની અલગ અલગ શકિતઓને વ્યાયામ મળે છે. જ્યારે અન્ય શકિતઓને આરામ મળે છે. આખો દિવસ વાંચીને કે લખીને થાકી ગયેલ કારકુન કે અમલદારને, ફરવા જવાથી આરામ મળે છે. જ્યારે આખો દિવસ મુસાફરી કરી થાકી ગયેલ મુસાફરને જરા સુખે સુવાથી આરામ પ્રાપ્ત થાય છે.

એજ પ્રમાણે, અભ્યાસ, વાંચન, કે અન્યાન્ય વૃત્તિના વિષયોની ફેરબદલી કરવાથી, મગજની પ્રત્યેક શકિતને આવશ્યકતાનુસાર આરામ, આનંદ અને પુષ્ટી-કે વિશ્રાન્તિ આપીશકાયછે. જો, ભિન્નભિન્ન પ્રકારના કાર્યો સમગ્ર મસ્તિષ્કદ્વારાજ થતા હોત, અથવા એકજ અવયવદ્વારા બધાં કાર્યો થતાં હોય, તો તો તેને આરામ, મળવાનો સંભવજ કયાં રહેછે? તેથી તો ઉલટાં વધારે શ્રમિત થઇજવાનો અધિક સંભવછે.

૨. ભિન્ન ભિન્ન વ્યકિતયોમાં, ભિન્ન ભિન્ન પ્રકારની કુદરતી બક્ષિસો, અને સ્વભાવો તેમજ એકજ વ્યકિતમાં અનેક પ્રકારની શક્તિઓનું ન્યુનાધિક પ્રમાણ જોવામાં આવેછે, જેથી એ સાબીત થાય છે, કે તે તે માનસિક શક્તિઓ અને તેના અવયવો પણ સ્વભાવિક રીતેજ ભિન્નભિન્ન પ્રકારનાજ હોવા જોઇએ.

૩. સ્ત્રી અને પુરૂષોનાં સ્વભાવની સર્વતંત્રસિધ્ધ પારસ્પરિક નૂન્યાધિકતા પણ સ્ત્રી અને પુરુષનાં અમુક અમુક અવયવોની અધિક ખીલવણી અને સંવૃધ્ધિનેજ આભારી હોય, એમ જણાય છે. પુરૂષવર્ગમાં જ્યારે શરીરબળ અને શૌર્ય આદિ શક્તિનું પ્રાબલ્ય જણાઇ આવે છે, ત્યારે સ્ત્રીઓની અંદર ગૃહ્યલાગણીઓ અને શ્રધ્ધાનું અતિ પ્રબળ પ્રમાણ જોવામાં આવે છે.

૪. અમુક વ્યકિતમાં કોઇ ખાસ શકિત, અન્ય વ્યકિત કરતાં વિશેષ પ્રમાણમાં હોય છે. કોઇની સ્મરણશકિત બહુજ તીવ્ર હોય છે અને તેથી જે કોઇ વિષય સન્મુખ મન જાય, તે તરતજ સ્મરણશકિતથી ગ્રહણ કરી લેછે, જ્યારે બીજી વ્યકિતમાં તે શકિતની ખામી હોવાથી, તેને વારંવાર યાદ કરવા છતાં પણ વિસ્મરણ થઈ જાય છે. જ્યારે કેટલાક પુરુષો બહુજ ઉચ્ચ પ્રકારનું મનન કરી શકે છે, પણ સરલતાથી યાદ કંઇ પણ રાખી શકતા નથી, જ્યારે વળી ત્રીજી વ્યકિત સ્મરણ કે મનન કંઇ પણ યથાવત્ કરી શકતી નથી, પણ ગાવાનું કાર્ય બહુજ ઉત્તમ રીતે બજાવી શકે છે.

ઉપરોકત સર્વ પ્રમાણેથી એ સ્પષ્ટ સાબીત થાય છે કે-"ભિન્ન ભિન્ન શકિતઓને પ્રગટ કરવા માટે મસ્તિષ્કની અંદર અલગ અલગ માનસ અવયવો અસ્તિત્વ ધરાવે છે."

ઉપરોકત સર્વ લખાણનો સારાંશ એ છે કે

૧ મન અનેક પ્રકારની શકિત કે વૃત્તિથી યુકત છે.

૨ મસ્તિષ્ક એ મનને પોતાના ભાવો પ્રદર્શિત કરવાનું મુખ્ય અવયવ છે અને એટલા માટે મનની શકિતઓ કે વૃત્તિઓની સંખ્યાનુસાર, અલગ અલગ માનસ અવયવોના સમુદાયથી મનુષ્યનું મસ્તિષ્ક બનેલું છે.

૩ ઉપરોકત શકિત કે વૃત્તિઓમાંના જે જે અવયવો જેટલા અંશમાં પ્રબળ કે નિર્બળ હોય છે, તેટલા પ્રમાણમાં પોતપોતાની શકિત, આવશ્યકતાનુસાર હમેશાં પ્રદર્શિત કરી શકે છે.

૪ વળી મનુષ્યની કેટલીક શકિતઓ જુદે જુદે સમયે અને અવસ્થાએ ખાસ ખીલે છે. જ્યારે કેટલીક શકિતઓ, વૃધ્ધાવસ્થાએ પહોચતાં સૌથી પ્રથમ ધીમે ધીમે ક્ષયને પ્રાપ્ત થાય છે. કામવાસનાની વૃત્તિ યુવાસ્થામાંજ પૂર્ણ રૂપે ખીલવવા લાગે છે ક્ષુધા અને પિપાસાવૃત્તિ, જન્મની સાથેજ ખીલતી જાય છે, પણ વૃધ્ધાવસ્થામાં તો ધીરે ધીરે ક્ષય થવા લાગે છે.

૫ પણ મનનાત્મક શકિતઓ અને નૈતિક શકિતઓનું કાર્ય છેક આખરી અવસ્થા સુધી નિરંતર, ક્ષય થવા વિના ચાલ્યાજ કરેછે.

૬ કોઇ પણ ખાસ અવયવની ગાંડાઇ કે ઘેલછા અને બાકીના અવયવોની સુસ્થિતિ પણ એજ દર્શાવેછે કે "મસ્તિષ્કની અંદર પ્રત્યેક શકિતના અવયવ અલગ અલગ અસ્તિત્વ ધરાવે છે;

૭ કેટલાક પુરૂષો પ્રેમઘેલો હોય છે. કેટલાક ભયસંત્રસ્ત હોય છે. કેટલાક ભક્તિભાવની ઘેલછાયુક્ત હોય છે, જ્યારે કેટલાકમાં કળાકૌશલ્ય પાછળની ઘેલછાએ ઘર કરેલું હોય છે. જ્યારે બીજી બધી બાબતોમાં બહુજ ડાહ્યા, શાણા, અને ચતુર હોય છે. મસ્તિષ્કશાસ્ત્ર આવી વિભિન્નતાના બધા પ્રશ્નોનો યથાવત્ નિર્ણય કરવા સમર્થ છે.

૭ મનુષ્યની સ્વપ્નાવસ્થા પણ ઉપરોક્ત બાબતો અને સિધ્ધાન્તને પુષ્ટી આપે છે. સ્વપ્નની અંદર જ્યારે બીજી બધી વૃત્તિઓ નિદ્રાવશ હોય છે, ત્યારે જે બે ચાર વૃત્તિઓ અર્ધ-જાગ્રત હાલતમાં અવિશ્રાન્ત હોય છે, તેઓ વિચારાત્મક કાર્ય કરી રહેલ હોય, છે. જો એમ ન હોય તો એકજ વ્યક્તિ, જે ભરનિદ્રામાં પલંગપર પ્રેમથી હાથ પગ પ્રસારી પોઢી રહેલ છે, તેવીજ હાલતમાં દોડવા, ચાલવા અને કુદવા, તેમજ દેશદેશાન્તરમાં હરવા ફરવાનો તેમજ મિત્રવર્ગ સાથે વાતચિત કરવાનો અનુભવ પલંગમાં પડયા છતાં, કેવી રીતે કરી શકે? અને પોતે જાતે સ્વપ્નાવસ્થામાં જે કંઇ કરી રહયો છે, તે કેમ તેજ વખતે જાણી શકતો નથી? મસ્તિષ્કશકિતના અલગ અલગ અવયવોનાં અસ્તિત્વને સિધ્ધ કરવા માટે, આથી વિશેષ પ્રબળ પ્રમાણની શું જરૂર છે?

૮ હાસ્યોત્પાદક હવા તેમજ માદક દ્રવ્યો કેટલાક વ્યક્તિને વાતુડીયા, કેટલાકને આનંદી, કેટલાકને વકતૃત્વશક્તિયુક્ત, અને કેટલાકને તદન દીલગીર મન્દોત્સાહ ક્રોધી કે ક્રૂર, અથવા વિષયવાસનાયુકત કે ચપળ બનાવી મુકે છે. જ્યારે કેટલાકને તદન મૂઢ બનાવી મુકે છે. એનું કારણ પણ મનુષ્યની અલગ અલગ શક્તિનાં અવયવપર તેથી થતી ન્યૂનાધિક અસરજ હોય એમ સ્પષ્ટ જણાય છે; જો આખુ મસ્તિષ્ક સમગ્રરૂપે કાર્ય કરતું હોય, તો બધી શક્તિઓ પર એકી વખતે એક સરખીજ અસર થવી જોઇએ. પણ તેમ તો થતું નથી.

ટુંકમાં મનની અલગ અલગ શકિતઓ કે વૃત્તિઓની સાબિતિ આપનાર, સર્વ સાધનો—મનના મુખ્ય અવયવરૂપ મસ્તિષ્કમાં પણ તેટલાજ અલગ અલગ અવયવો છે એમ સુસ્પષ્ટ રીતે સાબીત કરે છે. જ્યારે મસ્તિષ્કના કયા પ્રદેશ કે કયા અવયવ દ્વારા—કઇ શકિત કે વૃત્તિનું કાર્ય પ્રદર્શીત કરવામાં આવે છે, એ પૂર્ણ તયા દર્શાવવાનું મુખ્ય કાર્ય—મસ્તિષ્કશાસ્ત્રનું છે, જે પ્રત્યક્ષ અને અનુમાન આદિ પ્રમાણો દ્વારા યથાવત્ સિધ્ધ થઇ શકે છે. પણ તે સંબંધી વિવેચન કરતાં પહેલાં આપણે એક મસ્તિષ્ક શાસ્ત્રના અગત્યના સિદ્ધાન્તને જાણવાની પ્રથમ અગત્ય છે, તેથી તેનું વર્ણન કરશું. નીચે દર્શાવેલ ભિન્ન ભિન્ન પ્રકારની ત્રિવિધ પરિક્ષાથી પણ એ વિષયની સમ્પૂર્ણ સાબીત, આપી શકાય છે, જેમાં

૧ તુલનાત્મક મસ્તિક શાસ્ત્ર (જેમાં પશુ-પક્ષી અને મનુષ્યના મસ્તિષ્કની પરસ્પર સરખામણી કે મુકાબલો કરવામાં આવે છે.

૨ મસ્તિષ્ક શાસ્ત્રના સિધ્ધાન્તો (માનસ શાસ્ત્રના મુખ્ય સિદ્ધાન્તો.)

૩ માનસ રોગ ચિકિત્સા (અથવા વાત રોગ નિદાન). (જેમાં મગજના રોગોનું નદાન અને ચિકિત્સા કરવામાં આવે છે તે શાસ્ત્ર).

એ પ્રમાણે ત્રણ જુદી જુદી એકજ જાતની મસ્તિષ્કશાસ્ત્રની શાખાઓના અભ્યાસ અને અનુભવનો તેમાં સમાવેશ કરવામાં આવે છે.

# મસ્તિષ્કનું કદ અને માનસશકિતનો સંબંધ.

બીજી બધી સ્થિતિઓ, અને આસપાસના બધા સંજોગો બરાબર એક સરખા હોય, તો મસ્તિષ્કના અવયવોનાં ન્યૂનાધિક કદના પ્રમાણમાંજ, તે દ્વારા પ્રકટ થતી શકિતની પણ ન્યૂનાધિકતા-સર્વત્ર જોવામાં આવે છે. આ પણ એક મસ્તિષ્કશાસ્ત્રનો સર્વતંત્ર સિધ્ધાંત છે.

સામાન્યરીતે કદના પ્રમાણથીજ, બળ કે શકિતનું અનુમાન વ્યહવારમાં સર્વત્ર થાય છે. એક સરખાં ઘાસના બે ખેતરો છે જેમાંનું એક મોટું છે અને બીજું નાનું છે, તો નાનાં કરતાં મોટા ખેતરમાં વધારે ઘાસ હોવુંજ જોઇએ. એ તદ્દન સ્પષ્ટજ છે. પાંચ રતલ સુતરના દોરડા કરતાં ૧૦ રતલનું દોરડું વધારે મોટું લાંબુ કે પહોળું અથવા વજનમાં ભારે હોવુંજ જોઇએ એ દેખીતી વાત છે.

આજ પ્રમાણે નાનાં મસ્તિષ્ક કરતાં મોટાં મસ્તિષ્ક હમેશાં શકિત અને ગુણમાં પણ તેટલીજ વિશેષતા ધરાવે એ તદ્દન ખુલ્લું છે.

**ઘ્રાણતન્તુનું પ્રાબલ્ય.** તીવ્રઘ્રાણેન્દ્રિયવાળા પશુઓનાં નાક હમેશાં લાંબા હોય છે. અને એટલા માટે તેઓનાં ગન્ધવાહક જ્ઞાનતન્તુઓ અને ઘ્રાણેન્દ્રિયો પણ લાંબી અને વિસ્તૃત હોય છે. દૃષ્ટાન્ત તરીકે શિકારી કુતરાં, વરૂ, સિંહ, રિંછ વિગેરે. શિકારી કુતરાઓનો આંખથી નસકોરાં સુધીનો ભાગ બહુજ લાંબો હોય છે. તેમ નાસિકાની આસપાસનો પ્રદેશ ઘણો વિસ્તૃત હોય છે. આજ પ્રમાણે ગન્ધથી શિકારની શોધ કરનાર બધા પ્રાણીઓના નાક લાંબા અને પહોળાં હોય છે. અમુક કુતરાના નાકની લંબાઇ તેની ઘ્રાણશકિતની તીવ્રતા દર્શાવે છે. જ્યારે જે પ્રાણીઓ માત્ર આંખથી જોઇ શિકાર કરે છે, તેઓની દર્શન શકત તીવ્ર હોય છે. પણ નાક લાંબા હોતાં નથી.

જે પ્રાણીઓની ઘ્રાણેન્દ્રિય તીવ્ર હોતી નથી, તેઓના ગન્ધવાહક તન્તુઓ પણ દીર્ઘ કે વિસ્તૃત હોતા નથી.

સિંહની અંદર અતિ પ્રબળ અને તીવ્રતરગન્ધગ્રાહક શકિત છે. અને તે પ્રમાણે તેનું નાક પણ ઘણુંજ લાંબુ અને વિસ્તૃત હોય છે, જેને પરિણામે હવાની અંદર તરતા, કોઇ પણ જાતના ગન્ધયુકત પરમાણુઓના સ્પર્શ માત્રથી તે એકદમ ગન્ધ ગ્રહણ કરી શકે છે. ગન્ધવાહક તન્તુઓના સમુદાયનો મૂળ ભાગ, તેના મસ્તિષ્કનો લગભગ એક પંચમાંશ ભાગ રોકી રહેલ હોય છે. અવલોકન કરતાં સઘળાં તીવ્ર ઘ્રાણેન્દ્રિય વાળા પશુઓમાં, સર્વત્ર એ નિયમ એક સરખોજ જોવામાં આવે છે.

**દર્શનતંતુનું પ્રાબલ્ય** ગરૂડ, સમળા અને ગીધ આદિ બહુજ દુર સુધી જોઇ શકનાર તેમજ તીવ્રદર્શનશકિતવાળા પશુઓની અંદર દર્શનતન્તુનું પ્રાબલ્ય હોય છે. જ્યારે તેઓની દર્શનેન્દ્રિય તેજ પ્રમાણે વિસ્તૃત હોય છે. પણ છછુંદર, નોળીયા, ઉંદર વિગેરેનાં ચક્ષુઓ ઝીણા અને તેઓની દર્શનશકિત પણ બહુજ સ્વલ્પ અથવા ખામીવાળી હોય છે.

# મસ્તિષ્કના કદનાં પ્રમાણમાંજ મનોબળનું અસ્તિત્વ સર્વત્ર જોવામાં આવેછે.

મહાન પુરૂષોના મસ્તિષ્ક પણ મહાન હોય છે. કયુવીયર નામના નેચરાલીસ્ટનું-મસ્તિષ્ક ૪ રતલ અને દશ આઉંસ કરતાં પણ વધારે વજનદાર હતું. નેપોલીયન બોનાપાર્ટનું મગજ પણ, તેજ પ્રમાણે મોટું હતું. આપણા દેશના મહાન પુરૂષોમાં અગ્રગણ્ય સ્વામી દયાનન્દ સરસ્વતી, રાજારામમોહનરાય, કેશવચંદ્ર સેન અને મહાદેવ ગોવિન્દ રાનડે તથા ઓ. જગન્નાથ શંકરશેઠ કે જેનું બાવલુ મુંબઇના ટાઉન હોલમાં ખુલ્લુ મુકવામાં આવેલ છે, તે બધાના મસ્તિષ્ક ખાસ પ્રમાણમાં વિસ્તૃત અને મોહોટાં હતાં. વર્તમાન કાળના મહાન પુરૂષોમાં શ્રીયુત્ દાદાભાઇ નવંરોદજી, મી૦ સુરેન્દ્રનાથ બેનરજી, મી૦ ગોખલે અને બીજા મહાન પુરૂષોના મસ્તિષ્ક પણ સામાન્ય જનસમાજના મસ્તિષ્ક કરતાં, અનેક રીતે ચડીયાતા, સંવૃદ્ધ અને મહાન છે. મહાન નેપોલીયનનું મસ્તિષ્ક, ૨૪ ઇંચિ કરતાં પણ ઘેરાવામાં વધારે હોવું જોઇએ, એમ તેની ટોપીના ઘેરાવા પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. વેબ્સ્ટર ડીક્શનેરીના સંગ્રહકર્તા મી. વેબ્સ્ટરનું મસ્તિષ્ક પણ, તેજ પ્રમાણે સાડીચોવીશ ઇંચિ કરતાં પણ વધારે હતું. ફ્રેન્ચરેવોલ્યુશનના સુપ્રસિધ્ધ લેખક બર્કનું મસ્તિષ્ક પણ આજ પ્રમાણે કદમાં ઘણું મહોટું હતું. દુનીયાના ગમે તે દેશ કે કાળના મહાન પુરૂષોના મસ્તિષ્ક તમે તપાસો અને તુલના કરશો, તો ઉપરોક્ત સિધ્ધાન્તની સત્યતા સર્વત્ર એક સરખીજ અનુભવમાં આવશે. ડા. ફાઉલર, કોમ્બ, સ્પર્ઝીયમ, અને ગાલ, આદિ મહાન અનુભવી અને સુપ્રસિધ્ધ મસ્તિષ્કશાસ્ત્રીઓનો પણ એજ અભિપ્રાય અને સિધ્ધાન્ત છે કે "જેમ મસ્તિષ્કનું કદ મહોટું, તેમ તેની અંદરની માનસિકશક્તિની પણ પ્રબળતા સમજવી."

વળી મનુષ્યની માનસિકશક્તિઓ, જેમ જેમ સબળ કે સશક્ત થઇ સંવૃધ્ધ થતી જાય છે, તેટલા પ્રમાણમાં મસ્તિષ્કનું કદ પણ હમેશાં સંવૃધ્ધ થતું જાય છે. નાના બાળકોનાં મસ્તિષ્ક શરૂઆતમાં નાના હોય છે, પણ તેઓની માનસિકશક્તિઓની ખીલવણીની સાથેજ, તેઓના મસ્તિષ્ક પણ પ્રમાણસર ખીલવા લાગે છે, જે પૂર્ણ યુવાવસ્થામાં સમ્પૂર્ણતાને પ્રાપ્ત થાય છે. પણ વૃધ્ધાવસ્થારુપ દ્વિતીય બાલ્યાવસ્થામાં મસ્તિષ્કની શક્તિઓ જેટલે અંશે ક્ષીણ થાય છે, તેટલા અંશમાં મસ્તિષ્કનું કદ પણ કમી થતું જાય છે.

ઘણા મૂઢમાણસો (Idiots) ના મસ્તિષ્ક બહુ નાનાં હોય છે. ડા. ગાલ કહે છે કે "Complete intelligence is absolutely impossible, with a head below fourteen inches in circumference. In such cases idiocy more or less complete, invariably ensues. To this rule no exception ever has been or ever will be found."— **Dr. Gall.**

"I have never found in ancient or modern times, any man of great genius whose head was not large especially in his forehead. The Busts and engravings of Homer, Socrates, Plato, Demosthenes, Pliny, Bacon, Sully, Galileo, Montaigue, Corneille, Racine, Bossuet; Newton, Leibnitz, Locke, Franklin, Kent. Schiller &c. show that they had large heads."--

**Dr. Gall.**

ડા. સ્પરઝીહ્યમ કહે છે કે " We have made such a number of observations in various countries, that we have no hesitation in affirming that too small a brain, is unfit for the manifastation of the mind, though idiotism may result from other causes, "—

**Spurzheime.**

એડીનબર્ગ ફ્રેનાલૉજીકલ જર્નલમાં એક સ્થળે એક મૂઢ ઈડીયટના અને રાજારામમોહનરાયના મસ્તિષ્કનાં સાથે ચિત્ર આપી, ઉત્કૃષ્ટ બુધ્ધિયુક્ત અને મૂર્ખતાપૂર્ણ મસ્તિષ્કની સચિત્ર તુલના કરવામાં આવેલ છે, જેનું યથાર્થ નિદર્શન સાથેના બ્લૉક નં. ૯. અને ૧૦. પરથી યથાવત્ થઇ શકશે.

બધા મસ્તિષ્કશાસ્ત્રીઓ, મસ્તિષ્કના કદ અને માનસશક્તિના ઉપરોક્ત સિધ્ધાન્તને, સર્વતન્ત્ર સિદ્ધાન્તરુપે સ્વિકારે છે. છતાં પણ મનુષ્યની મસ્તિષ્કશક્તિને યથાવત્ પ્રદર્શિત કરવામાં બીજાં અનેક કારણો સહાયભૂત થાય છે. યથાયોગ્ય સ્વાસ્થ્ય અથવા આરોગ્ય, યોગ્ય આહાર વિહાર, બ્રહ્મચર્ય, યથાયોગ્ય શરીર સમ્પતિ અને એવી બીજી અનેક સ્થિતિઓની મનુષ્યના મસ્તિષ્ક પર અને આચાર વિચાર તેમજ વર્તન પર અનેક રીતે અતિપ્રબળ અસર થાય છે.

કેટલીક વખત ઘણાજ ચપળ, હુશીયાર, ચાલાક, લાયક, સાહિત્યપ્રેમી, અને બુધ્ધિમાન સુપ્રસિધ્ધ વક્તાઓના મસ્તિષ્ક પણ, સાધારણ કદના જોવામાં આવે છે, કારણ કે તેઓના મસ્તિષ્કનો મેંદુ, પ્રમાણમાં અધિક ન હોવા છતાં પણ ઉત્કૃષ્ટ પ્રકારનો હોય છે. આવા પુરુષો કે સ્ત્રીઓ અન્ય વ્યક્તિઓ પર અધિકાર નથી ભોગવતા, પણ સર્વત્ર પ્રશંસાને પાત્ર થાય છે. શરીરબળમાં બહુજ પ્રબળ શક્તિમાન હોતા નથી, પણ બુધ્ધિબળમાં ઘણાજ આગળ વધેલા હોય છે, અને ગંભીરાશય હોવા કરતાં કોઇ પણ વિષયની અતિતીવ્ર ગ્રહણશક્તિવાળા કે મેધાયુક્ત હોય છે. સામાન્ય સંજોગોમાં અને અનુકુળ પરિસ્થિતિમાં તેઓ જો કે બહુજ સારો દેખાવ અને પ્રશંસાત્મક કાર્યો કરી શકે છે, પણ નેપોલીયન અને ક્રોમવેલ કે શીવાજી અને રાણા પ્રતાપ કે અર્જુન અથવા પૃથુરાજ કે મી. ગાંધી અને લ્યુથર તેમજ સ્વામી દયાનન્દની માફક, અસાધારણ પ્રસંગોમાં આવા પુરુષો ટકી શકતા નથી.

સમગ્ર દેશ અને મહાન પ્રજાના નશીબની ચાવીને સાથે લઇ ફરનારા, મહાન યુગોને પ્રવર્તાવનાર-યુગપ્રવર્તકોનું અતિઊગ્રબુદ્ધિબળ કે આત્મબળ, કે જેને લીધે પ્રજાઓના જીવનમાં અનેક પ્રકારના ફેરફાર થવા પામે છે, તેવું કાર્ય તેવા પુરૂષો કદી પણ દર્શાવી શકતા નથી, કે કરી શકતા નથી. આવા યુગપ્રવર્તાવનાર આર્યાવર્તના વર્તમાનકાળના મહાન પુરુષોમાં, સ્વામી દયાનન્દ, સ્વામી રામતીર્થ, રાનડે, કેશવચંદ્રસેન, વડોદરાના મહારાજા સાહેબ સર સયાજીરાવ અને મહાન દેશભક્ત મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીની, આ સ્થળે ગણના કરવામાં અમે કશી પણ અતિશયોક્તિ કરતા નથી.

# પ્રકરણ ૩ જું.

## ભિન્ન ભિન્ન પ્રકારનાં પ્રાણીઓના મસ્તિષ્કની મનુષ્યનાં મસ્તિષ્ક સાથે સરખામણી.

પ્રાણીમાત્ર અને મનુષ્યવર્ગનાં શરીર તેમજ, મસ્તિકષ્ની રચના, કુદરતે એકજ સામાન્ય સિદ્ધાન્તાનુસાર કરેલીછે. તેઓના અને મનુષ્યના શરીરના અવયવોના કાર્ય વિભાગની રચના લગભગ, સામાન્ય રીતે એક સરખીજછે. મનુષ્ય તેમજ પશુ, પક્ષી, કીટ, પતંગ, વિગેરે એક સરખી રીતેજ શ્વાસપ્રશ્વાસ ગ્રહણ કરેછે, અને તેટલામાટે તેને પ્રાણીઓ કહેવામાં આવેછે. પ્રાણીમાત્ર એક સામાન્ય સિદ્ધાન્ત તરીકે પોતાના જીવન નિર્વાહાર્થ અન્ન, જળ, અને નિદ્રા આદિ, સામાન્ય જીવનની જરૂરીયાતની વસ્તુઓનો એક સરખીરીતે ઉપભોગ કરેછે. આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિની પ્રવૃત્તિ પણ પ્રાણી માત્રમાં એક સરખી રીતેજ પ્રસરી રહેલછે. એક પણ પ્રાણી આખા વિશ્વમાં એવું જોવામાં નથી આવતું, કે જેમાં ઉપરોક્ત એકાદ પણ પ્રવૃતિનો તદ્દન અભાવ હોય.

વળી તેઓની અંદરના અલગ અલગ અવયવો પણ હમેશાં લગભગ એકસરખુંજ કાર્ય કરી રહયાછે. પ્રત્યેક પ્રાણીને જોવા માટે આંખ અને પ્રકાશની જરૂરછે, તો પરમ કૃપાળુ પરમાત્માએ જોવામાટે આંખ અને પ્રકાશ બન્નેનું સયુક્તિ સમ્મેલન કરી યથાયોગ્ય બનાવટ કરેલ છે. વિશ્વના પ્રત્યેક પ્રાણીને જે કંઈ જોવાનું હોય, તે હમેશાં ચક્ષુદ્વારાજ અને પ્રકાશની સહાયથીજ, દર્શનશક્તિનાં નિયમાનુસારજ જોઈ શકેછે. પણ કોઇ કાનદ્વારા જોતું હોય, અને કોઇ નાકદ્વારા પદાર્થોનું દર્શન કરતું હોય એમ ક્યાંય પણ જોવામાં આવતું નથી. આજ પ્રમાણે, પચનેન્દ્રિયના અવયવો અને હસ્ત પાદાદિ કર્મેન્દ્રિયના કાર્યવિભાગની રચના અને કાર્યપધ્ધતિ તથા ઉપયોગ આદિ એક સરખાંજ છે. પ્રત્યેક પ્રાણીને ગતિકરવા માટે સ્નાયુઓનાં અનેક

પ્રકારનાં ચલન વલન આદિની હમેશાં જરૂર પડેછે. કારણ કુદરતનો એ નિયમ છે કે, "બધી જાતની ગતિ હમેશાં શરીરસ્થ સ્નાયુઓનાં સંકોચ વિકાશદ્વારાજ થઇ શકે."

આપ્રમાણે જોતાં, અનન્ત આકાશમાં પાંખોદ્વારા ઉપર ઉડતું મહાન ગરૂડ, સમુદ્રની અંદર સપાટા મારતી મહાન વેગયુક્ત વેહેલ અને આ ભુમીના પૃષ્ટપર ઉંચુ માથું અને ટટ્ટાર છાતી રાખી ચાલનાર, સર્વોપરી સત્તાધારી મનુષ્ય પણ પોતાની સર્વ પ્રકારની ગતિ અને ચલન વલન આદિ ક્રિયા, હમેશાં સ્નાયુઓની ગતિ દ્વારાજ પ્રગટ કરેછે. આવા અસંખ્ય દ્રષ્ટાન્તોથી ઊપરોકત વિષયની સાબિતિ આપી શકાય તેમ છે, અને ઇશ્વરે જો બધાં પ્રાણીઓના શરીરની રચના, મસ્તિષ્કશાસ્ત્રના સિધ્ધાન્તાનુસારજ કરીછે, અને એ સિધ્ધાન્ત ખરેખર સ્વિકારવા યોગ્યજ છે, તો પછી પ્રત્યેક પ્રકારના પશુ, પક્ષી અને કીટ પતંગાદિની રચના પણ તેજ નિયમાનુસાર કાં ન બનાવવામાં આવી હોય ?

મસ્તિષ્ક ધરાવનાર પ્રત્યેક પ્રાણીના વિષયમાં, ઉપરોક્ત મસ્તિષ્કશાસ્ત્રનો સિદ્ધાન્ત તદ્દન સત્ય છે. એ આ વિષયના વિશેષ વર્ણનથી તદ્દન ખુલ્લું થશે. આ વિષયની તપાસ માટે કાનના મધ્યબિન્દુનો, કર્ણવિવરના મધ્યપ્રદેશનો, આપણે મધ્ય બિન્દુ તરીકે સ્વિકાર કરી, આ વિષયની સમાલોચના શરૂ કરીશું. બન્ને કર્ણવિવરનો મધ્યપ્રદેશ કે જ્યાંથી કરોડરજ્જુની બરાબર શરુઆત થાય છે, તેની બરાબર ઉપરના પ્રદેશમાંથી મસ્તિષ્કની શરૂઆત થાય છે.

મસ્તિષ્કશાસ્ત્રાનુસાર, સમગ્ર પશુવૃત્તિઓનું સ્થાન, કાનની આસપાસના પ્રદેશમાં સુવ્યવસ્થિત થઇ રહેલ છે. જ્યારે નૈતિક શકિતઓ મસ્તિષ્કના ઉપરના ભાગમાં અવસ્થિત છે. મનનશકિતઓનું સ્થાન કપાળના ઉપરના વિભાગમાં આવેલ છે. જ્યારે અવલોકનશકિત અને મેધાશકિતનું સ્થાન કપાળના મધ્યમાં અને આંખની આસપાસના ઉપરના પ્રદેશમાં આવી રહેલ છે. ( જુઓ આ. નં. ૧૧)

મનુષ્ય અને પશુઓમાં ઉપરોકત પશુવૃત્તિઓ, સામાન્ય રીતે એક સરખી હોય છે. ખાવું, પીવું, આત્મરક્ષણ કરવું, ચાતુર્ય, પ્યાર, મૈથુન, વાત્સલ્યભાવ, ભય, પ્રેમ, ક્રોધ અને શૌર્ય આદિ ગુણો બન્નેમાં સામાન્ય છે, અને જો મસ્તિષ્કશાસ્ત્ર સત્ય હોય, તો મસ્તિષ્કશાસ્ત્રાનુસાર ઉપરોકત શકિતઓના કાનની આસપાસ આવેલાં સ્થાન પણ, તેટલાંજ વિસ્તૃત અને મહત્વયુકત હોવાં જોઇએ, અને લગભગ છે પણ તેમજ. ટુંકમાં બન્ને વર્ગમાં જે શકિત સામાન્ય રીતે એક સરખી હોય છે, તેઓની તે શક્તિના અવયવ પણ એક સરખાંજ ખીલેલાં હોવાં જોઇએ.

પશુ તેમજ મનુષ્યમાં જોવા જાણવાની શકિતઓ પણ, હમેશાં એક સરખી રીતેજ કાર્યતત્પર હોય છે. આ શકિતઓનું સ્થાન, આંખની આસપાસ અને ઉપર આવેલ છે. મસ્તિષ્કના તળીયાનો પ્રદેશ સામાન્ય રીતે બન્નેમાં લગભગ સરખા પ્રમાણમાં ખીલેલ હોય છે. પણ નૈતિક અને ધાર્મિકવૃત્તિઓનાં અવયવવાળા પ્રદેશની ખીલવણીમાં, અત્યન્ત ભેદભાવ સ્પષ્ટ જોવામાં આવે છે.

ભિન્ન ભિન્ન જાતનાં પ્રાણીઓની મનુષ્યના મસ્તક સાથે સરખામણી.
આ. નં. ૧૨ થી ૨૭ ( પ્રકરણ ૩ જા માટે. )





નં. ૯ લૉર્ડ બેકન　　　નં. ૧૦ વિમૂઢાત્મા



નં. ૧૯ પ્રબળ ગૃહલાગણીઓ
કામીઓષ્ઠ.











આ. નં૦ ૭ મસ્તિષ્કનું તળીયુ અને
જ્ઞાનતન્તુ સમુદાય.




સમજુતી માટે જુઓ પૃષ્ઠ ૨૧-૨૨

આકૃતિ નં૦ ૮.
મસ્તિષ્ક-અનુમસ્તિષ્ક અને જ્ઞાનતન્તુ સમુદાય.



આ. નં. ૨૮ તથા ૨૯.






આકૃતિ નં૦ ૨૮-૨૯ ની અંદરના A. B. C. D. E. આદિ મસ્તકના અગ્ર, પશ્ચાત, પાર્શ્વ અને ઉપરિ વિભાગોનાં જ્ઞાનતન્તુઓનો પારસ્પરિક સંબંધ દર્શાવે છે—

O. T. દર્શનતન્તુનું મૂળસ્થાન.

પૃષ્ઠ ૫૯.

મનુષ્યની અંદર મનનશકિતઓનું પ્રાબલ્ય છે, જ્યારે પશુઓમાં તે શકિતની લગભગ ખામી છે. જો કે કોઇ કોઇ પશુઓની અંદર પણ કેટલેક અંશે તર્કશકિત જોવામાં આવે છે ખરી, તો પણ મનુષ્યની બુધ્ધિ અને તર્કશકિત સાથે સરખાવતાં તે તદ્દન નજીવીજ છે. જ્યારે મનુષ્યનું તો એ ખાસ લક્ષણ, ગુણ અથવા મુખ્ય શકિત છે. મનુષ્યનું મનુષ્યત્વ, માત્ર એ મનનશકિતઓનેજ આભારી છે.

મનનશક્તિનાં અવયવો, કપાલના છેક ઉપરના પ્રદેશમાં, તુલનાશક્તિની બન્ને બાજુમાં, કપાલના ખુણાપર આવેલાંછે. જ્યારે આ અવયવો સારી રીતે ખીલેલાં હોયછે, ત્યારે તે અવયવના પ્રમાણમાં કપાળને વિસ્તૃત, ઉંચ્ચુ અને લગભગ ચોરસાકૃતિ બનાવેછે. મસ્તિષ્કશાસ્ત્રના સિધ્ધાન્તાનુસાર મનુષ્યમાં જેમ મનનશક્તિની અધિકતા હોય, તે પ્રમાણે તેના મસ્તિષ્કનો કપાળનો ઉપરનો વિભાગ, હમેશાં ઉચ્ચ વિસ્તૃત, અને પ્રપૂર્ણજ હોવો જોઇએ, એ તદ્દન સુસ્પષ્ટ છે; અને કુદરતમાં પણ તે પ્રમાણેજ જોવામાં આવેછે. મનુષ્યનું કપાળ હમેશાં ઉન્નત અને પશુઓ કરતાં ઉચ્ચ અને વિસ્તૃત હોયછે, જે મનનશક્તિની, અધિકતા સ્પષ્ટરીતે દર્શાવેછે, જ્યારે પશુઓમાં જેમ કપાળજ હોતું નથી, તેમ મનન શકિતની પણ ખામી, સર્વત્ર સુપ્રસિધ્ધ છે.

મનુષ્યની અંદર નૈતિક અને ધાર્મિકવૃતિના અવયવો પૂર્ણ પ્રમાણમાં હોય છે. જ્યારે પશુઓમાં તેવી વૃત્તિની, તેમજ અવયવોની પણ ખામીછે. એક કુતરાને કે ડુક્કરને પ્રાર્થના કરતાં કે વિચાર કેળવતાં શિખવવું, એ કદીપણ શકય નથી. કારણ તેઓની અંદર તેવી માનસિક શક્તિની તેમજ તેવી શકિત પ્રદર્શિત કરવાનાં અવયવની ખામીછે. કારણ તેઓનાં મસ્તિષ્ક, ઘ્રાણેન્દ્રિયના અવયવ પાસેથી એકદમ પાછળ તરફ ઢળી જતાં હોયછે. જ્યારે મનુષ્યનું કપાળ તો મનન અને ચિન્તન શકિતના પ્રમાણમાં, નાકની ઉપર ઉચ્ચું અને વિસ્તૃત હોય છે. તેમજ મનુષ્યની નૈતિક અને ધાર્મિક વૃત્તિના પ્રમાણમાં, કર્ણપ્રદેશથી મધ્યમાં પણ ઉંચ્ચુ અને પહોળું હોયછે; જ્યારે પશુઓમાં તેવી સ્થિતિનો તદ્દન અભાવ છે. આ કંઇ એક આકસ્મિક બનાવ નથી, પણ એક વિશ્વવ્યાપક સિધ્ધાન્ત છે, સવ દેશ અને કાળમાં મનુષ્ય અને પશુઓ વચ્ચે એ તફાવત એક સરખા પ્રમાણમાં નહિં તો પણ સામાન્ય રીતે માલુમ પડે છે. દર્શનશકિત અને મનનશકિતનો ઉપયોગ કરનાર કોઇ પણ વ્યકિત જાતિઅનુભવ અને અવલોકનદ્વારા આ વિષયની પોતાની ખાત્રી સમ્પૂર્ણતયા કરી શકે તેવું છે. તો પછી **"प्रत्यक्षे किं प्रमाणम्"** પ્રત્યક્ષ વિષયમાં વિશેષ પ્રમાણો આપવાની શી જરૂર છે. ?

જેમ કપાળ ઉંચ્ચુ, તેમ બુદ્ધિશકિત અને મનનશકિતની અધિકતા સમજવી સર્પ. ટર્ટલ, દેડકા, મગર, વિગેરે પ્રાણીઓ, જેઓમાં બહુ ઓછી સમજ શકિત છે, તેઓનાં કપાળ બહુજ નમેલાં હોય છે. છતાં પણ સર્પ અને વાનર તથા વાનર અને બાબુનનાં કપાળ સરખાવી જુઓ. આ નં, ૧૨ ને ૧૩, ૧૩ ને ૧૪ તો ઓછી સમજશકિતવાળા પ્રાણીના કપાળની, વિશેષ સમજશકિતવાળાં પ્રાણીના કપાળ સાથે સરખામણી કરી જોતાં આ સિદ્ધાન્તની સત્યતા સ્પષ્ટ માલુમ પડી આવશે.

બળદ ગાય અને ઘોડા આદિ કેટલાંક પશુઓમાં, પોતાના ધણીનાં ઘર શોધી કાઢવાની અજાયબ શકિત હોય છે. ગમે તેવી અંધારી રાત્રે પણ જ્યાં ભુલાં પડયાં હોય, ત્યાંથી પણ પોતાનુ મૂળ ઘર શોધી કાઢી ઘેર પાછાં આવે છે. ઘણાં કુતરાંઓની અંદર પણ આવી શકિત હોય છે. તેનું કારણ એજ છે કે તેવા પશુઓની બન્ને આંખ વચ્ચેનું અન્તર બહુજ વિસ્તૃત હોય છે, જે આકૃતિજ્ઞાનના કે ઓળખી કાઢવાના અવયવની પ્રબળતા દર્શાવે છે.

હું જ્યારે ઘાટકુપરમાં રહેતો હતો, ત્યારે મારી પાસે બે નાનાં કુતરાં હતાં, જે ઘાટકુપરના સ્ટેશન સુધી મારી સાથે આવતાં અને હું મારી નોકરી પર, મુંબઇમાં કોટમાં સુબોધિનીપ્રેસ પર જતો હતો. મારા કુતરાંએ પણ સ્નેહને લીધે ઘરપર એકલા નહિ રહી શકવાથી, મારી પાછળની કોઇ પણ ગાડીમાં, કોઈની પણ સહાય વગર મુંબઈની મારા પ્રેસની ઓફીસમાં અને મુંબઇથી ઘાટકુપર કોઇની પણ સહાય વગર એકલા અનેકવાર આવજા કરતાં હતાં. આ મારો જાતિ અનુભવ છે. એકાદ બે વખત તો કુરલા સ્ટેશને રાત્રીના એકલા ત્યજાયેલ હાલતમાં છુટાં પડયાં છતાં, પાછાં મૂળ સ્થાને આવી પહોંચ્યાં હતાં. આ કુતરાંઓની અંદર આકૃતિજ્ઞાનનું અવયવ ખાસ વૃધ્ધિ પામેલું હતું.

ભડકણ અને તેજીઘોડાના બન્ને કાન વચ્ચેનું અન્તર, બહાદુર સ્થિરમનના અને ઠરેલ ઘોડાના કાન વચ્ચેના અન્તર કરતાં હમેશાં ઓછુંજ હોય છે.

બાબુન, વાનર, ગોરીલા વિગેરેમાં જોવા અને જાણવાની શકિત ઘણીજ તીવ્ર હોય છે, જેથી કુદરતી રીતેજ તેઓની આંખો કપાળની નીચેજ અવસ્થિત કરવામાં આવેલછેઃ જ્યારે ઓછી અવલોકનશકિતવાળા પ્રાણીઓની આંખો, કપાળથી બહારપડતી હોય છે. બુધ્ધિશાળીઅને મનનશીલ મહાન પુરૂષોના કપાળ, આંખની ઉપર બરાબર સિધાં, ઉચ્ચાં અને વિસ્તીર્ણ હોય છે. દ્રષ્ટાંત તરીકે શેકસ્પીયર, ફ્રેન્કલીન, બેકન, દાદાભાઇ નવરોજજી, ઓ. મી. ગોખલે, સર પીરોજશાહ મહેતા, મહાત્માન્યુટન, સ્વામી દયાનંદ આદિનાં મસ્તિષ્ક, જે પ્રમાણે ઉંચ્ચા છે, તે પ્રમાણે તેઓના બુદ્ધિયુકત મનનાત્મકકાર્ય પણ દુનીયામાં સર્વત્ર પ્રસિધ્ધજ છે. **ડેનીયલ વેબસ્ટરમાં** અજબ પ્રકારની અનુપમ મનનશકિત અને તર્કશકિત હતી, અને તેનું મસ્તિષ્ક પણ તે શકિતના અવયવવાળા પ્રદેશમાં ઘણુંજ વિસ્તૃત ચોરસ અને ઉંચુ હતું.

ગોરીલા નામના વાનરની અંદર પણ અવલોકનશકિત, ઘણાજ ઊગ્ર પ્રમાણમાં ખીલેલી હોય છે, અને તેનો તે શકિતવાળો પ્રદેશ સારી રીતે ખીલેલ હોય છે. જ્યારે મનનાત્મક અને નૈતિક શકિતઓની લગભગ ખામી હોય છે.

વાનરોના મસ્તિષ્કના પાછળના ભાગમાં વાત્સલ્યભાવના અવયવો, ખાસ વૃધ્ધિ પામેલા હોય છે. તેની સાથે કામવાસનાનુ અવયવ, ગોપનેચ્છા, અને અવલોકનશકિતના અવયવો પણ, પૂર્ણપણે ખીલેલાં હોયછે. (જુઓ નં. ૧૫-૧૬-૧૭-૧૮) પણ તેઓમાં તર્કશકિત કે મનનશકિતની તથા નૈતિકશકિતની ખામી હોયછે. જ્યારે તુલનાશકિત કંઇક પ્રમાણમાં હોય છે; અને અનુભવથી અવલોકન કરતાં તેઓની સર્વ

મનોવૃત્તિઓ, તેના માનસિક અવયવોની ખીલવણી અનુસારજ હમેશાં સમ્પૂણુ રીતે કાર્ય કરતી અનુભવવામાં આવે છે.

કાગડાઓની અંદર ચાતૂર્ય અને છદ્મવૃત્તિ વિશેષ અંશે ખીલેલ હોય છે. જે તેના મસ્તિષ્ક અને વર્તન પરથી બન્ને રીતે સ્પષ્ટ જણાઇ આવે છે.

બીલાડી, લોંકડી, વીઝેલ, મીન્ક, વાઘ, ચિત્તા, ઘુવડ આદિ પ્રાણીઓ, જેઓ પોતાના શીકારને પકડવામાં અનેક પ્રકારની યુકિતપ્રયુકિત અને ચાતૂર્ય વાપરે છે, તે બધાંમાં સંહારેચ્છા-વિનાશકશકિત અને છદ્મવૃત્તિના અવયવ, પ્રપૂર્ણ રીતે ખીલેલાં હોય છે.

પણ રીંછ, સિંહ, કુતરા, જરખ, વરૂ વિગેરે પ્રાણીઓ, જેઓ બહુજ ક્રુર અને ઘાતકી હોવા છતાં, યુકિતપ્રયુકિત કે છદ્મવૃત્તિથી વિશેષ સંયુકત હોતા નથી, તેઓમાં વિનાશકશકિતનાં અવયવો તો પ્રપૂર્ણ રીતે ખીલેલાં હોય છે, પણ છદ્મવૃત્તિનું અવયવ પ્રમાણમાં ન્યૂન હોય છે.

હરિણ, ગાય, ભેંસ, ઘોડા, મરઘી, કબુતર, અને મોર આદિ શિકારના પ્રાણીઓમાં ચાતૂર્ય કે સાવચેતીનાં અવયવ અધિક ખીલેલાં હોય છે, જ્યારે સંહારકશકિતઓનાં અવયવ ખામીવાળાં હોય છે.

રીંછ, ડુકર, અને કુતરાં, વિગેરે પ્રાણીઓમાં સ્થાનજ્ઞાનની શકિત ( Location ) ઘણાજ ઉગ્ર પ્રમાણમાં હોય છે. શિકારી કૂતરાઓ, અગાધ અને અપરિચિત જંગલોની અંદર, શિકાર પાછળ અનેક દિવસો સુધી અનેક આડા અવળા સ્થાનોમાં ફરવા છતાં પોતાને મુળ સ્થાને સહેલાઈથી સીધે રસ્તે પાછા વળે છે.

જ્યારે ડુકર, અને બિલાડી વિગેરેને તો કોથળામાં ઘાલી ગમે તેવા અનેક ગુંચવણ ભરેલા આડા અવળા રસ્તા પર લઈ જઇ, અપરિચીત સ્થાનમાં છોડી મુકવા છતાં પણ, પોતાના મૂળ રહેઠાણ પર પાછા તરત પહોંચી વળે છે.

બિલાડી કરતાં કુતરાઓ વધારે ફાડચીર કરે છે, કારણ તેઓમાં સંહારકશકિતના અવયવ, બિલાડી કરતાં વિશેષ પ્રમાણમાં હોય છે. જ્યારે બિલાડી બહુજ ચંચળ ચપળ અને હુશીયાર તથા સાવચેત અને ઢોંગાઇથી ભરપૂર હોય છે, તો તેની અંદર તેવી ઠગવૃત્તિનું સ્થાન પણ ખાસ વિશેષ પ્રમાણમાં ખીલેલ હોય છે.

કુતરાઓમાં વાત્સલ્ય ભાવની ખામી હોય છે, જે તેના મસ્તિષ્ક અને વર્તન બન્ને દ્વારા યથાવત્ જણાઈ આવે છે. જયારે વાનર, રોબીન બ્લ્યુબર્ડ અને કબુતર આદિ અનેક પક્ષીઓમાં, વાત્સલ્ય ભાવ બહુજ ઊગ્ર પ્રમાણમાં હોય છે. કબુતર જેવા નિર્દોષ અને તદન ગરીબ પ્રાણીને પણ પોતાના બચ્ચાંના રક્ષણાર્થ ચાંચ અને પાંખના ઉપયોગ દ્વારા-મનુષ્ય સામે પણ નિડર પણે લડવા તત્પર થયેલ અવસ્થામાં આ પુસ્તકના લેખકે મુંબઇના અનેક માળાઓમાં જાતે અનુભવેલ છે. કારણ તેઓમાં પોતાના બચ્ચાંઓનું રક્ષણ કરવાની વૃત્તિ કુદરતી રીતે અતિ પ્રબળ હોય છે. રીંછણની અંદર આ વૃત્તિ અતિ ઊગ્ર સ્વરૂપમાં હોય છે, અને તેને પરિણામે પોતાના

બચ્ચાનું રક્ષણ કરવા માટે તેઓ પ્રાણાન્ત સુધી બહુજ ઝનુની રીતે અને ક્રુરતાથી પોતાના હરીફ સામે ટક્કર લે છે.

પ્રત્યેક શિકારખાનું અને પશુપક્ષીનાં સંગ્રહસ્થાન, મસ્તિષ્કશાસ્ત્ર સબંધી ઉપર જણાવેલ સિધ્ધાંન્તોનાં અસંખ્ય પુરાવાઓથી સર્વત્ર ભરપુર છે. કુદરતની અંદરના સમગ્રપ્રાણીઓનાં લક્ષણો અને વર્તનો, આ મસ્તિષ્કશાસ્ત્રના સર્વ સત્ય સિધ્ધાન્તનો સુપ્રસિધ્ધરીતે સ્પષ્ટ પુરાવા આપેછે. એવું એકપણ પ્રાણી પશુ કે પક્ષી : તેમજ મનુષ્ય આજ દિવસ સુધી કદી પણ જોવામાં આવેલ નથી કે જેનું વર્તન અને લક્ષણો તેનાં મસ્તિષ્કના આન્તર અવયવોની ખીલવણી અનુસાર સાબિત ન થયું હોય. આટલામાટે સર્વ પ્રાણીમાત્રના આચાર વિચાર અને વર્તન અથવા સ્વભાવ પ્રમાણેજ તેઓનાં મસ્તિષ્ક ઘડાયેલાં છે અથવા તેઓના મસ્તિષ્કની અલગ અલગ શકિતઓના પ્રમાણમાંજ તેઓનું જીવન, અમુક અમુક લક્ષણો કે વર્તનવાળું થાયછે, એ મસ્તિષ્કશાસ્ત્રનો મુળ સિધ્ધાન્ત, કુદરતની અંદર સર્વત્ર એક સરખીરીતે અનુભવવામાં આવેછે. કુદરત પોતાનાં બધાં પ્રાણીઓની રચના મસ્તિષ્કશાસ્ત્રના આ મહાન સિધ્ધાન્તાનુસારજ સર્વત્ર કરી રહેલ છે.

આર્યાવર્તવાસી હિંદુઓના, ઘણા મોટા ભાગના મસ્તિષ્કમાં, દ્રઢતા, શ્રધ્ધા, અધ્યાત્મરતિ, આત્મનિષ્ઠા, ભકિત, આકૃતિજ્ઞાન, પ્રમાણજ્ઞાન, સ્થળજ્ઞાન, ઐતિહાસિક શકિત સામાન્ય અવલોકન શકિત, તર્ક શકિત, દયા, સૌન્દર્ય, અને મૈત્રીભાવ તથા સંહારકશકિત અને સાવધાનતા અને ચાતૂરીના અવયવો, ખાસ પ્રમાણમાં ખીલેલાં જોવામાં આવેછે. જયારે તેઓનાં આચાર વિચાર, અને વર્તનમાં પણ સર્વત્ર તેજ શકિતનાં કાર્યો પ્રસિદ્ધપણે સર્વત્ર જોવામાં આવેછે. તેઓમાં અનેક પ્રકારનાં દેવમંદીર, ધર્મપંથો, દેવ અને દેવીની માન્યતા તથા અધ્યાત્મશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રોપર અતિશ્રદધા છે, એ તેઓની અંદરની શ્રદધા, ભકિતભાવ, અધ્યાત્મરતિ, અને ધામિક તથા નૈતિકભાવ, સર્વત્ર સુપ્રસિદધજછે.

અનેક પ્રકારના અનાથાલયો, પાંજરાપોળો, કબુતરખાનાઓ અને દાન ધર્મના, તેઓના અસંખ્ય પ્રકારના કાર્યો, તેઓની દયા, દાન, અને કરૂણાપરાયણવૃતિના પ્રબળ અસ્તિત્વની પુર્ણ ખાત્રી છે, વ્યાપાર રોજગારમાં અને વહેવારમાં તેઓની અંદર જોવામાં આવતિ ઠગબાજી, છેતરપીંડી અને અત્સય વ્યહુવાર, તેઓની અંદરની છળવૃતિ, સાવધતા અને અર્થપરાયણવૃતિનો અતિ પ્રબળ પુરાવો આપેછે. જયારે તેઓની અંધશ્રધ્ધા, ધર્મને નામે થતી અધાર્મિક પણ ધર્મભાવયુકત માનવામાં આવતી પ્રવૃતિ, દેશકાળ કે પાત્રાદિનો વિચાર કર્યા વગર આપવામાં આવતાં અનેક પ્રકારના સંખ્યાબંધ દાનો, અને માત્ર કીર્તિ અને યશને ખાતર, કરજ કરીને થતાં લગ્ન આદિ કાર્ય અને મરણ આદિ પ્રસંગે કરવામાં આવતા વગરવિચાર્યા ખરચો, અને બાળલગ્ન, વૃધ્ધલગ્ન અને વૈધવ્ય આદિના અનેક પ્રકારના પોતાને હાથેજ ઉભાં કરેલાં અનેક દુઃખો, તેઓની અંદરની મનનશકિત, તર્કશકિત કે બુધ્ધિશકિતની ખામી અને નિર્બળતા તથા યશાભિલાષાની પ્રબળતા પૂર્ણપણે

સાબીત કરે છે. તેઓના કપાળના અગ્ર ભાગની સામાન્ય અવસ્થા, સર્વત્ર સુપ્રસિધ્ધ છે. સામાન્ય રીતે હિંદુ સમાજમાં, પહોળાં ઉંચા અને વિસ્તૃત અને ભવ્ય કપાળવાળા મનનશીલ અને તર્કશકિત કે શોધક અને સુધારકશકિતયુકત મહાન પુરૂષોની સર્વત્ર ખામી જણાય છે. તેનુ કારણુ સ્પષ્ટ છે. તેઓની અંદરની સ્વલ્પ અર્થપરાયણવૃતિને પરિણામે તેઓ સર્વત્ર નિરૂદ્યમી, નિરૂત્સાહી અને ઉદ્યોગ હુન્નર આદિની પ્રવૃત્તિ વગરના જણાયછે, એ તદન પ્રસિધ્ધછે. તેઓની ગરીબાઇ અને અતિ સાદાઇનું કારણુ પણુ આથી સ્પષ્ટ થાયછે. તેઓની અંદરનો પ્રબળ વાત્સલ્યભાવ અને સ્વદેશાનુરાગ, ઘર અને કુટુંબના અતિ પ્રબળ બન્ધનોમાં મૂળ કારણભુત છે. તેને વશથઇ તેઓ દેશાટન કરવામાં પણુ હમેશાં પાછળ હઠેછે. ખાસકરી પુરૂષોની અંદર વાત્સલ્યસ્નેહની સાધારણુ રીતે ખામી જણાયછે, જેથી તેઓ બાળકોના આચાર વિચાર કે વર્તન તરફ અને કેળવણી તરફ જાતે બહુ ધ્યાન આપતા નથી. પણુ બધો ભાર તેઓની સ્રીઓ અને ગુરૂઓ ઉપરજ મુકી, નિરાંતે બગાસાં ખાતા બેશી રહેછે, અને તેઓના અભ્યાસ કે કેળવણી અને તન્દુરસ્તિની પણુ બહુ દરકાર કરતા જોવામાં આવતા નથી.

હિંદુસ્રીઓની અંદરનો વાત્સલ્યભાવ, દૃઢતા, ધર્મ, શ્રધ્ધા, ભકિતભાવ અને સામાન્યરીતે એક પતિવ્રત આદિ ભાવોને લીધે, તેઓનો સ્રીવર્ગ અનુપમ પ્રકારની ગૃહિણીઓ થવામાટે સર્વથા લાયક થઇ શકે તેમ છે. પણુ તેઓ, બુધ્ધિ ઇન્દ્રિયોની યથાર્થ ખીલવણીના અભાવે, ગૃહયલાગણીઓનો યથાવત્ ઉપયોગ કરવામાં પણુ અ-સમર્થ થઈ, અનેક પ્રકારના કુટુંબકલેશો, જીવન પર્યન્ત સહન કરી કલેશમય અને દુઃખયુકત જીવન, દ્રઢતાથી સહન કરતી મોટે ભાગે જોવામાં આવેછે; તેઓની બુધ્ધિશ-કિતઓને યથાર્થ રીતે ખીલવવાથી, આ દેશના અનેકવિધ દુઃખો, ઘણેઅંશે નિર્મૂળ થવાનો સમ્પૂર્ણ સંભવ છે. હિંદુઓની અંદર સંગીતશકિત તથા તાલ અને સુર તેમજ વિનાશકશકિત અર્થાત્ કાર્યબરલાવવાનીશકિત અને ઐતિહાસીકશકિતનાં અવયવો, પૂર્ણપણે ખીલેલાં જોવામાં આવેછે. તેઓનું સંગીતજ્ઞાન અને મહાભારત તથા રામાયણુના ઇતિહાસોની આબાલવૃધ્ધ સર્વ સમુદાયમાં એક સરખી પ્રિયતા અને અભિજ્ઞતા, આ બાબતનો પ્રબળ પુરાવો આપે છે. ઊપરોકત સમગ્ર વર્ણુન, સમુદાયશકિત પરત્વે આપવામાં આવેલ છે; તેમાં ખાસ જાતિ કે ખાસ લક્ષ-ણોની ગણુના કરવામાં નથી આવી. પણુ એકન્દર રીતે જોતાં, જે જે શકિતયો પ્રમુખ-પણે હિંદુઓની અંદર સુપ્રસિદ્ધ જણાયછે, તેનુંજ ઉપર વર્ણુન આપવામાં આવેલ છે. આજ પ્રમાણે આફ્રીકાના સીદીઓની અંદર, સંગીત અને નૃત્યશકિત, તેઓનાં ગાયનોનો અર્થવિનાનો-મતલબ વગરનો વિષય, તેમાં થતી વારંવારની પુનરૂકિત, અને તેઓની અંદરની પ્રબળ કામવાસના, આશા અને યશાભિલાષ આદિ, તેઓના મસ્તિષ્કની ખીલવણી અને બનાવટ સાથે, દરેક રીતે બરાબર મળતાં આવે છે. તેઓના જાડાહોઠ કામવાસનાને, લાંબું અને મધ્યમાં ઉપસેલ કપાળ તથા ઉંડી આંખો તાલ તથા સુર અને તીવ્ર અવલોકનશકિતને, તેઓનો માથાનો પાછળનો સંવૃદ્ધ થયેલ ભાગ, સાવચેતી યશાભિલાષ અને ગૃહ્યલાગણીઓને, સ્પષ્ટ રીતે દર્શાવે છે.

તેઓમાં ગંભીર મનનશકિત કે તર્કશકિતની લગભગ ખામી હોય છે. કપાળનો ઉપરનો ભાગ બેઠેલો હોય છે, તેજપ્રમાણે નૈતિક શકિતઓની પણ ખામી હોયછે. જ્યારે ગૃહસાંસારીક લાગણી પ્રબળ હોયછે. (જુઓ આ. નં. ૧૯)

ભૂત પ્રેત કે પિશાચની અંદર, તેઓની અતિ માન્યતા, તેઓની અંદરનાં અધ્યાત્મરતિના અવયવનું અતિપ્રબળ પ્રમાણ, અને અંધશ્રધ્ધાની સમ્પૂર્ણ સાબીતિ આપે છે. તેઓનું શરીરબળ પણ, તેઓની મસ્તિષ્કશક્તિને બરાબર મળતુંજ આવેછે. તેઓનું તીવ્રઅવલોકન અને બહુજ દુરસુધી જોઇ શકવાની શક્તિ, તેઓની આંખની પરિસ્થિતિથી બરાબર સ્પષ્ટ થાયછે. તેઓની બન્ને આંખ વચ્ચે પૂર્ણઅન્તર હોયછે, જેથી વાંચતાં, લખતાં અને જોડણી કરતાં, તથા ઓળખતાં બહુજ જલદી શીખી શકે છે. યુરોપીયન બાળકો કરતાં પણ, તેઓમાં એ શક્તિ અધિક પમાણમાં હોયછે. તેઓનો કાળોરંગ પ્રબળ વિષય વાસનાનો સબળ પુરાવોછે.

સ્ત્રી અને પુરૂષોનાં સ્વાભાવિક વર્તન અને લક્ષણોની વિવિધતા પણ, તેઓના મસ્તિષ્કના અલગ અલગ વિભાગોની સંવૃધ્ધિ કે અવૃધ્ધિ સાથે સર્વાંશે મળતી આવે છે. સ્ત્રીવર્ગ કરતાં પુરુષો સાધારણ રીતે શુરવીર, બહાદુર, સહનશીલ, દૃઢ, કામી અને મનનશીલ તથા ખટપટી હોય છે. તેથી તેઓનાં મસ્તિષ્ક પણ, તદનુસાર સંવૃધ્ધ થયેલાં, સર્વદેશ અને સર્વકાળના લોકોમાં, સર્વદા જોવામાં આવે છે. પુરૂષોના માથાં બન્ને કાનની વચ્ચમાં પહોળા, કાનની નીચે ગરદન પાસે ભરાવાદાર, અને મધ્યમાં મથાળેથી ઉન્નત હોય છે; જે શરીરબળ, પ્યાર, સ્વાર્થપરાયણુતા, દૃઢતા, સ્વમાન અને સમજશક્તિ આદિ ગુણો દર્શાવે છે. જ્યારે સ્ત્રીઓનાં મસ્તિષ્ક સામાન્ય રીતે આગળનાં અને પાછળના ભાગમાં લાંબા હોવાથી લાગણી અને બુધ્ધિવાળા, બન્ને કાન તરફ જરા ટુંકા હોવાથી, પશુવૃત્તિ અને સ્વાર્થપરાયણુતારહિત અને મધ્યમાંથી ઉચ્ચાં એટલે નીતિ અને ધાર્મિકવૃત્તિઓથી યુક્ત હોય છે. સર્વદેશની સ્ત્રીઓમાં આ લક્ષણો, સામાન્ય રીતે લગભગ મળતાંજ આવે છે.

આ પ્રમાણે મસ્તિષ્કશાસ્ત્રના સિધ્ધાન્તોની સાબિત આપવા માટે અસંખ્ય દૃષ્ટાન્તો, વિશ્વના સમગ્ર પશુ, પક્ષી અને મનુષ્યસમાજના અવલોકન અને અભ્યાસ દ્વારા, અનેકધા આપી શકાય તેમ છે; એટલુંજ નહિ, પણ તે બધાં આખરે માનસશાસ્ત્રના એક મુખ્ય અને સર્વોત્તમ અંગરુપ, મસ્તિષ્કશાસ્ત્રના સત્ય સિધ્ધાન્તને પૂર્ણ રીતે પ્રગટ કરે છે. પરંતુ તેથી વિરૂધ્ધ પ્રતિપાદન કરનારી વિગતોને રજુ કરી, સાબિત કરવાનો બધો ભાર અને જવાબદારી તો મસ્તિષ્કશાસ્ત્રના વિરોધિઓ ઉપરજ અવલંબન કરી રહેલ છે. જેઓમાં જો સત્તા હોય, તે ભલે અજમાવી જુવે. મસ્તિષ્કશાસ્ત્રના સત્ય સિદ્ધાન્તો, સર્વને માટે ખુલ્લા, સુસ્પષ્ટ અને પ્રત્યેક પ્રકારના તર્કવિતર્ક કે કુતર્કનો પ્રત્યુત્તર આપવા માટે હમેશાં તત્પર છે.

સર્વ માંસાહારી પ્રાણીઓ ( પશુ અને પક્ષીઓ ) નાં મસ્તિષ્ક બન્ને કાનની વચ્ચે હમેશાં પહોળાં હોય છે, જ્યારે વનસ્પતિ કે ઘાસપુસનો આહાર કરનાર સર્વ પ્રાણીઓનાં મસ્તિષ્ક, તે પ્રદેશમાં સંકુચિત હોય છે.

સર્વ શિકારી પ્રાણીઓ (પશુ અને પક્ષીઓ) નાં મસ્તિષ્ક પણ તેજ પ્રમાણે કાન પાસે વિસ્તૃત હોય છે. કારણ કુદરતે વિનાશક-શક્તિનું સ્થાન બન્ને કાનની બરાબર ઉપરજ નિર્માણ કરેલ છે. પણ શિકારના સર્વ પ્રાણીઓનાં મસ્તિષ્ક, કર્ણ-પ્રદેશમાં સંકુચિત હોય છે.

સિંહ અને ઘેટામાં આ ભેદ તદન સુસ્પષ્ટપણે જણાઇ આવે છે. માંસાહારી પ્રાણી માત્રમાં, સિંહના કાન વચ્ચેનું અન્તર સૌથી વિસ્તૃત છે, અને વિનાશક શક્તિના અવયવવાળો પ્રદેશ તથા ક્ષુધાનું અવયવ પણ પૂર્ણ પ્રબળ હોયછે. એક ટંકે લગભગ ત્રીશ શેર કાચુ માંસ ખોરાક તરીકે હોય, ત્યારે સિંહને પુરૂં થાય છે. આટલા બધા મોટા પ્રમાણમાં ખોરાક મેળવવા માટે, તેણે પોતાની સંહારકશક્તિનો ઉપયોગ કરવોજ પડેછે. જે શક્તિ તેનામાં શ્રેષ્ઠ પ્રમાણમાં વિદ્યમાનછે. સિંહને વનરાજ કહેવામાં આવેછે, તેનું કારણ તેનું અતુલ શરીરબળ અને વિકાળ સંહારકશક્તિજ છે. વીરરસ ક્રુરતા અને ત્રાસનો સમ્પૂર્ણ નિધી, સિંહનાં મસ્તિષ્કમાંજ ભરાઇ રહયો હોય એમ જણાયછે. પોતાના ખોરાકની શોધમાં, રાત્રે તેને રખડવું પડેછે. એટલામાટે તેને પ્રબળ દર્શનશક્તિ અને તીવ્ર ઘ્રાણેન્દ્રિયની જરૂરપડેછે. તેનીઆંખ અંધારીરાતે, વિજ-ળીની બતી સમાન તેજસ્વી દેખાય છે, અને તેની ચાલવાનીગતિ તદન ગુપચુપ અવિદીતપણે કામ કરેછે, અને આખરે શિકારપર તરાપ મારી એકદમ પકડેછે. પોતાના શિકારને તે એકદમ ભયભીત બનાવી, ભુખ અને ક્રોધની ભયંકર તાડ મારી, મેઘગર્જના કરી પકડે છે. (જુઓ, આ. નં. ૨૦ પ્રપૂર્ણ સંહારકશક્તિ.)

લોંકડી વગેરે પ્રાણીઓમાં સંહારકશક્તિની ન્યૂનતા અને લુચ્ચાઇની વિશેષ પ્રબળતા હોય છે. (જુઓ, આ. નં. ૨૧.)

તેજ પ્રમાણે, ઘુવડ, બાજ, મરઘી અને કાગડા, ગરૂડ કે ગીધ અને સમળા, આદિ પ્રાણીઓ અને એવાંજ બીજાં શિકારી પક્ષીઓમાં, સંહારકશક્તિ અને લુચ્ચાઇના અવયવ, તેમજ તદનુકુળ વર્તન, હમેશાં જોવામાં આવે છે. (જુઓ આ. નં. ૨૧ થી ૨૫. )

પણ ઘેટાં, સસલાં, મરઘી અને ટરકી, આદિ પ્રાણીઓમાં તેવી વૃત્તિના અવય-વની ખામી હોયછે.

આવી રીતે પ્રત્યેક જાતના નાનાં મોટા માંસાહારી તેમજ નિરામીશ ભોજી પ્રાણીઓની, જાતે અનેક રીતે સરખામણી કરતાં, મસ્તિષ્કશાસ્ત્રના સિધ્ધાન્તો સર્વથા સત્ય અને સુનિશ્ચિત ઠરેછે.

બુલડૉગ અને ગ્રેહાઉન્ડ નામના શીકારી કુતરામાં, આ બન્ને પ્રકારની શક્તિનો પ્રત્યક્ષ પુરાવો તેઓના માથાંની બનાવટથી, તેમજ વર્તનથી જણાઇ આવેછે. બુલડૉગ હમેશાં ક્રુર, ઘાતકી, અને લડાઇમાં ઉતરી આખરસુધી મરવા તત્પર થશે; પણ મરતાંસુધી કદી પાછો હઠતો નથી. કારણ તેનું માથું બન્ને કાન વચ્ચે ઘણુંજ પહોળું હોયછે. અર્થાત્ તેનામાં વિનાશકશક્તિ પૂર્ણ પ્રમાણમાં હોયછે. જ્યારે ગ્રેહાઉન્ડનું માથું, તેજ પ્રદેશમાં સંકુચિત હોયછે, જેથી તે કોઈપણ પ્રાણીની હિંસા કરી શકતો નથી, અને શિકારને

પકડ્યા પછી પણ તેમ ને તેમ છોડી મુકેછે. (જુઓ આકૃતિ ન. ૨૬. બુલડૅાગ. અને ૨૭ ગ્રેહાઉન્ડ.)

સને ૧૮૧૮માં ફ્રાન્સના રોયલ ઇન્સ્ટીટ્યુટદ્વારા, એક ઇનામ પ્રસિધ્ધ કરવામાં આવ્યું હતું, કે જે ઇનામ ચારે વર્ગના કરોડવાળા પ્રાણીઓનાં મસ્તિષ્ક સંબંધી અનુપમ અને સર્વથી શ્રેષ્ટ વર્ણન આપનાર ગ્રન્થકારને આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. આ જાહેરખબરથી આકર્ષાઈ કેનના ડા. **વીમોન્ટે**, મસ્તિષ્કશાસ્ત્ર સંબંધી શોધખોળ શરૂ કરી, જેનો વર્તમાન મસ્તિષ્કશાસ્ત્ર સાથે કંઈ પણ સંબંધ નહિ હતો. તેમ આ વખતે તેણે ડા. ગૅાલના મસ્તિષ્કશાસ્ત્ર સંબંધી ગ્રન્થો પણ વાંચ્યા નહિ હતા, જો કે તે સંબંધી કેટલીક શુભાશુભ પ્રશંસા સાંભળી હતી. ડા. ગૅાલે પોતાની શોધખોળ સંબંધી એક પુસ્તક લખેલ હતું, જે ડા. વીમોન્ટે અન્ય ગ્રન્થોની સાથે વાંચવાનો નિશ્ચય કર્યો. એ ગ્રન્થ વાંચતાં ડા. **વીમોન્ટને** જે અસર થઇ, તે સંબંધમાં લખતાં તે જણાવે છે કે-

"The indifference which I first felt for his writing, soon gave way to the most profound veneration. High-cerebral copacity profound penetration, gcod sense, varied information, were the qualities which struck me as distinguishing Gall. Hardly had I begun to read it, when I found that I had to do with one of those extraordinary men........................................"

આ પુસ્તકના વાંચન સાથે ડા. **વીમોન્ટે** પશુવર્ગના મસ્તિકશાસ્ત્રના અભ્યાસની અને શોધની, અત્યન્ત ખંત અને આગ્રહપૂર્વક શરૂઆત કરી. ૧૮૨૭માં, પોતાના ૯ વર્ષના સતત પ્રયાસને અન્તે, પોતાની શોધખોળનું ટુંક પણ સચિત્ર વૃત્તાન્ત, ફ્રાન્સના રોયલ ઇન્સ્ટીટ્યુટ સન્મુખ તેણે રજુ કર્યું, જેની સાથે ભિન્નભિન્ન પ્રકારના અલગ અલગ જાતિના અને વિવિધ વર્ગનાં લગભગ ૨૫૦૦ પ્રાણીઓનાં માથાંના નમુના પણ રજુ કર્યા હતા. આમાંથી ૧૫૦૦ માથાંઓ તો જંગલી પ્રાણીઓનાંજ હતાં, કે જેની રીત ભાત અને સ્વભાવથી તે જાતે સમ્પૂર્ણ રીતે તેઓના મોત અથવા વધ પહેલાં, સારી રીતે વાકેફ થયો હતો. વળી મસ્તિષ્કના માત્ર મિણનાં ૪૦૦ નમુના કુદરતનું અનુકરણ કરી રજુ કર્યા હતા, અને મસ્તિષ્ક તથા ખોપરીની લગભગ ૩૦૦ આકૃતિવાળો એક મહાન નકશો તૈયાર કર્યો હતો; જેમાંના નમુનાઓ પ્રાપ્ત કરવા પાછળ લગભગ ૧૨૦૦૦ ફ્રાન્ક અર્થાત લગભગ ૫૦ હજાર રૂપીઆ ઉપર ખર્ચ કર્યું હતું. પોતાના સમગ્ર અવલોકનનો જે ગ્રન્થ તેણે પ્રસિધ્ધ કરેલ છે, તેમાં લગભગ ૧૨૦ આખી પ્લેટો, નકશારૂપે સચિત્ર રજુ કરવામાં આવેલ છે, જેમાં લગભગ ૬૦૦ નમુનાઓનો સમાવેશ કરવામાં આવેલ છે. આ ગ્રન્થ ખરેખર અનુપમ અને સર્વાંગ સુંદર તથા અવલોકન કરવા યોગ્ય છે. તેના નમુના તદન આબેહુબ અને કુદરતનો યથાર્થ ખ્યાલ આપનારા છે. મસ્તિષ્કશાસ્ત્રનું કમ્પેરેટીવ-જ્ઞાન આપનાર, આવો અનુપમ ગ્રન્થ અમારા જોવામાં હજી સુધી કયાંય પણ આવ્યો નથી.

ડા. ઇલીટસન આ ગ્રન્થના સંબંધમાં લખતાં કહે છે કે—

" If the immense mass of proofs of Phrenology from the human head, and the facts pointed out by Gall in brutes, are not sufficient, to convience the most prejudiced, the additional multitude ammassed by **Dr. Vimont** will overwhelm them. "

આ બધું શું દર્શાવે છે? બીજું કાંઇ નહિ, પણ એક મહાન અને વિશ્વવ્યાપક મસ્તિષ્કશાસ્ત્રના કુદરતી નિયમનીજ સાબીતિ, આ બધા પુરાવાઓ સમ્પૂર્ણ રીતે આપે છે. કુદરતના મહાન જ્ઞાની પરમાત્માની, અસંખ્ય પ્રાણીઓની રચના કરવાનો એ એક અનુપમ વિધી, નિયમ કે સિધ્ધાન્ત છે. આ પ્રમાણે જોતાં "મસ્તિષ્કશાસ્ત્ર" એ એક ખરેખર કુદરતી, સત્યતાપૂર્ણ, પાંચ પ્રકારના પ્રત્યક્ષ અનુમાન કે ઉપમાન આદિ પ્રમાણોથી સાબિત થઇ શકે તેવું, કુદરતી કાનુનોનુંજ, અનન્ત શાખા પ્રશાખા યુક્ત, સર્વાંગ સમ્પૂર્ણ શાસ્ત્ર છે; કે જેને અનુસરી સમગ્ર પ્રાણીમાત્રના જીવનસંગીતની અનુપમ અને અનેકવિધ સંઘટના, કુદરતના મહાન રચયિતા-પરમાત્માદ્વારા સર્વત્ર કરવામાં આવેલ છે. મસ્તિષ્કશાસ્ત્રનાં સિધ્ધાન્તો સમગ્ર વિશ્વના સર્વ પ્રદેશમાં એક સરખી રીતેજ સર્વદા પ્રવર્તમાન છે. કુદરતનાં અન્ય નિયમોની માફકજ આ સિદ્ધાન્તો, સર્વથા સત્ય, અવિચળ, અનાદિ અને સર્વદા સ્વિકારવા યોગ્યજ છે.

## પ્રકરણ ૪ થું.

### મસ્તિષ્કના પ્રથક પ્રથક અવયવોની સ્વાભાવિક ભાષા અને માનસ-વિદ્યુત્ ( મેગનેટીઝમ ) દ્વારા તેઓ પર થતી અસર.

માનસવિદ્યુતદ્વારા મનુષ્યના અનેક માનસિક અને શારીરિક રોગોને સુધારવામાં આવે છે, એ વાત હવે સર્વત્ર સુપ્રસિદ્ધ છે. મેસ્મેરીઝમ અને પ્રાણવિનીમય કે હીપ્નોટીઝમના પ્રયોગોએ, મનુષ્યના રોગોની સુધારણા માટે, એક નવુંજ પ્રકરણ ઉપસ્થિત કરેલ છે. જેઓએ આ વિષયનો અભ્યાસ કરેલ છે, તેઓની સમ્પૂર્ણ ખાત્રી થઈ છે, કે એ વિષયમાં લોકોને અવળે માર્ગે દોરવા જેવું કે ઠગવા જેવું કંઈ પણ નથી. ગમે તે માણસ આ પ્રયોગો થોડા વખતના અભ્યાસથી અને મહેનતથી સારી રીતે જાતે કરી શકે છે. માત્ર તેણે વિદ્યુત પ્રવાહોને કેવી રીતે પ્રસાર કરવા, તેજ યથાયોગ્ય રીતે જાણુવાની જરુર છે.

વર્તમાન જમાનાના મહાન મસ્તિષ્કશાસ્ત્રી ડા. **ઓ. એસ. ફાઉલર** પોતાના ગ્રન્થમાં લખે છે કે "૧૮૩૬ થી ૧૮૪૪ સુધી મેં જાહેરમાં તેમજ ખાનગી રીતે

આ વિદ્યાના અનેક પ્રયોગો કરી બતાવ્યા હતા. જેમાં અનેક મનુષ્યને માનસવિદ્યુત-દ્વારા મેગ્નેટાઇઝ કરી, તેઓના મસ્તિષ્કના ભિન્નભિન્ન અવયવોને પણ ક્રમવાર માનસવિદ્યુતદ્વારા ઉશ્કેરી જોયા હતા. જ્યારે આવા પ્રત્યેક પ્રસંગમાં જે જે અવ-યવ પર હું મારી આંગળી મુકતો હતો તે તે અવયવ, તત્ક્ષણે પોતાની સામાન્ય હાલતમાં જે શક્તિ કે પ્રભાવ દર્શાવી શકે તે કરતાં અનેકગુણ, શક્તિ અને પ્રભાવ પ્રગટ કરતું હતું, કે જેવો પ્રભાવ મનુષ્યની સ્વાભાવિક જીંદગીના કોઈ પણ પ્રસંગમાં ભાગ્યેજ જોવામાં આવ્યો હોય. અનેક વખત દરદીઓના માથાને આંગળી લગાડયા વગર પણ, બહુજ ભક્તિભાવથી ગીત ગાતાં, પ્રેમપૂર્વક પ્રાર્થના કરતાં અને બન્ને હાથ જોડી, ભક્તિભાવની સ્વાભાવિક ભાષામાં પોતાના બધા ભાવો પ્રબળપણે પ્રગટ કરતાં, અનેક દરદીઓને મેગ્નેટીઝમની અસરથી વશ થયેલ મેં જોયા છે. તેજ પ્રમાણે કરૂણાવૃત્તિને પણ જ્યારે ઉશ્કેરવામાં આવતી, ત્યારે પોતાની પાસે જે કંઇ હોય તે આપી દેતા હતા. એટલુંજ નહિ, પણ હાવભાવદ્વારા પણ વિવિધ રીતે કરૂણારસને દર્શાવતા હતા. શૌર્યશક્તિને સ્પર્શ કરવાથી દર્દિઓ શોર-બકોર કરી મુકતા હતા. જ્યારે સાવધાનતાના અવયવનો સ્પર્શ કરતાં, એકદમ ભયથી સન્ત્રસ્ત થતા હતા, અને જ્યારે વાત્સલ્યભાવના અવયવને સ્પર્શ કરવામાં આવતો, ત્યારે મનુષ્યો કાલી ઘેલી ભાષામાં, વાત્સલ્યભાવને અનેક રીતે પ્રગટ કરવા મંડી જતા હતા, અને તેજ પ્રમાણે હાસ્યરસના અવયવનો સ્પર્શ કરતાં, અનેકવિધ ખડખડાટ હાસ્ય કરવા મંડી જતા હતા.”

તે લખે છે કે, “મેં આવા અસંખ્ય પ્રયોગો અનેકવાર જાતે કરી જોયાછે, અને તે વખતે મસ્તિષ્કની ભિન્નભિન્ન શક્તિઓ, હમેશાં પોતાના સ્વાભાવિક ભાવો અને કાર્યો જ સર્વત્ર પ્રગટ કરેછે. તેથી વિરૂદ્ધ એક પણ કાર્ય મારા અનુભવમાં આવેલ નથી.”

“કેટલીક વખત વિધેયના જુદાજ અવયવને સ્પર્શ કરવામાં આવેછે, એમ સુચવી અલગ અલગ અવયવોને મેં મેગ્નેટાઇઝ કરી જોયાંછે. પણ હમેશાં મેગ્નેટાઇઝ કરવામાં આવેલ અવયવે, પોતાનું યથાયોગ્ય કાર્ય દર્શાવેલછે. હું દર્દીને એમ કહેતો-હતો કે જુઓ! ધ્યાનરાખો! હું હવે શૌર્યશક્તિને ઉશ્કેરૂં છું, અને લડવા તૈયાર થાઓ.” આમ કરી જ્યારે હું સાવધાનતાના અવયવનો સ્પર્શ કરતો, ત્યારે પરિણામ ભય-માંજ આવતું. શૌર્યશક્તિ તેથી કદી ઉશ્કેરાતીજ નહિ” પ્રત્યેક મનુષ્ય જાતે આ વિષયના અભ્યાસદ્વારા ખાત્રી કરી શકે તેવો આ વિષય છે. આ પ્રમાણે મેગ્નેટીઝમદ્વારા પણ મસ્તિષ્ક શાસ્ત્રની, તેમજ મસ્તિષ્કના પ્રથક પ્રથક અવયવોની, યથાર્થ પરિસ્થિતિની સાબિતી બરાબર પ્રત્યક્ષ રીતે આપી શકાયછે. તેમાં કોઇથીપણ વાંધોઉઠાવી શકાય તેવું શંકાનું સ્થાન રહેતું નથી. વળી મસ્તિષ્કના પ્રત્યેક અવયવની સ્વાભાવિક ભાષા પણ મસ્તિષ્કશાસ્ત્રને સાબિત કરનાર એક પ્રકારની અકાટ્ય યુકિત અને પુરાવો રજુ કરેછે. પ્રત્યેક શકિત કે અવયવ જ્યારે પોતાનું કાર્ય બજાવવા બરાબર તત્પર થયેલ હોયછે, ત્યારે મસ્તિષ્કનો પ્રદેશ અને શરીર પણ, તે તે કાર્ય બજાવનાર અવયવ તરફ સ્વાભા-વિક રીતેજ વળે છે.

મનનશકિતના નકારાત્મક કાર્યવખતે મનુષ્યનું કપાળ, આમતેમ બન્ને કાનતરફ ક્રમવાર વળેછે. ધારણુશકિતના કાર્યવખતે "હા"પાડતી વખતની માફક કપાળ જરા નીચું નમે છે. જયારે દયા કે કરૂણા દર્શાવતિ વખતે, શરીર તેમજ કપાળ દયાપાત્ર પ્રાણી કે મનુષ્યતરફ સ્વાભાવિક રીતેજ વળેછે. અને એજ પ્રમાણે જયારે પૂર્ણ ભકિતભાવ દર્શાવવામાં આવેછે, ત્યારે મનુષ્યના મસ્તિષ્કનું ભકિતભાવનું અવયવ, તદ્દન વિનીતભાવે ભકિતભાવની વસ્તુ તરફ વળી, એક સીધી લાઇનમાં આવેછે. જયારે દ્રઢતા અને સત્યતા ની પ્રબળતા વખતે મસ્તિષ્ક બરાબર ઉંચ્ચું અથવા એકદમ નીચું આવેછે, અને અભિમાન કે સ્વમાનની લાગણીના પ્રબળ કાર્ય વખતે. તે અવયવ તરફ શરીર તેમજ મગજનો ભાગ તેની કુદરતિ ભાષાનુસાર, પાછળનાભાગમાં ઉપરતરફ વળી નમેછે. કારણ મસ્તિષ્કના પ્રત્યેક અવયવનાં કાર્યને દર્શાવનાર એ સ્વાભાવિક ભાષા કે લક્ષણ છે. ઉપરોકત લક્ષણો મનુષ્યના અન્તર્ભાવોને, શબ્દ વિના પણ યથાર્થરૂપે પ્રગટ કરે છે જે અનુભવ તથા પ્રત્યક્ષ અવલોકન અને તીવ્ર ગ્રાહકશકિતદ્વારા યથાવત્ જાણી શકાય છે. આ વિષયનું વિશેષ વિવેચન હવે પછીના પ્રકરણોમાં આપવામાં આવશે.

---

## મનુષ્યના સર્વ પ્રકારના ભિન્નભિન્ન આકાર–વિકાર અને સ્વરૂપો ભિન્નભિન્ન પ્રકારના લક્ષણો અને ભાવોને, કંઇ પણ બોલ્યા વગર મુંગી ભાષામાં સ્પષ્ટ રીતે દર્શાવે છે.



મનુષ્ય તેમજ પ્રાણી માત્રના, આકાર ઇંગિત અને બાહ્યચેષ્ટાદ્વારા, અન્તર્ગત મનની યથાર્થ સ્થિતિ સર્વથા વિદિત થઈ શકે છે, એવી જે પ્રાચીન વિદ્વાનોની માન્યતા છે, તે ખરેખર સત્યજ છે. વિશ્વમાં જેટલા પ્રકારની ભિન્નભિન્ન મનુષ્યની મુખાકૃતિઓ છે, તેટલા પ્રકારના ભિન્નભિન્ન પ્રકૃતિના મનુષ્યો છે. સામાન્ય રીતે નાક, કાન, આંખ, માથું, મોઢું, કપાળ, હાથ, પગ, આદિ અવયવો પ્રત્યેક મનુષ્યને સમાનજ છે. બધાને બે હાથ, બે કાન, બે આંખ, બે પગ, એક માથું અને કપાળ તથા બે ઓષ્ટ અને એવાંજ બીજાં અવયવો, સંખ્યામાં પણ એક સરખાં છે. સર્વના અવયવો, એકજ સ્થાને સરખી રીતે અવસ્થિત હોય છે. પણ તેઓનાં રુપ, રંગ અને આકૃતિ આદિના જે અસંખ્ય ભેદ, આપણા જોવામાં આવે છે, અને જેને પરીણામે સમગ્ર ભૂમંડળમાં એકજ સ્વરુપના સર્વાંશે મળતા આવતા બે વ્યકિત પણ મળવા દુર્લભ છે, તેજ ભેદને લીધે મનુષ્યના આચાર વિચાર અને વર્તન તથા લક્ષણોમાં પણ અનેકવિધ વિચિત્રતા સર્વત્ર જોવામાં આવે છે. આ સર્વ પ્રકારની વિવિધતાનો અભ્યાસ કરી, તે આકાર અને રૂપ, રંગ કે સ્વરૂપદ્વારા પ્રગટ થતાં લક્ષણો કે ભાવોનો યથાવત્ નિર્ણય કરવો, એ મસ્તિષ્કશાસ્ત્ર અને મુખસામુદ્રિકશાસ્ત્રનો એક મહાન અને અતિ મહત્વનો વિષય છે. આમાંથી આંખ અને કાનના મધ્ય પ્રદેશની ઉપરના મસ્તિષ્કના અનેકવિધ અવયવો અને વિભાગો

કે પ્રદેશોની ઉંચાઇ, નિચાણ અને સંવૃધ્ધિ વિવૃધ્ધિ આદિ તપાસી, મનુષ્યના ચારિત્ર્યનો કે મનોઅન્તર્ગતભાવો કે પ્રવૃત્તિઓનો નિર્ણય કરવો, એ કાર્ય મસ્તિષ્કશાસ્ત્ર (Phrenology) નું છે. જ્યારે કપાળની નીચેના પ્રદેશમાં આવેલાં મુખપરનાં અવયવો જેવાં કે આંખ, જીભ, નાક, હોઠ, ગાલ, દાઢી, કે ચિબુક અને ગરદન તથા જડબાં વિગેરેના આકાર અને રૂપ, રંગ તથા પરિસ્થિતિ વિગેરેનું અવલોકન કરી, મનુષ્યના ભિન્નભિન્ન લક્ષણ અને ચારિત્ર્યનો નિર્ણય કરવો, એ મુખસામુદ્રિકશાસ્ત્ર Physiognomy) નું એક અગત્યનું કાર્ય છે. મુખમુદ્રાપરથી મનુષ્યના અન્તર્ગત અનેક ભાવો સ્વાભાવિક રીતે પ્રગટ થાય છે, "Face is the mirror of the mind." એ કહેવતમાં સમ્પૂર્ણ સત્ય સમાયેલ છે. માત્ર અભ્યાસ અને અવલોકનદ્વારા તેના સત્ય સિધ્ધાન્તોનો સુવ્યવસ્થિતપણે નિશ્ચય થવો જાઇએ.

"**तुण्डे तुण्डे मतिर्भिन्ना**" એ શાસ્ત્રોકિતમાં અજબ સત્ય સમાયેલછે. વિશ્વની અંદર ઝાડ, પાન, વૃક્ષ, વનસ્પતિ, ફળફુલ, કીટ, પતંગ, પશુ, પક્ષી અને, પુરૂષ તેમજ સ્ત્રી આદિના અનેક વર્ગની અંદર જેટલા પ્રકારના ભિન્નભિન્ન રૂપ, રંગ, આકૃતિ કે સ્વરૂપો જોવામાં આવેછે, તેટલીજ વિવિધપ્રકારની પ્રકૃતિ, સ્વભાવ, લક્ષણ કે ચારિત્ર્યાદિના ભાવો અને ગુણોની વિવિધતા, સર્વત્ર સમાયેલી છે.

કુતરાં, વરૂ, બુલડૉગ, સિંહ, વાઘ, બકરી, ઘેટાં, ગાય, ભેંસ, ઘોડા અને હસ્તી, આદિ પ્રાણીઓમાં પણ આ નિયમ એક સરખી રીતે લાગુ પડે છે.

જાંબુ, લીંબુ, દાડમ, જામફળ, નાળીયેર, બોર, નારંગી, સંતરા, પીચ સીતાફળ, રામફળ આદિ ફળોમાં, અને તેઓનાં પાંદડાં આદિમાં પણ એજ નિયમ એક સરખી રીતે કાર્ય કરી રહેલ છે.

ચોખા, મગ, અડદ, ઘંઉ, બાજરો, મઠ, ચણા, જવાર, કાંગ આદિ ધાન્ય વર્ગમાં પણ એ નિયમ ઉપર પ્રમાણે પ્રવર્તિ રહેલ છે.

ગુલાબ, ડોલર, જુઇ, જાઇ, ચંબેલી, મોગરો, કેસુડાં અને લવારાઆદિ પુષ્પ છોડોની અંદર પણ આ વિશ્વવ્યાપક નિયમનું કાર્ય, યથાવત જોવામાં આવે છે.

મનુષ્યના રસ, રકત, માંસ, મેદ, આસ્થ, મજ્જા, અને શુક્રાદિ ધાતુઓમાં પણ, એ નિયમ એક સરખી રીતેજ લાગુ પડેછે. ટુંકામાં વિશ્વની સમગ્ર રચના, વિવિધાકૃતિ અને વિવિધગુણોના વિશ્વવ્યાપક સિધ્ધાન્તાનુસારજ રચાયેલીછે, એમ અસંખ્ય દ્રષ્ટાન્તોથી સાબિત થાયછે; અને જો બારિક અભ્યાસ અને અવલોકનદ્વારા પ્રત્યેક પદાર્થ અને પ્રાણીનું વિવેચન કરવામાં આવે, તો '**आकृति गुणान्दर्शयाति**' એ સિધ્ધાન્ત સર્વાવસ્થામાં સત્ય અને સુસ્થિર માલુમ પડેછે. વિવિધતા, કુદરતને સર્વદા પ્યારી હોય એમ જણાય છે. તો પછી માનસશાસ્ત્રની મહાન શાખા, મસ્તિષ્કશાસ્ત્ર અને મુખસામુદ્રિકશાસ્ત્રમાં પણ આ નિયમ શા માટે લાગુ નહિ પડવો જોઇએ ?

કુદરત હમેશાં પોતાનાં બધાં કાર્યો, એકજ સામાન્ય સિધ્ધાન્તાનુસાર કરે છે, અને તેજપ્રમાણે મનુષ્યની શારીરિક રચનામાં પણ ઉપરોકત નિયમાનુસાર વર્તવામાં એક ઇંચની પણ ભુલચુક કદાપી કરતી નથી. તેના નિયમો હમેશાં સત્ય, સુસ્થિર, અનાદિ,

અનન્ત અને એક રસ છે, અને કુદરતનાં સર્વ પ્રદેશોમાં એક સરખી રીતેજ હમેશાં પ્રવર્તિ રહયા છે તદનુસાર આ માનવશાસ્ત્રની અંદર પણ તેના નિયમ એક સરખી રીતે લાગુ પડે છે. તેમાં દેશ, કાળકે સમયનો જરાપણ બાધ આવતો નથી. આ પ્રમાણે જોતાં મનુષ્યના મસ્તિષ્ક તેમજ મુખપરની પ્રત્યેક અવનત અથવા ઉન્નત સ્થિતિ સંવૃધ્ધિ કે અવૃધ્ધિ, કોઇને કોઇ પણ પ્રકારનું ખાસ લક્ષણ ચોકસ રીતે દર્શાવે છે. પણ માત્ર એટલો નિર્ણય કરવાનુ બાકી રહે છે, કે ત્યારે કયા કયા આકારો અથવા સ્વરૂપો કેવા કેવા પ્રકારના ભાવ અને શકિત કે લક્ષણાદિ દર્શાવેછે, એજ અનુભવદ્વારા જોવાનું છે. માનવશાસ્ત્ર કે મસ્તિષ્કશાસ્ત્ર અને મુખસામુદ્રિક શાસ્ત્રની સંયુકત પ્રવૃત્તિ એટલા માટેજ અતિ ઉપયોગની છે. જ્યારે અત્યાર સુધીમાં ભિન્નભિન્ન દેશનાં વિદ્વાનોએ, એ શાસ્ત્ર સંબંધી અવલોકનદ્વારા, અને અનેક વર્ષોનાં જાતીઅનુભદ્વારા કેટલુંક સત્ય પ્રાપ્ત કર્યું છે. પણ તે કેટલે અંશે યથાર્થ કે અયથાર્થ છે, એ માત્ર તપાસવાનું અને ભુલચુક હોય તે સુધારવાનું અને સત્ય સિધ્ધાન્તો, સુનિશ્ચિત કરવાનું, અનુભવ ગમ્ય અને પ્રત્યક્ષ અવલોકન કરવા યોગ્ય મહાન કાર્ય, દુનીયાના વિચારવંત પુરૂષોના હાથમાં હમેશાને માટે સોંપાયેલું છે, રહેશે, અને રહેવુંજ જોઇએ,



केनास्थितिहितं मनः

# મનોવિજ્ઞાન અથવા મન એ શું પદાર્થ છે ?



મનને કાર્ય કરવાનું મુખ્ય અવયવ મસ્તિષ્ક છે, એ અગાઉના પ્રકરણોમાં અનેક પ્રમાણો અને યુકિતપ્રયુકિત પૂર્વક પ્રતિપાદન થઇ ચુકયું છે. સર્વ પાશ્ચિમાત્ય વિદ્વાનો, આ વિષયમાં એકમત છે. મનને કાર્ય કરવાના મુખ્ય અવયવ મસ્તિષ્કનાં પણ અનેક અવયવ વિભાગો છે, એ પણ હવે વિદ્વાન્ અને અનુભવી શારીરશાસ્ત્રના અભ્યાસીઓ માનવા લાગ્યા છે. મસ્તિષ્કશાસ્ત્રના લગભગ અરધી સદીના પરિચય અને અભ્યાસ પછી, અનેક વિદ્વાનો પણ એ પ્રમાણે માનસઅવયવની વિવિધતાને સ્વિકારવા લાગ્યા છે. શરીરની અંદરનાં સર્વ અંગ પ્રત્યંગ પર, જેવી રીતે મનની સત્તા છે, તેજ પ્રમાણે મસ્તિષ્કની અંદરના સર્વ અવયવોને કાર્યમાં મુકવા, કે ગતિ આપવી, એ પણ મનનેજ આધીન છે. એક સર્વતન્ત્રસિધ્ધાન્તરુપે, હાલ સર્વત્ર આ બાબતને સ્વિકારવામાં આવેછે. પણ, "મન એ શું પદાર્થ છે ? તેનું સ્વરૂપ કેવું છે ? તેની ઉત્પત્તિ કેવી રીતે થઇ ? અથવા તે અનાદિ, અવિનાશી અને અવિકારી તથા અપ્રાકૃતિક છે કે કેમ?" ઈત્યાદિ પ્રશ્નોનો યથાર્થ નિર્ણય કરવાનું કાર્ય ઘણુંજ વિકટ, દુર્ગમ અને દુર્વિજ્ઞેય છે. પાશ્ચાત્ય દેશના વિદ્વાનો,. આ પ્રશ્નોનો હજી જોઇએ તેવો નિર્ણય કરી શકયા નથી. આર્યાવર્તવાસી પ્રાચીન વિજ્ઞાનવેત્તાઓએ, આ વિષયમાં ઘણો પ્રયાસ કરેલો છે, પણ તેઓનું લખાણ સૂત્રરૂપ હોવાથી સ્પષ્ટ સમજવું મુશ્કેલ છે. છતાં અત્રે પ્રાચીન તેમજ અર્વાચીન વિજ્ઞાનવેત્તાઓના "મન એ શું પદાર્થ છે ?" એ સંબંધી યોગ્ય વિચારોનું યથાશક્તિ વિવેચન કરવાની અમે જરૂર સમજીએ છીએ.

મન એ શું પદાર્થ છે ? આ પ્રશ્નનો યથાર્થ નિર્ણય કરવા માટે પ્રાચિનકાળના મહાન વિજ્ઞાનવેત્તાઓએ અનેકશઃ પ્રયત્નો કર્યા છે. સાંખ્યશાસ્ત્રકાર કપિલ ન્યાયશાસ્ત્રના પ્રણેતા મહર્ષિ ગૌતમ, વૈશેષકશાસ્ત્રના પ્રણેતા મહર્ષિ કણાદ, પૂર્વ મીમાંસાના પ્રણેતા ભગવાન જેમિની, અને વેદાન્ત દર્શન અર્થાત ઉત્તરમીમાંસાના પ્રેરક ભગવાન વ્યાસમુનિ આદિએ પોતપોતાના શાસ્ત્રમાં મનુષ્યની અંદરના આ 'મન'નો યથાર્થ નિર્ણય કરવા, પોતપોતાની શક્તિ અનુસાર પ્રયત્નો કર્યા છે. ઇશ-કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુકય આદિ ઉપનિષદોમાં અને પુરાણના ગ્રન્થોમાં પણ અનેક જગ્યાએ મનનું વર્ણન આપણને મળી આવે છે. તેમજ આર્યોના અત્યન્ત પ્રાચીન ધર્મગ્રન્થો, જેને ઇશ્વરપ્રેરિત કે ઇશ્વરરચિત અને નિત્ય માનવામાં આવે છે. એવી વેદની સંહિતામાં પણ એ વિષયનું વિસ્તૃત વર્ણન મળી આવે છે, યજુર્વેદની સંહિતામાં "**तन्मेमनः शिवसंकल्पमस्तु**" ના છ અનુપમ મન્ત્રો પ્રાર્થના રૂપે આવેલા છે, જેમાં મન સંબંધી કેટલુંક વર્ણન આપવામાં આવેલ છે.

આ ઉપરાંત વર્તમાનકાળના પાશ્ચાત્ય તત્વવેત્તાઓમાં પણ તત્સંબંધી શોધખોળના અનેક પ્રયત્નો ચાલી રહ્યા છે, અને તે દ્વારા મનના યથાર્થ સ્વરૂપનો નિર્ણય કરવા બનતો પ્રયાસ પ્રવર્તિ રહ્યો છે. શોકનો વિષય તો એ છે કે પાશ્ચાત્ય વિજ્ઞાનવેત્તાઓનો મોટો ભાગ જ્યારે આર્યાવર્તના દર્શનગ્રન્થોથી અનભિજ્ઞ છે ત્યારે આર્યાવર્તના દર્શનશાસ્ત્રીઓ પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારોથી શૂન્ય જોવામાં આવે છે. આવી આપણા દેશના વિદ્વદ્વર્ગની સ્થિતિ છે. પણ સત્ય વસ્તુ યોગ્યરૂપે, ગમે તે ભાષામાં પ્રગટ થવીજ જોઇએ.

દુનિયાના સમગ્ર વિષયો અને પદાર્થોમાં મનુષ્યનો દરજ્જો સૌથી ઉચ્ચ છે, એ અમે આગળથી દર્શાવેલું છે. મનુષ્ય, શરીર અને જીવ કે આત્મા, એવા બે પદાર્થોથી સંયુક્ત થઇ બનેલ છે. આ વાત આર્યાવર્તનાં આબાલવૃદ્ધ સ્પષ્ટરીતે જાણે છે. શરીરથી આત્મા જુદો છે, એ પણ એટલુંજ સુવિદિત છે. શરીર અનિત્ય, ક્ષણભંગુર અને પરિણામિ તથા વિકારી છે, એ સર્વકોઈ સારી રીતે પ્રતિદિનના પ્રત્યક્ષ અનુભવથી જાણેછે. જ્યારે આત્મા શરીરથી ભિન્ન, એકદેશી, અજર, અમર, નિત્ય, અને સુખદુઃખરુપ કર્મફળનો ભોક્તા છે, એ સામાન્ય રીતે સૌ કોઈ જાણેછે. પણ તે જીવાત્માનું સ્વરૂપ કેવું છે? તે આત્મા કેવો અને કેવડો છે? તેનાં ગુણ કર્મસ્વભાવ કેવા પ્રકારના છે? મન અને આત્મા એ બન્ને જુદા જુદા છે, કે એકજ પદાર્થના જુદા જુદા નામ છે? ઈત્યાદિ પ્રશ્નોનો યથાર્થ પ્રત્યુત્તર આપવાનું કે યથાર્થ અનુભવ કરવાનું સદ્ભાગ્ય તો માત્ર ગણ્યા ગાંઠયા કોઇ સુજ્ઞ પુરૂષોને હોય છે. આત્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન મેળવવું, એ આર્યાવર્તવાસીઓમાં સર્વોત્તમ ગણાયછે. જીવ, ઇશ્વર અને પ્રકૃતિનું યથાર્થ સ્વરૂપ જાણવું એ આર્યાવર્તવાસીઓનાં સમગ્રતત્વજ્ઞાનનો અને તત્વજ્ઞાનનાં ગ્રન્થોનો મુખ્ય ઉદ્દેશ હતો. ત્યારે આ મન એ શું પદાર્થ છે, એ વિષયમાં તેઓનું શું મન્તવ્ય છે, તે પર આપણે જરા વિચાર કરીએ. પણ એમ કરતાં પહેલાં વર્તમાનકાળના પાશ્ચાત્ય વિજ્ઞાનવેત્તાઓનું એ સંબંધમાં શું માનવું છે, તેનો પ્રથમ વિચાર કરીશું.

માનવ કે મનુષ્ય એ શબ્દ(**मन् विचारणे**) એ ધાતુથી બનેલ છે. અંગ્રેજીમાં જેને (Man) કહેવામાં આવેછે તે પણ (man to think) ઉપરથીજ બનેલોછે. મનનશીલ હોવાના કારણથીજ મનુષ્યને મનુષ્ય કહેવામાં આવેછે. ખરીરીતે જોતાં મનનશીલ કે મનનગુણયુક્ત મન, એજ ખરેખર મનુષ્ય છે. પશુ, પક્ષી, કીટ, પતંગ, આદિ સર્વની અંદર આ મન છે. પણ મનુષ્યની અંદર તેજ મનની શક્તિઓનું નિદર્શન, તેના યથાર્થ રૂપમાંજ થાયછે, એ અધિકતા છે; અને તેનું કારણ મનુષ્યનું મસ્તિષ્કજ છે, એ અમે આગળ સાબીત કરેલ છે. પણ હાલતો એટલુજ સિદ્ધાન્તરૂપે ગ્રહણ કરવાની કે સમજવાની જરુર છે, કે મનુષ્યની અંદર જે એક પદાર્થ સંકલ્પ, વિચાર કે મનન આદિ કાર્યો કરેછે, તેજ મનનગુણયુક્ત મન એજ મનુષ્ય છે. તેજ એક મૂળ ખરો પદાર્થછે, બાકી બધું પ્રાકૃતિક અને સંયોગજન્યછે. મનુષ્ય જે કંઈ કર્મક્રિયા

કે વિચાર આદિ, સદ્વર્તન કે દુરાચરણુ, પાપ, પુણ્ય, ધર્મ કે અધર્મ આદિ કરેછે, તેનું મૂળ કારણુ મનજ છે. સદાચારી થવું એ મનની સ્વાભાવિક કે યથાર્થ પ્રવૃત્તિનુંજ પરિણામ છે, અને દુરાચારી પાપી કે અધર્માચરણયુક્ત વર્તન થવું, એ મનની સ્વભાવિક પ્રવૃત્તિઓના યથાર્થ નિયમનું ઉલ્લંઘનજ છે.

મન એજ ખરેખર અન્તર્ મનુષ્ય છે, અને જીંદગીના સંપૂર્ણ સાધનો અને કાર્યો માત્ર તેના સુખ દુઃખાદિ ભોગોને માટેજ છે. " **चेष्टेन्द्रियार्थाश्रयः शरीरं**"

જ્યારે મનનું આટલું બધું મહાત્મ્ય છે, વિશ્વના સમગ્ર પદાર્થોમાં મનુષ્યના મનની જ્યારે સર્વથી ઉત્કૃષ્ટ અને શ્રેષ્ટ પદવી છે, ત્યારે તે મનનાં યથાર્થ સ્વરૂપને અનુભવમાં લેવું, તેના સ્વરૂપને જાણી ખરેખરૂં આત્મિકજીવન ગાળવું, અને વિશ્વના સુખ મેળવવા જતાં પ્રાપ્તથતી અનેક ભુલો અને પાપો તથા અધર્મોથી બચતા રહી યથાર્થ સુખને પ્રાપ્ત કરવું, ઈત્યાદિ મહાન પ્રયોજન માટે મનના યથાર્થ સ્વરૂપને ઓળખવું, એ આપણું સૌથી અતિઅગત્યનું અને પ્રથમ કર્તવ્ય ઠરે છે. કારણુ એક પરમાત્માને બાદકરતાં, આખા વિશ્વમાં આ મનની બરાબરી કરી શકે તેવો કોઇપણુ પદાર્થ જોવામાં આવતો નથી. વળી તત્વજ્ઞાનની દ્રષ્ટિથી જોતાં પણ, મનોવિજ્ઞાનનો વિષય, અન્ય પાથિવ પદાર્થોના વિજ્ઞાન કરતાં અનેક રીતે શ્રેષ્ઠ છે.

મન કે આત્મા એ શું પદાર્થ છે? એ વિષય પર વિવેચન કરતાં ડા. થામસ બ્રાઉન કહે છે કે– " The mind cosists of but a single power, and all our various mental operations are produced by this one entity in different modes of action; that sight is this mind in a seeing state, hatred the man in a hating state etc. "

(૧) " અર્થાત્ મન એકજ પ્રકારની શક્તિ (ચેતન)યુક્ત છે, અને આપણી બધી માનસિક ક્રિયાઓ, આ એકજ મનની શક્તિની જુદીજુદી કાર્ય કરવાની પધ્ધતિનુંજ પરિણામ છે. જોવું, ધિક્કારવું, વિચારવું, એ બધી એકજ મનની જુદી જુદી અવસ્થાજ છે.

2. Most metaphysicians and even Gall among them, maintain that the mind is one ***indivisible homogeneous substance.*** ડા. ગોલ કહે છે કે,—" In my openion there exists but one single principle, which sees hears, feels, loves, thinks, remembers, etc. But this principle requires the aid of various material instruments, in order to manifest its respective functions. "

૨ " ગૅાલ કહે છેકે,— મારા વિચાર પ્રમાણે, મન એક એવો પદાર્થ છે, કે જે જોવાની, સાંભળવાની, લાગણી દર્શાવવાની તેમજ ગ્રહણુ કરવાની, ચાહવાની, વિચાર કરવાની, તેમજ યાદ રાખવા વિગેરેની બધી ક્રિયાઓ પોતે એકલુંજ કરેછે. પણુ તેને પોતાનું કાર્ય કરવા માટે અનેક પ્રાકૃતિક અવયવરૂપ સાધનોની, પોતાની બધી વૃત્તિઓ કે લાગણીઓને દર્શાવવા માટે જરૂર પડે છે. "

3. Dr. Stewart, classifies the mental faculties thus—

1 Intellectual which include.

1. Consciousness અન્તર્જ્ઞાન, ચેતના.
2. External perception બાહ્યજ્ઞાન.
3. Attention ધ્યાન.
4. Conception સંકલ્પ.
5. Abstraction. અનુમાન.
6. Association. વિચારપરંપરા.
7. Memory. સ્મરણ.
8. Imagination કલ્પના.
9. Judgement તુલના. કે ન્યાયવૃત્તિ.
10. Reasoning. તર્ક, કે સમજશકિત.

2. Active Powers which include which comprise

1. Appetites. ક્ષુધા, તૃષા, આદિ.
2. Desires. વાસનાઓ.
3. Affections. લાગણીઓ.
4. Self love. સ્વાત્મપ્રેમ.
5. Moral faculties. નૈતિકવૃત્તિઓ.

Appetites are hunger thirst and the sexual.

The desires are desire for knowledge or curiosity, for society, esteem, power, or ambition and Superiority or emulation.

The affection are the benevolent and malevolent. Among the benevolents are parental, filial and kindred love, friendship, patriotism, gratitude, pity and philanthrophy " Stewarts Works Vol. III P. P. 380, 381, & 412.

૩. સ્ટુઅર્ટ નામનો, માનસશાસ્ત્રવેત્તા માનસિક શક્તિઓના નીચે પ્રમાણે વિભાગ પાડે છે, જેમાં બુધ્ધિશક્તિ, કાર્યશક્તિ તથા લાગણીઓનો નીચે પ્રમાણે સમાવેશ કરે છે.

૧. બુધ્ધિશક્તિઓમાં.

૧. અંતર્જ્ઞાન.
૨. બાહ્ય પદાર્થોનું જ્ઞાન.
૩. ધ્યાન.
૪. સંકલ્પ-વિચાર.
૫. સાધર્મ્ય-વૈધર્મ્યનુ જ્ઞાન.
૬. વિચાર, પરમ્પરા.
૭. યાદશક્તિ-સ્મૃતિ.
૮ કલ્પનાશક્તિ.
૯. તુલનાશક્તિ.
૧૦. તર્કશક્તિ.

૨. ક્રિયાશક્તિ અને લાગણીઓમાં.

૧. લાગણીઓમાં ક્ષુધા, તૃષા, કામ.
૨. ઇચ્છાઓ, વાસના કે અભિલાષામાં માન, પાન, જ્ઞાન, યશ, આશ્ચર્ય, સહવાસ, સત્તા, યશાભિલાષ, અમલ, આદિ.
૩. પ્યારની લાગણીઓમાં, વાત્સલ્ય, જાતીય, પ્રેમ, મૈત્રી, સ્વદેશાનુરાગ, આભાર, દયા, અને પરોપકાર વિગેરેનો સમાવેશ કરે છે."

4. Dr. Charles Coldwell, a deep thinker and the first American lecturer on Phrenology argued in the same way, while George Combe

thought it extremely difficult to give a satisfactory answer to this inquiry. yet treated the faculties as distinct mental powers.

૪. ડા. ચાર્લ્સ કાલ્ડવેલ નામનો અત્યન્ત વિચારશીલ મસ્તિષ્કશાસ્ત્રપર વ્યાખ્યાનકર્તા અમેરિકન, એજ પ્રમાણે કહેતો હતો, અને જ્યોર્જ કોમ્બ પણ એમજ માનતો હતો કે 'મનનાં સંબંધમાં કઇ પણ સંતોષ કારક ખુલાસો કરવો, એ અત્યન્ત મુશ્કેલ છે." પણ મનની જુદાજુદા પ્રકારની શકિત કે વૃત્તિઓને તો તે પણ માનતો હતો."

૫. ડા. ઓ. એસ. ફાઉલર કહેછે કે–"Doing different things simultaneously proves that whatever executes them is plural, not single, for how could one indivisible entity be doing different things at the same instant! How could the homogeneous mind be in different moods all at once!"

"That all the different classes of mental functions are performed by as many different faculties, several of which can be in simultaneous action. The physical impossibility of one entity seeing and hearing, looking and hating, fearing and worshiping and doing many other things at the same instant, is apparent and yet all are perpetually, doing ever so many things to-gether. All experience, all philosophy any and all expects of this problem, attest that the mind actually does put forth, a great number of very different mental operations simultaneously, and therefore consists of a corresponding number and variety of different primal powers each acting independantly of all or in conjunction with any number of the other faculties as occasion may require."

**Dr. O. S. Fower.**
*Phrenologist & Author of Human & Sexual seience.*

૫. ડા. ઓ. એસ. ફાઉલર કહેછે કે "એકજ વખતે જુદીજુદી જાતની ક્રિયાઓનું થવું એ દર્શાવેછે, કે જે કોઇ તે કાર્ય કરેછે, તેમાં અલગ અલગ અનેક શક્તિઓ હોવીજ જોઇએ. એકજ પ્રકારની શક્તિવાળો પદાર્થ અનેક પ્રકારની ક્રિયા કેવી રીતે દર્શાવી શકે? મનના ભિન્નભિન્ન કાર્યો, જુદીજુદી વૃત્તિઓ કે શક્તિઓદ્વારજ થાયછે. જેમાંની કેટલીક વૃતિઓ સાથે મળી ભિન્નભિન્ન કાર્યોને પણ એકી વખતે કરી શકેછે. એકજ મનુષ્ય એકજ વખતે જુવે, સાંભળે, ધિક્કારે, ચાહે, ડરે અને પુજે અને એવાં એવાં અનેક કામો એકજ વખતે કરે એ તદન અસંભવિત લાગેછે. છતાં આપણે હમેશાં તેમ થતું જોઇએ છીએ. આપણા બધા અનુભવો અને બધી ક્રિયાઓ એ બાબતનો પુરાવો આપે છે, કે "મન એકી વખતે અનેક પ્રકારની

ક્રિયાઓ કરી શકે છે, અને તેટલા માટે તેની અંદર સ્વતંત્રતાથી કાય કરનાર તેટલાજ પ્રકારની મૂળ શક્તિઓ કે વૃત્તિઓ હોવીજ જોઇએ, કે જેમાંની દરેક બીજી ઉપર આધાર રાખ્યાવિના, અથવા બીજી અનેક વૃત્તિઓ સાથે મળી જરુરીયાત પ્રમાણે પોતાનું કાર્ય બજાવી શકે છે."

મહર્ષિ ગૌતમ પોતાના ન્યાયદર્શનમાં કહેછે કે—

१. पृथ्व्यापस्तेजोवायुराकाशदिक् काल आत्मा मन इति द्रव्याणि ।

२. ईच्छा द्वेष प्रयत्न सुख दुःख ज्ञानान्यात्मनो लिङ्गमिति ॥

३. युगपज्ज्ञानानुत्पत्तिर्मनसोलिङ्गम् ।

४. बुद्धिरुपलब्धिर्ज्ञानमित्यनार्थान्तरम् ।

૧. પૃથ્વિ, જલ, તેજ, વાયુ, આકાશ, અને દિક્ કાળ આદિ પદાર્થની માફક મન અને આત્મા પણ અલગ અલગ દ્રવ્ય કે પદાર્થ છે.

૨. ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ, દુઃખ અને જ્ઞાન એ આત્માનાં લક્ષણ છે.

૩. જ્યારે એક વખતે અનેક પદાર્થોનું જ્ઞાન ન થવું, એ મનનું લક્ષણ છે.

૪. બુધ્ધિ, ઉપલબ્ધિ અને જ્ઞાન એ ત્રણે શબ્દ એકાર્થવાચક છે. [ પણ બુધ્ધિ એ કોઇ પદાર્થ છે કે આત્માનો ગુણ કે શક્તિ છે, એ કંઇ સ્પષ્ટ કર્યું નથી જો કે તેની વ્યાખ્યા જોતાં કોઇપણ ચેતન પદાર્થનો ગુણ હોય એમ સ્પષ્ટ જણાયછે.]

પ્રશ્નોપનિષદ્ રચનાર મહર્ષિ કહેછે કે,

एष हि द्रष्टा श्रोता घ्राता स्प्रष्टा रसयिता बोद्धा विज्ञानात्मा पुरुषः ।

અર્થાત તેજ જીવાત્મા, જોનાર, સાંભળનાર, ગંધગ્રહણકરનાર, સ્પર્શ કરનાર, રસજ્ઞ, જ્ઞાતા, અને વિજ્ઞાનાત્મા છે, જેને પુરૂષ કહેવામાં આવે છે.

૮. ઉપનિષદ્‌માં કહ્યુંછે કે.

श्रुण्वन् श्रोत्रंभवति स्पर्शयन्त्वग्भवति मन्वानो मनोभवति ।

અર્થાત્ શ્રવણ સ્પર્શ ને મનન આદિ કાર્યો કરવા માટે તદ્ તદ્ ઈન્દ્રિય વિષયોન્મુખ જીવાત્મા અથવા મન થાયછે.

ज्ञानयौगपद्यादेकं मनः। એક વખતે એકજ વિષયનું જ્ઞાન ગ્રહણ કરી શકે છે તેથી મન એકજ અને અવ્યાપક તથા દેશકાળથી પરિછિન્ન છે. એમ ગૌતમઋષિ પોતાના ન્યાયસૂત્રમાં જણાવે છે. વળી વૈશેષિકદર્શનમાં કહ્યું છે કે—

९. प्राणाऽपाननिमेषोन्मेषजीवनमनोगतीन्द्रियान्तर्विकाराः

सुखदुःखेच्छाद्वेषप्रयत्नाश्चात्मनो गुणाः

૧. પ્રાણ અપાન અર્થાત્ શ્વાસ પ્રશ્વાસ લેવો

૨. નિમેષોન્મેષ, અર્થાત્ આંખનાં પલકારા કરવા.

૩. શરીરનાં સર્વ અવયવોનું કાર્ય યથાવત્ ટકાવી રાખી, જીવન ધારણ કરી રાખવું અર્થાત્ શરીર, ઇન્દ્રિય અને આત્માનો સંયોગ જાળવી રાખવો.

૪. માનસિક વ્યાપાર ચલાવવો અર્થાત્ માનસ અવયવોથી કાર્ય કરવું.

૫. ઇન્દ્રિયોનું પોતેપોતાના કાર્યાનુરુપ, ગુણજ્ઞાન ગ્રહણ કરવામાં તત્પર રહેવું, કે તેની અન્દર સ્વસ્વવિષયને અનુભવવાથી વિકાર પેદા થવા.

૬, સુખદુઃખઆદિ અનુભવને અનુભવવા અર્થાત્ જ્ઞાન કે ચેતનતા.

૭, ઇચ્છા, દ્વેષ, અર્થાત જુદીજુદી જાતની કામના કે વાસનાઓ.

૮. પ્રયત્ન અર્થાત્ અનેક પ્રકારની ક્રિયાશકિત, આ બધા આત્માના ગુણો છે. આમ વૈશેષિક દર્શનકાર કણાદ મહર્ષિનું માનવુંછે. જેનો સારાંશ કાઢતાં માલુમ પડેછે કે, આત્મા એ ક્રિયા અને ગુણવત્, નિત્ય, અનાદિ, અને અજર, અમર, અને જ્ઞાનાદિ ગુણ યુકત પદાર્થ કે તત્વ છે.

યજુર્વેદના છઠા અધ્યાયમાં શિવસંકલ્પના મન્ત્રોવાળી. માનસિક શુદ્ધ્યર્થ કરવામાં આવતી પ્રાર્થનાની અંદર, આ "મન શું પદાર્થ છે." તેનું યથાર્થ સ્વરૂપ આપણને મળી આવે છે. જેથી તેનો ભાવાર્થ અત્રે અમે આપવાનું યોગ્ય ધારીએ છીએ આ મન્ત્રોને મનોવિજ્ઞાન સંબંધી આ પ્રકરણની શરૂઆતમાંજ મૂળરૂપે ટાંકી દર્શાવેલ છે, જેથી તેને આ સ્થળે ફરી છાપવાનું યોગ્ય ધાર્યું નથી. કિન્તુ ઉપર જણાવેલ મન્ત્રોમાં, મન સંબંધી જે અગત્યના મુદ્દાઓ છે, તેને અમે અત્રે રજુ કરી, આ પ્રકરણમાં તેનો સંક્ષિપ્ત સાર આપવાનું યોગ્ય ધારીએ છીએ.

## મનોવિજ્ઞાન સંબંધી યજુર્વેદનાં મન્ત્રોનું વર્ણન.

યજુર્વેદના સિદ્ધાન્ત પ્રમાણે મનુષ્યનું મન નીચે જણાવેલ શક્તિ અને ગુણયુક્ત છે, એ શિવસંકલ્પનાં મંત્રો ઉપરથી સ્પષ્ટ સાબિત થાય છે.

૧. મનુષ્યનું મન, જાગૃત તથા સ્વપ્નાવસ્થામાં પણ અનેક પ્રકારના દુર દુર દેશો, ક્ષણવારમાં સંકલ્પ માત્રથી પ્રાપ્ત કરી લે છે; અર્થાત તે દુરંગમ છે.

૨. તે મન, જ્યોતિનું જ્યોતિ અર્થાત્ પ્રકાશીત પદાર્થોનો પણ પ્રકાશ કરવાવાળું અર્થાત્ જ્ઞાનસ્વરૂપ છે.

૩. યત્પ્રજ્ઞાનં, તે પ્રજ્ઞાનમય છે, તે ચિન્તન કરવાના સ્વભાવવાળું છે, અને ધારણશક્તિ કે મેધા અથવા સ્મરણશકિતવાળું છે.

૪. મનુષ્યની અંદરની તે અન્તર્જ્યોતિરુપ અને અમર અર્થાત્ અવિનાશી છે.

૫. તેના વિના કોઇ પણ પ્રકારની ક્રિયા થઇ શકતી નથી, અર્થાત તે સર્વ ક્રિયાઓનું મૂળ છે.

૬. મનુષ્ય તેમજ પ્રાણીમાત્રની અંદર તે એક અપૂર્વ અને અવર્ણનીય યક્ષરૂપ શકિત છે.

૭. તે મનદ્વારા ભૂત, ભવિષ્ય અને વર્તમાન આદિ ત્રિકાળની ક્રિયાનું યથાવત્ જ્ઞાન થઈ શકે છે.

૮. મનુષ્યના મસ્તિષ્કની અંદર હવેપછી દર્શાવવામાં આવનાર સપ્ત પ્રકારના ભિન્નભિન્ન માનસશક્તિસમુહરૂપ સપ્ત હોતાઓ પણ, આ મનની શક્તિદ્વારાજ પોતપોતાનાં કાર્યો સંપાદન કરી શકે છે, અર્થાત્ પોતપોતાના વ્યવહારરુપયજ્ઞનો વિસ્તાર કરી રહ્યા છે.

૯. સર્વ પ્રકારના ગુણ ક્રિયા અને સ્વભાવો કે ચિત્તવૃત્તિઓ, આ મનની અંદર સર્વતઃ ઓતપ્રોત થઈ રહેલ છે.

૧૦. તે મન, મહાન વેગવાળું, અતિ બલિષ્ઠ, અજર, અમર, નિત્ય, અને મસ્તિષ્કનાં હૃત્ પ્રદેશમાં (મસ્તિષ્કની અંદર બ્રહ્મરન્ધ્રની ઉપરના મધ્યમાં એક સ્થાન છે, ત્યાં) રહેવાવાળું છે.

ઉપર દર્શાવેલ યજુર્વેદના છ મન્ત્રોનું તારણ કરી સંગ્રહ કરવામાં આવેલ ૧૦ સિધ્ધાન્તોમાંના સર્વ ગુણો, મસ્તિષ્કશાસ્ત્રાનુસાર મનની અંદર સર્વથા અનુભવવામાં આવે છે; જેથી યજુર્વેદની મનની વ્યાખ્યા અને તે દ્વારા જાણવામાં આવતા મન અથવા આત્માના ગુણકર્મસ્વભાવ, પાશ્ચાત્ય વિદ્વાનોના વર્તમાન સર્વ સિધ્ધાન્તોને લગભગ સર્વાંશે મળતા છે, એમ સ્પષ્ટ જણાય છે.

ડા. પ્રાઉલર એક સ્થળે કહે છે કે—

"Our different Faculties doctrine however, accounts perfectly for all other different talents and predispositions, by one faculty being stronger and another weaker in different persons, and in the same person, and as such transmitted thus from parentage to progeny."

મનુષ્યનું અંતઃકરણ પણ એ વાતની સાક્ષિ પુરે છે. દાખલા તરીકે આપણે અનેકવાર કહીએ છીએ કે "મારો તેવો ઇરાદો નહિ હતો, પણ એ વખતે અમુક વૃત્તિને આધીન થઇ હું એ કામ ઉતાવળે કરી બેઠો, હવે હું પસ્તાઉં છું" આવો પ્રતિદિનનો અનુભવ પણ એ વાતને સુસ્પષ્ટપણે સાબીત કરે છે કે "મનુષ્યનું મન અનેક વૃત્તિ કે શક્તિઓવાળું છે."

કોઈ કોઇ મનુષ્યમાં અમુક પ્રકારનું ગાંડપણ કે ઘેલછા જોવામાં આવેછે, જ્યારે તે અન્ય વિષયોમાં તદ્દન વ્યવસ્થિત અને સમજપૂર્વક કાર્ય કરનાર હોયછે. આ બાબત પણ મનની અનેક વૃત્તિઓનો પુરાવો આપેછે. આજ પ્રમાણે ખાદ્યાભિરુચિ, જીજીવિષા, વાત્સલ્યભાવ, યશાભિલાષ, ભક્તિભાવ, કરુણા, હાસ્ય, હસ્તકૌશલ્ય, અનુકરણ, અવલોકન, તર્ક, તુલના, સ્મરણશક્તિ, અર્થાત્ મેધા ઇત્યાદિ ભિન્નભિન્ન પ્રકારની અનેક માનસિક શક્તિઓજ છે. અમુક પ્રકારની શક્તિ અમુક પ્રકારનાં ચોકસ કાર્યોજ કરી શકેછે, જ્યારે તેથી અન્ય પ્રકારનાં કાર્યો તેજ માનસઅવયવદ્વારા કદાપી

પણ થઇ શકતાં નથી. આવીરીતે પ્રત્યેક માનસશકિતને અભિવ્યકત કરનાર, અને સ્વવિષયનું ગ્રહણ કરનાર, અનેક માનસઅવયવો મસ્તિષ્કની અંદર છે; જે પોત પોતાનું યથાર્થ કાર્ય હમેશાં શક્તિઅનુસાર કર્યા કરે છે.

## માનસશક્તિ કે વૃત્તિની વ્યાખ્યા.

૧. મનની ભિન્નભિન્ન પ્રકારની માનસ પ્રવૃતિઓને કે મનોવ્યાપારને માનસિક શકિતઓ કે વૃત્તિઓ અથવા લાગણીઓ કહેવામાં આવે છે.

૨. પ્રત્યેક પ્રકારની માનસપ્રવૃત્તિ કે પ્રર્ગતિ જેનાદ્વારા ભિન્નભિન્ન પ્રકારની ક્રિયા કે ગુણ દર્શાવવામાં કે ગ્રહણ કરવામાં આવે છે, તેને માનસવૃત્તિનાં કે માનસ-શકિતનાં અવયવો કહેવામાં આવે છે.

૩. આવી શકિતઓ સમયાન્તરે દ્રશ્ય અથવા અદ્રશ્ય થાયછે, કે વૃધ્ધિ ક્ષયને જાતે પ્રાપ્ત થાયછે, અને તે અનુભવદ્વારા સ્પષ્ટ જાણી શકાય છે.

૪. માનસવૃતિયોનાં જે અવયવો, પોતાનું ખાસ ભિન્ન પ્રકારનું અસ્તિત્વ ધરાવતાં હોય છે, તેઓ સ્વતંત્રરીતે પ્રબળ વા નિર્બળ, કે નિરોગ તેમજ સરોગ અવસ્થામાં રહી શકેછે.

૫. તેજ પ્રમાણે તેવી પ્રત્યેક શકિત, અલગ રીતે ન્યૂનાધિક પ્રમાણમાં યથા-આવશ્યકતા પોતપોતાનું કાર્ય દર્શાવી શકેછે.

૬. શારીરિક ક્રિયાને માટે જેમ શારીરિક અવયવો છે. તેમજ મસ્તિષ્કમાં માનસિક ક્રિયાઓને માટે પણ અલગ અલગ પ્રકારના માનસઅવયવો છે, જેના અસ્તિત્વ વિના કોઈપણ ક્રિયા ચાલી શકતી નથી. આ માનસઅવયવોને અંગ્રેજીમાં (Phreno-Centres) કહેવામાં આવે છે.

મનુષ્યનાં ગુણકર્મસ્વભાવ કે લક્ષણ અને ચારિત્ર્ય આદિનું, યથાવત્ બંધારણ કરવામાં અને તેને સુખી રાખવામાટે, આ માનસિકવૃત્તિઓનું જ્ઞાન, એક અનુપમ ચાવી છે. મનની સર્વ શકિતઓ પણ મૂળરૂપે અવિનાશી છે. તેની સર્વ માનસપ્રવૃત્તિઓ માનસકલ્પતરૂની અનેકાનેક ભિન્નભિન્ન સ્વરૂપની શાખાઓ તુલ્ય છે. તેની પ્રત્યેક શાખા, અનેક પ્રકારનાં ડાળી, ડાંળખાં અને પાંદડાંથી યુકત છે. જ્યારે પ્રત્યેકના ઉપર ભિન્નભિન્ન પ્રકારનાં ફળ અને ફૂલાદિનું દર્શન થાયછે. મનુષ્યની માનસવૃત્તિની સાથે જનસમાજની સંસ્થાઓનાં અનેકાનેક ઝુંમખાંઓરૂપ ફળો લટકી રહેલછે. દ્રષ્ટાન્ત તરીકે ધનસંરક્ષણ, ધનાભિવૃધ્ધિ, ગૃહસંસાર, સ્ટીલટ્રન્કો અને ટ્રેઝરી કે તાળાંનો વેપાર રોજગાર અને આયાત નિકાશ, કોઠાર, બજાર, રેલ, તાર, બેન્ક, સરાફી વેપારની પેઢીઓ, હુંડી, ચીઠીપત્રી, વિગેરેનો સંપૂર્ણ વ્યાપાર, માત્ર એક વૈષ્યવૃત્તિરૂપ મનની શાખારૂપ, એક માનસવૃત્તિને આધારેજ ટકી રહેલ છે. આજ પ્રમાણે અન્યાન્ય વૃત્તિઓના વિષયમાં પણ સમજવું. મનુષ્ય આ પ્રમાણે પોતાની એક અથવા અનેક વૃત્તિઓનું કાર્ય, સંયુકત રીતે જ્યારે ચાહે ત્યારે કરી

શકેછે. એક સુવ્યવસ્થિત ઘડીયાળની અન્દરનું સંચા કામ, યથાવત રીતે એક બીજા સાથે સંયુકત થયા પછી, જેમ યથાર્થ વખત દર્શાવવા શક્તિમાન થઇ શકેછે, તેજ પ્રમાણે આપણા મસ્તિષ્કનું પણ સમજવું. પ્રત્યેક માનસશકિતનો અન્ય સર્વ માનસ-શકિતઓ સાથે, થોડે યા ઘણે અંશે સબંધ જોડાયેલ છે, અને તે સબંધ પ્રમાણેજ મનુષ્યનું મન હમેશાં કાર્ય કરી શકે છે. (જુઓ આ. નં. ૨૮. ૨૯.)

## ઉપસંહાર.

૧. આથી એ સ્પષ્ટ થાયછે, કે મન એ અનેક પ્રકારની મૂળ શક્તિઓ કે માનસવૃત્તિઓથી યુકત છે, જેમાંની એક બે અથવા તેથી પણ વધારે શક્તિઓ સાથે મળી, આવશ્યકતાનુસાર પોતાનું કાર્ય કરી શકેછે.

૨. મસ્તિષ્ક, જો મનને કાર્ય કરવાનું મુખ્ય સાધન છે, અને તે, મનની વિવિધ શકિતઓનાં પ્રમાણમાંજ વિવિધ અવયવોદ્વારા પોતાની કાર્યશકિતનો પ્રકાશ કરી શકેછે.

૩. પ્રત્યેક માનસઅવયવનું સ્થાન અને કદ, તે તે અવયવની ઉત્તમ મધ્યમ કે કનિષ્ટ હાલત દર્શાવેછે.

૪. અભ્યાસ અને ખંતદ્વારા તથા સતત મહેનતને પરિણામે પ્રત્યેક માનસ-અવયવને ખીલવી કે કેળવી શકાયછે.

માનસઅવયવો-તેના સ્થાન વિભાગ અને સંખ્યા. આદિ આ. નં. ૩૦.



# માનસ અવયવો અને તેના વિભાગ.

અથવા

# Phreno-Centres.

મન અનેક પ્રકારની માનસિકશક્તિઓ, લાગણીઓ, કે વૃત્તિઓથી યુક્ત છે, તે અમે અગાઉના પ્રકરણમાં સામાન્ય રીતે જણાવેલું છે. પણ તે મનની મૂળ અને સ્વાભાવિક શક્તિઓ કે લાગણીઓ કઇ કઇ અને કેવા પ્રકારની છે, તે દ્વારા કેવા કેવા પ્રકારનાં કાર્યો કે ભાવોનું ગ્રહણ થાય છે અથવા પ્રદર્શિત કરવામાં આવે છે, તે સંબંધી કંઇ વિશેષ વર્ણન હજી સુધી આપવામાં આવ્યું નથી. આટલા માટે આ પ્રકરણની અંદર તેનું વર્ણન આપવામાં આવશે.

એક સારંગી અથવા સતારની માફક, આપણું મસ્તિષ્ક અનેક પ્રકારના માનસ-અવયવોરૂપ નાના મોટા તારોથી સંગ્રથિત કરવામાં આવેલ છે. તેમાંના દરેક તાર, પોતપોતાની સ્થિતિ, સંવૃધ્ધિ અને લંબાઇ પહોળાઇના પ્રમાણમાં, સતારની અંદરના ભિન્નભિન્ન તારોના સા. રી. ગ. મ. પ. ધ. ની. આદિ સ્વરોના અસંખ્ય પ્રકારના ભિન્ન-ભિન્ન નાદ કે સ્વરોની માફક વિવિધ ભાવ પ્રગટ કરે છે. આ બધા માનસઅવયવોરૂપ મસ્તિષ્ક-સારંગીના અનેકવિધ તારોનું કાર્ય કયા કયા સ્થળમાં થાય છે? તેમાંથી કેવા કેવા પ્રકારના સ્વરો નીકળે છે? તેઓનાં ગુણકર્મસ્વભાવાદિ અને પ્રવૃત્તિ કેવા પ્રકારની છે? ઇત્યાદિ વિષયોનું સવિસ્તર વિવેચન હવે પછીના પ્રકરણોમાં ક્રમવાર આપવામાં આવશે. પણ તેમ કરતાં પહેલાં આપણે શરૂઆતમાં મનની ભિન્નભિન્ન પ્રકારની શક્તિ અને તેનાથી દર્શાવવામાં આવતા ભાવો કે કાર્યોનું સામાન્ય વર્ણન આપ્યા પછી પ્રત્યેક શક્તિનું જુદાજુદા પ્રકરણમાં ક્રમવાર વર્ણન કરીશું.

મનુષ્યની અંદરની ભિન્નભિન્ન માનસશકિતઓના નામ આપવામાં, બહુજ સમજશકિત અને અનુભવની જરૂર પડે છે. આ વિદ્યાના પ્રાચીન શોધકો ડા. ગૅાલ અને સ્પરઝીયમે શરૂઆતમાં અમુક શકિતઓનાં જે નામો આપ્યાં હતાં, તેને અનેકવાર ફેરવવાની જરૂર પડી હતી. શબ્દશકિત, એ એક અતિ મહત્વનો વિષય છે, એકજ શબ્દ અનેક પ્રકારના ભાવો અને શકિતઓ કે ગુણોનો ભાવ દર્શાવે છે. જ્યારે તેવાજ પ્રકારના અન્ય શબ્દો પણ તેજ પ્રકારનો ભાવ ન્યૂનાધિક પ્રમાણમાં દર્શાવનાર નીવડે છે. તેમાંથી કયા શબ્દથી કયો ભાવ કેટલે અંશે પ્રગટ થાય છે, એ યથાવત નિર્ણય કરવાનું કાર્ય અતિ ગંભીર, મહત્વનું અને બહુજ અનુભવદ્વારા થઇ શકે તેવું છે. તેથી એક વખત અમુક શકિતને અમુક શબ્દથી નિર્દેશ કર્યા પછી, અનુભવદ્વારા તેનું નામ બીજા વધારે ..થસૂચક શબ્દથી પ્રગટ થઇ શકવાનો જ્યાં સંભવ હોય, ત્યાં તે પ્રમાણે ફેરફાર કરવાની જરૂર પડે છે.

મનુષ્યના મસ્તિષ્કની અંદર જે જે શકિતઓના અવયવો છે, તેમને જુદાજુદા પ્રકારના ગ્રુપ અથવા સમુહમાં કુદરતી રીતે તે તે અવયવની ઉપયોગિતા અને મહત્વ તથા પરસ્પરના સંબંધના પ્રમાણમાં ક્રમસર ચડતા ઉતરતા સ્થાનમાં યથા-યોગ્ય રીતે બહુજ બુદ્ધિમત્તાથી ગોઠવવામાં આવેલ છે.

## સમગ્ર માનસશક્તિઓના સમુદાય પ્રમાણે* સાત વિભાગ.



આ નં. ૩૧. ૩૨.

૧. પશુવૃત્તિઓ અથવા સ્વાત્મરક્ષકવૃત્તિઓ—જે મનુષ્યના કર્ણપ્રદેશની આસપાસ ચારે તરફ અવસ્થિત છે.

૨. ગૃહ્યસાંસારિકવૃત્તિઓ—જે મનુષ્યના મસ્તિષ્કના પાછળના ભાગમાં નીચેના પ્રદેશમાં અવસ્થિત થયેલ છે.

૩. ઉત્કર્ષકવૃત્તિઓ-જેનું સ્થાન મનુષ્યની ગૃહ્યવૃત્તિઓના સમુહની ઉપરજ આવી રહેલું છે.

૪. નૈતિક અને ધાર્મિકવૃત્તિઓ-જેનું સ્થાન મસ્તિષ્કના ઉપરના શિરઃસ્થાનના મધ્ય પ્રદેશમાં સર્વથી ઉપર વિરાજમાન છે.

૫. પ્રાવિણ્યપ્રદાયકશકિતઓ અથવા કળાકૌશલ્યાદિ-જેનું સ્થાન બુદ્ધિશકિત, અવલોકનશકિત અને પશુવૃત્તિ કે આત્મરક્ષકવૃત્તિઓના મધ્યમાં આવી રહેલ છે.

૬. અવલોકન અને ધારણાત્મક તથા મનનશકિતઓ-જેનું સ્થાન મનુષ્યના ચક્ષુ-પ્રદેશની ઉપરના કપાળમાં આવી રહેલ છે.

૭. શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જીહ્વા, અને નાસિકા આદિ જ્ઞાનેન્દ્રિઓ-જે મસ્તિષ્કના બરાબર તળીયાનાજ ભાગમાં સ્થિત છે.

ઉપર પ્રમાણે મનુષ્યની સમગ્ર શકિતઓના ૭ મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છે. જેમાંના પ્રત્યેક વિભાગના, અવાન્તર વિભાગો અને તે પ્રત્યેકના ગુણકર્મ તથા સ્વભાવની વ્યાખ્યા ક્રમવાર અત્રે આપવામાં આવેછે. જ્યારે તેઓનાં નામ અને નંબર આદિના નં. ૩૦ વાળા બ્લોકમાં દર્શાવેલા અંકો, તે તે શક્તિનાં મસ્તિષ્કપરનાં સ્થાનો દર્શાવે છે.

*येन यज्ञस्तायते सप्तहोतातन्मे मनः शिवसङ्कल्पमस्तु।

## ૧. મનુષ્યની સ્વાભાવિક આહારવિહારવૃત્તિ કે પશુવૃત્તિઓ જેમાં આત્મસંરક્ષક અને પોષકશક્તિનો સમાવેશ કરવામાં આવે છે, તે નીચે પ્રમાણે છે.



૧. જીજીવિષા-દીર્ઘાયુષની ઇચ્છા. ૨. ક્ષુધા. ૩. પિપાસા. ૪. દ્રવ્યાભિલાષ. ૫. સાવધતા. ૬. વિનાશકશક્તિ. ૭, શૌર્ય અથવા બળ.

૧. જીજીવિષા-જેમાં દીર્ઘાયુષની ઇચ્છા, આયુષ્કામ, દીર્ઘજીવિતેચ્છા, રોગપ્રતિકાર, પ્રાણૈષણા, જીવિતસંરક્ષા, પ્રાણપરિપાલન આદિ, ભાવોનો સમાવેશ થાય છે.

૨. બુભુક્ષા-ખાદ્યાભિરૂચિ, ભોજનપ્રવૃત્તિ, અન્નાભિલાષ, સ્વાદ, ભુખ કે ક્ષુધા. આ શકિતના બે વિભાગ છે. સ્વાદ અને ખોરાકનું પ્રમાણ.

૩. પિપાસા-પેયાભિલાષ, જલાભિલાષ, સ્નાન, ન્હાવું, ધોવું, તરવું, દરીયાઈ મુસાફરી કરવી, જળક્રીડા આદિ ભાવોનું આ વૃત્તિથી ગ્રહણ થાય છે.

૪ વિત્તૈષણા-દ્રવ્યાભિલાષ, યોગક્ષેમ, ધનકામના, કરકસર ધનાદિ ભોગ વૈભવના સાધનો એકત્ર કરવાની શકિત, ધંધોરોજગાર, વ્યાપાર, અને મમત્વઆદિ ભાવોનો વૈશ્યવૃત્તિમાં સમાવેશ કરવામાં આવે છે.

આ વૃત્તિના ત્રણ વિભાગ છે. દ્રવ્યોપાર્જન, રક્ષા અથવા ક્ષેમ, અને લોભ.

૫. નિગ્રહવૃત્તિ-જેમાં ગોપનેચ્છા, વશ્યતા, ગાંભીર્ય, અને નિગ્રહ આદિ ભાવોનો સમાવેશ કરવામાં આવે છે.

૬. ઉદ્યોગ કે વિનાશકવૃત્તિ-જેમાં સંહારેચ્છા, કાર્ય બરલાવવાની ઈચ્છા, ગુસ્સો, પ્રારબ્ધસ્યાન્તગમનવૃત્તિ, સખ્તાઇ, કઠોરતા, મારફાડ, ચીરવાની ઇચ્છા, સહનશીલતા, વૈરભાવ આદિનો સમાવેશ કરવામાં આવે છે. આ શકિતના પણ બે વિભાગ છે. ઉદ્યોગ અને વિનાશકશકિત.

૭. શૌર્ય-જેમાં યુયુત્સા, પરાક્રમ, બળ, શકિત, હિમ્મત, બહાદુરી, સાહસ, આત્મરક્ષણ, બચાવ, સામે થવાની ઇચ્છા, પ્રતિકારશકિત, આદિનું ગ્રહણ કરવામાં આવે છે.

આ શકિતના હિમ્મત, બચાવ કરવાની શકિત, અને હુમલો કરવાની શકિત એમ ત્રણ વિભાગ છે.

### નં. ૨ ગૃહ્યસાંસારિક લાગણીઓ કે વૃત્તિઓ.

જેનાદ્વારા ગૃહ્યવ્યહવારોના સંબંધો સંકલિત થઇ રહેલાછે, તેમાં ૮. પ્રેમ કે પ્યાર, અથવા શૃંગારવૃત્તિ, ૯. એક પતિ કે પત્નિવ્રત. ૧૦ વાત્સલ્યભાવ ૧૧. મૈત્રીભાવ, ૧૨, ગ્રહનિવાસેચ્છા કે જન્મભુમિવાત્સલ્ય ૧૩ સ્થૈર્ય, અથવા તત્પરાયણ આદિ વૃત્તિઓનો સમાવેશ થાયછે.

૮. પ્યાર અથવા પ્રેમ કે શૃંગારેચ્છા, કામવૃત્તિ, સ્ત્રીપુરૂષના પરસ્પરના સબંધો, પ્રીતિ, અનુવર્તન, અને પ્રજનનશક્તિ કે રતિવિલાસ આદિ ભાવોનો સમાવેશ કરવામાં આવેછે. આ વૃત્તિના બે વિભાગ છે. સંગોત્સૌકય અને પ્યાર.

૯, ઐકાન્તિકસ્નેહ–એકપત્નિવ્રત કે એકપતિવ્રત, દામ્પત્યધર્મ, સંલગ્નેચ્છા, અનન્ય ભક્તિભાવ, વિવાહેચ્છા. તેના પણ બે વિભાગ છે, ઐકાન્તિકસ્નેહ અને વિવાહેચ્છા.

૧૦. વાત્સલ્યભાવ–જેમાં સ્વસંતાનાભિરક્ષણવૃત્તિ, બાળકો કે બચ્ચાંઓ પ્રત્યે સ્નેહભાવ, પશુપાલન અને રક્ષણવૃત્તિ. આ વૃત્તિના ત્રણ વિભાગ છે. ૧ પશુપાલન ૨. વાત્સલ્ય, અને સ્વસંતતિપ્રેમ.

૧૨. જન્મભુમિવાત્સલ્ય–જેમાં વન્દેમાતરંવૃત્તિ, ગૃહનિવાસેચ્છા, સ્વદેશાનુરાગ આદિ ભાવોનો સમાવેશ થાયછે, તેના બે વિભાગ છે, ગ્રહનિવાસેચ્છા અને સ્વદેશપ્રીતિ.

૧૧, મૈત્રીભાવ–જેમાં પ્રીતિ, સ્નેહ, મિલનસારપણું, કૌટુમ્બીકસ્નેહ, અને સહવાસપ્રિયતાનો સમાવેશ થાય છે.

૧૩. સ્થૈર્યવૃત્તિ–જેમાં એકાગ્રતા, તત્પરાયણતા, કાર્ય પાછળ મંડયા રહેવાની વૃત્ત, પ્રારબ્ધધ્સ્યાન્તગમનવૃત્તિ, આદિનો સમાવેશ થાય છે.

## ૩. ઉત્કર્ષક અથવા યશને આપનાર વૃત્તિઓ.

જેના દ્વારા મનુષ્ય ઉન્નત અને ઉત્કર્ષક અભિલાષાઓથી યુક્તથઇ ઉદારભાવયુક્ત અને અમીરી ગુણોથી યુક્ત બને છે. તેમાં ૧૪ સાવધતા, ૧૫ લોકૈષણા, ૧૬ સ્વમાન, અને ૧૭ દૃઢતા, આદિ ઉત્કર્ષક ભાવોનો સમાવેશ થાય છે.

૧૪, સાવધતા–જેમાં ચાતૂર્ય, ડહાપણ, સંભાળ, અગમચેતી, ભયાભિશંકા, સાવચેતપણુ ચિંતા આદિ વૃત્તિનો સમાવેશ થાય છે. તેના ત્રણ વિભાગ છે. ડહાપણુ સંભાળ, અને ભીતિ.

૧૫. લોકૈષણા–જેમાં યશાભિલાષ કે કીર્તિની અભિલાષા, ઉત્કર્ષાભિલાષા, અભ્યુદયેચ્છા, મહત્વાકાંક્ષા, આદિ વૃત્તિઓનો સમાવેશ કરવામાં આવેછે. તેના ત્રણ વિભાગ છે. ચારિત્ર્ય, શોખ કે દબદબો, અને યશાભિલાષ.

૧૬. સ્વમાન–જેમાં અહંભાવ, આત્મબળ, આત્મપ્રશંસા, પ્રશંસાપ્રિયતા કે અભિમાનનું ગ્રહણ થાય છે. તેના પ્રતિષ્ઠા, અહંભાવ, અને સ્વાતંત્ર્ય, એમ ત્રણ વિભાગ છે.

૧૭. દૃઢતા–જેમાં સ્થૈર્ય, ધૈર્ય, હેતુનિશ્ચિતતા, મક્કમપણું, ટકી રહેવાની વૃત્તિ, અડગપણું, ખંત. અને આગ્રહ તથા મનોબળ આદિનો સમાવેશ થાય છે.

## ૪. મનુષ્યની અંદરની નૈતિક તેમજ ધાર્મિક વૃત્તિઓ.

જેના દ્વારા મનુષ્ય નીતિમાન અને ધર્મભાવયુક્ત થઈ ઉન્નત અને ઉત્તમ ગુણ યુક્ત બને છે, તેમાં ૧૮ ભકિતભાવ, ૧૯ અધ્યાત્મરતિ, ૨૦ આશા, ૨૧ આત્મનિષ્ઠા, ૨૨ પરોપકાર, આદિ ભાવોનો સમાવેશ કરવામાં આવે છે.

૧૮. ભકિતભાવ-જેમાં ઇશ્વરારાધન, પૂજા, ઉપાસના ને કર્તવ્યનો પ્રેમ, પૂજ્યભાવ, વિનીતભાવ, નમ્રતા, વડીલો પ્રત્યે માનવૃત્તિ. આદિ ભાવોનો સમાવેશ થાય છે. તેના ત્રણ મુખ્ય વિભાગ છે, વિનય, ભકિત અને જુના વિચાર.

૧૯. અધ્યાત્મરતિ-જેમાં અધ્યાત્મિક વિષયો પરની પ્રીતિ, દૈવિજ્ઞાન, આદિ ભાવોનો સમાવેશ થાયછે. તેના ત્રણ વિભાગ છે. શ્રધ્ધા, વિશ્વાસ, આશ્ચર્યપ્રિયતા.

૨૦. આશા-જેમાં ઉત્સાહ, ઉલ્લાસ ને અભિલાષનો સમાવેશ થાયછે. તે બે પ્રકારની છે. ભાવિ, વર્તમાન, અને સટ્ટો કરવાની ઇચ્છા.

૨૧. આત્મનિષ્ઠા-આત્મબળ, આત્મશ્રધ્ધા, સત્યપરાયણુતા, આત્મવશ્યતા, કર્તવ્યનિષ્ઠા, ધર્મનિષ્ઠા, નીતિનિષ્ઠા, પાપનો ભય, અપહતપાપ્મા, હૃદયવિશુધ્ધિ, ન્યાયપરાયણુતા, આદિ ભાવોનો સમાવેશ થાય છે. તેના ન્યાયપ્રિયતા, સત્યપરાયણુતા, અને ડહાપણ આદિ ત્રણ વિભાગ છે.

૨૨. પરોપકાર કે દયાવૃત્તિ-જેમાં દયા, કરૂણા, અનુકમ્પા, સહાનુભૂતિ, ભલમનસાઇ, કલ્યાણપરાયણવૃત્તિ, આદિનો સમાવેશ થાય છે. તેના ત્રણ ભાગ છે, પરોપકાર, ઐાદાર્ય, અને કરૂણા કે અનુકમ્પા.

## ૫. પ્રાવિણ્યપ્રદાયક શકિતઓ.

જે દ્વારા કળા, કૌશલ્ય, અને હુન્નર, ઉદ્યોગના શોખદ્વારા મનુષ્ય નિપુણ અને પ્રવિણ બને છે.

૨૩. કળાકૌશલ્ય-શિલ્પશકિત, હસ્તકૌશલ્ય, કાર્યજ્ઞતા, કારીગીરી, અનેકવિધ યન્ત્રો બનાવવા, તથા વાપરવાની શકિત, જ્ઞાન અને ક્રિયા કે કર્મઆદિનો સમાવેશ થાય છે. તેના ત્રણ વિભાગ છે, યોજનાશકિત, શોધકશકિત, અને ચાતુર્ય.

૨૪. સૌન્દર્યપ્રેમ-જેમાં સુસંસ્કારિતા, પવિત્રતા, ચોખ્ખાઈ, સ્વચ્છતા, કવિત્વશકિત, પુષ્પ સુગન્ધ, અત્તર, ગુલાબ વિગેરે ઉમદા પદાર્થોનો શોખ કે ગૃહસ્થાઇ આદિ ભાવોનો સમાવેશ થાયછે-

૨૫. ઐાદાર્યભાવ-જે દ્વારા મહાશયત્વ, હૃદય ગાંભીર્ય, અતિઉન્નતભાવશાલીત્વ, હૃદયની વિશાળતા, કુદરતના અનન્ત, અપાર, અગાધ, અને અગમ્ય તથા સર્વ શક્તિમત્વાદિ ગુણોની પ્રિયતા આદિ ભાવોને ગ્રહણ કરવામાં આવેછે, તેના ગાંભીર્ય અને અદ્ભૂતરસ કે ભયાનકરસ એવા બે વિભાગ છે.

૨૬. અનુકરણ વૃત્તિ-જેમાં નકલ, અનુવર્તન, પાર્ટભજવવો, બહુરૂપી થવાની ઇચ્છા, ચાળા કરવાની ટેવ, આદિનો સમાવેશ થાયછે, તેના માનસિક અને શારીરિક અનુકરણ કે નકલ અને ચાળા એમ બે વિભાગ છે.

૨૭. હાસ્યવૃત્તિ-જેમાં આનંદ, રમુજ, ખુશમિજાજ, મશ્કરી, ઠઠ્ઠા, હાસ્ય, વિનોદ, કે ઠેકડી આદિ કરવાની વૃત્તિનો સમાવેશ થાયછે. તેના બે વિભાગછે. રમુજ અથવા વિનોદ અને રસિકતા.

## ૬. બુદ્ધિશક્તિઓ અને અવલોકનશકિતઓનો સમૂહ.

આ સમૂહ કપાળના અગ્રપ્રદેશમાં સુસ્થિત છે, તેની અન્દર અવલોકનશક્તિ, મેધા, ધી કે ધારણાત્મક સ્મરણશક્તિ તેમજ તર્ક અને તુલનાત્મક મનનશક્તિઓનો સમાવેશ થાયછે. જેમાંની અવલોકનશક્તિઓ બન્ને તરફની ભ્રમરના પ્રદેશમાં તેમજ બન્ને ભ્રમરની વચ્ચમાંનાં કપાળના તળીયાના પ્રદેશમાં સ્થિત છે. જ્યારે મેધા, ધી, કે ધારણાત્મક સ્મરણશક્તિ અથવા સાહિત્ય અને સંગીતશક્તિઓ, કપાળના મધ્ય પ્રદેશમાં અવસ્થિત છે. જ્યારે તર્કશક્ત અને તુલનાશક્તિ કપાળના છેક ઉપરના ભાગમાં આવી રહેલ છે.

અવલોકન શક્તિઓનો સબંધ ખાસ કરી પ્રાકૃતિક પદાર્થોનાં આકૃતિ, રૂપ, રંગ, વજન અને સંખ્યા આદિ ગુણોનો નિશ્ચય કરવામાં મોટે ભાગે થાયછે, જેમાં ચક્ષુ મુખ્ય સાધન રૂપ છે.

૨૮. અવલોકનશક્તિ-જેમાં દૃષ્ટાની વસ્તુદર્શનશક્તિ, જોવા તપાસવાની જીજ્ઞાસા, કે તીવ્ર અવલોકનશક્તિનો સમાવેશ કરવામાં આવેછે. તે બે પ્રકારની છે. પદાર્થ સંબંધી અવલોકન અને માનસિક.

૨૯. આકૃતિજ્ઞાન—જે દ્વારા આકાર, મળતાપણું, ઓળખાણ, કે સ્વરૂપ વિગેરે તરત જાણી લેવાની શક્તિ, અને વાંચનશકિતનું ગ્રહણ થાય છે,

૩૦. કદજ્ઞાન કે પ્રમાણશકિત-જેમાં માપ કરવાની શકિત, કદ કે ઢગલો જોઇ, અથવા ઉંચ્ચાઇ કે અંતર જોઇને આંખથી માપ વિગેરે કહી આપવાની શકિતનું ગ્રહણ કરવામાં આવે છે.

૩૧. ગુરૂત્વશકિત-જેમાં વજન, તોલ, તુલના, કે સમતોલપણું જાળવવાની અને જાણવાની શકિતનું ગ્રહણ કરવામાં આવે છે.

૩૨. રંગજ્ઞાન-જેમાં પેઇન્ટર અથવા ચિત્રકારની રંગ પુરવાની શકિત, રંગ કે ચિત્ર-કામનો શોખ, અથવા પારખવાની શકિતનો સમાવેશ કરવામાં આવે છે.

૩૩. વ્યવસ્થા અથવા ક્રમ-જેમાં પધ્ધતિ, સિસ્ટમ, નિયમાધિનતા, કાયદેસરપણું, અને ધોરણસર કાર્ય કરવાની શકિતનો સમાવેશ થાય છે.

૩૪. ગણિતશકિત—જેમાં અંકજ્ઞાન, અને અડસટો કરવાની શકિતનો સમાવેશ થાય છે.

૩૫ ઐતિહાસિકજ્ઞાન—જેમાં વાર્તા, વૃત્તાન્તો કે બનાવોની તારીખ વિગેરે યાદ રાખ-વાની શકિત, તથા જોયેલ, સાંભળેલ, કે કરેલ કાર્યોની સ્મૃતિ, બહુશ્રુતપણું, સ્મરણશકિત, આદિ ભાવોને ગ્રહણ કરવામાં આવે છે.

૩૬. સ્થળજ્ઞાન અથવા ભૂગોળશક્તિ—મુસાફરવૃત્તિ, સ્થાન જોવાની પ્રીતિ, યાત્રાપરાયણવૃત્તિ, સ્થાન કે દેશ શોધવાનીવૃત્તિ, તેમજ હોકાયન્ત્રદ્વારા સ્થાનનો નિર્ણય કરવાની શક્તિનો સમાવેશ કરવામાં આવે છે,

૩૭. સમયજ્ઞાન અથવા કાળપરિમાણજ્ઞતા–જેમાં તાલ, સમયસૂચકતા, અને સમય વિગેરેના જ્ઞાનનો સમાવેશ થાય છે.

૩૮. સંગીતશક્તિ—જેમાં આલાપશક્તિ, સ્વરજ્ઞાન, કે કર્ણદ્વારા શબ્દ કે સ્વર ગ્રહણ કરવાની શક્તિનો સમાવેશ થાય છે. તેનાં સંગીત અને આલાપ એવા બે વિભાગ છે.

ઉપરોકત ચારે શક્તિઓનું કાર્ય, ઘણે અંશે મેધા, ધી કે સ્મરણશક્તિપરજ છે.

૩૯. વકતૃત્વશક્તિ—જેમાં બોલવાની શક્તિ, વાક્ચાતુર્ય, અને વચનશક્તિ કે શબ્દ શક્તિનો અથવા વ્યાખ્યાન કે ભાષણ આપવાની શક્તિનો સમાવેશ કરવામાં આવે છે.

નીચે જણાવેલી ચાર શક્તિઓનું કાર્ય, મનનશક્તિ અને ડહાપણ તથા તર્ક વિતર્ક અને તુલના કે સમજશક્તિનું કાર્ય કરવાનું છે.

૪૦. તર્કશક્તિ—જેમાં હેતુશક્તિ, કારણ શોધવાની શક્તિ, સમજશક્તિ, મનનશક્તિ, ન્યાયશક્તિ, કે કાર્યકારણ શોધી કાઢવાની શક્તિનો સમાવેશ કરવામાં આવે છે. તેના બે વિભાગ છે. તર્કશક્તિ અને સંકલના કે યોજના.

૪૧. તુલનાશક્તિ—જેમાં સમ્યક્વિવેક, પ્રથક્કરણશક્તિ, સમીક્ષકશક્તિ, હંસવૃત્તિ, સમાલોચકશક્તિ, અનુમાનદ્વારા સત્ય શોધી કાઢવાની શક્તિ, અને ઉપમા શક્તિનો સમાવેશ થાય છે.

૪૨. પ્રેરણાશક્તિ—જેમાં આન્તર્જ્ઞાન, જનસ્વભાવપરિક્ષણ, સત્યાસત્યની સ્વાભાવિક વિવેકશક્તિ, અને દિવ્યદ્રષ્ટિ આદિ શક્તિ કે ભાવનો સમાવેશ કરવામાં આવે છે. તેના અન્તર્દ્રષ્ટિ કે પ્રેરણા અને અગમદ્રષ્ટિ એમ બે વિભાગ છે.

૪૩. સૌજન્ય—જેમાં સભ્યતા, મિલનસારપણું, સામગુણની પ્રધાનતા, સ્વભાવરમ્યતા, વિનય, વિવેક, નમ્રતા કે સુંદર રીતભાત આદિનો સમાવેશ થાય છે.

૪૪. આરામ—જેમાં નિદ્રાવૃત્તિ, અભાવપ્રત્યયાલંબનાવૃત્તિ, શૂન્યમનસ્કતા, અને શાન્તિ આદિ ભાવોનો સમાવેશ થાય છે.

## ૭ પંચજ્ઞાનેન્દ્રિયોનો સમુહ.

૧. શ્રવણેન્દ્રિય અર્થાત્ કાન, ૨. દર્શનેન્દ્રિય અર્થાત્ ચક્ષુ.
૩. ઘ્રાણેન્દ્રિય અર્થાત્ નાસિકા. ૪. સ્પર્શેન્દ્રિય અર્થાત્ ત્વચા.
૫. રસનેદ્રિય અર્થાત્ જીવ્હા. આદિ પાંચજ્ઞાનેન્દ્રિયના સમુદાયનું ગ્રહણ કરવામાં આવે છે. આ ઉપરાંત શરીરની અંદરના સમગ્ર અવયવોનો સંબંધ પણ, ખાસ મસ્તિષ્ક અને તેના ભિન્નભિન્ન અવયવો સાથે

બહુજ બુદ્ધિમત્તાથી કરવામાં આવેલ છે. પણ તેઓ માત્ર શારીરિક ક્રિયામાંજ પ્રવાત રહેલ હોવાથી, માનસઅવયવોમાં તેની ગણના કરવામાં આવતી નથી. શારીરિકપ્રવૃત્તિ માટે અનેક પ્રકારનાં કાર્યો સમ્પાદન કરનાર, શારીરિક અવયવોમાં તેઓની ગણના યથાર્થ રીતે થઇ શકે છે, તેથી તેની અત્રે ગણના કરવામાં આવી નથી.



## મસ્તિષ્કશાસ્ત્ર પ્રમાણે ઉપરોક્ત અવયવો અને તેના સ્થાનોનો અભ્યાસ, તથા મનુષ્યનાં લક્ષણ અને ચારિત્ર્યાદિનું વાંચન કે પરીક્ષા.

ઉપર દર્શાવેલ માનસઅવયવો અને તેના સ્થાનોનો યથાવત અભ્યાસ કરવાથી દરેક મનુષ્ય પોતાના તેમજ અન્ય મનુષ્યોના ચારિત્ર્ય, સ્વભાવ કે લક્ષણ આદિને યથાવત જાણી શકે છે. એટલુંજ નહિ પણ તે તે વ્યક્તિને યથાવત્ વશમાં કેવી રીતે લાવવા, તે પણ સારી રીતે જાણી શકે છે. મનુષ્યના કે જનસમાજના ચારિત્ર્યને મસ્તિષ્કપરથી ઉકેલવાનો અથવા સમજવાનો અભ્યાસ કે વાંચન, સર્વ પ્રકારના અભ્યાસ કરતાં શ્રેષ્ટ અને અતિ અનુપમ તેમજ આનંદદાયક છે. આ વિદ્યાની વ્યાવહારિક ઉપયોગિતા, તથા તેની અંદર સમાયેલ સ્વાભાવિક આનંદની સાથે, બીજી કોઈ પણ વિદ્યાની સરખામણી ભાગ્યેજ થઈ શકે તેમ છે. મનુષ્યસ્વભાવનું પરિક્ષણ દરેક રીતે જોતાં, બીજી બધી વિદ્યાઓ કરતાં ઉત્તમ દરજ્જો ભોગવે છે, એ સર્વતન્ત્ર સિધ્ધાન્ત તરીકે સ્વિકૃત થયેલ છે, અને થવુંજ જોઇએ. કારણ એ વિદ્યાનો મૂળ વિષય જે "મનુષ્ય અને તેનું મન છે" તે પણ કુદરતના સર્વ પદાર્થોમાં સૌથી શ્રેષ્ટ પદ ધરાવે છે.

જનસ્વભાવનું નિરીક્ષણ કરવાની શક્તિ સાથે, બીજી કોઇ શક્તિની તુલના થઈ શકે તેમ નથી. આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિની સ્વાભાવિક પશુવૃત્તિઓ કે લાગણીઓની પ્રવૃત્તિ માત્ર સ્વલ્પ પ્રદેશમાંજ પરિમિત થયેલ છે. જ્યારે ભિન્નભિન્ન પ્રકારની માનસિકશક્તિઓનું કાર્યક્ષેત્ર, અતિ વિશાળ, વિસ્તીર્ણ, અપરિમિત, અમાપ્ય અને અનંત છે. વળી તેજ પ્રમાણે મનુષ્યોની બુધ્ધિ તથા લક્ષણો પણ અનેક પ્રકારના અને અસંખ્ય રીતભાતના સર્વત્ર દ્રષ્ય થાય છે. પશુ અને પક્ષીઓનાં ગુફા અને માળાઓ વિગેરેની રચના જોવાનું આપણુને મન થાય છે, એ ખરૂં. પણ મનુષ્યે બનાવેલ માળા, અનેક પ્રકારના ઘર-બાર, બાગ-બગીચા, નગર, શહેર, અને વરાળયન્ત્રો, ટ્રામ, રેલગાડી, આગબોટ કે સ્ટીમરરૂપ તરતા દરીયાઇમહેલો, અને અન્તરિક્ષમાં તરતા હવાઈ વિમાનો વિગેરેની રચના, કારિગીરિ અને તેની અંદર સમાયેલ બુધ્ધિસામર્થ્ય, શું કાંઇ ઓછું કૌશલ્ય દર્શાવે છે? પશુ અને પક્ષીઓમાં એકાદ પ્રકારનું કાર્યકૌશલ્ય જણાય છે, જ્યારે મનુષ્યની કળા અને હુન્નર, તથા બુધ્ધિસામ-

ર્થ્યની તો કાંઇ સીમાજ નથી. મહાન અને વિશાળ કુદરતની અંદરના પ્રત્યેક વિષયનો અભ્યાસ ખરેખર આનંદદાયક છે, તેમજ માન અને પ્રશંસાને પાત્ર છે. કારણ તેના પ્રત્યેક વિષયના અભ્યાસમાં, કોઈ ને કોઈ પ્રકારનું ઉપયોગી શિક્ષણ સમાયેલું હોય છે. પણ તે બધાં કરતાં મનુષ્યસ્વભાવનું નિરીક્ષણ અને તેનો અભ્યાસ તો સર્વથી શ્રેષ્ઠ અને સર્વોત્તમ સ્થાન ભોગવે છે. તત્વજ્ઞાનનો એ સર્વથી ઉત્કૃષ્ટ પ્રકારનો આધ્યાત્મિક વિષય છે. તેના સત્ય નિયમો પણ અન્ય વિદ્યાના નિયમોની માફક યથાવત્ વિદિત થઇ શકે છે. જે નિયમોથી મનુષ્યની રચના અને ક્રિયા આદિની અનેકવિધ પ્રવૃત્તિ થઇ રહેલ છે, તેજ નિયમાનુસાર કુદરતના સર્વ વ્યાપારો પ્રર્વાત રહેલ છે. જ્યારે મનુષ્યનો–આ પુરૂષ-બ્રહ્મનો, યથાવત્ અભ્યાસ કરવાથી, પરબ્રહ્મ પુરૂષોત્તમ પ્રભુનો, તેમજ તેની સત્તાથી પ્રવર્તિ રહેલ જડપ્રકૃતિની સમગ્ર રચનાનો પણ પૂર્ણ ખ્યાલ આપણને આવી શકે છે.

નાનાં નાનાં બાળકો, છોકરાંઓ કે સ્ત્રીપુરુષોના ચારિત્ર્યનો સભા, સોસાઇટી કે ધર્મસ્થાનમાં અથવા રેલ, સ્ટીમર અને રસ્તાપર મુસાફરી કરતાં, કે ગમે તે સ્થાન કે સ્થળમાં હોઇએ ત્યાં, પ્રત્યેક પ્રસંગે, ખાનગીમાં તેમજ જાહેર રીતે માનસશાસ્ત્રાનુસાર અભ્યાસ, એક અનુપમ આનંદ અર્પે છે. એટલુંજ નહિ પણ તે એક ઉત્તમ પ્રકારની અનુપમ ઉપયોગી કળા છે, કે જેનો વ્યાવહારિક ઉપયોગ જનસમાજનાં કલ્યાણાર્થે અનેક પ્રકારે થઇ શકે તેમ છે. ભિન્નભિન્ન મનુષ્યની અંદર કાર્ય કરી રહેલ ભિન્નભિન્ન પ્રકારની વૃત્તિઓ, શક્તિઓ કે લાગણીઓ અને તેઓના કાર્યાનુસાર મનુષ્યસમાજની અનેકવિધ પ્રવૃત્તિઓનો, તથા તેનાં ખાસ ખાસ લક્ષણોની ન્યૂનાધિકતાનો અભ્યાસ, અનેક રીતે આનંદદાયક નીવડે છે. આ મસ્તિષ્કવિદ્યાનું જ્ઞાન એક પ્રકારના આનંદ અને સુખનો એક મહાન અને અમુલ્ય ખજાનો છે. મસ્તિષ્કશાસ્ત્રના અભ્યાસથી મનુષ્ય વગર પૈસે એ ખજાનાનો ભોકતા બને છે. સુખ અને આનંદ, એ પ્રાણીમાત્રના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે, અને તે સુખ કે આનંદ આ માનસશાસ્ત્રના અભ્યાસથી યથાવત રીતે પ્રાપ્ત કરી શકાય છે. મનુષ્ય જીવનના સમગ્ર સુખના મૂળ આ વિષયના અભ્યાસમાંથી શરૂ થાય છે. મનુષ્યસુખની અનેકાનેક શાખાપ્રશાખામાં આ વિષયની અબાધિત પ્રવૃત્તિ છે. આ વિષયમાં એક વખત પ્રવેશ કર્યા પછી, મનુષ્ય કોઇ પણ પ્રદેશમાં નિર્વિચાર કે નિષ્ક્રિય રીતે કદી પણ પ્રવેશ કરી શકતો નથી, પણ તે દ્વારા પ્રતિદિન અને પ્રતિક્ષણ મનુષ્ય મનુષ્યજ બનતો જાયછે. આ મસ્તિષ્કશાસ્ત્રરૂપ પારસમણિનો–સ્પર્શકાન્તનો, એવો પ્રબળ પ્રભાવ છે. અમુક મનુષ્યમાં અમુક ગુણ કે શકિતની ખામી છે, આ મનુષ્યનો ઉદ્દેશ આવા પ્રકારનો છે, જ્યારે અમુક મનુષ્યમાં અમુક વિષયની નિર્બળતા છે, ઇત્યાદિ અસંખ્ય પ્રકારના અવલોકન કરવાના પ્રદેશો, તેની સન્મુખ સર્વત્ર ઉપસ્થિત થાયછે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓના અન્તર્ગત સત્ય હેતુઓનો નિર્ણય કરવામાં, આ વિદ્યાનું અનુપમ સામર્થ્ય સમાયેલ છે.

મનુષ્યના મન અને ક્રિયાપર પૂર્ણ વિજયવન્ત થઇ કાબુ ધરાવવો, કે તેમને વશ કરવા, એ સૌ કોઈ ઇચ્છે છે. એના જેવું બીજું વશીકરણ શું હોઈ શકે ? આ વિદ્યા

દ્વારા મનુષ્ય ઘરમાં, આડોસીપાડોસીમાં, ધંધારોજગારમાં, રાજ્યદરબારમાં અને સભા સોસાઇટી કે નિશાળો અને સર્વ પ્રકારની સંસ્થાઓમાં, સર્વત્ર આકર્ષક, મનમોહક અને પ્રશસ્ય થઇ શકે છે. વ્યાખ્યાતાઓ, ધર્મોપદેશકો, લેકચરરો, શિક્ષકો અને સ્વામી તથા સાધુ અને સન્યાસી આદિના વર્ગો, જેઓ જનસમાજના હિત સારૂ હમેશાં પ્રવૃત્તિ કરી રહેલ હોય છે, તેઓને આ વિદ્યા અનુપમ પ્રકારનું બુદ્ધિસામર્થ્ય, સરલ અને વિશુદ્ધ રીતે સમજાવવાની શક્તિ, અને અતિ વિચિત્ર વાકચાતુર્ય તથા બુદ્ધિબળ અને સુહૃદ્ભાવ અર્પે છે. હીરા, માણેક અને જવાહીરો કરતાં પણ આ વિષય અનેક રીતે ઉપયોગી છે.

પ્રાકૃતિક પદાર્થોની દુનીયાને જેમ યથાવત નિયમમાં રાખનાર પ્રાકૃતિક નિયમો છે, તેજ પ્રમાણે મનુષ્યની સર્વ પ્રકારની પ્રવૃત્તિઓને સુનિયમિત કરનાર માનસિક નિયમોજ છે. મનુષ્ય હમેશાં તેજ નિયમોને આધીન થઇ રહેલછે, તેનેજ વશ વર્તે છે. અને જેવી રીતે વિશ્વના પદાર્થોનો ઉપયોગ કરતાં પહેલાં, તે તે પદાર્થના ગુણકર્મસ્વભાવ અથવા કુદરતના કાનુનોને જાણવાની યથાવત્ આવશ્યકતા છે, તેજ પ્રમાણે જેઓ પોતાના જાતભાઇઓ કે આત્મબંધુઓને અનેક રીતે અસર કરીને કે આકર્ષિને અનેક પ્રકારે સુખકારક, ઉપયોગી કે ઉપકારક થવા ઇચ્છતા હોય, તેઓએ આ માનસશાસ્ત્રના નિયમોનો અને ઉદ્દેશોનો યથાવત્ અભ્યાસ કરવાની સાથી પ્રથમ આવશ્યકતા છે. કારણ મનુષ્યસમાજની પ્રવૃત્તિ હમેશાં એજ નિયમોને આધીન રહી થાય છે. જીવનસાફલ્ય એ જીંદગીનો મુખ્ય ઉદ્દેશ છે. તે ઉદ્દેશની પૂર્તિનો આધાર, મનુષ્યોને યોગ્ય માર્ગ કે ધર્મ દર્શાવવામાં તમે કેટલે અંશે સફળ નિવડો છો તેના ઉપર છે. આત્મજ્ઞાન કે મનોવિજ્ઞાનનો આ વિષય, વિશ્વની બધી વિદ્યાઓપર અનુપમ સામર્થ્ય ધરાવે છે. જ્યારે મસ્તિષ્કશાસ્ત્ર તેવા બધા નિયમોનું યથાવત્ સ્પષ્ટિકરણ કરે છે. આ ગ્રન્થનો વિષય પણ તેજ છે. કોઇ પણ મનુષ્ય આ વિદ્યાના મહત્વપૂર્ણ વિષયની અવગણના કરી શકે તેમ નથી. જીવનસંગીતની સુરમ્ય અને મધુર સારંગીપર, આ વિષયના વાંચન અને અભ્યાસરૂપ બો ફેરવવાથી, તેની અંદરના અનેકવિધ સ્વરોની જે ઐકયતા, એકતાનતા, રમ્યતા, અને મનોહરતા તથા ઉત્સાહ આશા અને હૃદયાલ્હાદ, મનુષ્યના અન્તરાત્મામાં પ્રવૃત્ત રહે છે, તેની તુલના, પ્યારવૃત્તિને ઉશ્કેરનારા નોવેલો કે વાર્તાના અનેકવિધ પુસ્તકોથી કદી પણ થઇ શકનારજ નથી. મનુષ્યના મસ્તિષ્કરૂપ સતારની અંદર, તેના અન્તરાત્માની અંદરથી પ્રસરી રહેલાં અનેકવિધ માનસતારોરુપ, મસ્તિષ્કની અલગ અલગ શક્તિઓનાં કાર્યો અને ગુણોનો અભ્યાસ, અવલોકન અને તેના અનેકવિધ સંબંધોનું બારીક નિરીક્ષણ કરવામાં, તેમજ અમુક તારપર બો ચલાવી, ઇચ્છાનુકુળ અમુકજ સુર કાઢવામાં, જે અનુપમ અને અમુલ્ય આનંદ સમાયેલ છે, તેની સરખામણી અન્ય કોઈ પણ વિષય સાથે થઇ શકનાર નથી. આત્મજ્ઞાનનો અમુલ્ય ખજાનો, આ વિદ્યાદ્વારા સર્વત્ર પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. તેમાંથી સૌ પોતપોતાની શક્તિ અને ઇચ્છાનુસાર ગ્રહણ કરી શકે છે. વળી શારીર વૈદ્યક અને એવાજ બીજા શાસ્ત્રની શાખાઓ, આજ વિષયની એકાદ શાખાને અનેક પ્રકારે પુષ્ટ કરે છે. જેમ એક વૃક્ષનો અભ્યાસ કરવા ઇચ્છતા મનુષ્યને વૃક્ષના

થડ, મૂળ, ડાળી, ડાખળાં, પાંદડાં અને ફૂલ, ફૂળ વિગેરે સમગ્ર અવયવોથી યથાવત્ વિદીત થવાની જરૂરછે. ને વેદ, ઉપનિષદ્, અને ગીતા આદિ શાસ્ત્રોમાં કહ્યુંછે તે પ્રમાણે-

"ऊर्ध्वमूलमधःशाखमश्वत्थमाहुरव्ययम् ।
छन्दाँसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥" भ. गीता.

આત્મજ્ઞાનનો ક્રમપૂર્વક, શાસ્ત્રીયવિધિ પ્રમાણે અભ્યાસ કરવા ઇચ્છતા પુરુષોએ આ અધ્યાત્મશાસ્ત્રનો અભ્યાસ મૂળમાંથીજ કરવાની જરૂર છે. શારીરશાસ્ત્ર અને વૈદ્યક, રસાયન તથા અન્ય ખગોળ અને ભૂગોળ આદિ વિષયના સર્વ શાસ્ત્રો, તેમજ ધર્મ-શાસ્ત્રો પણ માત્ર આ એકજ માનસશાસ્ત્રની પુષ્ટી કરનાર અને તેદ્વારાજ પુષ્ટી પામનાર એકજ માનસવૃક્ષની અલગઅલગ શાખાપ્રશાખાઓજ છે. માનસશાસ્ત્રનો અભ્યાસ એ બધી શાખાઓનાં મૂળ મસ્તિષ્કરૂપ છે. જ્યારે બીજી બધી શાખાપ્રશાખાઓ, કે ડાળી, ડાખળાંરૂપ અંગો, મૂળ બીજનોજ બાહ્યવિસ્તાર કે બાહ્યસ્વરૂપ છે. આટલા વાસ્તે આ ઉર્ધ્વમૂળવાળા અને અધઃશાખાવાળા તથા (છંદોરૂપ) જ્ઞાનસ્વરૂપ જેમાં અનેકવિધ પાંદડાંઓ છે, એવા અવિનાશી, અવ્યય, માનસઅવયવોના વિશ્વવ્યાપી કાર્યરૂપ અશ્વત્થ વૃક્ષને* જે મનુષ્ય યથાવત્ જાણે છે, તેજ ખરેખર વેદવિત્ છે, જ્ઞાનીમાં જ્ઞાની છે, પ્રજ્ઞાનાત્મા છે.

પ્રત્યેક સ્ત્રી તેમજ પુરૂષ, બાળક તેમજ વૃધ્ધ, યુવાન અને યુવતી આદિના લક્ષણ અને ચારિત્ર્ય આદિનું યથાવત્ સ્વરુપ, આ વિદ્યાદ્વારા જાણી શકાય છે. એટલુંજ નહિ પણ કયો માણસ કયા કાર્યને માટે યોગ્ય ગણી શકાય, અને તેનાથી શું થઇ શકશે અથવા નહિ થઇ શકે, ઇત્યાદિ કાર્યોની યોગ્યાયોગ્યતા કે કર્તવ્યાકર્તવ્યનો તેમજ વિશ્વના બધા સંબંધોનો નિર્ણય, આ વિદ્યાદ્વારા યથાર્થ રીતે થઇ શકે છે.

આપણા જાતભાઇઓના સંબંધમાં, સ્વપ્નમાં પણ જે બીના આપણે જાતે જાણી શકીએ નહિ એવા વિષયની પણ કેટલીક માહિતી, આ ગ્રન્થનો વિષય ઘણે અંશે પુરી પાડી શકશે. એટલુંજ નહિ પણ જેઓ આ ગ્રન્થના વિષયથી અનભિજ્ઞ હશે, તેઓના કરતાં વાંચકવર્ગને અનેકરીતે શ્રેષ્ટ બનાવશે, એમ અમારી સમ્પૂર્ણ ખાત્રી છે.

## માનસશક્તિઓનું સંયુક્ત કાર્ય અને પરસ્પરનો સંબંધ

વિવિધતા એ કુદરતનો નિયમ છે. ભિન્નભિન્ન પ્રકારનાં ઘાસ, પાન, ઝાડ, પાલા, વેલ, લતા, પુષ્પ, ફળ, ડાળી, ડાખળાં, આદિ એકજ વૃક્ષના અંગભૂત પદાર્થો હોવા છતાં, પ્રત્યેક, તેના રૂપ, રંગ, આકાર, સ્વાદ અને ગુણ તથા સૌન્દર્યમાં, અનેક પ્રકારની વિવિધતા ધરાવે છે. અનેક પ્રકારના રંગરુપના અને જુદાજુદા સ્વભાવના પશુઓ તેમજ પક્ષીઓ પણ, કુદરતના એ ક્રમને સાબિત કરે છે. તેજ પ્રમાણે મનુ-

---

* महद्यक्षं भुवनस्यमध्ये तपसिक्रान्तं सलिलस्य पृष्टे ।
तस्मिन् श्रयन्ते य उ के च देवा वृक्षस्यस्कन्धः परित इव शाखाः ॥
अथर्ववेद.

ષ્યની અંદરના આચાર વિચાર અને ક્રિયા તથા સ્વભાવ આદિની પણ વિવિધતા સ-વત્ર જોવામાં આવે છે. કુદરતની અંદર એક પણ યુગ્મ, એવા પ્રકારનું જોવામાં નથી આવતું કે જેના રૂપ, રંગ, ગુણકર્મસ્વભાવ કે અવાજ તથા મુખમુદ્રાપરના સમગ્ર ચિન્હો, સર્વાંશે બીજાને મળતાં આવતાં હોય. અને જો તેવીજ રીતે સર્વાંશે એક મનુષ્ય, બીજા મનુષ્ય સાથે મળતોજ આવતો હોય, તો પછી તેને અભિવ્યક્ત કરનાર ખાસ વિશેષણ જેવું કંઇ પણ રહેતું નથી. જેથી એકમાંથી બીજાને ઓળખી કાઢવાનુંજ તદન અસંભવીત થઇ જાય. આટલા માટે પ્રત્યેક મનુષ્યની અંદરની અનેક પ્રકારની સામ્યતાની અંદર પણ, અનેક પ્રકારની રમ્યતા, વિવિધતા અને વિશેષતા સમાયેલી છે. જે પ્રમાણે મનુષ્યના બાહ્યઆકાર, રુપ, રંગ અને ચિન્હોમાં વિવિધતા જોવામાં આવે છે, તેજ પ્રમાણે તેની માનસિકવૃત્તિઓમાં પણ તેજ પ્રકારની વિવિધતા મૂળરૂપે સમાયેલીજ છે. "કપાળે કપાળે જુદી મતિ" એ કહેવત તદન સત્ય છે. મનુષ્યની અન્તર્વૃત્તિઓ, લાગણીઓ, વિચારો કે સંકલ્પોમાં પણ એજ પ્રકારની વિવિધતા અને વિશેષતા હોય છે; જે વિશેષતાનો અનુભવ મનુષ્યના મનની યથાર્થ સમાલોચના કરતાં યથાવત વિદીત થાય છે. મસ્તિષ્કશાસ્ત્ર એવા પ્રકારની સમાલોચના કરનાર, અદ્વિતીયશાસ્ત્ર છે. કણાદ, કપિલ, ગૌતમ, વ્યાસ કે પતંજલીએ પણ મનુષ્યના મનની, આ શાસ્ત્ર જેટલી સ્પષ્ટ વ્યાખ્યા કે ચિકિત્સા કરેલ નથી. તેમ વર્તમાનકાળના પ્રોફેસરો મી. લૉક, સ્ટુઅર્ટ, તથા બ્રાઉન વિગેરે પણ, તેની યથાવત સમાલોચના કરવા શક્તિમાન થયા નથી. તેઓ માત્ર મનની થોડીએક શક્તિઓનો સાક્ષાત્કાર કરવા શકિતમાન થયેલ છે. જ્યારે મસ્તિષ્કશાસ્ત્રદ્વારા, અત્યારસુધીમાં લગભગ ૫૦ મુખ્ય મુખ્ય શકિતઓ કે વૃત્તિઓના ભિન્નભિન્ન અવયવો, અને સ્થાનો સુનિશ્ચિત કરવામાં આવેલ છે; અને જેવી રીતે વર્ણમાળાના ત્રેસઠ અક્ષરોના વિધવિધ સંયોગ દ્વારા, શબ્દશાસ્ત્રનો એક અનન્ત, અપાર અને અગાધ શબ્દસિંધુ બનેલ છે, તે પ્રમાણે (કોમ્પ્યુટેશન કરવાથી) મનુષ્યની પ્રથક પ્રથક શકિતઓના અનેકવિધ સંબંધથી અનન્ત ગુણકર્મ અને સ્વભાવ, તથા લક્ષણ અને ચારિત્ર્યાદિની, વિશ્વમાં ઉત્પત્તિ થાય છે. તેમાં વળી અનેક પ્રકારની શારીરિકસ્થિતિ, સંયોગ, કેળવણી, ખાનપાન અને રૂતુઓ તથા તાત્કાળીક કારણોનો સંયોગ થવાથી, અનન્ત પ્રકારની વિવિધતા જન્મ પામે છે. જ્યારે ઉપરોકત સર્વ પ્રકારની વિવિધતાને અભિવ્યકત કરવાનું મહાન કાય આ મસ્તિષ્કશાસ્ત્રદ્વારા યથાવત્ થઇ શકે છે. મસ્તિષ્કશાસ્ત્રની સત્યતાને માટે આથી વિશેષ પ્રબળ બીજા કયા પ્રમાણની જરૂર છે?

શારીરબળદ્વારા મનુષ્ય પોતાનો બચાવ, સંરક્ષા, સાહસ, વિરોધ અને દ્વંદ્વાદિ અનેક પ્રકારની ક્રિયા કરે છે, અને તેમ કરતાં તે પ્રત્યેક પ્રસંગે શારીરબળનો ઉપયોગ કરેછે. પણ તેમાનાં પ્રત્યેક પ્રસંગમાં કંઇ એક સરખું, કે એકજ સરખા પ્રમાણનું બળ તે વાપરતો નથી. એકાદ વિષયમાં કોઇ તદન ગરીબ થઇ વર્તે છે, જ્યારે પ્રતિકુળ વિષય તરફ વિરોધ દર્શાવે છે, જ્યારે બીજો તેજ વિષયમાં આનંદ માને છે, અને બીજાનો પસંદગીને ધિક્કારી કાઢે છે. કેટલાક સ્ત્રી-પુરુષો ગરીબાઇમાં પણ પરસ્પર બહુજ સ્નેહથી બંધાયેલ રહે છે, અને ગરીબાઈની પરવા કરતા નથી.

જ્યારે કેટલાક ધનાદિ પદાર્થો પાછળજ પોતાનો બધો સમય વ્યતિત કરે છે, અને સ્ત્રી-પુત્રાદિ તરફ કાંઈ પણ વિશેષ લાગણી ધરાવતા નથી. કેટલાક પુરૂષો ઘરબાર અને સંસારનો ત્યાગ કરી, તદ્દન સાધુવૃત્તિથી રહે છે, અને દુનિયાની જરાપણ દરકાર કરતા નથી. જ્યારે કેટલાક સાધુતાને ઢોંગ માની તેની બહુજ મશ્કરી અને હાસ્ય કર્યા કરે છે. કેટલાક લોકો ગૃહકાર્યો બહુજ પ્રેમથી કરે છે, જ્યારે કેટલાકને ઘર-તરફ બીલકુલ પ્રીતિજ હોતી નથી. કેટલાક ધર્મપ્રેમી હોયછે, જ્યારે કેટલાક ધર્મને પેટપુજાર્થ ઢોંગ માનનારા મહાશયો પણ દુનિયામાં પડયા છે. આવી આવી અનન્ત પ્રકારની વિચારવિવિધતા અને પ્રવૃત્તિને જન્મ આપનાર અનેક હેતુઓથી માનસિક પ્રવૃત્તિઓ થાય છે. તેવા હેતુઓને યથાવત્ સ્પષ્ટ કરવાનું મહાન કાર્ય આ મસ્તિષ્કશાસ્ત્રનું છે. દૃષ્ટાંત તરીકે બ્રહ્મદત્ત–વિદ્યાર્થિમાં શૌર્ય શકિત સારા પ્રમાણમાં છે. તે શકિતદ્વારા તે પોતાની પ્રિયાનું રક્ષણ કરે છે. જ્યારે જે સ્ત્રીને તે ધિક્કારે છે, તેની સાથે લડે છે. ધર્મસ્થાનોની રક્ષા કરવાની તે પરવા કરતો નથી, તેમજ સત્યનો પક્ષ લઇ તેનો બચાવ કરવા દોડતો નથી. તેમ પોતાનું વર્ત્તન સુધારવામાં પણ તે બળનો ઉપયોગ કરતો નથી, કારણ તેનામાં પ્યારવૃત્તિનું પ્રાબલ્ય છે. અને તે પ્યાર, અમુક સ્ત્રીમાં સંલગ્ન થયેલ છે. પણ અન્ય સ્ત્રી તરફનો તેનો પ્યાર કલુષિત થયેલ છે, તેથી તેને ધિક્કારે છે. જ્યારે દયા, ભકિતભાવ, ધનલોભ કે આત્મનિષ્ઠા આદિ ભાવની ન્યૂનતા હોવાથી પોતાના કર્તવ્ય, ધર્મ, સત્ય, કે ધનાદિ પદાર્થની સંરક્ષા તરફ તદ્દન બેદરકાર રહે છે. આજ પ્રમાણે વિષ્ણુદત્તમાં–બ્રહ્મદત્તના જેટલીજ—શારીરશકિત છે, પણ તે દ્વારા તે પોતાની સ્ત્રીની રક્ષા કરતો નથી. કારણ તેનામાં પ્યારની ન્યૂનતા છે, પણ ધનાભિલાષની પ્રબળ ઇચ્છા હોવાથી પોતાના ખીસા પર પહેલું ધ્યાન આપે છે. અને કીર્તિની અભિલાષાની ન્યૂનતાથી તેમ કરવામાં તે માન કે યશની પણ પરવા કરતો નથી. પણ શીવદત્તની અંદર તેટલુંજ શૌર્ય અને કીર્તિની પ્રબળ ઇચ્છા હોવાથી તે પોતાની કીર્તિનું રક્ષણ કરવાના સર્વ ઉપાયો આરંભે છે. ત્યારે ધનાભિલાષની ન્યૂનતાને લીધે કીર્તિના સંરક્ષણ પાછળ, ધનના વ્યયની પરવા કરતો નથી, પણ જેનામાં શૌર્ય કે શારીરબળ બીલકુલ હોતું નથી, તેઓ તો ગરીબ ગાય જેવા બની, બીજાઓ જેમ હાંકે તેમ ચાલે છે. આવા મનુષ્યો તદ્દન ગુલામ અને મેંઢા જેવા, તદ્દન નિર્બળ, શૌર્ય અને શકિતહીન થઇ રહે છે. આવી આવી અનેક પ્રકારની આચાર વિચાર અને વર્તનની વિવિધતાને મસ્તિષ્ક શાસ્ત્ર યથાવત્ સકારણ સ્પષ્ટ સમજાવે છે. અમુક પુરૂષ કે સ્ત્રી, અમુક સંજોગોમાં કેવી રીતે વર્તશે તેનો સકારણ ખુલાસો, આ મસ્તિષ્કશાસ્ત્રનુસાર તેવા પ્રસંગો બન્યા પહેલાં યથાવત્ કરી શકાય છે.

ઉપર પ્રમાણે આત્મનિષ્ઠા, આશા, ભકિતભાવ, ધનૈષણા, માન, આદિ શકિતઓના અનેક પ્રકારના પરસ્પરના સંબંધો અને વ્યવહારો ઉપસ્થિત થાય છે. જ્યારે તે બધાનાં સંયુકત સંબંધપર મનુષ્યના આચાર, વિચાર, અને વર્તન તથા સ્વભાવનો કે ચારિત્ર્યનો બધો પાયો કે આધાર છે.

માનસઅવયવોના આવા અનેક સંયોગો અને સંબંધોનું કાય દર્શાવવાનું અગત્યનુ કાર્ય, હવે પછીના પ્રકરણોમાં ક્રમવાર સ્પષ્ટ કરવામાં આવશે, અને તેથી મસ્તિષ્કશાસ્ત્રાનુસાર જુદીજુદી શકિતઓ, જુદાજુદા પ્રસંગોમાં અને સ્થિતિમાં કેવું વલણ લેછે, એ જાણવાનું એક બહુજ ઉપયોગી અને વ્યવહારીક કાર્ય યથાવત્ વિદિત થઇ શકશે.

# પ્રકરણ ૫ મું.

## મસ્તિષ્ક અને ખોપરીની સારૂપ્યતા–તથા મસ્તિષ્ક પરીક્ષામાં ખોપરીનો ઉપયોગ.

ઘણા મનુષ્યો સ્વાભાવિક રીતેજ એ પ્રશ્ન કરે છે કે, મનુષ્યની બાહ્યખોપરી તપાસીને તેના અંતર્ગતસ્વભાવ તથા ચારિત્ર્ય આદિની યથાવત્ વિવેચના કરી શકાય, એ તદ્દન અસંભવિત લાગે છે. ખોપરીમાં કાંઈ છઠીના લેખ લખેલા નથી, કે તેથી એવી ખબર પડતી હોય! આવા પ્રશ્નો ખરેખર ઉપસ્થિત થાય, એ સ્વાભાવિક છે. પણ ખરૂ જોતાં ખોપરીની અંદર કુદરતે જે ભાષામાં પોતાના વિચારો લખેલા છે તેને ઉકેલવા, એ કાંઇ સહેલું કે સરલ કાર્ય નથી.

મનુષ્યની ખોપરીની અન્દર સ્થિત થયેલ મસ્તિષ્કનાં સ્વરૂપ આકૃતિ કે કદનો નિર્ણય, મનુષ્યની બાહ્ય ખોપરીનાં કદ, આકાર અને સ્વરૂપથી યથાવત્ વિદિત થઇ શકે છે. ખોપરીનો બાહ્ય અને આન્તર્ પ્રદેશ કે પડ, સર્વતઃ લગભગ એક સરખીજ જાડાઇ વાળો છે. ખોપરીનું પ્રત્યક્ષ અવલોકન કરવાથી એ વાતની સત્યતા સર્વાંશે માલુમ પડે છે. માત્ર ખાસ રોગ કે કારણ વખતેજ કોઇ કોઈ વાર ફેરફાર જણાય છે, જે માત્ર સામાન્ય નિયમના અપવાદરૂપજ ગણી શકાય. સામાન્ય સિધ્ધાન્તરૂપે જોતાં તો ખોપરી અને અન્તર્ગત મસ્તિષ્કનાં રૂપ અને આકૃતિ વચ્ચે સર્વાંશ એકરૂપતા છે. મહાન ડાકટરો અને શારીરશાસ્ત્રવેત્તાઓ, આ બાબતને એક સિદ્ધાન્ત તરીકે સ્વીકારે છે.

"We can form an accurate idea of the volume of the region of the brain which it covers by simple inspection of its external table, the internal table being perfectly parallel and the degree of elevation of the one corresponding strictly with that of the other."

"When a portion of the cranium is developed, the portion of the brain corresponding with it is also developed. **Dr. Vimont.**

(૧) ડા. વિમોન્ટ કહે છે કે "આપણે મસ્તકના અંદરના ભાગના કદનો નિશ્ચય, મનુષ્યની ખોપરીના બાહ્ય વિભાગને સાધારણ રીતે તપાસીને બરાબર રીતે કરી શકીએ તેવું છે. કારણ અંદરનું અસ્થિપડ પણ ઉપલા પડની બરાબર સર્વતઃ સમાન્તરેજ આવી રહેલું છે. એકનું ઉંચાણ કે નિચાણ બીજાની સાથે બરાબર બંધ બેસતુંજ છે. વળી જ્યારે ખોપરીનો કોઇ ભાગ સંવૃધ્ધ થયેલો હોયછે, ત્યારે તે વિભાગની નીચેનો મસ્તિષ્કનો ભાગ પણ જરૂર તેજ પ્રમાણે સંવૃદ્ધ થયેલજ હોયછે."

(૨) "Then we find that the bones of the head are moulded to the brain and the peculiar shapes of the bones of the head, are determined by original pecularity in the shape of the brain. I have seen one striking instance of the skull decreasing with the brain It occurred in an individual who died at the age of thirty two, after having laboured under chronic insanity for upwards ten years, and whose mental weakness augmented in proportion to the deminution of the brain and the shrinking of the skull. The deminution of his head in size attracted his own attention during life. Cuvier is still more explicit upon the same point. He says "In all mamoniferous animals, the brain is moulded in the cavity of the cranium, which it fills exactly, so that the description of the osseous part affords us a knowledge of at least the external form of the meddullary mass within." Magendie says, "The only way of estimating the volume of the brain in a living person is to take the dimentions of the skull, etc. Anatomists and physicians at least cannot with any appearance of consistency question this proposition and no others have any right to do so. Its correctness stands then unshaken." **Charle's Bell's anatomy.**

(૨) ડા. ચાર્લ્સ બેલ પોતાના (એનેટોમી) શારીરશાસ્ત્રના ૩૯૦ માં પાનાપર જણાવે છે કે "ત્યારે આપણને એમ માલુમ પડે છે કે ખોપરીના અસ્થિઓ, અંદરના મસ્તિષ્કના આકાર અને કદ પ્રમાણેજ બંધાયેલા છે. અને મસ્તિષ્કના અસ્થિઓનો ચોક્કસ પ્રકારનો આકાર, તેની અંદરના મસ્તિષ્કના કદ તથા આકારનેજ બરાબર અનુસરે છે. એમ નિશ્ચિતપણે કહી શકાય છે. મેં એક એવું અજાયબ દૃષ્ટાંત જાતે જોયું છે કે જેમાં મગજના કદના ક્ષયની સાથે ખોપરી પણ સંકુચિત થતી હતી. એક મનુષ્ય જે લગભગ વંશક્રમાગત ઘેલછાથી દશ વર્ષ કરતાં પણ વધારે સમય સુધી દુઃખી રહ્યા હતો, અને જે બત્રીશ વર્ષની ઉમરે ગુજરી ગયો તેના સંબંધમાં આવો બનાવ બન્યો હતો. તેનું મગજ જેમ જેમ બેસતું જતું હતું અને ખોપરી સંકોચાતી જતી હતી, તેમ તેમ તેનું દુઃખ ઓછું જણાતું હતું; તેના મગજની

આવી સંકુચિત હાલતથી તે પોતે પોતાની જીવિત દશામાં પણ વાકેફગાર થયો હતો, અને તેનું ધ્યાન તે તરફ ખેચાયું હતું."

આ બાબતમાં ડા. કયુવરનું માનવું પણ અતિ સ્પષ્ટજ છે. તે કહે છે કે "બધા પ્રાણીઓનાં મસ્તિષ્ક, ખોપરીની પોલની અંદરજ અને તેને અનુસારજ ઘડાયેલ જોવામાં આવેછે, અને તેમાં બરાબર બંધબેસ્તાં હોયછે. અને તેથી આપણે ખોપરીના બાહ્યરૂપ અને આકારથી અન્દરના મગજના આકારનો પણ સહેલાઇથી નિર્ણય કરી શકવા શક્તિમાન થઇએ છીએ."

મેગેનડાઇ કહે છે કે "એક જીવતા પ્રાણીના મગજના કદનો નિર્ણય કરવા માટે, માત્ર એકજ રસ્તો છે, કે બાહ્ય ખોપરીનું માપ લેવું." શારીરશાસ્ત્રવેત્તાઓ અને વૈદ્યો આ બાબતમાં કોઇપણ પ્રકારનો દેખીતો વાંધો ઉઠાવી શકે તેમ રહેતુંજ નથી. જ્યારે બીજી કોઇ લાઇનવાળાઓને તેવો વાંધો ઉઠાવવાનો કાંઇ હક કે અધિકાર નથી; જેથી તેની (ઉપરોક્ત સિધ્ધાન્તની) સત્યતા અબાધ્ય ઠરેછે."

(3) "The skull is formed and modelled on, and after and to the brain not the brain after the skull. The conformation of the skull, predetermines that of the brain not the brain that of the skull. Which is shaped first ? and which for the other ? determines the issue. Of course the brain is the cood, the skull its serf, the brain primal, the skull subservient and conformatory." **O. S. Fowler.**

(૩) ડા. ઓ. એસ. ફાઉલર કહેછે કે "ખોપરીનું બંધારણ મગજની ઉપર તેના કદ અને આકૃતિને અનુસરીને, અને તેને બરાબર બંધબેસ્તી રીતે કરવામાં આવેલ છે. પણ ખોપરીના આકાર પ્રમાણે કાંઇ મગજ ઘડાતું નથી. મગજના આકાર પ્રમાણે ખોપરીનો આકાર બંધાય છે. પ્રથમ કોનું બંધારણ થાય છે? અને કોણ કોના માટે બંધાયેલ છે? આ બે પ્રશ્નોનો પ્રત્યુત્તર, આ બાબતનો બરાબર નિર્ણય કરી દે છે. અને વિચાર કરતાં મગજ એજ સૌથી પ્રથમ અગત્યનું છે, અને ખોપરી તેને માટેજ તથા તેના આકાર પ્રમાણેજ ઘડાયેલ છે, એ સ્પષ્ટ છે.

(4) **L. N. Fowler** says "For thirty years I have studied Crania and living heads from all parts of the world, and have in every instance found that there is a perfect correspondance between the conformation of the healthy skull of an individual and his known characteristics. To make my observations available, I have prepared a bust of superior form and marked the divisions of the organs in accordance with my research and varied experience."

(૪) પ્રસિદ્ધ મસ્તિષ્કશાસ્ત્રી—મી. એલ. એન. ફાઉલર પોતાના મસ્તક-પરિક્ષાના નમુના માટે બનાવેલ બસ્ટ પર લખે છે, કે "ત્રીશ વર્ષ સુધી મેં મનુષ્યના માથાની

ખોપરીઓ અને દુનીયાના જુદા જુદા સર્વ દેશના લોકોના જીવિત માથાંઓ તપાસ્યાં છે, અને દરેક પ્રસંગે તંદુરસ્ત મનુષ્યના આચારવિચાર અને વર્તન કે લક્ષણો હંમેશા ખોપરીની બનાવટને અનુસાર સર્વથા મારા જોવામાં આવેલ છે. મારાં કરેલાં બધાં અવલોકન, સર્વને હસ્તગત થઇ શકે એટલા માટે મેં એક ઉત્તમ પ્રકારનું બસ્ટ તૈયાર કરેલું છે. તેના ઉપર મારા લાંબા વખતના અનુભવ અને શોધ ખોળ પછી નક્કી કરવામાં આવેલા માનસઅવયવોનાં સંપૂર્ણ વિભાગો યથાસ્થાન દર્શાવવામાં આવેલ છે."

## મનુષ્યની ખોપરીના સંબંધમાં જાણવાયોગ્ય હકીકત.

૧ ખોપરી ઘણે ભાગે $\frac{1}{8}$ થી $\frac{3}{8}$ ઇંચ જાડી હોય છે, અને કેટલીકવાર તેથી પણ વધારે જાડી જોવામાં આવે છે.

૨ અવાજ કરતી વખતે ખોપરી પર બીજો હાથ બરાબર દબાવી રાખવાથી શબ્દના થતા ન્યૂનાધિક ધ્રુજારાથી, ખોપરીનું પાતળાપણું કે સ્થૂલતા કેટલેક અંશે માપી શકાય છે.

૩ સાઉન્ડીગ બોર્ડની માફક અથવા ઘંટના અવાજની માફક, આફ્રીકાના લોકના અવાજ કાકેશીયનો કરતાં બહુ જાડા અને ઘોઘરા હોયછે, અને તે પ્રમાણે તેઓની ખોપરી પણ જાડીજ હોય છે.

૪ પ્રત્યેક ખોપરી, ખાસ કરી લલાટ અને અનુમસ્તિષ્કના પ્રદેશમાં ઉપરના અને અગ્ર વિભાગ કરતાં પાતળી હોય છે. કારણ આ ભાગના સ્નાયુઓ ઘણે ભાગે ખોપરીનું યથાયોગ્ય કાર્ય કરવા સમર્થ છે.

૫ બારીક કોમળ અને નમ્ર કેશવાળા અને સુંદર નાજુક શરીરના બાંધાવાળા પુરૂષોની ખોપરી હમેશાં પાતળી હોય છે. જ્યારે ખડબચડી ચામડીવાળા અને કાબા જેવા જાડા વાળવાળા અને ઘોઘરા અવાજવાળા હબસી જેવા માણસોની ખોપરીનાં અસ્થિ, હમેશાં જાડાં હોય છે.

૬ ખોપરીની ઉપરનું અને અન્દરનું અસ્થિપડ, લગભગ હમેશાં બરાબર સમાનાન્તરેજ આવેલું છે, જેથી ખોપરીની ઉપરના પડનો ઉપસેલો કે બેઠેલો ભાગ, અંદરના અસ્થિપડની તેમજ તેની નીચેના મસ્તિષ્કના અવયવોની પણ તેવીજ સંવૃધ્ધ કે અવૃધ્ધ હાલત સ્પષ્ટતયા પ્રકટ કરે છે.

૭ મસ્તિષ્કના અત્યાર સુધીમાં સમ્પૂર્ણ રીતે સુનિશ્ચિત થયેલાં કુલ ૪૪ મુખ્ય અવયવ-યુગ્મમાંથી, માત્ર બે કે ચાર સિવાયના બધા અવયવની યથાવત્ સત્ય હાલત અને સ્થિતિની તપાસ અને પરીક્ષા ખોપરીપરથી થઇ શકે છે.

૮ પ્રત્યેક બાળકમાં અને ઘણેભાગે સ્ત્રીવર્ગમાં સીન્યુઝ નહિં હોવાથી તેઓનાં મસ્તિષ્કપરના અવયવો વધારે સ્પષ્ટતાથી જોઈ કે તપાસી શકાય છે, અને તેઓની સ્થિતિને સમ્પૂર્ણપણે જાણી શકાય છે; જો કે પુરૂષોની અંદર પણ એવા સ્નાયુઓ કાંઇ બાધ કરતા નથી.

૯ મસ્તિષ્કના કોઇ પણ અવયવનું અતિ ભારરૂપ કાર્ય કરવાથી, તેનું કદ અતિ કસરત કરનારના સ્નાયુઓની માફક, શિથિલ અને સંકુચિત બનેછે. આટલા માટે કોઇ પણ માનસઅવયવનો અતિયોગ કે મિથ્યાયોગ નહિ કરવો જોઇએ.

૧૦ અવયવના યોગ્યાયોગ્ય કાર્યથી તે તે અવયવની સંવૃધ્ધિ કે ક્ષય આદિ ક્રિયા થાયછે, જેને પરિણામે ખોપરીનો તે તે અવ વવાળો પ્રદેશ પણ તદનુસાર ઉન્નત કે અવનત થાય છે.

૧૧ અતિ ઊગ્ર વેગ, ઉશ્કેરણી અને સોજા કે ઉષ્ણતાથી પણ અવયવો સંકુચિત થઇ જાય છે. અતિકામાસક્તિ કે કામાંધ થવાથી પણ તેવુંજ પરિણામ આવે છે.

## સારાંશ.

૧ આત્મા કે મન, એ અનેક પ્રકારની શક્તિ અને ભાવોથી યુક્ત, એક અજર અમર, અવિનાશી, અછેદ્ય, અભેદ્ય, અદાહ્ય, અકલેદ્ય, અશોષ્ય, નિત્ય, શુધ્ધ, બુધ્ધ, નિર્મળ પરિચ્છિન્ન, એકદેશી, અને અનેક પ્રકારનાં જ્ઞાન તથા ક્રિયા આદિ ગુણયુક્ત તત્વ છે: જે ઇશ્વરની વ્યવસ્થાનુસાર અને શુભાશુભકર્માનુસાર કર્મફળ ભોક્તા અને સ્વતંત્રતાથી કાર્ય કરનાર એક નિત્ય દ્રવ્ય છે.

૨ મસ્તિષ્ક એ મનને કાર્ય કરવાનું મુખ્ય અને શ્રેષ્ઠતમ અવયવ છે.

૩ મનની જેટલી અલગ અલગ શક્તિઓ છે, તેટલાજ પ્રકારનાં મસ્તિષ્કમાં જુદાજુદા માનસઅવયવો છે, જે ખાસ પ્રકારનાં ચોકસ કાર્યોજ કરવા માટે વ્યવસ્થાપૂર્વક નિયત કરવામાં આવેલ છે. મસ્તિષ્કશાસ્ત્ર પ્રમાણે અત્યાર સુધીમાં એવા ૪૪ મુખ્ય માનસઅવયવોનો નિર્ણય કરવામાં આવેલ છે, જેના એકંદરે લગભગ ૧૦૦ કરતાં પણ વધારે વિભાગો છે.

૪ પાંચે જ્ઞાનેન્દ્રિયનાં કાર્યની માફક પ્રત્યેક અવયવ પોતાનું નિયત કાર્યજ હમેશાં કરેછે. તેથી અન્ય પ્રકારનું કાર્ય કરવા માટે કદી પણ તત્પર થતું નથી.

૫ ઉપરોકત અવયવોનું શકિતસામર્થ્ય તેઓનાં કદનાજ પ્રમાણમાં હોય છે. જેનું કદ ઓછું તેની શકિત ઓછી. જેનું કદ વિશેષ તેમાં સામર્થ્ય પણ વિશેષ સમજવું.

૬ પ્રત્યેક અવયવના કદ કે આકારનો સામાન્ય નિર્ણય યથાયોગ્ય રીતે જીવિત મનુષ્યની ખોપરીના વિભાગાદિનું અવલોકન કરવાથી સુનિશ્ચિત થઇ શકે છે.

૭ પ્રત્યેક પ્રકારનું સ્વરૂપ, આકૃતિ કે કદ, કોઇને કોઇ પણ પ્રકારનું માનસિક વલણ, લક્ષણ કે ચારિત્ર્ય અથવા સ્વભાવનું નિદર્શન કરે છે.

૮ પ્રત્યક્ષ અવલોકન અને અનુભવદ્વારા ઉપરોક્ત સર્વ સિધ્ધાન્તોની જાતિ અનુભવગમ્ય સાબિતિ મેળવી શકાય છે, અને તે પ્રમાણે મસ્તિષ્કશાસ્ત્રના સમગ્ર સિદ્ધાન્તો સ્વયંસિધ્ધ અને યથાર્થ ઠરે છે.

૯ માનસશાસ્ત્રના આ સિધ્ધાન્તો સમ્પૂર્ણ સત્યતાથી પૂર્ણ છે. અને તેઓ મનુષ્યે પોતાનું જીવન કેવી રીતે ગાળવું જોઇએ, તથા અન્યના જીવનને કેવી રીતે સુધારવું એ સંબંધી સર્વ સત્ય સિધ્ધાન્તોને યથાવત્ શીખવે છે.

૧૦ સમ્પૂર્ણ વિશ્વ, અને વિશ્વનિયન્તા વિશ્વકર્મા વિશ્વંભર, વિશ્વનાથની સમગ્ર કૃતિને, યથાવત્ સમજનાર અને સમજાવનાર, ભોક્તા, જ્ઞાતા, અને ઉપયોક્તારૂપ મનુષ્યનું મન અથવા આત્મા છે. એટલા માટે આ આત્મજ્ઞાનના વિષયનો અભ્યાસ સર્વથી શ્રેષ્ઠ અને અનુપમ છે.

૧૧ અધ્યાત્મશાસ્ત્ર કે માનસશાસ્ત્ર અથવા આત્મજ્ઞાન સમાન કોઇપણ ઉત્તમ કે શ્રેષ્ટ વિષય નથી. અપરાવિદ્યા, ઉપનિષદ્, અને આત્મજ્ઞાન પણ આ વિદ્યાનુંજ નામ છે.

૧૨ મનુષ્ય, પોતાના આત્માનું યથાવત્ જ્ઞાન મેળવીનેજ, પોતાની અંદર તેમજ અંખડ બ્રહ્માંડમાં વ્યાપી રહેલ વિશ્વાત્મા–પરમાત્માનું જ્ઞાન મેળવી શકે છે.

૧૩ "आत्मज्ञान विहीना महास्ते पच्यन्ते नरकनिगृहाः" એ વાક્ય તદન સત્યતાથી પૂર્ણ છે એટલા માટે આત્મજ્ઞાન મેળવવું જરૂરનું છે.

૧૪ આટલા માટે પ્રત્યેક વ્યક્તિએ આત્મજ્ઞાન કે પોતે પોતાનું યથાર્થ જ્ઞાન મેળવવા પાછળ બધા પ્રયત્નો કરવા ઘટે છે.

હવે પછીના બીજા વિભાગમાં, ગત પ્રકરણમાં જણાવેલ અને અત્યાર સુધીમાં શોધવામાં આવેલ ૪૪ પ્રકારનાં મુખ્ય મુખ્ય માનસશક્તિઓનાં સ્વરૂપ, તેનાં ગુણ કર્મસ્વભાવ, તેઓને પ્રગટ કરનાર મસ્તિષ્કમાંનાં માનસઅવયવોનાં સ્થાન, તેઓનું વર્ગીકરણ અને શોધનો ટુંક ઇતિહાસ, તથા તે અવયવોનો યથાર્થ ઉપયોગ અને હીન, અતિ કે મિથ્યાયોગ કરવાથી થતું પરિણામ, તથા તેવા પ્રસંગોમાં માનસશાસ્ત્રાનુસાર વર્તવાથી કેવી રીતે બધી શક્તિઓ અને વૃત્તિઓ સુખપ્રદ થાય, ઇત્યાદિ વિષયનું, શક્તિઓના નંબર પ્રમાણે ક્રમવાર વર્ણન આપવામાં આવશે. કુદરતે મનુષ્યને અર્પણ કરેલા સર્વ અવયવો અને સાધનો તથા આત્મા અથવા મનની અંદર સમાયેલ સર્વ વૃત્તિઓ અને લાગણીઓ કે શકિતઓ, હંમેશાં સારીજ છે. અને શુભ ઉદ્દેશથીજ તેઓને અર્પણ કરવામાં આવેલ છે. એક પણ વૃત્તિ અનુપયોગી કે ખરાબ અથવા પાપરૂપ નથી. પણ માત્ર તેના યથાર્થ ઉપયોકતાનીજ જરૂર છે. જ્યારે કોઇ પણ વૃત્તિનો દુરૂપયોગ કરવો અથવા હીન, અતિ, કે મિથ્યાયોગ કરવો એજ પાપ, દુઃખ કે કષ્ટનું કારણ છે. કુદરની નિયમથી વિરૂધ વર્તવાનું એ પરિણામ છે.

## વિભાગ પહેલો સમાપ્ત.

આમરક્ષકવૃત્તિઓ

# માનવશાસ્ત્ર.

અથવા

## મસ્તિષ્કવિદ્યા અને મુખસામુદ્રિકશાસ્ત્ર.

---

## વિભાગ ૨ જો.

---

### પ્રકરણ ૧ લું.

---

# પ્રકરણ ૧ લું આત્મરક્ષકવૃત્તિઓ.



નં. ૧ જીજીવિષા.



નં. પર ફીજી ટાપુના મનુષ્યાહારિ ચીફટન.



નં. ૩ પ્રબળ ક્ષુધા પિપાસ.





નં. ૪ વિત્તપણા.



ન્યૂનતા.

નં. ૬ કાર્યશક્તિ અથવા ઉદ્યોગ.



નં. ૭ ધૈર્યની અધિકતા. ન્યૂનતા.



નં. ૫ પ્રબળ નિગ્રહ કે વશ્યતા. વશ્યતાની ખામી.

# આત્મરક્ષક વૃત્તિઓ.

૧ જીજીવિષા.
૨. બુભુક્ષા.
૩. પિપાસા.
૪. વિત્તૈષણા.
૫. નિગ્રહ અથવા ગોપનેચ્છા.
૬. ઉદ્યોગ.
૭. શૌર્ય અથવા બળ.

"आहार निद्रा भय मैथुनञ्च, सामान्यमेतत्पशुभिर्नराणाम् ।"

## प्राणैषणा.

इहखलुपुरुषेणानुपहतसत्त्वबुद्धिपौरुषपराक्रमेण हितमिहचामुष्मिंश्चलोके समनुपश्यता तिस्र एषणाः पर्येष्टव्या भवति ॥

तद्यथा-प्राणैषणा धनैषणा परलोकैषणेति । आसान्तु खल्वेषणानां प्राणैषणा तावत्पूर्वतरमापद्येत कस्मात् प्राणपरित्यागे हि सर्वपरित्यागः ।

तस्यानुपालनं स्वस्थस्यस्वस्थवृत्तिरातुरस्य विकारप्रशमने अप्रमादस्तदुभयमेतदत्र वक्ष्यते । तद्यथोक्तमनुवर्तमानः प्राणानुपालनाद्दीर्घमायुरवाप्नोति ॥

चरक.

ભાવાર્થ.-આ સંસારમાં જે પુરૂષમાં, સત્વ, બુધ્ધિ પુરૂષાર્થ, પરાક્રમ, આદિ ગુણો વિદ્યમાન છે, તેવા પુરૂષે આ લોક તથા પરલોકના હિતને માટે, નીચે જણાવેલ ત્રણ પ્રકારની એષણાની બરાબર તપાસ કરવી જોઇએ; જેમકે પ્રાણૈષણા, ધનૈષણા, અને પરલોકૈષણા, અર્થાત મોક્ષઃ તેમાં સૌથી પ્રથમ પ્રાણૈષણા ગણવામાં આવે છે, કારણ પ્રાણનો પરિત્યાગ થવાથી સર્વ વસ્તુનો પરિત્યાગ થાય છે. તે પ્રાણૈષણાનું પાલન, સ્વસ્થ પુરૂષે સ્વસ્થવૃત્તિને જાળવી રાખવાથી, તથા રોગી પુરૂષે પોતાના વિકારોનુ શમન કરવામાં પ્રમાદરહિત થવાથી થઈ શકે છે. આ પ્રકરણમાં એ વિષયનું વર્ણન કરવામાં આવશે. તદનુસાર પ્રાણનું યથાર્થ અનુપાલન કરનાર પુરૂષ કે સ્ત્રી દીર્ઘાયુને પ્રાપ્ત કરશે.

# જીજીવિષા અથવા પ્રાણૈષણા.

## Vitality-its necessity, organs and promotion.



### પ્રાસ્તાવિક.

પ્રાણૈષણા—જીવન ધારણ કરી રાખવાની ઇચ્છા, અથવા જીજીવિષા, એ મનુષ્ય જીવનની સૌથી પ્રથમ અને પ્રબળ ઇચ્છા છેઃ "**शरीरात्मसंयोगोधारि जीवितमुच्यते**" શરીર અને આત્માનો સંયોગ અને તેના સર્વ સંબંધોને યથાવત્ ધારણ કરી રાખવા એ જીજીવિષા કે પ્રાણૈષણાનુ મહત્વનું કાર્ય છે. પ્રાણીમાત્ર અને મનુષ્યની કુદરતી બનાવટ કે રચના, એટલી તો અદ્દભૂત રીતે સૃષ્ટિકર્તા સર્જનહાર પરમાત્મા એ કરી છે, કે તેના શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગ, હૃદય, ફેફસાં, નાડી, નસ, આમાશય, આંતરડાં, વીર્યાશય, મુત્રાશય, માથું, અને નાક, કાન, મુખ, જીભ, આંખ આદિ જ્ઞાનેન્દ્રિયો તેમજ હસ્તપાદાદિ કર્મેન્દ્રિયનો તેમજ અસ્થિસહિતનો સમગ્ર સમુદાય, પોતપોતાના ચલનવલનઆદિ શારીરિક તેમજ સુખ દુઃખ આદિની માનસિક અને બોલવા ચાલવાની વાચિક સમગ્ર ક્રિયાઓ, મનુષ્યના જીવનને અનેક રીતે પ્રાણશકિત અને પોષણ આપી સજીવન હાલતમાં રાખવા માટે સતત પ્રયાસ કરી રહેલ છે. પ્રાણૈષણા એ મનુષ્યના સર્વોત્તમ શારીરયન્ત્રના પ્રત્યેક અવયવનું જીવનસંગીત છે જીજીવિષા એ તેઓનો મહામુલ્ય મંત્ર છે, ઉત્તમ અભિલાષા છે. અને તેની પુરતી અર્થે પ્રત્યેક અવયવ જાતે, પોતાનું કાર્ય કુદરતે નિયત કરેલ રીત અને અર્પણ કરેલ શકિત અનુસાર, પ્રતિક્ષણ વગર વિલંબે કર્યે જાય છે. એક મહાન વિસ્તૃત કારખાનાની અંદરના સમગ્ર યન્ત્રો, જેવી રીતે મુખ્ય ગત્યુત્પાદક એન્જીનની સહાયથી પોતપોતાના નિયત કાર્યો યથાવત્ કર્યે જાય છે, તેજ પ્રમાણે આ આત્મએન્જી-નની જીજીવિષા શકિતના અનુપમ પ્રભાવથી અને જીવન અભિલાષાને પુરી પાડવા માટે, શરીરયન્ત્રરૂપી કારખાનાના સમગ્ર ચક્રો પોતપોતાનું કાર્ય કરવા લાગી રહ્યા છે; અને તે બધા અવયવોના સંયુકત કાર્યને પરિણામે મનુષ્યની અંદર એક ઉત્તમ પ્રકારની પ્રાણશકિત પેદા થાય છે, જે પ્રાણશકિતનો સંગ્રહ, મનુષ્યના પ્રાણાગાર કે વિદ્યુત્‌નીધિરૂપ, સર્વ દ્વિવ્યશકિતઓના ખજાનારુપ, ડાઇનોમા અથવા ઇલેકટ્રીક સ્ટોરહાઉસરૂપ મસ્તિષ્કમાં, અતિસૂક્ષ્મરુપે એકત્ર થાય છે. આ પ્રાણશકિતનો વ્યય આપણે બોલવામાં, ચાલવામાં, વાતચિત કરવામાં, જોવામાં, અને સંકલ્પવિકલ્પ કે સ્મરણ આદિ અનેક પ્રકારની માનસિક તેમજ શારીરિક ક્રિયા કરવામાં, પ્રતિક્ષણ જન્મની પ્રથમ પળથી આરંભી, છેક મૃત્યુકાળની છેલ્લી ઘડી સુધી કરીએ છીએ. આપણી એક નાનામાં નાની માનસિક ક્રિયા કે સંકલ્પ પણ આ પ્રાણશકિતના અમુક વ્યય વિના કદાપિ થઇ શકતી નથી.

પ્રત્યેક શારીરિક કે માનસિક ક્રિયાની ન્યૂનાધિકપ્રબળતાના પ્રમાણુમાંજ આપણે આપણી અન્તર્ગત પ્રાણુશકિતનો વ્યય કરવાની જરૂર પડે છે, તેના વ્યય વિના એક પણ કાર્ય કદાપી થઈ શકતું નથી.

આ પ્રાણુશકિતની ઉત્પત્તિ જેટલા પ્રમાણુમાં શરીરની અંદર થાય છે તેટલાજ પ્રમાણુમાં પ્રત્યેક પ્રકારની ક્રિયાની પણ પ્રવૃત્તિ થાય છે. જેમ પ્રાણુશક્તિ શરીરમાં વિશેષ, તેમ પ્રત્યેક પ્રકારનું કાર્ય કરવાની શકિત પણ વિશેષજ સમજવી. પણ તેનો ઉપયોગ કરવો અથવા ન કરવો, એ આપણી સ્વતંત્રતાની વાત છે. જ્યારે જેટલા પ્રમાણુમાં પ્રાણુશકિતની ન્યૂનતા તેટલીજ કાર્યપ્રવૃત્તિની નિર્બળતા સમજવી. ઊગ્રતાપ કે બિમારીને વખતે પ્રાણુશકિતનું હરણુ થઇ જતાં મનુષ્ય એકદમ નિર્બળ અને નિસ્તેજ બની જાય છે. તેનું કારણુ આ વ્યાપક પ્રાણુ-શકિતના ક્ષય સિવાય બીજું કંઈ નથી; અને એટલાજ માટે યોગ્ય આહારવિહાર અને ઔષધદ્વારા તે વખતે બરાબર ધ્યાન રાખી વૈદ્યોની સલાહ પ્રમાણે વર્તિ, આપ-ણુને પૂરીથી નવિન પ્રાણુશકિત પાછી મેળવવાના પ્રયત્નો કરવાની જરૂર પડે છે. પણ જો તેમ ન કરીએ તો તે શકિતના પ્રતિદિવસના ક્ષયથી, જીવન ટુંકું થવા માંડે છે, અનેક પ્રકારના રોગો ઉપરાઉપરી આક્રમણ કરે છે, અને જો વિશેષ બેદરકારીથી સાવચેતી કે સંભાળ ન રાખીએ અથવા પ્રાણૈષણાને જરા શિથિલ કરીએ, તો મરણને શરણુ થવાનો પણ વખત આવેછે.

જીજીવિષા–પ્રાણૈષણા–પ્રાણાભિરક્ષણ, એ જીંદગી ભોગવવાની સર્વથી શ્રેષ્ટ ઈચ્છા, વૃત્તિ, કે અભિલાષા છે.

આપણા શરીરના પ્રત્યેક અવયવને પ્રાણપ્રદ અને પોષણકર્તા સાધનો યથાયોગ્ય રીતે પુરા પાડવા, એ આ જીંદગીની સર્વથી મુખ્ય અને પ્રથમ ફરજ છે. ઘણા લોકો બેદરકારી કે મુર્ખાઇથી અનેક રીતે અતિયોગ કે મિથ્યાયોગદ્વારા આ પ્રાણુશકિતનો હદ ઉપરાંત વ્યય કરીને, અથવા વ્યય કર્યા પછી પણ પુરતાં પ્રમા-ણુમાં પોષક કે પ્રાણુપ્રદ પદાર્થોનું સેવન નહિ કરી શકવાના હેતુથી, સ્વલ્પ સમયમાં કે ભર યુવાવસ્થામાં પણ વૃધ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલ હાલતમાં આવી પડે છે. પણ તન્દુરસ્તિની બરાબર સંરક્ષા કે આરોગ્યની પુનઃ પ્રાપ્તિ કરવા માટે પ્રાણુપદ પદાર્થોનું વિધિપૂર્વક સેવન કરવાનું તો થોડાજ સમજે છે.

મસ્તિષ્ક અને શરીરના પ્રત્યેક અંગ પ્રત્યંગ, આ પ્રાણુશકિતના અસ્તિત્વને લીધેજ પોતપોતાનું કાર્ય કરી શકે છે. પણ આ બધી શકિત, આ પ્રાણુશકિતનો ઝરો, આવે છે કયાંથી ? શું તે શરીરમાં એમને એમ એની મેળે પેદા થાય છે ? નહિ તેમ નથી. એ પ્રાણુશકિતને આપણાં શરીરમાં પ્રતિદિન આપણે નવીન ભરવાની જરૂર પડે છે. જેવી રીતે ચાવી આપ્યા વિના ઘડીઆળ, વરાળ વિના રેલ્વે, સ્ટીમ એનજીન, મીલો, કે કોઇ પણ જાતની સ્ટીમર કે વરાળયંત્રો, જરાપણ ચાલી કે કાર્ય કરી શકતા નથી, તેમ આ પ્રાણુશકિતના અભાવમાં મસ્તિષ્ક અને તેને આધારે કાર્ય કરનાર કોઇ પણ અવયવ, પોતાનું કાર્ય યથાવત્ કરી શકતું

નથી. આ મ હોવાથી હમેશાં આપણે આપણાં શરીરમાં પ્રાણશકિતનો સંગ્રહ કરવોજ જોઈએ, એ એક મુખ્ય કતવ્ય કે આપણી ખાસ ફરજ છે, અને તે ફરજને યથાવત બજાવતાં શીખવું એ આપણો સાથી પ્રથમ ધર્મ છે.

ઉપર જણાવેલ પ્રાણપ્રદ કે પુષ્ટિદાયક તત્વોને ગ્રહણ કરી, યથાથ રુપમાં લાવી શરીરના પ્રત્યેક અવયવને આવશ્યકતાનુસાર પ્રાણશકિતપ્રદાન કરવા માટે કુદરતે ખાસ ચોકસ અવયવો મનુષ્યના શરીરની અંદર મુકેલા છે, જેમાં હૃદય, ફેફસાં, આમાશય, યકૃત, પ્લીહા, અને આન્ત્ર આદિ કોઠાના અવયવોનો મુખ્યતયા સમાવેશ થાય છે. તે અવયવો કેવી કેવી રીતે અને શું શું કાર્ય કરે છે, તથા તેના કાર્યને નિયમિત અને સુવ્યવસ્થિત રીતે કેમ અને કેવી રીતે ચલાવી શકાય, એ સંબંધી જ્ઞાન મેળવવું એ પ્રથમ જરુરનું ઠરે છે.

પ્રત્યેક પ્રાણપદ અવયવને નિયમમાં રાખનાર માનસિકશકિત છે, જેનુ કાર્ય કરનાર મસ્તિષ્કમાં ખાસ અલગ માનસઅવયવ હોયછે, અને મુખમુદ્રાપર પણ તેવી શકિતનું કાર્ય દર્શાવનાર ખાસ ચિન્હ હોય છે.

પ્રત્યેક પ્રકારની માનસિકશકિતનું કાર્ય, તે તે શકિતના મસ્તિષ્કમાંનાં અવયવદ્વારાજ બજાવવામાં આવે છે. જ્યારે મસ્તિષ્કમાંનું દરેક અવયવ, મનુષ્ય જીવન માટે જરૂરનું કોઈને કોઈ પણ પ્રકારનું કાર્ય કરીજ રહેલ છે.

કુદરતી રીતેજ મનને, પોતાની જુદી જુદી શકિતઓ કે ગુણો બહાર પાડવા માટે કે વિશ્વના જુદા જુદા ગુણ કર્મ કે સ્વભાવવાળા પદાર્થોનું જ્ઞાન ગ્રહણ કરવા માટે, કે માનસિકભાવ દર્શાવવા માટે મસ્તિષ્કમાં અવયવો નિયત કરવામાં આવેલાં છે, જેમાંનાં કેટલાકનું કાર્ય તો સર્વને વિદિતજ છે. જ્યારે બીજી શકિતઓને. પ્રગટ કરનાર અવયવો પણ, એવીજ રીતે હોય એવી જરૂર છે, અને હોવાંજ જોઇએ દ્રષ્ટાંત તરીકે ક્ષુધા એ શારીરિક આવશ્યકતાને પુરી પાડનાર અથવા માંગનાર એક અતિ અગત્યની વૃત્તિ છે. આ વૃત્તિ, શારીરિક જરૂરીયાતને સંભાળનાર મનની એક શકિત છે, જેને ક્ષુધા, તૃષા, આદિની લાગણીદ્વારા સામાન્ય રીતે ઓળખવામાં આવે છે. આ વૃત્તિ અથવા લાગણીનું કાર્ય, મસ્તિષ્કના અમુક પ્રદેશના જ્ઞાનતન્તુ સમુદાયને સોંપવામાં આવ્યું છે. જેને મસ્તિષ્કશાસ્ત્રાનુસાર ક્ષુધાનાં અવયવ તરીકે ઓળખવામાં આવે છે. આજ પ્રમાણે પિપાસા અથવા તૃષા, શ્વાસપ્રશ્વાસ રુધિરાભિસરણ, મળમૂત્રોત્સર્ગ, નિદ્રા અને શારીરિક અગ્નિ અર્થાત વૈશ્વાનરાગ્નિ આદિનાં કાર્યને યથાવત્ સંભાળનાર અને નિયમિત રીતે ચલાવનાર, પ્રત્યેક અવયવને માટે અલગ અલગ માનસઅવયવ, મસ્તિષ્કના ચોકસ પ્રદેશમાં નિયત કરવામાં આવેલ છે. આજ પ્રમાણે આપણી હોજરી એક શારીરિક અવયવ છે. તો તેનું કાર્ય સંભાળનાર માનસિકઅવયવ મસ્તિષ્કમાં ખાસ જુદું છે. જ્યારે તેની સંભાળ રાખનાર મુખ્યવૃત્તિ, મનની અનેક સ્વાભાવિક શકિતઓમાંની એક શકિત છે. તેજ પ્રમાણે હૃદય, ફેફસાં, ઉરોદરપટલ, યકૃત, આંત્ર, (સ્થુલાન્ત્ર સ્થુક્ષ્માન્ત્ર પ્લીહા, બુક્કા, ત્વચા, સ્નાયુસમુદાય, જ્ઞાનતંતુ અને ક્રિયાતન્તુઓના અનેક સમુદાય અથવા થાણા, અસ્થિસમુદાય અને રુધિરાભિસરણના નાડી નસાદિ સર્વ અવયવો તથા

પગથી માથા સુધીનાં પ્રત્યેક અંગ પ્રત્યંગના કાયને સુવ્યસ્થિત રીતે યથાવત ક્રમાનુસાર ચલાવનાર મસ્તિષ્કની અંદર અલગ અલગ વિદ્યુત્ સ્થાનો કે બેટરીના સેન્ટરો અથવા અવયવો છે, અને હોવા જોઇએ. જો કે આ બધાં સ્થાનોનો હજી યથાવત નિર્ણય થયો નથી, પણ જેમ જેમ આ વિદ્યા આગળ વધતી જશે તેમ તેમ તેનો ચોકસ નિર્ણય અવશ્ય થશે, એમ અમારો સમ્પૂર્ણ વિશ્વાસ છે.

મનુષ્યના મસ્તિષ્કનો અધોપ્રદેશ, ઉપર નિર્દેષ કરેલ શારીરિક સમગ્ર પ્રક્રિયાઓને ચલાવનાર મસ્તિષ્કમાંના અવયવોનું મુખ્ય સ્થાન હોય એવું અમને ખુલ્લમખુલ્લા માનવાનું ખાસ કારણ છે; કેમકે શરીરના સમગ્ર પ્રદેશોમાંના જ્ઞાનતન્તુ અને ક્રિયા તન્તુઓની અનેક શાખા પ્રશાખાઓ, આ સ્થળે અર્થાત્ મસ્તિષ્કનાં તળીયામાં એકત્ર થાય છે, એ તેનો પ્રબળ પુરાવો છે.

આ સિવાય કેટલીક માનસિક શકિતઓના કાર્ય કે લક્ષણોને દર્શાવનાર કેટલાક ચિન્હો, મુખમુદ્રા પર પણ અનેક સ્થાનોમાં તેમજ નેત્ર વકત્રના વિકારથી જોવામાં આવે છે. દૃષ્ટાંત તરીકે ફેફસાંઓ અને મુખ પરના ચોકસ પ્રદેશનો ખાસ સંબંધ છે. મુખ પરનો અમુક પ્રદેશ જે યથાર્થ તન્દુરસ્તીની હાલતમાં ગુલાબી ગાલવાળો દેખાય છે. તેજ ભાગ ક્ષયજવરની અંદર એક પ્રકારના ફેફસાંના સોજાને લીધે ખાસ રતાશવાળો ચકચકિત માલુમ પડે છે, અને જ્યારે જ્યારે ફેફસાનું કાર્ય મંદ ચાલતું હોય કે યથાર્થ રીતે થતું ન હોય, ત્યારે મુખ પરનો તે પ્રદેશ ઝાંખો કે તેજહીન સ્પષ્ટ જણાઇ આવે છે. પણ સમ્પૂર્ણ તંદુરસ્ત હાલતમાં લાલગુલાબી રંગવાળો જણાઇ આવે છે. તે ઉપરથી તેઓ બંને વચ્ચેનો સંબંધ તદન સ્પષ્ટ થાય છે. આજ પ્રમાણે પ્યારવૃત્તિ, કીત, કે યશાભિલાષ, આદિ વૃત્તિઓને દર્શાવનાર ચિન્હો ઉપલા અને નીચલા ઓષ્ઠ, ચીબુક અને મુખના ખુણા પરના વિભાગમાં જોવામાં આવે છે. જેથી એ સાબિત થાય છે કે પ્રત્યેક માનસિક શકિત કે વૃત્તિને દર્શાવનાર ચોક્કસ ચિન્હો અથવા સામુદ્રિક લક્ષણો મુખમુદ્રા પર અવશ્ય હોવાંજ જોઇએ.

આજ પ્રમાણે આમાશય કે હોજરી અને પાચનશકિતને દર્શાવનાર ચિન્હો પણ કાનના નિચેના ખુણાપર અને મુખના ખુણાના પ્રદેશના મધ્ય ભાગમાં લગભગ બેવડી દાઢો પાસેના પ્રદેશમાં આવેલ છે. જેઓનો આ પ્રદેશનો ભાગ ઉપસેલ હોય છે, તેઓની પાચનશકિત ઘણીજ સારી હોય છે. પણ જેઓ બંધકુષ્ટ કે અપચો યા બદહજમીના રોગથી પીડાતા હોય છે, તેઓનો આ ભાગ બેસેલો સ્પષ્ટ જણાઈ આવે છે. અત્રે માત્ર આ વિષયનું સામાન્ય વર્ણનજ આપવામાં આવેલ છે. કારણ પ્રત્યેક શકિતના મુખમુદ્રાપરના ચિન્હ કે સામુદ્રિક લક્ષણનું વર્ણન તે તે શકિત કે વૃત્તિના વર્ણન પ્રસંગે આપવામાં આવશે.

મુખસામુદ્રિકશાસ્ત્ર દ્વારા મનુષ્યના સ્વભાવ કે લક્ષણ અને શારીરિક હાલતો કે આકૃતિઓનું વર્ણન આપવામાં આવાં લક્ષણો કે ચિન્હોનો અભ્યાસ ઘણીજ મદદરૂપ થઇ પડે છે. સામુદ્રિકશાસ્ત્રનો તો એ એક ખાસ વિષય છે.



# જીજીવિષા અથવા પ્રાણૈષણા
અને
# પ્રશ્નોપનિષદ્.



"प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम्" अथर्व वेद.

प्रश्नाः—अथ हैनं कौशल्य श्चाश्वलायनः प्रपच्छ ?

१ भगवन् कुत एष प्राणो जायते ?

२ कथमायात्यस्मिन् शरीरे ?

३ कथमात्मानं वाप्रविभज्य प्रातिष्ठते ?

४ केनोत्क्रामते ?

५ कथं बाह्यमभिधत्ते ?

६ कथमध्यात्मामिति ?

तस्मै स होवाचातिप्रश्नान्पृच्छसि, ब्रह्मिष्ठोऽसीति, तस्मात्तेहंब्रवीमि ॥

उत्तरः—१ आत्मन एष प्राणो जायते.

२ मनोधिकृतेनायात्यस्मिञ्छरीरे.

३ यथा सम्राडेवाधिकृतान्विनियुङ्क्ते एतान्ग्रामानेतान् ग्रामानधितिष्ठस्व एवमेवैष प्राणः। इतरान् प्राणान् पृथक् पृथगेव संनिधत्ते। पायूपस्थेऽपानं। चक्षुश्रोत्रेमुखनासिकाभ्यां प्राणः स्वयं प्रातिष्ठते। मध्येतु समानः। एषह्येतद्धुतमन्नं समुन्नयति तस्मादेताः सप्तार्चिषो भवन्ति।

याच्चित्तस्तनैषप्राणमायाति। प्राणस्तेजसायुक्तः सहात्मना यथा संकल्पितं लोकं नयति.

एवं विद्वान् प्राणं वेद न हास्य प्रजाहीयते अमृतो भवति,

उत्पत्तिमायातिं स्थानं विभुत्वं चैव पञ्चधा।

अध्यात्मं चैव प्राणस्य, विज्ञायामृतमश्नुते।

विज्ञायामृतमश्नुते ॥



# નં. ૧. જીજીવિષા અથવા પ્રાણૈષણા.

## વ્યાખ્યા, ઉપયોગ, આવશ્યકતા, કાર્ય, વિવેચન અને ખીલવણો આદિ.

જીજીવિષા–પ્રાણૈષણા, આયુષ્કામ, દીર્ઘજીવિતેચ્છા જીવન કાયમ રાખવાની લાલસા, દુઃખ, પ્રતિકાર, શરીરસંરક્ષા, જીવિતસંરક્ષા આદિ ભાવોનો આ પ્રાણૈષણાશકિતની અંદર સમાવેશ કરવામાં આવેછે. આ શકિતનું કાર્ય દુઃખ, દર્દો કે અનેક પ્રકારના રોગોની સામે ટકી રહી, તેનો અવરોધ કરી, મનુષ્યને પોતાનું આયુષ્ય જીવન કે જીંદગી ટકાવી રાખવાના અનેકવિધ પ્રયત્નો કરવા માટે હમેશાં તત્પર, સાવચેત કે સચેત રાખવાનું છે. આત્મસંરક્ષા, કે શરીરસંરક્ષા, એ તેનું મુખ્ય મહત્વનું કાર્ય છે.

## મનુષ્યના જીવનની સંરક્ષા અને અસ્તિત્વને માટે સૌથી પ્રથમ આ પ્રાણૈષણાનો આવશ્યકતા છે.

જેવી રીતે એક ચક્રવર્તિ સમ્રાટ, પોતાની નીચેના સમગ્ર અમલદારો અને ખંડીયા રાજાઓ ઉપર સત્તા અને અધિકાર ભોગવે છે, તેજ પ્રમાણે જીવન-સંરક્ષાના સમગ્ર પ્રવાહો અને કાર્યોને યથાવત્ નિભાવી રાખી, તેના ઉપર દેખરેખ અને સંભાળ રાખનાર પ્રમુખની, કે સમ્રાટનું કાર્ય બજાવનાર કોઈ ખાસ માનસિક અવયવની જરૂર છેજ. જોવાના, સાંભળવાના, સુંઘવાના, અનેસ્પર્શઆદિ ક્રિયાને સંભાળ-નાર જ્યારે જ્ઞાનેન્દ્રિય, અને કર્મેન્દ્રિયના અલગઅલગ સાધન છે, અને તેને ચલા-વનાર, કે નિયુકત કરનાર, મસ્તિષ્કમાં અલગઅલગ અવયવો છે, ત્યારે જેના આધારે મનુષ્યની સમગ્ર જ્ઞાન અને કર્મેન્દ્રિયો પોતપોતાનું કાર્ય કરવા સમર્થ થઇ રહેલ છે, એવા જીવનસંરક્ષાના મહત્વના કાર્ય માટે મસ્તિષ્કમાં કોઈ સત્તાધારિ માનસિક અવ-યવ હોવાની શું જરૂર નથી ?

પ્રત્યેક કાર્યમાં આદિનેતા, પ્રમુખ અથવા અગ્રગંતા હોવાની જરૂરજ છે. તેજ પ્રમાણે જીવનસંગ્રામને યથાયત નિભાવી રાખવા તથા સંરિક્ષત કરવા માટે પણ એવા કોઈ સત્તાધારી માનસિક અવયવની અવશ્ય જરૂરછે; અને તે આ પ્રાણૈષણા “vitativeness” નું માનસઅવયવ છે. જેમ મસ્તિષ્ક વિના શરીરના અવયવો તદ્દન નિરર્થક કે નકામાં છે, તેજ પ્રમાણે મસ્તિષ્કના સર્વ અન્ય અવયવો આ મુખ્ય અવયવના અસ્તિત્વ વિના કે તેની અસ્તવ્યસ્ત હાલતમાં તદ્દન નકામા અને નિરૂપયોગી નીવડે છે. આટલા માટે મનુષ્યની સર્વથી શ્રેષ્ટ ઇચ્છા પ્રાણૈષણાને કુદરતે સૌથી પ્રથમ અને શ્રેષ્ઠ સ્થાન આપેલ છે. અમે પણ એટલા માટે મસ્તિષ્કશાસ્ત્રના અન્ય અન્ય પ્રદેશો કે માનસઅવયવોનું વર્ણન કરતાં પહેલાં, સૌથી પ્રથમ સ્થાન આ પ્રાણૈષણાને આપીએ છીએ. કારણ કે મનુષ્યની બધી પ્રવૃત્તિઓ પ્રાણુરક્ષાની પાછળજ ચાલે છે.

## પ્રાણરક્ષા અને મનુષ્યનું સૌથી પ્રથમ કર્તવ્ય.

જીવનના સમગ્ર વ્યાપારો આ એક પ્રાણૈષણાને આધારેજ ટકી રહ્યા છે. ખાન-પાનનો સઘળો વ્યવહાર ક્ષુધાપિપાસાવૃત્તિને આધીન છે. સ્ત્રી સંબંધી પ્યાર અને પ્રજોત્પત્તિનો બધો સંબંધ કામવૃત્તિને આધિન કરવામાં આવેલ છે. તેજ પ્રમાણે જોવા સાંભળવાના કે અનુભવવાના, હાથ પગની ક્રિયા કરવાના અનેક વ્યાપારોને જેમ મસ્તિષ્કના ચોક્કસ વિભાગો કે અવયવોને આધીન કરવામાં આવેલ છે, તેજ પ્રમાણે જીવનનો સમગ્ર વ્યાપાર આવૃત્તિના અધિકારમાં છે. પ્રાણાભિલાષ, જીજીવિષા, એ પ્રાણીમાત્રની પ્રબળતમ અને અતિ ઉત્કૃષ્ટ અભિલાષા છે. "હું હમેશાં જીવિત રહું" એ સૌ કોઇ ઇચ્છે છે. મરણ કોઈને પણ અભિષ્ટ નથી. સુવું, ખાવું, પીવું, શ્વાસ લેવો, કમાવું આદિ સર્વ પ્રવૃત્તિઓ, માત્ર આ જીજીવિષા કે પ્રાણૈષણારૂપી અમૃત-રસથીજ પોષણ પામી રહેલ છે.

પ્રાણીમાત્રમાં આ ઇચ્છા પ્રબળપણે વિરાજે છે, અને તેમજ હોવું જોઇએ. કારણ શરદી, ગરમી, વરસાદ, બરફ આદિ રૂતુઓના અસંખ્ય પ્રકારના રોગો અને ભયોથી ભરપુર આ વિશ્વના જીવન સંગ્રામમાં વિજયવન્ત નિવડવા માટે, એ ઇચ્છા પ્રબળ પ્રમા-ણમાં હોવીજ જોઇએ. જીવિનની સંરક્ષામાંજ સર્વ સુખો અને આનંદ સમાયેલ છે. તેના વિનાશમાં સંપૂર્ણ સૂખ સમૃધ્ધિ અને આનદનો અન્તજ છે. જીવન એ ખરેખર દુનીયાના સમગ્ર પદાર્થોમાં એક અનુપમ અને અમુલ્ય પદાર્થ છે. તેની કિંમત કોઇ પણ કાળે કોઇથી આંકી શકાય તેમ છેજ નહિં.

જીવન, આનંદરૂપ છે. વિશ્વની ખરેખરી અમરવેલ તો તેજ છે, અકાળ મૃત્યુ એ ખરેખર ભયંકર ત્રાસ છે.

જીજીવિષા, એ જીવનનાં સમગ્ર સંબંધોને યથાવત્ સંકલિત કરનાર મુખ્ય જીવનસૂત્ર છે, અને તેની રક્ષા માટે કુદરતે મનુષ્યની અંદર આ પ્રાણૈષણાની સૌથી પ્રબળત્તમ વૃત્તિને અર્પણ કરી, પ્રાણીમાત્ર પર અનહદ ઉપકાર કરેલ છે. મનુષ્યો તેમજ નાનામાંનાના ક્ષુદ્ર ગણાતા જન્તુઓ પણ પ્રાણસંરક્ષાર્થ શું શું પ્રયત્નો અને ઉપાયો નથી કરતા? હરણો શિકારીઓના પંજામાંથી છટકાવા માટે મોતના ભયથી ત્રસિત થઈ પ્રાણ લઈ કેવા નાશે છે? સર્પ જેવું ક્રુર પ્રાણી, પોતા પર આફત આવતાં કેવાં તડપૂડીયાં અને પુંફાડા મારે છે? જંગલી પશુ અને ઘેટાં કે બકરાંઓ જ્યારે કસાઈ ખાનાઓમાં વધ કરવા માટે લઇ જવામાં આવે છે, અને પોતાને જ્યારે મરણોન્મુખ થયેલા અનુભવે છે, ત્યારે ત્યાંથી છુટવા માટે શું શું પ્રયત્નો નથી કરતા? બિચારા નાસે છે, કુદે છે, બટકાં ભરે છે, પછડાય છે, ભિંતોમાં ભટકાય છે, અને આખરે મરતી વખતે પણ બુમ બરાડા મારી હો હો અને શોરબકોર કરી મુકે છે, આ બધુ શાને માટે? એક નાનીસરખી બીલાડીને ઘરમાં પુરી તેનો પ્રાણ લેવા કોઇ પ્રયત્ન કરતો માલુમ પડે તો તે બિચારી આમથી તેમ દોડાદોડ કરી મુકે છે. તેના નાશભાગની કંઈ હદજ રહેતી નથી. બારી બારણાને દાંત અને નખ વડે ફાડવાનો પણ પ્રયત્ન કરે છે. પણ જ્યારે જીવીતરક્ષાના કોઈ પણ ઉપાય કામે

લાગતા નથી, ત્યારે માત્ર પ્રાણૈષણાની પ્રબળ અભિલાષાથી મનુષ્ય જેવા હથીયાર બંધ પ્રાણીની સામે થવાની પણ હામ ભીડે છે. એટલુંજ નહિં પણ તેવા મનુષ્યને કે મારકને ગળે વળગી મરણને શરણ પહોંચાડવાની હિમ્મત કરવા તત્પર થાય છે. આહાહા ! તેના હૃદયમાં જીજીવિષાની કેટલી બધી પ્રબળ લાગણી હશે કે પ્રાણની રક્ષા કરવા માટે પ્રાણને પણ જોખમમાં નાખી જીંદગીનો પણ ડર ન કરતાં સામે હુમલો લઈ જાય છે.

એક નાનામાંનાના કીડી જેવા જન્તુથી લઇ, મનુષ્ય પર્યન્તના સમગ્ર પ્રાણધારી પ્રાણીઓની સૌથી પ્રબળ ઇચ્છા એજ હોય છે, કે "અમે કોઈ પણ સંયોગોમાં પ્રાણથી વિયુકત ન થઇએ." બધા પ્રયત્નો, બધી પ્રવૃત્તિઓ, બધા સુખો, બધા આનંદ, બધા વૈભવ, આ પ્રાણૈષણાની–જીજીવિષાની આ દોરી ઉપરજ લટકી રહેલ છે એ કોણ નથી જાણતું ? "Love of Life" જીજીવિષા–જીંદગીના પ્યારની, કંઈ સીમાજ નથી. પણ આવા અમુલ્ય જીવનની સંરક્ષા કરનાર કોઇ પ્રબળ પ્રવૃત્તિ કે તેને સંભાળનાર મનુષ્યના મસ્તિષ્કની અંદર કોઇ સ્થાન કે અવયવ ન હોય, તો આપણું જીવન પ્રતિક્ષણ મરણોન્મુખજ થઇ રહેત. પણ જીજીવિષાની આ પ્રબળ લાગણી કે વૃત્તિથી પશુ, પક્ષી, કીટ, પતંગ, અને ભૂચર, ખેચર, અને જળચર આદિ સમગ્ર પ્રાણીઓ હમેશાં પોતપોતાનું જીવન સંરક્ષિત કરવા તત્પર રહે છે. એક મચ્છર પણ તમારૂં લોહી ચુસવાનું ચાહે છે ખરો. પણ તેવા લોહી કરતાં પણ તેને પોતાનું જીવન વધારે પ્રિય છે.

વૃક્ષ, વનસ્પતિ, અને નાનાં નાનાં છોડવાઓ પણ આ વૃત્તિની પ્રબળતાનો પુરાવો આપે છે. વૃક્ષ અને વનસ્પતિનાં બિયાંઓ હજારો વર્ષ પર્યન્ત જીવન ટકાવી રાખે છે. અને જ્યારે વાવો ત્યારેજ ઉગેછે. પ્રાણધારી સમગ્ર વનસ્પતિમાં પણ આજ વિષયના અસંખ્ય આશ્ચર્યોત્પાદક પ્રમાણો મળી શકે છે.

**સ્થાન**—મસ્તિષ્કશાસ્ત્રાનુસાર આ શક્તિના ચોક્કસ સ્થાનનો નિર્ણય પણ યથાવત્ કરવામાં આવેલ છે. કાનના પાછળના ભાગમાં, મસ્તિષ્કના તળીયામાં, બરાબર "બ્રહ્મરંધ્ર" (Foramen-Magnum.)માં મનુષ્યના મસ્તિષ્કનું દશમું મહાન છીદ્ર (જુઓ આ નં. ) પાસે જયાં મનુષ્યના ઉપરિસ્થ સમગ્ર મસ્તિષ્કનો અને શરીરના સંપૂર્ણ અવયવોનો સંયુક્ત સંબંધ જોડાયેલ છે, તેજ સ્થળમાં, આ શક્તિનું–પ્રાણૈષણાના અવયવરૂપ પ્રાણગ્રન્થી (Medula-oblongata)નું બહુજ સંભાળપૂર્વક સ્થાપન અને સંરક્ષણ કરવામાં આવેલ છે. કેવું સુંદર અને અનુપમ સ્થાન ! પરમાત્માની કૃપાનો કોઇ પાર નથી આવા અતિ ઉત્કૃષ્ટ અવયવને આવી રીતે સમ્પૂર્ણ બુધ્ધિમતા, અને અનહદ ચાતૂર્યથી ગોઠવવામાં કેવો પ્રશંસનીય પ્રયત્ન પ્રાણીમાત્રના હિતને માટે પરમસખા પરમેશ્વરદ્વારા કરવામાં આવેલ છે !!! છે કાંઈ સીમા ! !

**આ સ્થાનને શોધવાની રીત**—કાનના પાછળના મધ્યભાગમાંથી શરૂ કરી પાછળના ભાગ તરફ લગભગ અરધોક ઇંચ દુર પર હાથ મુકો અને તમે તે સ્થાન પર આવશો. પાછળની ગરદનમાં આ સ્થાનના ઉભા આવેલા બન્ને તરફના પુષ્ટ અને

પ્રબળ સ્નાયુઓની બરાબર નીચે, બન્ને તરફ આ શકિતઓના અવયવનાં સ્થાન આવેલ છે. જેમ આ સ્નાયુઓ મોટા અને પ્રબળ તેમ એ અવયવની પણ પ્રબળતા સ્પષ્ટ જણાઇ આવે છે. કારણ નીચેના અવયવ બન્ને તરફના સ્નાયુઓને જુદા પાડી તેઓ બન્ને વચ્ચેનું અન્તર વધારે છે.

સુજ્ઞવાચકબંધુ—આપણી જીવનદોરીનું માપ પણ, આ સ્થાનના અવલોકનદ્વારા યથાર્થ રીતે કાઢી શકાય છે. અને અકસ્માત્ કે ખાસ સંજોગો કે બનાવોને બાદ કરતાં કુદરતી રીતે આપણે કેટલું અથવા કેટલાં વર્ષ જીવશું, એ પણ એના યથાર્થ માપદ્વારા જાણી શકાય છે.

**શોધક**— પ્રાણેષણાનાં આ સ્થાનની શોધ ડા. **એન્ડ્રયુ કોમ્બે** ૧૮૨૬માં એક વૃધ્ધસ્ત્રીના મસ્તિષ્કની ચીરીને તપાસ કરતાં કરી હતી.

ડા. **સ્પરઝીયમ કહે છે** કે " It is highly probable that there is a peculiar instinct to live and I look for its organs at the base of the brain, between its posterior and middle, lobes inwardly of force.

ડા. **વિરેમોન્ટ કહે છે** કે " It is situated in the lateral sphenoid fossa. It is also enormus in those animals which flee widely from danger of death such as the stay roeback, ape, fox, badger, cat, polecat, marten, marmot, hare etc, and also in birds.

આ પ્રાણેષણાનું અવયવ તેના યથાયોગ્ય સ્થાનમાં કુદરતી રીતેજ જ્યાં હોવું જોઇએ તેવાજ સુરક્ષિત સ્થાનમાં, શૌર્ય અને સંહારકશક્તિના અવયવની લગભગ નજદીકમાંજ પાછળના ભાગમાં પરિસ્થિત થયેલ છે, કે જે શકિતઓનો અણીને વખતે ઉપયોગ કરવાની પ્રત્યેક પ્રાણીને ખાસ જરૂર પડે છે. તેનાં કેટલાંક દ્રષ્ટાંતો અમે ઉપર દર્શાવેલ છે.

**પ્રપૂર્ણ-વિવેચન**—જેઓમાં આ શકિત પ્રપૂર્ણ પ્રમાણમાં હોયછે, તેઓ જીંદગીને બહુજ ચીવટથી વળગી રહે છે. દર્દો અને અકાળ મૃત્યુને પેદા કરનાર કે ઉપસ્થિત કરનારા રોગો અને તેનાં કારણો સામે દઢતા અને આગ્રહથી ટકી રહે છે. અનેક પ્રકારના ઘા તથા સંકષ્ટોને પણ બહાદુરીથી અને આશ્ચર્યકારક ધૈર્યથી ગણકાર્યા વિના સહનશીલ થઇ સહન કરે છે. બને ત્યાં સુધી બધા પ્રયત્નોથી જીવનને ટકાવી રાખે છે. મરણને શરણ એકદમ થતા નથી. મોતની સામે પણ ટકાવ કરી રહે છે. જીવનને બહુજ મહત્વનું અને અમુલ્ય તથા સર્વ સુખનું નિધાન ગણે છે. મૃત્યુના ત્રાસથી હમેશાં સંત્રસ્ત રહે છે. બીજા માણસો ધારે તે કરતાં પણ લાંબો વખત જીવન ટકાવી રાખે છે અને કાર્ય કર્યે જાય છે; અને આખરે પ્રાણેષણાની ન્યૂનતા થયેજ મૃત્યુને વશ થાય છે. આવા પુરૂષોનાં શારીરિક બંધારણ ઘણાંજ મજબુત અને સુંદર હોય છે, અને તેને પરિણામે મેલેરીયા, કે મરકી આદિ ચેપી રોગો, તરવાર કે બંધુકના ઘા, અને કોલેરા જેવાં દર્દો સામે પણ નિર્ભયતાથી ટકી રહે છે. કારણ

તેઓના સપાટા સહન કરવાની તેઓના પ્રાણમાં તાકાત હોય છે, અને તેથી સર્વ રોગોનો પ્રતિકાર કરવા આખર સમર્થ થાય છે. આવા પુરૂષો જીવન, તંદુરસ્તિ કે આરોગ્યતાને બહુજ કિંમતી કે અમુલ્ય ગણે છે. શરીરમાં પણ સુદ્દઢ પહેલવાન જેવા હોય છે.

પ્રાણેષણા અને આશાની પ્રબળતાથી, જીવિતઆશાની નીરાશા સામે પણ આશાથી ટકી રહેછે. મૃત્યુને લેશ પણ સ્વીકારતા નથી કે તેનાથી ડરતા નથી "અનન્તજીવન" માટે આશાયુક્ત હોય છે. પણ જેઓમાં સાધારણ આશા અને સાવચેતી અધિક હોય છે, તેઓ મોતના વિચારથી પણ ત્રાસ પામે છે, અને "મરી જશું તો" એવા પ્રકારના વારંવારના ભયથી દુઃખી થાય છે.

પૂર્ણ—જેઓમાં આશા, શ્રધ્ધા, ભકિત, અને અધ્યાત્મરતિ, આદિ શકિતના અવયવો કે શકિતઓ, પૂર્ણ પ્રમાણમાં હોય છે, તેઓ ભાવી જીંદગીના અને પરલોકનાં સુખોમાં સદા આશાયુકત હોય છે. પણ આશાની સાધારણ હાલત અને આત્મનિષ્ઠા તથા સાવચેતીની પ્રબળતાથી, ભાવી જીંદગીના કલેશોનો વિચાર કરી શંકત થઇ જાય છે. મૃત્યુથી ભયભીત થઇ જાય છે. શૌર્યશકિતની પ્રબળતાથી સર્વ શકિતઓના સંયુકત પ્રયાસોદ્વારા જીવનને ટકાવી રાખે છે. જીવનાર્થ સંગ્રામ ખેડે છે. અને સંહારક શક્તિની પ્રબળતાથી સંયુકત થઇ સ્વાત્મરક્ષા માટે બીજાની પ્રાણહાનિ કરવાથી પણ પાછા હઠતા નથી. ખૂન કરીને પણ પોતાના આત્માનું રક્ષણ કરે છે. જીવનની પ્રબળ પ્રવૃત્તિઓ માટે જીવન ધારણ કરી રાખે છે.

સાધારણ—જેઓમાં આ શકિત સાધારણ રીતે ઠીક પ્રમાણમાં હોય છે, તેઓ જીવનને સાધારણ રીતે આતુરતાથી વળગી રહે છે, અને તંદુરસ્તી તથા શરીર બંધારણની સાધારણ હાલતમાં જીવવાની ઈચ્છા યુકત હોય છે ખરાં; પણ બહુજ દરકાર નથી રાખતા. ગૃહ્ય કે સાંસારિક લાગણીઓની પ્રબળતાને લીધે કુટુંબ કબિલા કે સંબંધીને માટે જીવવું વધારે પ્રસંદ કરે છે. પણ જીવનને માટેજ જીવનની દરકારવાળા ખાસ હોતા નથી. આવા પુરૂષો મોતને શરણ પણ વગર વિલંબે થાય છે.

ન્યૂન—જેઓમાં આ શકિત ન્યૂન હોય છે, તેઓ માત્ર જેમ તેમ જીવન નિભાવ્યે જાયછે. તેઓના જીવનના ઉદ્દેશ ખાસ નિશ્ચિત થયેલા હોતા નથી. પણ માત્ર મુવા વાંકે જીવનારાની સંખ્યામાંજ આવા લોકોની ગણના કરવી જોઇએ. આવા લોકો પોતાની કોઈપણ પ્રબળ મનોવૃત્તિને સંતોષવા પાછળજ પોતાનું જીવન વ્યતિત કરવાનું સમજે છે.

ખીલવણી—આ શકિતની ખીલવણી અર્થે જીંદગીરૂપી અમુલ્ય બક્ષીસ અને તેના અલભ્ય સુખોનો હમેશાં વિચાર કરો. જીવનનાં અગણિત આનંદોની ગણના કરી તેની સંરક્ષાને એક ધર્મની પવિત્ર ફરજ સમજો. તન્દુરસ્તી હમેશાં જાળવી રાખો. માંદા થાઓ ત્યારે પણ દુઃખ, દર્દ અને રોગોની સામા થઇ જીવન ટકાવી રાખવામાં પૂર્ણ પ્રયત્નશીલ થાઓ. રોગ, શોક અને મૃત્યુને પેદા કરનાર કારણોનું હમેશાં નિવારણ કરતા રહો. જીંદગીની ચડતી ઉતરતી દશાના રંગોનો અને

અસ્તોદયનો બહાદુરીથી અને મરદાનગીભરી હિમ્મતથી અનુભવ કરો. પણ દુઃખથી દબાઈ જઇ ડુબી મરવા કે આપઘાત કરવા, કદી પણ તત્પર થાઓ નહિ. જીંદગીના સમયની પ્રત્યેક પળને નિર્દોષ આનંદ અને સુખમય બનાવવામાં સંપૂર્ણ સાધનોનો યથાવત્ ઉપયોગ કરો. દીર્ઘજીવિતની આકાંક્ષા રાખવી એ જીવનનો મુખ્ય હેતુ હોવો જોઇએ, અને આવા જીવનને સુખ અને આરોગ્ય યુકત બનાવવું એ પણ એટલુંજ જરૂરનું છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારે પુરૂષાર્થનું મૂળ આરોગ્ય છે. રોગો, કલ્યાણ અને સુખનો નાશ કરવાવાળા છે. એટલા માટે આરોગ્યતાની ખીલવણી, એ મનુષ્યની મુખ્ય આવશ્યકતા છે. ઇશ્વરે અર્પણ કરેલી શારીરિક માનસિક અને ઇન્દ્રિયશકિતનો યથાવત ઉપયોગ કરી, તેના સંપૂર્ણ આનંદોને ધર્મપૂર્વક ભોગવવા એ જીવનનો મુખ્ય ઉદ્દેશ છે. આટલા માટે આયુષ્યની રક્ષા એ સૌથી પ્રથમ ધર્મ છે. કારણ ઈશ્વરે આપેલી બધી શકિતઓનો યથાવત્ ઉપયોગ ન કરતાં આળસ પ્રમાદ કે પાપકર્મમાં એ શકિતઓનો ઉપયોગ કરવો એ એક પાપ છે. તેનું ફળ આખરે મોત અને અકાળ મૃત્યુથી મળે છે. પ્રાણી માત્ર અને પરમાત્મા પ્રત્યે આપણે આપણું કર્તવ્ય યથાવત્ બજાવી શકીએ એટલા માટે આ મનુષ્યજીવન છે. તેનો દુરૂપયોગ કરવો એ ઇશ્વરીય ઉદ્દેશથી તદન વિરૂધ્ધ છે. ઇશ્વર કોઈનું જીવન લઈ લેવા માંગતો નથી. કોઇ મરી જાય ત્યારે સાધારણ રીતે આપણે લખીએ છીએ કે ભાઈ! શું કરીએ? ઈશ્વરના ઘર આગળ આપણો કાંઈ ઉપાય છે? ઈશ્વરેચ્છા બલિયસિ, પણ એ બધું લખવું વગર સમજનું છે. ઈશ્વર કદી પણ એવું ઇચ્છતો નથી કે વિના કારણ કોઈની જીંદગી લઈ લેતો નથી. તે તો મહા કૃપાળુ છે કે આપણને જીવનનાં સમગ્ર સાધનો પુરાં પાડી, અમુલ્ય જીવન અર્પે છે. પણ જેઓ તેનો યથાવત્ ઉપયોગ નથી કરતા, કુદરત કે ઈશ્વરના નિયમાનુસાર નથી વર્તતા, તેને માટે દુઃખ રોગો અને અકાળ મૃત્યુ આદિ શિક્ષાઓ, કર્માનુરૂપ ફળ માટે અવશ્ય હોવીજ જોઈએ, તેમાં કાંઈ તેનો દોષ કે વાંક નથી. શું આત્મઘાત કે આત્મહત્યાથી કદી પણ કોઇ સુખ મેળવી શકયું છે? કદીજ નહિ. ત્યારે કુદરત અને ઈશ્વરીય કાનુનોને યથાવત સમજી તેના અર્પણ કરેલ અમુલ્ય જીવનનો શા માટે સદ્ઉપયોગ નહિ કરવો.

નિગ્રહ—આ વૃતિ કે શકિતના કાર્યનો નિગ્રહ કરવાની કદી પણ જરૂર પડતી નથી. અતિ સંકટ કે ઘોર આપત્તિને વખતે મરવાનું મન થાય છે ખરૂં; પણ તે આ શકિતની ન્યૂનતા અને ખામીનું પરિણામ છે, જેને સુધારવાની જરૂર છે. મોતનો અતિ ડર, એ પણ બહુ જરૂરનો નથી. બુદ્ધિને સમગ્ર કાર્યોમાં સમજપૂર્વક ઉપયોગમાં લેવી જોઇએ.

# प्राणोपनिषद्.

प्रश्न:—अथ हैनं भार्गवो वैदर्भिः प्रपच्छ ?

१ भगवन् कत्येव देवाः प्रजां विधारयन्ते ?

२ कतर एतत्प्रकाशयन्ते ?

३ कः पुनरेषां वरिष्ठ इति ?

उत्तर:—तस्मै सहोवाच १ आकाशो ह वा एष देवो वायुरग्नि रापः पृथ्वी वाङ्मनश्चक्षुः श्रोत्रं च.

२ ते प्रकाश्यामिवदन्ति वयमेतद्बाणमवष्टभ्य विधारयामि

३ तान्वरिष्ठः प्राण उवाच मा मोहमापद्येथा ऽहमेवैतत्पश्चधात्मानं प्रविभज्यैतद्बाणमवष्टभ्य विधारयामि इति.

तेऽश्रद्दधाना बभुवुः सोऽभिमानादूर्ध्वमुत्क्रमत इव तस्मिन्नुत्क्रामत्यथेतरे सर्वे एवोत्क्रामते तस्मिंश्चप्रतिष्ठमाने सर्वे एव प्रातिष्ठते यद्यथा मधुकरराजानमुत्क्रामन्तं सर्वा एवोत्क्रामन्ते मक्षिका एवमास्मिंश्च प्रतिष्ठमाने सर्वा एव प्रातिष्ठन्त। एवं वाङ्मनश्चक्षुः श्रोत्रं च ते प्रीताः प्राणं स्तुन्वन्ति ॥

एषोऽग्निस्तपाति एष सूर्य एष पर्जन्योमघवानेष वायु रेष पृथिवि<br>
रयिर्देवः सदसच्चामृतं च यत् ॥<br>
अराइव रथानाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् ॥<br>
याते तनूर्वाचि प्रतिष्ठिता या श्रोत्रे या च चक्षुषि<br>
या मनसि संतता शिवां तां कुरुमोत्क्रमीः<br>
प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत् प्रतिष्ठितम् ॥<br>
उर्ध्वः सुप्तेषुजागार ननु तिर्यङ् निपद्यते।<br>
नसुप्तमस्य सुप्तेष्वनुशुश्राव कश्चन ॥

# પ્રાણાવય અથવા શ્વાસપ્રશ્વાસેન્દ્રિય કે ફેફસાં.

## સંરક્ષા અને પ્રાણાયામ.

### Respiration, Its laws, organs, and promotion.

" प्राणस्येदं वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितं "



જીવન ધારણ કરનાર પ્રાણી માત્રનું જીવન પ્રાણ છે. પ્રાણી માત્રનું નામ "પ્રાણી" આપવામાંજ પ્રાણ શબ્દની યથાર્થ સાર્થકતા સમાયેલી છે. જીવનની પહેલી પળથી મૃત્યુની છેલી ઘડી સુધીની એક ક્ષણ પણ પ્રાણ વિના કોઇ પણ દેહધારી સ્થાવર કે જંગમ પદાર્થને ચાલતું નથી. જંગમ પ્રાણીઓની માફકજ વનસ્પતિ-સમુહને પણ પ્રાણની તો તેટલીજ જરૂર છે. વૃક્ષ, વનસ્પતિ અને નાનાં નાનાં છોડવાં, અને ઘાસને પણ પ્રાણની જરૂર પડે છે. તેજ પ્રમાણે પશુ, પક્ષી અને કીટપતંગથી લઇ મનુષ્ય પ્રાણી પર્યન્તના સમગ્ર જીવિત પદાર્થોને, પ્રતિક્ષણ પ્રાણની એક સરખી જરૂર પડે છે. માછલાંઓ પણ ફેફસાંને બદલે તેઓના જીલદ્વારા, પ્રાણને બદલે પાણીનો શ્વાસ લે છે. બાળક જન્મતાવેંતજ સૌથી પ્રથમ કર્મ, વિદ્યુતમય પ્રાણવાયુને શ્વાસદ્વારા અંદર ગ્રહણ કરવાનુંજ કરે છે. તેઓનાં ફેફસાંનો પ્રથમનોજ નવો તાકો, જીવનનું કાર્ય કરવાને પ્રથમ વારજ જન્મ વખતે ઉકેલવામાં કે ખોલવામાં આવે છે. તેનાં હૃદયાગારમાંથી સૌથી પ્રથમ વારજ આજ વખતે રકતની ગતિ જન્મ થતાંની સાથેજ થાયછે. બાકી રહેલાં શરીરસ્થ અન્ય અવયવનું કાર્ય પણ એજ વખતથી નવેસર શરૂ થાય છે. અને આવી રીતે શરૂથયેલ જીવનરૂપી ઘડીનાં, બે મુખ્ય અવયવોની ગતિ યાવત્ જીવન સો વર્ષ સુધી કે તેથી પણ અધિક સમય પર્યન્ત નિરંતર એક રૂપેજ વહ્યા કરે છે. ઘડી, પળ કે રાત્રિદિવસનો વિચાર કર્યા વિના નિરંતર કાર્ય કર્યા કરવુ અને મનુષ્યજીવનને યથાવત ટકાવી રાખવું, પ્રાણથી વિયુક્ત ન થવા દેવું, એ આ પ્રાણશક્તિનું મુખ્ય કાર્ય છે. કેટલાક લોકો આ પ્રાણશક્તિનો પ્રાણાયામદ્વારા યથાર્થ ઉપયોગ કરી જીવિતને દીર્ઘ અને તન્દુરસ્ત બનાવે છે. જો તમે શિયાળામાં ગરમ રહી શરદીથી બચવા માંગતા હો, તો ખુબ પ્રાણાયામ કરો. કારણ તેમ કરવાથી શરીરસ્થ આ પ્રાણવાયુનો યથાવત ઉપયોગ થઈ તમારા શરીરને ગરમ અને હુંફાળું રાખશે. વળી જો તમે ગ્રીષ્મ ઋતુમાં થંડા અને શીતળ રહેવા ચાહતા હો, તો પણ પ્રાણાયામ-લાંબા અને ઉંડા શ્વાસ લેવાનું શરૂ કરો. કારણ તે દ્વારા તમારા શરીરના અસંખ્ય છીદ્રો ખુલ્લા થઈ શરીરસ્થ મળને પ્રસ્વેદના રૂપમાં બહાર કાઢી તમારા શરીરની ગર-

મીને બહાર કાઢશે, તથા મન અને શરીરને શીતળ અને શાન્ત બનાવશે. સ્નાયુ અને મનથી લાંબો વખત કસરત કરવા માંગતા હો, સખ્ત મહેનત લેવાની પણ જો ઇચ્છા હોય, અને શ્રમ કે થાકથી ખિન્ન થવાની ઇચ્છા ન હોય તો પ્રાણાયામરૂપી આ અમુલ્ય રસાયનનું સેવન કરો. કારણ કે સ્વચ્છ અને નિર્મળ પ્રાણવાયુનું સેવન, એ જીંદગીના સમગ્ર અવયવો કરતાં પણ જીવનને વધારે બળ, પુષ્ટિ અને શક્તિ સંપન્ન કરનાર સર્વોત્તમ રસાયન છે. જો તમારે તન્દુરસ્ત, આરોગ્યયુક્ત કે નિરુજ રહેવાની અભિલાષા હોય, તાવ, અપચો, કે ક્ષય આદિ રોગજન્ય દુ:ખથી બચવાની આકાંક્ષા હોય, દીર્ઘજીવિતની ઇચ્છા હોય, તો પ્રાણાયામરૂપી આ દિવ્ય ઔષધીનું નિત્ય સેવન કરો.

શરદી, ગરમી કે શીતાતપના અતિ વેગને, કે શરીરસ્થ મળોને દુર કરવાની કે ક્ષય કરવાની ઇચ્છા હોય, તો પણ પ્રાણાયામરૂપી પ્રાણાગ્નિનું યથાવત્ સેવન કરો. કારણ તે દ્વારા ડાકટર કે વૈદ્યની ફી તેમજ શરીરની શક્તિઓનો બચાવ બહુજ ઉત્તમ રીતે થઇ શકે તેમ છે. ઉપર દર્શાવેલ અનેક પ્રકારના લાભો મેળવવાની આકાંક્ષા હોય, દીર્ઘાયુષ્ય, તન્દુરસ્તી અને શારીરિક તેમજ માનસિક અનેક પ્રકારના સુખો અને સમ્પત્તિઓ વિગેરે વગર પૈસે, વગર દવાએ કે રસાયન દ્રવ્યોનું સેવન કર્યા વગર મેળવવાની જો તીવ્ર અભિલાષા હોય, તો સુજ્ઞબન્ધુઓ! પ્રાણાયામનું સેવન કરો. પ્રાણમય, પ્રાણાગ્નિ કે પ્રાણપ્રદવાયુની હમેશાં વિધી અને પ્રેમપૂર્વક ઉપાસના કરો. આથી કોઇપણ જાતની દવા વગર તમે અનેક રોગો અને દર્દોના દુ:ખમાંથી બચી જશો. કારણ રોગ કે દર્દના કારણોરૂપ શરીરસ્થ મળો, આ પ્રાણાયામ ની યથાવત્ ક્રિયાદ્વારા બહુજ શીઘ્રતા અને સરળતાથી બળીને ભસ્મ થઇ શકે છે. શરીરસ્થ અસંખ્ય છીદ્રો વાટે પ્રત્યેક અંગપ્રત્યંગના વિકારોને દુર કરી, શરીરને નિર્મળ અને દોષરહિત બનાવવામાં આ પ્રાણાયામની બરોબરી કરી શકે એવો એકે સરલ અને શોધક ઉપાય નથી. કુદરતની અંદર પ્રાણાયામના જેવું વાતહર કે વ્યાધીહર એક પણ ઔષધ નથી. "સો દવા અને એક હવા" એ કહેવત તદન સાર્થક અને મહત્વપૂર્ણ છે.

**दह्यन्तेध्मायमानानां धातूनां हि यथा मलाः**
**तथेन्द्रियाणां दहयन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥**

જેવી રીતે અગ્નિની અંદર તપાવવાથી ધાતુઓના મળ દુર થઈ જાય છે, બળી ભસ્મ થઇ જાય છે, તેવી રીતે પ્રાણનો નિગ્રહ કરવાથી, પ્રાણાયામના સેવનથી શરીર અને ઇન્દ્રિયોના મળ બળી ભસ્મ થઇ જાય છે. ઉપરોક્ત વાકયો સ્વલ્પ શબ્દોમાં પ્રાણાયામના સમગ્ર લાભોને યથાવત્ પ્રદર્શિત કરે છે. સુજ્ઞ વાંચકો! તમે જાતે એ પ્રયત્નનો આરંભ કરી અનુભવ કરી જુઓ, અને થોડા વખતમાં તમને તેના સમ્પૂર્ણ લાભો પ્રત્યક્ષ વિદિત થશે. તમારી શારીરિક અવસ્થામાં એકદમ ફેરફાર થતો જણાશે, અને જેમ જેમ તમે આ વિષયનો–પ્રાણાયામનો વધારે અભ્યાસ વધારશો, તેમ તેમ શરીર તથા મન બન્નેને પુષ્ટિ, બળ, મેધા, સ્મૃતિ, આરોગ્ય, શોભા

અને નવીન સુખનો અનુભવ મળશે. શરીરની ત્વચા પરના ચાઠાંઓ પણ, લાંબા વખતના અભ્યાસથી તદ્દન દુર થઈ જશે. વાંચન, લેખન, કે વકતૃત્વશક્તિને તેમજ વ્યાયામશક્તિને પણ ખીલવવાની ઈચ્છા હોય, તો પણ તમે તમારા ફેફસાંઓને પ્રાણાયામદ્વારા પ્રાણનિગ્રહ કરવાની વ્યાયામ જરૂર આપો. કારણ તેમાં અનુપમ અને અગણિત લાભો સમાયેલ છે. જો તમે પરમાત્મા પ્રત્યે તમારા ભક્તિભાવના અતિ પ્રબળ પ્રેમપૂર્ણ અને વિશુધ્ધ તથા શ્રધ્ધાયુક્ત પ્રવાહો વહેતા જોવા ઈચ્છતા હો, તો હમેશાં ઈશ્વરસ્તુતિ, પ્રાર્થના, કે ઉપાસના વખતે આ પ્રાણાયામના અતિ મંગળમય, પાવન અને પવિત્ર તથા વિશુધ્ધ પ્રવાહોનું પણ પ્રેમપૂર્વક પ્રતિદિન સેવન કરો. તમારા ઉપાસના યોગનું તેને એક પવિત્ર કર્તવ્ય બનાવો.

યોગશાસ્ત્રમાં કહ્યુંછે કે—"**योगाङ्गानुष्ठानादशुध्धि क्षये ज्ञान दीप्तिराविवेक ख्यातेः**" અષ્ટાંગયોગના અનુષ્ઠાનથી અશુધ્ધિનો ક્ષય થઇ, જ્ઞાનનો પ્રકાશ થાય છે, અને વિવેકબુદ્ધિ ખીલે છે. આ ખરેખર યથાર્થજ છે. શારીરિક સુખો અને આનંદ પણ પ્રાણાયામની આ ક્રિયામાંજ સંપૂર્ણ રીતે સમાયેલ છે. ટુંકમાં સર્વ પ્રકારની શારીરિક, માનસિક, અધ્યાત્મિક અને નૈતિક સ્થિતિને સુખમય બનાવનાર, પ્રાણાયામની આ વિધિ છે. તેનું યથાવત સેવન કરવું એ પ્રત્યેક મનુષ્યનું, પ્રાણૈષણાયુક્ત પ્રત્યેક વ્યક્તિનું, પરમ કર્તવ્ય છે. ભગવાન્ મનુએ તો, એને બ્રાહ્મણોનું પરમ તપ જણાવેલ છે. જેમકે—

**प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः**
**सावित्री प्राणवैर्युक्ताः परमं तप उच्यते ॥ मनु.**

શરીરસ્થ રક્ત સમુદાયને વિશુધ્ધ પ્રાણાયામદ્વારા પુરા પાડવામાં આવતા તત્વો પકવ ખોરાકદ્વારા પુરા પાડવામાં આવતા તત્વો કરતાં પણ અતિ ઉપયોગના અને પુષ્ટિદાયક છે. આપણે ખોરાક વિના લાંબો વખત જીવી શકીએ ખરા, પણ પ્રાણવિના એક ક્ષણ પણ ચાલી શકે તેમ નથી. ભૂખમરાનું દુઃખ ખરેખર ભયંકર છે ખરૂ; પણ પ્રાણવાયુ વિના ગુંગળાઇને મરવું, એ તેથી પણ અતિ ભયંકર અને દુઃખપ્રદ છે. જેમ વ્યક્તિની પ્રાણગ્રાહકશક્તિ વિશેષ, તેમ તેને પ્રાણવાયુની જરૂર પણ અધિક પ્રમાણમાં રહે છે. આપણે જેમ જેમ વિશેષ કાર્ય કરીએ, તેમ તેમ શ્વાસપ્રશ્વાસ જલદી લેવાની જરુર પડે છે. સર્પ, દેડકાં, મગરમચ્છ અને એવાંજ બીજાં ઠંડા લોહીવાળાં પ્રાણીઓ જેમ વધારે સુસ્ત, તેમ તેને લાંબો વખત શ્વાસ લેવાની જરુર પડે છે, અને તે પણ ઘણોજ ટુંકો. તેજ પ્રમાણે મનુષ્ય જેમ આળસુ, સુસ્ત અને વધારે એદી હોય તેમ તે ટુંકા અને તે પણ લાંબે સમયે શ્વાસ લેતા જણાય છે. પણ તન્દુરસ્ત, ચાલાક, અને કાર્યકુશળ પુરૂષે તો લાંબા પૂર્ણ અને દીર્ઘશ્વાસ લેતાં શીખવાની સમ્પૂર્ણ જરૂર છે.

શરીરની પ્રાણપ્રદ ક્રિયાની પુષ્ટિ માટે પ્રાણવાયુના લાંબા અને સ્વચ્છ ઘુંટણાઓ વારંવાર નિરંતર લેવાની સૌથી પ્રથમ જરુર છે. તેના વિના જીંદગીને પુષ્ટિ આપનાર અન્ય તત્વો કંઈ પણ વિશેષ ફાયદો આપવા શકિતમાન થઈ શકતાં નથી. તેઓ

તો માત્ર લાકડા અને લોઢાની માફક અમુક વસ્તુ બનાવવાનાં સાધન અને સામગ્રી રૂપ છે. જ્યારે તેનો યથાર્થ ઉપયોગ કરી, આવશ્યક કાર્યમાં યોજનાર મુખ્ય, ચાલાક કે કાર્યવાહક નિયન્તા તો આ વિશ્વવ્યાપક પ્રાણવાયુજ છે. શરીરને પુષ્ટિ આપનાર આ પ્રાણપ્રક્રિયાનું કાર્ય ખરેખર એક યજ્ઞ કે અગ્નિ સમાન છે. જેને નિયમપૂર્વક ચલાવી રાખનાર, પુષ્ટ કરનાર અને પ્રદીપ્ત રાખનાર મુખ્ય એજન્ટ તો આ પ્રાણવાયુ છે. વિશ્વની સમ્પૂર્ણ અગ્નિ, વિદ્યુત, સૂર્ય, ચન્દ્ર, નક્ષત્ર આદિના પ્રકાશ અને તેજનું કારણ વિશ્વવ્યાપક પ્રાણવાયુજ છે. તેના વિના એક નાનું સરખું તણખલું પણ બળી શકતું નથી. અગ્નિ પણ પ્રાણવાયુના અભાવમાં પોતાનું કાર્ય એક ક્ષણ પણ ચલાવી શકતો નથી. નાની સરખી બત્તી પણ પ્રાણવાયુ વિના શીઘ્ર અસ્ત પામી જાય છે. વિશ્વનો નિયામક મહાન સૂર્ય પણ પ્રાણવાયુનુંજ એક પ્રકાશિત કરેલું વિદ્યુત્ પુષ્પ છે. વિશ્વવ્યાપક વિદ્યુત્ પણ તેજ પ્રાણવાયુનું એક અતિ સૂક્ષ્મ સ્વરુપ છે. તેના વિના સૂર્ય, અગ્નિ કે વિદ્યુત્રુપી કોઇ પણ અગ્નિ યથાવત્ પ્રવર્તમાન થઈ શકતો નથી, ત્યારે પછી મનુષ્ય શરીરની અંદરની જીવનઆગ પણ પ્રાણવાયુ વિના તો કેવીજ રીતે નભી શકે? પ્રાણવાયુનો પ્રવાહ બંધ કરો, અને જીંદગીની બત્તી–જીવનદોરી ધીમે ધીમે તુટવા લાગશે. કલકત્તાનું બ્લેકહોલ આ બાબતનો સૌથી પ્રબળ પુરાવો છે. પ્રાણવાયુની અંદર તો સમગ્ર વિશ્વના પ્રાણધારી પ્રાણીઓનું જીવન સમાયેલ છે. ઉપરોકત સમ્પૂર્ણ વર્ણનદ્વારા એકજ સિધ્ધાન્ત દ્રઢ કરવાનો ઉદ્દેશ કે છે પ્રાણવાયુ અને પ્રાણાયામ એ પ્રાણૈષણાની અભિલાષાને માટે સૌથી પ્રથમ અગત્યની મુખ્ય વસ્તુ છે. ધન, ધાન્ય, અન્ન, જળ કે સ્ત્રી, પુત્ર, ઘરબાર અને ગાડી, વાડી કે લાડી આદિની જરૂરીયાત કે પ્રવૃત્તિ પ્રાણૈષણાની પાછળજ પ્રવર્તે છે.

શ્વાસપ્રશ્વાસદ્વારા આપણે વિશ્વમાં વ્યાપી રહેલ પ્રાણવાયુ "oxygen" નું પ્રતિક્ષણ ગ્રહણ કરીએ છીએ. ઋગ્વેદના દશમ મંડળમાં એક મન્ત્રમાં કહ્યું છે કે–

" **यदों वात ते हृदये अमृतस्य नीधिर्हितः ततो नो देहि जीवसे** "

હે વાયુ! તારા હૃદયમાં જે અમૃતનો નિધિ છે, તેમાંથી અમને જીવન ધારણ કરવા માટે અમૃતરસ આપ." આ મન્ત્ર પણ એજ દર્શાવે છે કે–વાતાવરણની અન્દર રહેલ અમૃતરૂપ પ્રાણવાયુની આપણા જીવનને પ્રત્યેક પળે જરૂર છે. વાતાવરણની અંદર પ્રાણવાયુનું પ્રમાણ લગભગ સોએ એકવીશ ટકા જેટલું છે. જ્યારે બાકીના ૭૮ ટકામાં નાઇટ્રાજન અને એક ટકામાં કારબોનીકએસીડગેસ અર્થાત પાર્થિવ પદાર્થોના તત્વનો સમાવેશ થાય છે. જે વૃક્ષ અને વનસ્પતિના ઉપયોગને માટે અતિ જરૂરના પદાર્થો છે. વાતાવરણનું ઉપરોકત પ્રમાણ પ્રત્યેક દેશ અને કાળમાં લગભગ એક સરખુંજ સુસ્થિત અને સુસ્થિર છે. પ્રાણવાયુ "વરુણદેવ" મનુષ્ય અને અન્ય પ્રાણીઓ જ્યાં જ્યાં જાય ત્યાં હમેશાં વિદ્યમાન છે. તેના વિના એક પણ સ્થાન ખાલી નથી. સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને અગમ્ય પ્રદેશોમાં પણ તેની ગતિ છે વિશ્વના સમગ્ર ધામોમાં તે વ્યાપક થઇ રહેલ છે.

શ્વાસ પ્રશ્વાસ લેવાની જીવાત્માની સ્વાભાવિક પ્રવૃત્તિ છે અને તે જીવનના જેટલીજ અગત્યતા ધરાવે છે.--કારણ પ્રાણૈષણાની સાથેજ જીજીવિષા--જીવવાની અભિલાષા, અતિ પ્રબળ અને નિકટ સંબંધ ધરાવે છે: "**प्राणपरित्यागे हि सर्व परित्यागः**" પ્રાણનો પરિત્યાગ થયો કે સર્વનો પરિત્યાગ થયો, એ સ્પષ્ટ છે. વેદાન્તદર્શનના પ્રણેતા મહર્ષિ કણાક પોતાના દર્શનશાસ્ત્રમાં જણાવે છે કે—"**प्राणापाननिमेषोन्मेष जीवन्मनोगतीन्द्रियान्तरविकाराः सुखदुःखेच्छाद्वेषप्रयत्नाश्च गुणाः**" અર્થાત્ પ્રાણ, અપાન, નિમેષ, ઉન્મેષ, જીવન, મનોગતિ, ઇન્દ્રિયોનાં અન્તાવકાર, સુખ દુ:ખ-આદિની લાગણી, ઉચ્છા, દ્વેષ અને પ્રયત્ન આદિ જીવાત્માના સ્વાભાવિક ગુણો છે. આમાં પ્રાણાપાનને પણ જીવાત્માના સ્વાભાવિક પ્રવૃત્તિમય ગુણોમાંજ ગણેલ છે, એ ખરેખર યથાર્થ છે. આપણે ભરનિદ્રામાં સુતા હોઇએ ત્યારે પણ પ્રાણાપાન ક્રિયાનું કાર્ય તો યથાવત્ રીતે નિરંતર પ્રવર્તિ રહેલ હોય છે.

જીવાત્મા કે મનની આ સ્વાભાવિક પ્રવૃત્તિને પ્રદર્શિત કરનાર અને સુવ્યવસ્થિત રીતે ચલાવનાર, મસ્તિષ્કની અંદર ખાસ માનસિક અવયવ છે. તેનું યર્થાથ સ્થાન જો કે યદ્યાપિ પર્યન્ત નિશ્ચિત થઈ શકયું નથી. પણ જીજીવિષા કે પ્રાણૈષણાના અવયવની સાથેજ સંબંધ ધરાવનાર નિકટનાં પ્રદેશમાંજ આ અવયવનું સ્થાન હોવું જોઇએ. કારણ પ્રાણૈષણા અને આ પ્રાણેન્દ્રિયોનો પરસ્પર અતિ ગાઢ સંબંધ છે. ઘણે ભાગે જ્ઞાનતન્તુના અષ્ટમ યુગ્મ, જેની શાખાપ્રશાખાઓ ફેફસાંઓ ઉપર ચારે તરફ પ્રસરેલ છે તેનાં મૂળ પ્રદેશમાં આ અવયવનું સ્થાન હોય એવો સંભવ જણાય છે.

પ્રપૂર્ણ–જેઓમાં આ અવયવ કે વૃત્તિ પૂર્ણ પ્રમાણમાં હોય છે તેઓનું ઉર:સ્થાન વિસ્તૃત, પ્રપૂર્ણ-ભરાવાદાર અને ગોળ હોય છે. શ્વાસ પ્રશ્વાસ પણ બહુજ છુટથી પણ ધીમે ધીમે લે છે. દરેક શ્વાસ વખતે–ફેફસાંઓને પ્રપૂર્ણતાથી ભરે છે, અને પ્રત્યેક પ્રશ્વાસ વખતે ખાલી કરે છે. હમેશાં તેઓના હાથ પગ અને શરીરના ભાગો ગરમ હોય છે. તેઓની મુખમુદ્રા રકતવર્ણ કે તામ્રવર્ણ યુકત હોય છે. સ્વભાવે નમ્ર સહનશીલ, દમનશીલ, તિતીક્ષાગુણયુકત, શીતાતપને સહન કરનાર, કાર્યક્ષમ, ઉત્સાહપૂર્ણ અને શારીરિક તેમજ માનસિક શ્રમ કે-વ્યાયામને સમ્પૂર્ણ રીતે સહન કરી શકે તેવા હોય છે, આવા વ્યકિતઓને ક્ષય રોગનો કદી પણ સંભવ હોતો નથી. માત્ર અતિશ્રમ કે વ્યાયામના અતિ વેગનું સેવન કરવું નહિ જોઇએ. આવા પુરૂષો પ્રાણની કે પ્રાણાવયવની પ્રબળતાથી ગમે તેવા રોગોનો પ્રતિકાર કરી શકે છે.

જેઓમાં આ શકિત–સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ સાધારણ રીતે શ્વાસ પ્રશ્વાસ સુખપુર્વક લે છે. શરીરે બહુ નિસ્તેજ કે ફીકા પણ હોતા નથી, તેમ સ્વભાવે પણ બહુ જલદ કે ઉગ્ર તેમ બહુ શાન્ત પણ હોતા નથી. પણ સામ્યાવસ્થાયુકત હોય છે. આવા લોકોને શરદી જલદી અસર કરે છે. તેઓ ઘણે ભાગે ફેફસાંના અગ્ર ભાગથીજ શ્વાસ લે છે અને તેમ કરતાં ઉર:સ્થાનને ખાસ ગતિ મળે એટલા પ્રમાણમાં શ્વાસ પ્રશ્વાસ લેતા નથી. ઉદર પ્રદેશનો ઉપયોગ તો ભાગ્યેજ કરે છે. આવા પુરૂષોએ પ્રાણાયામનો ખાસ પ્રયોગ કરવોજ જોઇએ. કારણ બેદરકાર રહેવાથી અન્ય

કારણો સાથે સંયુકત થઇ આવી સ્થિતિ ક્ષયને જન્મ આપે છે. તેઓની નસો આસમાની રંગી જણાઇ આવે છે, અને માંસના લોચા શિથિલ હોય છે. શારીરિક શ્રમ કે વ્યાયામને વધારે પ્રમાણમાં સહન કરી શકતા નથી. આવા પુરૂષોએ શારીરિક વ્યાયામ અને પ્રાણાયામદ્વારા, બન્ને પ્રકારની કસરત કરી શરીરને કેળવવાની જરૂર છે.

જેઓમાં આ પ્રાણગ્રહણશકિત ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓને ફેફસાંના રોગો જલદીથી લાગુ પડે છે. કફાદિની અધિક પ્રવૃતિ થાય છે. દેખાવમાં ફીક્કા અને નિસ્તેજ જણાય છે, અને હોય છે. શરીરે દુર્બલ નિર્માલ્ય અને અસ્થિ ચર્માવશેષ હોય છે. જલદી થકીત થઈ જાય છે. શારીરિક તથા માનસિક પ્રત્યેક અવયવની શકિત પણ બહુજ દુર્બળ હોય છે.

**ખીલવણી**—આ પ્રાણશકિતની ખીલવણી માટે સૌથી ઉત્તમ અને શ્રેષ્ટ ઉપાય લાંબા ઉંડા અને શીઘ્ર ગતિથી શ્વાસ પ્રશ્વાસ લેવાની પ્રક્રિયા રૂપ "પ્રાણાયામ," છે. એટલા માટે—

૧. પ્રાણાયામનો અભ્યાસ કરો.
૨. દરેક શ્વાસ લેતી વખતે ફેફસાંમાં શ્વાસને પ્રપુર્ણ રીતે ભરો.
૩. દરેક પ્રશ્વાસ વખતે પૂર્ણ રીતે ખાલી કરો.
૪. પ્રત્યેક શ્વાસ પ્રશ્વાસની ક્રિયા વખતે મુખને તદન બંધ રાખો.
૫. નાસિકાના બન્ને છિદ્રો વાટે શ્વાસ લેવાની ટેવ પાડો.
૬. પ્રાણાયામ વખતે હાથની આંગળીઓથી નાસિકા નહિં દબાવો.
૭. પણ માનસિક શકિતઓનો શ્વાસ પ્રશ્વાસના નિગ્રહમાં ઉપયોગ કરો જેથી મનોબળ યથાર્થ રીતે કેળવાશે.
૮. શ્વાસપ્રશ્વાસમાં માત્ર ઉરઃસ્થાનનોજ ઉપયોગ નહિં કરો, પણ ઉદર અને ઉરોદરપટલનો પણ ઉપયોગ કરો. અર્થાત્ ઉદર અને પેડુના વિભાગના સંકોચ વિકાશને પણ પ્રાણાયામમાં મદદગાર બનાવો.
૯. કમર છાતી અને મસ્તિકને એક સીધી લાઇનમાં ટટાર રાખો.
૧૦. તંગ કપડાં ન પહેરતાં ઢીલાં અને સ્વચ્છ વસ્ત્રો પહેરો.
૧૧. સ્વચ્છ અને સ્થીર સુખાસનથી કે વીરાસન લગાવી પ્રાણાયામ વખતે બેસો.
૧૨. શ્વાસને અંદર ભરી અન્દરજ રોકી રાખવા બનતો પ્રયત્ન કરો. અને જ્યારે બહુ જરૂર જણાય ત્યારે ધીરે ધીરે પ્રશ્વાસ દ્વારા મુકત કરો.
૧૩. પ્રશ્વાસ પૂર્ણ બહાર નીકળી ગયા પછી, તેને બહાર યથાશકિત મનોબળથી રોકી રાખો અને જરૂર જણાય અને ન રોકી શકો ત્યારે ધીમે ધીમે ગ્રહણ કરી શ્વાસને અંદર ફેફસાંમાં પ્રપુર્ણ રીતે ભરો.
૧૪. આવી રીતે ફેફસાંને પ્રથમ ખાલી કરી બહાર રોકી, પછી શ્વાસ ભરી અંદર રોકી ત્યાં સ્થિર કરી પ્રશ્વાસ દ્વારા શ્વાસ ખાલી કરવામાં આવે તેને એક પ્રાણાયામ કહે છે.

૧૫. આવો એક પ્રાણાયામ લેતા કેટલો વખત લાગે છે તે બરાબર માર્ક કરો, અને પ્રતિદીનના અભ્યાસથી ક્રમ પૂર્વક એ શકિતને ધીરે ધીરે વધારો-ઉતાવળ કે બહુ હઠ નહિં કરો.

૧૬. હમેશાં સ્વચ્છ નિર્મળ-સુગંધિત અને સુવાસિત એકાન્ત રમ્ય પ્રદેશમાં આવી રીતે બન્ને સન્ધ્યા સમયે પ્રાણાયામનું સેવન કરો.

૧૭. શ્રધ્ધા હોય તો ઉત્તમ વેદમન્ત્રો કે ઉન્નત ધાર્મિક અને નૈતિક ભાવોને અથવા ઇશ્વર સંબંધી ચિન્તનને આ પ્રસગે તમારા મનનું મુખ્ય માનસિક કાર્ય બનાવો અથવા સૃષ્ટિ રચનાનાં અનુપમ કાર્ય અને કૃતિનો વિચાર કરો. ગમે તે એક વિષય ગ્રહણુ કરી, તે પર મનને એકાગ્ર કરવા અથવા એકાગ્રતા પમાડવા પ્રયત્ન કરો.

૧૮. ઘરની અંદર પ્રાણુાયામ કરતા હોતો સ્વચ્છ હવાની આવજા માટે બારી બારણાં તદ્દન ખુલ્લાં રાખો, અથવા અગાસી કે ચોકમાં સ્વચ્છ એકાન્ત સ્થાનમાં પ્રાણુાયામ કરો.

૧૯. હમેશાં ખુલ્લી હવાનું સેવન કરો.

૨૦. સુવાના સ્થાન કે શયનગૃહને પણુ શુદ્ધ વાયુથી પ્રપૂણુ રાખો.

૨૧. જ્યાં જાઓ ત્યાં સુતાં, બેસતાં, ઉઠતાં, ચાલતાં, આ વિષયનો અભ્યાસ વધારી ચિત્તને એકાગ્ર કરવાનું બની શકે તેવું છે. માટે હવા ખાવા જતી વખતે પણુ પ્રાણુાયામનો ઉપયોગ કરો. ( એકલા હો ત્યારે ).

૨૨. અતિ શ્રમ કે થાક ન લાગે અને હદ ઉપરાંત પ્રવૃત્તિ ન થાય એ હમેશાં ધ્યાનમાં રાખો.

૨૩. दह्यन्तेध्यायमानानां धातूनां हि यथा मलाः
तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥

૨૪. છેલ્લું પણુ સૌથી અગત્યનું કાર્ય પાતંજલ યોગદર્શનમાં આપેલ પ્રાણુાયામ વિધીનો અથવા પરમપદ બોધની નામના ગ્રંથમાં આપેલ પ્રાણુાયમની વિધીનો કોઇ યોગ્ય અભ્યાસી અને અનુભવી દ્વારા યથાવત્ અભ્યાસ કરો.

પાતંજલ યોગ દર્શનમાં—પ્રાણુાયામનો વિધી નીચે પ્રમાણે દર્શાવેલ છે. જેને માત્ર સૂત્ર રૂપે અમે અત્રે જરૂર સમજી આપીએ છીએ.

१ तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः

२ सतु बाह्याऽभ्यन्तर स्तम्भवृत्तिर्देशकालसंख्याभिः परिदृष्टः दीर्घ सूक्ष्मः॥ बाह्याभ्यन्तर विक्षेपी चतुर्थः ॥

१ यत्र प्रश्वास पूर्वको गत्यभावः स बाह्यः ।

२ यत्र श्वास पूर्वको गत्यभावः स आभ्यन्तरः ।

३ तृतीयस्तम्भवृत्तिर्यत्रोभयाभावः सकृत्प्रयत्नाद्भवति यथा तप्तन्यस्तमुपले जलं सर्वतः संकोचमापद्यते तथा द्वयोर्युगपद्गत्य भाव इति.

# પ્રાણાવયવ અથવા ફેફસાં.



## બનાવટ અને સ્થાન.

વિશ્વ વ્યાપકપ્રાણનીધિમાંથી આવશ્યકતાનું સાર પ્રાણવાયુનું ગ્રહણ કરવાના સાધનરૂપ આપણા ફેફસાં છે. પ્રાણવાયુ અને પ્રાણાયામની ક્રિયાનું આગળ વર્ણન કરવામાં આવેલ સમગ્ર કાર્ય આ ફેફસાંઓ દ્વારાજ યથાવત થઇ શકે છે. ઉરઃસ્થાનના ઉપરના પ્રદેશમાં–મનુષ્યની નીચલી પ્રથમ પાંસૂલીથી આરંભી ઉરઃસ્થાનનો લગભગ ઘણોખરો ભાગ તેનાથીજ રોકાયેલ છે. આ ફેફસાંઓનાં બે વિભાગ છે. જમણું અને ડાબું. જમણા ફેફસાંના ત્રણ લોચા છે, ત્યારે ડાબાં ફેફસાંનાં બે લોચા છે. અને તેના મધ્ય પ્રદેશના બાહ્ય ભાગથી આપણા હૃદયનો અમુક વિભાગ લપેટાઇ રહેલ છે.

શ્વાસનલીકા, આપણા મુખ અને નાસિકાના ઉપરનાં પ્રદેશ સાથે સંયુકત થઇ બન્ને ફેફસાંમાં વિભકત થાય છે.

શ્વાસનલીકામાં સોજા થવાથી બ્રોન્કાઇટીસ થાય છે. જ્યારે ફેફસાંમાં સોજો થવાથી ક્ષય–અને ન્યુમોનિયા થાય છે. આ શ્વાસનલીકા દ્વારા ફેફસાંની અંદર શ્વાસપ્રશ્વાસની આવજા કે ગતિ થઈ શકે છે. આ શ્વાસનલીકા બન્ને ફેફસાંમાં વિભકત થયા પછી વૃક્ષની ડાળી–ડાંખળાં માફક અસંખ્ય પ્રકારની અત્યન્ત બારીક શાખા પ્રશાખામાં એવી રીતે વિભકત થાય છે કે, તે ખુલ્લી આંખે કદાપી પણ જોઈ શકાતી નથી. એવો અડસટો કાઢવામાં આવેલ છે કે બન્ને ફેફસાંમાં મળી કુલ ૬ અબજ વાયુની થેલીઓથી આપણા ફેફસાં બનેલ છે. (ચિત્ર નંબર ૫૦) ના યથાર્થ અવલોકનથી ફેફસાંની બરાબર સ્થીતિ અને શ્વાસનલીકાની શાખા પ્રશાખાનો તથા શ્વાસનલીકાનો કંઇક ખ્યાલ વાંચક વર્ગને થશે.

રકત થેલીઓ–પણ આવીજ રીતે ફેફસાંઓની થેલીઓની બાજુમાંજ અસંખ્ય શાખાપ્રશાખામાં કેશવાહિનીઓ રૂપે વિભકત થઇ આવી રહેલી છે. ફેફસાંના પાછળના ભાગમાંથી રકતવાહિનીઓ બન્ને ફેફસાંમાં દાખલ થાય છે, અનેપછી શ્વાસ નલીકાની માફકજ અંદર ગયા પછી ઉપર પ્રમાણે વિભકત થાય છે.

ફેફસાંઓનું કાર્ય, બાહ્ય પ્રાણવાયુને અંદર લઇ, શ્વાસનલીકાની પ્રત્યેક થેલીઓમાં યથાવત પ્રાણવાયુ ભરી બાજુમાંજ પરિસ્થિત થયેલ રકત થેલીઓના અતિ ગાઢ સંબંધમાં લાવી સંઘર્ષણદ્વારા નિકટસ્થ રકતને શુધ્ધ સ્વચ્છ અને લાલચોળ બનાવવાનું તથા પોતાની અંદરનો પ્રાણવાયુ અર્પણ કરવાનું છે. છતાં પ્રાણવાયુ અને રકત બન્ને એકત્ર થઇ મળી જતાં નથી. એ તેની રચનાની અદ્દભૂત આશ્ચર્ય-

કારક ખુબી છે. ફેફસાંની બાહ્ય થેલીઓ સૂક્ષ્મ ત્વચાની બનેલી છે, જેનો યથાવત વિસ્તાર કરવામાં આવે તો ફેફસાંનાં પ્રમાણમાં લગભગ ૧૫ થી ૨૦ હજાર ચોરસ ઇંચિ જેટલો ઘેરાવો થવા જાય છે. આ ત્વચાનું એવી રીતે નમ્ર મૃદુ અસ્થિઓદ્વારા બે પ્રકારે ગુંથન કરવામાં આવેલ છે, કે તેના એક વિભાગમાં રકત થેલીઓની અંદરથી રકત વિભાગની શ્વાસ નલીકાઓની અંદરનો પ્રાણવાયુ શ્વાસપ્રશ્વાસદ્વારા નિરંતર અંદર અને બહાર સ્વતંત્રતા પુર્વક આવજા યથાવત્ કરી શકે છે.

કુદરત પોતાના પ્રત્યેક કાર્યમાં—જેમ કરકસર કરે છે તેમ અવકાશમાં પણ કરકસરથી કામ કરે છે, અને ફેફસાંની આવી સંગઠનાથી થોડી જગ્યોમાં-પણ મહાન વિસ્તૃત અને અગત્યનું કાર્ય કરવા પ્રવર્તે છે, આન્તરડાંઓની રચનામાં પણ તેજ પ્રમાણે સ્થાન અને અવકાશની કરકસર કરી નાનીસરખી જગ્યોમાં લગભગ ૩૨ ફૂટ લાંબાં આન્તરડાંનો સમાવેશ કરી અદ્‌ભૂત કાર્ય કરી રહી છે. જો તેમ ન કરત તો મનુષ્યને ૩૨ ફુટ જેટલો લાંબો બનાવવાની પ્રવૃત્તિ કરવી પડત અને તેથી અનેક પ્રકારની અગવડો ઊભી થાત.

જમણી તરફનું ફેફસું ડાબી તરફના ફેફસા કરતાં જરા મોટું છે, અને બન્ને ફેફસાં મળીને હૃદયને લપેટાઇ-વિંટળાઇ રહેલાં છે. હૃદય અને ફેફસાંની પરિસ્થિતિ એકજ ઉરઃસ્થાનમાં આવેલ છે. તે એમ દર્શાવે છે કે બન્ને અવયવોના યથાર્થ કાર્યની લગભગ સરખીજ ઉપયોગીતા છે. છતાં પણ ફેફસાં હૃદયને વિંટાળી રહેલ છે, તેટલે અંશે તેના કાર્યની તેની પરિસ્થિતિના પ્રમાણમાંજ અતિ ઉત્કૃષ્ટ આવશ્યકતા છે.

આ ફેફસાંઓની જાળ લગભગ એક પ્રકારના એવા અત્યન્ત બારીક સંગુંથનથી બનાવવામાં આવેલ છે કે તે દ્વારા હવાની અંદરનો પ્રાણવાયુ અથવા વિદ્યુત પ્રવાહ તો રકત સાથે યથાવત મિશ્ર થઈ શકે છે. પણ અન્ય વાયુઓ કે પદાર્થો તેમાંથી રકત સાથે મળી શકતા નથી. જ્યારે રકતની અંદરનો અપાન વાયુ કારબોનીકએસીડગેસ રકતથી જુદો પડી ફેફસાંની અંદરના વાયુ સાથે મિશ્ર થઈ પ્રશ્વાસદ્વારા બહાર આવી શકે છે. પણ તેની માફક રકત કંઈ આવી શકતું નથી. તેમ રકત અને ફેફસાંનો વાયુ એકદમ સંયુકત પણ થઇ જતો નથી.

શ્વાસનલીકાના આ સમગ્ર સમુહને સંકોચવિકાશાત્મક ગતિ આપવા માટે વળી સ્નાયુના રેષાઓ પણ સર્વત્ર પ્રસરેલ છે. આકૃતિ નં૦ ૫૦ હૃદય અને ફેફસાંનાં પાછળના ભાગનું યથાર્થ ચિત્ર છે જેમાં રકતવાહિનીઓ અને તેઓનો ફેફસાંની અંદર થતો પ્રવેશ તથા ફેફસાંની પરિસ્થિતિ વિગેરે યથાવત દર્શાવે છે.

ફેફસાંઓને થોડી થોડી પળને અંતરે, વારંવાર શ્વાસપ્રશ્વાસ દ્વારા ભરીને ખાલી કરવાની જરૂર પડે છે. જે ક્રિયા ઓછામાં ઓછી એક મીનીટમાં આઠ વાર અને વધારેમાં વધારે ૧૪ વાર સામાન્ય રીતે થઈ શકે છે. જન્મથી આરંભી-મૃત્યુ

પર્યંત આ ફેફસાંઓ જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ આદિ પ્રત્યેક અવસ્થામાં અબાધિત રીતે એક સરખું કાર્ય કર્યે જાય છે. મોટી મોટી મશીનરી અને કારખાનાનાં સખ્ત પોલાદનાં બનેલાં સંચાકામો પણ, વીશ વરસથી વધારે મુદત સુધી પોતાનું કાર્ય યથાવત્ કરી શકતાં નથી. તે મુદત પછી તેવા યંત્રોને પણ બદલવાની જરૂર પડે છે. પણ પરમાત્માની અપાર રચના અને અનહદ બુધ્ધિચાતુર્યની કંઈ સીમાજ નથી, કે જેની મહત્તાથી ઘાસપુસ જેવા પદાર્થથી અને ત્વચા જેવા સુક્ષ્મ પદાર્થથી બનેલા મનુષ્યના ફેફસાં અને માંસના લોચાથી બનેલ હૃદય જેવા પદાર્થ પણ, ૧૦૦ અને તેથી પણ વધારે વર્ષો સુધી એકસરખી રીતે નિરંતર રાતદીન અવિશ્રાન્તપણે કાર્ય કર્યે જાય છે, છતાં તેમાં કોઇ પણ જાતનાં મનુષ્યકૃત રીપેર કામની કે સુધારણાની યત્કિંચિત પણ જરૂર પડતી નથી. આવી સૂક્ષ્મ અને યુકિત પુરઃસરની રચનાથી વિષેશ પ્રબળ પ્રમાણ, ઈશ્વરના અસ્તિત્વને માટે શા માટે શોધવા જવું જોઇએ?

## પ્રાણાયામની પ્રવૃત્તિ અને ફેફસાંઓનું કાર્ય.

**कोऽस्मिन्प्राणमवयत् कोऽपानंव्यानमु।**
**समानमस्मिन्को देवो अधिशिश्राय पुरुषे॥**

પાંસળીયો અને ઉરોદરપટલના સ્નાયુઓના સંકોચવિકાશથી ફેફસાંઓમાં અવકાશ પેદા થાય છે. જે અવકાશ બાહ્ય પ્રાણવાયુના દબાણથી ભરાવા લાગે છે. હવા એક જાતનો પારદર્શક પ્રવાહી—પાણીના કરતા પણ અત્યન્ત બારીક વાતાત્મક પદાર્થ છે, જેને આપણે હાથ કે કોઈ જાતનાં સ્થુલ હથીયારથી પકડી શકીએ તેમ નથી. પણ પોતાનુંજ કુદરતી દબાણ, કે જે દરેક ચોરસ ઇંચે લગભગ પંદર પાંઉન્ડનું છે, તે દબાણથી પ્રત્યેક વસ્તુને તે ચારે તરફથી દબાવે છે, અને તેમ કરતાં જ્યાં અવકાશ મળે કે પોલ હોય ત્યાં પરાણે દાખલ થાય છે. માત્ર આવા દબાણથી દાખલ થવા માટે નાસિકા કે મુખ અથવા શ્વાસનલીકા રૂપ કોઇ દ્વાર હોવાની જરૂર છે.

ઉરોદલપટલ—એ એક જાતનો સ્નાયુનો પડદો છે. જે ઉરઃસ્થાનનાં ફેફસાં અને હૃદયની નીચે તથા ઉદરસ્થ આમાશય, યકૃત પ્લીહા અને આન્ત્રાદિ અવયવોની ઉપર ઉરસ્થાન અને ઉદરની વચમાં વિસ્તૃત ગોળ ઘુમટના આકારમાં આવી રહેલ છે.

ઉરોદરપટલના ઉપરજ આવી રહેલ ફેફસાંનો ભાગ દબાતાં જ્યારે તેમાં અવકાશ પેદા થાય છે ત્યારે મુખ અને નાસિકા પાસેનો વાયુ પોતાના દબાણ દ્વારા શ્વાસ નલીકા વાટે ફેફસાંમાં દાખલ થાય છે, જેને શ્વાસ કહેવામાં આવે છે આ વખતે હવાના દબાણથી પાંસળીઓનો કોઠાવાળો ભાગ પણ ઉંચો ચડે છે, પણ પાછો સ્થિતિસ્થાપકતાને લીધે અન્યક્ષણે દબાણ કરી ફેફસાંને દબાવે છે જેથી તેની અંદરનો વાયુ પાછો પ્રશ્વાસ રૂપે બહાર આવે છે. આવી રીતે કોઠાની અંદરના સ્નાયુઓ ઉરોદરપટલ અને પાંસળીઓ, મળીને ફેફસાંને એક પ્રકારની નિરંતર પ્રવાહયુકત મોજાં જેવી ગતી આપે છે, જે છાતી અને પેટના વિભાગની ગતિ વખતે સ્પષ્ટ

માલુમ પડી આવે છે. ફેફસાંઓની અંદર ભરાયેલ હવામાંથી લગભગ એક પંચમાંઉસ જેટલો ભાગ પ્રશ્વાસ દ્વારા બહાર કાઢવામાં આવે છે, જ્યારે પૂર્ણ ભરવામાં આવેલ ફેફસાંમાં લગભગ એક ૧૦૦ સો ઘન ઇંચ જેટલી હવા હોય છે, તેમાંથી લગભગ વીશ ઘન ઇંચ જેટલી હવા પ્રશ્વાસ દ્વારા બહાર નીકળે છે. બાકી રહેલ હવાનો ઉપયોગ ફેફસામાં બે રીતે થાય છે. એક તો ફેફસાંના કાર્યને ટકાવી રાખવામાં અર્થાત્ એકદમ સંકુચિત થતાં અટકાવવામાં, અને બીજું પ્રાણુવાયુનો અવ્યાહત પ્રવાહ પુરો પાડવામાં. એવી રીતે બન્ને મહાન ઉદ્દેશો એકીજ વખતે સચવાય છે. ફેફસાંની અંદરના પ્રાણુવાયુનું અને રકતવાહિનીઓની થેલીનું પરસ્પર સંઘર્ષણ થવાથી મધ્યવર્તિ ત્વચા એકદમ ઉષ્ણ થઈ જાય છે. અને તેને પરીણામે તેની અંદરનું રકત પણ લાલચોળ થઇ જાય છે. વળી રકતની અંદર લોહતત્વ સમાયેલું હોય છે. જેને પ્રાણુવાયુ સાથે બહુજ નિકટ સંબંધ છે. તે લોહતત્વ પણ પ્રાણુવાયુ સાથે એકદમ ભેટી પડી લાલચોળ થઈ જાય છે. પણ મધ્યવર્તિ ત્વચાની અંદરથી પસાર થઈ ફેફસાંઓની શ્વાસનળીકાઓમાં પોતાની ગતિ કરવા જ્યારે રકત પોતાના સ્થુલ ધર્મને લીધે સમર્થ થતું નથી, ત્યારે પ્રાણુવાયુરૂપ વિદ્યુત્ પોતાના અતિ સૂક્ષ્મ સ્વરૂપને લીધે રકતમાં એકદમ પ્રવેશ કરી રકતને પાતળું, સ્વચ્છ અને લાલચોળ બનાવી, તેની અંદરના દોષો અને મળને એકદમ તપાવી બાષ્પરૂપ બનાવી પ્રશ્વાસદ્વારા પાછા કાઢે છે. જેને આપણે પ્રશ્વાસ કહીએ છીએ. જ્યારે સ્વચ્છ અને શુદ્ધ લાલચોળ થયેલું રકત, વિશુધ્ધ રકતવાહિનીઓ કે ધમનીઓદ્વારા વામ હૃદય તરફ પાછું દોડી જઈ જીવનનિર્વાહ અને શરીરપુષ્ટિનાં મહાન કાર્ય પાછળ પ્રવર્તે છે. આપણા શરીરમાંનું સમ્પૂર્ણ રકત આવી રીતે ક્રમવાર વિષ્ણુપદામૃત–પ્રાણુવાયુ કે પ્રાણુવિદ્યુતનું પાન કરી, આપણા શરીરને હમેશાં બળ, બુધ્ધિ, પોષણ, આયુષ્ય, તેજ અને ઓજ આદિ આપવા માટે નિરંતર અવ્યાહત કાર્ય કરી રહેલ છે. ફેફસાં અને હૃદય, પુષા દેવનું પોષણાત્મક મહાન કાર્ય કરવાના ઉરઃસ્થાનીય બન્ને દેવતા છે. મિત્રાવરૂણ અને અશ્વિનૌ* આદિ દેવોનો યથાવત્ સંગમ આ સ્થળમાંજ થાય છે. ફેફસાની અંદર ગયેલ હવામાંના પ્રાણુવાયુના ૨૧ ટકામાંથી માત્ર લગભગ નવ ટકા પ્રાણુવાયુ પ્રશ્વાસ વખતે બહાર આવે છે; જ્યારે ૧૨ ટકા પ્રાણુવાયુનો રકતશુધ્ધિ અને શરીરસ્થ વૈશ્વાનરાગ્નિને પ્રદિપ્ત કરવામાં ઉપયોગ થાય છે. જ્યારે નાઇટ્રોજનનો બીલકુલ ઉપયોગ થતો જણાતો નથી. એમ પૂર્ણ તપાસને અન્તે સાબીત થયું છે. વળી જ્યાં સુધી રકત આવી રીતે પ્રાણુવાયુથી સંયુકત થઇ વિશુધ્ધ થતું નથી, ત્યાં સુધી તે શરીરસ્થ કોઈ પણ અવયવને પુષ્ટિ કે બળ આદિ આપવા સમર્થ થઇ શકતુંજ નથી. ખોરાકની અંદર, કે રકતની અંદર જો કે ફીબ્રીન, ચુનો જળપ્રદવાયુ, નાઇટ્રોજન, કારબન, વિગેરે તત્વો મિશ્ર થયેલ હોય છે, તો પણ બધા તત્વો સાથે જ્યાં સુધી પ્રાણુવાયુનો યથાવત્ સંયોગ થયેલ હોતો નથી, ત્યાં સુધી એ બધાં નિષ્કાર્ય, નિરર્થક અને સ્તબ્ધાવસ્થામાંજ રહે છે. પણ સર્વને ગતિ, પ્રકાશ,

* મિત્ર Hydrogen  વરૂણ Oxygen  અશ્વિનૌ Electrons

ઉત્સાહ અને બળ આપનાર વૈશ્વાનરાગ્નિરૂપ પ્રાણવાયુ, જ્યારે પોતાના પૂર્ણ પ્રકાશ, વેગ અને ગતિથી આ બધા તત્વોને સાથે લઈ, મેઘમંડળસ્થ વિદ્યુતની માફક જ્યારે સમગ્ર શરીરમાં કાર્ય કરવા અને વર્ષવા લાગે છે, ત્યારે શરીરરૂપી ભૂમિમાં સર્વત્ર લીલાલહેર, આનંદ, બળ, પુષ્ટિ, તુષ્ટિ, આયુષ્ય અને ઉત્સાહ આદિ ભાવો પ્રપૂર્ણપણે પ્રગટી રહે છે. પ્રાણવાયુનો આટલો બધો મહત્વપૂર્ણ પ્રતાપ છે. એટલાજ માટે કહેવામાં આવેલ છે, કે "**प्राणस्येदं वशे सर्वं**" એ તદન યથાર્થ અને સત્યતાપૂર્ણ વાકય છે. અથર્વવેદમાં આ પ્રાણની પ્રશંસાનું એક આખું સૂક્ત છે. પણ વિસ્તારભયથી અમે અત્રે તે આપેલ નથી. વાચકવર્ગને તે સૂક્ત પર વિચાર કરવા અમારી નમ્ર વિનતિ છે.

## હૃદય રૂધિરાભિસરણ અને પ્રાણેન્દ્રિયનો સંબંધ.

મનુષ્યજીવનને, મનુષ્યના શરીરરૂપી રથને, પોષણ આપનાર સમગ્ર તત્વોના આગારરુપ, સમગ્ર તત્વોને વહન કરનાર, હેલકરી, એજન્ટ કે દેશદેશાન્તરમાં વ્યાપાર કરનાર વૈશ્ય તરીકેનું કાર્ય કરનાર મુખ્ય સાધન, આપણું રકત છે. શરીરરૂપી નગરીના સમગ્ર વ્યાપારી બજારોને માલ પુરો પાડનાર એ એક જબરજસ્ત પેઢી છે. તેનાદ્વારા જીવનીય, પુષ્ટિદાયક, રોગનાશક, બલવર્ધક, શોધક, શામક, દીપક. પાચક રોચક અને વિષનાશક તેમજ પ્રાણ અને મેધાવૃતિ કે સ્મૃતિ આપનાર સમગ્ર તત્વોને મનુષ્ય શરીરમાં યથાસ્થાન યથાઆવશ્યકતા પહોંચાડવામાં આવે છે; જ્યારે શરીરસ્થ સમગ્ર દોષયુકત અને હાનીકારક તથા અનુપયોગી પદાર્થોને અનેક છિદ્રો અને માર્ગ દ્વારા બહાર કાઢનાર શરીરરૂપી શહેરની મ્યુનીસીપાલીટીનું કાર્ય પણ કેટલેક અંશે આપણું રૂધિરજ કરે છે.

શરીરમાં રકતનું અસ્તિત્વ એજ જીવન છે. રકતનો અભાવ એજ મૃત્યુ છે. અને એ રકતનું અભિસરણ એ પ્રત્યેક પ્રાણીના જીવન, અને કાર્ય શકિતને માટે સૌથી અગત્યની સ્થિતિ છે, પણ શ્વાસપ્રશ્વાસ પ્રક્રિયા, એ આ રૂધિરાભિસરણને ગતિ આપનાર મુખ્ય સાધન છે. પ્રચલિત રૂધિરાભિસરણની થીયરી કે સિદ્ધાન્ત એવો છે કે હૃદયના સ્નાયુઓના સંકોચ વિકાશથી રૂધિરાભિસરણનું નિયમીત કાર્ય થાય છે. ધમની શીરા અને કેશવાહિનીઓમાં રકતનું અભિસરણ માત્ર હૃદયસ્થ સ્નાયુઓના સંકોચ વિકાશ અને રકતના દબાણથીજ થાય છે, અને એ દ્વારાજ મનુષ્યના આખા શરીરમાં લોહી ફરીને પાછું હૃદય તથા ફેફસાંમાં આવે છે. વળી એમ પણ માનવામાં આવે છે, કે રૂધિરાભિસરણનું આવું મહાન કાર્ય કરતાં પ્રત્યેક રકતનાં મોજાંને લગભગ ૫૦ રતલ જેટલી શકિતથી હૃદય શરીરમાં ધકેલે છે, અને જુદા જુદા વ્યકિતના શરીર પ્રમાણે તે શકિત પણ ન્યુંનાધિક હોય છે. આ પ્રમાણે ગણતાં દરેક મીનીટે ૭૦ પલકારા પ્રમાણે એક મીનીટમાં લગભગ ૩૫૦૦ પાઉન્ડની શકિત જેટલું હૃદય કામ કરે છે, જ્યારે એક કલાકની અંદર ૩૫૦૦×૬૦=૨૧૦૦૦૦ પાઉન્ડની શકિત કાર્ય કરે છે. અને એક આખા દિવસમાં તો લગભગ ૨૧૦૦૦૦×૨૪=૫૦૪૦૦૦૦ પચાસ લાખ પાઉન્ડની શકિત જેટલું કાર્ય કરે છે. પ્રતિ દિવસને રાતમાં ઉપર પ્રમાણે કાર્ય હૃદયના સ્નાયુઓ કરે છે, એમ વર્તમાન ડાકટરોનું માનવું

છે, પણ તે તદન અસંભવિત હોય એમ વિચાર કરતાં માલુંમ પડે છે. હૃદય દરેક મનુષ્યની મુઠીના પ્રમાણનું હોય છે. તેના વળી બે વિભાગ કરવામાં આવેલ છે. જમણું અને ડાબું. આ પ્રત્યેકના વળી ઉપર અને નીચે એવા બબ્બે વિભાગ કરવામાં આવેલ છે, જેને જવનિકા અને કર્ણિકા કહેવામાં આવે છે. આવા નાના સરખાં મુઠી ભર હૃદયના સ્નાયુઓ આટલું બધું મહાન કાર્ય કરી શકે, એ તેનો આકાર અને સ્વરૂપ જોતાં સંભવિત જણાતું નથી. પણ રૂધિરાભિસરણનું કાર્ય તો યથાવત્ તેજ પ્રમાણે ચાલે છે, અને એવી રીતે શરીરના પ્રત્યેક પ્રદેશમાં તેની વર્તમાન ગતિ અનુસાર રૂધિરને ચલાવવા માટે એટલી શકિત જોઇએ છીએ એ વાત પણ કાંઈ ખોટી નથી. ત્યારે એ બધી શકિત આવે છે કયાંથી ? શરીરમાં રૂધિરને આટલી બધી ઝડપથી ચાલવાનું કારણ શું છે. ? એ બાબતનો સત્ય સિધ્ધાન્ત જાણવાની અવશ્ય જરૂર છે. અથર્વવેદના એક સૂકતમાં આજ વિષયનો એક પ્રશ્ન કરવામાં આવેલ છે કે—

**कोऽस्मिन्नापो व्यदधान् विषुवृत : पुरूवृत : सिन्धुसृत्याय जाता :**
**तीव्राऽरुणा लोहिनीस्ताम्रधूम्रा उर्ध्वाऽवाचीः पुरुषे तिरश्चि : ॥**

મનુષ્યના શરીરની અંદર તીવ્ર, અરૂણુ, લોહીની અને તામ્ર ધુમ્ર વર્ણયુકત રસને સમગ્ર શરીરમાં ઉપર નીચે અને આડી અવળી સર્વ હાલતમાં નદીના પ્રવાહની માફક સર્વત્ર કોણ ફેરવે છે? ખરેખર કોઇ આશ્ચર્ય જનક શકિત પ્રાણીમાત્રના શરીરસ્થ રકતને અજાયબ શકિતથી ફેરવે છે એમાં તો સંદેહજ નથી. કારણ તે વગર શરીરમાં રૂધિરાભિસરણ એટલી પ્રબળતાથી ચાલવાનો સંભવજ નથી. જ્યારે કોઇપણ પ્રાણીની ધોરી નસ કપાય છે, અથવા પ્રાણીઓના ગળાં કસાઈ ખાનામાં કાપવામાં આવે છે, ત્યારે નસોની અંદરના રકતનો પ્રવાહ, એકાદ વાર કરતાં પણ વધારે દુર સુધી ચારે તરફ કેટલીક વાર ઊડે છે. એ પરથી જણાય છે કે રકતાભિસરણનો પ્રવાહ બહુજ પ્રબળ વેગથી દોડે છે, એમાંતો શંસય છેજ નહિ. વળી કેશવાહિની જેવા સૂક્ષ્મ અને અનિન્દ્રિય ગોચર પ્રદેશમાં પણ તેની એટલી શીઘ્ર ગતી થવી, તદન અસંભવિતજ છે. આ ઉપરાંત વળી નાડી નસ અને કેશવાહિની જેવા સૂક્ષ્મ અવયવો, ઉપર જણાવેલ હજારો પાઉંડના યાન્ત્રિક દબાણને પણ સહન કરી શકે, એ એકરીતે જોતાં તદન અસંભવિતજ લાગે છે. વળી રૂધિરાભિસરણ આટલા બધા ઉગ્ર વેગથી થવામાં જો હૃદયજ એકલું નીમિત્ત કારણ ન હોય, તો પછી બીજું કયું કારણ હોવું જોઇએ ? આ એક મહાન પ્રશ્ન છે. વૈદ્યો ડાકતરો અને વિચારવંત પુરૂષોએ આ બાબતનો યથાર્થ નિર્ણય કરવો ઘટે છે. ડા. ઓ. એસ. ફાઉલર રૂધિરાભિસરણની પ્રક્રિયાને સમજાવવા માટે એક જુદોજ સિધ્ધાન્ત રજુ કરે છે. અને અમને પણ તે બહુજ સ્વીકારવા યોગ્ય, તથા તર્ક અને યુકિત સંયુકત જણાય છે. તેથી અત્રે તે રજુ કરવાની આવશ્યકતા સમજીએ છીએ. તે કહે છે કે—

"The office of the heart is to regulate, cutoff and admeasure the blood, not to create its propelling power. Such regulation requires no little propulsive force of which the heart has considerable as

is evinced by the size of its muscles and powers of its pulsations, as proved by external observations and in the other ways. Yet its main office is regulatory-not propulsive, its propelling power barely sufficing for such regulation yet little more. Then since the heart does not, pray what does generate that treamendous power necessary to propel the blood through our system ? Breathing. The lungs, not the heart, generates this motive power.

Electricity constistutes this motive power or agent besides being the great generator of the motive powers of the universe, that of the muscles included. The mode of operation of that generation, as applied to the blood is this. All positive electric bodies proportionally repel while all negatives and positives attract each other. This is botha fundamental law of electricity and a generator of illimitable motive powers throughout nature-is self-acting " perpetual motion" personfied, and undoubtedly can and will yet be employed to to generate any required ammount of motive power at little cost, just when and where men require it for use. It furnishes propulsion to the blood thus:

A vast quantity of **oxgen, or electricity, both elementarily the same**, that chief agent and means of life, is introduced into the system by breathing. Indeed it does nothing else. That is, it charges the air cells of the lungs with electricity to their fullest extent.

The iron in the blood attracts about half of this electricity through that thin film which seperates the air-cells from the blood-cells. This charges both cells positively, which generates a powerful self acting propulsive force by the electircity in each repelling that in the other. This electricity, not the muscular contractions of the heart generates that tremendous power necessary to push the blood along through all that inconceivably fine net work of long capillary blood vessels throughout the body, besides stimulating the heart, to push forth whatever muscular efforts it does put forth. And this force unlike dynamic pressure, does not strain or burst the heart, because it works on a different principle that of continual electric antagonism, not of pressure."

Drawing in the breath, keeps crowding electricity into the lungs and holding it there for the instant keeping the "better half of this electricity in the filling air-cells, at the same time that the electrified blood, moves off or rather rushes away from this air-cell electricity, just as fast as it gets charged positively This repulsion being instantaneous when the breath strikes the lungs.

The muscles and nerves now seize this electricity thus brought to their hands, and consume it in carrying on the various operations and functions of the life process, which leaves this blood negative, by the time it gets through these capillaries into the veins Of course this negative state of venous blood now attracts it back to the lungs. That is this very electricity in the air-cells which drives off the arterial blood freighted with life, at that very instant as powerfully draws in this venous or negative blood only to recharge it positively, and send it off again on its life sustaining cercuit, thus killing two birds with this one stone. How much more rational and obvious is the theory than that the heart furnishes all this force?

Proofs of this theory, however plausible, are demanded and furnished in any required amount, and as patent as the unclouded noonday sun."

ડા. ફાઉલરનાં ઉપરોકત સર્વ વિવેચનનો ભાવાર્થ એ છે કે, "સ્નાયુ સમુદાયથી બનેલ આપણા હૃદયનું કાર્ય માત્ર રકતના પ્રવાહને નિયમિત પ્રમાણમાં વહેતું કરવા પુરતુંજ છે. રૂધિરાભિસરણની ક્રિયાને ગતિ આપવાનું મહાન કાર્ય કરવા તે શકિતમાન થઈ શકે એવો સંભવજ નથી. પણ રૂધિરાભિસરણને પ્રવર્તાવનાર આપણા શ્વાસોશ્વાસ કે તે દ્વારા લેવામાં આવતો પ્રાણવાયુ છે. પ્રાણવાયુ એક પ્રકારની પ્રાણવિદ્યૂતજ છે. તેનો પ્રવેશ જ્યારે ફેફસામાં થાય છે, ત્યારે ફેફસાંની અન્દરની કેશવાહિનીઓની અંદરનું રકત પ્રાણવિદ્યુત્‌થી ચાર્જ કરવામાં આવે છે. અને તે પ્રમાણે રકતના કણો પ્રાણવાયુથી ચાર્જ થયા પછી પોઝીટીવ થવાથી એક બીજાથી વિરૂધાકર્ષણના વિદ્યુત્‌ના સ્વભાવ પ્રમાણે ફેફસાંની અન્દરનાં પ્રાણવાયુથી દુર નાસવા લાગે છે. જેથી તેમને સમગ્ર શરીરમાં ફરવાની ગતિ મળે છે. નાડી, નસો અને હૃદયની બનાવટ આ ક્રિયામાં કેટલીક મદદ કરે છે, અને રૂધિર તે પ્રમાણે સમગ્ર શરીરમાં ફરી ફરી પ્રત્યેક અવયવને પોતાની અંદરની પ્રાણ અને પોષક વિદ્યૂત અર્પે નેગેટીવ વિદ્યૂતવાળું થઇ જવાથી ફેફસાંની અંદરની નવી પ્રાણવિદ્યૂતથી આકર્ષાઇ, પુનઃ ફેફસાં તરફ પ્રાણવિદ્યુતથી ચાર્જ થવા માટે દોડે છે. આમ આ ક્રિયા નિરંતર બહુજ સહેલાઇથી ચાલી રહી છે. કેવી સુંદર તથા આશ્ચર્યજનક રચના અને યુકિત છે?

હૃદય અને ફેફસાંનું સંયુકત કાર્ય અને શ્વાસપ્રશ્વાસની ગતિ સંબંધી ઉપરોકત સર્વ વિવેચન એ સ્પષ્ટ દર્શાવે છે કે શ્વાસપ્રશ્વાસની ગતિને વધારવાથી જીવન શકિતને પણ વધારી શકાય છે. અને જીંદગીના આનંદ મેળવી શકાય છે. છતાં પણ કેટલાક લોકો એટલા નિર્બળ રીતે અને અપૂર્ણ શ્વાસ લે છે કે જેથી તેઓના ઉરઃસ્થાનનુ ચલન વલન પણ યથાર્થ રીતે જોવામાં આવતું નથી અને વિશેષમાં તેમના ઉદરની ગતિતો તદન અવગત થઇ શકિતજ નથી. આવા લોકો લાંબા શ્વાસ લેવામાં તદન આળસુ જણાય છે. જાણે કેમ કરકસર કરતા હોય નહિ ! પણ ભલા મનુષ્યો ! કુદરતે જ્યારે આપણને પ્રાણવાયુનું છુટથી પ્રદાન કરેલ છે, અને તે સર્વત્ર મળી શકે છે, તો પછી તેવો લાભ શા માટે જતો કરવો જોઇએ? દરેક વ્યકિત યથાયોગ્ય શ્વાસપ્રશ્વાસ દ્વારા પોતાનું જીવન બહુજ શીઘ્રતયા વધારી શકે તેવા બધા સંભવો છે. તો શા માટે તેનો ઉપયોગ નહિં કરતા હોય?



# ક્ષુધા અથવા બુભુક્ષા.

**Appetite or Alimentiveness.**

ભોજ્ય પદાર્થો, ભોજનવૃત્તિ અને પાચન ક્રિયા તથા ભોજ્ય પદાર્થોનો ઉપયોગ અને નિયમ વિગેરે.

शय्या वस्त्रं चन्दनं चारु हास्यं
वीणा वाणी सुन्दरी या च नारी।
न रोचन्ते क्षुत्पिपासातुराणां
सर्वारम्भास्तण्डुलप्रस्थमूलाः ॥

* * *

नास्ति क्षुधा समं दुःखं नास्ति रोगः क्षुधासमः
नास्त्याहार समं सौख्यं नास्ति भोगः क्षुधासमः॥



**બુભુક્ષા અથવા ક્ષુધાવૃત્તિ**–શરીરમાં પ્રત્યેક પાર્થિવ અવયવોરૂપ અંગ કે અવયવ વિભાગની જેમ આવશ્યકતા છે તેજ પ્રમાણે મનુષ્યજીવનને ટકાવી રાખવા માટે પાર્થિવ પદાર્થોના પોષણની પણ અમુક અંશે જરૂર છે. જીવન ધારણ કરનાર જીવાત્મા કોઈ પણ પ્રકારનું જીવનકાર્ય કરે તે પહેલાં કાર્ય કરવા માટે અમુક અમુક પ્રકારના અવયવો હોવાની શરીરસ્થ દેહીને સૌથી પ્રથમ જરૂર પડે છે. અને તેવા અવયવોની સાથેજ તેને પોષણ આપી રૂષ્ટ પુષ્ટ બનાવનાર પાર્થિવ પદાર્થોરૂપ પૌષ્ટિક દ્રવ્યોની પણ પ્રથક્ જરૂર પડે છે. તેવા દ્રવ્યોને યથા આવશ્યકતા પુરાં પાડવાં એ કુદરતનું સૌથી પ્રથમ જરૂરનું અને અતિ ઉપયોગનું કર્તવ્ય છે. આવા પદાર્થોને આપણે ભોજ્ય પદાર્થો તરીકે સર્વત્ર ઓળખીએ છીએ, જેની જરૂર પ્રાણીમાત્રને એકસરખી રીતે પડે છે "**अन्नं हि प्राणानां प्राणाः**" અન્ન છે તે પ્રાણીમાત્રના પ્રાણ છે. પ્રત્યેક પદાર્થમાં યોગ્યતા એ સૌથી પ્રથમ જરૂરનો વિષય છે. જીવનના ઉપયોગ માટે ગમે તે પદાર્થ ગમે તેવી રીતે ઉપયોગમાં લઈ શકાતો નથી, પણ જે પદાર્થોમાંથી અસ્થિ–માંસ–મેદ-રક્ત–મજ્જા–સ્નાયુ ત્વચા અને રોમ, નખ આદિ શારીરિક અવયવોને પુષ્ટિ અને સવૃધ્ધિ આપનાર તત્વો મળી શકે તેવું હોય, તેવો ખોરાક પ્રત્યેક પ્રાણીને હમેશાં ઉપયોગી થઇ પડેછે. આવા પૌષ્ટિક અને પ્રાણપ્રદ પદાર્થો કયાંથી પ્રાપ્ત થઇ શકે? કુદરતમાં કંઇ ખાસ એવા પદાર્થોનો

મનુષ્ય કે પ્રાણીવર્ગ માટે ચોકસ ભંડાર ભરી રાખવામાં આવતો હશે કે જ્યાં તે જલદી શોધવાથી ગમે તે વખતે માંગવા પ્રમાણે મળી શકે? હા! સંપૂર્ણ વિશ્વ એક ખાદ્યપદાર્થોના મહાન ભોજનાલય રૂપજ છે, જેમાંથી અમુક અમુક પદાર્થો પસંદ કરી જીવન નિર્વાહાર્થ અને અનેક અવયવોને પુષ્ટિ આપવા માટે પ્રત્યેક દેહીની સન્મુખ જરૂરીયાત પ્રમાણે રજુ કરવાની જરૂર પડે છે, કે જેથી તે પોતાના યથાવત્ કાર્યો કરવાનું શરૂ કરે તે પહેલાં પ્રથમ પોતાના અવયવો યથાવત્ પુષ્ટ અને કાર્યક્ષમ બનાવી શકે. માબાપોની કુદરતી શકિત માત્ર જીવન શરૂ કરવાના અને ટકાવી રાખવાના સામાન્ય સાધનો અર્પે છે. કુદરત દ્વારા ધીમે ધીમે વૃધ્ધિ અને પુષ્ટિ પામી, મનુષ્ય કે પ્રાણી માત્રના બચ્ચાંઓ પૂર્ણ યૌવનને પ્રાપ્ત થાય ત્યાં સુધી અજબ પ્રકારની સંવૃધ્ધિ અને પોષણ પામી યોગ્ય રૂપમાં પોતાના શરીરના પ્રત્યેક અવયવ કે અંગ વિભાગની સંવૃધ્ધિ કર્યે જાય છે. બાળકો કે બાલ્યાવસ્થાની અદરનું જંગમ જગત, એવી સંવૃધ્ધિ પામતું અવયવ વિભાગવાળું એક પ્રકારનું આશ્ચર્યમય રચનાત્મક જગત્ છે, જેનાં અંગ પ્રત્યંગની અતિ સૂક્ષ્મ અને બુધ્ધિ-ચાતૂર્યયુકત મહાવિચિત્ર રચના કે કળા કૌશલ્ય સાથે, મનુષ્યનું કોઈપણ કાર્ય કે કૃતિ કદી પણ મુકાબલો કરી શકવા શકિતમાન થઈ શકે તેમ છેજ નહિ. દેહધારી પ્રાણીઓના શરીરની રચના એક એકથી એક ચડે તેવી વિસ્મયકારક છે. છતાં મનુષ્ય શરીરની રચના તો કુદરતની સર્વોત્તમ કૃતિનો આબેહુબ નમુનોજ છે. સૃષ્ટિની સર્વોત્કૃષ્ટ કૃતિ કે રચના તેજ છે. ઇશ્વરી બનાવટમાં મનુષ્ય એતો તેનો ખરેખર "Master piece" છે.

પ્રત્યગાત્મજીવન—કે જેના પરિણામે પ્રત્યેક જીવ પોતાની ઇચ્છાનુસાર ચલનવલન અને સંકલ્પ આદિ અનેક કાર્યો કરવા જાતે શકિતમાન થાય છે, તેના સિદ્ધાન્ત પ્રમાણે અમુક સમય પછી મનુષ્ય પોતાના માતા પિતાના દૈહિક સંબંધથી જીવનની શરૂઆતમાંજ લગભગ જુદો પડે છે, અને તેને પોતાને દેહાદિની પુષ્ટિ અર્થે પાર્થિવ પદાર્થની જરૂર પડે છે. બાલ્યાવસ્થામાં બાળકોને કેવા પ્રકારના પદાર્થો આપવા અને કયા કયા પદાર્થોનો ખોરાક તરીકે ઉપયોગ કરવો, એ અવસ્થાને માટે શું જરૂરનું છે, એ સંબંધી વિગતવાર વર્ણન તદ્દતદ્દ વિષયક ગ્રન્થોમાં સવિસ્તર આપવામાં આવેલ છે જેથી તેનું વિવેચન અત્રે કરવાની જરૂર નથી પણ આપણા વિષય સાથે સંબંધ ધરાવનાર મુખ્ય મુદ્દાનુંજ આપણે વિવેચન કરવાનું આવશ્યક હોવાથી એટલું તો જણાવવાની અત્રે જરૂરજ છે કે કુદરતે પ્રથમથીજ આપણે માટે તૈયાર કરી રાખેલ ભોજ્ય કે લેહ્ય પદાર્થોની આ અવસ્થામાં પ્રત્યેક પ્રાણીને જરૂર પડે છે, પશુ–પક્ષિ માછલાં, અને જીવજંતુ તેમજ મનુષ્યનાં સંબંધમાં પણ આ નિયમ એકસરખો લાગુ પડે છે.

અનેક પ્રકારના, જુદાં જુદાં પ્રાર્થિવ વાતાત્મક દશાનાં તત્વોનાં સમ્મેલનથી પ્રાર્થિવ પદાર્થો અને ખડકો વિગેરે બનેલા છે. જ્યારે આ સંયુકત પદાર્થો વાતાવરણ અને સૂર્યના કિરણ તથા વરસાદ આદિના અનેક બાહ્ય કારણોના ફેરફાર અને અસરોથી, સૂક્ષ્મ રજની હાલતમાં આવી અનેક વર્ષે ધીમે ધીમે જમીનમાં ખાતરરુપ

થાય છે, અને અસંખ્ય પ્રકારના વૃક્ષ ઝાડ–પાન અને શાકભાજી વિગેરે વનસ્પતિને પોષણ આપનાર મુખ્ય વસ્તુરુપ નિવડે છે. સમ્પૂર્ણ ઉદ્ભિજ પદાર્થો કે સ્થાવર વનસ્પતિઓ, આવા ખાતરથી કે ખોરાકથી પુષ્ટ થઈ પોત પોતાના ગુણકર્માનુસાર પોતાના સ્થુલ દેહની રચના સંવૃધ્ધિ અને સંસ્થિતિને પ્રાપ્ત કરે છે. અર્થાત્ પ્રાર્થિવ પદાર્થોની બીજી અવસ્થા તે આ વનસ્પતિની દશા છે. જ્યારે સમગ્ર જંગમ પ્રાણીઓ કિટ--પતંગ પશુ--પક્ષી વિગેરે આ વાનસ્પતિક પદાર્થોપર પોતાનો નિર્વાહ કરી રહેલ છે. કીટ પતંગ વિગેરે ઝાડના પાન ફળ ફૂલ ખાઈ જીવન નિર્વાહ કરે છે, જ્યારે પક્ષિઓ, અને જન્તુઓ ફૂલ ફળ ખાઇ પોતાની ક્ષુધા નિવૃત્ત કરી જીવનનિર્વાહ કરે છે.

મનુષ્યો અને અન્ય પશુવર્ગનો મોટો ભાગ પણ આવીજ રીતે ઉદ્ભિજ પદાર્થો પરજ પોતાના પોષણ, બળ, અને ભોજ્ય આદિ સામગ્રીનો મોટે ભાગે આધાર રાખે છે. જો કે અનેક જાતના અન્ન, ફળ, ફૂલાદિ પદાર્થો આમાંનો મુખ્ય ભાગ ભજવે છે. ટુંકમાં જણાવવાનું કે દેહ ધારી સમ્પૂર્ણ સ્થાવર તેમજ જંગમ પ્રાણીઓ અને પદાર્થો પોતાનાં શરીરનાં પ્રત્યેક અંગ પ્રત્યંગની સંવૃધ્ધિ કે પૃષ્ટિ કોઇને કોઇ પ્રકારના ખોરાક કે ભોજ્ય પદાર્થોથી હમેશાં કરે છે જ્યારે સમગ્ર કુદરતની રચનાના સ્થૂલ કે જડ પદાર્થો જંગમ પ્રાણીમાત્રનાં ભોગ્ય પદાર્થોનું એક વિશ્વવ્યાપક સંગ્રહ સ્થાન છે, જેમાંથી સૌ પોતપોતાની યોગ્યતાનુસાર પોતપોતાનો ખોરાક શોધી લેવા પ્રતિક્ષણ પ્રયત્નશીલ થઇ રહેલ છે. આ પ્રવૃત્તિને આપણે જીવનાર્થ કલહ “Stuggle for iife and existence.” એવું નામ આપીએ છીએ.

પ્રત્યેક પ્રાણીના અવયવોની પુષ્ટિ સંવૃધ્ધિ અને સંરક્ષા પણ, તેની બનાવટ જેટલીજ અવશ્યકતા ધરાવે છે. પ્રત્યેક હથીયાર સાધન કે અવયવનો ઉપયોગ કરવાથી પ્રતિક્ષણ કંઇક તત્ત્વોનો ક્ષય થાયજ છે. જંગમ પ્રાણીઓ શરીરની કે મનની ક્રિયા કરતી વખતે પોતાના અવયવોનોજ ઉપયોગ કરે છે. અને તે પ્રમાણે તેવો ઉપયોગ નિરંતર ચાલ્યાજ કરે અને તેમાંથી કંઇ પણ તત્વો ક્ષય ન પામતાં હોય તો તો તેને માટે બાહ્ય પદાર્થોની કે સંવૃદ્ધિ આત્મક ઉપાયો યોજવાની કોઇને જરૂરજ ન રહેત. પણ પ્રત્યેક અવયવના ઉપયોગ વખતે પ્રતિક્ષણ તેમાંથી અમુક પરમાણુંઓ કે દ્રવ્યનો વ્યય થાય છે કે જેને પરિપુરીત કરવા માટે નવા પૌષ્ટિક અને સંવૃધ્ધિકારક તત્વો આપવાની જરૂર પડે છે. ખોરાક એ આવી રીતે પ્રતિદિવસના અવયવોના ઉપયોગદ્વારા થતા ક્ષયને કે વ્યયને પુરૂં પાડવાનું એક અતિ અગત્યનું સાધન છે. તેના દ્વારા અવયવોને પોતાની સંવૃદ્ધિ માટે જોઇતા તત્વો પુરા પાડી શકાય છે. અને પ્રતિદિન પુષ્ટ બનાવી શકાય છે. આવા ખોરાકની શ્વાસપ્રશ્વાસની માફકજ જીવનની શરુઆતથી તે છેક મૃત્યુની છેલ્લી ઘડી સુધી, એક યા અનેક રુપમાં આપણને જરુર પડે છે.

કુદરતની અંદરના પાર્થિવ પદાર્થોને ગ્રહણ કરી અનેક રુપમાં પ્રર્વતમાન થતી વનસ્પતિ અને શાકભાજી તથા અન્નાદિ પદાર્થો અનેક ફળ ફૂલ વિગેરે પાર્થિવ વસ્તુઓ આપણી પ્રતિદિનની આવશ્યકતાને માટે જોઇતા શારીરિક પુષ્ટિ-

કારક તત્વો સમ્પૂર્ણ પ્રમાણુમાં પુરા પાડે છે. જેમાં સૂર્યની ઉષ્ણુતા, વાયુ, જળ અને તેજ આદિ પાર્થિવ સૂક્ષ્મ દ્રવ્યો પણ અનેક રીતે સહાય આપે છે. મનુષ્ય તેમજ પ્રાણી વર્ગના સમ્પૂર્ણ ભોજય પદાર્થોની અત્રે પરિસીમા છે. ભૂમિ, જળ, તેજ, વાયુ, અને આકાશ એ પાંચ મહાભૂતમાં સમગ્ર ભોજય પદાર્થોનો સમાવેશ થઈ જાય છે.

ક્ષુધાવૃત્તિ એ આવી રીતની પ્રતિદિનની જરૂરીયાતને પુરૂ પાડનાર એક મનની સ્વાભાવિક ઈચ્છાવૃત્તિ છે. જે દ્વારા મનુષ્ય પોતાના અવયવને માટે જરૂરી પદાર્થોની હમેશાં તપાસ રાખી યોગ્ય પદાર્થો મેળવવા પ્રેરાય છે.

જ્યારે તે વૃત્તિનું કાર્ય યથાવત બજાવવા માટે અને પોતાની ઈચ્છા પ્રદર્શિત કરી આવશ્યકતાનુસાર કાર્ય કરવા માટે મનુષ્યના મસ્તિષ્કમાં તેમજ પ્રાણી માત્રમાં પણ આ વૃત્તિનું ખાસ અવયવ, કુદરતે પોતાની મહાન કૃપાદ્વારા નિયત કરેલું છે.

ખાદ્યાભિરૂચિ કે ક્ષુધાવૃત્તિ એ આ અવયવનું નામ છે. અન્તર્ગત મન કે આત્મા અથવા મનુષ્યની એ સ્વાભાવિક પ્રવૃત્તિ છે. તેને પ્રદર્શિત કરનાર આ અવયવ છે. તેની નીચે કાર્ય કરતા, શરીરના અનેક અંગપ્રત્યંગો, ભૃત્યવર્ગની માફક પ્રવર્તિ રહ્યા છે, અને ખોરાક ખાવાની, પચાવવાની, ચાવવાની તેમજ તેને પરિણુત દશામાં લાવી શરીરના ઉપયોગ માટે તૈયાર બનાવવાની, અને ખોરાકને પ્રસંદ કરવા વિગેરેની મહાન પ્રવૃત્તિઓ, આ એકજ અવયવના અધિકારમાં સોંપવામાં આવેલ છે. પચનેન્દ્રિયોના સમગ્ર અવયવોનું કાર્ય આ શકિત કે વૃત્તિને આધીન રહી પ્રવર્તે છે. તર્કશકિત, તુલનાશકિત, સંગીતશકિત, કે મનુષ્યના મસ્તિષ્કના અન્ય અવયવોને શરીરની પુષ્ટિ કે પોષણ અથવા જરૂરીઆત પુરી પાડવા સંબંધી કલ્પના કરવાને વખત નથી, કે તેવું કાર્ય કરવા તેઓ કદાપી સમર્થ થઈ શકતીજ નથી, પણ એ સંબંધી સમ્પૂર્ણ કાર્યો મનુષ્યની આ શકિત કે વૃત્તિનેજ કુદરત દ્વારા સોંપવામાં આવેલ છે. આ વૃત્તિનું કાર્ય એટલું પ્રબળ અને આવશ્યકતા ધરાવનાર છે કે પોતાની જરુરીયાત પુરી પાડવાના પોકારમાં, તે મગજની અન્ય સર્વ પ્રવૃત્તિઓને સહાયક બનાવે છે; છતાં પણ પોતાની ધારણા પુરી ન પડે તો મનુષ્યના સમગ્ર માનસિક વ્યાપારોને સ્તબ્ધ કરી પોતાની બુમ સાંભળવા માટે સર્વને તદન મૂઢ અને નિસ્તેજ બનાવી મુકે છે. ક્ષુધાની આ પ્રબળ વૃત્તિ, ભોજ્યપદાર્થો, ભોજનસમય, ભોજનવિધિ, ભોજનના વિવધ પ્રકાર અને ભોજનશકિત તથા ભોજ્યપદાર્થોના સમુદાય અને માત્રાદિનો યથાવત નિર્ણય પોતાની મેળેજ કરી લેવા પ્રવર્તે છે.



# પ્રકરણ ૨ જું.

## નં. ૨. ક્ષુધા—બુભુક્ષા અથવા ખાદ્યાભિરૂચિ.

### ભોકતા.

### Appetite or Alimentiveness.



### વ્યાખ્યા, સ્થાન, શોધ, ઉપયોગ અને વિવેચન આદિ.

ક્ષુધાવૃત્તિ, ખાદ્યાભિરૂચિ, સુસ્વાદ, ક્ષુધાતુરતા, અન્નાભિલાષ, ભોજનાભિરૂચિ, ચનશક્તિ, જઠરાગ્નિની પ્રદિપ્તિ આદિ ક્ષુધાપરક સમગ્ર ભાવોનું આ વૃત્તિથી ગ્રહણ ૨વામાં આવે છે.

ચાટણવૃત્તિ અને અજીર્ણ—એ આ વૃત્તિના અતિયોગ અને મિથ્યાયોગનુંજ રિણામ છે.

**સ્વાભાવિક ભાષા**—આ વૃત્તિની સ્વાભાવિક ભાષાનું લક્ષણ એ છે કે, ખાવા ખતે મનુષ્યના મસ્તકનો આ ક્ષુધાવૃત્તિના સ્થાનવાળો વિભાગ, ખાદ્યપદાર્થ તરફ મ બને તેમ નજદીક નમવા પ્રયત્ન કરે છે, અને તેમ કરતાં સમગ્ર મસ્તક ખોરાક ૨ફ નમે છે. દૃષ્ટાન્ત તરીકે ભુખ્યા કુતરા, ક્ષુધાતુર બાળકો, બિલાડીઓ અને દુધ- કના દડીયા ઉડાવતા ખાઉધરોનાં મસ્તિષ્કની ભોજન સમયની પ્રવૃત્તિ અને સ્થિતિ ા બાબતનો પ્રત્યક્ષ પુરાવો છે.

**સ્થાન**—આ ક્ષુધાશક્તિ કે વૃત્તિના અવયવનું સ્થાન મસ્તિષ્કના તળીયા પાસે હ્મરન્ધ્રની પાસે, કાનના બરાબર અગ્ર પ્રદેશની સામેજ, પણ અન્દરના ભાગમાં બન્ને ૨ફ આવેલ છે. હિન્દુસ્થાનના સમગ્ર ચોબાઓની અન્દર આ શક્તિની બહુજ પ્રબ- તા હોય છે. જુઓ આ. નં. ૫૧ નંબર ૨.

ખાદ્યાભિરુચિની આવશ્યકતા, શરીરની અન્દર જોઈતા પદાર્થો કે ખોરાકની ાવશ્યકતા સમાનજ છે. જીંદગીના યથાર્થ નિર્વાહાર્થે આ વૃત્તિની જરુર પણ જીજી- ષા જેટલીજ છે. "**सर्वारंभास्तण्डुलप्रस्थमूलाः**" એમ જે કહેવામાં આવ્યું છે તે ારેખર યથાર્થ છે.—"**बुभुक्षितैर्व्याकरणं न भुज्यते पिपासितैःकाव्यरसो न पीयते**" ામ જે સાહિત્યના ગ્રન્થોમાં કહેવામાં આવેલ છે, તે ખરેખર યથાર્થ છે.

ક્ષુધા, એ મનુષ્યની સૌથી પ્રબળવૃત્તિ છે. "**क्षुधासमानास्ति शरीरशोषणा**" ધા સમાન શરીરનું શોષણ કરનાર એક પણ વૃત્તિ નથી. તેની અસર તો એકદમ

પ્રત્યક્ષ થાય છે. જરા પણ વાર લાગતીજ નથી. ત્યારે ક્ષુધા એ શું પદાથ હશે ? ક્ષુધા એટલે શુ ? એ કોઇ સમજાવશે ખરા ? હા, મહાશય. આ ક્ષુધાના સ્વરૂપને યથાવત્ સમજવાની બહુજ જરૂર છે. કારણ તેને યથાર્થ નહિ સમજવાના પરિણામે મનુષ્યસમાજમાં અનેક પ્રકારના રોગ, શોક અને શારીરિક તેમજ માનસિક દુઃખોને જન્મ મળેલ છે.

મનુષ્યની હોજરીની અન્દરના પ્રદેશમાં એક જાતને પાચક રસ (Gastric Juice) પેદા થાય છે. જે રસ હોજરીની અન્દર ગયેલા પદાર્થ સાથે મળીને હમેશાં આમાયશયગત આહારરસને અર્ધ પકવાવસ્થામાં લાવે છે. જ્યાં સુધી હોજરીમાં કોઇ પણ પદાર્થ રસાત્મક હાલતમાં હોતો નથી ત્યાં સુધી તે પાચક રસ હોજરીની નાની નાની થેલીઓમાં એકત્ર થઈ, ખોરાક પર વર્ષવા માટે તૈયાર થઇ રહે છે. જ્યારે શરીરની અંદર ખોરાકની જરૂર જણાય છે ત્યારે ક્ષુધાવૃત્તિનાં અવયવમાંથી જ્ઞાનતન્તુઓના પ્રવાહને અગાઉથી હોજરીમાં ખબર આપવા માટે તારની માપૂક મોકલવામાં આવે છે, કે તમે "પાચક રસને બનાવો અને એકત્ર કરો." આ પાચક રસના પરમાણુઓ એકત્ર થઇ, પાચ્ય પદાર્થો કે જેના ઉપર તેઓને કાય કરવાનું હોય છે, તેઓની વાટ જોઈ તલપી રહ્યાં હોય છે. ખોરાકની આતુરતાથી રાહ જોઇ નાચી કુદી રહ્યાં હોય છે. તેઓનું આવા પ્રકારનું નાચવું, કુદવું, મનુષ્યની અંદર એક પ્રકારની ખોરાક માટેની અતિ પ્રબળ તલપાપડ કે આતુરતાને જન્મ આપે છે, જેને આપણે ક્ષુધા, ભૂખ કે "ચામડાના ઝુંપડામાં આગ લાગી છે." એમ કહી ઓળખાવીએ છીએ. આ ક્ષુધાવૃતિ કે ભૂખની લાગણી, ખોરાકની અંદર આવતા સ્વાદની લાગણીથી તદન ભિન્ન પ્રકારનીજ છે, એ તો સૌ કોઇ યથાર્થ રીતે જાણે છે. "ભાઇ, ભૂખનું દુઃખ કહ્યું જાય તેવું નથી." આ એક ઘરગતુ કહેવતજ થઇ રહેલ છે, અને તે સર્વને અનુભવગમ્ય છે. જંગલની અંદર ખોરાકની શોધમાં ફરતાં ભૂખ્યા વરુઓ, દુકાળ પીડીત અનાથો, ગરીબો અને કંગાળો તથા જેલની અંદર રહેનારા કેદીઓજ આ ભૂખના દારૂણ દુઃખને બહુજ કષ્ટથી અનુભવે છે. અત્યન્ત ભલભલા, સારા અને પવિત્ર વિચારના, શાન્ત, મંગળમુર્તિમય વિદ્વાનો પણ, ભૂખના દુઃખથી ભુખે મરતાં વરૂઓ જેવી હાલતમાં આવી પડે છે. ન્યાય અન્યાય કે સત્યાસત્યનો વિચાર કરવાની પણ તે વખતે શુધ્ધિ રહેતી નથી.

ક્ષુધાનો આટલો બધો પ્રબળ પ્રભાવ છે. મનુષ્યોને પોતાનું માંસ ખવડાવનાર અને પોતાના હાથનાજ પોંચા કરડાવનાર, કોઈ પણ પ્રબળ વૃત્તિ હોય તો તે આ ક્ષુધાવૃત્તિજ છે. ખોરાકની પ્રાણી માત્રને કેટલી બધી જરૂર છે, એ ઉપરોક્ત વાકયથી તદન સ્પષ્ટ જણાઇ આવે છે. છતાં પણ ક્ષુધાશક્તિના યથાવત ઉપયોગને શીખવાની પણ તેટલીજ જરૂર છે, એ ભુલવું જોઇતું નથી.

ખાદ્યપદાર્થોની ઉત્પત્તિ, સંરક્ષણ, અભિવૃદ્ધિ, વ્યાપાર, અને પચન, પાચન આદિ કાર્યોની યથાયોગ્ય વહેંચણી અને વિભાગ આદિ મહાન કાર્યોની સમગ્ર પરંપરાને એકત્ર કરી સંયુક્ત કરનાર, આ ક્ષુધાવૃત્તિ કે ખાદ્યાભિરૂચિરુપ એક મહાન પ્રબળ સૂત્ર છે,

જેના પ્રબળ બંધનથી સમગ્ર સ્થાવર જંગમ પદાર્થો અને પ્રાણીઓ નિરંતર પ્રતિવેષ્ટિત થઈ રહેલાં છે.

ક્ષુધાવૃત્તિનું આ અવયવ, હોજરીના સોજાથી કે દાહથી ઘણીવાર અસ્વસ્થ કે રોગયુક્ત બની જાય છે. કારણુ તેની સાથે તેનો બહુજ નિકટ સંબંધ છે.

ડા. ફાઉલર પોતાના ગ્રન્થમાં આ વિષયમાં લખતાં જણાવે છે કે–" એક મનુષ્ય આહારી લગભગ દશ પંદર વર્ષની છોકરી, જેમાં આ અવયવ અતિ વૃધ્ધિ પામેલું હતું, તેને ૧૮૪૨ માં મારી ઓફીસમાં ગોદીમાંથી લાવવામાં આવી હતી. આ છોકરીને અનાથાલયમાં લઈ જવામાં આવી, અને ત્યાંથી બે બાઇઓ તેને પોતાને ઘેર લઇ ગઈ. આ છોકરી વારંવાર મનુષ્યમાંસ માટે બુમો મારીમારી, માંગણી કરતી હતી. આ છોકરીને તેનું વૃતાન્ત પુછતાં, એક નાના બાળકની માફક તે પોતાના ઘરનું અને માબાપ સંબંધી બધું વર્ણન યથાતથ્ય આપતી હતી. તે કહેતી હતી કે " મનુષ્યનું માંસ બહુજ ઉત્તમ છે. મારૂં આખું કુટુંબ મનુષ્યમાંસાહારીજ છે. મારો બાપ અને અમે બધા, જે કોઇ મનુષ્ય મુસાફરો હાથ આવે તેને મારી ખાવાનો ધંધો કરીએ છીએ. મનુષ્યના રક્તના પુડલા કરી ખાઇએ છીએ. તેઓનું માંસ પકાવી ભોજન કરીએ છીએ." ઉપર પ્રમાણેનું બધું વર્ણન નિર્ભય પણે આપતી હતી. આ દર્શાવી આપે છે કે લગભગ ૧૮૩૦ થી ૧૮૪૨ ની સાલ સુધીમાં ન્યુયોર્ક શહેરની આસપાસ ક્ષુધાશાન્તિ માટે કેટલા બધા ભયંકર બનાવો બનતા હશે ! !

ડા. ફાઉલર એક બીજું દૃષ્ટાન્ત આપીને લખે છે કે–" ફીજી ટાપુના નાયક કે જેનું બસ્ટ મેં ૧૮૪૨ માં લીધું હતું, તેમાં આ ક્ષુધાનું અવયવ અને સંહારક શક્તિનું અવયવ બન્ને બહુજ પ્રબળ પ્રમાણુમાં સંવૃધ્ધ થયેલાં હતાં, આટલાં સંવૃધ્ધિ વાળા અવયવ મારા જોવામાં કદી પણુ આવેલ નહોતાં. તે સેનાપતિ જણાવતો હતો કે મનુષ્યનું માંસ બહુજ સ્વાદિષ્ટ હોય છે, અને તેણે અનેકવાર તેનું ભક્ષણુ કરેલું છે. આ. નં. ૫૨ માં જે ચિત્ર આપેલું છે. તે " **आकृति गुणान्कथयति** " નું યથાર્થ સ્વરુપ છે. અનેક દેવ અને દેવીઓને, ખાસ કરી કાલીકા માતાને, ભૈરવને અને યુરોપની અન્દર પણુ કેટલાક પ્રાચિન જ્યુપિટર આદિ દેવને, મનુષ્યનાં માંસથી તૃપ્ત કરવામાં આવતા, કે પ્રસાદ ધરાવતા. એવા ઘણા દૃષ્ટાન્તો હજી પણુ મળી આવે છે. કનકતારાના નાટકમાં પણુ આવો ઈતિહાસિક બનાવ કંઈક અંશે રજુ થાય છે.

ભક્તિભાવના નામ નીચે મનુષ્યની સંહારક અને ક્ષુધાવૃત્તિઓનું અતિ ઊગ્ર સ્વરૂપજ અત્રે અંધશ્રધ્ધાથી પ્રવતિ રહેલ છે, એ તદન સ્પષ્ટ છે.

**વિવેચન**–જેઓમાં આ ક્ષુધાવૃત્તિ અતિ પ્રબળ પ્રમાણુમા હોય છે, તેવા લોકોનો, ખાવા પીવાના પદાર્થોને એકત્ર કરવામાં, અને ભોજ્ય પદાર્થોને બહુજ સુંદર સ્ટાઈલથી સરસ બનાવવામાં, તથા ઉમદા રસોઇ બનાવવામાં, ઘણો વખત પસાર થાય છે. હમેશાં સારૂં સારૂં ખાવાનું આવા લોકોને જોઇએ છીએ. ખાતી વખતે પણુ ખુબ આનંદ અને સુસ્વાદથી ખાય છે. જેટલું ખાય તેટલું પચાવી શકે છે. આખો દિવસ ખા ખા કર્યા કરે છે. અતિ અકરાંતીયાપણાને લીધે શરીર તથા મન

બન્નેને અતિ ભારથી દુ:ખી કરે છે. આવા પુરૂષોએ અત્યાહારથી બચતા રહેવાની જરૂર છે. કેટલીકવાર અપવાસ કરવાની પણ ટેવ પાડવી જોઇએ. નહિતો અત્યાહારને પરિણામે ડીસ્પેપશીયા–અપચો–બદહજમી, કે બંધકુષ્ટ થવાનો સમ્પૂર્ણ સંભવ છે આવા લોકો શરીરમાં રૂષ્ટ પુષ્ટ અને લોહીથી ભરેલા હોય છે. અને શાકપાન કરતા તતબ માલ પર સારી રીતે મંડયા રહે છે. "માલ સાથે કામ" "મુખી સાથે લડવું" એ તેઓનો ભોજન સંબંધી ખાસ મુદ્રાલેખ હોય છે. અલ્પાહારી પુરૂષોને જોઈ મશ્કરી કરે છે. અને પોતાને થોડું ખાવાનું મળે, તો નાખુશ થાય છે.

વૈશ્યવૃતિની અધિકતાથી ખાનપાનના અનેક પદાર્થો રૂતુઅનુસાર સંગ્રહી ભંડારરુપે ભરી રાખે છે, અને આવશ્યકતા પ્રમાણે વાપરે છે. સંગ્રહ કરવાની વૃત્તિની સાધારણ હાલતમાં આવતી કાલનો વિચાર કર્યા વિના "આજનો લાવો લીજીએ કાલ કોણે દીઠી છે" એમ માની "તરત દાનને મહાપુન્ય" માની ઉપસ્થિત ખાનપાનના આનંદમાં પ્રવર્તે છે. એટલુંજ નહિ પણ કેટલીકવાર હદ ઉપરાંત પણ ખાનપાન પાછળ ખર્ચ કરી બેસે છે. આવા એક પકોડીદાસ જે અમારા એક મિત્ર છે, અને "પકોડીમલ્લ" તરીકે સમગ્ર મિત્ર મંડળમાં અત્યન્ત પ્રસિધ્ધ છે, તેમનો નમુનો વાંચક વર્ગની સન્મુખ અમે રજુ કરીએ છીએ. આ મિત્રના ઓફીસમાં, રસ્તાપર, ઘરમાં ચોપાટીપર અથવા ગમે ત્યાં ગલીગુંચીમાં પણ, જ્યારે ભાગ્યવશાત કોઇ વખતે દર્શન થાય, તો તે મહાશય પોતાની ક્ષુધાનિવૃત્તિપરાયણવૃત્તિની પ્રબળતાથી હમેશાં મુખ ચક્કીને નિરંકુશ ફેરવતાજ પ્રત્યેક સ્થળે જોવામાં આવે છે. એ તેનું ખાસ લક્ષણ અને વિચિત્રતા છે. આવીજ પ્રબળ વૃત્તિના એક મહારાજ વેણીરામના દર્શન અમને જામકંડોરણા કાઠીયાવાડનું એક ગામ છે, ત્યાં એકવાર થયેલા હતા હમેશાં લાડુની શોધ, એ તેમનો મુખ્ય મન્ત્રજ હતો, અને ૧૫ થી ૨૦ મણુકાની માળા ફેરવ્યા વિના તો કદી પણ સંતોષ થાય નહિ, એવી પ્રબળ આ મહારાજશ્રીની ક્ષુધાવૃત્તિ હતી. હાલતાં ચાલતાં ઉઠતાં બેસતાં લાડુનાં ગીત, લાડુનું ભજન, ચકક ચકનીજ વાત, તેના મોઢામાંથી નિકળતી હતી.—

આવા પુરુષોમાં સ્નેહવૃત્તિનું પ્રાબલ્ય હોય તો હમેશાં મિત્રોના મંડળ સાથે બેસી ખાવાનું બહુજ પસંદ કરે છે. એકલા ખાવામાં આનંદ આવતો નથી. આગતા સ્વાગતા પણ સારી કરે છે. ગૃહ લાગણીની પ્રબળતાથી ઘરમાં બેસી શાન્ત ચિત્તથી ખાવાનું બહુ પસંદ કરે છે. કારણ હોટેલો કે વીશીમાં તેને આનંદ નથી આવતો વાત્સલ્યભાવની પ્રબળતાથી સ્ત્રી પુરુષો, બાળકો, અને પાળેલાં પશુ આદિ પક્ષીઓ વિગેરેને ઉદારતાથી ખવડાવે છે, અને તેઓ પૂર્ણ પેટ ભરી ખાય એ જોઇ ખુશી થાય છે.

કળાકૌશલ્યના અવયવની યથાર્થ ખીલવણી હોય તો બહુજ સારા રસોઇયા તરીકે પણ કામ બજાવી શકે છે, અને રસોઈ વિગેરે જાતે કરવાનું પણ બહુ ગમે છે. આ. ન. ૫૨ વાળા મી૦ પફ્કોડીમલ્લમાં આ શકિત મેં અતિ સારા પ્રમાણમાં જાતે અનેકવાર અનુભવેલી છે. દયાવૃત્તિની અધિકતાથી ગરીબ ગરબાં કે ભુખ્યા

સારી રીતે ભોજન આપે છે. માન પ્રસંશા અને સૌંદર્યવૃત્તિની પ્રબળતાથી ભોજન આદિ ક્રિયામાં અને પંગત જમાડવામાં, બેસવા ઉઠવા અને પીરસવા આદિની યથાયોગ્ય વ્યવસ્થા અને સૌંદર્ય જાળવી રાખી, માન પ્રશંસા મેળવવામાં બહુજ આનંદ માની ઉત્તમ પ્રકારની રીતભાત દર્શાવે છે. સ્વચ્છતા તથા વ્યવસ્થા અને સુઘડતા જોઇને તેઓ તૃપ્ત થાય છે. મૈત્રીની ન્યૂનતાથી આગતાસ્વાગતા કે આગ્રહની બહુ દરકાર નથી કરતા, પણ ઉપરથી બાહ્ય ડોળ દર્શાવે છે. બલાધિકયતાને લીધે સારો અને પુષ્ટ ખોરાક યોગ્ય પ્રમાણમાં ન મળવાથી એકદમ ગુસ્સે થઇ જાય છે.

જેઓમાં આશકિત પૂર્ણ પ્રમાણમાં હોય છે તેઓ જે કંઇ મલ્યું તે છુટથી ખાય છે. "ખોરાકમાં દોષ દર્શન કે આ કેમ કર્યું અને તે કેમ ન પીરસ્યું." એ સંબંધી પ્રશ્નો કર્યા વગર ખોરાકમાં આનંદ લે છે. આવા પુરૂષોની પાચન શકિત સારી હોય છે. બાકી બધી પ્રવૃત્તિઓ ઉપર પ્રમાણેજ હોય છે.

જેઓમાં આ શકિત સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ સાધારણ રીતે ભોજ્ય પદાર્થોમાં આનંદ મેળવે છે. અને સ્વાદપૂર્વક ખાય છે ખરા, પણ અતિ સ્વાદ કે અતિ આનંદ માનતા કે મેળવતા નથી. તેમ કદીપણ સામાન્ય રીતે અકરાંતીયા થઇ જતા નથી. આવા પુરૂષોએ પચનેન્દ્રિયોનો દુરૂપયોગ કરતાં પહેલાં બહુજ વિચારી વર્તવું જોઇએ. કારણ તેમ થવાથી તેઓની તન્દુરસ્તી એકદમ બગડી જવા સંભવ છે. પાચન શકિતની સાધારણ હાલતવાળાઓએ બહુજ સંભાળથી વર્તવાની જરૂર છે. આ ક્ષુધાવૃત્તિથી ખાવામાં આવતા ખોરાકપર, ભોજ્ય–પદાર્થોપર, ક્ષુધાવૃત્તિની અસર કરતાં પણ, તેની સાથે સંયુકત થઇ કાર્ય કરનાર અન્ય પ્રબળવૃત્તિઓની તેનાપર બહુજ પ્રબળ અસર થાય છે. ચિન્તા, ઉજાગરો, દુઃખ, ભય, શોક, સન્તાપ, ક્રોધ આદિની હાલતમાં ખાવામાં આવેલ, માત્રાયુકત પદાર્થો પણ, યથાર્થ પાચન થતા નથી તેમ સુસ્વાદિષ્ટ હોવા છતાં યોગ્ય આનંદ ઉત્સાહ કે પ્રીતિજનક થતા નથી. તેમજ તેવી દશામાં ખાધેલ ખોરાકની અસર, મનપર પણ તેવાજ પ્રકારની પ્રબળ લાગણીઓયુકત થાય છે.

જ્યારે સ્નેહી સંબંધી અને મિત્ર વર્ગની સાથે આનંદયુકત મનથી ઉત્સાહ હાસ્ય, વિનોદ અને ગાનતાનની સાથે હર્ષિત મનથી, તેમજ રમણીય સ્થાનમાં, સુંદર અને રમ્ય યુવતીગણથી પિરસાયેલ, સુંદર સ્વચ્છ પાત્રોની અંદર, સુવાસિત સ્થળમાં સુવ્યવસ્થિત રીતે, કરવામાં આવતા આહારનું પરિણામ પણ, તેટલુંજ સ્નેહ, હર્ષ, આનંદ, ઉત્સાહ, અને પ્રીતિ તથા સૌંદર્ય અને વ્યવસ્થા આદિ ભાવોને ઉત્પન્ન કરનાર, આનંદદાયક અને પરિણામે સુખયુકત થાય છે. તેનું પાચન પણ તેટલીજ સુગમતાથી થાય છે. ચરકમાં કહ્યું છે કે—

मात्रयाप्यभ्यवहृतं पथ्यं चान्नं न जीर्यति
चिन्ताशोकभयक्रोधदुःखशय्याप्रजागरैः ॥
अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम्
अपूण्यं लोक विद्विष्टं तस्मात् तत्परिवर्जयेत् ॥

જેઓમાં આ ક્ષુધાવૃત્તિ બહુજ સામાન્ય હાલતમાં હોય છે, તેઓ ખાવામાં બહુ સ્વાદ કે આનંદ મેળવતા નથી. તેઓની ક્ષુધા મંદ હોય છે. માત્ર જીવનનિર્વાહાર્થેજ આવા પુરૂષો ભોજન કરે છે, બધી સ્થિતિ અને સંયોગો અનુકુળ હોય તો જ ભોજનમાં આનંદ મેળવે છે. વારંવાર અપચો કે બદહજમી થઈ આવે છે. અને ખાનપાનનાં પદાર્થો અને પ્રમાણમાં પણ આવા લોક બહુજ ચાપચીપીયા અને વહેમી વૃત્તિવાળા હોય છે. તેઓની પાચનશકિત અને ભોજ્યવૃત્તિ મંદ હોય છે. આવા લોકોની હોજરી ભોજન કર્યા પછી ભારી, નિષ્કાર્ય અને વજનદાર જણાય છે. નિદ્રા પણ સુખે આવતી નથી. અને સવારના પહોરમાં પણ જાણે થાકેલા હોય, તેવા જણાયછે. તેઓની ક્ષુધા પણ હમેશાં અતૃપ્ત કે અસંતુષ્ટ અથવા મંદ, નિર્બળ અને સ્તબ્ધ માલુમ પડે છે. દરેક વિષયમાં તેઓને આનંદ આવતો નથી. આવા પુરૂષો કે સ્ત્રીઓ સ્વભાવે ચીડાઉ, બળતણ અને ઉત્સાહ કે શૌર્યહિન, ઉદાસી અને દુઃખશીલવૃત્તિવાળા થઈ જાય છે. જલ્દી ગુસ્સે થઇ જાય છે. તેમજ ભયથી પણ જલદી ત્રાસ પામે છે. આવા પુરૂષોએ પોતાની તન્દુરસ્તિ અને ખાસ કરી પાચનશકિત સુધારવા તરફ સૌથી પ્રથમ ધ્યાન આપવાની જરુર છે. કારણ માનસિક, અને શારીરિક રોગો તથા દુઃખોનું કારણ મંદ ક્ષુધા અને પાચનશકિતની ન્યૂનતાજ છે. આ બીના અનેક પ્રમાણોથી હવે સુસ્પષ્ટ રીતે સાબીત થયેલ છે.

અલ્પ ક્ષુધાવાળા લોકો ઇતિહાસીક શકિતની ન્યૂનતાથી કાલનું ખાધેલું આજ યાદ કરી શકતા નથી. મિત્ર અને સ્નેહિઓ માટે પ્રેમ હોવાથી તેના સંસર્ગમાં હોય ત્યારે આનંદથી પૂર્ણ રીતે ખાય છે. પણ તેઓ વિના બહુજ ઓછું જમે છે. વ્યવસ્થા અને સૌન્દર્યના શોખથી ભોજનસ્થાનની આસપાસ બધું જ્યારે સુવ્યવસ્થિત અને ઠીકઠાક હોય ત્યારેજ સુખપૂર્વક ભોજન કરી શકે છે.

જેઓમાં આ ક્ષુધાવૃત્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓને ભાગ્યેજ ભૂખ લાગતી હોય એમ જણાય છે. બહુજ થોડું ખાય છે. સ્વલ્પાહાર કરે છે. શું ખાય છે તેની પણ દરકાર કરતા નથી. કયારે, કેટલું અને કેવું ખાય છે, તથા શું પડયું રહે છે, એ બાબતમાં તદ્દન બેદરકાર હોય છે. ઉત્તમ, સ્વાદિષ્ટ, રસાત્મક ભોજન પણ આવી વૃત્તિવાળાને આનંદ આપી શકતું નથી. આવા મનુષ્યોએ શરીરને પોષણ આપવા માટે ક્ષુધાવૃત્તિની પ્રદિપ્તિ કરવા પાછળ સમ્પૂર્ણ પ્રયાસો કરવાની જરૂર છે. નહિ તો સમજવું કે વૃદ્ધાવસ્થા, દુઃખ અને દર્દો પ્રતિક્ષણ નજદીક આવતાજ જાય છે, અને મરણ, વાટ જોઈ ઉભું છે, માટે તૈયાર રહેવું.

આ ભોજનશકિત કે ક્ષુધાવૃત્તિના સ્વાદ અને ભોજયપ્રમાણ એવા બે વિભાગ પાડવામાં આવેલ છે. ભોજ્યપદાર્થો અને ભોજનશકિત, એ સંબંધી વિચાર પણ બહુજ અગત્યતા ધરાવે છે. પ્રથમના બે વિભાગમાંથી ભોજનશકિતનો વિભાગ કાનથી બહુજ નજદીકના પ્રદેશમાં આવેલ છે. અને તેનું કામ ભોજ્ય પદાર્થોને અમુક પ્રમાણમાં

મેળવવાનું છે. જ્યારે સુસ્વાદવૃત્તિના અગ્ર વિભાગનું કાય સારા, સરસ, અને ઉત્તમ તેમજ સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થોને પસંદ કરવાનું છે. જેમાંથી પ્રથમના ભોજ્યશકિતના અવયવનું કાર્ય અતિ અગત્યનું તેમજ સર્વાવસ્થામાં સર્વ પ્રાણી માત્રને જરુરનું છે. જ્યારે સુસ્વાદવૃત્તિ તો લગભગ બધામાં હોય છે જેને આવશ્યકતા પ્રમાણે વધારી પણ શકાય છે. ખાઉધર કે અકરાંતીયા સ્વભાવના લોકો જે હોય તે પદાર્થો અધિક પ્રમાણમાં ખાય છે. જ્યારે સુસ્વાદ વૃતિવાળા, પસંદ કરેલ પદાર્થો અમુક પ્રકારે સંસ્કાર કરીનેજ ખાવા પિવામાં ખાસ ચોકસ નિયમાનુકુલજ વર્તનારા હોય છે, અને જેમ જેમ તે પ્રમાણે વર્તે છે તેમ તેમ સુસ્વાદવૃત્તિને અધિક પ્રમાણમાં પુષ્ટ બનાવે છે, ક્ષુધાવૃત્તિના અવયવના અલગ અલગ બે વિભાગ ભોજ્ય શકિત અને સુસ્વાદ ભિન્ન ભિન્ન પ્રકારના એકજ વૃત્તિના કાર્ય કરવા માટે સુસ્થિત છે, એ સ્પષ્ટ પણે સાબિત થયેલ છે.



# પ્રકરણ ૩ જું.



## નં. ૩. પિપાસા અને પેય પદાર્થો.

### પિપાસાનું સ્થાન, આવશ્યકતા, ઉપયોગ, અને વિવેચન, તથા ખીલવણી અને નિગ્રહ આદિ.



જીંદગીના ઉપયોગી પદાર્થો શરીરનાં પ્રત્યેક અંગપ્રત્યંગમાં લાવવા અને ફેલાવવાનું તથા તેમાંથી બહાર કાઢવાનું અતિ અગત્યનું કાર્ય પ્રવાહી પદાર્થોદ્વારાજ થઈ રહ્યું છે, અને તેના દ્વારાજ થઈ શકે તેમ છે.

રસ, રકત, આલ્બ્યુમન, પ્રાણુવાયુ અને સમગ્ર પાર્થિવ પદાર્થો પ્રવાહાત્મક, દ્રવિભૂત અથવા વાયવાત્મક અવસ્થામાંજ શરીરસ્થ અવયવોના ઉપયોગમાં લેવામાં આવી શકે છે.

મળ મૂત્રોત્સર્ગ અને પ્રસ્વેદ તથા પ્રશ્વાસ આદિ દ્વારા આપણે આપણા શરીરસ્થ મલોને નિરંતર રાત દિન અવિશ્રાન્તપણે પ્રતિક્ષણ પ્રવાહી અથવા બાષ્પમય હાલતમાં બહાર કાઢીએ છીએ, જેમાંનો કેટલોક ભાગ તો અદૃષ્ય રીતે પ્રસ્વેદદ્વારા ઉડી જાય છે. આવી રીતે નિરંતર ઉડી જતા અને ક્ષય થતા પ્રવાહી પદાર્થોના સ્થાનમાં અન્ય પ્રવાહી પદાર્થો શરીરમાં ઉપયોગાર્થ મોકલવાની આટલા માટે અત્યન્ત અગત્ય છે. કારણ જો તેમ ન થાય તો શરીરને પોષક પદાર્થો એક યા બીજી રીતે ન મળવાથી ક્ષીણ થવાનો કે ઘસાઈ જવાનો સમ્પૂર્ણ સંભવ છે.

પૃથ્વીના પૃષ્ટપર પ્રાર્થિવ પદાર્થો કરતાં, જળનું પ્રમાણ હમેશાં ઘણુંજ મોટું છે. પૃથ્વીના ગોળાપરનો લગભગ ત્રણ ચતુર્થાંઉંસ ભાગ તો સમુદ્રના જળથી છવાયેલ છે, જે સેંકડો ફીટ ઉંડુ હોય છે. વળી સ્થાવર વનસ્પતિ અને જંગમ પ્રાણી માત્રના શરીરમાં પણ, પ્રવાહી પદાર્થો રૂપે જળતત્વ પણ ઘણા મહોટા પ્રમાણમાં હમેશાં સ્થિત છે. કારણ જળરૂપ પ્રવાહી પદાર્થના અસ્તિત્વ વિના કોઈ પણ પ્રાણી કે વનસ્પતિજન્ય પદાર્થ એક ક્ષણ પણ જીવી શકે તેમ નથી. પ્રાણધારી પ્રાણીઓને માટે રસાત્મક પાણી, એ એક જાતનું અમૃતરૂપી રસાયનજ છે. પ્રાણીમાત્રને આ દિવ્ય ગુણયુકત આપ-જળ, એ પરમ પાવન, પુષ્ટિદાયક, પોષક તથા રક્ષક અને સુશોભિત કરનાર માતા છે.

તેના વિના કોઇ પણ જીવી શકે તેમ નથી. આપણા શરીરનો લગભગ ત્રણ ચતુર્થાંઉંસ ભાગ, પ્રવાહી જળમય પદાર્થોથીજ બનેલો છે. આપણા રૂધિરનો

પણ ચારપંચમાંશ ભાગ જળમય છે. પ્રાણવાયુની માફકજ અને પોષણ આપનાર રોચક પદાર્થોની માફકજ આ જળ, આપણા ખોરાકનાં હમેશનાં ઉપયોગનો એટલા માટે એક ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે.

જે કોઇ પદાર્થ આપણે ખાઇએ છીએ તેમાં તેનું અસ્તિત્વ તો હોયજ છે. ઘઉં, ગાજર, રીંગણા, શાક, પાન, ફળ, ફૂલ, મેવા, દુધ, આદિ સમગ્ર તાજા પદાર્થોમાં થોડે યા ઘણે અંશે તેનું અસ્તિત્વ તો હોયજ છે.

જળપાન—એ આ બધા જળ તત્વને પુરૂ પાડનાર મુખ્ય ક્રિયા છે. પિપાસા એ પ્રાણીમાત્રની વૃત્તિ છે. હાઇડ્રોજન અને ઓકસીજનનો–જલપ્રદ વાયુ અને પ્રાણવાયુનો જેવો મિત્રાચારીનો સંબંધ છે તેવો અન્ય કોઇ તત્વનો ભાગ્યેજ હશે.

આજ પ્રમાણે પ્રાણધારી પ્રાણીઓ અને જળનો પણ અતિ ઘનીષ્ઠ મિત્રાચારીનો સંબંધ છે. જ્યાં એક હોય ત્યાં બીજાની જરૂરજ છે.

વનસ્પતિ અને વૃક્ષો પોતાનાં પાંદડાં અને મુળીયાં બન્નેથી પ્રાણવાયુ અને જળનું ગ્રહણ કરે છે. જીવજન્તુઓ પણ જરૂર પાણીનો ઉપયોગ કરે છે.

મેઘવૃષ્ટિ—વરસાદ, એ આ સમગ્ર વિશ્વના પદાર્થોને જીવન આપનાર, જળતત્વને પુરૂં પાડનાર મુખ્ય સાધન છે. આખા વિશ્વમાં વ્યાપક રૂપે ફરતું એ વિશ્વાત્મક રૂધિર છે. ઝાડ પાન વૃક્ષ વનસ્પતી ફળ ફૂલ ઈત્યાદિને રસરૂપ રૂધિર પુરૂં પાડનાર એજ એક સૌથી પ્રબળ સાધન છે, તેઓની સંવૃદ્ધિ સ્થિતિ અને જીવન, આ રસાત્મક પ્રાણને આભારી છે. નાના નાના ઝરા નાયગરા સમાન મહાન પ્રબળ ધોધ, રૂપેરી રંગથી પરિપૂર્ણ જોસભેર વહેતી સુંદર મધુર ગાન કરતી નદીઓ, અને સમુદ્રની પ્રબળ ભરતી ઓટની છોળોથી ઉછળતા મહાન મહાસાગરો અને ઉપસાગરોની સમગ્ર શોભા, ઇત્યાદિ વિશ્વમાં અમૃત વર્ષા કરનાર મેઘ મંડળના મહાન કાર્યોને આભારી છે. આખું વિશ્વ નિરંતર પાણી પાણીની બુમ માર્યાજ કરે છે, અને વિશ્વના સમગ્ર શરીરની અંદર પ્રથક પ્રથક સ્થાનમાં વહેતા જળમય પ્રવાહો જાણે શરીરસ્થ રકતવાહિનીઓની માફક સમગ્ર શરીરના વૃક્ષ વનસ્પતિ અને પ્રાણી આદિ અંગપ્રત્યંગોને પુષ્ટિ આપવા માટે હૃદયરુપ મેઘાકાશમાંથી જાણે પ્રતિ વર્ષે વર્ષીને ગતિ કરી રહયું હોય નહિ, એમ સ્પષ્ટ જણાય છે. એટલુંજ નહિં પણ "લીઓ પાણી" "લીઓ પાણી" બ્રહ્માનંદ ભાઇના કુવાના, મીઠા પાણી" એમ નિરંતર પોકાર કરી રહયું છે. જયારે પરબ્રહ્મ કૃપાળુ દયાસાગર પરમાત્માની પરમ કૃપાથી વિશ્વના અમૃતમય ઝરાઓનો પ્રવાહ, પ્રત્યેક દેશના લોકોને પોતાનો દિવ્ય પ્રભાવ, યથાકર્મ યથાયોગ્યતા દર્શાવી રહેલ છે.

પરમાત્માની એ કરુણા અને દાન માટે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. સર્વપ્રકારના રસોમાં સોમરસ રૂપ ફળોનો રસ સર્વદા સર્વોત્તમ ગણાય છે, કારણ તેના રસમાં અનુપમ સ્વાદ હોય છે, એટલુંજ નહિ પણ તેમાં ખોરાકનાં સંપૂર્ણ તત્વો આલ્બ્યુમન, ક્ષાર, એસીડ, સાકર, આદિ તમામ પૂરતા પ્રમાણમાં હોય છે,

જે શાકપાન અને ફળફુલમાં રસાત્મક રૂધિરનું કાર્ય સારી રીતે સારે છે. પ્રાણી અને વનસ્પતિજન્ય પુલ ફળનાં તત્વો તો એક સરખાંજ હોય છે, માત્ર તેઓ નમ્ર હોય છે, એટલે તેમાં ચુનાનું તત્વ હોતું નથી. તેથી આપણા વૃધ્ધાવસ્થાના પુરુષો માટે તો તે ખાસ ઉપયોગી થઈ પડે છે. જ્યારે શરીરને જરૂરનું અસ્થિસંવૃદ્ધિકારક ચુનાનું તત્વ, ખોરાકના બીજા પદાર્થોમાંથી મળી રહે છે.

જળ બે પ્રકારનું હોય છે. એક સ્વચ્છ, વરસાદનું જળ અને બીજું અનેક પ્રકારના ધાતુઓ કે ક્ષાર તત્વ સાથે મિશ્ર થયેલું જળ. તેમાં કોઈપણ પ્રકારના મિશ્રણ ગંધ કે ફીકાશ અથવા દુસ્વાદ વગરનું કેવળ સ્વચ્છ વર્ષાનું જળ હમેશાં સર્વોત્તમ છે. વરસાદનું નદી અને ઝરા વાટે વહેતું પાણી બીજે નંબરે છે.

જ્યારે કુવા કે ટાંકીની અંદરનું મિશ્રજળ, ત્રીજે નંબરે આવે છે. જરા ભાંભરૂં કે ફીકું જળ ખાસ કારણ વિના વાપરવા યોગ્ય નજ ગણાય. ધોવા અને નાહવા માટે આ જળ ઉપયોગમાં લઈ શકાય ખરૂં. પણ કપડાં વિગેરે પણ જરા ફીકા કે ખારા પાણીમાં ધોવાથી બરાબર સ્વચ્છ અને સફેદ થતાં નથી. ચરકની અંદર ભિન્ન ભિન્ન પ્રદેશનાં અને સ્થિતિના મિશ્રણવાળા જળ સંબંધી કેટલુંક ઉપયોગી વર્ણન આપેલું છે. આવા અનેક પ્રકારના જળનો અનેક રીતે ઉપયોગ કરવો એ પિપાસાવૃત્તિનું કાર્ય છે.

જે પ્રમાણે ક્ષુધાવૃત્તિનું મનુષ્યના મસ્તિષ્કમાં અવયવ છે, તેજ પ્રમાણે પિપાસાવૃત્તિને સંભાળનાર પણ, મસ્તિષ્કમાં એક ખાસ અવયવ છે; અને એ બન્ને અવયવની પ્રત્યેક હાલતમાં જરૂર છે. શરીરની અંદરના પ્રવાહી પદાર્થો જ્યારે ખુટી જાય છે, અથવા તેનો ઉપયોગ થઇ રહે છે અને નવા પ્રવાહી પદાર્થોની શરીરમાં જરૂર પડે છે ત્યારે આ વૃત્તિદ્વારા આપણને પિપાસા—પીવાની ઇચ્છા કે લાગણી ઉત્પન્ન થાય છે. અને આપણે જળપાન કે દુગ્ધપાન કરી તે વખતે આપણી આ વૃત્તિને શાન્ત કરીએ છીએ.

ક્ષુધાની માફક પિપાસા પણ જીવાત્માની એક પ્રકારની વૃત્તિ છે, જેને પ્રગટ કરનાર આ પિપાસારૂપી મસ્તિષ્કનું અવયવ છે. તેનો ઉપયોગ, કુદરતની અંદર સર્વત્ર પ્રસરી રહેલ જળનો અનેકધા ઉપયોગ કરવામાં સમાયેલ છે. જળપ્રયોગથી અનેક રોગો સાજા કરવાની એક આખી અલગ Hydropathy નામની વૈદ્યકની શાખા છે. પણ વિષયાન્તર થવાય તેથી તેનું અત્રે વિવેચન કરવાની જરૂર નથી, જેથી અત્રે માત્ર પિપાસાવૃત્તિનુંજ વર્ણન આપીશું.

“ शन्नो देवीरभिष्टय आपो भवन्तु पीतये ”



# નં. ૩. પિપાસા.

## Bibation or aquativeness.



### વ્યાખ્યા, સ્થાન, વર્ણન, અને નિગ્રહ આદિ.

પિપાસા—જલાભિલાષ, પેયવૃત્તિ, જળનિવાસવૃત્તિ, સ્નાન, નહાવું, ધોવું, તરવું, વહાણુ હુંકારવું, અનેક પ્રકારના રસ યન કે વાજીકરણુ પીણાઓ પીવા, દુગ્ધપાન, તક્રપાન, મદ્યપાન, ધુમ્રપાન, ચા, કોફી, સરબત, સોમરસ, ઔષધીરસ, ક્ષારરસ, ફળ ફૂલના રસઆદિ પિવાની વૃત્તિ થવી, વિગેરે પ્રવાહી પદાર્થોની કોઇપણુ પ્રકારની ઇચ્છા કે વૃત્તિનો આ પિપાસાવૃત્તિમાં સમાવેશ કરવામાં આવે છે. **અતિ ઉપયોગ કે મિથ્યા યોગથી**—અતિ પિપાસા, મદ્યપાન. ધુમ્રપાન, સોડાવાટર અને લેમનના બાટલા અને શરબતોનાં અતિપાનમાં પ્રવૃત્તિ થાય છે, અને તેને પરિણામે પિપાસાવૃત્તિની અસંતુષ્ટ હાલત થાય છે, તથા અનેક પ્રકારના શારીરિક અને માનસિક રોગ, વ્યસન, અને દુઃખો ઉત્પન્ન થાય છે.

સ્થાન—આ પિપાસાવૃત્તિના મસ્તિષ્કમાંનાં અવયવનું સ્થાન ક્ષુધાવૃત્તિના સ્થાનના અગ્ર ભાગમાંજ આવી રહેલું છે. જુઓ આ. નં. ૫૨ નંબર ૩.

પ્રપૂર્ણ—જેઓમાં આ વૃત્તિ પ્રપૂર્ણ પ્રમાણુમાં હોય છે તેઓ પ્રપૂર્ણ રીતે જળપાન કરે છે. અન્તર અને બાહ્ય ઉપયોગમાં જળનો છુટથી પ્રયોગ કરે છે. તરવાની સ્વાભાવિક ઇચ્છાયુકત હોય છે. અવલોકનશકિત તથા ભૂગોળ જ્ઞાનની પ્રબળતાથી દરીયાઇ મુસાફરી કરવાનું કે નાખવા કે સેલર થવાનું અથવા (Boating) મછવા હંકારવાનું બહુ ગમે છે. હમેશાં બહુજ તૃષાતુર રહે છે, અને તેને પરિણામે વારંવાર અને ખુબ જળપાન કરે છે. જળ સ્નાનમાં વસ્ત્ર ધોવામાં, તથા તરવામાં બહુજ આનંદ લે છે અને તેથી શારીરિક લાભ ઉઠાવે છે.

સામાન્ય—જેઓમાં આ શકિત સામાન્ય પ્રમાણુમાં હોય છે તેઓ સામાન્ય રીતે જરૂર પડે ત્યારેજ જોઈતા પ્રમાણુમાં જળપાન કરે છે. નાહવા ધોવામાં પણુ જોઇએ તેટલોજ ઉપયોગ કરે છે. પ્રમાણુથી અતિ સેવન કરતા નથી. દરીયાઈ મુસાફરી કરતાં પણુ ડર ખાય છે. ઉંડાં પાણીમાં તરવાનું પણુ મન કરતા નથી. ખાસ કરી સાવચેત વિશેષ હોય છે, ત્યારે તો જરા પણુ હિંમત કરતા નથી.

જેઓમાં આ શકિત ન્યૂન પ્રમાણુમાં હોય છે તેઓ કોઈપણુ જાતના પ્રવાહીની બહુ દરકાર કરતા નથી. નદી તળાવનાં કાંઠાપર જવાની હિમ્મત ધરતા નથી. ખોરાકમાં પણુ પ્રવાહી કરતાં નકર પદાર્થોને વધારે ચાહે છે.

**ખીલવણી**—જ્યારે બરાબર તૃષા લાગી હોય ત્યારેજ જોઈતા પ્રમાણુમાંજ જળ પિવાની ટેવ પાડો. પિપાસાની અધિકતાથી એકદમ ઢીચકાવીને લોટો નહિ ગગડાવી જાઓ, પણ ધીમે ધીમે પીઓ, અને જોઇએ તેટલુંજ પીઓ. કાચી તૃષામાં પીવાની ટેવ છોડી દીઓ. સ્વચ્છ વાસણોની અંદર રાખેલ પાણી સ્વચ્છ નિર્મળ લોટા ગ્લાસ કે પ્યાલામાં લઇને પીઓ. સુંદરીનાં સુકોમળ હસ્તે પ્રદાન કરેલ જલપાન કે દુગ્ધપાન પ્રેમ પૂર્વક કરો.

**નિગ્રહ**—ક્ષુધા તેમજ પિપાસાના અતિ વેગને પણ રોકવાની જરૂર છે માટે ભોજન પહેલા કે ભોજન થઈ રહ્યા પછી તરતજ પાણી પીવાનું છોડી દીઓ. ભોજનનાં મધ્યમાં જો જરૂર હોય તોજ પાણી અમુક પ્રમાણુમાંજ પીવું. જમી રહ્યા પછી એકાદ કલાક પછી પાણી પીવું. એકદમ પેટ તંગ થઈ જાય એટલું પાણી ન પીવું. વ્યાયામ કરીને, દોડીને આવતાં, અતિશ્રમથી થકીત અવસ્થામાં, કે શ્વાસ-પ્રશ્વાસના ઉગ્ર વેગ વખતે એકદમ પાણી નહિં પીયો. પણ શાન્ત થયા પછી વિરામ લઇને પાણી પીયો. ચા, કાફી, કાવો, અફીણ, ભાંગ, ગાંજો, તમાકુ અને દારૂ આદિ કેફી, ઉત્તેજક, વિષકર, મદ કરનાર અને નિદ્રા તથા સ્વાસ્થ્ય ને બગાડનાર ઉપર જણાવેલા એક પણ પીણાની આદતમાં કદી સપડાઓ નહિં.

ગાંજો ભાંગ અફીણ તમાકુ અને મદ્ય આદિ પદાર્થો કેફી બુધ્ધિનાશક નિદ્રાઘ્ન અને વિષ સંયુકત હોવાથી સર્વદા ત્યાજય છે. તેવીજ રીતે બીડી, બજર, તમાકુ ચાવવાનું કે સુંઘવાનું કામ પણ ગંદુ, કપડાં, ઘર, અને જગ્યો આદિને બગાડનાર, હવાને ગંદી કરનાર અને અનેકરીતે નુકશાન કરતા છે તેનો સર્વથા ત્યાગજ કરવો. કોઈ વખતે ખાસ દવા તરીકે ઉપયોગ ઉપલા પદાર્થોનો કરવો પડે તો તેમાં કંઈ હરકત જેવું નથી. હમેશના ઉપયોગથી ભયંકર પરિણામો નિવડે છે.

શરીરસ્થ પ્રવાહિ પદાર્થોને ઉપયોગમાં લેનાર તથા તેનાપર યથાયોગ્ય કાર્ય કરી નિરર્થક થયેલ પ્રવાહિ પરમાણુઓને પ્રસ્વેદ અને મૂત્રાદિદ્વારા ઉત્સર્ગ કરનાર નીચે જણાવેલ ખાસ અવયવો શરીરમાં છે. જેની રચના કાર્ય અને સ્થિતિ સંબંધી આવશ્યક જ્ઞાન પ્રત્યેક વ્યકિતએ યથાવત્ રીતે મેળવવાની ખાસ જરૂર છે.

૧ રૂધિરાભિસરણ દ્વારા પ્રવાહિ પદાર્થોને વહન કરનાર શરીરમાં નિમ્નલિખીત અવયવો છે.

૧ હૃદય.
૨ ધોરીનસ (Aorta)
૩ ધમની.
૪ શિરા.
૫ કેશવાહિની
૬ વીલી (આન્ત્રસ્થ)

(૨–૫:) **शिराधमन्यो नाभिस्थाः सर्वं व्याप्य स्थिता तनुः**

૨ યકૃત. (યકૃત્ ધરા)
૩ પ્લીહા (યકૃત્પ્લીહાધરા)
૪ બુક્કા.
૫ મૂત્રાશય અને મૂત્ર માર્ગ.
૬ વીર્યાશય (વૃષણ)
૭ રસગ્રન્થીઓ. Salivery Glands.
૮ પ્રસ્વેદ નાલકા અને સ્વેદવહ સ્રોતો.

ઉપરોકત અવયવો શરીરસ્થ પ્રવાહી પદાર્થોનો અનેક રીતે ઉપયોગ કરનારાં છે, જેનું વૈદ્યકશાસ્ત્રાનુસાર જ્ઞાન જીવનરક્ષા અને પોષણને માટે અનેક રીતે ઉપયોગી થઇ શકે છે.

# રૂધિરાભિસરણના અવયવો.

આકૃતિ નં. ૩૩ થી ૩૪ ૩૫

હૃદય અને ફેફસાં.



હૃદયનું કાપેલું ચિત્ર.



આ નં. ૩૬ સ્થૂલ અને સૂક્ષ્મઆન્ત્ર



આ. નં. ૩૭ યકૃત



આ નં. ૩૮ પ્લિહા.



# આત્મપોષક અને સંરક્ષક વૃત્તિઓ.

## દ્રવ્યનો ઉપયોગ.

बुभुक्षितैर्व्याकरणं न भुज्यते, पिपासितैः काव्यरसो न पीयते
न छन्दसा केनचिदुद्धृतं कुलं हिरण्यमेवार्जय निष्फला गुणाः ॥
माता निन्दति नाभिनन्दति पिता भ्राता न संभाषते
भृत्यः कुप्यति नानुनन्दति सुतः कान्ता च नालिङ्गते
अर्थप्रार्थनशङ्कया न कुरुते संभाषणं वै सुहृत्
तस्माद्द्रव्यमुपार्जयस्व सुमते द्रव्येण सर्वे वशाः ॥



प्राणेभ्योह्यनन्तरं धनमेव पर्य्येष्टव्यं भवति
नह्यतः पापात्पापीयोऽस्ति यदनुपकरणस्य दीर्घमायुः तस्मादुपक-
रणानि पर्य्येष्टुं यतेत तत्रोपकरणोपायाननुव्याख्यास्यामः
तद्यथा। कृषिपाशुपाल्यवाणिज्यराज्योपसेवादीनि
यानि चान्यान्यपि सतामविगर्हितानि कर्माणि वृत्तिपुष्टि-
कराणि विद्यात् तान्यारभेत कर्तुं। तथा कुर्वन् दीर्घजीवित
मनवमत पुरुषो भवति ॥ चरक.

# આત્મપોષક અને સંરક્ષક વૃત્તિઓ.

## પ્રકરણ ૪ થું.

"સ્વાર્થ" એ પ્રાણીમાત્રની સૌથી પ્રબળ વૃત્તિ છે."

### વ્યાખ્યા, સ્થાન, વિવેચન અને ખીલવણી આદિ.

આ સ્વાત્મપોષક કે સંરક્ષક વૃત્તિઓનું સ્થાન મસ્તિષ્કના અધોવિભાગ (તળીયાનાં વિભાગમાં) કાનની આસપાસ આવી રહેલ છે. જેથી કાનની ઉપરનો પ્રદેશ ગોલ અને ભરાવાદાર બની રહે છે. જુઓ આ. નં. ૫૩.

પ્રાણાભિલાષ કે જીજીવિષા એ પ્રાણી માત્રની સૌથી પ્રબલતમ પ્રેરણા છે. સ્વાર્થ-વૃત્તિ એ આ પ્રાણાભિલાષ કે જીજીવિષાવૃત્તિને પોષણ આપનાર મુખ્યવૃત્તિ છે. મનુષ્ય તેમજ પ્રાણી માત્રના અસ્તિત્વનો એ મુલ પાયો છે. તેનાવિના એક ક્ષણ પણ કોઇ જીવી શકતું નથી. પ્રાણીમાત્રની સમગ્ર પ્રવૃત્તિઓ જીજીવિષા કે પ્રાણૈષણા ક્ષુધાતૃષા અને ધનૈષણા આદિ વૃત્તિઓ સ્વાર્થ અને સુખપ્રવૃત્તિનાં એક સાધનરુપજ છે.

સ્વાત્મરક્ષા કે આત્મપોષણ કરનાર આ સ્વાર્થવૃત્તિઓના ઉપર એક એવો દોષ મુકવામાં આવે છે, કે તે દ્વારા મનુષ્ય અન્ય વ્યકિત કે પ્રાણીઓના નૈસર્ગિક હકો કે સુખો પર તરાપ મારે છે, પણ તે તદન અસત્ય છે. પણ ખરી રીતે જોતાં બીજાઓને નુકસાન કર્યા વગર પોતાનો સ્વાર્થ સાધવો એજ આ વૃત્તિનું મુખ્ય કાર્ય છે. અને કોઇપણ વ્યકિત તે પ્રમાણે અન્ય કોઇપણ વ્યકિત કે પ્રાણીના સુખપર અયોગ્ય રીતે તરાપ માર્યા વગરજ સ્વાત્મરક્ષા કે પોષણ કરવા સર્વથા શકિતમાન થઇ શકે છે એટલુંજ નહીં પણ કોઇપણ પ્રાણીને નુકસાન પહોંચાડયા વગર પોતાના સ્વાર્થની સીધ્ધિ મનુષ્ય માત્ર યથાર્થ રીતે ઉપર પ્રમાણે વર્તીનેજ કરી શકે છે. કારણ પોતાના સ્વાર્થને ખાતર અન્યને નુકસાન કરવા જતાં વેર અને વિરોધ વધી પડે છે. જે આગલ જતા પોતાનેજ દુઃખપ્રદ થાય છે.

પ્રત્યેક ઝાડના રોપા પોતાના મુળીયાંદ્વારા સ્વશરીરપોષક રસને જમીન-માંથી આવશ્યકતા પ્રમાણે ગ્રહણ કરે છે, અને અન્ય કોઇ પણ ઝાડનાં મુળીયાંને તેમ કરતાં અટકાયત કરતા નથી. તેમ પરસ્પર વિરોધ કરી લડતા પણ નથી. મનુષ્ય સમાજનું વર્તનપણ આવા પ્રકારનું હોવું જોઇએ. પ્રાણી માત્રે પોતાનાં સ્વાર્થ તરફ નં. ૧ વાળી પહેલી ફરજ તરફ ધ્યાન આપવું ઘટે છે. અને તેમ કરતાં બીજાઓના હકમાં અડચણ કરતા ન થવાય એ ખાસ સંભાળ રાખવાની છે. પરોપકાર વૃત્તિથી

કરવામાં આવતાં કાર્યો પણ જો બારીક રીતે વિચાર કરીએ તો સ્પષ્ટ જણાશે કે મનુષ્યની અન્તર્ગત દયાની આત્મવૃત્તિને સંતોષવાના સ્વાર્થરૂપ પ્રયાસનુંજ પરિણામ છે. આત્મસંતુષ્ટિરૂપ જેનો સ્વાર્થ વિનાશ પામ્યો હોય તેઓ ખરેખર દુર્ભાગ્યશાળી છે. એથી મોટું કે મહાન નુકશાન બીજું કોઇ નથી. પ્રાણૈષણા અને ક્ષુધા પિપાસા આદિ વૃત્તિઓને યથાવત પોષિ અને નિભાવી રાખવા માટે આ સ્વાર્થ-વૃત્તિઓનાં સંયુક્ત કાર્યની પણ અતિ આવશ્યકતા છે. એટલા માટે સ્વાર્થવૃત્તિઓને પ્રાણાન્તે પણ ત્યાગવી નહિજ જોઇએ. માત્ર તેનો દુરૂપયોગ, અતિયોગ કે મિથ્યાયોગ ન થાય એજ સંભાળવાનું છે.

नात्मानमभिमन्येत पूर्वाभिरसमृद्धिभि :
आमृत्यो : श्रियमन्विच्छेत् नैनां मन्येतदुर्लभाम् ॥ मनु.

જે પ્રમાણે ક્ષુધા પિપાસા અને પ્રાણૈષણા આદિ વૃત્તિઓના અવયવોને મસ્તિષ્કમાં અલગ અલગ સ્થાપિત કરવામાં આવેલ છે, તે પ્રમાણે આ સ્વાત્મરક્ષક અને આત્મ-પોષકવૃત્તિઓનું કાર્ય પણ મસ્તિષ્કના ચોકસ પ્રદેશોને ડહાપણ પૂર્વક સોંપવામાં આવેલ છે. કુદરત પોતાની સમગ્ર બાળપ્રજાને જ્યાં સુધી તે પોતાની મેળે પોતાની સંરક્ષા કરવા સમર્થ ન હોય કે ન થાય, ત્યાં સુધી તેના સંરક્ષક અને પાલક માતા-પિતાઓનાં સ્વાધિનમાં પ્રત્યેક પ્રજાને સોંપે છે. પણ યોગ્ય વયે પહોંચ્યા પછી પ્રત્યેક પ્રાણી પોતાના રક્ષણનું અને પોષણનું કાર્ય જાતે સંભાળી લેછે, અને પોતાને કોઈપણ દુઃખ ભય કે મુશીબત ન પડે, એ બાબતની સંભાળ રાખે છે. આત્મ રક્ષણ માટે હમેશાં જાતે તત્પર રહે છે, અને એટલાજ માટે કુદરતે મનુષ્યની અંદર તેવી શક્તિઓનું પ્રદાન કરેલું છે. પણ તે તે શક્તિઓનો યથાર્થ કે યથાવત્ ઉપયોગ કરવો એ મહાન ઈશ્વરી આજ્ઞાનું અનુપાલનજ છે. ક્ષુધા, તૃષા, પિપાસા, અથવા જીજીવિષા, વાત્સલ્ય ભાવ, પ્રેમ, મૈત્રી, અને શ્વાસપ્રશ્વાસ, તથા નિદ્રા, સુખ, દુઃખ, ભકિત આદિ વૃત્તિઓનો યથાયોગ્ય ઉપયોગ કરવો, એ ઈશ્વરની અનુપમ આજ્ઞા છે. અને તેનું યથાર્થ રીતે પાલન કરવું એ આપણું પરમ કર્તવ્ય છે. આ પ્રમાણે સ્વાર્થ વૃત્તિઓના પ્રબળ સૂત્રદ્વારા મનુષ્યોનાં સમગ્ર વ્યવહારો અને વૃત્તિઓનું કાર્ય પરિ-વેષ્ઠિત થઈ રહેલ છે.

આત્મલાભ અને આત્મસુખની અંદર સર્વ વૃત્તિઓનો હેતુ સમાઇ રહેલ છે. આ વૃત્તિઓનું મસ્તિષ્કના તળીયામાં આવેલું સ્થાન, પ્રથમ તો આપણને એ સુચવે છે કે, આપણી શારીરિક જરૂરીયાતો પાછળ આપણે સૌથી પ્રથમ ધ્યાન આપવાની જરુર છે. મસ્તિષ્કમાંના પ્રત્યેક અવયવને, જ્યાંથી તે પોતાનું કાર્ય સુલભ રીતે કરી શકે એવાજ સમુદાય અને પરિસ્થિતિમાં સ્થાપિત કરવામાં આવેલ છે, અને જે જે શકિતઓના સંયુકત કાર્યની હમેશાં આવશ્યકતા છે, તે તે શકિતના અવયવોને પણ કુદરતી રીતેજ એકજ ગ્રુપ કે સમુદાયમાં ગોઠવવામાં આવેલ છે, કે જેથી કરી બહુજ સુલભતાથી એક બીજાને જોઇતી સહાય કે મદદ આપી શકે. આ સ્વાર્થવૃત્તિ-ઓનું સ્થાન પણ ક્ષુધા, તૃષા, જીજીવિષા આદિ રક્ષક શકિતઓની નજદીકમાંજ એટલા

માટે મુકવામાં આવેલ છે, કે તેથી કરી આપણે સમ્પૂર્ણ શારીરિક તેમજ પશુવૃત્તિઓને (આહાર, નિદ્રા, ભય, અને મૈથુન આદિ) યથાવત્ સહાય આપી શકીએ. હૃદય અને ફેફસાં જેમ અતિ નિકટ અને સંયુકત હાલતમાં રહીનેજ પોતપોતાનું કાર્ય યથાવત્ કરી રહેલ છે. તેજ પ્રમાણે, ક્ષુધા, તૃષા, અને ધનૈષણા કે વૈશ્યવૃત્તિઓનું સ્થાન પણ એક બીજાની આસપાસ પરિસ્થિત હોવાની પણ તેટલીજ જરુર છે. કારણ ક્ષુધા અને તૃષા આદિ વૃત્તિઓને સંતોષવા માટે અનેક પ્રકારના લેહ્ય પેય, ચર્વ્ય, ચોશ્ય, ભક્ષ્ય, ભોજ્ય આદિ પદાર્થોને એકત્ર કરી સંગ્રહી રાખવા એ તેની બાજુમાં જરા ઉપર તરફ આવેલ વૈશ્યવૃત્તિનુંજ કાર્ય છે. મનુષ્યના મસ્તિષ્કના તળીયાના પ્રદેશમાં આવેલ સમગ્ર વૃત્તિઓ તેની ઉપરના નૈતિક અને ધાર્મિક તથા બુદ્ધિઇન્દ્રિયોરૂપ ઉપરિસ્થ અવયવોના આધારભૂત મૂળરુપ કે પાયારૂપ છે. આટલા માટે આપણી શારીરિક, સ્વાત્મરક્ષક અને પોષકવૃત્તિઓને તેના યથાર્થ રુપમાં ખીલવવાની, કેળવવાની અને ઉપયોગમાં લેવાની જેમ સમ્પૂર્ણ જરૂર છે, તેમ તેની યોગ્ય કિંમત પણ સમજવાની આવશ્યકતા છે. પણ તેને ધિક્કાર કે અપમાનની દૃષ્ટિથી દાબી દેવાની નથી. તેમ દુરૂપયોગ પણ કરવાનો નથી. મનુષ્યની સર્વ વૃત્તિઓ કે શક્તિઓ હમેશાં શુભ અને પવિત્ર તથા યોગ્ય ઉપયોગ કરવા માટેજ સરજાયેલ છે. માત્ર તેનો યથાર્થ ઉપયોગ કરતાં શીખવાનીજ સમ્પૂર્ણ જરૂર છે. તેમાં પણ આ સ્વાર્થવૃત્તિઓને તો ડહાપણપુર્વક સન્માર્ગે ચલાવવાની કે શુભ રસ્તે પ્રેરવાની તો ખાસ જરૂર છે. કારણ મનુષ્ય પોતાની શારીરિક અને માનસિક નિર્બળતાને લઇ અનેક વખત આ સ્વાર્થિ પશુવૃત્તિઓને આધીન થઈ, દાસ બની જઈ, અનેક પ્રકારના દુઃખ, કષ્ટ, અને આફતો પોતાને હાથેજ વહોરી લે છે. આટલા માટે આ સ્વાર્થ વૃત્તિઓના યથાર્થ કાર્યનું યોગ્ય વિવેચન કરવું, અતિ અગત્યનું છે. તેમ તેનો ઉપયોગ, દુરુપયોગ કે સત્યાસત્ય પ્રવૃત્તિની યથાર્થ સમાલોચના કરવી એ ખાસ જરૂરનું છે.

આ સ્વાર્થવૃતિઓની અંદર મુખ્યતયા, પ્રાણૈષણા, ક્ષુધાપિપાસા, ધનૈષણા, નિગ્રહવૃત્તિ, કાર્ય બરલાવવાની શકિત કે ઉદ્યોગ અને શૌર્ય, આદિ વૃત્તિઓનો સમાવેશ થાય છે. જેઓમાં ઉપરોકત વૃત્તિઓ પ્રપૂર્ણ પ્રમાણમાં ખીલેલી હોય છે, તેઓમાં પશુ વૃતિઓનું પ્રાબલ્ય હોય છે. જીવનના ખાનપાન ધન છે ભોગ આદિ વૈભવમાં અનુપમ પ્રકારનું સુખ માને છે. જીદંગીને બહુજ કીમતિ ગણી પ્રાણની દરેક પ્રયત્નથી રક્ષા કરે છે. શરીરની સમ્પૂર્ણ સંભાળ રાખે છે. ચક્ષુ શ્રોત્ર અને જીહ્વા આદિ પંચેન્દ્રિય વિષય જન્ય સુખોમાં આનંદ લે છે. આ લોકના સુખોને પ્રાપ્ત કરવામાં પૂર્ણ ઉત્સાહયુક્ત હોય છે. કાર્યક્ષમતાનો પ્રબળતાથી સાંસારિક સુખોને પ્રાપ્ત કરવાનાં બધા પ્રયત્નોમાં આદર કરે છે. નૈતિકશકિત અને ધાર્મિકવૃત્તિઓના પ્રાબલ્યથી શુધ્ધ વર્તનશીલ થઈ બધી પ્રવૃત્તિઓ આરંભે છે. જયારે નૈતિક અને ધાર્મિક વૃત્તિઓની નિર્બળતાને પરિણામે ભોગૈશ્વર્યપ્રસકત થઈ શિશ્નોદરપરાયણવૃત્તિથી વિષય ભોગની પરિતુષ્ટિ પાછળ ભટકે છે. એવી હાલતમાં આવા પુરૂષો આત્મવશ્યતાને ખોઇ બેસી ઈન્દ્રિયોની આધીનતાને વશ થઇ જાય છે. પણ સમ્પૂર્ણ આરોગ્ય, ઈન્દ્રિયવશ્યતા, અને નૈતિક તથા

ધાર્મિક વૃત્તિઓની પ્રબળતાવાળા' આ વૃતિના સંયુકત કાર્યથી ઉત્સાહ, શૌર્ય ધૈય દ્રઢતા અને નિગ્રહ, આદિ મનુષ્યને લાયક ઉત્તમ ગુણુયુકત થઈ ઉત્તમ કોટિનાં મનુષ્યવત્ વર્તન કરી જીવનને સાર્થક કરે છે.

જેઓમાં આ શકિતઓ કે વૃત્તિઓ સાધારણ પ્રમાણમાં હોય છે, તેઓ સામાન્ય રીતે સાંસારીક સુખો પાછળ પ્રયત્નો કરે છે, પણ જીંદગીની મહાન ઉથલપાથલો સામે ટકી રહેવા શકિતમાન થતા નથી. નૈતિક વૃતિઓની પ્રબળતાથી આવા લોકો વ્યવહારજ્ઞ હોવાનાં કરતાં સ્વભાવમાં બહુ ભલા અને સારા હોય છે. હમેશાં શાન્તિને ચાહનાર હોય છે. કલેશ કલહ કે કંકાશથી આવા લોકો એકદમ કંટાળે છે. આવા પુરૂષો પોતાની અંદરની ભલાઇ અને સારા માણુસાઈ કે ઉન્નત બુધ્ધિશકિતઓનો પણ પરિચય અન્યને આપી શકતા નથી. અસાધારણ પ્રસંગોનાં મુશીબતથી દબાઇ જાય છે. આવા પુરુષોએ વધારે સહનશીલ અને શૌર્યયુકત થવાની જરૂર છે. પોતાના હક અને સ્વાર્થ જાળવતાં ખાસ શીખવાની જરૂર છે, નહિં તો તદન ગરીબ ગાય અને બકરી જેવી હાલતમાં આવી પડવાનો પૂર્ણ સંભવ છે. આવી સ્થિતિ દુનીયાના વ્યવહારિ કાર્યોને માટે તો તદન અનુપયોગીજ ગણાય? હા કદાચ એવી વૃત્તિવાળા સાધુ કે સન્યાસ આશ્રમનું સેવન કરે તો કદાચ જાતે સુખ લાભ મેળવી કે દુનીયાને આપી શકે ખરા?

જેઓમાં આ શકિત તદન ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓ દુનીયામાં કંઇપણ સારૂં કામ કરી શકતા નથી. હિમ્મત અને શૌર્યહીન હોય છે. બુધ્ધિશકિત સમ્પન્ન હોય તો પણ તેવી શકિતનો પરીચય દુનીયાને આપી શકતા નથી, તેમજ નૈતિક શકિતની પ્રબળતા હોય તો પણ તેઓની અતિ ભલાઇને લીધે દુનીયાના વ્યવહારિક કાર્યોને માટે પોતે જાતેજ પોતાને અયોગ્ય સમજે છે, જેથી તેઓનું જીવન તદન નિરર્થકજ જાય છે.

**ખીલવણી**—આટલા માટે મનુષ્યની અંદરની સ્વાર્થ વૃત્તિઓની યથાર્થ ખીલવણી અતિ આવશ્યકની છે, અને એટલા માટે નીચેના નિયમોપર ધ્યાન રાખી વર્તવાની પ્રત્યેક મનુષ્યની ખાસ ફરજ છે.

૧. આત્મલાભ કે સ્વાર્થ સિધ્ધિના પ્રત્યેક પ્રસંગપર ખાસ ધ્યાન આપો.

૨. સ્વાર્થસિદ્ધિ તરફ બે દરકાર ન રહો.

૩. સુખ દુઃખ સહન કરતાં શીખો, મુશીબતોથી ગભરાઓ નહિં.

૪. ઉત્સાહ સમ્પન્ન, અદીર્ઘસૂત્રી, ક્રિયાવિધીજ્ઞ, વ્યસનોમાં અસકિત રહિત શૂર કૃતજ્ઞ, અને દ્રઢતા આદિ ગુણુયુકત થાઓ, કે જેથી લક્ષ્મી સ્વયં તમારી પાસે આવી નિવાસ કરશે.

૫. અતિભલા નહિં થાઓ.

૬. વ્યહવારિક કાર્યોમાં ધ્યાન આપો.

૭. શરીરસંરક્ષાના નિયમો પાળી, શારિરીક આરોગ્ય અને શૌચ આદી ગુણ કેળવવા પર ધ્યાન આપો.

૮. આરંભેલ કાર્યને પુરૂ કરવા, હમેશાં તત્પર થાઓ; અને મુશીબતોનો હંમેશાં દ્રઢતાથી પ્રતિકાર કરો.

નિગ્રહ—મનુષ્યની અંદરની પશુવૃત્તિઓનો નિગ્રહ કરવાની પણ અત્યંત જરૂર છે. એટલા માટે નીચેના નિયમોપર ખાસ ધ્યાન આપો.

૧. સર્વ પ્રકારના દારૂ, કેફીપીણા ભાંગ, ગાંજો, તમાકુ, ચા, કાફી, અથાણા અને ખાંડ કે સાકરવાળા ભારી પદાર્થોનું સેવન કરવાથી બચતા રહો.

૨. હંમેશાં હલકો અને નિરામિષ આહાર કરો.

૩. માંસાહારથી મનુષ્યની પશુવૃત્તિઓ ઉશ્કેરાય છે.

૪. કામ, ક્રોધ, લોભ આદિને આધીન કદી ન થાઓ.

૫. હમેશાં સારા અને ભલા તથા ધર્માત્મા પુરૂષોના સમાગમનું સેવન કરો.

૬. દુષ્ટ, પાપી, દુરાચારી, કઠોર, અને કુટીલ ભાવના પાપાત્માનાં પરિચયથી હમેશાં બચતા રહો.

૭. ખાસ કરી આત્માની ઉચ્ચ ધાર્મિક નૈતિક તથા બુધ્ધિશકિતઓને યથાર્થ રીતે ખીલવો, કેળવો, અને ઉન્નત ઉત્કૃષ્ટ અને મહાન ઔદાર્યભાવોથી આત્માને ઉન્નત બનાવી પશુવૃત્તિઓના પ્રબળ વેગને આત્મસંયમ દ્વારા વશમાં લાવો.

૮. ઉપરોકત (નં ૭ નાં) કાર્યની સીધ્ધિમાટે સૃષ્ટિલીલા અને સૃષ્ટિ સૌન્દર્યનાં અવલોકનનો ખાસ શોખ વધારો. કારણ મનુષ્યના આત્માને ઉન્નત, પાવન, સૌંદર્ય ભાવયુકત, મહત્વપૂર્ણ વિચારોયુકત, બનાવવાની જે અનુપમ સત્તા કુદરતની સમગ્ર રચનાના અવલોકન અને અધ્યયનરૂપ કાર્યમાં અને સ્વાધ્યાય યજ્ઞમાં સમાયેલ છે તેજ એક મનુષ્યની અંદરની પશુવૃત્તિઓનાં વેગોને દબાવવા માટે પૂર્ણ સામર્થ્ય યુકત છે.

ભૂમીકા રૂપે આટલું નિવેદન કર્યા પછી અમે ક્રમવાર મનુષ્યની અંદરની સ્વાર્થ વૃતિઓનું વિવેચન કરશું, આમાંથી પ્રથમની ત્રણ પ્રાણૈષણા, ક્ષુધા અને તૃષા કે પિપાસાનું વર્ણન અમે અગાઉના ત્રણ પ્રકરણમાં કરેલું છે. જ્યારે હવે વૈશ્યવૃત્તિનું વર્ણન કરવામાં આવશે.

---

# નં. ૪. વૈશ્યવૃત્તિ અથવા વિતૈષણા.

**Acquisition.**

—*—

વૈશ્યવૃત્તિ-કરકસર, ઉદ્યોગ, વ્યાપાર રોજગાર, ધંધોધાપો, યોગ, પ્રાપ્તિ, ક્ષેમ, અર્થાત્ પ્રાપ્ત કરેલ પદાર્થની સંવૃધ્ધિ અને સંરક્ષા, અહંત્વ, મમત્વાદિભાવ, પ્રાપ્ત્યાભિલાષ, સ્વામિભાવ, સ્વસ્વામિત્વ, ધનૈષણા, વિત્તૈષણા, વ્યાજવટું, લેણદેણ કે શરાફીનો ધંધો, આદિ સર્વ પ્રકારના અર્થ સંબંધી વ્યાપારોનાં સમગ્ર રૂપોનો આ એકજ "વૈશ્યવૃત્તિ કે વિત્તૈષણા" માં સમાવેશ કરવામાં આવે છે.

અતિ લોભ, કંજુસાઈ, કૃપણુતા આદિ આ વૃત્તિના અનુચિત અને અતિયોગ કે મિથ્થાયોગનુંજ પરિણામ છે. અતિ ઉદારતા, પુલણજીવૃત્તિ, અનિયન્ત્રિત વ્યય, અમિતવ્યય અથવા મુકતહસ્ત, આદિ આ વૃત્તિનાં હીનયોગનું પરિણામ છે.

૧. પ્રાપ્તિ અથવા યોગ. ૨. સંરક્ષા અથવા ક્ષેમ. અને ૩. લોભ. એવા આ વૃત્તિના ત્રણ વિભાગ છે.

**સ્થાન**-આ વૃત્તિનું સ્થાન, ક્ષુધાવૃત્તિના અવયવની ઉપર, કાર્યકૌશલ્યવૃત્તિના અવયવની બરાબર લાઇનમાં, પાછળના ભાગમાં, કાનપરના પ્રદેશમાં આવેલ છે. તેને શોધવાનો સૌથી સહેલો ઉપાય એ છે કે-"કાનના મધ્ય છિદ્રમાંથી દોઢેક ઇંચ ઉભી લીટી દોરો, અને બીજી એક લીટી કાનની ઉપરની ટોચ પાસેથી અગ્ર ભાગમાં દોરો જે સ્થળે બન્ને લાઇનોનો સમાગમ થાય તે આ શકિતના અવયવનું સ્થાન જાણવુ. જો આ શકિત પૂર્ણ પ્રમાણમાં ખીલેલ હોય છે, તો કાનની આસપાસનો અને લલાટનો પાછળનો ભાગ બરાબર ગોળ ભરાવદાર જણાઈ આવે છે. આ અવયવની ખામી વાળું મસ્તિષ્ક, તે પ્રદેશમાં બેઠેલું અને ચપટું જણાઇ આવે છે.

**શોધક**-આ શકિતના સ્થાનની શોધ ડાકટર ગોલે અનેક મનુષ્યો અને સંદેશો લઇ જનારા છોકરાંઓનાં માથાં તપાસી, પરસ્પર તુલના અને જાતિઅવલોકન દ્વારા કરી હતી. જેનાં સંખ્યાબંધ દૃષ્ટાન્તો તેણે પોતાના પુસ્તકમાં આપેલ છે.

**ઉપયોગ**-માલ મીલકત કે સ્થાવર-જંગમ આદિ પદાર્થોનું આધિપત્ય-માલીકી સ્વામિત્વ ધરાવવાની ઇચ્છા, અભિલાષા કે વૃત્તિ એ આ વૃત્તિનો મુખ્ય ઉદ્દેશ છે. ક્ષુધાવૃત્તિની ઉપર અને પાસેજ તેની પરિસ્થિતિ, ઋતુ ઋતુમાં ઉત્પન્ન થતાં ભોગ્ય પદાર્થોનો સંગ્રહ કરી રાખવાનું તથા આવશ્યકતા પ્રમાણે ભાવી ઉપયોગમાં લેવાનું સુચવે છે. કાર્યકોશલ્ય શકિતના સ્થાનની પાછળજ આવેલું તેનું સ્થાન અનેક પ્રકારના યંત્ર, જંત્ર, કે રમકડાં તથા સંચાકામ અને ભરવા, ગુંથવા, સીવવા, વેતરવા આદિના હસ્તકૌશલ્યના ઉપયોગી કાર્યો કરી અનેક પ્રકારના હુન્નર ઉદ્યોગદ્વારા ધનાદિ ઐશ્વર્યની પ્રાપ્તિ કરવાનું સુચવે છે.

પાછળના ભાગમાં આવેલ ગોપનવૃત્તિ–વશ્યતાનું સ્થાન સમગ્ર પશુવૃત્તિઓની વચ્ચમાંનાં અગત્યના સ્થાનમાં આવી રહેલું છે. જે એમ દર્શાવી આપે છે કે મનુષ્યે પોતાના ધન ધાન્યાદિ પદાર્થોને સારી રીતે સંરક્ષિત અને ગુપ્ત રીતે સંગ્રહી રાખી ગુપ્ત સ્થાનમાં ભવિષ્યના ઉપયોગ માટે સુરક્ષિત રાખવાની આવશકતા છે.

કોઠીઓ, કપાટ, ભોંયરાઓ, ખાંણો, પથરાઓ; ગુપ્ત ગોંખલાઓ, જમીનમાં દાટવામાં આવતા પ્રાચીન કાળના ચરુઓ, તેમ વર્તમાનકાળના કપાટ તીજોરીઓ લોખંડની ટ્રંકો, સેફરૂમ, બેન્કો, સરાફની પેઢીઓ, સેવીંગ્સ બેન્કો આદિની કળા-કૌશલ્ય અને બુધ્ધિપૂર્ણ રચનાઓ આ ગોપન વૃત્તિના તેમજ વિત્તસંરક્ષા અને કળા-કૌશલ્યવૃત્તિના સંયુકત કાર્યનેજ આભારી છે.

મનુષ્યની ભિન્નભિન્ન શકિતઓને સંતોષવાના, સન્તુષ્ટ કરવાના, ભિન્નભિન્ન પ્રકારના સાધનો સાહિત્યો કે સામગ્રીઓ, કુદરતની અંદર સ્વાભાવિક રીતે અનેક વિદ્યમાન છે. મનુષ્યોનાં રહેઠાણ માટે બનાવેલ અથવા ખરીદેલ ગૃહ તેની રહેવાની વૃત્તિને સંતોષવાનું સાધન છે, અને પોતાની જાત મહેનત કે દ્રવ્ય આપીને તેણે મેળવેલ છે, તો તે કુદરતી રીતે તેનુંજ છે. પશુ પક્ષીના માળા કે ગૃહોના સંબંધમાં પણ તેમજ સમજવું જોઇએ અને ન્યાયની રીતે જોતાં કોઈપણ રાજાની શિકારી કે જુલ્મી સત્તાને આવી રીતે પ્રાપ્ત કરેલ પશુ પક્ષી કે મનુષ્યના ગૃહરૂપ માળાનો નાશ કરવાની કે છીનવી લેવાની કે વગર રજાએ ઉપયોગ કરવાની કંઇપણ હક તરીકેની સત્તા નથી. ખીસકોલી અથવા કીડીએ ભાવી ઉપયોગ માટે સંગૃહ દ્વારા એકત્ર કરી રાખેલ ભક્ષ્ય પદાર્થોનો ઉપયોગ કરવાનો તેનેજ અખત્યાર છે. કારણ જાતમહેનતથી પ્રથમ તેણે તે પદાર્થો ક્ષુધાનિવૃત્તિ માટે પ્રાપ્ત કરેલ છે. તેને છીનવી લેવાની કે ઉપયોગ કરવાની (ખાસ આપત્તિના પ્રસંગ વિના) મનુષ્યને પણ ખરી રીતે જોતાં કોઇપણ સત્તા નથી. આજ પ્રમાણે કામવૃત્તિને માટે સ્ત્રી દારા આદિ, વાત્સલ્યપ્રેમની તૃપ્તી માટે પ્રજા આદિ, મૈત્રીભાવ માટે મિત્રવર્ગ, અવલોકન શકિતની તૃપ્તી માટે દૃષ્ય પદાર્થો, રંગજ્ઞાનની તૃપ્તિ માટે અનેક પ્રકારના રંગો, સ્વર અને સંગીત શકિતને પરિ તૃપ્ત કરવા માટે શ્રવણેન્દ્રિય અને અનેક પ્રકારના સતાર, સુંદરી, દીલરૂબા, હાર-મોનીયમ, સારંગી, પીયાના, સારંગી આદિ વાદ્યો, બુધ્ધિની ખીલવણી માટે અનેક પ્રકારના તત્વગ્રંથો, ઇતીહાસ અને ભુગોળ શકિતની તૃપ્તી માટે, અનેક પ્રકારના ઈતિ-હાસિક ગ્રન્થોના સમુદાય અને ભૂગોળ તથા ખગોળનું જ્ઞાન આપનાર નકશાઓ અને પુસ્તકો, તર્કશકિત અને તુલનાશકિતની ખીલવણી માટે ન્યાયના ગ્રન્થોરૂપ અનેક પ્રકારની જ્ઞાનની સાધન સામગ્રીરૂપ મહાન વિસ્તૃત પુસ્તકાલયો વિગેરે ભિન્ન ભિન્ન પ્રકારની વૃત્તિને સંતોષવાના સાધનોજ છે, જે તે તે વ્યકિતની વૃત્તિને માટે ઉપયોગી પદાર્થો છે, અને તેટલા માટે જાત મહેનતથી એકત્ર કરેલ સમગ્ર પદાર્થોનો પોતાના ઉપયોગ માટે સમ્પૂર્ણ રીતે વાપરવાનો તે દરેકને સ્વાભાવિક હક છે.

વિત્તૈષણા—એ આ વૃત્તિનું એક મુખ્ય કાર્ય છે. કેટલાક મનુષ્યો એકજ પદાર્થને રૂપાન્તર કરી તેની અનેકગણી કીંમત મેળવી શકે છે. જ્યારે કેટલાક

પુરુષો મહામુલ્ય રત્નોને ધુળમાં રગદોળે છે. કેટલાક પુરુષો થોડે નફે ઝાઝો વેપાર કરે છે, જ્યારે કેટલાક થોડા વેપાર રોજગારમાં પણ અધિક ધન પેદા કરે છે. કેટલાક પુરૂષો સ્વભાવિક રીતે વ્યાપાર રોજગારમાં કુશળ હોય છે, જ્યારે કેટલાકમાં તેવી વૃત્તિની ન્યૂનતા કે ખામી હોય છે. આવા પુરૂષો વેપાર રોજગારમાં પાછળ પડે છે. કંઇપણ કમાણી કરી શકતા નથી. આ બધું આ વૃત્તિની પ્રબળતા કે ન્યૂનતાને આભારી છે. પ્રત્યેક મનુષ્યમાં આ વૈશ્યવૃત્તિ-યોગ અને ક્ષેમની વૃત્તિ યથાયોગ્ય પ્રમાણમાં હોવાની સર્વદા જરૂર છે.

વિવર્ણન—જેઓમાં આ વૃત્તિ પ્રબળ પ્રમાણમાં હોય છે, તેઓ જલદી ધનવાન થવા હમેશાં ઉત્સુક હોય છે. તેઓ ધનપ્રાપ્તિનાં બધા ઉપાયો પાછળ આતુરતાથી લાગે છે. સોદા પારપાડવાની કુદરતી બક્ષીસવાળા હોય છે. પ્રાપ્ત કરેલ ધનાદિ પદાર્થોમાંથી હમેશાં ભવિષ્ય માટે સંગ્રહ કરી રાખે છે. પ્રત્યેક પદાર્થોનો સારો લાભદાયક નફાકારક ઉપયોગ કરે છે. જે પદાર્થની વર્તમાનમાં જરૂર ન હોય, તેને ભવિષ્યને માટે સંગ્રહી રાખે છે. કોઈપણ ચીજને નિરર્થક જવા દેતા નથી. શાક પાનનાં છોલાંનો પણ ઉપયોગ કરે છે. સોદા કરવામાં બહુજ કસી કસીને તપાસ કરીને ખરીદ કરે છે. વેચાંણમાં હમેશાં નફાકારક રીતેજ સોદા પાર ઉતારે છે. આવા પુરૂષો ઉદ્યોગી, કરકસરીયા, અને ધનપ્રાપ્તિની પ્રબળ ઈચ્છાયુકત હોય છે. ધનૈષણાની પ્રપૂર્તિ માટે પૂર્ણ બળથી પ્રયત્ન કરે છે. અપ્રાપ્ત પદાર્થોને પ્રાપ્ત કરવાની પ્રબળ ઈચ્છારૂપ યોગવૃત્તિયુકત હોય છે, અને પ્રાપ્ત પદાર્થોને રક્ષણ કરવાની ક્ષેમવૃત્તિથી પણ સંયુકત હોય છે.

સાવધપણાની અધિકતા તથા આશાની તેમજ સમજશકિતની સાધારણ હાલતમાં પૈ પૈનો હીસાબ કરે છે. પણ રૂપિયાની થેલીઓ ઉડી જાય તો પણ એ બાબતમાં બેદરકાર હોય છે.

આત્મનિષ્ઠાના પ્રાબલ્યથી અને નિગ્રહ વૃત્તિની સાધારણ અવસ્થામાં હમેશાં પ્રમાણીક અને લેણદેણમાં ચોકસ હોય છે. વ્યાજબી લેણાથી વિશેષ માંગતા નથી. તેમ કોઈને છેતરતા પણ નથી. પણ જો ગોપનઇચ્છાની પ્રબળતા અને આત્મનિષ્ઠાની ન્યૂનતા હોય તો ગમે તે ઉપાયે પણ ધન મેળવવાની ધમાલ પાછળ મંડયાજ રહે છે. સારો માલ દેખાડી ખરાબ ઝાપટી દે છે. હાથમાં વેચવા કાઢેલી વસ્તુના ખુબ વખાણ કરે છે, અને ખરીદવાની વસ્તુ હોય તેનાં દોષોનુંજ દર્શન કરાવવા મંડી જાય છે. આવા પુરૂષો વાત્સલ્યભાવની પ્રબળતાને લીધે બાળકોને રમકડાં અપાવવામાં પણ વૈશ્યવૃત્તિ વાપરી છોકરાંઓને પણ છેતરે છે. જો કે જોઇતી ચીજ અપાવે છે પણ તેમાં લુચ્ચાઇ વાપર્યા વિના રહેતા નથી. સ્વમાનની ન્યૂનતાને લીધે બહુજ ટુંક વિચારના અને દમણી પણ ન છોડે તેવા હોય છે.

આશાની અતિ પ્રબળતાને લીધે મોટા મોટા વેપાર અને ખરીદી આદરી મુકે છે. પણ સાવધતાની ન્યૂનતાને લીધે નુકશાનમાં ઉતરી પડવાનો સંભવ છે. આશાની પ્રબળતા સાથે મૈત્રીભાવ અને કરૂણાની પ્રબળતાથી તથા સાવધતાની ન્યૂનતાથી બરબાદ

કરી શકે તે કરતાં પણ વધારે સોદા કરી બેસે છે, અને રોકડ આપવા કરતાં મુદતે નાણાં આપવાનાં વચનથી બંધાય છે. આવા લોકોએ અને તેવા લોકોની સાથે રોકડથીજ વ્યવહાર કરવાની જરૂર છે. તથા ધંધા રોજગારમાં બહુ દોડ ન કરતાં સાવચેતી પુર્વક ઓછો વેપાર થોડે નફે રોકડથી કરતાં શીખવાની જરર છે.

ગૃહસંસારી લાગણીઓની પ્રબળતાથી ઉદ્યોગ અને ખંતપૂર્વક ઘરસંસારને ઉપયોગી પદાર્થો પ્રાપ્ત કરે છે અને સુરક્ષિત રાખે છે.

કાર્ય કરવાની અતિ પ્રબળવૃત્તિને પરિણામે કરી શકે તે કરતાં વધારે કામ કરવાનું માથે લે છે, અને વખતે અતિશ્રમથી માંદા પણ પડે છે. જેથી નફા કરતાં નુકશાન અધિક વહોરી લે છે. યશાભિલાષની પ્રબળતા અને ગોપનવૃત્તિ કે નિગ્રહવૃત્તિની ન્યૂનતાને લીધે ધનમદથી યુકત હોય છે. પણ નિગ્રહવૃત્તિને પરિણામે ધન સંબંધી વૃતાન્ત ગુપ્તજ રાખે છે. કળાકૌશલ્યને યાન્ત્રિક શકિતની પ્રબળતાથી કોઇપણ પ્રકારનાં સાંચાકામ, યંત્રકામ કે મીલ વગેરેનાં ધંધામાં જોડાઈ ધનપ્રાપ્તિ કરવા પ્રેરાય છે.

સૌંદર્યપ્રેમની પ્રબળતાથી પ્રત્યેક વસ્તુ અને ધંધા રોજગારનાં સાધનો, ચોપડા, નામાં, વિગેરે તથા ગૃહ્યપદાર્થોને, સ્વચ્છ સાફ અને ચોકખા રાખે છે. અસ્વચ્છતા કે ગબડગંડુ કાર્ય જોઇ ગુસ્સે થઈ જાય છે, સાવચેતીની પ્રબળતાથી હમેશાં દુરદર્શી કે લાંબી દૃષ્ટિ કરી પ્રવર્તે છે. બુધ્ધિશકિતઓની પ્રબળતાથી પુસ્તકો અને બુધ્ધિવર્ધક સાધનો વિગેરેનો સારો સંગ્રહ કરી રાખે છે. સ્વમાન, ભકિત, અને પ્રાચીનતાની પ્રબળ લાગણીને લીધે જુના સિક્કા, અને પ્રાચીન પુસ્તક પદાર્થો કે વસ્તુઓનો કે નમુનાઓનો સારો સંગ્રહ કરી રાખે છે. (જુઓ આ. નં. ૫૩ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી) દયા અને સૌંદર્યવૃત્તિના પ્રબળ પરિણામે મિત્રવર્ગને કે ગરીબોને મદદ આપવા તત્પર રહે છે, પણ આવા પુરૂષો ઘણે ભાગે ધનવાન થઇ શકતા નથી.

જેઓમાં આ શકિત સામાન્યતયા હોય છે, તેઓ ધનાદિ ભોગ વૈભવની સામગ્રીને ચાહે છે ખરા, પણ આ શકિત દ્વારા મેળવેલા પદાર્થોનો સંગ્રહ થવાની સાથે જ અન્ય શકિતઓના સંતોષની ખાતર વ્યય કરી નાંખે છે. સાવચેતીની અધિકતાથી માલ મીલકતને ખાસ ભવિષ્યમાં ઉપયોગી થાય એવા ઉદ્દેશથી સાચવી રાખે છે.

યશ અને ઉત્કર્ષની અભિલાષાથી તેઓ ડોળ દમામ પાછળ વ્યય કરે છે. આત્મનિષ્ઠાના પ્રાબલ્યથી લેણદારોને જલદી ચુકવી આપે છે. બુધ્ધિવૃત્તિના પ્રાબલ્યથી બુધ્ધિવર્ધક સાધનો મેળવવા પાછળ છુટથી ધનાદિ ખર્ચે છે.

ખાસ કરી આવા લોકોની ધનાદિ પદાર્થો પ્રાપ્ત કરવાના સાધનો માટેની ધંધારુપ પ્રવૃત્તિનો મોટો આધાર તે તે વ્યકિતની પ્રબળવૃત્તિઓ ઉપર આધાર રાખે છે. માલમિલકતનો સંગ્રહ માત્ર સંગ્રહ કરવા ખાતરજ કરતા નથી, પણ તેની ભાવી ઉપયોગીતાને માટેજ કરે છે. ખાસ કરી જેઓમાં આ ધનૈષણાની વૃત્તિ બહુ સાધારણ પ્રમાણમાં હોય છે, તે છુટા હાથવાળા, ખર્ચ કે વ્યય કરવામાં સંભાળ વગરના, ફોકટ ખર્ચ કરનાર, માલ ખરીદી કે વહેંચણી કરવાના કાર્યમાં કુશળતા વિનાના, કે

એવા પ્રકારના કાર્ય કરવામાં મન વગરના, ધનાભિવૃદ્ધિના કાર્યમાં અકુશળ, અને કમાય તેટલું ખરચી નાખનારા હોય છે. કેટલીકવાર કમાણી કરતાં પણ ખર્ચ આગળ વધી જાય છે.

સૌન્દર્યના અધિક શોખથી સારી સારી ચીજો, ગમે તે ખર્ચ કરીને પણ સંગ્રહ કરેછે. નાના નાના પરચુરણ ખર્ચો પર ધ્યાન આપતા નથી, પદાર્થોને જાળવી રાખવા કરતાં વાપરવા સારૂજ ઘણે ભાગે ખર્ચે છે. વર્તમાન ભોગ ભોગવવા પાછળ ખર્ચ કરવા તત્પર થઇ રહે છે. પણ ધન સંગ્રહ કે એકત્ર કરવા સ્વાભાવિક રીતે ઇચ્છતા નથી. ગૃહ લાગણીઓની પ્રબળતાને લીધે ઘરસંસારી કાર્યો પાછળ અધિક ખર્ચે છે. યશની પ્રબળ ઇચ્છાથી તથા સાવધતાની ન્યૂનતાથી ડોળ દમામ પાછળ દેણું કરીને પણ વાવરે છે. (લગ્ન આદિ કાર્યોની માફક) આશાની પ્રબળતાથી દેણામાં ડુબતા જાય છે, અને કમાયા પહેલા ખર્ચી બેસે છે. તથા કરૂણા અને મૈત્રીભાવની પ્રબળતાથી મિત્રવર્ગને ધનાદિ પદાર્થો ધીરતા અચકાતા નથી.

જેઓમાં આ વૈશ્યવૃત્તિ બહુજ ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓનો હાથ બહુજ પોલો અર્થાત્ ખર્ચાળ હોય છે. પૈસો પાણીના મુલ્યે વાવરે છે. કયાં વપરાય છે, તેની પણ તેઓ દરકાર કરતા નથી. આશાની પ્રબળતાથી "આજનો લાવો લીજીયેરે કાલ કોણે દીઠી છે?" એવા સિધ્ધાન્તના હોય છે. ભવિષ્ય માટે કાંઇ બચાવ કરી રાખતા નથી, તથા યશ કે કીર્તિની પ્રબળ ઇચ્છા, કે સૌન્દર્યના અતિ શોખથી સંયુકત હોય, અને તર્કશકિત કે સમજશકિતની ન્યૂનતા હોય તો ઉડાઉ અને ખર્ચાળ હોય છે. આપવાના સામર્થ્યવિના દેણું કરી બેસે છે. આવા પુરૂષોએ કરકસર, બચાવ અને ભાવિની ચિન્તા રાખી, આ વૈશ્યવૃત્તિને યથાર્થ રીતે ખીલવવાની પૂર્ણ જરૂર છે.

યોગ (acquisition) આ વૈશ્યવૃત્તિના અવયવના અગ્ર વિભાગનું કાર્ય ધનાદિ પદાર્થો પ્રાપ્ત કરવાનું, સટો ખેલવાનું, અને વ્યાપાર રોજગારમાં ઝંપલાવવાનું કે ખેડવાનું તેમજ વ્યાપારમાં મોટી રકમ રોકવાનું છે. જ્યારે એજ વૃત્તિના પાછળના વિભાગનું કાર્ય, ક્ષેમકુશળ કે સંરક્ષા કરવાનું, એકત્ર કરવાનું કે સંગ્રહી રાખવાનું છે, જેમાં કરકસર, મિતવ્યય, કે જોઇતું ખર્ચ કરવાની વૃત્તિનો પણ સમાવેશ થાય છે. આગળના અવયવને અમે "યોગ" અને પાછળના વિભાગના અવયવને "ક્ષેમ" એમ પ્રથક્પ્રથક્ બે પ્રકારના કાર્યને લીધે, બે પ્રકારના નામાભિધાન કરીએ છીએ. 'યોગ' અને 'ક્ષેમ' સંસ્કૃત ભાષાનાં અતિ પરિચિત શબ્દો છે, એટલુંજ નહિ, પણ આ વૃત્તિનું યથાર્થ કાર્ય યથાયોગ્ય રીતે પ્રગટ કરવાનું શબ્દસામર્થ્ય બીજા કોઇ પણ શબ્દો કરતાં આ શબ્દમાં સારૂ જણાય છે, તેથી અમે તેજ ટુંકા પણ અર્થસુચક પ્રાચીન નામોનોજ અત્રે સ્વિકાર કરેલ છે. ( **योग क्षेमो नःकल्पतां** )

જેમાં યોગવૃત્તિનું પ્રાબલ્ય હોય છે, તથા ક્ષેમવૃત્તિ સાધારણ પ્રમાણમાં હોય છે. તેવા વ્યકિતઓ ભાવિ લાભને ખાતર મોટી મોટી રકમો વ્યાપાર રોજગાર પાછળ રોકે છે, અને ભવિષ્યમાં ધનાદિ પદાર્થોને યથાવત પ્રાપ્ત કરી, ધનવાનમાં ગણાવાની પ્રબળ આશાયુકત હોય છે, પણ તે ઇચ્છાને તૃપ્ત કરવા પાછલ ખર્ચવામાં

આવતી નાની નાની રકમો પ્રત્યે તદ્દન બેદરકારજ રહે છે. જ્યારે જે વ્યકિતમાં યોગવૃત્તિની નિર્બલતા અને ક્ષેમની પ્રબલતા હોય છે. તેઓ નાની ચુંક કે પૈનો પણ બચાવ કે સંરક્ષા કરે છે. પાઈ પાઇનો હિસાબ ગણે છે, અને સંભાળ લે છે, અને ધંધા રોજગારમાં પણ ત્રસ્ટબોન્ડ કે ગવર્નમેન્ટબોન્ડ, ગ્યાસગીરો કે મોર્ટગેજના કામો કોઇ પણ જાતનુ જોખમ ખેડયા વગર થોડે નફે કરે છે. જ્યારે ભવિષ્યનાં મહાન લાભદાયક જણાતા પણ સહિસલામતી કે લાભની સુનિશ્ચિતતા વગરના કાર્યોમાં કદી પણ સાહસ કરી પડતા નથી.

પાશ્ચાત્ય દેશના વ્યાપારીઓમાં, વ્યાપારિક સાહસ, દ્રવ્ય મેલવવાની પ્રબલ ઇચ્છા કે ધનૈષણારૂપ આ યોગવૃત્તિનું પ્રબલ કાર્ય પ્રસિદ્ધ પણે સર્વત્ર જોવામાં આવે છે. જ્યારે સંરક્ષા, બચાવ, કે કરકસરરૂપ ક્ષેમવૃત્તિનું કાર્ય તદ્દન ન્યૂન છે. જ્યારે હિંદુસ્થાન અને એશિયાના પૂર્વ દેશના લોકોમાં જો કે યોગ અને ક્ષેમ બન્ને વૃત્તિના સંયુકત કાર્ય પ્રબલ પણે જોવામાં આવે છે, તો પણ એટલું તો કહ્યા વિના નથી ચાલતું કે, વ્યાપાર રોજગાર ખેડવાના સાહસરુપ યોગવૃત્તિ કરતાં સંરક્ષણ, સંભાલ, કે બચાવ તેમજ કરકસરરુપ ક્ષેમવૃત્તિનું કાર્ય બીજા દેશના પ્રમાણમાં પ્રબળતમ છે. જ્યારે અમેરિકન લોકોમાં ધનાદિ પદાર્થો પ્રાપ્ત કરવાની ભૂખ તો અતિ ઊગ્ર પ્રમાણમાં છે. પણ તેઓનાં દ્રવ્યનો ઉપયોગ તો તદ્દન નકામા અને નિષ્પ્રયોજન, કાર્યો પાછળજ થાય છે. જ્યારે ખરી રીતે જોઇએ તો પ્રત્યેક પ્રજાની અંદર ધનાદિ પદાર્થો પ્રાપ્ત કરવાની એકદમ પ્રબલ ઇચ્છા કે વલવલાટ કરતાં પણ કરકસર, મિતવ્યય, અને સંરક્ષા કે સંભાળથી પ્રાપ્ત કરેલા પદાર્થ માટે ક્ષેમવૃત્તિની સર્વથી અધિક આવશ્યકતા છે. ગમે તેટલા પરિપૂર્ણ પદાર્થો કોઈ પણ દેશની પ્રજા પાસે હોય, પણ તેથી તેનો નિષ્કારણ વ્યય કરવો એ તો તદ્દન પાપરૂપ અને વિનાશકારકજ છે. કુદરતનો મહાન નેતા પ્રભુ, વિશ્વંભર પણ પ્રત્યેક પદાર્થોનો યથાવત્ રીતે ઉપયોગ કરકસરપૂર્વક કરે છે, અને કોઈ પણ પદાર્થ નિષ્કારણ કે નિરર્થક જવા દેતો નથી. મનુષ્યોએ પણ તેનાજ અનુપમ દૃષ્ટાન્તનું અનુકરણ સર્વ કાર્યોમાં કરતાં શીખવાની જરૂર છે. "**સસર્વેષામપિ गुरुः**" કારણ કે તે સર્વ ગુરૂઓનો પણ આદિ ગુરૂ છે.

પ્રત્યેક મનુષ્યે, પ્રત્યેક સ્ત્રીએ, તેમજ પ્રત્યેક વ્યાપારીએ અને પ્રત્યેક દેશની પ્રજાએ, કરકસર અને પોતાની આવકનો ચતુર્થાંશ બચાવી રાખતાં શીખવાની ખાસ જરુર છે. કરકસર એ બીજો ભાઈ છે. "સો સર અને એક કસર" એ આપણી ઘણીજ પ્રાચીન પણ મહત્વપૂર્ણ કહેવત છે. નૈતિક અને ધાર્મિક દૃષ્ટિથી જોતાં પણ પ્રત્યેક મનુષ્ય જેટલું કમાઈ શકે, તેટલું એકદમ વગર વિચાર્યે ખરચી નાંખે, અને એમાંથી કાંઇ પણ બચાવ ન કરે, એ ઇચ્છવા યોગ્ય નથી. મનુષ્ય માત્રે પોતાની તેમજ પોતાના કુટુંબ કબીલા અને બાલગોપાલની ભાવિ ચિન્તાને ધ્યાનમાં લઇને પણ, કરકસરદ્વારા ભવિષ્યને માટે બચાવ કરી રાખવાની ખાસ જરૂર છે. તે બજાવવા માટે કુદરતે મનુષ્યનાં મસ્તિષ્કમાં આ ક્ષેમવૃત્તિરુપ અનુપમ શકિતને પ્રદાન કરી

છે, જેની યથાર્થ ખીલવણી કરી યોગ્ય ઉપયોગ કરવો એ સર્વની ફરજ છે. ધન, ધાન્ય કપડાં, વસ્ત્ર, ઘી, ગોળ, છાણાં, લાકડાં, આદિ અનેક પદાર્થોનો ઉપયોગ કરતાં, કરકસરથી કાર્ય કરવાની હમેશાં જરૂર છે. ખાસ કરી સ્ત્રીઓને માટે તો એ એક સદાચાર કે ઉત્તમ ગુણજ ગણાવો જોઇએ, અને એટલાજ માટે મહર્ષિ મનુએ કહ્યું છે. કે "**व्यये चामुक्तहस्तया**" સ્ત્રીએ વ્યયની અંદર હમેશાં અમુકતહસ્ત થઇ રહેવું જોઇએ.

મી૦ સેમ્યુઅલ સ્માઈલ્સ નામના એક મહાન લેખકે આજ વિષયપર "Thrift" નામનો એક મહાન ગ્રન્થ રચેલો છે, જેનું ભાષાન્તર ગુજરાત વર્નાકયુલર સોસાઈટી દ્વારા છપાઈ "કરકસર" નામના ગ્રન્થ રૂપે બહાર પડેલું છે. તે અમે અમારા વાંચકોને એક વખત વાંચવા ખાસ ભલામણ કરીએ છીએ. "ટીપે ટીપે સરોવર ભરાય," અને "કાંકરે કાંકરે પાળ બંધાય" આ ઘરગતુ કહેવતોનો ઉપયોગ ધનાદિ પદાર્થોના બચાવ માટે કરવામાં આવે, તો અનેક લોકો યોગ્ય સાધનો માટે જોઈતી સાધન સામગ્રી જાતમહેનતદ્વારાજ મેળવી, અનેક રીતે સુખી થઇ શકે, એવો કરકસરનો પ્રતાપ છે. ધનને કમાવું અને એકત્ર કરવું એ પણ એક જાતનો હુન્નરજ છે. ધંધારોજગારમાં પણ "આજ રોકડા કાલ ઉધાર" એ સિધ્ધાન્ત ખાસ ધ્યાન આપવા યોગ્ય અને અનુકરણ કરવા યોગ્ય છે. કારણ તેમાં લેનાર અને દેનાર, ગ્રાહક અને વેચનાર બન્નેને લાભ છે. ઉધાર માલ આપવામાં બન્નેને નુકસાન છે. વેચનાર ઘણી વધારે કીમત લે છે, પણ ધીરેલાં નાણાં પાછાં મેળવવાની મુસીબત વહોરી લે છે જ્યારે લેનાર ઘણી લેતી વખતે ભારે કીંમત આપે છે અને કમાયા પહેલાંજ નાણા ખરચી બેસે છે, અને દેણીયાત હાલતમાં આવી પડે છે. આથી કોઈ પણ જાતનો ઉધાર ધંધો કોઇએ કરવો નહિ એ ઘણે અંશે ઈચ્છવા યોગ છે. જો કે સર્વદા તેમ બનવું લગભગ અસંભવિત છે.

બેન્કો, પોસ્ટ ઓફીસની સેવીંગ બેન્કો વિગેરે ખાતાંઓ પણ ઉપર જણાવેલી ક્ષેમવૃત્તિને અનેકધા મદદગાર થઇ પડે છે. એટલુંજ નહિ પણ તેઓનું અસ્તિત્વ પણ આ વૃત્તિનાંજ યથાયોગ્ય અને પ્રમાણીક તથા સુનિયમિત કાર્યનું પરિણામ છે.

આ વૈશ્યવૃત્તિરૂપ મહાન વૃક્ષની યોગ અને ક્ષેમવૃત્તિરૂપ બે મહાન શાખાઓ છે, જે આગળ જતાં અસંખ્ય કે અનેક શાખાપ્રશાખારૂપે સમગ્ર વિશ્વના વ્યાપાર રોજગારમાં પરિણત થયેલ છે. ખાનપાન, વસ્ત્રાભૂષણ, અને મોજ શોખના અનેક પ્રકારના જરુરી સાધનો મનુષ્ય સમાજની અનેકવિધ આવશ્યકતા પ્રમાણે પુરા પાડવા દેશપરદેશમાં પહોંચાડવા, નવા બનાવવા, કે વાવેતરદ્વારા ઉત્પન્ન કરવા, બજારમાં લાવી તેઓનો સંગ્રહ કરવો કે તેના સોદા કરવા, કે તેનેજ વહાણ, સ્ટીમર કે મછવામાં ચડાવી દેશ પરદેશ મોકલવા રુપ સમગ્ર કાર્યો અને વ્યાપાર રોજગાર કે ધંધાઓ, આ વૃત્તિની અનેકાનેક શાખાઓ રૂપજ છે. જ્યારે પ્રત્યેક શાખાનો અન્ય શાખાપ્રશાખાઓ સાથે એવો તો ઘનિષ્ઠ સંબંધ છે કે એકને નુકશાન પહોંચવાથી અન્યાઅન્ય શાખાઓને પણ નુકશાન પહોંચે છે.

## ખેતી અને વ્યાપાર.

ઉપર જણાવેલ વૈશ્યવૃત્તિરૂપ મહાન કલ્પવૃક્ષને પોષણ, બળ, અને પુષ્ટિ આપનાર ખેતી કે વાવેતરરૂપ સર્વોત્તમ ખાતર છે. જ્યારે વ્યાપાર રોજગારરૂપ વિશ્વવ્યાપી આ અમૃતરસ, વૃક્ષની પ્રત્યેક શાખા પ્રશાખામાં પ્રતિક્ષણ નિરંતર પ્રસરીને શરીરસ્થ રૂધીરની માફક પ્રત્યેક પદાર્થને લીલાછમ, રમ્ય, મનોહર, અને અનેક પ્રકારના સુખમય સુગંધથી સમગ્ર વિશ્વને રૂષ્ટ પુષ્ટ બનાવી રહેલ છે. ખટારા, ગાડી, ઘોડા, રેલ, સ્ટીમર અને અનેક પ્રકારના વરાળ યન્ત્રો, આ વિશ્વવ્યાપક કલ્પવૃક્ષને પુષ્ટિ આપનારા સાહિત્યો કે સાધનોને વહન કરી, પ્રત્યેક સ્થળમાં કે દેશપરદેશમાં પહોંચાડનાર વાહનોજ છે.

દલાલો, ગાંધીઓ, બકાલીઓ, કેમીસ્ટો, પરફ્યુમરીમાર્ટ વાળાઓ, મીલઓનરો, અને કાપડીઆ, કંસારા, લુવાર, સોની, મોચી, ગાંધી, શરાફો, અને અનેક પ્રકારના વેપાર રોજગાર ખેડનારા વ્યાપારીઓ, વૈશ્યવૃત્તિરૂપ કલ્પવૃક્ષના શરીરસ્થ રક્તનાં સંવાહકો કે સંચાલકો માટે શાકબજાર, વોરાબજાર, બંગડી બજાર, શેર બજાર, કાપડ બજાર, નોટ બજાર, હુંડી બજાર, શરાફ બજાર, બેન્કો અને પોષ્ટ ઓફીસો વિગેરે ઉપર જણાવેલ ભિન્નભિન્ન પ્રકારના સંચાલકોને અને ગ્રાહકોને મળવા અને મેળવવાના સ્થાનો છે, જ્યાં સમગ્ર ભૂમંડલની જરૂરીઆતો, આવશ્યકતાનુસાર પોતપોતાની માંગણી પ્રદર્શિત કરી, આપ લે કરી રહેલ છે.

જ્યારે ( Money ) ધન, કે દ્રવ્યરુપ પ્રાણવાયુ, ઉપરોક્ત કલ્પવૃક્ષના સમગ્ર પ્રદેશોમાં યથાવત્ સંચાર કરી, સર્વ વ્યાપારોને યથાવત્ ચલાવી રહેલ છે. તેના વિના કોઈ પણ કાર્ય કે કોઇપણ પ્રકારની આપ લે થઇ શકતીજ નથી. વિશ્વના પ્રાણવાયુની માફક આ વૈશ્યવૃત્તિરૂપ મહાન વૃક્ષની સમગ્ર શાખાપ્રશાખાઓમાં આ ષોડશકલાપૂર્ણ ધનંજય-પ્રાણવાયુનું કાર્ય સર્વત્ર સુપ્રસિધ્ધ છે. કોઈ વિદ્વાને આ ધનના પ્રભાવના સંબંધમાં કહ્યું છે કે—

**टका धर्मष्टकाकर्म टकाहि परमं पदं ।**
**यस्य गृहे टका नास्ति हा! टका! टकटकायते ॥**
**" अन्ये अंश कला प्रोक्ता : रुप्यस्तु भगवान् स्वयं "**

વિશ્વની અંદર ધનાર્જન સંબંધી જે કંઇ ઉપાયો, સાધનો કે રસ્તાઓ કે પ્રવૃત્તિઓ છે, તે બધી માત્ર આ એક વૈશ્યવૃત્તિને આભારી છે. પ્રજામત, પ્રજાભિલાષ કે "Public Spirit" પણ આ વૃત્તિરૂપ માતાનુંજ બાળક છે. ધનાર્જન એ વિશ્વની સમગ્ર પ્રવૃત્તિઓનો મહાન ઉંડો મન્ત્ર છે અને તે કુદરતી રીતે મનુષ્યની સ્વાભાવિક વૃત્તિમાં તેમજ તેના મસ્તિષ્કના અવયવમાં પણ સ્પષ્ટ રીતે કોતરવામાં આવેલ છે. આથી વિશેષ પ્રબળ પ્રમાણની પછી શી જરૂર છે? વાંચક બન્ધુ! જરા વિચાર કર કે તારા બધા પ્રયાસોનો કેટલો બધો મોટો ભાગ માત્ર આ વૃત્તિનેજ આભારી છે? ધનૈષણારુપ કોઈ પણ વૃત્તિ મનુષ્યમાં ન હોત, તો તેની શી દશા

થાત ? અથવા તે શું કરત ? જો કોઇ એમ કહેતું હોય કે "જર, જમીન ને જોરૂ, એ ત્રણ કજીઆના ભેરૂ." અને "લક્ષ્મી સર્વ અનર્થનું મુળ છે." તો હું હિમ્મત ભીડીને તેજ પ્રમાણે કહું છું કે "લક્ષ્મી બધાં સુખોનું અને સમ્પત્તિઓનું મુળ છે.

**विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।**
**पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥**

બાળ, યુવાન, વૃધ્ધ, સ્ત્રી, પુરૂષ, રાજા કે પ્રજા જેની પાસે ધન નથી, તે ખરે-ખર સામર્થ્યહિન છે.

વિશ્વમાં ધન પણ અનેક પ્રકારનું છે. ગોધન, પુત્રધન, વિદ્યાધન, સ્ત્રીધન, રાજ્યધન, મિત્રધન, ઈત્યાદિ; અને પ્રત્યેક મનુષ્ય પાસે કોઇને કોઈ પણ પ્રકારનું ધન વસુધાધિપ પરમાત્માએ અમુક પ્રમાણમાં તો અવશ્ય આપેલું હોયજ છે. છતાં પણ તેની સંવૃદ્ધિ કરવા, અધિકની ઇચ્છા કરવી, ઉત્કર્ષ ઇચ્છિવો, એ મનુષ્યની સ્વાભાવિક અભિલાષા છે. તેની પુર્તિ અર્થે વિશ્વના સમગ્ર વ્યાપારો ચાલી રહ્યા છે. એક આળસુ, એદી, અને હાડકાનો હરામ થઇ ગયેલ ભીખારી પણ, પોતાની ક્ષુધા અને શીતોષ્ણાદિ દુઃખનિવૃત્તિ માટે ધન પ્રાપ્ત કરવા, મહા મહેનત કરવા તત્પર થાય છે, એ શેનો પ્રતાપ છે ? ધનૈષણાનોજ. સર્વ પ્રકારની ઉદ્યોગીક પ્રવૃત્તિઓનું મુળ પણ આ ધનૈષણાજ છે. કારણ ધનદ્વારા સમ્પૂર્ણ પદાર્થો પ્રાપ્ત કરી શકાય છે. સર્વ પ્રાપ્તિનું મુળ ધન છે. તેને મેળવવા માટે આ ધનૈષણા કે વૈશ્યવૃત્તિરુપ શકિતને ખીલવવાની મનુષ્ય માત્રની ફરજ છે.

**ખીલવણી**—જેઓમાં યોગ-ક્ષેમ, કે વૈશ્યવૃત્તિરૂપ આ શકિત ખામીવાળી કે ન્યૂન હોય, તેઓએ આ વૃત્તિની ખીલવણી તરફ, ઉપર જણાવેલ કારણોને લીધે ખાસ ધ્યાન આપવું ઘટે છે. કારણ એ વૃત્તિનું કાર્ય અતિ અગત્યનું અને મહત્વ-પૂર્ણ છે. એટલા માટે-

૧. ધનાદિ પદાર્થોની હમેશાં તત્વજ્ઞાનની દૃષ્ટિથી યથાર્થ કિમ્મત કરો. જેમકે— એક માણસ રોજ એક રૂપીયો કમાય છે. તે આખો દિવસ લખવાની કે ખોદવાની મહેનત કરે છે, અને પરિણામે રૂપીયો રોજ મેળવે છે.

બીજા શબ્દોમાં કહીએ તો એક રુપીયો તે એક માણસની આખા દિવસની અંગમહેનત બરાબર થયો. તમારી પાસે આ પ્રમાણે રૂપીઆ ૩૦ ખીસામાં હોય તો તમે એક સાથે અથવા સમયાન્તરે ત્રીશ માણસોથી એકંદરે એક આખા દિવસનું કાર્ય લઇ શકો, એટલી સતા તમારા ખીસામાં છે, એમ સમજવું. તેમાંથી એકાદ રૂપીયો તમે કોઈ રકાબી કે પ્યાલો ખરીદવામાં ખર્ચ્યો, તો તમે સમજો કે એક માણસની આખા દિવસની મહેનત આપી, તેના બદલામાં તમે તે રકાબી ખરીદી. રૂપીયાની આ ખરી કિમ્મત જો કે નથી, તો પણ કંઈ ખ્યાલ આપે એવી કિમ્મત તમે આવી રીતે વિચાર કરતાં ધનાદિ પદાર્થો માટે આંકી શકશો, અને પરિણામે કરકસરીયા અને

યોગ-ક્ષેમપરાયણવૃત્તિવાળા થશો. આટલા માટે તાત્વિક દૃષ્ટિથી ધનની કિમ્મત સમજો, અને બુધ્ધિપૂર્વક તેનો ઉપયોગ કરો.

૨. સમય અને સાધનોનો બરાબર ઉપયોગ કરો. તેની પણ કિમ્મત સમજો. વૃથા ગુમાવો નહિ Time is money.

૩. હમેશાં ઉદ્યોગી અને ખંતીલા થઇ, અર્થપ્રદાયક ઉદ્યોગ પાછળ લાગો.

૪. કોઈ પણ જાતનું સ્વતંત્રતાથી થઈ શકે તેમ હોય તો તેવું, નહિ તો પગારદાર રહીને પણ કાર્ય કરો. નિષ્કાર્ય કદી પણ નહિ થાઓ Work is the salt of life. ઉદ્યોગ એજ જીવનનો સ્વાદ છે.

૫. હમેશાં શ્રીયુત થવાની ઇચ્છા રાખો. કદી પણ નિર્ધન કે નિરૂદ્યમી થવાની ઇચ્છા નહિ કરો.

आमृत्योः श्रियमन्विच्छेत नैनां मन्येत दुर्लभाम् ॥ मनु ॥

૬. નિયમિત વખતે અમુક નિશ્ચય કરેલ રકમ, કમાણીમાંથી બચાવી એકત્ર કરતા જાઓ. કારણ—" Money saved is money got " અને ખાસ મુસીબત કે જરૂર સીવાય તેમાંથી નહિ ખર્ચવાનો ઠરાવ કરો.

૭. જાતમહેનત, ખંત, ઉદ્યોગ અને કરકસર આદિ ગુણોને ધ્યાનપૂર્વક કેળવો.

૮. માસિક આવક જાવકનો હમેશાં હિસાબ રાખો, અને તેનું નિરીક્ષણ કરો.

૯. નિષ્કારણ, નિષ્પ્રયોજન કે નકામા પદાર્થો પાછળ એક પાઇ પણ નહિ ખર્ચો.

૧૦. Don't be penny wise & pound foolish. " દરવાજા ઉઘાડા અને બાળે કુચા " એવી વૃત્તિનો એકદમ ત્યાગ કરો.

૧૧. " ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય. " તથા "Many a penny make one guinea" એ કહેવતના યથાર્થ તાત્પર્યને સમજી વર્તો. Take care of the penny and the pound will take care of itself. "

૧૨. ધનાદિ પદાર્થની પ્રાપ્તિ અને વ્યયમાં હમેશાં બુધ્ધિ અને સમજશકિતપૂર્વક વર્તો.

૧૩. બાળકને પૈસાદાર હાલતમાં એકદમ મુકવા કરતાં, પૈસાદાર થવાની પ્રમાણિક અને ન્યાયયુકત વૃત્તિવાળા કરવાં તે વધારે સારૂં છે. માટે તેઓમાં તેવી વૃત્તિ ખીલવો.

૧૪. તેઓની અંદર ઉદ્યોગી ખંતીલી અને કરકસરની વૃત્તિ કેળવો, કારણ તે દ્વારા તેઓ હમેશાં વધારે ધનવાન થઇ શકવાનો સમ્પૂર્ણ સંભવ છે.

૧૫. કરકસર અને ઉદ્યોગની ટેવ પાડવા વગર, તેઓ હસ્તગત થયેલ લાખો રૂપીયાના સ્વામીત્વને પામવા છતાં પણ ગરીબ હાલતમાં આવી પડવાનો

વસંભવ છે. માટે તે ગુણો ખાસ ધ્યાનપૂવક કેળવવા પાછળ પૈસાનો સદ્ઉપયોગ કરો.

૧૬. તેઓને વાપરવા માટે આપવામાં આવતા પૈસામાંથી બચાવી સેવીંગ બેન્કમાં તેઓને હાથે મુકતાં શીખવો.

૧૭. વારસામાં મળેલા ધનથી કરકસર અને ઉદ્યોગહીન વ્યકિતને કંઇ ફાયદો થવાનો સંભવ નથી. બાહુબલોપાર્જીત ધનની મજા કંઈ જુદાજ પ્રકારની છે. ધનનો ખરો ઉપયોગ કરતાં બાળકો ત્યારેજ શીખે છે અને અનુભવે છે, કે જ્યારે તે જાતે મેળવેલું હોય।

૧૮. બાળકોને એકવીસ કે પચીસ વર્ષની ઉમર સુધી કે જે તેઓની અભ્યાસની અવસ્થા ગણાય છે, તેમાં કદી પણ કમાવાની ફરજ પાડવી નહિ. તેઓની આ અવસ્થામાં વિદ્યાધ્યયનના સર્વ સાધનો પુરા પાડો અને યોગ્ય બ્રહ્મચર્યના પાલનપૂર્વક ભણાવો.

નિગ્રહ—આ વૈશ્યવૃત્તિના અતિ ઉગ્ર સ્વરૂપને પણ રોકવાની કે નિગ્રહમાં રાખવાની પણ બહુજ આવશ્યકતા છે. મસ્તિષ્કશાસ્ત્રાનુસાર અતિ ઉડાઉપણું કે અતિ લોભી કે કંજુસવૃત્તિની પણ એક પ્રકારના દુર્ગુણમાંજ ગણના કરવામાં આવે છે. પ્રત્યેક શકિતનું કાર્ય અન્ય શકિતઓને વિઘાતક કે બાધક નજ થવું જોઇએ. અને એમ. થાય ત્યારેજ મસ્તિષ્કશાસ્ત્રાનુસાર માનસિક ધર્મોનું યથાવત્ પાલન થયું ગણાય. કોઈપણ વૃત્તિનો અતિયોગ કે મિથ્યા યોગ અથવા હિનયોગ થવો એ પણ એક પ્રકારનો દોષજ છે. અને એટલા માટે તેથી થયેલ પ્રવૃત્તિ પણ તેટલે અંશે દોષમય પાપયુકત કે અધર્મયુકત છે. આવશ્યકતા કરતાં પણ અતિ ધન એકત્ર કરવાથી અધર્મ પ્રવૃત્તિ સ્વાભાવિક રીતેજ થાય છે, અને એ ધન આખરે શ્રાપરુપ થઈ પડે છે. એજ પ્રમાણે આ વૃત્તિના અતિ ઉગ્ર કાર્યથી પણ જેમ અનેક પ્રકારનાં નુકશાન છે. તેમ તેના હિનયોગથી પણ અનેક પ્રકારના ગેરલાભો છે. પણ આ વૃત્તિના ઉગ્ર સ્વરૂપને રોકવાની તો ખાસ જરૂર છે. કારણ ધનલોભ કે ધનાભિલાષની અતિ પ્રબળ તૃષ્ણાને લીધે મનુષ્યો નીતિ, ધર્મ, સદાચાર, સત્યાચાર, સત્યાસત્ય, આત્મનિષ્ઠા અધ્યાત્મરતિ, બુધ્ધિશકિતઓની ખીલવણી કે કેળવણી અને પરોપકાર કે દાનવૃત્તિ આદિ અનેક શુભ વૃત્તિઓને કેળવવાનું સદન્તર ભૂલી જાય છે, અને પરિણામે અર્થપરાયણ, ધર્મહીન, નીતિવિહીન, નિષ્ઠુર નિષ્કરૂણ, અપ્રમાણિક, કુટિલ કામી, લાલચુ, અને લોભી બની માનાપમાન કે કીર્તિના રાગથી દુઃખી હાલતમાં આવી પડે છે. એટલુંજ નહિ પણ અનેક પ્રકારના દુષ્કર્મો કરતાં પણ ડરતો નથી. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મસ્તર આદિ પશુવૃત્તિઓનું પ્રાબલ્ય વધવાથી મનુષ્ય ખરેખર પશુ બની જાય છે. આટલા માટે—

૧. ધનાદિ પદાર્થોનો લોભ નહિ રાખો.

૨. અર્થપરાયણવૃત્તિ નહિ કરો પણ ધર્મ અને અર્થ બન્નેનું સાથે સાથે સેવન કરો.

૩. " धर्मादर्थश्चकामश्च सकिमर्थं न सेव्यते ॥ " ધર્મથી અથ અને કામ મળે છે. તો તેનું સેવન કાં ન કરવું.

૪. દાન, ભોગ, અને નાશ, એ ધનની ત્રણ પ્રકારની ગતિ છે. તો તેમાંથી દાન અને ભોગમાં તેનો સદુપયોગ કરો. નહિતર નાશ તો થવાનો છેજ.

૫. વ્યાપાર રોજગારરૂપ ધનાદિ પ્રાપ્તિના ધંધામાં રાત દિવસ મંડયા નહિ રહો. પણ આરામ, વિશ્રાન્તિ અને મોજશોખને માટે સમય વિભાગ કરો. નિયમિત કાર્ય કરો.

૬. દેશી પેઢીઓના ચોપડા રાતના બાર વાગતા સુધી ખુલ્લા ને ખુલ્લા રહે છે એમ નહિ વર્તો.

૭. અધ્યાત્મશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર તથા તત્વજ્ઞાનના ગ્રન્થોના અધ્યયનદ્વારા ઉત્કૃષ્ટ આત્મવૃત્તિઓને સંતોષવા અને કેળવવા પર ધ્યાન આપો.

૮. એકદમ કરકસરીયા કે કંજુસ ન થતાં ઉદાર, કરૂણાયુકત અને પરહિતપરાયણ થાઓ.

૯. ધનવાનના ધર્મોની ગુ. સાતમી ચોપડીમાં જે કવિતા છે, તેનો મતલબ સમજી તે પ્રમાણે વર્તો.

ईशा वास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत् ।
तेन त्यक्तेन भूञ्जीथा मा गृध : कस्यस्विद् धनम् ॥



# નં. ૫. નિગ્રહ–સંયમ કે વશ્યતા

S.cretiven.ss.

आपदां कथितो मार्ग इन्द्रियाणामसंयमः।
तज्जय : सम्पदां मार्गो तेन गच्छन्नरिष्यते ॥

## વ્યાખ્યા, સ્થાન, શોધ અને વિવરણ આદિ.

નિગ્રહ–ઢાંકી રાખવાની, છુપું રાખવાની, ગુપ્ત રાખવાની વૃત્તિ, નિગ્રહવૃત્તિ, હુશિયારી–સંયમ, લુચ્ચાઇ, દંભ, ગંગા જમનાદિ ભાવવૃત્તિ, યુકિતપ્રયુકિત, ચાતુર્ય, આદિનો આ ગોપનવૃત્તિમાં સમાવેશ થાય છે.

આ વૃત્તિના અતિ યોગથી દગો, છેતરર્પીંડી, જુઠાઇ, છળ, કપટ, પ્રપંચ, મનમાં કાંઇ અને દેખાડવાનું કાંઇ, અર્થાત્ હાથીના દાંત જેવી સ્થિતિ, આદિ ભાવો ઉત્પન્ન થાય છે.

છુપું રાખવું, ઢાંકી રાખવું, એ પણ કુદરતનો એક ખાસ નિયમ છે. તેના ઘણાખરા કાર્યો બહુજ છુપી રીતે અવિદિતાવસ્થામાંજ થાય છે. તેના સઘળા પદાર્થોની સંવૃદ્ધિ પડદાની પાછળજ ઢંકાઇને છુપી રીતે થાય છે. તેના ઘણાખરા પ્રાણીઓ કોઈ જળમાં, કોઇ સ્થળમાં, કોઈ ભોંયરામાં, તો કોઈ ગાઢ જંગલમાં, અને કેટલાક તો ભાજીપાલા અને પાંદડા કે ખડ નીચે સંતાઈ રહે છે. જ્યારે કેટલાક તો ઝાડની ઉંચી ઉંચી ડાળીઓ પર બેસી પોતાનું રક્ષણ બહુજ ચાલાકી અને ચતુરાઈથી કરે છે. મનુષ્યોને પણ આસપાસના સંયોગાનુસાર યુકિત પ્રયુકિત અને નિગ્રવૃત્તિનો કે છુપું રાખવાની વૃત્તિનો ઉપયોગ કરવાની અનેકવાર જરૂર પડે છે મનમાં આવતા ગમે તે વિચારોને જેમ આવે તેમ વગર વિચાર્યે જ્યાં ફાવે ત્યાં પ્રસિધ્ધ કરી દેવાથી અનેકવાર આપણે બીજાને તેમજ આપણી જાતને પણ જોખમમાં નાખીએ છીએ, અથવા નુકશાન કરી બેસીએ છીએ. એટલા વાસ્તે એવી રીતે સ્પષ્ટવકતા થઇ દરેક પ્રસંગે વર્તવું, એ તદન વિચાર વગરનું અને અસભ્ય વર્તન ગણાય, તો તેમાં કાંઈ નવાઈ જેવુ નથી. વળી કેટલીકવાર ઉતાવળીયા વિચાર બાંધી લેવાથી, કે તે પર યોગ્ય મનન નહિ કરવાથી, આપણે તેમજ અનેક પુરૂષો, અનેકવાર ઉંધું સમજી બેસીએ છીએ, અને પાછળથી પસ્તાવાનું કારણ મળે છે, કે અમુક વચનો ન ઉચાર્યા હોત તો ઠીક થાત. પણ પાછળનો પસ્તાવો શું કામનો છે? કંઇ થુકયું ગળાય છે?

કુદરતની અંદરનાં સર્વ પ્રાણી માત્રની ગર્ભસ્થ સ્થિતિ રક્ષણુ અને પોષણુ છુપી રીતેજ થાય છે. વર્ષાદના જળ અન્તરિક્ષમાં છુપી રીતેજ એકત્ર થાય છે. પૃથ્વીના પેટમાંના ભૂગર્ભશાસ્ત્રના ફેરફારો પણુ આપણાથી છુપી રીતેજ થાય છે. રક્તાભિસરણુ અને પ્રાણવાયુનું અભિસરણુ આપણાથી છુપી રીતેજ નિરંતર સ્વૈચ્છિત કાર્ય કરી રહ્યું છે. આપણા શરીરની સંવૃધ્ધિ પણુ ન જણાય તેવી રીતે પ્રતિદિન થતી જાય છે. પશુ, પક્ષી મૃગ–હિરણુ, સિંહ, આદિના બચ્ચાંઓનું પોષણુ પણુ છુપાં સ્થાનમાંજ થાય છે. આ બધું એ બતાવે છે, કે કુદરત પણુ પોતાનાં મહાન કાર્યો બહુજ ચુપકીથી, ચાતૂર્યથી, અને સામાન્ય રીતે જાણી ન શકાય, એટલી સંભાળ રાખી, પોતાનું કાર્ય કરી રહી છે. ટુંકમાં કુદરતનો આ એક સ્વભાવજ હોય એમ જણાય છે. તો પછી એ સ્વભાવને સારી રીતે સમજવા માટે, અને મનુષ્યને તેની પ્રત્યેક અવસ્થામાં સહાયભૂત થવા માટે કુદરતે આવી ગોપનશકિતનું અવયવ મનુષ્યના મસ્તિષ્કમાં નિર્માણુ કર્યું હોય, અને કરવુંજ જોઇએ, એ તદન સ્વાભાવિકજ છે. કારણુ તેવી શકિત વિના મનુષ્યનો કે પ્રાણીનો નિભાવ કે બચાવ થઈ શકેજ નહિ. આટલા માટે કુદરતના મહાન રચયિતાએ પ્રત્યેક પક્ષી, પશુ, પ્રાણી, અને ઝાડ, પાનના રોપા, તેમજ મનુષ્યની અંદર પણુ આ શકિતને અનુભવ કરનારા અવયવોની મસ્તિષ્કમાં બુદ્ધિપૂર્વક રચના કરેલી છે. કુદરત હમેશાં સત્યનેજ ચાહે છે. તે હમેશાં પોતાના નિયમાનુસાર વર્તવા તત્પર છે. બધા પ્રકારના ગુપ્ત ભેદો, કયાં અને કેવી રીતે છે, તે પણુ તેવો ભેદ રાખનાર પુરૂષ તો જાણેજ છે. ચતુર માણુસો છુપાવવાના પ્રયત્નથીજ પોતાની ચતુરાઈ જાહેર કરે છે. પણુ કુદરત અને મનુષ્યમાં ફરક માત્ર એટલોજ છે કે કુદરત છુપાવતી નથી, લુચ્ચાઇ નથી કરતી, પણુ ચાતૂર્ય અને યુક્તિ વાપરે છે. જ્યારે મનુષ્યો લુચ્ચાઇ અને દગા ફટકાનો પ્રયોગ કરે છે. કુદરત હમેશાં પોતાના નિયમાનુસારજ એકરસથી વર્તે છે. જ્યારે મનુષ્ય પોતાના વર્તનમાં સ્વતંત્ર હોવાથી, અનુકુળતા પ્રમાણે જુઠું–સાચું બોલી કે છુપું રાખી, પોતાની લુચ્ચાઈ દર્શાવે છે. તેનું વર્તન એક સરખું રહી શકતું નથી.

સ્થાન—કાનના ઉપરના ખુણાથી એકાદ ઇંચિ ઉપર તરફ, ધનાભિલાષ અથવા વૈશ્યવૃત્તિના સ્થાનની પાછળ અને શૌર્યશકિતના અવયવની ઉપર આ ગોપન કે સંયમશકિતનું સ્થાન આવેલું છે. જ્યારે આ અવયવ મોટું હોય, ત્યારે કાનની આસપાસનો માથાનો પ્રદેશ ખાસ ઉપસેલ ન જણાતાં, ગોળ ભરાવદાર જણાય છે, અને ખામી હોય ત્યારે માથાના તે પ્રદેશમાં એક આડો, ઉંડાણુવાળો ભાગ જણાય છે.

શોધ—આ શકિતના સ્થાનની શોધ ડૉ. ગોલે કરી છે. તે કહે છે કે—

"This organ is situated above, and a little in front of destruction. It forms on the head, a prominauce swelling out and extending longitudinally forward, and terminating above an inch from the upper suppercilliary arch."

It is easily contradistinguished from Destruction by being farther up and forward, and is long instead of spherical. When both are large, the whole side of the head forms one full prominence.

Those who have heads very prominent at their sides but flat on top, are false, artful, venal, perfidious, vacillating and hypocritical. They will over whelm you with politeness aud flattery and make you feel at home, that they may the more effectually plot your ruin without awakening suspicion." "Writers and poets in whom it is large will prefer romance, ingeniously combine fact and fiction, and bring their plots to unexpected denouements."

" In war it inspires the general with strategems by which he surprises his enemy, conceals his forces, masks his designs, and makes false, marches and feigned attacks. It always supposes a plan, and plays a peculiar part in society. It suspects the most innoncent words and actions, puts a forced constructiou upon every-thing and makes others responsible for what they never intended. Artifice and perjury characterize some nations, truthfulness others—" **Gall.**

ડા૦ સ્પરઝીયમ પણ કહે છે કે—"Cunning animals conceal with adroitness. Cats pretend to be asleep ; but steal the meat the moment the cook's back is turned, and watch for mice without the slightest bodily motion while the dog hides his bone. Cuninng persons often tell lies to find out the truth, exaggerate the good to learn the evil, magnify virtues to learn faults, and in a thousand way betray the concealing instinct. The primitive faculty which conceals ideas, things, intentions, and themselves is always the same I call it secretiveness." **Spurzheim.**

નબળા અને દુર્બળ માણુસો તેમજ પ્રાણીઓને પોતાના બચાવ માટે આ શકિત ઘણી ઉપયુકત થઈ પડેછે. ડહાપણુવાળા વ્યકિતઓમાં પણ આ વૃત્તિ અમુક પ્રમાણમાં હોવાની ખાસ અગત્યતા છે અને હોયજ છે. બેવકુફ માણુસ ગમે તેમ વગર વિચાર્યે મનમાં આવે તેમ બકે છે. પણ ડાહ્યો માણુસ કદી પણ વગર વિચાર્યે કોઈપણ વખતે એક શબ્દ પણ બોલતો નથી. આ શકિત બીજી શકિત ઉપર નિગ્રહ કે દાબ રાખવાનું કાર્ય કરે છે, જેથી તેને વશ્યતા કે સંયમવૃત્તિ પણ કહી શકાય.

આ વૃત્તિદ્વારા અન્ય વ્યકિતઓની ખાનગી બાબતો જાણી લેવામાં આવે છે. પણ પોતાની ખામીઓ કોઇને ખબર ન પડે તેમ દબાવી રાખવામાં આવે છે.

જેઓમાં આ વૃત્તિની ખામી હોય છે, તેઓ નિખાલસ દીલના, ભકભકીયા સ્વભાવનાં, મનના વિચારને ખુલ્લા મુકી દેનારા, સંશયરહિત અને પ્રપંચમાં સપડાઇ જાય તેવા ભોળા સ્વભાવના હોય છે.

જ્યારે " मधु तिष्ठति जिह्वाग्रे हृदि हालाहलं विषं " પાછળ નિન્દા કરનાર અને મોઢે રૂડું મનાવનાર કહેવાતા મિત્રોમાં મિત્રભાવની ન્યુનતા અને આ છદ્મ વૃત્તિનો સારો ભાવ હોય છે. રેડ અમેરીકન ઇન્ડીયનોમાં આ વૃત્તિ ખાસ પ્રમાણમાં હોય છે.

પશુવૃત્તિઓની મધ્યમાં આવેલ આ વૃત્તિના સ્થાનની પરિસ્થિતિ એમ દર્શાવે છે કે પશુવૃત્તિઓને અને તેના કાર્યને નિગ્રહમાં રાખવી, એ આ વૃત્તિનું ખાસ અગત્યનું કાર્ય છે. કારણ કે તેના નિગ્રહની મનુષ્ય સમાજમાં અત્યન્તાવશ્યકતા છે. દયા, શ્રધ્ધા, ભક્તિ અથવા જ્ઞાન આદિને છુપાવવાની ભાગ્યેજ જરૂર પડે છે, પણ કેટલીક વખતે આપણી અમુક ગોઠવણ, પ્લાન, યુકિત કે અન્તરાભિપ્રાયને છુપાવવાની કે નિગ્રહમાં રાખવાની જરૂર પડે છે. હુશીયારી કે બાહોશપણું એ આ વૃત્તિનુંજ પરિણામ છે, જે ગુણ દરેક વ્યકિતમાં હોવાની જરૂર છે.

ધંધા રોજગારની અંદર કરવામાં આવતી સેળભેળ કે મિલાવટ અને નવા શીખાઉ ને દર્શાવવામાં આવતા છુપા ભેદો, એ પણ આ વૃત્તિનુંજ પરિણામ છે. તેમ અનેક પ્રકારનો બનાવટી માલ બનાવી ફેશનેબલ રીતે વહેંચાણ કરવું એ પણ આ વૃત્તિના કાર્યનુંજ પરીણામ છે. નવી ફેશનના નવા રંગ ઢંગ અને બાહ્ય આડંબરથી અને ખોટા ડોળ દમામથી લોકોને ઠગવાની જે નવી રૂઢીઓનો પ્રચાર હાલ પ્રબળ પ્રમાણમાં સર્વત્ર જોવામાં આવે છે, તે આ વૃત્તિની પ્રબળ વૃધ્ધિનુંજ પરિણામ છે. આવો સાહેબ ? કેમ દેખાતા નથી ? આટલા દિવસ કયાં હતા ? કેમ મહેરબાન ખુશીમાં છોને ? ઇત્યાદિ વાકયોનો શૂન્ય હૃદયથી વધી પડેલો પ્રચાર અને એવાજ વાકયોચ્ચારણ કરનારના મુખમાંથી, તેજ વ્યક્તિ માટે તેની ગેરહાજરીમાં નિકળતા "સાલો મહા લુચ્ચો અને બદમાસ છે" "બેન્કોના બધા નાણા તો ભાઈ સાહેબજ હજમ કરી ગયા છે" "જોતા નથી કેવા તીસમારખાં થઈ ફરે છે" આદિ વાકયોનો પ્રચાર પણ તેજ શકિતના દુરૂપયોગનું પરિણામ છે. સત્ય અને યથાર્થ વચનોનો અને અભિપ્રાયોનો ઉપર જણાવ્યા પ્રમાણે આહાહા ! ! ! આખા દિવસમાં કેટલી વખતે આવી રાતે તિરસ્કાર થતો હશે ! નાના બાળકો ઉપર વડીલોનાં આવા વર્તનની નૈતિક છાપ કેવી પડતી હશે તેનો વીચાર કરવા કોણ નવરૂં છે ? સુજ્ઞજનોએ આવા વાકયોચ્ચાર કરતાં હમેશાં બચવું જોઈએ. ડોળથી કે ઉપર ઉપરથી પણ એવા અસત્યભાવો બતાવવાનું પારણામ ઘણુંજ ખરાબ આવે છે.

"પ્રમાણિકપણું એજ ખરેખરી નીતિ છે" એમ સમજી હમેશાં સત્ય ભાવોને પ્રગટ કરવા, અન્યથા મૌન ધારણ કરવું એ સારૂં છે. પણ मौनात् सत्यं विशिष्यते. બુદ્ધિપુર્વક યુક્તિ પ્રયુકિત વાપરવામાં વિશેષ અડચણ ન ગણી શકાય. પણ કોઇને ધોખો આપવો કે ઠગવું એ તો ધિક્કારને પાત્રજ છે. જેઓનું છળ કપટ પાછળથી ખુલે છે અને પોગળ ખુલ્લું થવાનો જેઓને ભય છે, તેઓ અન્તરમાં કેટલા બધા ભયભીત

અને શંકીત તથા શરમીંદા થઇ રહે છે! તેઓનું હૃદય બળ પ્રતિદિન કેટલું નિર્બળ બનતું જાય છે!! તેઓનો આત્મા કેટલો કલુષિત બને છે!!! એનો કોઇ ખ્યાલ કરે છે ખરૂં? વાઘાંબર ધારણ કરવાથી ગર્દભનું સ્વરૂપ કંઇ છુપું રહી શકતું નથી. સુરજ કંઇ છાબડે ઢાંકી શકાય ખરો કે? સત્ય આખરે પ્રગટ થાય છે માટે જેવા તમે અંતરમાં હો તેવાજ દેખાવા પ્રયત્ન કરો. પ્રમાણિકતા અને આત્મવિશ્વાસ રાખો પણ કોઇને ઠગવાની વૃતિ તો નહિંજ રાખો.

વિવર્ણન—જેઓમાં આ શક્તિ પ્રપૂર્ણ પ્રમાણમાં હોય છે તેઓ બહુજ લુચ્ચા અને ગંભીર દરીયા જેવા ઉંડા મનના કદી પણ સત્ય વાત કબુલ ન કરે તેવા હોય છે. જેઓમાં નૈતિક બળ કે શક્તિઓની આધકતા અને પશુવૃત્તિઓની સામાન્યતા હોય છે તેઓ નીતિના પાયાપર પોતાનું મંડાણ કરે છે ખરા, પણ ખરો ઉદ્દેશ છુપાવવા ઘણી ઉંડી રચના કરે છે.

વળી આ વૃત્તિની પ્રબળતાવાળા મુખપરની ગંભીરતા, તથા શબ્દ કે વાણી તથા વર્તન ઉપર એવા પ્રકારનો પડદો પહેરી લે છે કે સત્ય વિગત બહાર નજ આવી શકે–દેખાવ અન્ય વાતનો કરે છે, પણ મનની મુરાદ તો બીજીજ હોય છે. બીજાઓને ચમકાવવાનું પસંદ કરે છે. હમેશાં સાવચેત, હોશિયાર, ભુલાવનાર, અને બીજાઓને ઉલટે રસ્તે દોરનાર હોય છે. વર્તનમાં પોલીટીકલ અર્થાત્ પ્રપંચી ખંધા અને મશકરી કરીને પણ પકડાય નહિ તેવા કુશળ હોય છે. સાવચેતી અધિક હોય તો કદી પણ પકડતાજ નથી. આત્મબળ સારૂં હોય તો કદી જુઠું બોલતા નથી પણ બધું સત્ય પણ કહેતા નથી. સીધા પ્રશ્નોને ઉડાવી દે છે. બોલવામાં દ્વિઅર્થી વાક્છળવાળા હોય છે, અને સાવચેતી સાથે બુધ્ધિશકિતઓ પણ તીવ્ર હોય તો પોતાના વિચારો અને વચનો એટલાં સંભાળથી પ્રદર્શીત કરે છે કે કંઇપણ સીધું સ્પષ્ટ કહેતા નથી અને તેથી સમજફેર ઉત્પન્ન કરે છે. યશની અભિલાષાને લીધે નવા નવા પ્રસિધ્ધિના રસ્તાઓ શોધી કાઢે છે અને નવા નવા રંગ ઢંગ ઉભા કરે છે.

વૈશ્યવૃત્તિ કે ધનાભિલાષની અધિકતાને લીધે અર્થ સંબંધી વ્યવહારમાં અનેક પ્રપંચો ઉભા કરે છે અને અપ્રમાણિક તથા અસત્ય રીતે વર્તતાં વાર લગાડતા નથી. સાંસારિક લાગણી પ્રબળ હોવાથી કદાચ મિત્ર સંબંધમાં જોડાય છે ખરા, પણ તેઓ ઘણે લાંબે વખતે, અને તે પણ અન્તઃકરણની હાદ્રિક મૈત્રી કે સ્નેહ તો ધરાવતા નથી. ધંધા રોજગાર સંબંધી યુક્તિ પ્રયુક્તિયો ઓળખીતાઓને પણ જણાવતા નથી. એટલુંજ નહીં પણ મિત્રમાં ગણાતા વર્ગથી પણ છુપી રાખે છે. નિખાલશ દીલથી પોતાની લાગણી પણ જાહેર કરતા નથી. પણ પોતાના વિચાર અને વર્તનની અચોકસ છાપજ બીજાઓના ઉપર પાડે છે. આત્મબળની ન્યુનતાને લીધે આવા પુરૂષો ઠગારા, છળ કપટની રમત રમનારા, લોંકડીની ચાલ ચાલનારા, દહિં દુધમાં પગ રાખનારા, અને અવિશ્વસનીય હોય છે અને આ ઉપરાંત આત્મબળની ન્યુનતા સાથે જો ધનાભિલાષની પ્રબળ ઇચ્છાવાળા હોય તો જુઠ કે અસત્ય ભાષણ કરવામાં અને છેતરવા

પણ તત્પર થાય છે. તેમાં વળી સાવચેતીનું અવયવ સારી રીતે ખીલેલું હોય તો બહુજ ખંધા અને મનમાં બહુજ ઉંડા હોય છે. છુપી પોલીસનું કામ સારૂં કરી શકે છે.

. પૂર્ણ—જેઓમાં આ શક્તિ પૂર્ણ પ્રમાણમાં હોય છે તેઓ બહુ આત્મનિગ્રહવાળા હોય છે. પણ સ્વભાવે ઉગ્ર હોય તો લાગણીઓ ખુલ્લી થતાં બહુજ પ્રબળતાથી પ્રદર્શીત કરે છે. ધનાભિલાષ અને સાવચેતીના અધિકતાથી અર્થ સંબંધી વિગતો બહાર પાડતા નથી. માનાપમાન અને ઉત્કર્ષની અભિલાષાથી લોકમતને વધારે અનુકુળ રહી વર્તે છે, અને લોકમાન્ય વિષયોનો પક્ષ કરે છે. આત્મબળ અધિક હોય તો સાચું બોલનાર અને પ્રમાણિકપણે વર્તનાર થઇ રહે છે.

સાધારણ—જેઓમાં આ છુપું રાખવાની વૃત્તિ સાધારણપણે હોય છે તેઓ સાધારણ રીતે ઇન્દ્રિય નિગ્રહવાળા હોય છે. પણ અગત્ય હોય ત્યારે નિગ્રહ રાખી શકતા નથી અને આવા પ્રસંગમાં મન ખુલ્લું મુકી વર્તે છે.

શારીરબળની અધિકતા અને સ્વભાવની ઉગ્રતાને લીધે જો કે સામાન્ય રીતે સ્વભાવ હાથમાં રાખી રહે છે. તો પણ એકવાર ગુસ્સે થયા તો પછી એકદમ મિજાજ ખોઈ બેસે છે અને પુર્ણ જોશથી ગુસ્સો પ્રદર્શિત કરે છે. સાવચેતીની અધિકતાથી ગુસ્સો કરતાં પહેલાં ભયનું કારણ તપાસી લે છે, પણ ઉગ્ર સ્વભાવવાળા અને બગડેલ હોજરીવાળા તથા દમના રોગી વ્યક્તિઓ યુક્તિપ્રયુક્તિ અને આત્મનિગ્રહની કે ઇન્દ્રિય નિગ્રહની ખાસ ખામીવાળા જણાય છે. કારણ તેઓનાથી વૃત્તિઓને વશમાં રાખી શકાતી નથી. સાધારણ રીતે આવા પુરૂષો ખુલ્લા વર્તનનાં, સરલ, નીખાલસ દીલના અને સત્યને ચાહનાર હોય છે. બહુ યુક્તિપ્રયુક્તિ કે પોલીસી વાપરતા નથી, અને વિચાર તથા વર્તનને ખુલ્લી રીતે પ્રદર્શિત કરે છે. પણ સાવચેતીની અધીકતાને લીધે પ્રત્યેક કાર્યમાં ડહાપણ વાપરે છે. ધનાભિલાષ અને આત્મબળની અધિકતાને લીધે પ્રમાણિક હોય છે અને બીજાઓને પણ તેવાજ ધારે છે અને તેથી વિશ્વાસપાત્ર માનેલાં લોકોથી કેટલીકવાર ઠગાઇ પણ જાય છે. વ્યવહારમાં એકજ ભાવ અને એકવચનીપણાને વધારે પસંદ કરે છે. પણ ભાવ ઠરાવવાની માથાકુટને પસંદ કરતા નથી. મૈત્રીભાવની અધિકતાને લીધે મિત્રો પ્રત્યે હાર્દ્રિક ભાવ ધરાવનાર અને નિખાલસ દીલના થઈ રહે છે.

આત્મબળ તથા શરીરબળની વિશેષતાથી, સત્યને ચાહનાર તથા સત્ય અને કડવા વચન કહેનાર નીવડે છે. નૈતિક શકિતઓના પ્રાબલ્યને લીધે ઉચ્ચ પ્રકારની લાગણીઓ સ્પષ્ટ રીતે પ્રદર્શીત કરે છે, અને સ્વગુણોથી સર્વત્ર આકર્ષક બની રહે છે. સદ્દભાવ અને સદ્દવૃત્તિને, આવા પુરૂષો કંઈપણ પડદો રાખ્યા વગર પ્રદર્શિત કરે છે. હાવ-ભાવ અને દર્શન તથા નેત્રવક્રના વિકારથી મનોઅન્તર્ગત સર્વ ભાવોને સ્પષ્ટ પણે સ્વાભાવિક રીતે પ્રદર્શીત કરે છે. સર્વ મનોભાવને પુર્ણ બળથી સમ્પુર્ણ રીતે અને સ્વતંત્રતાથી પ્રગટ કરે છે. બોલવામાં પણ સરલ અને છળભેદરહિત હોય છે. તેમજ આત્માના ગુણ દોષ પણ છુટથી જાહેર કરી શકે છે. પોતાના વેશ ભાવ અને વર્તનના સત્ય સ્વરૂપને છુપાવી ન રાખતાં જેવું હોય

તેવુંજ પ્રદર્શિત કરે છે. સ્વભાવની મૃદુતા અથવા સૌજન્યની અધિકતાથી આવા પુરૂષો સર્વત્ર પ્રશંસાને પામે છે. પણ સ્વભાવની કઠોરતાને લીધે તિરસ્કૃત અને તિરસ્કારવૃત્તિવાળા તથા સત્ય પણ અપ્રિયવકતા તરીકે હોય તેનાં કરતાં વધારે કઠોર જણાઈ આવે છે, જેથી લોકપ્રશંસાને પાત્ર બનતા નથી.

**ન્યૂનતા**—જેઓમાં આ વૃત્તિની ન્યૂનતા છે, તેઓ તદન નિખાલશ દિલના બિલોરી કાચ જેવા સ્વભાવના હોય છે. જેવા હોય તેવા તરત દેખાઈ રહે છે. છદ્મ વૃત્તિને જરાપણ પસંદ કરતા નથી. ડોળી નથી હોતા પણ જે કંઈ કરે તેમાં સીધા સરળ અને છળભેદરહિત થઈ વર્તે છે. તેઓની મુખમુદ્રા તેઓના આત્માની અન્તર્ગત સર્વ હાલતો પ્રસિધ્ધપણે પ્રગટ કરે છે અને મનુષ્યોની અન્તર્ગત લાગણીઓને તરતજ અસર કરી શકે છે. કારણ કે તેઓ બોલવામાં દ્વિ–અર્થી હોતા નથી. પણ સ્પષ્ટ અને નિખાલસ દીલથી વર્તે છે. સાવચેતીની અધિકતાથી ક્રિયા કે કાર્ય કરવામાં સંભાળ લે છે પણ બોલવામાં બહુ સંભાળથી વર્તિ શકતા નથી. પરિણામનો વિચાર કર્યા વગર ખુલ્લા મનથી બોલે છે. પણ અન્ય બાબતોમાં ડહાપણથી વર્તે છે. આત્મબળની અધિકતા હોય તો ગમે ત્યાંથી પણ સત્યને ચાહે છે અને તેનો જલદી સ્વીકાર કરે છે, અને સત્યની ખાત્રી કરવા હમેશાં છુટથી તત્પર રહે છે. મનોવૃત્તિઓને સ્વાભાવિક પ્રવૃત્તિઓમાં નિખાલસ રીતે છુટથી વર્તવા દે છે. કંઇપણ છુપાવતા કે ઢાંકતા નથી. “Are open and above-board in every thing.”

**ખીલવણી**—આ ગોપનવૃત્તિ કે વશ્યતાની ખીલવણી માટે આ વૃત્તિની ખામીવાળા પુરૂષોએ નીચે પ્રમાણે વર્તવાની જરુર છે.

૧. ગોપનવૃત્તિની સ્વાભાવિક ખામી, સાવચેતી અને બુધ્ધિશકિતથી પુરી પાડો.

૨. અગમચેતી અને યુકિત પ્રયુકિત રચવામાં બુધ્ધિની, વિચારદ્વારા વધારે મદદ લીઓ.

૩. અન્તર્ગત વિચારો તથા વૃત્તિઓને દાબતાં અને નિગ્રહમાં રાખતાં શીખો.

૪. જે કહો કે કરો તે પુર્ણ વિચાર અને વિવેક તથા ન્યાય બુધ્ધિયુકત હોય એ તપાસી કરવામાં ધ્યાન રાખો.

૫. સ્વાભાવિક વૃત્તિઓના વલણથી ન ઘસડાતાં નિગ્રહ રાખો.

૬. પ્રત્યેક વ્યક્તિમાં વિશ્વાસ રાખી છુટથી નહિં વર્તો.

૭. યુક્તિપ્રયુક્તિ અને સંભાળ રાખવાની વૃત્તિ ધીમે ધીમે કેળવો.

૮. બારીકાઇથી સ્ત્રી પુરૂષોના સ્વાભાવિક વર્તનનું અવલોકન કરો.

૯. બોલવામાં પણ બહુજ નિગ્રહ રાખી જરૂર પડતુંજ બોલો.

૧૦. નકામા તડાકા મારી મનને છુટ નહિં બનાવો.

૧૧. ગુપ્ત વ્રતો ધારણ કરી પ્રસિદ્ધ કર્યા વગર અમુક કાલપર્યન્ત સેવન કરવાની પ્રતિજ્ઞા લીઓ અને તે પ્રમાણે આગ્રહ પુર્વક વર્તો. એ એક જાતનું "મનોનિગ્રહ રૂપ" તપ છે.

૧૨. शान्तं तपः शमस्तपः दमस्तपः એ ઉપનિષદ્‌ના વાંકયોપર ધ્યાન આપી, આવાં પ્રકારના ઉત્તમ તપશ્ચરણ આદરો.

૧૩. અન્યના વૃતાન્તો સાંભળો પણ ધારાશાસ્ત્રીની માફક જાતે મૌન ધારણ કરો.

૧૪. જે સત્ય જાણતા હો તે પ્રત્યેક પ્રસંગે પ્રસિદ્ધ કરવાની જરૂર નથી એ ધ્યાનમાં રાખો.

૧૫. ટુંકામાં આચાર વિચાર વર્તન અને વાણીમાં ઇન્દ્રિય નિગ્રહ રાખી વર્તો.

**वशे कृत्वेन्द्रियग्रामं संयम्यचमनस्तथा ।**
**सर्वान्संसाधयेदर्थानक्षिण्वन् योगतस्तनुम् ॥**

૧૬. બાળકોની અંદર આ વૃત્તિ ખીલવવા માટે નીચેની રમતો અને ઉપાયો ખાસ ધ્યાનમાં રાખો.

ગોપનવૃત્તિ.

૧. આંધળો પાડો.
૨. ભુલ ભુલવણી.
૩. અડ અડામણી.
૪. અટાપટા (જારીવજારી)
૫. સંતા કુકડી.
૬. ચક ભીલ્લું.

વશ્યતા.

૧. અમુક ખાવાના પદાર્થો દર્શાવી ચોકસ વખતે માંગવાનું કહો.
૨. અમુક કાર્ય કર્યા પછી અને નિમેલે વખતેજ રમકડાં આદિ સાધનો રમવા આપો.
૩. પ્રત્યેક રમત અને નિયમમાં તેઓ નીતિ અને ન્યાયથી વર્તે એ ધ્યાનમાં રાખો.

નિગ્રહ—આ વૃત્તિના અતિયોગને પરિણામે ઘણા નુકશાન થાય છે. માટે તેવા પ્રસંગમાં સત્ય સરલ અને સીધા માર્ગને જલદી ગ્રહણ કરતાં શીખો. નીખાલશ દીલથી વર્તો. શંકાશીલ નહિં બનો. વિશ્વાસ વૃત્તિને કેળવો, મનુષ્યોમાં અવિશ્વાસ રાખી દુર રહેવા કરતાં, છેતરાવું એ સારૂં છે. નોકર ચાકર કે છોકરાંઓમાં કદીપણ અવિશ્વાસ નહિં રાખો. તેમને પ્રમાણીક સમજી હમેશાં તેઓની સાથે વર્તો. તેઓના વચનપર વિશ્વાસ રાખો.

# નં. ૬. ઉદ્યોગ અથવા કાર્યશક્તિ
# અને
# ક્રોધ-વિનાશકવૃત્તિ કે સંહારેચ્છા.

## Execution and Destructiveness.

વ્યાખ્યા, સ્થાન, શોધ, વિવરણ અને ઉપયોગ આદિ.

ઉદ્યોગ—વિનાશકવૃત્તિ, સંહારેચ્છા, કાર્યબરલાવવાની વૃત્તિ, સખ્તાઈ, હુમલો કરવાની વૃત્તિ, ઉદ્ધતાઈ વાપરવાની વૃત્તિ, કઠોરતા-ફાડવા ચીરવાની વૃત્તિ, ભાંગવા ફોડવાની વૃત્તિ, દુઃખી કરવાની કે ચીડાવવાની વૃત્તિ, સહનશીલતા અને વૈરવૃત્તિ, ઇત્યાદિ ભાવો, આ એકજ વૃત્તિદ્વારા પ્રગટ થાય છે અને અનુભવાય છે.

**રચના**—સંયોગ અને વિયોગ-સૃષ્ટિ અને વિનાશ, એ કુદરતનો નિયમ છે. જે જે વસ્તુ અથવા પદાર્થ સંયોગજન્ય છે, તે સર્વનો અમુક કાળે વિયોગ તો અવશ્ય થવાનોજ છે. એ એક સૃષ્ટિનો અચલ નિયમ છે. જન્મ અને મરણ પ્રત્યેક વસ્તુને માટે નિયત થયેલ છે. મૃત્યુ અથવા વિનાશ એ પાર્થિવ પદાર્થોનો સ્વાભાવિક ધર્મ છે.

**मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः ॥**

સમગ્ર ભુમંડળ અને વિશ્વના સમગ્ર પ્રદેશોમાં વ્યાપી રહેલી પ્રકૃતિનો એ સ્વાભાવિક ધર્મ છે, કે આવિર્ભાવ તિરોભાવને વશ થઇ વર્તવું. ફેરફાર એ કુદરતનો નિયમ છે અને કુદરતનો આ મહાન નિયમ મનુષ્યને પણ લાગુ પડે છે, અને શા માટે લાગુ નહિ પડવો જોઇએ ? દુનિયાની અંદર પેદા થયેલ પ્રત્યેક વસ્તુ હમેશ માટે જો તેવીને તેવીજ દશામાંજ રહેતી હોત તો તેમાં બીલકુલ આનંદજ રહેત નહિ. પ્રત્યેક વસ્તુ સુખ આપવા માટે સર્જાયેલ છે. દુઃખ, કલેશ અને કષ્ટ આપવા માટે નહિ. જ્યાં સુધી આપણે કુદરતના નિયમોને અનુકુળ રહી વર્તતાં નથી, ત્યાં સુધી સુખ મળતુંજ નથી. ઉલટું કુદરતના નિયમોને તોડવાથી દુઃખ પેદા થાય છે. જે આપણા પોતાના સુખ માટે જરૂરનુંજ છે, એમ વિચાર કરતાં સ્પષ્ટ જણાય છે.

ભુમીને ખેડીને મનુષ્યના ઉપયોગ માટે તૈયાર કરવા માટે અસંખ્ય પ્રકારના પદાર્થોનો વિનાશ કરવાની, ખસેડવાની કે પ્રતિકાર કરવાની મનુષ્યને જરૂર પડે છે. જે

પ્રદેશમાં મનુષ્યો વસતાં નથી, ત્યાં ઝાડ પાન વૃક્ષ વનસ્પતિ કે પહાડ અને પથ્થર તથા જંગલી પ્રાણીઓ વિગેરે નિવાસ કરી રહે છે. પણ મનુષ્યનું આગમન થવાની સાથે તે ઝાડ પાનનો વિનાશ કરી ભૂમીને ખેડવા માટે સ્વચ્છ સરલ અને લાયક બનાવે છે. લાકડાંઓનો બળતણ માટે ઉપયોગ કરવામાં આવે છે. પશુ પ્રાણીઓને ત્યાંથી ભાગી અન્ય સ્થળે ભરાવાની જરૂર પડે છે અને કદાચ સામા થાય તો મોતને શરણ થવું પડે છે. પથ્થર પહાડ ટેકરા વિગેરે અડચણો પોતાની આવશ્યક્તાનુસાર દુર કરી મનુષ્ય પોતાને અનુકુળ નિવાસનું સ્થાન બનાવે છે. આવા આવા અનેક પ્રકારની સંહારાત્મક કે વિનાશક અડચણોને દુર કરનાર કે ટાળનાર કાર્યો મહેનત ખંત અને આગ્રહથી કરવાની મનુષ્યને પોતાના જીવનમાં પ્રત્યેક પ્રસંગે જરૂર પડે છે. જીવિતના અનેક પ્રકારના કલહો, આફતો, મુશીબતો અને અડચણો સામે થવાની અને સામે થઈ ટકી રહેવાની જરૂર પડે છે. આવા આવા અનેક પ્રકારના પ્રત્યવરોધક કાર્યો કરવા માટે પણ મનુષ્યની અંદર એક પ્રકારની સ્વભાવિક શક્તિ અને તેને પ્રગટ કરનાર મસ્તિષ્કમાં તેવું અવયવ પણ આપવામાં આવેલ છે. ખેતર કે વાડીની અંદર ખોરાક માટે પેદા થયેલ પાકને પણ પોતાના જીવન નિર્વાહાર્થ સંરક્ષિત-રાખી પકવ થયે ખોરાક માટે ઉપયોગ કરી પ્રકારાન્તરે પણ વિનાશ કરવાની અનેક રીતે જરૂર પડે છે. આવા અનેક પ્રકારના કાર્યો, ઉપર દર્શાવેલ શક્તિ દ્વારા પ્રતિક્ષણ થાય છે, જેને અત્રે વિનાશકશક્તિ અથવા સંહારેચ્છા કે કાર્ય બર લાવવાની શક્તિ અથવા ઉદ્યોગ એ નામથી આ પ્રકરણમાં નિદર્શન કરવામાં આવેલ છે.

સર્વ પ્રકારના અધિકાર, સત્તા કે કાયદા અને હુકમો પાછળ, ગુપ્ત રીતે કાર્ય કરનાર અને બળ આપનાર મુખ્ય સત્તા, આ સંહારક કે વિનાશક શક્તિનીજ છે.

રાજ્યઆજ્ઞા, ધર્મઆજ્ઞા કે મનુષ્યકૃત કે ઈશ્વરકૃત કાયદા સર્વત્ર ઉપરોક્ત સિધ્ધાન્તનીજ પુષ્ટી કરી રહ્યા છે અને હુકમ રૂપે કહે છે કે "આ કાર્ય કરો. નહિ તો શિક્ષા કરવામાં આવશે" "ખુન કરશો તો ફાંસીએ લટકાવવામાં આવશે" "ચોરી કરશો તો દંડ થશે અને જેલમાં જવું પડશે" નિયમ કરતાં અધીક ખાશો તો તરત પેટમાં દુખવા રૂપ કુદરતી સતાથી શીક્ષા થશે." અનીતિથી વર્તશો તો આત્માની અધોગતિને પામશો" આવા આવા અનેક દ્રષ્ટાન્તો માત્ર એજ દર્શાવી રહ્યા છે કે સર્વ પ્રકારની સત્તા કાયદા કે હુકમ પાછળ પ્રબળપણે કામ કરી રહેલ અને મનુષ્ય તેમજ પ્રાણી વર્ગને નિયમિત રીતે ચલાવી રહેલ, એવી કોઈ એક પ્રબળ સત્તા છે, જેને અમે વિનાશકવૃત્તિ કે કાર્ય બારલાવવાની વૃત્તિ કહીએ છીએ. શિક્ષા દંડ કે સજા વિના, કાયદાના નિયમોને સંસ્થાપિત અને સુરક્ષિત રાખવાનો બીજો કયો ઉત્તમ પ્રકાર છે? કોઈજ નહિ. પણ એ બધું શિક્ષા કે સજાઆત્મક કાર્ય, આ વિનાશકવૃત્તિદ્વારાજ થઈ રહયું છે. કુદરત તેમજ મનુષ્યો એક સરખી રીતે પોતપોતાની શક્તિના પ્રમાણમાં આ શકિતનો ઉપયોગ પ્રતિક્ષણ કરીજ રહેલા છે. તેના વિના એકપણ કાર્ય કદાપી થઈ શકતું નથી. સમ્પૂર્ણ વિશ્વ કે તેની અન્દરના મનુ-

બ્યપ્રાણી પશુ વર્ગ અને કુદરત પણ ઇશ્વરી નિયમાનુકુળ હમેશાં વર્તિ રહેલ છે. કાયદા કે નિયમ વિના કુદરત તેમજ મનુષ્ય કદાપી જીવી શકતાં નથી, એ તદન ખરૂં છે, પણ વિનાશકવૃત્તિ કે કાર્યબરલાવવાની શકિત એ બધા નિયમો કે કાયદાઓને અમલમાં મુકવાની સર્વોત્તમ શકિત છે.

**આ શકિતનો ઉપયોગ.**

૧. ખાનપાનના પદાર્થોને પ્રાપ્ત કરી, પેદા કરી, સુરક્ષિતપણે રાખવામાં આ શકિતની જરૂર પડે છે.

૨. તેઓનો ઉપભોગ કરવામાં આપણે એજ શકિતનો ઉપયોગ કરીએ છીએ.

૩. ભય અને ત્રાસદાયક જન્તુ કે પ્રાણીવર્ગથી કરવામાં આવતી આત્મરક્ષા પણ એ શકિતના પ્રતાપથીજ થાય છે.

૪. ભાવી દુઃખથી બચવા માટે વર્તમાનમાં કેટલાક દુઃખો અને મુશીબતો સહન કરવા તત્પર થઇએ છીએ તે પણ આજ શકિતનું કાર્ય છે.

૫. સડેલ અથવા બગડેલ શરીરના અવયવોને પણ કાપી દુર કરવાની જરૂર જણાતાં તેમ કરીએ છીએ એ પણ આ શકિતનુંજ કાર્ય છે.

૬. કાપકુપ કરનાર ડાકટરોનો અને ઓપરેશન કરાવનાર રોગીઓની પ્રકૃતિ અને ઇચ્છા આવી કાપકુપને પરિણામે સુખ પ્રાપ્ત કરવા તરફજ હોય છે. અર્થાત્ સુખેચ્છાના મુખ્ય હેતુથીજ વાઢકાપ કે અવયવનો વિનાશ ઇચ્છાપૂર્વક કરાવવામાં આવે છે એ તદન સુસ્પષ્ટજ છે. આવું ઉપયોગી કાર્ય પણ વિનાશકવૃત્તિના અસ્તિત્વ વિના થઇ શકતું નથી.

૭. મહાન લડાઇઓ, ઝગડાઓ અને કાપાકાપીઓ પણ આવીજ રીતે પ્રકારાન્તરે અનેક પ્રકારના કીંમતી ઉપદેશોજ આપવાનું કાર્ય સારે છે, કે જેનો અનુભવ લઈ ભાવી મનુષ્યગણ સુખપૂર્વક વસવા શકિતમાન થાય છે.

૮. અનુચિત કાર્ય માટે દુઃખ આપવું એ કુદરતનો નિયમ છે, અને તેને પરિણામે આપણે દુઃખનું કારણ જાણતાં તથા ભાવિ દુઃખોથી બચતાં શીખીએ, એ કુદરતનો મહાન ઉપદેશ અને ઉદ્દેશ છે. અન્યના દુઃખાનુભવના અવલોકન દ્વારા પણ અનેક વ્યકિતઓ પોતાના જીવન સુધારી લે છે, અને સુધારી શકે છે.

પણ કુદરતી દુઃખોનો અનુભવ કરવા માટે જીવન ધારણ કરી દુઃખો સહન કરવાની જરૂર પડે છે. જે આપણે આ શકિતદ્વારાજ સહન કરવા શકિતમાન થઇએ છીએ.

૯. દુનીયામાં ભય, શોક અને દુઃખના સહસ્ત્ર બનાવો પ્રતિદિન બનતા રહે છે. આધિભૌતિક અર્થાત શારીરિક, આધિદૈવિક અર્થાત પ્રાકૃતિક અને આધ્યાત્મિક અર્થાત્ માનસિક ત્રણ પ્રકારના દુઃખો દુનીયા હમેશાં સહન કરી

રહેલ છે. કોઇનો બાપ મરી જાય છે, કોઇ આંધળો હોય છે. કોઇ દુરાચરણી કે ગાંડો હોય છે. તો કોઈ ગરીબ હાલતમાં સબડતો હોય છે. કોઇને ખાવાનુંજ નથી મળતું, તો કોઈમાં અક્કલ નહિ હોવાથી સર્વત્ર તિરસ્કૃત થાય છે. કોઇનો ધણી દારૂડીઓ હોય છે, તો કોઇની સ્ત્રી વ્યભિચારી હોય છે. કોઈ સ્ત્રી સતિ હોય છે, તો તેનો ધણી કુલક્ષણો અને દુષ્ટ હોય છે. કોઇ અકાળે વિધવા થાય છે, તો કોઈ બાળકો નાની ઉમરમાં અનાથ હાલતને પ્રાપ્ત થાય છે. કોઈનું ઘરબાર બળી જવાથી તદન નિરાધાર થઇ રહે છે. તો કોઇ દ્વેષ, વૈર અને રાગાદિ પરિતાપોથી અથવા અનેક રોગોથી પીડાતા હોય છે. આવા આવા અનેક પ્રકારના દુઃખોથી દુનીયા સંતપ્ત છે, આ વાત ખરી છે. પ્રત્યેક વ્યકિત આવા દુઃખોથી બચવા નિરંતર પ્રયાસ કરી રહેલ છે, અને કરવોજ જોઇએ. જો કે દુઃખ અને દારિદ્રથી ગભરાઈ જઈ જીવન ત્યાગ કરનાર ભીરૂઓ પણ કેટલીકવાર જોવામાં આવે છે, પણ તે ખરેખર ધિક્કારપાત્ર છે. પ્રત્યેક મનુષ્યે પોતાની સર્વ આત્મશકિઓથી દુઃખ, દર્દ અને સમગ્ર પ્રકારની આપત્તિઓની સામે થતાં શીખવાની અત્યન્ત જરૂર છે; જ્યારે મનુષ્યની અંદર રહેલી આ શકિત સર્વ પ્રાણીમાત્રને તે પ્રમાણે વર્તતાં શીખવે છે, એ એનું મહાન ઉપયોગી કાર્ય છે. એટલા માટે એ શકિતનો ઉપયોગ કરવામાં—

૧. દુઃખથી કદી ગભરાઓ નહિ.

૨. હમેશાં દુઃખોનો પ્રતિકાર કરવા તત્પર થાઓ.

૩. મુશીબતોને મહત્વનું સ્વરૂપ આપી ગભરાઓ નહિ.

૪. **सुखदुःखे समेकृत्वा लाभालाभौ जयाजयौ ॥**
**ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥**

ગીતાના આ મહાન સિદ્ધાન્તને યથાવત સમજી જીવનસંગ્રામને યથાવત આરંભી, અન્ત પર્યન્ત નિભાવી રાખો.

૫. હમેશાં બહાદુર, સહનશીલ, તિતિક્ષાયુક્ત, તપસ્વી, ધૈર્યવાન થઈ, જીવનના અસ્તોદય કે સુખદુઃખોનો અનુભવ કરી, અનુભવી, ડહાપણયુકત, બુધ્ધિશાળી અને વિનીત બનો.

૬. બાળબુદ્ધિ બચ્ચાંઓની માફક જીવનસંગ્રામમાં કદી પણ ગભરાઓ નહિ.

૭. જીવનસંગ્રામમાં આ ઉદ્યોગ કે વિનાશક શકિતનો આટલો મહત્વયુકત પ્રભાવ સમજી તદનુસાર વર્તવા માટે વાચક બન્ધુ! તારા આત્માને હમેશાં તત્પર બનાવ.

૮. નિષ્કારણ વૈર, લડાઈ કે યુદ્ધપ્રવૃત્તિ અને તેનાં અસંખ્ય, અસહ્ય અને અકલ્પ્ય દુઃખો અને ક્રુરતાઓ, આ વૃત્તિના દુરૂપયોગનુંજ મહા ભયંકર પરીણામ છે આવા પ્રકારની ક્રુરતા, નિષ્ઠુરતા અને નિર્દયતાનો સર્વદેશ

અને સવ કાળના લોકોનો મનુષ્ય જાતિનો ઇતિહાસ આ બાબતની પુરતી સાબીતિ ભયંકર રૂપે આપે છે.

૯. સવ પ્રકારના કહેવાતા ધર્મયુદ્ધો, દ્વેષ અને વૈરબુદ્ધિથી થતાં ખુનો, ખાનપાનની વૃત્તિ કે જીવ્હાના સ્વાદને તૃપ્ત કરવા માટે કરવામાં આવતી અનેક પ્રાણીઓની નિરર્થક હિંસા કે વધ, અને આત્મઘાત અને ઇર્ષારુપી આગ પણ આ વૃત્તિના મિથ્યાયોગનું પરીણામ છે.

૧૦. મરણીયા થઇ અન્યના દુઃખોની કે પ્રાણોની પરવા કર્યા વગર લુંટફાટ ચલાવનારા લુટારાઓ, હરામખોરો, કે ધાડપાડુઓ પણ આ વૃત્તિના અતિ પ્રબળ પ્રમાણનું કે ઊગ્ર સ્વરૂપનુંજ કાર્ય છે. આવા લોકોને ઠાર કરીને નિર્મૂળ કરવાં એ પણ એક આ સંહારકવૃત્તિની ખાસ ફરજ છે. કાર્ય માત્રની શુભાશુભ, યોગ્યાયોગ્ય કે ધર્મ અથવા અધર્મયુકત પ્રવૃત્તિના નિર્ણયનો આધાર તેના ઉદ્દેશ પરજ સમાયેલ છે.

૧૧. બકરાં, ઘેટાં, પાડા, કુકડા, અને કુમારિકા વિગેરેનો કાલિકામાતા, દેવીઓ કે ભૈરવ આદિની મૂર્તિ નિમિતે કરવામાં આવતો સંહાર પણ અંધશ્રધા સાથે સંયુકત થયેલ આ વૃત્તિના મિથ્યાયોગનુજ પરિણામ છે.

૧૨. ઉત્તર અમેરીકાના ઇન્ડીયનો પોતાના ગુન્હેગારોનાં હાથ પગ, વાંસા પછવાડે બરાબર ટાઇટ બાંધીને પોતાના કેદીને એકદમ મુશ્કેટાટ કરે છે. કેટલીક વખતે બન્ને હાથની હથેળીમાં લોઢાના સળીયા પરોવી, તેની દુઃખી હાલત પર નાચે કુદે છે. આ લોકોની અંદર આ વિનાશકવૃત્તિનાં અવયવો ઘણાંજ ઊગ્ર પ્રમાણમાં વૃધ્ધિ પામેલાં જોવામાં આવે છે.

૧૩. પોલીસ, કોન્સ્ટેબલ, સીપાઇઓ, પહેરેગીરો, જેલરો, સન્ટ્રીઓ અને સોલજરો તથા સેનાધિપતિઓ અને સૈનિકોની સમગ્ર રચના અને કાર્ય, લડાઇના અને યુદ્ધના સમગ્ર સાધનો અને સરંજામો, તરવાર, બરછી, ભાલા, બંદુક, તોપ, મશીનગન, સીઝગન, ટોરપીડો, મનવારો, લડાયક બારકસો, લાકડીઓ, કિલ્લાઓ, ખાઇઓ, (trenches) બોમ્બ, દારુગોળા, આદિ બધી સામગ્રીઓ કળાકૌશલ્યથી પુષ્ટ થયેલ આ સંહારક શકિતરૂપ મહાન વૃક્ષની માત્ર અનેકાનેક શાખાપ્રશાખાઓજ છે. જેઓનું સંરક્ષણ અને પ્રતિકારરૂપ મુખ્ય કાર્ય છે.

૧૪. પસાયતા, પટાવાળા, બોડીગાર્ડ આદિ પોતાના સ્વામીઓની બાજુમાંજ ચાલતા રહે છે. તથા તરવાર, બંદુક આદિ હથીયારો પણ કમરની બાજુમાંજ બંધાય છે. એ આ વૃત્તિની મસ્તિષ્કશાસ્ત્રાનુસાર સ્વાભાવિક પ્રવૃત્તિ છે.

૧૫. બન્ને બાજુ તરફના કાનની બરાબર નીચેજ આવેલા બન્ને હાથ અને બન્ને પગ પણ એજ સંરક્ષણ, બચાવ, પ્રતિકાર, વિનાશ અને કાર્યબરલાવવાના સાધનરૂપ અવયવો કે કુદરતી સાધનો છે, એ પણ તદન સ્પષ્ટજ છે.

ટુંકમાં આ સંહારકશકિતનું કાર્ય, જીવનની પ્રગતિમાં અવરોધ કરતા કારણોને દુર કરવાનું, પ્રતિબાધક પદાર્થો કે પ્રાણીઓનો નાશ કરવાનુ અને જીવન ટકાવી રાખવા માટેનાં અન્તિમ અને અગત્યના તાત્કાળીક ઉપાયો શોધવાનું તથા કામે લગાડવાનું છે. મનુષ્યની અંદર આ વૃત્તિ સ્વાભાવિક છે. તેના યથાયોગ્ય કાયમાં અનેક પ્રકારના લાભો સમાયેલ છે, અને મિથ્યાયોગ તથા અતિયોગથી અનેક પ્રકારના નુકશાન, ખરાબી, દુઃખ, સંકટો અને વિનાશકારક પરીણામોની ભયંકર પરંપરા જન્મ પામે છે.

યુરોપની અંદર વર્તમાનકાળમાં જે અત્યન્ત ઘોર મહાભારત ખુનખાર અને ભયંકર પરિણામોને જન્મ આપનાર, સંખ્યાબંધ લોકોના નિષ્કારણ સંહારની અને ખુનરેજીની ભયંકર શરૂઆત થઇ છે, તે આ સંહારકશકિતના અતિઉગ્ર સ્વરૂપનુંજ પરિણામ છે. સમગ્ર હિંસક પ્રજાઓમાં હિંસાપરાયણતા, પ્રાણઘાતકવૃત્તિ, ખુનરેજી અને અસંખ્ય પ્રાણીઓની માત્ર પ્રાણ પોષણ ખાતરજ નહિં પણ માત્ર વ્યસન, મોજ, શોખ અને આનંદને ખાતર તથા ફેશન ને શિકારના શોખને ખાતર, અનેક પ્રકારના વ્યાપાર રોજગાર માટે લાખો પ્રાણીઓની હિંસા પ્રતિદીન અને પ્રતિવર્ષ આજ અનેક વર્ષો થયાં થતી રહેલી છે. સાયન્ટીફીક પધ્ધતિ કે રીતી પ્રમાણે પશુઓનો વધ કરનાર જબરજસ્ત અને સંખ્યાબંધ કારખાનાઓ કે કતલખાનાઓ જેવા પાશ્ચાત્ય પ્રદેશોમાં છે, તેવા બીજા કોઈપણ દેશમાં જોવામાં આવતા નથી. હાલમાં એજ સંહારક શકિતએ એટલું બધું ઉગ્ર સ્વરુપ ધારણ કર્યું છે કે એક વખત નિર્દોષ પશુ પક્ષીઓનો વિના કારણ નાશ કરનાર અને જીવ્હાના સ્વાદને ખાતર પેટને કબરસ્તાન બનાવનાર અસંખ્ય લોકો, આજે પોતાનાજ જાતભાઇઓને લાખોની સંખ્યામાં એકી વખતે કતલ કરવા અને વિનાશ કરવા તત્પર થયા છે. વિનાશ કરે છે, સંખ્યાબંધ આગબોટો, સ્ટીમરો ડુબાડે છે, અનેક વર્ષોની મહેનત ધૂળ ધાણી કરે છે, ગામ શહેર અને નગરો તથા રાજધાનીઓ અને ખેતરોમાં સર્વત્ર પાયમાલી અને સત્યાનાશના પ્રબળ અને પ્રચંડ પવનો, અનેક દુઃખો અને આપત્તિઓના મેઘમંડળરૂપ અસહ્ય વરસાદ વર્ષાવી રહ્યા છે. છતાં પણ શરમ, દયા કે સહાનુભૂતિની લાગણીનો એક છાંટો પણ રાજ્યમદથી મદાંધ થયેલ વર્તમાન રાજ્યાધિપોના હૃદયમાં જોવામાં આવતો નથી, અને સત્યાનાશના સર્વમેધશયજ્ઞમાં "સર્વં વૈપૂર્ણં સ્વાહા" કરવા મંડી પડયા છે. એ બધું શું આ સંહારકશકિતનુંજ અતિ ઉગ્ર સ્વરુપ કે મિથ્યાયોગનું પરિણામ નથી? લાખો વિધવાઓ આજ અન્નાદિ પદાર્થો માટે ટળવળે છે. સંખ્યાબંધ અનાથ બાળકો રોજની ભાખરી માટે આજે ઘરઘર ભીખ માંગતા થયા છે. મોટા મોટા અમલદારો પણ આજે દેશોદેશ અને ગામેગામ લડાયમાં ગયલા સૈનીકોને પુરૂં પાડવા માટે તંબાકુ અને પાન બીડી માટે ટેલ કરી રહેલ જોવામાં આવે છે. આ બધો સંહારકશકિતના ઉગ્રસ્વરૂપનોજ પ્રતાપ છે. ઉપરોકત સર્વ વર્ણન મનુષ્યની અંદર સ્વાભાવિક પણે સ્થિત થયેલ આ મહાન અને પ્રબળ પશુવૃત્તિનો

યથાયોગ્ય નિગ્રહ કરી પ્રાણીમાત્રનાં સુખ અને શાન્તિ માટે આ વૃત્તિને કેવી રીતે ઉપયોગી બનાવવી, એ યથાવત્ જાણવાની મનુષ્ય માત્રની કેટલી મોટી આવશ્યકતા છે, એ સ્પષ્ટ બતાવે છે.

શોધ—આ વૃત્તિના સ્થાનની શોધ ડા. ગોલે કરી હતી: તેણે પ્રથમ આ શક્તિના અવયવને "ઘાતકવૃત્તિ કે ખૂનીવૃત્તિ" એવું નામ આપેલ હતું, કારણ ખૂની પુરૂષો અને આત્મઘાતીઓનાં માથાં તપાસતાં તેને એ સ્પષ્ટ જણાયું હતું. ડા૦ ગોલ આ શક્તિની શોધના સંબંધમાં લખતાં જણાવે છે કેઃ—

"Tho skull of a parriside was once sent to me, which I laid aside, thinking it could be of no possible use to me, and shortly after, that of a highway robber who had added many murders to his robberies. I frequently examined both side by side, and noticed every time that though they differed greatly in other respects, yet that both swelled out, prominently right over the external opening of the ear. I could not consider this great development common to two murderers merely accidental. On comparing the development of carnivorous animals with frugiferous, I found carnivorous heads like those of the murderers and asked myself if there could possibly be any relation to kill ? The idea at first was revolting, yet I knew no law but truth."

Phrenological Theory of **Dr. Gall.**

ડા૦ ઓ. એસ. ફાઉલર પણ લખે છે કેઃ—"His proofs (Dr. Gall's) of its existence are demonstrative and all my own observations confirm his." In Pittsburg Pa. at a crowded lecture a doctor proposed that I should examine publicly a skull he had with him. I begged postponement till the next evening, because I had been riding night and day, and was fatigued with a long lecture besides. He implied that I was afraid of so searching a test. I said "then send it along up" which he did, and pronounced it the skull of a murderer for money, and detailed his acquisition, cunning destruction, and amativeness with but little moral restraint. His character corresponded completely with my public description. Like tests in Janesville in South Boston in scores of places, attest its existence and correct location."

**O. S. Fowler.**

ભાવાર્થ—પોતાનાં બાપનું ખુન કરનાર ખુનીની એક ખોપરી મને મોકલવામાં આવી હતી, જે મેં નિરૂપયોગી ધારી એક બાજુ મુકી રાખી હતી. થોડા વખત પછી મને એક જબરજસ્ત ખુની લુટારૂ, જેણે અનેક ખુનો કર્યાં હતા, તેની ખોપરી મોકલ-

વામાં આવી. મેં અનેકવાર આ બન્ને ખોપરીને પાસે પાસે રાખી નિરીક્ષણ કર્યું, અને માલુમ પડયું કે તે બન્નેમાં અનેક પ્રકારના ભેદ હતા, પણ કાનના ઉપરના બાહ્ય ભાગની બરાબર ઉપર બન્ને ખોપરી સરખી રીતે ઉપસેલી હતી. બન્ને ખોપરીની આ સમાનતાને હું આકસ્મિક કે નિષ્કારણ તો નજ કલ્પી શકયો. વળી શાકફલાહારી અને માંસાહારી પ્રાણીઓની સરખામણી કરતાં મને સ્પષ્ટ જણાયું હતું કે માંસાહારી પ્રાણીઓની ખોપરી ખુની માણસની ખોપરીની માફકજ સંવૃધ્ધ થયેલી હોય છે. આથી મેં મારા મનમાંજ પ્રશ્ન ઉપસ્થિત કર્યો કે આવા પ્રકારની ખોપરી અને સંહારકવૃત્તિને કંઈ સંબંધ હોવાનો સંભવ છે ખરો ? પ્રથમ તો આ વિચાર તદન અજાયબી પેદા કરનાર જણાયો, પણ આખરે સત્ય સિધ્ધાન્ત પ્રગટ થયો–અવગત થયો.

ડા૦ ગોલ.

"ડા. ગોલની આ શક્તિના અસ્તિત્વની સાબિતિઓ તદન સ્પષ્ટજ છે. મારાં બધાં અવલોકન પણ એ બાબતને પુષ્ટ કરે છે. દ્રષ્ટાન્ત તરીકે–પીટસબર્ગ પામાં વ્યાખ્યાન આપતી વખતે એક ડાકટરે દરખાસ્ત મુકી કે તેની પાસેની ખોપરી મારે જાહેર રીતે તપાસવી. મેં બીજા દિવસ ઉપર મુલતવી રાખવાની માંગણી કરી, કારણ હું રાત દિવસ મુસાફરી કરી રહ્યો હતો, અને લાંબા વ્યાખ્યાનથી થકિત થયો હતો. તેણે કહ્યું તમે આવી પરીક્ષાથી ડરો છો. તેથી મેં કહ્યું ચાલો લાવો ખોપરી, અને તેણે મોકલી આપી. મેં "એ ખોપરી ધનલોભથી ખુન કરનાર માણસની છે," એમ જાહેર કર્યું, અને તેના ધનાભિલાષ, લુચ્ચાઇ, સંહારકશકિત અને કામવાસનાના અવયવોનું વિગતવાર વર્ણન આપ્યું, અને જણાવ્યું કે તે મનુષ્યમાં નૈતિક બળ કે નિગ્રહની ન્યૂનતા હતી. તેનું વર્તન મારા જાહેર વર્ણનને બરાબર મળતું અને બંધબેસ્તું નીવડયુ. જાનેસવીલે (બોસ્ટન) અને બીજી અનેક જગ્યાઓના આવા મારા પ્રયોગો આ શક્તિ કે વૃત્તિની તથા તેના સુવ્યવસ્થિ સ્થાનનીજ સંપુર્ણ સાબિતિ આપે છે."

ડા૦ ફાઉલર.

કાર્ય બરલાવવું કે અમલમાં મુકવું અથવા અવરોધક કારણોને નિર્મૂળ કરવાં એ આ શક્તિનું મુખ્ય કાર્ય છે, અને "સંહારક કે વિનાશક" વૃત્તિનું એને . નામ આપીએ તે કરતાં 'કાર્ય બરલાવવાની શકિત' એવું નામ આપીએ તો તે વધારે યોગ્ય થઈ શકે ખરૂં. પણ તે શબ્દમાં પણ આ શકિતના સમગ્ર સ્વરૂપને એક શબ્દમાંજ સમજાવવાની શકિત નથી. ડા. વિમોન્ટ કહે છે કે, સર્વ માંસાહારી પ્રાણી સિંહ, વાઘ, બિલાડી, લોંકડી, મારટીન, વીઝેલ, એરમીન આદિ પ્રાણીઓમાં મસ્તિષ્કનું આ સ્થાન ખાસ વૃધ્ધિંગત જોવામાં આવે છે અને માંસભક્ષક પક્ષીઓમાં પણ તેજ પ્રમાણે જોવામાં આવે છે.

શ્રાપ આપવો, સોગંદ ખાવા, ઘોરવ્રત આદરવાં, હિંસાપરક માનતાઓ લેવી, ઊગ્ર ગુસ્સો કે ક્રોધ, કામવાસનાની લાગણી, દ્વેષ, ધિક્કાર, વૈરવૃત્તિ, કે ઝેરદ્રષ્ટિ અને અન્યને નુકશાન કરવાની પ્રબળ ઈચ્છા, એ પણ આ શકિતનુંજ કાર્ય છે. શ્રાપ કે ગાળો આપવી એ આ શકિતનું શબ્દશકિત અને લંપટતા સાથે મિશ્ર થયેલું કાર્ય

કે વાચિક હિંસા છે. હાથ કે કોઈ જાતના હથીયાર સહિત મારામારી કરવી, એ આ શકિતનું શારીરિક કાર્ય છે. જેઓમાં આ શકિત પૂર્ણ પ્રમાણમાં હોય છે, તેઓ એકદમ ગુસ્સે થઈ જનાર, દ્વેષીલા કે ખારીલા હોય છે. આવા પુરુષો નિઃશંક થઇ સોગંદ ખાઇ શકે છે, જ્યારે જેઓમાં એ શકિતની ન્યૂનતા હોય છે, તેઓને સોગંદ પર પૂછતાં બધું વૃત્તાન્ત કહી દે છે.

વિવરણ—જેઓમાં આ શકિત તેના પૂર્ણ પ્રમાણમાં હોય છે, તેઓ એકદમ ગુસ્સે થઇ જાય છે, અને જ્યારે પૂર્ણરૂપ કે જોશમાં હોય છે ત્યારે બળાત્કારે હુમલો કરવા તત્પર થાય છે. શૌર્યશકિતની પ્રાધાન્યતાથી સંયુકત હોય તો ઉશ્કેરાયેલ સિંહની માફક વર્તે છે, અને મુશીબતો અને જીવના જોખમે જીવસટોસટની લડાઇમાં પણ કુદી પડે છે. જે કોઇ મુશીબતો કે અડચણો વચમાં આવે તેને ફાડી, તોડી, ચીરી નાખે છે, અને વિનાશ કરે છે. તેઓ સ્વભાવે કઠોર, સખ્ત, કરડા, અને દ્વેષાગ્નિથી સર્વદા બળતા ધુંધવાતા લાકડા સમાન હોય છે. આવા પુરૂષોએ ખુશમિજાજ વૃત્તિને કેળવવાની જરૂર છે.

દ્રઢતા અને શૌર્યની પૂર્ણતાથી અને યશ કે કીર્તિની સાધારણ અભિલાષાને લીધે ગુસ્સે થાય ત્યારે આવા પુરૂષો ધિકકારયુકત, નિંદક અને હરીફને ગમે તે પ્રકારે હમેશાં હંફાવવાની વૃત્તિયુકત હોય છે, અને જરુરીઆત કરતાં પણ અધિક ગુસ્સો કરી જાય છે. બોલવામાં પણ કટુ, કર્ણકઠોર અને કર્કશ હોય છે. બુધ્ધિશકિતઓની પ્રબળતાથી બુધ્ધિબળનો અતિ પ્રબળપણે સંહારકવૃત્તિની પુષ્ટિમાં ઉપયોગ કરે છે. આવા પુરૂષોએ તર્ક અને સમજશકિતનો તથા નૈતિક વૃત્તિઓનો ઉપયોગ સંહારકશકિતના કાર્યને બુધ્ધિપૂર્વક રોકવા માટે કરવો ઘટે છે, અને ગુસ્સાના ઊગ્ર વેગને રોકી શાન્ત, નમ્ર અને મૃદુતાને ખીલવવા પર ધ્યાન આપવું ઘટે છે.

દ્રઢતાના પ્રાબલ્યથી અસાધારણ ધૈર્યયુકત અને "**येनकेन प्रकारेण प्रारब्धस्यान्त गमनम्**" વૃત્તિવાળા હોય છે. વૈશ્યવૃત્તિ અને આત્મનિષ્ઠાની પ્રબળતાથી એક દમડીનું પણ લેણું જતું કરતા નથી. પછી ભલે દમડી મેળવવા જતાં તેથી ડબલ ખર્ચ કરવાની જરૂર પડે. ખીસાપર કાપ મુકનારના ખરેખર દ્વેષી થઇ રહે છે. યશ અને કીર્તિની અભિલાષા તથા શૌર્યશકિતની અધિકતાને લીધે આવા પુરૂષોના આચાર વિચાર કે વર્તનમાં કોઈ દોષારોપણ કરે કે કોઇ પણ રીતે જરા પણ અપકીર્તિ કે નિંદા કરે તો તેના એકદમ શત્રુ થઈ બેસે છે. સ્વમાનને જાળવી રાખવાની વૃત્તિથી પણ આ વૃત્તિ પ્રવર્તે છે. મૈત્રીભાવની પ્રબળતાથી મિત્ર તરફ ગુસ્સે થાય તો હમેશાંને માટેજ ગુસ્સાપૂર્ણ થઇ રહે છે. દયા અને આત્મનિષ્ઠાની પ્રબળતાથી દયા દર્શાવતી વખતે વાણી તથા વર્તનની કઠોરતા દર્શાવે છે. ( મુંબઈના ભાટીયા જ્ઞાતિના એક સુપ્રસિધ્ધ શેઠ ચત્રભુજ મોરારજીમાં આવું ખાસ લક્ષણ હતું એ સર્વત્ર પ્રસિધ્ધ છે. ).

વકતૃત્વશકિત અને તુલનાશકિતની પ્રબળતાને લીધે દુશ્મનોપર અતિ કઠોર અને કર્કશ વચનોનો સખ્ત પ્રહાર કરવામાં કાંઇ કચાશ રાખતા નથી. સૌન્દર્ય

પ્રેમની પ્રબળતાથી બોલવામાં અને મુખમુદ્રાદ્વારા ગુસ્સો પ્રગટ કરવામાં એવા તો ચપળ અને ચાલાક હોય છે તથા વ્યંગ ભાષામાં એવા તો સખત આક્ષેપો કે મેણા ટોણા મારે છે કે સાંભળનારનું હૃદયજ ચીરાઇ જાય. આવા પુરુષો વાક્બાણના તીક્ષ્ણ પ્રહારથી સાંભળનારના હૃદયને વિદીર્ણ કરી નાખે છે. આવા પુરૂષોએ ગુસ્સાના પ્રસંગોથી જેમ બને તેમ બચતા રહેવું જોઇએ, તથા કોઇ પણ જાતની ટીકા કરતાં મન અને જીભને એકદમ નિગ્રહમાં રાખતાં શીખવું ઘટે છે.

ઉપર પ્રમાણે અન્યાન્ય વૃત્તિઓનાં સંયોગદ્વારા અને ન્યૂનાધિક પ્રબળતાના પ્રમાણમાં આ સંહારકવૃત્તિનું અનેક પ્રકારનું કાર્ય જોવામાં આવે છે. જેમકે—

પશુવૃત્તિઓની પ્રબળતાથી મનુષ્ય પશુવૃત્તિઓને આધીન થઇ વર્તે છે. નૈતિક વૃત્તિઓની પ્રબળતાથી નૈતિક વિષયોની સંરક્ષામાં તેજ વિનાશકવૃત્તિનો ઉપયોગ કરે છે. બુધ્ધિશકિતની પ્રબળતાથી મનોબળ અને બુદ્ધિશકિતઓની અધિક તીવ્રતા કે પ્રબળતા દર્શાવવા પૂર્ણ ખંતથી અને આગ્રહથી પ્રવર્તે છે. પણ શૌર્યશકિતની ખામીવાળા પુરુષો સાધારણ અવસ્થામાં તો શાન્ત જણાય છે, પણ પ્રસંગે એકદમ ગુસ્સાયુકત અને સખ્ત સ્વભાવના જણાઈ આવે છે ને વિજયવન્ત થવાની ખાત્રી થયેજ સખ્તાઈથી હુમલો કરે છે. સ્વમાનની ન્યૂનતાવાળા પોતા કરતાં અન્યના રક્ષણ માટે આ વૃત્તિનો ઉપયોગ કરે છે. જ્યારે સાવધતાની પ્રબળતા અને શૌર્યની સાધારણ હાલતમાં બનતાં સુધી ગુસ્સે થતા નથી, બબડતા નથી, પણ જો જરૂર જણાય તો એકદમ ગુસ્સે થઇ જાય છે, અને તે વખતે તદ્દન હદ ઓળંગી જાય છે.

સાધારણ—જેઓમાં આ શકિત સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ સ્વભાવે બહુ સખત કે કઠોર હોતા નથી. દુઃખ આપતાં સંકોચાય છે, દયાની અધિકતાથી દુઃખ કે ખુનરેજી જોઇ શકતા નથી, તેમ તેવી પ્રવૃત્તિ પણ કરી શકતા નથી. તેમ દુઃખપ્રદ પ્રવૃત્તિ કરવા ચાહતા નથી. અડચણો કે અવરોધક કાર્યોને ઓળંગવાનું મનોબળ કે ધૈર્ય અથવા અમલ કરવાની શકિતની ખામીવાળાં નહિ, તો પણ સાધારણ શકિતવાળા હોય છે.

આવા પુરુષો નૈતિક વૃત્તિઓની પ્રબળતાને લીધે ભયના કારણભૂત ન થતાં હમેશાં પોતાના વર્તનથી પ્રીતિભાજન થઇ રહે છે, પોતાના આશ્રિત કે નોકર ચાકર પ્રત્યે દયા, મમતા, માયાળુ લાગણી અને સહાનુભૂતિ દર્શાવે છે, જેથી તે કેટલીકવાર નિર્બલતાના રૂપમાં પણ ગણાવાનો સંભવ રહે છે. આવા પુરુષો બને ત્યાં સુધી પોતાનું કાર્ય નમ્ર અને મૃદુ ઉપાયો દ્વારાજ પાર પાડે છે. સખ્તાઇ કે કઠોરતા સાધારણ પ્રસંગોમાં વાપરતા નથી. સ્વમાન કે શૌર્યની ન્યૂનતાને લીધે અસ્થિર મનના, ટકી ન શકે તેવા, ઢીલા પોચા સ્વભાવના કે આત્મરક્ષણ ન કરી શકે એવા માલૂમ પડે છે. આત્મરક્ષણને માટે બીજાઓનો આશ્રય શોધે છે. આવા લોકો કંઇ પણ કાર્ય દુનીયામાં આગળ પડીને કરી શકતા નથી, અને કરવા તત્પર પણ થતા નથી. આત્મશકિત અજમાવતા પણ નથી. તેમ પોતામાં તેવી શક્તિ છે કે કેમ એ પણ પુરેપુરૂં જાણી શકતા નથી. આવા પુરૂષો અતિ પ્રબળ વૃત્તિથી જ્યાં કાંઇપણ

મુશ્કેલી ન હોય ત્યાં પણ મુશીબતના ડુંગરો કલ્પે છે. રજનું ગજ કરી બેસે છે. કીડીનો કુંજર કરી બેસે છે, અને આવા સંજોગોમાં જો આશાની ન્યૂનતા હોય તો તદન નિર્માલ્યજ નિવડે છે.

પણ આશા, દ્રઢતા, સ્વમાન, અને શૌર્યાદિ ગુણની પ્રબળતાવાળા પુરૂષો તથા સંહારકશક્તિની સામાન્ય સ્થિતિવાળા પુરૂષો ખંત, આગ્રહ અને શાન્તવૃત્તિથી ઘણા સારા કાર્યો વગર સાહસે કરી શકે છે, અને પાર પાડી શકે છે; અને એ ઉપરાંત પણ જો બુદ્ધિશકિતઓ અને નૈતિકવૃત્તિઓ પણ પૂર્ણ પ્રમાણમાં ખીલેલી હોય તો બહુજ સુંદર નમ્ર અને ભલા સ્વભાવના હોય છે. પણ ગરીબડા નિર્માલ્ય, કે મુડદાલ હોતા નથી. આવા પુરૂષો આસપાસના સમુદાય અને મિત્રવર્ગમાં બહુજ સારી અને સુખપ્રદ અસર કરે છે. જીવિત હાલતમાં તેઓની યથાર્થ કદર કદી થઇ શકતી નથી. તેઓની ખરી કિમત અને યોગ્યતા તેઓનાં મૃત્યુબાદ જણાઇ આવે છે. આવા પુરૂષોનાં મૃત્યુથી સ્નેહી સંબંધી અને સહવાસમાં આવનાર સર્વ કોઈ સ્ત્રી પુરૂષો શોકગ્રસ્ત થાય છે.

જેઓમાં આ કાર્યશક્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે, અને નૈતિકશાકતઓનુ પ્રાબલ્ય કે પૂર્ણતા હોય છે, તેઓ અતિ નમ્ર સ્વભાવના અને આ દુનીઆના દુઃખો કે દુષ્ટતાઓને સહન કરવામાં કે પ્રતિકાર કરવામાં તદન અશકત જણાય છે. દુનીયાની વિટંબણાઓ સહન કરી શકતા નથી. તેમ કોઈને દુઃખી હાલતમાં જોઇ શકતા નથી, જુસ્સો કે ગુસ્સો પણ એટલો બધો ન્યૂન હોય છે કે તેવી હાલતમાં આવા સ્વભાવવાળા વ્યક્તિને જોઇ હાસ્યપ્રવૃત્તિ થાય છે. આવા પુરૂષોએ સહનશીલપણું કઠોરતા અને શૌર્ય તથા તિતીક્ષા આદિ ગુણો કેળવવાની ખાસ જરૂર છે.

આ વૃત્તિના ઉદ્યોગ અને વિનાશકશકિત કે ક્રોધ એવા બે વિભાગ છે. અગ્ર વિભાગમાં ઉદ્યોગશકિત અને પાછળના વિભાગમાં ક્રોધ કે વિનાશકવૃત્તિનું સ્થાન છે,

**ખીલવણી**—આ સંહારકશકિત કે કાર્ય બર લાવવાની શકિતને યથાર્થ રીતે ખીલવવા માટે હમેશાં નીચેના ઉપાયોનું સેવન કરો.

૧. હમેશાં તમારા માર્ગમાં આવતા વિઘ્નોને પ્રયત્નપૂર્વક દુર કરો.

૨. વિઘ્નોને હમેશાં ગમે તે રીતે હઠાવવાના માર્ગ શોધો.

૩. ખંત, આગ્રહ અને ધૈર્યપૂર્વક ઇચ્છિત વિષયને પૂર્ણ કરો.

૪. નકામા રોપા, ઢેફાં, ભેખડો કે વૃક્ષોને કાપી દુર કરો જેથી કાર્યશકિત ખીલશે.

૫. ધારવાળા હથીયારો, લોઢાં ને લાકડા પર વાપરતાં શીખો.

૬. ખેતી, ઝાડપાન, ભાજીપાલો, વાવવાનું, રોપવાનું કે લણવાનું શીખો.

૭. જંગલી, ક્રુર અને વિનાશક પ્રાણીઓના શીકારનો શોખ વધારો.

૮. અસત્ય, અન્યાય, દુષ્ટતા કે દુરાચારના પ્રસંગોમાં ક્રોધ કે ગુસ્સો અથવા જુસ્સાની લાગણીનો સમજપૂર્વક ઉપયોગ કરો.

૯. અબળા, દીન કે અનાથની દુઃખી દશાના નિવારણાર્થ અને સહાયતાર્થ અથવા સંરક્ષાર્થ ક્રોધ, શૌર્ય, સાહસ, હિમ્મત, ધૈર્ય આદિ ગુણોનો ઉપયોગ કરવાનું ખાસ ધ્યાનમાં રાખો.

૧૦. સાધારણ જનસમાજને સામાન્ય રીતે દુઃખદાયક રૂઢી, રીવાજો કે કાયદાઓ તથા જનસમાજનાં હિતને નુકશાન કરતા કારણોની સામે થાઓ. દ્રષ્ટાન્ત તરીકે બાળલગ્ન, વિધવાવપન, વૃધ્ધલગ્ન, વ્યભિચાર, બળાત્કાર, ધર્મગુરૂઓના અનાચાર, ધર્મને નામે થતી હિંસા, ધર્મસ્થાનો કે ધાર્મિક ધનનો થતો દુરૂપયોગ, દેવ અને દેવીઓના નામે થતો પ્રાણીઓનો વધ, અને ધર્મને નામે ચાલતી અનેક પ્રકારની ઠગવિદ્યા, આદિ કુરીવાજોનો બળ અને હિમ્મતપુર્વક પ્રતિકાર કરો.

૧૧. ધાર્મિક અને નૈતિક સંવાદ કે વાદવિવાદ કરવાની વૃત્તિને પણ ખીલવો.

૧૨. વ્યાયામ દ્વારા શારીરબળની ખીલવણીના સર્વ ઉપાયો કામે લગાડો. કસરત, કુસ્તી, દંડ, મુગ્દળ, બેઠક, દોડવા, તરવા, કુદવા અને નાચવા, વિગેરેની હરીફાઈવાળાં અને ઉત્કર્ષક કે ઉશ્કેરનાર અને ફુટબોલ કે હોકી જેવી બહાદુર ટુર્નામેંટમાં ભાગ લેતા જાઓ. આ સૌથી છેલ્લી પણ અત્યંત અગત્યની સુચના છે. ખાસ કરી આર્યાવર્તના–હિંદુસ્થાનના સમગ્ર બાળ યુવાન તેમજ મધ્યમ અને વૃધ્ધવસ્થાના પુરૂષોએ આ શક્તિ ખીલવવાના સર્વ પ્રયત્નો આદરવા ઘટે છે. દક્ષિણ અને ગુજરાતના કેટલાક ભાગોમાં, ખાસ કરી દક્ષિણીઓની અંદર કુસ્તી અને અખાડા વિગેરેના તથા કસરતના અનેક પ્રયોગો કરી બતાવી વિજયા દશમીને દહાડે જાહેર મેળાવડા દ્વારા ઈનામો આપવાની જે પ્રથા છે, તે સર્વ રીતે પ્રશંસા કરવા યોગ્ય અને અનુકરણીય છે. લોકમાન્ય બાળગંગાધર તીલકના પ્રમુખપણા નીચે મુંબઈની અંદર શેઠ ગોકળદાસ તેજપાળના ગ્વાલીયરટેન્કના બોર્ડીંગ હાઉસના મેદાનમાં, આવી સંસ્થાને ઇનામ આપવાનો એક ભવ્ય મેળાવડો એક વખત જોવાનું સદ્ભાગ્યે બન્યું હતું. ત્યાર પછી અનેક પ્રસંગે એવા મેળાવડાઓ મેં જોયા છે અને પ્રત્યેક પ્રસંગમાં આનંદથી ભાગ લેતો રહ્યો છું. જે દેશના અગ્રગણ્ય મહાપુરૂષો પોતાના દેશના યુવકવર્ગની શારિરીક ખીલવણી પ્રત્યે ઉપર પ્રમાણે ધ્યાન આપે છે તે ગામ કે શહેર કે દેશના યુવકવર્ગના ખરેખર સદ્ભાગ્યજ સમજવા.

**નિગ્રહ**—જેટલે અંશે આ વૃત્તિને યોગ્ય પ્રમાણમાં ખીલવવાની જરૂર છે તેટલેજ અંશે અને તેથી પણ વિશેષ પ્રબળતાથી આ વૃત્તિના ઊગ્ર પ્રવાહને સુનિયન્ત્રિત અને નિગ્રહયુક્ત કરવાની પણ જરૂર છે, અને એટલા માટે નીચેના નિયમો ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે.

૧. અહિંસાધર્મનું પાલન કરો.

૨. મનસા વાચા અને કર્મણા કોઇને પણ દુઃખ આપો નહિ, કચવાવો નહિ. કઠોર વાકયો બોલો નહિં.

૩. હુમેશાં શાન્ત મૃદુ અને કોમળ વાકયોનો પ્રયોગ કરો.

૪. કરૂણા પરાયણ વૃત્તિથી વર્તો. પ્રાણીમાત્ર સાથે સહાનુભૂતિ રાખો.

૫. સર્વ પ્રકારની કઠોરતા કટુતા કે કાર્કશ્યનો ત્યાગ કરો.

૬. ક્ષમાવૃત્તિને ધારણ કરો. કોઇએ આપેલ દુઃખનો મનમાં વસવસો નહિં રાખો.

૭. દ્વેષ કે વૈરભાવ કે ઝેરવૃત્તિ કે ડંખીલા સ્વભાવનો ત્યાગ કરો.

૮. સુંદર અને સભ્ય રીતભાતનું અનુકરણ કરો.

૯. ઉધ્ધત ઉછૃંખલ કે છોકરમતિયા સ્વભાવનો ત્યાગ કરો.

૧૦. શાન્ત, દાન્ત, ધીર અને ગંભીર થાઓ.

૧૧. ક્રોધને સુનિયન્ત્રિત કરી, નમ્રતા તથા વિનયથી સંયુક્ત કરી શાન્ત પાડો.

૧૨. બાળકોને ખીજવો નહિ. કે પશુઓને કષ્ટ નહિ આપો.

૧૪. પ્રાણીમાત્ર સાથે પ્રીતિપૂર્વક ધર્મયુક્ત વર્તન રાખો.

૧૫. શ્રાપ, સોગન, કે ટીકા અથવા મેણાટોણા મારવાની ટેવનો ત્યાગ કરો.

૧૬. બન્ને પક્ષનો યથાર્થ વિચાર કરી પરિણામદર્શી થઇ પ્રવૃત્તિ કરો.

૧૮. અપચો કે નિર્બળ જ્ઞાનતન્તુઓને લીધે પણ સ્વભાવ ચીડાઉ કે ગુસ્સાવાળો થઇ જાય છે, તેમ ન બને એ ધ્યાનમાં રાખો.

૧૯. છેલ્લો પણ અગત્યતામાં સૌથી પહેલો અને શાસ્ત્રીય નિયમ "શમ દમ અને તિતીક્ષાનું કે સંયમનું સેવન કરો" એ છે.

મનુષ્યની અંદરની પ્રત્યેક વૃત્તિ પોતપોતાનું મહત્વ અને ઉપયોગિતા ધરાવે છે. પ્રત્યેક વૃત્તિના યથાયોગ્ય કાર્યની મનુષ્યને સર્વદા આવશ્યકતા છે. ખરાબીનું મૂળ વૃત્તિઓના અસ્તિત્વમાં કે તેની ન્યુનાધિકતામાં નથી, પણ પ્રત્યેક વૃત્તિના હીન યોગ અને અતિયોગ કે મિથ્યાયોગમાંજ સર્વ પ્રકારની હાનિ, પાપ, દુઃખ અને કલેશ રૂપ પરિણામ સમાએલ છે. યથાયોગ્ય અને બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથી પ્રત્યેક વૃત્તિનું કાર્ય સર્વાવસ્થામાં, સર્વ દેશ અને કાળમાં, હિતાવહજ થાય છે અને થવુંજ જોઈએ. એનુંજ નામ વૃત્તિની સામ્યાવસ્થા છે.



# નં. ૭. શૌર્યશક્તિ અથવા બળ કે પરાક્રમ.

## Force or Combativeness.

### વ્યાખ્યા, સ્થાન, વર્ણન અને ઉપયોગ વિગેરે.



શૌર્ય—પરાક્રમ શારીરબળ, આત્મરક્ષા, સાહસ, હિમ્મત, બહાદુરી, મક્કમપણે કાર્ય કરવાની શક્તિ, બચાવ, સંરક્ષા શકિત, નિર્ભયતા, બળ, દંગો, ફીસાદ કે કજીઓ ટંટો કરવાની શક્તિ, "ચાલ નીકળ! જા હું બધું કરી લઈશ" ઈત્યાદિ આત્મ શક્તિના ભાવો પ્રદર્શિત કરનારા બધા ભાવોનું આ શક્તિથી ગ્રહણ કરવામાં આવે છે. આ શક્તિના અતિયોગ કે મિથ્યા યોગથી કજીયો ટંટો, ફીસાદ અને હુમલો કરવાનો સ્વભાવ થઈ જાય છે.

વિભાગ—આ શકિતના મૂખ્ય ત્રણ વિભાગ છે. ૧. હિમ્મત, ૨. યુયુત્સા, ૩. બચાવ કે સંરક્ષા.

**સ્થાન**—આ શક્તિનું સ્થાન કાનના ઉપરના ગોળ ભાગની પાછળના ભાગમાં લગભગ એકાદ ઇંચિ દુરપર જીજીવિષાના અવયવની બરાબર ઉપર આવેલ છે. જુઓ, આ. નં. ૫૯..

**કુદરતની શકિત**—શક્તિ એ એક કુદરતનો ખાસ ગુણ છે, જેના દ્વારા તેના બધા કાર્યો ઉત્પતિ ધારણ પોષણ રક્ષણ અને વિનાશાદિ નિરંતર થઈ રહ્યાં છે. શક્તિ વિના કોઇપણ ાણી કોઈપણ જાતની ક્રિયા કરવા કે આનંદ ભોગવવા કે અનુભવવા સમર્થ થઇ શકતું નથી. એક તૃણ પણ તેના વિના ચાલી શકતું નથી. પૃથ્વીની ગતિ, સૂર્યનો પ્રકાશ, ગ્રહોપગ્રહનું પરસ્પર આકર્ષણ, વનસ્પતિની અંદર રસોનું ચડવું, સાગરનું ભરતી ઓટરૂપે ઉછળવું, નદીઓનું વહેવું, વરસાદનું વર્ષવું કે વાયુનુ ફરવું, વિગેરે કાર્યો શકિત વિના કદાપી થઈ શકતાંજ નથી. કુદરતની સમ્પૂર્ણ સ્થિતિ વૃધ્ધિ અને સંરક્ષા તથા પોષણ અને વિનાશ આદિ સમગ્ર કાર્યો કુદરતની શક્તિને પ્રતાપેજ ચાલી રહ્યાં છે. અવરોધક શકિતઓ પણ કુદરતમાં, એટલેજ અંશે આનંદ અને અસ્તિત્વ માટે ખાસ જરૂરની છે. શ્વાસપ્રશ્વાસની પ્રક્રિયા આ કાર્યને સ્પષ્ટ બતાવે છે. બાહ્ય વાયુના દબાણના કાર્યને અટકાવવા અને અન્તરીય અસ્વચ્છ વાયુને કાઢવા તથા સ્વચ્છ વાયુને ગ્રહણ કરવાના યુયુત્સા કે અવરોધપૂર્ણ પ્રયત્ન સિવાય એ બીજું શું બતાવે છે? હાલવું, ચાલવું, દોડવું આદિ પ્રત્યેક ક્રિયા, ઉપર પ્રમાણેજ હવા, ગુરૂત્વાકર્ષણ અને અન્ય અડચણ કરતા કાર્યો અને શકતિઓનાં અવરોધ કરતા કાર્ય સિવાય અથવા વિરૂધ્ધ વર્તન સિવાય બીજું શું બતાવે છે? આપણે પ્રત્યેક કાર્ય કરતી વખતે આપણાથી વિરૂધ વર્તતિ શકિતઓના પ્રમાણમાં કાર્ય કરવુંજ પડે છે. સુતાં, બેસતાં, ચાલતાં હાથ ઉંચો કરતાં અને અન્ય અનેક ક્રિયાઓ કરતાં આપણે પ્રતિક્ષણ ગુરૂત્વાકર્ષણ

શક્તિના કાર્ય વિરૂધ્ધ ક્રિયા કરી રહયા છીએ. અર્થાત્ તેના કાર્યનો અવરોધ કરી રહયા છીએ એ સ્પષ્ટજ છે. વિરૂધ્ધ કાર્ય કે ધર્મ વિના કદી પણ સંવૃધ્ધિ કે સંરક્ષા થઇ શકતીજ નથી. પ્રત્યેક રોપો ઝાડ પાન વૃક્ષ કે ફુલ અથવા ફૂલઝાડ પ્રતિક્ષણ કુદરતની આકર્ષણ, વિકર્ષણ, વાયુ, અને અન્ય શક્તિઓની વિરુધ્ધ કાર્ય કરી પોતાની સંવૃધ્ધિ અને પોષણ પામી રહેલ છે.

ટુંકમાં—જીવન-જીંદગી એ બે કુદરતની અન્ય શક્તિઓ સામેનાં ભિન્ન ભિન્ન અવરોધ રૂપ એક કાર્ય પ્રતિકાર્યની શૃંખલાજ હોય એમ વિચાર કરતાં જણાય છે. આ રીતે જોતાં વિનાશ અને ઉત્પાદક કારણોરૂપ મૃત્યુ અને રોગો સામે લડીને ટકી રહેવું એજ જીવનનો પ્રવાહ હોય એમ જણાય છે.

આત્મ રક્ષા—શીત, વાત, આતપ, તોફાનો તથા અતિ વર્ષા આદિના દુઃખોનો પ્રતિકાર કરવા માટે સગવડતા ભરેલી ઓરડી કે ઘરમાં બેસી, એ દરેક શક્તિઓથી રક્ષણ કરી જીવન ટકાવી રાખવાનું મહત્ કાર્ય, આ પ્રત્યવરોધક શક્તિનુંજ પરિણામ છે. લેકચર કે વ્યાખ્યાન આપવા માટે બહાર જતી વખતે પગમાં જોડા, હાથમાં લાકડી, શરીરપર ઓવરકોટ, માથાપર ટોપી કે ફેંટા આદી સાધનો, ધારણ કરી બહાર જઇએ છીએ, એ પણ સ્પષ્ટ દર્શાવે છે કે, આપણે શીત, આતપ, ભય અને સ્થાવર તેમજ જંગમ, જડ તેમજ ચેતન પદાર્થોથી આપણા જીવનને હરકત કરતી અસરોથી બચવા માટેજ એ બધું કરીએ છીએ. ગ્રીષ્મ રૂતુના આગથી ભરેલા લુઝરતા વાયુના સપાટાની સામે થઈને પણ આપણે બપોરના બરાબર બે વાગ્યે ઘરની બારીઓ બંધ કરવા દોડીએ છીએ, કારણ આપણે તેવા ગરમ વાયુથી આપણું રક્ષણ કરવાની જરૂર સમજીએ છીએ. જ્યારે કેટલીક વાર મહાન ઉદ્દેશોને પાર પાડવા માટે જીવનને બરાબર ટકાવી રાખીને અને જરૂરને વખતે તેની પણ પરવા ન કરતાં આપણા મહાન ઉદ્દેશોની પૂર્ત્તિ માટે શરદી ગરમી ભય દુઃખ કે મોતની પણ દરકાર ન કરતાં એ બધા ભયોની સામે આનંદથી, બહાદુરીથી થઇએ છીએ. આ બધું શું બતાવે છે? માત્ર પ્રત્યવરોધક શક્તિનોજ પ્રતાપ કે વિરૂધ્ધ શક્તિની સામે થવાની પ્રબળ શક્તિનું કાર્ય કે બીજું કંઈ? શું આવી શક્તિના અભાવમાં આપણે અથવા કોઈ મનુષ્ય આટલી બધી મુશીબતો સહન કરવા કદી પણ તત્પર થાય ખરો! નહિંજ કદાપી નહિં. આત્મરક્ષા, સ્વશરીર, સંરક્ષા, એ કુદરતી શક્તિનુંજ રૂપાન્તર છે. માત્ર ઉદ્દેશ અને શક્તિની હદનોજ ફરક છે. જેઓ પોતાના શરીરની સંભાળ પૂર્વક રક્ષા કરે છે તેઓજ સારી તન્દુરસ્તી ભોગવી શકે છે. પણ સ્વશરીરસંરક્ષા માટે જેઓ ખાસ સંભાળ કે કાળજી નથી રાખતા તેઓ જલદીથી અનેક રોગોથી ઘેરાઈ જાય છે અને જો વિરોધ કરી રોગોની સામા ન થાય તો રોગોના દાસ થઇ રહે છે. આટલા માટે કુદરતે પ્રત્યેક પ્રાણીની અંદર સ્વસંરક્ષકવૃત્તિ પ્રબળ પણે પ્રદાન કરી છે, કે જેને પરિણામે પ્રત્યેક પ્રાણી પોતાનું જાતીય રક્ષણ કરવાનું કાર્ય જાતે સંભાળી લે. વળી સ્વસંરક્ષક વૃત્તિની સાથે પ્રત્યેક પ્રાણીને અન્ય શારીરિક સાધનો પણ તેઓની સ્થિતિ અવસ્થા અને આવશ્યકતાને અનુકુળ થઈ પડે તેવા યોગ્ય પ્રમાણમાં આપેલ છે. ઝેરી

અને કાંટાવાળા પ્રાણીઓ કે ઝાડો પોતાની મેળેજ પોતાનું રક્ષણ કરી લે છે. ડંખ મારવાવાળા પ્રાણીઓ જેવાં કે મધમાખ, ભમર, વીંછી વિગેરે પણ એજ બતાવે છે કે "ભાઇઓ! તમે અમને હરકત ન કરો ત્યાં સુધી અમે તમને પણ હરકત નહિં કરીએ છતાં પણ જો દુઃખ આપશો તો કુદરતી સાધનોનો અમે પણ ઉપયોગ કરીશું" પથ્થર લાકડું લોઢું આદિ પોતાના સ્વરૂપથી સ્વસંરક્ષણનું કાર્ય કરી રહયા છે. અને તેથીજ અન્યનું સંરક્ષણ કરવાના કામમાં પણ આવે છે. પ્રત્યેક ઝાડ પાન અને વૃક્ષ તથા વનસ્પતિની ઉપરની છાલ સ્વસંરક્ષણના સાધન અને ઉપાય વિના બીજું શું બતાવે છે?

અનેક પ્રાણી જેવાં કે મગરમચ્છ માછલાં ગેંડા આદિની ભીંગડાંવાળી ત્વચા પણ એજ દર્શાવી રહેલ છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં આદિના શીંગડાંઓ પણ સ્વસંરક્ષા કરવાના કુદરતી સાધનોનું અસ્તિત્વ સ્પષ્ટપણે દર્શાવે છે. વાઘ, સિંહ, વરૂ, કુતરા ઇત્યાદિના નખો અને દાંતો વિગેરે પણ એ શકિતના કાર્યનું નિદર્શન છે. પગ અને હાથનાં તળીયાંના તકીયા પ્રાણીઓનાં શરીરપરનાં વાળ રૂવાં કે રૂંછાળ પણ એજ શકિતના કાર્યનુંજ પરિણામ છે. મનુષ્યના પગની ઘુંટી તથા ગાય કે ઘોડાના પગની ખરીઓ તેમજ આંખપરનાં પોપચાં અને ભ્રમરો પણ એજ સંરક્ષક શકિતની ઉપયોગિતાનેજ દર્શાવી રહેલ છે. આ પ્રમાણે કુદરત પોતાના અસંખ્ય અને અનંત કાર્યોથી પ્રત્યેક પદાર્થ પ્રાણી અને વસ્તુમાત્રની સંરક્ષા સંવૃધ્ધિ અને બચાવ કરવામાં પોતાની અનન્ત શકિતનો અનેક રીતે ઉપયોગ કરી રહી છે. આ શું સ્પષ્ટ અને સહજ સમજી શકાય તેવું નથી? કુદરતમાં સર્વત્ર આ શકિતના કાર્યનુંજ પ્રાબલ્ય જોવામાં આવે છે. તો પછી દૃષ્ટાંતો આગી ગણાવવાથી વિશેષ શું લાભ છે? એવું એકપણ સ્થળ કે એવો કોઇ એક પણ પદાર્થ આખા વિશ્વમાં છે, કે જેની સંરક્ષા કુદરતદ્વારા કરવામાં ન આવી હોય! આખા વિશ્વમાં એક પણ એવો પદાર્થ મળવો દુર્લભ છે.—"**किं मा निन्दन्ति शत्रवो अनिन्द्रा :**" **ऋग्वेद.** "None shall injure me with impunity."

**પરિરક્ષણ**—"મારૂં અપમાન કરી કોઇ સુખે સુઇ શકશે નહિ." આવું લેબલ કુદરતનાં સમગ્ર પદાર્થો ઉપર સ્પષ્ટ લાગેલુંજ છે.

**આત્મરક્ષા**—સિવાય અન્ય આશ્રિતોના રક્ષણ માટે પણ પ્રાણી માત્રને આ સ્પર્ધા અને રક્ષણ શકિત કે બળની અનેક પ્રસંગે જરુર પડે છે. પ્રત્યેક પક્ષી પશુ કે પ્રાણીને તેમજ મનુષ્યોને પણ પોતાના બાળકો સ્ત્રી પુત્ર ઘરબાર કે માળા અને ભોંયરા કે ધનમાલ અને મીલકત આદિ પદાર્થો તેમજ વેશ, ભાવ, વર્તન, સદાચાર સદ્દવૃત્તિ આદિ સ્થિતિઓ અને દુઃખી અનાથ અને ગરીબ નિર્બળ તથા સત્યવાદિ અને નિરપરાધિ પ્રાણીઓના હકો કે સ્થિતિઓ વિગેરેનું રક્ષણ કરવાની પણ અનેકવાર જરુર પડે છે.

**સંવૃદ્ધિ**—સંવૃદ્ધિ એ પણ આ મહાન શકિતના કાર્યનું બીજું સ્વરુપ છે. વનસ્પતિ અને વૃક્ષના મુળીયાંઓ પોતાની શકિતથીજ ભૂમિના પૃષ્ટને ફાડી પોતાનો

રસ્તો શોધી લે છે. પોષક દ્રવ્યો એકત્ર કરી પોતાની સંવૃધ્ધિ કરે છે, અને તેમ કરવીજ જોઈએ. ઝાડોની અંદર ચડતા રસો બળ પુર્વક ઉપર પ્રસરી વૃક્ષના પ્રત્યેક અંગ પ્રત્યંગમાં દાખલ થઈ ફેલાવામાં પણ કંઇ ઓછું સામર્થ્ય નથી દર્શાવતા. આપણા શરીરની અંદરનું રકત ધોરી નશ અને નાડીઓમાં થઇ અત્યન્ત સૂક્ષ્મ અને બારીક કેશવાહીનીઓમાં ફેલાઇ પાછું હૃદય તરફ પ્રતિપળે પ્રયાણ કરી, શરીરનું પોષણ તથા સંરક્ષણ કરવા રાત દિવસ દોડયાજ કરે છે એ શું ઓછી શકિત દર્શાવે છે?

આજ પ્રમાણે મનુષ્યને પણ પોતાનો રસ્તો મુશીબતો અને મુશ્કેલીઓ વચ્ચેથી પ્રસાર કરવામાં પણ અગાધ સ્પર્ધા સહનશીલ પ્રત્યવરોધક અને બળવાન થવાની જરૂર છે એ શું સ્પષ્ટ નથી? આપણા શરીરનું બંધારણ અને તેમાં પ્રત્યેક અંગ પ્રત્યંગનું કાર્ય પણ આ મહાન શકિતને આધારેજ ચાલી રહયું છે ટકી રહયું છે અને યાવત્ મૃત્યુ ટકી રહેશે એ પણ આ શકિતનોજ પ્રતાપ છે.

**વિચારબળ**—વિચારોને પણ અનેકવાર આપણે બળ પુર્વક અન્યના હૃદયમાં રોપવાની જરુર પડે છે. આ ગ્રન્થના કેટલાક નહિં પણ ઘણા ખરા વિચારો લગભગ તદન નવાજ છે અને જનસમુહની સામાન્ય માન્યતાથી કેટલીકવાર તદન નવીન સ્વરૂપો દર્શાવે છે. વળી તેમાંના વિચારો સત્ય અને લાભપ્રદ પણ હોય તો પણ જ્યાં સુધી વિચાર અને યુકિત પ્રયુકિતના બળ દ્વારા મનુષ્ય હૃદયમાં તથા પુરી રીતે હૃદયંગમ કરી મનમાં ઉતારવામાં ન આવે, તેને પહોંચાડવામાં ન આવે ત્યાં સુધી તેવા વીચારોથી કંઇ ફાયદો કોઈપણ વ્યકિત કદીપણ ઉઠાવી શકેજ નહિં, શું વર્તમાન જમાનાના ભુલ ભરેલ વિચારને દુર કરી આવા વિષયના વિચારો સમ્પુર્ણ માન અને શ્રધ્ધાથી લોકોમાં સ્વિકારાય અને તેના સત્ય અને લાભપ્રદ સિધ્ધાન્તો પ્રમાણે વર્તવા જન સમુહનો મોટો ભાગ પ્રેરાય એવી દશા લાવવા માટે આ પુસ્તકના વિચારોને પ્રસિધ્ધિમાં લાવવા માટે પુસ્તક આકારે લખવામાં, છાપવામાં, સુધારવામાં, છપાયા પછી વહેંચવામાં, અને તેની અંદરના પ્રત્યેક વિષયને યોગ્ય ભાષામાં યુકિતપ્રયુકિત અને હેતુ પુરઃસર તથા પ્રત્યક્ષાદિ પ્રમાણો સહિત સાબિત કરી રજુ કરવામાં અને પ્રત્યક્ષ અવલોકન માટે અનેક પ્રકારના ફોટો મેળવી બ્લોકો વિગેરે પ્રાપ્ત કરવામાં સહનશીલતા અને સ્થૈર્ય તથા ધૈર્યવૃત્તિ અને માનસિક તેમજ શારિરીક શકિતનો શું ઓછો વ્યય કરવો પડયો હશે! વિચારબળ, મનોબળ, સ્થૈર્ય અને ધૈર્યબળના અભાવમાં અને શારીરીક બળની ન્યુનતાથી આવું સ્વલ્પ કાર્ય પણ કદાપી થઈ શકે એ શું સંભવીત છે? બકરી જેવા શાન્ત અને સીથિલ સ્વભાવથી કે અસ્થિરવૃત્તિથી આવા કાર્યો કદીપણ પાર નજ પાડી શકાય એ તદન સ્પષ્ટજ છે. વિચારો ફેલાવવામાં પણ શકિતની જરુર છે, ઉપરોકત દ્રષ્ટાન્તથી એ તદન સુસ્પષ્ટ સમજાય તેવું છે.

**સ્પર્ધા**—એ પણ આ શકિતનુંજ એક સ્વરુપ છે. એકજ પ્રકારના અસંખ્ય અને અનેક રુપના ભિન્ન ભિન્ન પદાર્થોથી કુદરતના સમગ્ર પ્રદેશો પરિપૂર્ણ છે. જેમાં એક કરતાં બીજામાં રુપ ગુણ વિગેરે તદન વિરુધ્ધ હોવાનો પણ સંભવ છે. આવી સ્થીતિમાં જેઓ સાથે રહી ન શકે, સાથે રહી સવૃદ્ધિ કરી ન શકે તેઓમાંથી એકે કાંતો વિજયવન્ત

થવું અથવા નાશ પામવો કે દાસત્વનો સ્વિકાર કરવો જોઇએ એ એક નિયમ છે, જેને "જીવનાર્થ કલહ" "Struggle for Life" **એમ** કહેવામાં આવે છે આ જીવનાર્થ કલહનું બધું **સ્વરુપ** પ્રત્યેક પદાર્થની શકિત બળ કે સ્પર્ધા ઉપર ઘણે અંશે આધાર રાખે છે. "બળીયાના બે ભાગ" એ કુદરતનો નિયમ છે આ સિદ્ધાન્ત તો એમ સુચવે છે કે પ્રત્યેક પદાર્થ કે વસ્તુ તથા પ્રાણીનો કોઇને કોઈ રુપમાં કોઇ પ્રતિસ્પર્ધા કરનાર પદાર્થ કે પ્રાણી છેજ અને જે રોપાઓ વૃક્ષો પ્રાણીઓ કે મનુષ્યો અને પ્રજાઓ, પોતાના બળથી ટકી રહેવા સમર્થ હોય છે, તેઓ ટકી રહે છે. જ્યારે નિર્માલ્ય અને માલ વિનાના રોપા, પશુ, પ્રાણી અને પ્રજાઓ વિનાશ પામે છે અથવા દાસ્યત્વ સ્વિકારી દુર્બલ રહે છે.

ભયથી સૌ કોઇ ડરે છે. "**भयात् सर्वे हि बिभ्यति**" અને કુદરતમાં ભયના અનેક પ્રસંગો ઉત્પન્ન થાય છે. "**शोकस्थानसहस्राणि भयस्थानशतानिच**" આપણે તેઓથી બચતા રહેવું જોઇએ. બહાદુરીથી ભયની સામા થવાથી ઉપસ્થિત ભય અનેક પ્રસંગે દુર કરી શકાય છે. સાવચેતવૃત્તિ આવા પ્રસંગમાં કેટલીક મદદ આપે છે. પણ સંરક્ષા કે બચાવ એ અન્ય સાધન છે. જ્યારે બીકણપણું, બાયલાપણું આપણને ભયના પાત્ર બનાવી મુકે છે. પણ બહાદુરી સાવચેતી અને ડહાપણથી સામે થવાથી કેટલીક વાર ભય વિસ્મિત્ થઈ ભાગે છે. અથવા આપણે ભયથી બચી જઇએ છીએ. ભડકેલ ઘોડો ભાગી, પોતાને તથા અન્યને પણ નુકશાન કરી બેસે છે. પણ તેવા પ્રસંગમાં યથાયોગ્ય સાવચેતી અને હિમ્મતવાળા વર્તનથી ભયથી હમેશાં સુરક્ષિત રહી શકાય છે.

"હાજર સો હથીયાર" અથવા "ઓસાણ" કે "સમયસૂચકતા પ્રતિકાર"–"Presence of mind" સમયસૂચકતા એ પણ એક બહુજ અગત્યની સંરક્ષક શકિત છે. કેટલીક વખતે જાન માલ અને જીવનનાં બચાવ અર્થે સમ્પૂર્ણ મનની તેમજ શરીરની શકિતઓને એકી સાથે એકદમ બહાદુરી અને સાવચેતીથી એકી સાથે એકાએક ઉપયોગમાં લેવાની પણ જરૂર પડે છે. અને આવે વખતે ખાસ કરી ઉપર જણાવેલ સમયસૂચકવૃત્તિ જે આ શકિતનું અન્ય શકિતઓ સાથેનું સંયુકત કાર્યજ છે, તેનીજ સહાય કામ આવે છે. આવે પ્રસંગે મનનાત્મક અને બુધ્ધિઆત્મક શકિતઓથી કયા ઉપાયો લેવા તેનો શીઘ્ર નિર્ણય કરવાની અને ધારેલ ભય કે આફતની સામે એકદમ ઉભા રહેવાની તૈયારીઓ કરવાની જરૂર પડે છે જેમાં પ્રત્યેક શારિરીક સ્નાયુના તેમજ માનસિક શકિતઓના અને અધ્યાત્મિક પ્રવૃત્તિઓના સંયુકત કાર્યદ્વારા એકાએક સંરક્ષા કરવાની જરૂર પડે છે. આ પ્રમાણે સમગ્ર સંરક્ષક, સ્પર્ધાઆત્મક, પરિરક્ષક અને સંવર્ધક તથા સમયસૂચકતા શારીરબળ આત્મક, સર્વ શકિતઓના મુગટરૂપ સેનાધિપતિનું કાર્ય કરનાર આ યુયુત્સાવૃત્તિ અથવા કે શાર્યની વૃત્તિ છે.

"**જીવનાર્થકલહ**"—એ પણ એક જાતની લડાઇ અથવા સંગ્રામજ છે, અને આવા **જીવન સંગ્રામમાં શારિરિક માનસિક અને આધ્યાત્મિક સર્વ પ્રકારની**

સંગ્રામ સંકલનાનો અનેક રીતે સમાવેશ થાય છે. અને તેવા પ્રત્યેક સંગ્રામમાં પ્રસંગાનુસાર ભાગ લેવાની પ્રાણધારી પ્રાણીઓને જરૂર પડે છે. પ્રત્યેક બાળક, યુવાન પુરુષ સ્ત્રી કે વૃધ્ધાવસ્થાના મનુષ્યે જીવનના આ સંગ્રામમાં પોતપોતાની શક્તિઅનુસાર ભાગ લેવાની જરૂર પડે છે. અને તેવા પ્રત્યેક પ્રસંગમાં આપણે પ્રતિસ્પર્ધી તરીકે અથવા પ્રતિકારકરનાર તરીકે ભાગ લેવાની જરુર છે. સ્પર્ધા–હરીફાઇ–દ્વન્દ્વાભિલાષ–યુયુત્સા, પ્રતિકાર, લડાઈ ટંટો કે મારામારી આદિ સર્વ ભાવો આ એકજ વૃત્તિના ભિન્ન ભિન્ન ઉદ્દેશથી કરવામાં આવતાં કાર્યોનાં સ્વરુપ છે. શાન્તિ કે એકદમ સહનશીલતા, એ કંઇ યોગ્ય જીવન ન ગણી શકાય. ચર્વણ ગ્રહણ અને મિશ્રણ આદિ ક્રિયાઓ કરવાથીજ ખોરાક મેળવી કે પચાવી શકાય છે. ખેલવું, શ્વાસલેવા, વિચાર દર્શાવવો, ગતિ કરવી, દોડવું આદિ ભિન્ન ભિન્ન ક્રિયાઓ, આ એકજ શક્તિનાં રૂપાન્તર છે. કુદરતમાં જેમ આ શક્તિનું કાર્ય સર્વત્ર જણાય છે, તેજ પ્રમાણે મનુષ્યનાં મસ્તિષ્કમાં પણ એ શક્તિનું કાર્ય પ્રગટ કરવા માટે અવયવ છે, જેને આપણે યુયુત્સા અથવા સ્પર્ધા શૌર્ય કે શારીરબળ કહીએ છીએ.

શોધ—આ શક્તિના અવયવના સ્થાનની શોધ ડા૦ ગોલે નીચે પ્રમાણે કરી હતી.

ઘોડાવાળા અને બીજા કેટલાક નીચ જાતીના લોકોને પોતાને ત્યાં એકત્ર કરી, તેઓને દારુ વાઇન વિગેરે પાઇ, પૈસા આપી, તેઓનો વિશ્વાસ મેળવી લીધા પછી એક બીજાની વાતો જાણવાનો તે પ્રયત્ન કરતો. તે કહે છે કે:—

"Some they called bravos others contemptuous poltroons I arranged each by themselves, inspected carefully the heads of both, found those of the bravos much wider, broader and fuller immediately behind and on a level with the top of the ears than those of the poltroons, seperately, and found my first observations confirmed compared the heads of known brave men, with acknowledged cowards, with the same results, found a first rate intrepid, fearless fighter who entered the ring to sustain alone a fight with a wild boar, or bull or any ferocious animal whatever, these public fights being then common, took a cast of his head found this same region in it very broad and rounded and this same form in university students expelled several times for dualling, one of whom though small seemingly feeble took intense delight in sitting in an ale house and mimicking drinking workmen till they challenged him to fight when putting out lights, he battled them in the dark with fists and chairs, examined quarrelsome and peaceful boys in schools and families with precisely the same results, found a beautiful female, who often before marriage donned male attire and

fought with street blackguards, and after marriage often challenged guests and other to wrestle, and another small and delicate, but pluckly fighter, observed this region very large in the skull of a remarkabley brave general lately deceased, and like that of the beast fighter but flattened and narrow in the cowardly poet Alexinger who allowed himself to be imposed upon ect. I began to speak and write with confidence about this Faculty and organ of courage."

"Horses whose heads are narrow between their ears are skittish and timid, while those whose ears are set far apart at their base are bold and steady. Cowardly dogs are narrow above and a little behind their ears. Whilst those rashly bold are broad in this region. A cock-fighting amateur told me as a great secret, that he could always tell good fighters by their great breadth of head in front of the ears."

"Dr. Spurzheim makes the same observation on English game cocks the hens of which drive of all others. "Graminivorous animals are often more courageous than carnivorous. The wild bull often engages and usually conquers the tiger with his incradible. strength and suppleness." **Dr. Gall.**

ડા૦ થોમસ બ્રાઉન કહે છે કે:—

"There is a principle in our mind which is our constant protector, which slumbers when not wanted, but becomes the more vigorous the more its aid is needed. A sword or other defensive weapon rushing into our hands just when needed would be but feeble assistance compared with this simple emotion which Heaven has caused to rush, as it were into our minds, for repelling every attack." Dr. Shomes Brown.

ડા૦ જ્યોર્જ કોમ્બ લખે છે કે:—

"Combativeness, then confers the instinctive tendency to oppose In its lowest degree of activity it leads to simple resistance. In a higher, to active aggression. Courage accompanies the active state of this propensity. Hence one with predominent combativeness anticipates in a battle the pleasure of gratifying his ruling passion and is blind to all other cosiderations. He is a fighting animal. Courage

however when properly directed is useful to maitaine right. On this account however a considerable endowment of it is most indespensible to all great and magnanimous characters. Indeed I have observed that most actively benevolent persons of both sexes who face poverty and vice to relieve them have this organ fully developed."

" When too energetic and ill-directed it inspires a love of contention for its own sake and produces the controversalist who will wrangle and contect every point, and though vanquished argues still rendering contradiction a gratification."

When large and active, it gives the voice a hard thumping sound as if every word contained a blow, as did Bonaparte's when angry: and a sharp expression to the lips and throws the head backward and a little to one side, like boxers and fencers.

Dr. George Combe.

ભાવાર્થ.

"આવા ભેગા મળેલા લોકોમાંથી કેટલાક પોતાના ગોઠીયાઓને બહાદુર કહેતા ત્યારે કેટલાકને બાયલા અને બ્હીકણ કહેતા. હું તેઓના વિશેષણ અનુસાર દરેકને ગોઠવી બારીકીથી તેઓનું નિરીક્ષણ કરતો. અને એમ કરતાં મને માલુમ પડયું કે જેઓ બહાદુર ગણાતા હતા તેઓનાં માથાંનો કાનની ટોંચની લાઇન પાછળનો ભાગ ઘણોજ વિસ્તૃત પહોળો અને ભરાવાદાર જણાતો હતો, જ્યારે નમાલા અને બિકણ મનુષ્યોનો તે પ્રદેશ તદન વિરૂધ્ધ જણાતો. વળી પ્રસિધ્ધ બહાદુર પુરુષોનાં મસ્તક સાથે પણ કેટલાક પ્રસિદ્ધ ડરપોક મનુષ્યોનાં તે સ્થાનની સરખામણી કરતાં પણ મને એ સિધ્ધાન્ત સત્યજ માલુમ પડયો. જંગલી અને ક્રૂર પ્રાણી અને પશુ કે રીંછ સાથે એક હાથે લડવા તૈયાર થનારા એક બહાદુર અને નિર્ભય દ્વન્દ-યુધ્ધ કરનાર માણસના માથાંનું મેં કાસ્ટ (cast) પડાવ્યું અને તેમ કરતાં પણ તેનો મસ્તકનો તેજ પ્રદેશ ઉપર પ્રમાણે સંવૃધ્ધ અને ભરાવાદાર માલુમ પડયો. આજ પ્રમાણે વિશ્વવિદ્યાલયમાંથી અને કેટલાક કુટુંબના અનેક તોફાની અને શાન્ત છોકરાઓના મગજ પણ સરખામણી કરી તપાસી જોતાં ઉપર પ્રમાણેજ અનુભવ થયો. એજ પ્રમાણે એક યુવતી તેમજ એક જનરલનું માથું તપાસતાં પણ તેમજ માલુમ પડયું. જ્યારે એલેઝીન્ગર નામના બીકણ કવીનું માથું આ વૃત્તિના સ્થાનમાં તદન સંકુચિત બેઠેલું અને સપાટ હતું, અને તે હમેશાં બીજાઓથી દબાયેલ અને તાબેદાર થઇ રહેતો હતો........આટલા અનુભવ પછી મેં પૂર્ણ વિશ્વાસ સહિત આ શૌર્યવૃત્તિના સંબંધમાં બોલવાનું તેમ લખવાનું છુટથી શરૂ કર્યુ.

"વળી જે ઘોડાઓનાં માથાં બન્ને કાન વચ્ચે સંકુચિત હોય છે તેઓ ચંચળ અને ભડકણુ હોય છે. જ્યારે બન્ને કાન વચ્ચે પહોળાં માથાંવાળા ઘોડા હંમેશાં બહાદુર, વીર, અને નિડર તથા ધૈર્યયુકત નીવડે છે. તેજ પ્રમાણે બીકણુ કુતરાઓનાં માથાં તેમજ કુકડાંઓનાં સંબંધમાં પણ તેજ નિયમ લાગુ પડે છે. કુકડાં લડાવનાર એક ગૃહસ્થે મને બહુજ ખાનગી બાબત તરીકે આ વાતનો સિદ્ધાન્ત રજુ કર્યો હતો, કે "બહુ લડવાવાળા કુકડાંઓના કાનથી જરા આગળનો માથાંનો ભાગ બહુ વિસ્તૃત અને ભરાવદાર હોય છે." ડા. ગોલ.

ડા૦ સ્પરઝીયમ પણ તેજ પ્રમાણે કહે છે કે:—

માંસાહારી પ્રાણીઓ કરતાં ઘાસપુસ ખાનારા પ્રાણીઓ અનેકવાર વિશેષ સાહસ અને હિમ્મત તથા બહાદૂરીવાળાં નિવડે છે, જંગલી ગોધા અનેકવાર પોતાના બળ તથા સાહસથી જંગલી અને ક્રુર વાઘને પણ જીતીને માહત કરે છે.

ડા૦ થોમસ બ્રાઉન કહે છે કે:—"આપણી અંદર એવી એક ગુપ્ત શકિત છે જે આપણું હમેશાં રક્ષણ કરે છે. આ શકિત ખાસ જરુર ન હોય ત્યાં સુધી સુષુપ્ત હાલતમાં રહે છે. પણ જ્યારે તેની ખાસ જરુર પડે છે. ત્યારે એકદમ પુર્ણ રુપમાં જાગ્રત થાય છે. તરવાર અને ભાલાના પ્રાણઘાતક સાધન કે પ્રહાર કરતાં પણ મનુષ્યની કે પ્રાણીમાત્રની અંદર કુદરતે અર્પેલી આ દિવ્ય સંરક્ષક શકિતનો પ્રવાહ, કોઈ અજબ પ્રકારનીજ મદદ કરે છે. બધાં શસ્ત્ર કરતાં આ શસ્ત્રની અસર કંઇ ઓરજ પ્રકારની છે."

ડા૦ જ્યોર્જ કોમ્બ—

"આ શૌર્યશકિતનો ઉપયોગ સ્વાભાવિક રીતે કોઈ પણ વિરૂધ્ધ શકિતનો પ્રતિકાર કરવા માટે છે. આ વૃત્તિ પોતાની બહુજ મંદ હાલતમાં માત્ર સામાન્ય વિરોધ દર્શાવે છે. પણ પૂર્ણ રુપમાં આવે છે, ત્યારે હુમલો કરવા દોરાય છે. સાહસ કે હિમ્મત આ શકિતનું જાગૃત કાર્ય છે. જેઓમાં શૌર્યશકિત ખાસ પ્રમાણમાં હોય છે, તેઓ હમેશાં પોતાનો અધિકાર પૂર્ણ જોરથી ચલાવવાનું શોધ્યા કરે છે. જ્યારે બીજી કોઇપણ બાબતોપર ધ્યાન પણ આપતા નથી. આવા પુરુષો લડાયક સ્વભાવના થઇ રહે છે. હિમ્મતનો પણ વિચારપૂર્વક ઉપયોગ થાય તો તે બહુજ જરુરની છે અને દરેક મહાન મનુષ્યમાં તેના યોગ્ય કાર્યની હમેશાં જરુર છે. ગરીબાઇ, દુઃખ અને દુર્ગુણી જીવનની સામે ટકી રહેનાર સ્ત્રી પુરૂષોમાં પણ આ વૃત્તિ સારા પ્રમાણમાં હોય છે. આ વૃત્તિ જ્યારે અતિ ઊગ્ર પ્રમાણમાં હોય છે અને તેનો ગેરઉપયોગ થાય છે ત્યારે માત્ર લડાઇ કે વિરોધને ખાતરજ નિષ્કારણ વૈર વિરોધ કરવા પ્રેરાય છે. આવા પુરુષોનો અવાજ સખ્ત, ભારી, રણકારા કરતો અને દરેક શબ્દપર ખાસ ભાર દઇને જાણે બોલતો હોય તેવો હોય છે. તેઓના હોઠ પણ ખાસ બારિક લાઇન અને સ્પષ્ટ વલણવાળા અને માથું એક તરફ જરા પાછળ નમતું રહે છે."

આ શકિતનું નામ ડા૦ ગોલે શરૂઆતમાં "Self Defence સ્વાત્મરક્ષા" રાખેલું હતું. જેને સ્પરઝીયમે ફેરવીને "Resistance" "પ્રતિકારશકિત" એવું નામ આપ્યું, અને પાછળથી તેને બદલી "Combativeness" "યુયુત્સા" શબ્દથી નિર્દેશ કર્યું જેને રોબર્ટ કોકસ નામનો મસ્તિષ્ક શાસ્ત્રી "Oppositiveness" પ્રતિસ્પર્ધાશકિત એવું નામ આપવું યોગ્ય ધારે છે. જ્યારે મી૦ ઓ. એસ. ફાઉલર નામનો પ્રસિધ્ધ મસ્તિષ્કશાસ્ત્રી ઉપરોકત સર્વ શબ્દોથી સન્તુષ્ટ ન થતાં "Force" "શકિત અથવા બળ" એ શબ્દથી આ શકિતને દર્શાવવાનું સાર્થક સમજે છે. પણ આપણી ભાષામાં ઉપરોકત શબ્દોના યથાર્થ ભાવને પ્રગટ કરે એવી શબ્દશકિત કે અર્થ સામથ્ય ધરાવનાર અમારા ધ્યાનમાં માત્ર બેજ શબ્દો આવે છે. શૌર્ય અને બળ. અને વિચાર કરી જોતાં આ શકિતનાં સમગ્ર કાર્યો વીરરસની પ્રાધાન્યતા થોડે અથવા ઘણે અંશે મુખ્યતયા ધરાવે છે. એ એનો સ્પષ્ટ પુરાવો છે. એટલા માટે આ શકિતને આપણે શૌર્યવૃત્તિ અથવા વીરરસ કહીએ તો કાંઈ ખોટું નહિજ ગણાય.

વિવેચન—જેઓમાં આ વીરરસ પ્રાધાન્યપણે પ્રવૃત્તિ રહેલ હોય છે તેઓ સર્વત્ર સમ્પૂર્ણ બહાદુરી અને શૌર્ય દર્શાવે છે, તોપના ગોળાઓ સામે પણ શાન્તિથી જવા પ્રવૃત્તિ કરે છે, અને જાય છે. મોતનો જરાપણ ડર ખાતા નથી. પોતાના ઉદ્દેશ પાર પાડવા માટે ખાસ વખાણવા યોગ્ય યુકિતપ્રયુકિતઓ અને પ્રયત્નો આદરે છે. ભારે મુશીબતોની સામે પણ ઉભા રહી ટક્કર ઝીલે છે, તેઓને તૃણવત્ સમજી પ્રતિકાર કરે છે. હમેશાં અગ્રગન્તા થવા ઇચ્છે છે. ડા૦ કૂક તથા કલાઇવ અને શીવાજી તથા રાણા પ્રતાપ જેવી જોખમી મહા મુશીબતભરી અને જબરજસ્ત સાહસિક વૃત્તિઓનાં કાર્યો કરે છે. કોઈપણ જાતના ભયથી જરાપણ કમ્પતા નથી. મુશીબતોની દરકાર જરાપણ કરતા નથી. રોબીન્સન ક્રુઝોની માફક જીવના જોખમે સાહસ અને બહાદુરીભર્યાં કામો કરવા પ્રવર્તે છે. મુશીબતભરી જોખમી અને સાહસિક જીંદગી વધારે પસંદ કરે છે. હમેશાં વિજયવન્ત નિવડવાના દૃઢ નિશ્ચયયુકત હોય છે, અને તેમાં મોટા નાનાં કે વડીલની કે ઉપરી અમલદારોની પણ દરકાર નથી કરતા. અનેક સખ્સોની સાથે પણ એકલા સ્પર્ધા કરવા કે લડવા તૈયાર થાય છે.

સાવચેતી પૂર્ણ પ્રમાણમાં ન હોય તો માનસિક ડહાપણ કે વિવેક વિચાર કરતાં શારીરબળ વિશેષ અંશે વાપરે છે. હમેશાં ઉતાવળા ઉગ્ર સ્વભાવનાં અને દ્વેષપૂર્ણ હોય છે.

ગોપનશકિત કે નિગ્રહવૃત્તિ તેમજ ઉત્કર્ષાભિલાષની ન્યૂનતાને લીધે અતિ કઠોર સ્વભાવના હોય છે. અનેક વખતે ધિક્કાર કે તિરસ્કારનાપાત્ર બની બેસે છે. દારૂ આદી પીણાની આદત તથા ખરાબ મિત્રોના સહવાસને લીધે ઘણાજ જંગલી અને દાબમાં ન રહી શકે એવા સ્વભાવના, સ્વચ્છંદી વૃત્તિવાળા, થઈ જાય છે. આવા પુરૂષો-ખુની કઠોર અને તિરસ્કારવૃત્તિ તથા દ્વેશાગ્નિથી ભરેલા હોય છે. આવા પુરૂષોને કદી પણ જાણી જોઇને ઉશ્કેરવા નહિ જોઇએ. સંવાદ અને વાદવિવાદ કરવાનું

પણ આવા પુરૂષો વધારે પસંદ કરે છે. બાહ્ય દેખાવથી કદાચ શાંત પણ જણાય છે, તેમજ હાજરજવાબીઆ પણ હોય છે, અને ભય વખતે એકદમ સચેત થઈ જાય છે; પણ ગભરાતા નથી વાત્સલ્યસ્નેહની અધિકતાથી બાળકોનો પક્ષ ખેંચી લડે છે.

સ્વદેશાનુરાગની તીવ્રવૃત્તિને આધીન થઈ સ્વદેશની રક્ષા કરવા તત્પર થાય છે. પૂર્ણ થાકનું સેવન કરે છે. સ્નાયુ બળની અધિકતાથી સર્વ પ્રકારના શારીરિક કાર્યમાં શરીરબળને પૂર્ણ રીતે વાપરે છે. વિનાશકશકિત અને જીજીવિષાની અધિકતાથી જીવપર આવીને પણ જીવનની રક્ષા કરે છે. અને અસહ્ય અને પ્રતિકાર ન થઇ શકે તેવા ઘા મારે છે. ધનાભિલાષની પ્રબળતાને લીધે અર્થ સંબંધી બાબતોની લેવદેવમાં પુર્ણ બળથી હકોને જાળવી રાખે છે, અને ધનાપ્રાપ્તિના ઉપાયો યોજે છે. માનાપાનની અધિક ઇચ્છાથી માનાપમાનની જલદી અસર થાય છે. જ્યારે મૈત્રીભાવની પ્રબળતાથી મિત્રોના વર્તનનો બચાવ કરે છે. સ્વમાનની પ્રબળ ઇચ્છાથી સ્વમાનની સરસ સંભાળ રાખે છે અને સ્વમાનની રક્ષામાં પુર્ણ આત્મબળથી કામ લે છે, તથા સર્વ પ્રકારના હુમલાઓનો પ્રતિકાર કરે છે. આત્મબળની પ્રબળતાથી સત્યનો પક્ષ સ્વિકારે છે તથા જુઠ અને અસત્યનો સર્વાત્માથી અવરોધ કરે છે. બુધ્ધિ શકિતના અવયવોની પ્રબળતાથી પોતાનામાં પ્રબળ અસર સામર્થ્ય અને શકિત હોય છે અને વાતચિતથી જબરી અસર કરે છે, પણ જ્ઞાનતન્તુઓની અસ્તવ્યસ્ત હાલત અને કાર્યશકિતની અધિકતા તથા પ્રાણશકિતની ન્યુનતાને લીધે અતિશ્રમ ઉઠાવે છે.

આવા પુરૂષો -ચીડાઉ-નાની નાની વાતોમાં રીસાવાની ટેવવાળા, વાંધા વચકા કાઢનાર, ક્રોધયુક્ત, અસંતુષ્ટ, અને વિનાકારણે હઠ કે દુરાગ્રહ પકડનાર અને લાલચોળ થઇ જાય છે. આવા પુરુષોએ પ્રથમ પોતાની તંદુરસ્તી સુધારવી જોઇએ, અને પોતાની ખોડખાંપણ શોધનાર વૃત્તિને નિગ્રહમાં રાખતાં જલદી શીખવું જોઇયે. કારણ કે તેઓની આવી ખરાબવૃત્તિ અને વર્તણુકનું કારણ આન્તરીય છે. બહારના કોઈ બનાવો, તેઓને ચિડાઉ અને ગુસ્સાયુકત નથી બનાવતા.

કેટલાક પુરુષો કેટલીકવાર અન્યાન્ય શકિતઓના કાર્યથી હિમ્મત અને સાહસનું કામ કરતાં જોવામાં આવે છે. લવૈયાઓમાં કેટલીકવાર શૌર્યન્યૂન પ્રમાણમાં હોયતો પણ કેટલાક પ્રસંગે જીવપર આવીને ખાસ દેશાભિમાનની તીવ્રલાગણીથી અથવા દેશમાં તેઓને માનપાન મળે એવી અભિલાશાથી જીવસટોસટની લડાઇમાં ઝંપલાવે છે. તેજ પ્રમાણે કેટલાક સૈનીકો બાયલા ગણાવાની બીકથી કે પકડાઇ જવાના ડરથી અને અને કેટલીકવાર તો લડાઇમાં જઈને મરવા કરતાં ભાગીને મરવામાં પણ વધારે ભયનું કારણ હોય છે એમ વિચારી, લડવા અને દુશ્મનોનો મુકાબલો કરવા શુન્ય હૃદયથી દોડે છે. જ્યારે કેટલાક સૈનીકો માત્ર બીજાઓનું અનુકરણ કરી વગર વિચાયેજ સંગ્રામમાં પ્રવતે છે

એક વખત એક છોકરો પોતાની બહાદુરીની અને સાહસની બહુજ બડાઇ મારી શૌર્ય દર્શાવતો હતો, કારણકે તે દોડતા અને છલંગ મારતા ઘોડા પર પણ

ચડી જતો હતો અને જયાં ત્યાં સાહસયુકત કામ કરતો હતો. તેની આવી વૃત્તિ માટે જાહેરમાં મસ્તિષ્કશાસ્ત્રાનુસાર તેની તપાસ કરતાં તે ડરપોક જણાયો અને કહેવામાં આવ્યું કે આ છોકરો માત્ર બહાદુરીનું ડોળ કરેછે. પણ તેવું કંઇ તેમાં છે નહી. કારણ અજાણ્યા ઘોડા પર ચડવાનું કે કોઇ સાથે લડવાનું કહેતાં તે ચડવાનું કે લડવાનું કંઇ પણ કરી નહી શકે. આ છોકરાની મા જે તે વખતે ત્યાં ઉભી હતી. તેણે તરતજ કબુલ કરીને કહ્યું, ભલા! તને ખબર તો છે કે તું પથારીમાં અંધારી રાત્રે એકલો સુવા પણ જતો નથી અને અંધારાથી પણ બીએ છે, તો પછી જુઠું કેમ બોલે છે? છોકરે કહયું હા, મા, તે વાત સાચી, પણ બીજા છોકરાઓ તે જાણે અને મને ચીડાવે તે જોવા હું ઇચ્છતો નથી. માટે તેઓને ડરાવવા હું આ બધું કરૂંછું; માટે હવે ચુપ રહો. મસ્તિષ્કશાસ્ત્રની પરીક્ષાઓ કેટલે અંશે પ્રમાણભૂત અને વિશ્વાશપાત્ર છે, તેનું આ સ્પષ્ટ દષ્ટાન્ત છે.

ઉધ્ધતાઇ અથવા ઉછાંછલાપણું એ કેટલીકવાર અતિ સાવચેતી કે ભયનુંજ પરિણામ છે. દોડીને નાશભાગ કરનારા ઘોડાઓ ભયસંત્રસ્ત થવાથી નાશભાગ કરે છે શક્તિની અધિકતા તેમાં કારણભૂત નથી. જ્ઞાનતન્તુઓની અસ્તવ્યસ્ત હાલત અને સાવચેતીના અવયવની અપૂર્ણ ખીલવણી જે વ્યકિતઓમાં હોય છે, તેઓ પોતાને તેમજ આસપાસનાઓને પણ ખાસ નુકશાનકરતા નિવડે છે.

એકલી અતિ સાવચેતી એ પણ બહુજ ખરાબ છે. પણ તેની સાથે જ્ઞાનતન્તુઓની નિર્બળતા મળવાથી દશ ગણી વધારે ખરાબી થાય છે. અને ખાસ કરી સુંદર અને નાજુક શરીરના બાંધા વાળી સ્ત્રીઓને માટે તો તે બહુજ વાંધા ભરેલું ગણી શકાય. આવા સંજોગોથી મનની બધી પ્રવૃત્તિઓને સખ્ત અસર થાય છે, અને એવા વ્યકિત હમેશાં નિરાશ કે ઉદાસ વૃત્તિવાળા, ત્યજાયલા, શોકાતુર કે શોકગ્રસ્ત, ફીકા ચહેરાના, કે અતિ દીન દેખાવના માલુમ પડે છે. નિર્બળ જ્ઞાનતંતુવાળા વ્યકિતને સાવધતાથી બહુજ ખરાબ અસર થાય છે, અને તેને પરિણામે સુંદર, રમ્ય અને રમણીય સ્વભાવયુકત અને આનંદી સ્ત્રીઓના સ્વભાવ પણ શંકાશીલ, વિરોધિ, તિરસ્કારયુકત, અને નિષ્પ્રેમી બની જાય છે. એટલુંજ નહી પણ તેઓ બ્હીકણ, શરમાળ, ઢંગધડાવગરની અને અસ્થિર તથા પ્રત્યેક પ્રસંગે ભયભીત હાલતની થઈ રહે છે. હરપળે પોતાનો સ્વામી આ કે પહેલા કાર્યથી ચીડાઇ જશે કે અમુક કરવાથી ગુસ્સે થશે ઇત્યાદી બાબતોના વિચારમાં તે વ્યગ્રચિત્ત થઇ જાય છે. આવી સ્ત્રીઓને પળવાર પણ નિરાંત નથી વળતી.. પોતાનો ધણી કોઇ સુંદર સ્ત્રી તરફ જરા નજર કરે કે બસ થઈ રહયું. દ્વેષ અને અદેખાઇ ઘર કરે છે. અને પ્રેમ શાન્ત થઈ ખોટાં આળ અને ખોટી શંકાઓનો વરસાદ વરસવાનું શરૂજ થાય છે. બાજુમાં એકાદ ઘોડા કે ગાય ભેંશે પગ ફફડાવ્યા કે થયું! બીચારીનો પ્રાણ ઉડી જાય છે, અને કમ્પી ઉઠે છે. આવી દશાના સ્ત્રી પુરૂષોએ પોતાની દશાના ખરા કારણથી સત્વર વાકેફ થઇ એકદમ વર્ત્તન સુધારવાની જરૂર છે. આવા સ્ત્રી પુરૂષોના સંબંધમાં એકદમ ખામી પડી, અનેક પ્રકારના વહેમ, કષ્ટ, દ્વેષ અને અદેખાઇ આદિ ભાવો

પ્રગટ થવાનો અને અનુભવવાનો વખત આવ્યા વિનાં રહેતોજ નથી. આખરે સ્ત્રી પુરૂષ બન્ને દુઃખી ગૃહસ્થાશ્રમના અફસોસ અને કષ્ટ પૂર્ણ દિવસો ગાળે છે.

વિવરણ.

જેઓમાં આ શૌર્યશકિત પૂર્ણ પ્રમાણમાં હોય છે. તેઓ લગભગ ઉપર બતાવ્યા પ્રમાણેજ પણ જરા ઓછા પ્રમાણમાં પ્રવર્તે છે. નૈતીક શકિતઓની પ્રબળતાથી નૈતીક ધૈર્ય ઉત્તમ પ્રકારનું દર્શાવે છે. સત્યને જાળવી રાખે છે. અસત્યનો પ્રતિકાર કરે છે, પણ દ્દઢતાના આધિકયથી લડવા કરતાં નિશ્ચય આત્મક વૃત્તિથી વધારે પ્રવતે છે.

જેઓમાં આ શકિત ઠીક કે સાધારણ પ્રમાણમાં હોય છે, તેઓ આવશ્યકતા પ્રમાણે શૌર્ય દર્શાવે છે. જ્યારે બહુ વિરોધ કરવામાં આવે અથવા અન્ય પ્રબળ શકિતઓનું કાર્ય તેની સાથે ચાલી રહ્યું હોય, ત્યારે આ શૌર્યશકિત સારા પ્રમાણમાં દર્શાવી શકે છે, પણ જ્યારે પૂર્ણ સાવચેતી અને માનાભિલાષ તેની વિરૂધ્ધ કામ કરી રહ્યાં હોય ત્યારે તેઓ અસ્થિર મનનાં અને ડરપોક માલુમ પડી આવે છે. ઊગ્ર સ્વભાવના હોય અને જ્ઞાનતન્તુની નિર્બળતાવાળા હોય તથા ખાસ કરી ડીસ્પેપટીક રોગવાળાં હોય તો સ્વભાવ બહુજ જલદ ઊગ્ર અને તીખો આગ જેવો હોય છે, પણ ગુસ્સામાં બળ હોતું નથી. આવા પુરૂષો ચીડાશે અને ધમકી આપશે, પણ ધાર્યા કે કહેવા પ્રમાણે કરશે નહિ. માનની અભિલાષાથી વર્તનને સંભાળે છે. ધનની ન્યૂનાભિલાષથી ધનાદિ બાબતમાં દરકાર કરતા નથી. સાવચેતીની અધિકતાથી ભય દુર હોય ત્યાં સુધી હિમ્મત દર્શાવે છે, પણ ભયનું કારણ ઉપસ્થિત થતાંજ નાશી જાય છે. સામા ઊભા રહી શકતા નથી. સાવચેતીની ન્યૂનતાને લીધે કદાચ માથે આવી પડે તો અતિકષ્ટ સમજે છે અને નુકશાન સહન કરી બેસી રહે છે. વાત્સલ્ય પ્રેમની અધિકતાને લીધે અને મૈત્રીભાવની ન્યુનતામાં બચ્ચાંઓને થતાં નુકશાન સામે એકદમ સર્વાત્માથી થાય છે પણ મિત્રવર્ગની એટલી દરકાર નહી કરે: સામાન્ય અવસ્થામાં નૈતિક શકિતઓ સારી હોય તો નીતિ અને ધર્મ પ્રમાણે વર્તશે ખરા. પણ જરા મુશકેલી ઉભી કરતાં કે દબાવતાં તેઓ આધીન થઇ ગમેતેમ ધાર્યું કરાવવા પ્રેરી શકાય છે. આવા પુરૂષો સખ્ત વિરોધ કે મુશ્કેલી સામે ટકી શકતા નથી. આવા વ્યકિતઓએ કોઈ શાંત ધંધા ગોતવા જોઇએ, કે જયાં કામ પોતાની મેળે ચાલ્યું આવતું હોય. આવા પુરુષો બહુ કાર્ય કુશળ હોતા નથી. ધનાભિલાષની ન્યુનતા હોયતો આવા પુરુષો નજરે થતી ચોરીને પણ વગર વિરોધે જવા દે છે. અતિ સાવચેતીને પરીણામે આવા પુરુષો ગરીબડા અને મિંયાની મિંદડી જેવા થઈ રહે છે, પણ માનપાનની અધિક અભિલાષા હોય તો જરા પણ ઠપકો સહન કરી શકતા નથી સ્વમાનની સાધારણ લાગણી અને આશાયુકત હોય તો કહે છે કે "મારાથી એ કામ નહી થાય" આવા પુરૂષો પોતાની જીંદગીમાં કંઇ પણ કરી કે મેળવી શકતા નથી. જેઓમાં આ શૌર્યવૃત્તિ તદન ન્યૂન હોયછે, તેઓ તદન નાલાયક અને બેઠાડુ હોય છે. કંઇ પણ સ્વાશ્રયથી કરી શકતા નથી. બહુજ થંડા અને સ્વલ્પ સંતુષ્ટ હોય છે.

છે. સાવચેતીની અધિકતાથી બચાવ માટે અન્યનો આશ્રય શોધે છે. અન્યના અનુચિત વર્તન માટે વારંવાર બબડે છે, અને કોઇ પણ વખત જુસ્સો કે શકિત દર્શાવી શકતા નથી. આવા નિર્માલ્ય બાયલા અને શકિતહીન પુરૂષો દુનીયામાં કંઇ પણ સારાં કામ કરી શકતા નથી, માત્ર દાસ્યભાવનેજ ધારણ કરી રહે છે.

**વાણીપર થતી અસર**—આ શકિત જયારે પૂર્ણ પ્રમાણમાં હોયછે, ત્યારે મુખ માંથી નિકળતો પ્રત્યેક શબ્દ બરાબર ઠાંસીને ભરેલ તોપના ગોળાની માફક શ્રોતાઓના કર્ણ અને હૃદયમાં પૂર જોસથી પ્રવેશ કરી, ખાસ અસર કરે છે. સર્વ શ્રોતાગણના મનનું આકર્ષણ કરી લેછે. જયારે આ શક્તિની ખામીવાળાઓના શબ્દો, માત્ર ઢીલાઢફ અને નમ્ર ભાવનાં, વકતાના મુખમાંજ કે શ્રોતાઓના પગમાંજ પાછા પડતા હોય નહી એમ જણાય છે. વકતાઓની માફક લેખકોની લખવાની રીતભાતમાં અને ભાષાની શૈલીમાં પણ આ શકિત, પોતાનો ભાવ ઉપર પ્રમાણે શકિતના પ્રમાણમાં ન્યૂનાધિક રીતે દર્શાવી આપે છે.

ચીડાકે સ્વભાવનાં આ વૃત્તિનું અતિયોગ કે મિથ્યાયોગનું કાર્ય, સામાન્ય રીતે ગણવામાં આવે છે પણ તે તદ્દન ખોટું છે. અસ્વસ્થ જ્ઞાનતંતુઓનું એ પરિણામ છે. અને શારીરબળ કે શૌર્યની ન્યૂનતા એનું બીજું કારણ છે. જ્યારે જેઓમાં શૌર્ય શકિત અધિક પ્રમાણમાં હોય છે, તેઓ ગમે તે સહન કરવા તૈયારજ હોય છે, અને મજબુત મનના હોય છે. પણ ચીડાતા કે તપતા નથી. પણ જેઓમાં આ શૌર્યશકિત ન્યૂન હોય છે તેઓ જલદી ગભરાઇ જાય છે, હંમેશાં પૂર્યાદ કર્યા કરે છે. ઉધ્ધતાઈ, એકદમ હુમલો કરવાની વૃત્તિ, લડાઈ, ટંટાખોરપણું, આદિ આ વૃત્તિનાં અતિયોગ અને મિથ્યાયોગનું પરિણામ છે, જે આ વૃત્તિનું સ્વાભાવિક કાર્ય ન ગણી શકાય.

**ખીલવણી**—હંમેશાં બહાદુર, શૌર્યયુકત, હિમ્મતવાન, અને સ્વાત્મરક્ષા કે બચાવપરક સાધનોને પ્રોત્સાહિત કરો. જુલ્માટનો એક વીરનરની માફક તિરસ્કાર કરો. જોખમો ખેડતાં શીખો, ભયથી ડરો નહી, વાદવિવાદ અને સંવાદ કરવાની ટેવ રાખો, અથવા લોકોપયોગી જાહેર સભાઓમાં ભાગ લીઓ, અને નીતિ,ધર્મ, સદાચાર, રાજ-નીતિ, આદિ વિષયો પર પૂર્ણ નિડરતાથી સંવાદ કરો. ખુલ્લા મનથી વિચારોની સરખામણી કરો. હમેશાં એકાદ પક્ષનો બહાદુરીથી સ્વિકાર કરો. "હું નહી કરી શકુ" એમ કદી કહો નહિં કે મનમાં લાવો નહિં. હમેશાં સ્પર્ધા, હરીફાઈ, અને બીજાને ટક્કર મારવાની આકાંક્ષા રાખો, અને કરો. કદી નિરાશ ન થાઓ, પણ હમેશાં સત્ય સમજતા હો તેજ બાબતનો પક્ષ લેવો અને તેમાંજ હરીફાઇ કરવી એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. અસત્ય, જુઠ કે અધર્મનો પક્ષ કદી પણ નહી પકડો. બરાબર વિચાર કરી બહા-દુરીથી બચાવ કરો, અને સંપૂર્ણ શકિતથી જે કાર્ય હાથમાં હોય તે બર લાવો, પુરૂં કરો. ગરીબડો સ્વભાવ કે મીયાંની મિંદડી જેવા કદી પણ થાઓ નહી, હમેશાં દૃઢ નિશ્ચય અને મન મક્કમ રાખો. અડચણો કે મુશીબતો ગણવા પાછળ નકામો વખત નહી ખુવો. પણ મુશીબતોની સામે હિમ્મત ભીડો. હમેશાં બોલવામાં અને પ્રત્યુતર આપવામાં નિડરતા અને ધૈર્યને યોગ્ય વજન આપો કે જેથી તમે જે કહેવા માંગતા હો

તેજ બરાબર સાંભળનારની સમજમાં આવે અને ગેરસમજુતી ઉભી ન થાય, તેમજ ધારેલ અર્થ પાર પડે.

બાળકોમાં શૌર્યની ખીલવણી—નિર્બળ બાળકોમાં આ શકિત કેળવવાની ખાસ જરૂર છે. શરૂઆતમાં બાળકોમાં સ્નાયુશકિતની ખીલવણીની પ્રથમ જરૂર છે. કારણુ શારીરબળ વિના મનોબળની આશા લગભગ ફોકટ છે. નિર્બળતા, ડરપોકપણુનું સ્પષ્ટ કારણુ છે. તેઓને હમેશાં તેઓની શકિત અનુસાર કાર્યો સોંપો, બીકણુ બાળકોને સ્પર્ધા તથા હરીફો સામે ટકતાં શીખવો, કુસ્તી કરાવો, દોડાવો, કુદાવો, અટાપટાના ખેલ કરાવો, એકબીજાને જ્યારે નુકશાન કરે તો એકદમ દયા લાવો નહી, પણુ "તેથી શું થયું ? એમાં રડે છે શાનો ? શું છોકરી છે ?" એમ કહી રડતાં બંધ કરો, અને પ્રોત્સાહ આપો. જે છોકરાઓમાં આવું શૌર્ય હોતું નથી તેઓ વારેવારે મનમાં "હું નહી કરી શકું." એમ સમજી દુઃખી થાય છે, તેવાઓને ઉત્સાહીત કરો, "મારાથી શા માટે ન થાય" 'હું કરીશજ,' એમ બોલતાં શીખવો, કે જેથી આત્મવિશ્વાસ અને આત્મશ્રધ્ધા પ્રબળ થાય. નિરાશ થઈ કોઈ વખત કાર્ય મુકી દીયે, તો ગુસ્સે નહીં થાઓ કે ઠપકો નહી આપો, પણુ તેમને સ્વાશ્રયી થતાં શીખવો.

નિગ્રહ—ખીલવણી માટે જે ઉપાયો ઉપર દર્શાવ્યા છે, તેથી ઉલટી રીતે વર્તો. જ્યારે પણુ ગુસ્સો ઉદ્ભવે ત્યારે ગુંટણીએ પડી પ્રાર્થના કરવા મંડી જાઓ, અથવા "Count ten" દશ ગણો. વાદવિવાદમાં ઉતરવાનું મુકી દીયો. જે કાંઈ કહેવાનું હોય તે નમ્રતા અને મૃદુતાથી કહો. સામા થવા કરતાં શાન્તિથી સહન કરો, એક લપડાક મારેતો બીજી ઝીલતાં શીખો. કદી પણુ સોગંદ ખાઓ નહી, કે ઠપકો આપો નહી, કોઈને ધમકાવો નહી કે મારો નહી, સ્વભાવને અને ગુસ્સાને વશમાં રાખો, ટુંકમાં ઈન્દ્રિયનિગ્રહ રાખવા માટે જુદી જુદી જાતના માનસિક કે શારીરિક તપો આવશ્કતાનુસાર કરો.



# માનવશાસ્ત્ર.

## પ્રકરણ ૨ જું.

સાંસારિક અથવા ગૃહ્ય
લાગણીઓ.

# નં. ૨ સાંસારિક અથવા ગૃહલાગણીઓ.



નં. ૮ પ્રબળ કામવાસના.



ન્યૂનતા.



નં. ૯ ઐકાન્તિકસ્નેહ ૧૦ વાત્સલ્યપ્રેમ.



નં૦ ૯-૧૦ ન્યૂનતા.





નં. ૧૨ પ્રબળ ગૃહનિવાસેચ્છા. ખામી.



પૃ ૧૭૯. નં. ૧૩ તત્પરાયણતા. ન્યૂનતા.

# સાંસારિક અથવા ગૃહ્યલાગણીઓ.

## પ્રકરણ ૨ જું.

## The Social and Domestic Propensities.

૮. પ્યાર અથવા સ્નેહવૃત્તિ. ( Love or Amativeness )

૯. દામ્પત્યધર્મ અથવા ઐકાન્તિક સ્નેહ ( Conjugality )

૧૦. વાત્સલ્યસ્નેહ કે અપત્યપ્રીતિ ( Parental Love )

૧૧. મૈત્રીભાવ, અથવા સ્નેહસંબંધ ( Friend-ship )

૧૨. ગૃહનિવાસેચ્છા કે સ્વદેશાનુરાગ ( Inhabitiveness )

૧૩. તત્પરાયણતા અથવા સ્થૈર્ય ( Continuity )

सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता मृदुभाषिणी
स्वेच्छापूर्णधनं स्वयोषिति रतिः स्वाज्ञापराः सेवकाः ।
आतिथ्यं विभूचिन्तनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे
साधोर्मैत्र्यमरोगिता च सततं धन्यो गृहस्थाश्रमः ॥

# પ્રકરણ ૨ જું.



## The Social Group.



### સાંસારિક અથવા ગૃહલાગણીઓ, તેઓનું સ્થાન અને કર્તવ્ય.



જનસમાજની અંદરનાં સર્વ સાંસારિક બંધનો, ગ્રહસ્થાશ્રમના સર્વ પ્રકારના સંબંધો અને કર્તવ્યો, અને કુટુંબ, જાતી, સભા, સોસાઇટી, તથા પ્રજા આદિનાં બંધારણોનો સંપૂર્ણ આધાર મનુષ્યની અંદરની આ સાંસારિક લાગણીઓ કે વૃત્તિઓ પર અવલંબી રહેલ છે.

સ્થાન—ઉપર જણાવેલ સવ સાંસારિક વૃત્તિઓનું સ્થાન મનુષ્યના મસ્તિષ્કની અંદર મસ્તિષ્કના પાછલા ભાગમાં પશ્ચિમાસ્થિ (Occipital bone.) નીચે આવેલ છે, અને તે મનુષ્યની સાંસારિક લાગણીઓની ન્યુનાધિક ખીલવણીના પ્રમાણમાં કાનના મધ્ય બિન્દુથી પશ્ચિમાસ્થિ તરફ વૃધ્ધિ અથવા હ્રાસને પામેલ જોવામાં આવે છે.

ઉપયોગ—ઘર, કુટુંબ, જ્ઞાતિ, પ્રજા, સભા, સોસાઇટી, મંડળો, સંસ્થાઓ અને અનેક પ્રકારનાં રાજ્યબંધારણો આદિ અસંખ્ય પ્રકારની ભિન્ન ભિન્ન ઉદ્દેશની, સામાજીકપ્રવૃત્તિઓને અનેક રૂપમાં જન્મ આપી, જનસમાજનીકે મનુષ્યની સામાજીક-પ્રવૃતિ, સ્થીતિ, અને બંધારણોને અનેક રીતે ઉપયોગી, સુખકર, આનંદદાયક, અને શાન્તિપ્રદ બનાવવાં, એ આ વૃત્તિઓનું મુખ્ય અને અતિ મહત્વનું પ્રયોજન છે.

૧. પ્યાર અને વાત્સલ્યભાવથી સ્ત્રી પુરૂષોનાં પવિત્ર અને પાવન કરનાર, લગ્નસંબંધો તથા પ્રજાની ઉત્પત્તિ, પાલન પોષણ અને રક્ષણાદિ મહાન કાર્યોની પ્રવૃત્તિ થાય છે.

૨. સ્વદેશાનુરાગ અથવા જનભૂમિના પ્રેમને લીધે (Inhabitiveness) ઘરસંસાર, કુટુંબ અને તેના અનેક પ્રકારના સંબંધોનું બંધારણ અને સ્થિતિ તથા ઉપયોગ, આદિને જન્મ મળે છે. તેનાં પરીણામમાં જાતિ દેશ, પ્રજા અને રાજ્યબંધારણો અને સભા સોસાઇટીઓ આદિરૂપ સભ્ય સંસ્થાઓ અને તેની શુભાશુભ પ્રવૃત્તિઓને જન્મ મળે છે. સર્વ પ્રકારની સુધારણા અને સભ્યતાનું મુળ અહિંજ છે.

૩. વળી એજ સાંસારિક લાગણીઓનું જ્યારે ધાર્મિક અને નૈતિક શકિતઓ સાથે જો યથાયોગ્ય પ્રમાણમાં સંમેલન થાય, તો તેને પરિણામે અનેક પ્રકારની ધાર્મિક તથા નૈતિક પ્રવૃત્તિઓને પ્રગતિ મળે છે.

૪. વળી જયારે બુધ્ધિશકિતઓનો ઉપરોકત શકિતઓ સાથે સહયોગ થાય છે, ત્યારે અનેક પ્રકારના સાહિત્યની વૃધ્ધિ અને સેવા કરનાર તથા બુધ્ધિને વધારનાર સભાઓ, સંસ્થાઓ, લાઇબ્રેરીઓ, પુસ્તકાલયો, નીશાળો, પ્રાઇમરીસ્કુલો, હાઇસ્કુલો, કોલેજો, વેધશાળાઓ, અને અનેક પ્રકારની શોધખોળ કરનાર સંસ્થાઓને પણ તે દ્વારાજ જન્મ મળે છે.

૫. ટુંકમાં મનુષ્ય સમાજ સાથે સંબંધ રાખનારો એવી એક પણ શુભ કે અશુભ પ્રવૃત્તિ નથી કે જેનો સંબંધ આ સાંસારિક વૃત્તિઓ સાથે સીધી અથવા આડકતરી રીતે ન હોય. ભગવાન મનુમહારાજે પોતાની મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

यथानदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम्।
एवं गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः॥
यथावायुं समाश्रित्य वर्तन्ते सर्व जन्तवः।
एवं गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः॥

તેની અંદર મહાન આશય અને મહત્ત્વપૂર્ણ ભાવો સમાયેલા છે. સંસારના સર્વ બંધનોની ઉત્પત્તિ કે જન્મ. સ્થિતિ, ગતિ, પાલનપોષણ, રક્ષણ અને સ્થિરતાનો બધો આધાર માત્ર આ બધા ગૃહ્ય સંબંધોને આભારી છે. એ સંબંધોને દુર કરો, અને અન્ય સર્વ પ્રવૃત્તિઓ સાથે દુનીયાનું અસ્તિત્વ પણ નાબુદ થશે.

આ સર્વ સંબંધોને યથાયોગ્ય રીતે બુધ્ધિ પુર્વક પુષ્ટ કરો, અને દુનીયાંની અન્ય સર્વ પ્રવૃત્તિઓ પોતપોતાનું કાર્ય યથાર્થ રૂપમાં કરી દુનીયાનાં સમગ્ર સુખો અને શાન્તિને યથાવત્ જાળવી રાખશે.

પ્રત્યેક મનુષ્યે અને ખાસ કરી યુવાન તેમજ વૃધ્ધ સ્ત્રી પુરૂષોએ આ અતિ અગત્યના અને સાંસારીક સર્વ સુખનાં મુળરૂપ તથા મહત્વપુર્ણ વિષયનો ખુબ બારીકીથી અભ્યાસ કરવાની ખાસ અગત્ય છે.

વિવરણ—

જેઓની અંદર આ સાંસારિક લાગણીઓ પૂર્ણતયા ખીલેલી હોય છે, તેઓ મળતાવડા સ્વભાવના, કુટુંબ પ્રત્યે માયાળુ, અને અતિ સ્નેહાળવૃત્તિવાળા, ઘર અને ગૃહ્ય બંધનો તરફ અતિ ગાઢ પ્રેમ ધરાવનાર, તથા તેમાંજ આનંદ માનનાર, ગૃહસ્થાશ્રમના આનંદ અને સુખ પાછળ, ગમે તે પ્રકારનો ભોગ અને બળીદાન આપનાર, કુટુંબ તથા ઘરથી વિખુટાં પડતાં દુઃખી થનાર, અને કલેશ પામનાર, તથા પરદેશમાંથી પ્રયાણ કરી ઘર તરફ વળવાની તિવ્ર આતુરતા અને લાગણી-વાળા હોય છે. આવા પુરૂષોનો, "There is no place like home" "ઘર સમાન સુખ અન્ય કોઇ પણ સ્થળે નથીજ." એ મુદ્રા લેખ હોય છે. પરદેશ ગમન કે મુસાફરી કરવાનું આવા લોકો બહુજ ઓછું પસંદ કરે છે. જેઓમાં આ વૃત્તિઓ સારી રીતે ખીલેલી હોય છે, તેઓ કુટુંબ તથા તેનાં સંબંધોને સારી રીતે ચાહે છે,

અને જાળવી રાખે છે. તેવા સંબંધોમાં આનંદ માને છે, અને સંસારના સર્વ સુખોનો તેની અંદર સમાવેશ થઈ જાય છે, એમ તેઓ માને છે.

સાધારણ-- જેઓમાં આ ગૃહ્યવૃત્તિઓ સાધારણ રીતે ખીલેલી હોય છે તેઓ ગૃહ્ય સદ્‌ગુણો અને ગૃહ્યલાગણીઓની ખામીવાળા હોય છે. તેઓ જલદીથી ઘર અને તેના બંધનોથી છુટા થઇ ગમે ત્યાં જઇ આવી શકે છે. હૃદયમાં ઘરસંસાર માટે અતિ ઉગ્ર લાગણી ન હોવાને લીધે તેઓને તેમ કરતાં વિશેષ દુઃખ કે દીલગીરી પણ થતાં નથી.

ન્યૂનતા—જે વ્યકિતમાં આ લાગણીઓ અતિ ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓ ગૃહ્યસુખો કે આનંદને માટે ભાગ્યેજ ખાસ દરકાર કરનાર હોય છે. ગૃહ્ય સદ્‌ગુણોના સંબંધમાં તેઓ તદ્દન નિર્લેપ અને ગૃહ્યસમ્બંધરહિત અથવા તેના સંબંધોમાં પ્રીતિ રહીત હોય છે.

સાંસારિક લાગણીઓ કે વૃત્તિઓમાં સૌથી અતિ અગત્યનું અને મહત્વનું કાય પ્યાર વૃત્તિ ભજવે છે, તેથી આપણે પ્રથમ તેનું વિવેચન કરશું.

સવ સાંસારિક અને ગૃહ્યલાગણીઓ કે વૃત્તિઓરૂપ મહાન ઇમારતનો મુળ પાયો અને બધો આધાર આ પ્રેમ, સ્નેહ કે પ્યારવૃત્તિ ઉપરજ રચાયેલ છે. તેને દુર કરો, અને વિશ્વમાં ઘરસંસારનું નામનિશાન પણ જોવામાં આવશે નહીં. પણ આ પ્રેમ રૂપી અમૃતવેલીને યથાયોગ્ય રીતે પ્રેમામૃતપાનથી પુષ્ટ કરો, અને આ સંસાર રૂપી સુંદર અને મનોહર ઉદ્યાનમાં તેની શોભા, સૌન્દર્ય, અને ખુશબો તથા સુખપ્રદ અસર સર્વત્ર પ્રસરી રહેશે. સંસારના સમગ્ર પ્રદેશોને આ પ્રેમામૃત વર્ષા લીલાછમ, રમ્ય અને મનોહર તથા આનંદદાયક બનાવી દેછે. કારણ—

પ્રેમ એ સંસારનું જીવન છે.

# નં. ૮. પ્રેમ-પ્યાર અથવા સ્નેહવૃત્તિ.

Love or Amativeness.

વ્યાખ્યા, સ્થાન, વર્ણન અને ઉપયોગ આદિ.



પ્રેમ.-પ્યાર, સ્નેહ, કામવાસના, સ્ત્રીત્વ, પુરૂષત્વ, પ્રજનનભાવ, પુરૂષાતન, સ્નિગ્ધતા, સ્ત્રી પુરૂષનું પરસ્પરનુ સ્નેહાકર્ષણ, પ્યારની અભિલાષા, પ્રિય થવાની ઇચ્છા રતિરાગ, રતિસંગ, રતિરહસ્ય, રતિવિલાસ, સ્ત્રીઓની અંદરનો વિનીતભાવ, પરસ્પરનું પ્રેમ નિબંધન પ્રજનનભાવ. આદિ સ્ત્રી પુરૂષોની યુવાવસ્થાની શરૂઆતથી ખીલતા સર્વ પ્રેમભાવો અને તેની પૂર્તી અને પુષ્ટિ કરનાર સાધનોનો આ વૃત્તિમાં સમાવેશ થાય છે.

આ વૃત્તિનાં સાંગોત્સૌકય અને પ્યાર એવા બે વિભાગ છે.

આ વૃત્તિના અતિયોગ અને મિથ્યાયોગથી અનેક અનિષ્ટ પરિણામો નિપજે છે, જેવાં કે વિષયાંધપણું, કામવાસના, ઇન્દ્રિયની આધિનતા, વ્યભિચાર, છીનાળું, વેશ્યાત્વ, આદિ અને તેને પરિણામે અનેક પ્રકારના ચાંદી, પ્રમેહ, પ્રદર, વાંધુઆદિ સ્ત્રી તેમજ પુરૂષોનાં પ્રજનનેન્દ્રિયના રોગોને તથા શારીરિક નિર્બળતા અને નપુંસકત્વ તથા વંધ્યત્વાદિ દોષોને જન્મ મળેછે. પ્રત્યેક યુવક તેમજ યુવતિ અને સ્ત્રી તેમજ પૂરૂષ વર્ગે આ કામવૃત્તિને બહુજ ડહાપણ અને સમજપૂર્વક પોતાના નિગ્રહમાં રાખી, તેનો ખાસ અભ્યાસ કરી, પરિણામદર્શી થઇ, કુદરતે બક્ષેલી આ મહાન વૃત્તિનો હમેશાં સદુપયોગ કરવા માટે, બહુજ ધ્યાન પૂર્વક વર્તવાની જરૂર છે.

પ્રેમની ભાષા—પ્રેમીઓ જયારે એક બીજાને ચાહતા હોય છે અને મળે છે ત્યારે તેઓ પોતાના મસ્તકને ગરદનના પાછળના ભાગપર નમાવે છે, ચીબુકને અગ્ર ભાગમાં આગળ ઉન્નત કરે છે. આ શકિતની એ કુદરતી ભાષા અથવા સ્નેહનિદર્શનની સમ્પૂર્ણ ખાત્રી છે.

મુખપર પ્યારવૃત્તિનુ સુચક મધ્યબીન્દુ, બંને ઓષ્ટના મધ્ય પ્રદેશમાં આવેલ છે. અને જયારે સ્નેહ અથવા પ્રેમ વૃત્તિનું મસ્તિકની અંદરનું સ્થાન પૂર્ણ પ્રમાણમાં ખીલેલું હોય છે, ત્યારે તે ઓષ્ટના મધ્યભાગની ભરાવદાર સ્થિતિ ઉપરથી સહજ રીતે જાણી શકાય છે. જાડા અને ભરાવદાર ઓષ્ટ, કામનું પ્રાબલ્ય, તીવ્રતા કે અધિકતા દર્શાવે છે. પ્રેમી જોડાંઓ એક બીજાને ઓષ્ટના મધ્ય ભાગમાંજ સ્વાભાવિક રીતે ચુંબન શા માટે આપે છે તેનું કારણ આથી સ્પષ્ટ જણાય છે. સ્ત્રી પુરૂષોના સ્નેહનું ચુમ્બન હમેશાં ઓષ્ટના મધ્ય પ્રદેશમાં અને મૈત્રીભાવ તથા અન્ય પ્રકારના સ્નેહયુકત ચુંબન, હમેશાં ઓષ્ટના છેડેના અને મધ્ય પ્રદેશના ભાગની વચમાંના પ્રદેશમાંથી

થાય છે. જ્યારે વાત્સલ્ય સ્નેહનું ચુંબન હમેશાં મુખના ખુણાઓ પાસેથી પ્રવર્તે છે. પ્યારની ઉપર જણાવેલી સ્વાભાવિક અને સર્વ દેશીય પણ મુંગી ભાષા છે.

શોધ—ડા૦ ગોલે આ શકિતના યથાર્થ સ્થાનની શોધ કરી છે.

એક યુવાન વિધવાની નીફ્રોમેનીયાના રોગની તપાસ કરતાં ડા. ગોલે તેના બન્ને કાન વચ્ચેનો મસ્તક પાછળનો ભરાવદાર ભાગ અતિ ઉષ્ણ હાલતમાં જોયો. અને આ ભાગમાં સ્વાભાવિક પ્રેરણાદ્વારા પ્રેમશકિતનું સ્થાન હોય તેવો તેણે નિશ્ચય કર્યો, ત્યાર પછી અનેક પ્રકારના અવલોકનદ્વારા હાલ એ શકિતનું સ્થાન તેણે અવલોકન કરેલા પ્રદેશમાંજ છે, એમ સુનિશ્ચિત થયું છે, અને સત્ય ઠર્યું છે.

ડા. સ્પરઝીયમ કહે છે કે—"It is situated at the top of the neck and its size is proportionate to the space between the mastoid process, immediately behind the ears and the occipital spine in the middle of the hind head.

ડા. કોમ્બ કહે છે કે–દર્શનતન્તુઓનું સ્થાન પણ આ સ્થાનથી અતિ નજદીકજ આવેલ છે. જ્યારે શ્રવણતન્તુઓનુ સ્થાન પણ અનુમસ્તિષ્કના બરાબર નીચેના પ્રદેશમાંના ચોથા વિભાગની સપાટી પરજ આવી રહેલ છે. આપણા નયન કે ચક્ષુઓ અને સ્નેહપ્રદર્શકલાગણીઓનો કેટલો નિકટ સંબંધ છે, તે આથી સ્પષ્ટ જણાઈ આવે છે. (જુઓ આ નં. ૬૦.) સ્નેહ, પ્રેમ, હર્ષ, આનંદ ઉત્સાહ અને અન્ય એવાજ પ્રકારના મનુષ્યના ઉત્કર્ષ ભાવો, ચક્ષુઓની ભિન્નભિન્ન પ્રકારની ગતિ અથવા કટાક્ષ દ્વારા હજારો રીતે અનેકવાર વ્યકત કરવામાં આવે છે. વળી સ્નેહવૃત્તિનો અતિ ઉપયોગ અથવા હીન કે મિથ્યાયોગ અથવા દુરૂપયોગ કરનારની દર્શનશકિત અને શ્રવણશકિત પણ અમુક પ્રમાણમાં ક્ષીણ થાય છે, અને કેટલીક વાર તો ધીરેધીરે પણ સદન્તર નાશ પામે છે. આ વાત અનુભવથી સિધ્ધ થયેલ છે. અનેક વિધવાઓની આંખોની અંદરથી જતાં પાણી, તેઓના નેત્ર યુગલની ક્ષીણ થતી દર્શનશકિત, આ બાબતની પૂર્ણ સાબિતિ આપે છે. એટલુંજ નહિ પણ પ્રેમવૃત્તિની અસંતુષ્ટ હાલતમાં અનેક સ્ત્રી પુરૂષો ૫૦ વર્ષની ઉમર સુધીમાં અંધાપાને અથવા અનેક પ્રકારના ચક્ષુના તેવા રોગોને ભોગવતા થયા છે. આમ ઘણીવાર મ્મારા જાતઅનુભવથી તપાસ કરતાં માલુમ પડેલું છે. ડાકટરો સામાન્ય રીતે નેત્રરોગના આવા મૂળ કારણો સુધી પહોંચી શકયા નથી, અને દરદીઓ પણ અજ્ઞાનવશ, તે સંબંધે કાંઈ જાણી શકયા નથી. પણ મસ્તિષ્કશાસ્ત્ર એ સંબંધી પુરતો ખુલાસો કરી સાબિતિઓ આપેછે.

ડા. સ્પરઝીયમ કહે છે કે—" It is impossible to unite a grater number of facts in proof of any truth than those which determine cerebellum as the seat of the amatory propensities."

મી૦ સ્કોટ કહે છે કે—" મનુષ્યની આ સ્વાભાવિક પ્રેમ, પ્યાર કે કામવૃત્તિની અંદર, કંઈ પણ ખરાબ, અયોગ્ય કે નિંદવા જેવું છેજ નહિ. પણ માત્ર તેનો

બહુ ડહાપણુ પૂવક અને નિયમિતપણાથી ઇન્દ્રિયનિગ્રહપૂર્વક ઉપયોગ કરવામાંજ ખરું મહત્વ સમાયેલું છે. આ પ્રેમવૃત્તિ મનુષ્યની અંદરના સર્વ પ્રકારના મગરૂર અભિમાની, બેવકુફી ભરેલા અને સમાજ તથા સંસ્થાઓની વિરૂધ્ધના, કઠોરતાયુકત તેમજ સ્વાર્થવૃત્તિયુક્ત ભાવોને નમ્ર, કોમળ અને સભ્ય બનાવી, સ્ત્રીજાતિ પ્રત્યે અત્યન્ત વિનીત અને નમ્ર ભાવોને તથા મમતા અને માયાળુપણાની લાગણીઓને પ્રવર્તાવે છે. પુરૂષો સ્ત્રીજાતિ પ્રત્યે આટલા બધા સભ્ય, વિનીત, સુંદર રીતભાતયુક્ત અને ઉદાર લાગણીવાળા સામાન્ય રીતે સર્વત્ર જોવામાં આવે છે, તેનું કારણ મનુષ્યની અંદર રહેલી આ–સ્નેહવૃત્તિજ છે. આ સ્નેહવૃત્તિ–પુરૂષમિત્ર અને મિત્રની અંદરના કે એક મનુષ્ય અને બીજા મનુષ્યની અંદરના સ્નેહ કરતાં તદ્દન ભિન્ન પ્રકારનીજ છે. સ્ત્રી અને પુરૂષ જાતિની રચના સાથેજ આ વૃત્તિનો ખાસ સ્વાભાવિક રીતનોજ હેતુપુર્વક સંબંધ, અતિ ઉચ્ચ અને મહત્વનાં કાર્યની સિદ્ધિઅર્થે પરમપિતા પરમાત્માએ અતિ બુધ્ધિમત્તાથી યોજેલ છે. લગ્ન, વિવાહ, સહવાસ, ગર્ભાધાન, ગર્ભોત્પાદન, ધારણુ, પોષણુ, રક્ષણુ, શિક્ષણુ, ગૃહવ્યવસ્થા, ગ્રહકર્તવ્ય, સ્ત્રી પુરૂષનાં ધર્મો અર્થાત્ દાંપત્યધર્મ આદિ અનેક ક્રિયાઓ, કાર્યો, સંબંધો અને ભાવોને, ટુંકમાં કહી એ તો સ્ત્રી અને પુરુષ જાતિનાં દુનીયાની અંદરના સર્વ ઉચ્ચ અને આવશ્યક તથા મહત્વપૂર્ણુ સંબંધોની શૃંખલાઓને, માત્ર આ એકજ સ્નેહસૂત્રથી કે પ્રેમપાશથી સર્વોત્કૃષ્ટ રીતે સંકલિત કરવામાં આવેલ છે. પ્રેમપૂર્વક પ્રજાને ઉત્પાદન કરી પ્રજાની અભિવૃધ્ધિ કરવી, એ આ વૃત્તિનું અત્યન્ત મહત્ત્વનુ કુદરતે સોંપેલું કાર્ય છે, અને એટલા માટે પ્રજાની ઉત્પત્તિની અગાઉ આ વૃત્તિના અસ્તિત્વની તેમજ તેની યથાયોગ્ય ખીલવણી તથા યથાથ ઉપયોગના જ્ઞાનની સૌથી પ્રથમ આવશ્યકતા છે. કારણુ ભાવિ પ્રજાની ઉત્પતિનો આધારજ આ વૃત્તિના યથાયોગ્ય કાર્ય પર અવલંબી રહેલ છે.

આ વૃત્તિના અભાવમાં પ્રજોત્પાદન ક્રિયાનીજ પ્રવૃત્તિ થવા સંભવ નથી તો પછી પાલન, પોષણુ, રક્ષણુ અને શીક્ષણુ આદિ ગૃહકાર્યોરૂપ મહાન ઇમારતની રચના તો કયાંથી થઈ શકે? આટલા માટે કોઇ પણુ જાતની પ્રજાની અભિવૃધ્ધિ અથવા ઉત્પત્તિ થાય તે પહેલાં કુદરતની અંદરની આ અત્યંત મહત્ત્વપૂર્ણુ કામવૃત્તિના અસ્તિત્વની સૌથી પ્રથમ અગત્ય છે. પણુ પ્રત્યેક મનુષ્યનું જીવન ધારણુ થઈ રહે અને તેના શરીરરુપી યન્ત્રનાં સમગ્રકાર્યો બરાબર વ્યવસ્થા પૂર્વક નિયમિત રીતે યાવત્ જીવન ચાલતાંજ રહે એટલા માટે સૌથી પ્રથમ અગત્યતા આપણે જીજીવિષા–જીવન ધારણુ કરી રાખવાની વૃત્તિ કે પ્રાણૈષણાનેજ આપીશું. કારણુ પ્રાણુ કે જીવનથી અધિક વહાલું દુનીયામાં પ્રાણી માત્રને સાધારણુ રીતે અન્ય કંઇ પણુ નથી. આટલા માટે આપણે જીજીવિષા (Vitativeness) અને તેની સાથે સંબંધ રાખનાર વૃત્તિઓને પ્રથમ સ્થાન આપેલ છે. જ્યારે કામવૃત્તિ કે સ્નેહસંબંધને આપણે આ બીજા પ્રકરણમાં સ્થાન આપેલું છે. જો કે આ સ્નેહવૃત્તિ કેટલીક વખતે એવી તો પ્રબલ રીતે કાર્ય કરી રહેલ હોય છે કે પ્રાણુત્યાગની પણુ પરવા કર્યા વિના સ્નેહ સંબંધની શૃંખલા અબાધિત અને અસ્ખલિત રાખવા માટે પ્રાણાર્પણુ કર્યાનાં કેટલાંક દ્રષ્ટાન્તો આપણુ

જોવામાં તથા સાંભળવામાં તેમજ અનુભવવામાં આવે છે. પણ કમભાગ્યે આવા અતિ ઉચ્ચ અને ઉન્નત દ્રષ્ટાન્તો માત્ર આંગળીના ટેરવાપર ગણાય તેટલાંજ દ્રષ્ટાન્તરૂપજ હોય છે.

પ્રાણીમાત્ર અને વનસ્પતિમાત્રના વર્ગીકરણમાં સ્રીત્વ અને પુરૂષત્વ એવા બે ભિન્ન પ્રકારની રચના, કુદરતમાં સર્વત્ર જોવામાં આવે છે.

સ્રી અને પુરૂષ તથા તેની પ્રથક પ્રથક રચના અને કાર્યો તથા સંબધોની સર્વ વ્યવસ્થા, કુદરતના મહાન વ્યવસ્થાપકે બહુજ ડહાપણુ પૂર્વક પ્રથમથીજ કરેલી છે. પ્રત્યેકના અવાજમાં, હાવભાવ અને વર્તનમાં, તેમજ વિચાર અને વેશમાં સ્રીત્વ અને પુરુષત્વરૂપ પુરુષ અને પ્રકૃતિભાવ એક વિશ્વવ્યાપી સિધ્ધાન્તાનુસાર પ્રસરી રહેલ છે. પ્રજાની અભિવૃધ્ધિ, એ આ રચનાનો ખાસ અંતિમ ઉદ્દેશ છે. સર્વ પ્રકારની પ્રજાની ઉત્પતિ અને અભિવૃધ્ધિનો આ મુળ પાયો છે. સ્રીત્વ અને પુરુષત્વ યુકત ભાવોની રચના, એ કુદરતની આ પ્રજાની અભિવૃધ્ધિની મહાન અભિલાષાને પૂર્ણ કરવાનાં મહત્વયુકત સાધન છે. જયારે સ્રી અને પુરુષનું, પુરુષ અને પ્રકૃતિનું પરસ્પરનું આકર્ષણ, સ્નેહ, પ્રીતિ કે પ્રેમ આદિ ભાવો તે ભાવને વ્યકત કરવાની કુદરતી ભાષા છે. જ્યારે કામ અથવા પ્યાર અને તેની સર્વ પ્રકારની પ્રવૃતિઓ આ કુદરતી અભિલાષાનુંજ પ્રકટીકરણ છે. પ્રજાભિવૃધ્ધિનું એ એક સુકોમળ છતાં જબરજસ્ત શસ્ર છે. જ્યારે રજ અને વીર્ય, પુષ્પોની અંદરનો પરાગ અને પુંકેશર તથા પ્રજોત્પાદનનાં બન્ને જાતિનાં ભિન્નભિન્ન પ્રકારનાં અવયવો પ્રજાની આ અભિવૃદ્ધિ કરવાની મહદિચ્છાનુંસાર બીજારોપણુ કરનાર, કુદરતે અર્પણુ કરેલ અત્યન્ત પવિત્ર અને અમુલ્ય સાધનો છે.

પ્રેમના આ અતિ પ્રબળ પાશથી પરિવેષ્ટિત થયેલા મનુષ્ય સમાજના સવ સંબંધો, સર્વ સુખો, અને સર્વ આનંદો તથા ઉત્સવોની યથાર્થ સીમા શોધી કાઢવી, એ મનુષ્ય શકિતની બહારની વાત છે. મનુષ્યની અંદરની સર્વ શકિતઓનાં યથાર્થ કાર્યથી જે આનંદ, સુખ અને આત્મસંતોષ મળે છે, તે સર્વના સંયુકત આનંદ કરતાં પણુ આ પ્રેમવૃત્તિના પાલન, પોષણુ, તથા સેવન આદિ ક્રિયાથી થતો આનંદ અનેક રીતે ઉત્કૃષ્ટ અને ઉન્નત પ્રકારનો છે.

સ્રી અને પુરૂષના સર્વ મધુર અને રસમય સંબંધરૂપ ફળો, આ પ્રેમવૃક્ષની ઉપરજ ફૂલે અને ફળે છે. સ્નેહ, પરિશીલન, પ્યારનું પોષણુ, (court-ship) વિવાહિતજીવન લગ્ન સંબંધની સ્નેહગ્રંથી, પ્રજોત્પાદન, પ્રજાભિવૃધ્ધિ, અને ટુંકામાં કહીએ તો સંસારની અંદરના માતા, પિતા, પુત્ર, પુત્રિ અને પરિવાર આદિના સવ ઉત્કૃષ્ટ ગૃહ્યસંબંધો આ એકજ સ્નેહ સંબંધની સુવર્ણમય, મંગળકારી, અતિ સુંદર શૃંખલાથી સમ્પૂર્ણ રીતે સંકલિત થયેલા સ્પષ્ટ જણાય છે. સ્નેહ, એ સમગ્ર સંસારનું જીવન છે.

પ્રેમવૃત્તિનું કાર્ય—નર અને નારી અથવા સ્રી અને પુરૂષજાતિમાં પરસ્પર સ્નેહ ભાવ, માન, અને પ્રશંસાવૃત્તિ, સભ્યતા અને વિનીતત્વ આદિ ભાવોને પ્રેરવા એ આ વૃત્તિનું સામાન્ય કાય છે. સ્રીઓની અંદર મનમોહક ભાવો, વશીકરણવૃત્તિ, સ્નેહાદ્ર તા

પ્રેમપ્યાસા, પ્રેમાભિલાશ આદિ ભાવોને પ્રેરી તેને પણ નમ્ર, વિનીત, રમણી, લલિતા વનિતા, સુભગા, સુંદરી, પ્રિયંવદા, પ્રેમદા, કામદા, મનોરમા, રામા, પ્રિયા અને લલના આદિ અનેક સુંદર અને સ્ત્રીભાવયુકત મનોહર ભાવોથી પૂર્ણ કરી સુંદરીઓને સુંદરીઓજ બનાવી, એ આ સ્નેહવૃત્તિની અનેકવિધ પ્રવૃત્તિનું પ્રત્યક્ષ કાર્ય છે.

પુરૂષોને ઉદાર, વીર્યવાન, સહનશીલ, ક્ષમાયુકત, ઉન્નત ભાવોથી પૂર્ણ, વિશુધ્ધ વૃત્તિ અને જીવનયુક્ત, નમ્ર, વિવેકી, સભ્ય, મિલનસાર, સ્નેહાર્દ્ર, મોહક, આકર્ષક અને અલબેલા બનાવી હાવ ભાવ વેશ અને વર્તન આદિમાં અનેકવિધ સંસ્કૃતિ સુધારણા અને વિશુધ્ધિ પ્રેરવી એ પણ આ વૃત્તિનુંજ કાર્ય છે. ટુંકમાં કહીએ તો સ્ત્રીઓની અંદર સ્ત્રીત્વ અને પુરૂષોની અંદર પુરૂષત્વને, તેના યથાર્થ રૂપમાં ખીલવી, યથાયોગ્ય કાર્ય તરફ યથાયોગ્યસમયે કુદરતી ઇચ્છાનુસાર વર્તન કરવા માટે મનુષ્યની અંદરની સર્વ શકિતઓ અને ભાવોને પ્રગતિ આપી પ્રેરવાનું મહાન કાર્ય, આ સ્નેહશકિત કે કામવૃત્તિનેજ આભારી છે. પ્રજાપતિનો મહાન અધિકાર આ વૃત્તિના અખત્યારમાં છે.

પ્રપૂર્ણ પ્રેમવૃત્તિનું કાર્ય—જે સ્ત્રી અથવા પુરૂષમાં આ વૃત્તિ પ્રપૂર્ણ પ્રમાણમાં ખીલેલી હોય છે, તેઓ સ્રીત્વ તેમજ પુરુષત્વના સર્વ ભાવોથી પૂર્ણ અતિ તિવ્રલાગણી-વાળા, સ્ત્રી પુરુષના સંબંધોને દ્રઢતાથી જાળવી રાખનાર, સ્ત્રી અને પુરૂષ જાતી પ્રત્યે પરસ્પર માન, પ્રશંસા, અને પ્રેમની દ્રષ્ટિથી જોનાર, અરસ્પરસને દેવ અથવા દેવી સમાન ગણનાર, પ્યારના પ્યાસી, અને પ્રેમી તથા સ્નેહાળ હૃદયનાં હોય છે. આચાર વિચાર અને વર્તનમાં મોહક, માધૂર્યયુકત રસીલા અને સ્વાભાવિક રીતે આકર્ષક હોય છે. માતા પિતા પુત્ર પૌત્રાદિ તરફ પૂર્ણ માયાળુ લાગણીવાળા હોય છે, તેઓની અન્ય સાંસારિક શકિતઓ કે લાગણીઓ જેવી કે મૈત્રી, વાત્સલ્યભાવ આદિ પણ પ્રમાણમાં ખીલેલાં હોય છે. દામ્પત્ય ધર્મની મજબુત ગ્રન્થીથી તેઓ બંધાએલા રહે છે. સ્નેહીઓના આચાર વિચારને મોટે ભાગે મળતા સ્વભાવના હોય છે અથવા થવા પ્રયત્ન કરે છે. પ્રેમવશ થઇ મનવાણી અને ક્રિયામાં સમ્પુર્ણ એકયતા ધરાવે છે. અવ્યભિચારી વૃત્તિના પ્રાબલ્યથી અતિ પ્રેમ અને શ્રધ્ધા તથા ભકિતભાવથી સ્નેહિને યાવત જીવન વળગી રહે છે. આ પ્યાર વૃત્તિના સંતોષથી સંતુષ્ટ અને પરિતોષથી પરિતુષ્ટ રહે છે આવા સ્ત્રીપુરૂષોનાં સ્નેહી મંડળની સંખ્યા પણ અધિક પ્રમાણમાં હોય છે. યુવાન અને યુવતિઓ તરફ હમેશાં સ્નેહાળ હોય છે. તેઓના જીવનમાં પ્યારવૃત્તિની સંતુષ્ટ કે અસતુષ્ટ હાલત સારા અથવા માઠા સર્વ સંયોગો કે પ્રસંગોનું કારણ બને છે.

આવા વ્યક્તિઓ મૈત્રી અને સ્થૈર્યભાવની અધિકતાને લીધે પૂર્ણ સ્નેહસહિત મૈત્રી જાળવી રાખનાર નિવડે છે—એકલા રહી શકતા નથી, પણ લગ્નના બંધનથી બંધાઇ દામ્પત્યધર્મનું સેવન કરવાનુંજ પસંદ કરે છે. સૌન્દર્યપ્રેમની અધિકતાને લીધે આચારવિચાર અને વર્તનમાં જેઓ સુંદર અને સ્વચ્છ તથા ઉચ્ચ પ્રકારની પ્રેમ ભાવનાવાળા હોય છે, તેઓની સાથેજ તીવ્રસ્નેહથી જોડાય છે. વાત્સલ્યભાવ અને દયાની લાગણી અધિક પ્રમાણમાં ખીલેલી હોય તો કૌટુમ્બિક આનન્દ સારી રીતે મેળવે છે, અને તેમાંજ અધિક પ્રીતિયુક્ત રહે છે. પોતાના ઘરને પણ એક

દિવ્ય સ્વર્ગધામ બનાવી મુકે છે. ગૃહપ્રીતિ અથવા જન્મભૂમિવાત્સલ્યની અધિકતાને લીધે ઘરની સગવડો પાછળ અત્યંત સંભાળ અને ખંત રાખનારા હોય છે, અથવા થાય છે. બહાર પરદેશ ગયા હોય તો પણ ઘર તરફ પ્રયાણ કરવાની પ્રબળ ઇચ્છાવાળા થઈ રહે છે, તથા કુટુંબ અને બાળબચ્ચાઓનાં સહવાસમાં અતિ આનંદથી સમય નિર્ગમન કરે છે. આત્મનિષ્ઠાની અધિકતાથી લગ્નસંબંધને કદી પણ તોડશેજ નહિ, પણ પવિત્ર માની તેની યથાર્થ સંભાળ રાખનાર નિવડે છે, અને અતિ વિશ્વાસપાત્ર રીતે લગ્ન થયેલ સ્ત્રી સાથે વર્તે છે, તથા તે સંબંધમાં કોઇ પણ પ્રકારનો ભેદભાવ રાખવામાં પાપ સમજે છે. બળની અધિકતા હોય તો સાહસ અને બળથી પોતાની ઈષ્ટ વસ્તુ કે પ્રિયાનું સમ્પૂર્ણ રીતે સંરક્ષણ કરે છે, ખાવા પીવાની પ્રબળ વૃત્તિ હોય, તો કુટુમ્બ તથા પ્રિય જન સાથે ખાનપાનમાં બહુ આનંદ માને છે. માનવૃત્તિની અધિકતાને લીધે પ્રિયનો ઠપકો જરા પણ સહન કરી શકતા નથી. સાવચેતી અને ગોપનશકિતની અધિકતાને પરિણામે પોતાના પ્યાર કે સ્નેહની લાગણી બહુજ સંભાળપૂર્વક અને સાવચેતીથી દર્શાવે છે, પણ તેજ શકિતની ન્યૂનતાને પરિણામે પોતાના પ્રત્યેક હાવભાવમાં પ્રત્યેક પ્રસંગે સ્નેહવૃત્તિની અધિકતાવાળા વ્યકિતઓ પોતાનો આત્મપ્રેમ સ્પષ્ટ રીતે દર્શાવી આપે છે. દૃઢતા, આત્મમાન અને સ્થૈર્યને પ્રતાપે સુખ દુઃખ અને વિપત્તિમાંથી પણ પ્રસાર થઈ પોતાના પ્રેમની પરિક્ષામાં ઉત્તિર્ણ થાય છે, અને કદાચ શારીરિક અને માનસિક કે આત્મિક, ગમે તે પ્રકારનું નુકશાન થાય તો તેની પણ દરકાર ન કરતાં સ્નેહની સંરક્ષા કરી રહે છે, પણ માનવૃત્તિ સાધારણ રીતે ખીલેલી હોય અને પ્રેમમાં નિરાશ થયેલ હોય તો તદ્દન ઢીલા અને નરમ ઘેંશ જેવા થઇ જાય છે. હાસ્ય, તાલ અને સ્વરના અવયવોની ખીલવણીને પરિણામે પ્રેમીની સાથે મધુર નૃત્ય અને ગીત અથવા ગાન તાનમાં અને આનંદના પ્રસંગમાં પ્રેમપૂર્વક ભાગ લે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે પ્રેમવૃત્તિની સાથે અન્યાન્ય વૃત્તિઓની ન્યૂનાધિક ખીલવણીના પ્રમાણમાં ન્યૂનાધિકપણે ભિન્નભિન્ન વ્યકિતઓનું વલણ અનેક પ્રકારે આત્મવૃત્તિઓને સંતોષવા તરફ દોરાય છે.

**સાધારણ—**

જેઓની અંદર આ સ્નેહવૃત્તિ કે પ્રેમવૃત્તિ સાધારણ રીતે ખીલેલી હોય છે, તેઓ બહુજ સાધારણ રીતે ચાહે છે. શારીરિક સૌન્દર્ય કરતાં માનસિક સૌન્દર્ય વધારે ચાહે છે. લાલન પાલનની અધિક વૃત્તિ દર્શાવતા નથી તેમ તેવી સ્નેહવૃત્તિની અભિલાષા અન્ય પ્રેમી તરફથી પણ રાખતા નથી. લગ્ન સંબંધને ખાસ દરકાર અને સંભાળથી જાળવી રાખવાની ઉત્કંઠાવાળા હોતા નથી. ઊગ્ર સ્વભાવને પરિણામે બહુજ તીવ્ર પ્રેમવૃત્તિ ધરાવનાર નીવડે છે ખરા, પણ તે પ્રેમનાં મૂળ ઉંડાં અને એકરસ રહી શકતાં નથી. મનની લાગણી તીવ્ર હોવાને પરિણામે જરા તરા ઠપકો મળતાં ગુસ્સે થઇ જાય છે, અને મોં મરડી બેસે છે. નૈતિક ધાર્મિક અને માનસિક શકિત-

ઓની ખીલવણીને પ્રતાપે માત્ર જેઓ નીતિમાન, સદ્વર્તનશીલ અને બુધ્ધિશાળી હોય છે તેઓનેજ ચાહે છે. જ્યારે બીજાઓની સાથે વિશેષ સંબંધ રાખવાની વૃત્તિ ઓછી ધરાવે છે. આવા વ્યકિતઓનાં લગ્ન સુખરુપ થવા માટે તેવીજ વૃત્તિવાળા સાથે લગ્ન સંબંધથી જોડાવાની બહુજ સંભાળ રાખવાની જરૂર છે.

**પ્રેમવૃત્તિની ન્યૂનતા**—જેઓમાં આ વૃત્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ ભિન્ન વૃત્તિના વ્યકિતને (સ્રી પુરુષને કે પુરૂષ સ્રીને) વિશેષ પસંદ કરતા નથી, એટલુંજ નહી પણ તેઓનો વિશ્વાસ પણ કરતા નથી અને સહવાસ પણ ચાહતા નથી પરણવાની વૃત્તિ પણ આવા વ્યકિતમાં બહુજ ઓછી હોય છે, સ્રીજાતિ પ્રત્યે એવા પુરુષો કે એવા પુરૂષો પ્રત્યે તેવી સ્રીઓ તદ્દન બેદરકાર, વિમુખ રહેનાર, મૌન્ય ધારણ કરનાર, અને શરમાળ રહે છે. સ્રી પુરુષોની અંદર રહેલ સૌન્દર્યની અને ઉત્કર્ષકપ્યારની વૃત્તિની તેવા પુરુષો કે સ્રીઓ યોગ્ય કદર કરી શકતા નથી. આવા સ્રી પુરુષોએ કદી પરણવું નહી જોઇએ. કારણ લગ્નસંબંધને યથાયોગ્ય રીતે જાળવી રાખવા તેઓ સ્વભાવથીજ શક્તિમાન નથી.

**ખીલવણી**—આ સ્નેહવૃત્તિ અથવા પ્રેમ કે કામવૃત્તિની યથાર્થ ખીલવણી માટે પોતાથી વિરુધ્ધ જાતિના (સ્રીએ પુરુષનાં અને પુરુષે સ્રી જાતનાં) અધિકાધિક પ્રસંગમાં આવવા પ્રયાશ કરવો. પરસ્પરની ઉત્તમ શકિતઓ તથા ગુણોની પ્રસંશા કરતાં શીખવું. એક બીજાના દોષોને ધ્યાનપર નહિ લેતાં ક્ષમ્ય ગણવા. હંમેશાં રીતભાત, આચાર વિચાર અને વર્તનમાં તથા માનપાન આપવામાં બહુજ સભ્ય અને નમ્ર તથા વિવેકી અને અન્યને સંતોષ આપનાર થવું. આનંદદાયક પ્રિય અને મધુરભાષી થઇ અપ્રિય અને કર્ણકઠોર વચનોનો ઉચ્ચાર કરવાથી તદ્દન બચતા રહેવું, મિલનસાર સ્વભાવના થઈ દરેકની સાથે મળતાવડાપણું રાખવું. પરણ્યા ન હો તો પરણેલ જીંદગીના લાભો અને આનંદો તથા સુખો સંબંધી વિચારમાં વૃત્તિને રોકવી, અને જેઓ પરણેલ હોય તેવા સ્રી પુરુષોનાં બહુજ સભ્ય પ્રિય અને રમ્ય ભાવોને ધારણ કરી અરસ્પરસ સ્નેહોત્પાદક સ્વભાવને તથા આચારવિચારને ધારણ કરવા બનતો પ્રયત્ન કરવો. વિશુધ્ધ પ્રેમ, મધુરવાકયો, ક્ષમા, વિનય અને સદ્વર્ત્તન જેવું અન્ય એક પણ વશીકરણ દુનીયાની અંદર છેજ નહી. ખુશમીજાજી અને આનંદયુકત સ્વભાવનાં પ્રેમી જોડાંઓનાં સહવાસમાં અને વાતચિતમાં હંમેશાં થોડો થોડો સમય ગાળી તેઓનું અનુકરણ યોગ્ય પ્રમાણમાં કરતાં શીખો. હંમેશાં બહુજ શરમાળ અને ગંભીર ન થતાં, સભ્યતાની હદમાં રહી છુટથી સ્રી પુરુષોના સમાગમમાં વાતચિત કરતાં શીખો. તમારા સુખ દુઃખના સાથીને, સહધર્મચારી અથવા સહધર્મચારીણી ધર્મપત્નિને હૃદય પૂર્વક ચાહો. અને તેમાંજ આનંદ અને સર્વ કામના તથા સુખની સીધ્ધિ માનો. જો ન પરણ્યા હો તો યોગ્ય અને અનુકુળ ગુણ કર્મ સ્વભાવવાળી કુલીન સ્રી સાથે પરણો, અને ઉપરોક્ત સ્નેહશક્તિને યોગ્યરીતે ખીલવો. સ્રી સહવાસને હૃદય પૂર્વક સેવો. ટુંકમાં મહાત્મા મનુએ કહેલ છે—

अन्योऽन्यस्याव्यभिचारो-भवेदामरणान्तिकः।
एष धर्मः समासेन ज्ञेयो स्रीपुंसयोः परः॥

"જીવન પર્યન્ત અવ્યભિચારી વૃત્તિથી રહી સ્ત્રી પુરુષ બંનેએ સ્નેહપૂર્વક ગૃહસ્થાશ્રમમાં નિવાસ કરવો, એમાંજ સ્ત્રી અને પુરુષના સમગ્ર ધર્મકર્તવ્યોનો સમાવેશ થાય છે." આ સિધ્ધાન્તને જીવનનો મુદ્રાલેખ બનાવી પોતાનું જીવન બંને સ્ત્રી પુરુષે ગાળવું.

નિગ્રહ—આ સ્નેહવૃત્તિના અતિ સંયોગ કે સહવાસ પરક શારીરિક પ્રેમ વાસનાને અર્થાત્ વિષય-ઇચ્છાને યથાયોગ્ય દાબમાં રાખો. માનસિક, સ્નેહવૃત્તિઓને પરસ્પર ખીલવવા તરફ વિશેષ ધ્યાન આપો. શારીરીકસૌંન્દર્ય ઉપર બહુજ મોહી પડવું યોગ્ય નથી. રુપ કરતાં ગુણ અને જ્ઞાનને વિશેષ માનનું સ્થાન ગણો, અને આપો. તમારી ઇન્દ્રિય વૃત્તિઓને સંતોષનું સ્થાન માનવા કરતાં તમારા પ્રિય સ્નેહિની અંદરની નૈતિકપવિત્રતાને વિશેષ માન આપો.

વિનોદ, મધુરવાર્તાલાપ અને રમ્ય વર્તન કરવા તરફ વિશેષ લક્ષ આપો. હમેશાં પવિત્ર, નિર્દોષ અને સદાચારી પુરૂષોનાજ સહવાસમાં રહેવાનું પસંદ કરો. હલકા અને પાપી પુરુષોના પરિચયનો એકદમ ત્યાગ કરો. નૈતિક, ધામક અને શારીરિક પવિત્રતાયુકત ઉચ્ચ ભાવોને તથા માનસિક શકિતઓને ખીલવવા પર ધ્યાન આપો. ઇન્દ્રિઓની આધિનતાને હમેશાં દબાવવા તત્પર થાઓ, તથા સ્ત્રી પુરૂષોનાં સહવાસમાં હમેશાં પવિત્ર અને વિશુધ્ધ પ્રેમયુક્ત અને સ્વર્ગીય માનસિક સ્નેહને પોષણ આપતાં શીખો. ચા, કોફી, મિષ્ટાન્ન, મદ્ય, માંસ, તમાકુ, અને દારુ આદિ કેફી પીણાઓને એકદમ બંધ કરો. હમેશાં ખુલ્લી હવામાં ફરો-હરો અને વ્યાયામ કરો. વિષયવાંચ્છા કે શિશ્નોદરપરાયણવૃત્તિને એકદમ અથવા ધીમે ધીમે ડહાપણપૂર્વક જેમ બને તેમ જલદી અટકાવો, અથવા ઊગ્ર વેગને શિથિલ પાડવા માટે અન્ય કોઈ શારીરિક વ્યાયામ કે માનસિક પ્રચંડ અભ્યાસમાં રોકો. પ્રતિદિન શિતળ જળથી સ્નાન કરો. બની શકે તો બન્ને વખત ખાસ કરી રાત્રીના બહુજ હલકો ખોરાક ખાઓ. કુદરત-સૃષ્ટિ રચના અને તત્ત્વજ્ઞાનનાં ગ્રન્થો વાંચો અથવા તેનું મનન કરવામાં મનને રોકો, તથા ઉન્નત જીવન બનાવવા માટે વિશુધ્ધ પ્રેમભાવ, અને માનસિક તથા નૈતિક ખીલવણીના અભ્યાસને ખાસ સાધન બનાવો. પશુવત્ વર્તન નહિ રાખતાં મનુષ્ય તરીકેનું અભિમાન ધારણ કરી મનુષ્યવત્ વર્તવામાં અભિમાન અને આગ્રહ રાખો. યાદ રાખો કે તમારા જીવન અને આરોગ્યની સંભાળ અને વંશ વિશુદ્ધિ, વિશુદ્ધ પ્રેમ, ઉન્નતભાવો અને વીર્યરક્ષાના યોગ્ય માર્ગને ગ્રહણ કરવા પરજ ટકી રહેલ છે. હઠ અને અયોગ્ય દાબથી કદી સારું પરિણામ આવતું નથી, પણ બુધ્ધિપૂર્વક યથાયોગ્ય રીતે વર્તવાથીજ તમારૂં જીવન સફળ કરી શકાશે. શુધ્ધ સાત્વિક ખોરાક, મિતાહાર વિહાર, નિર્વ્યસનીપણું, વિષયોની અંદર અનાસકિત, અને ક્ષમા તથા અક્રોધ આદિ ગુણોનું સેવન કરો. હમેશાં બહુ પેટ ભરીને ખાવાથી પણ વિષયવાંચ્છા પ્રબળપણે ઉદ્ભવે છે, માટે તેમ ન થાય એ ખુબ ધ્યાનમાં રાખો. કામવૃત્તિની અધમ ઇચ્છાને કદી પણ આધીન થતા નહી. "**कामान्धो नैव पश्यति**"

મનુષ્યના સર્વ સુખોનાં મુળરૂપ—આ સ્નેહવૃત્તિની સાથે સરખામણી થઈ શકે એવી એકપણ, સુકોમળ છતાં પ્રબળ અને વિશુધ્ધ લાગણી મનુષ્યની અંદર નથી. એક પ્રેમી સુલક્ષણી અને પ્રતિવૃત્તા સ્ત્રી, પોતાના સ્વામીના અમુલ્ય સમય, તન, મન, ધન, ધાન્ય અને આત્મા આદિ સર્વ સામગ્રીઓનો એટલો બધો વિસ્તૃત લાભ લે છે કે જેટલો સમય અથવા સાધનો તેનો સ્વામી ઈશ્વર આરાધના પાછળ પણ વ્યતીત નહિ કરતો હોય. ક્ષુધા નિવૃત્તિનાં સાધનો પાછળ પણ મનુષ્યસમાજનો આટલો સમય અને ધન કદી ખરચવામાં આવતાં નથી. સર્વ દેશ અને સર્વ કાળના મનુષ્ય સમાજમાં આ કામદેવનું, કામવૃત્તિનું સર્વોપરિપણું સર્વત્ર સ્વિકારવામાં આવ્યુંજ છે. છતાં પણ ખાત્રી ન થતી હોય તો જેઓએ એ બાબતનો પોતાની યુવાવસ્થામાં યથાર્થ અનુભવ કર્યો હોય તેઓને પુછો કે આ દિવ્ય અને સર્વોપરિ સત્તા ધરાવનાર કામવૃત્તિએ, કામદેવે, તમારા આત્માના અન્તરપ્રદેશોપર જે અનુપમ ઉંડીછાપ બેસાડી છે તેની સરખામણી કરી શકે એવી એકપણ રમ્ય શક્તિ તમારી અંદર છે?

દામ્પત્યધર્મ, સહવાસ અને પ્રેમનો—આ વિષય એટલો બધો અગત્યનો અને મહત્વનો છે કે આ વિષયને લગતું એક અલગ પુસ્તક બહાર પાડવાનો અમારો વિચાર છે, જેની અંદર નીચે જણાવેલા સમગ્ર વિષયોનું શાસ્ત્રીય રીતે પધ્ધતિપુર્વક વર્ણન કરવામાં આવશે.

૧ કામસૂત્ર અથવા સ્ત્રીત્વ, પુરુષત્ત્વ, અને તેના પરસ્પરના સંબંધો.
૨ પ્યાર, અને તેની શક્તિના નિયમો.
૩ સ્ત્રી પુરુષની પસંદગી અને પરસ્પરની યોગ્યતા.
૪ પ્રેમપરિશીલન.
૫ વિવાહિત-જીવન.
૭ પ્રજોત્પાદન અને અભિવૃદ્ધિ તથા ગર્ભસ્થ સંસ્કારો અને તેનું મહત્વ.
૮ માતૃધર્મ.
૯ ગર્ભાધાન પોષણ અને રક્ષણ આદિ.
૧૦ બાળરક્ષણ તથા બાળશિક્ષણ.
૧૧ લગ્ન યોગ્ય ઉમર.
૧૨ કન્યા કેળવણી.
૧૩ વાજીકરણ પ્રયોગો અને વીર્યરક્ષા.
૧૪ સુન્દરી સૌન્દર્ય અને તેના સાધનો.
૧૫ વિવાહિત જીવન અથવા ગૃહસ્થાશ્રમ અને તેના અનેકવિધ સુખો ઈત્યાદિ

સર્વ ગૃહ્યસંસારિક લાગણીઓ કે વૃત્તિઓની અંદર આ પ્રેમ વૃત્તિનુ સ્થાન અતિ અગત્યનું અને મહત્વનું છે. વાત્સલ્યસ્નેહ, દામ્પત્યધર્મ, ગૃહનિવાસેચ્છા કે ગૃહાશ્રમનાં સમ્પૂર્ણ સૂખો, મિત્રતા, મિલનસારપણું, અને સગાં સ્નેહિ કુટુંબપરિવાર અને સભા સોસાઈટી આદિ જનસમાજની બધી સંસ્થાઓ રૂપ મહાન ઈમારતનો આ પ્રેમવૃત્તિ, મૂળ પાયો કે આધાર છે. તે પાયો પાકો હોય તો તેની ઉપર અવલંબી રહેલ સવ સંબંધો યથાવત્ જળવાઇ રહી જીવન ધારણ કરી શકે છે. પણ પ્રેમ-વૃત્તિની અસંતુષ્ટ હાલતમાં કે અભાવમાં તેની ઉપર અવલંબી રહેલ સર્વવૃત્તિનો એક પછી એક ધીરે ધીરે ક્ષય અને નાશ થવા લાગે છે. આવા નિસ્નેહી, કે સ્નેહ સંબંધમાં અસંતુષ્ટ ભાવનાયુકત અને કેળવાયેલ હોય તેવા સ્ત્રી પુરૂષો સંસારને વિષવત્ સમજે છે. વૈરાગ્યયુકત ભાવો ધારણ કરે છે, અને સાંસારિક કે ગૃહ સંબંધોને પ્રેમની વિકૃત હાલત થવા પછી નિરસ માને છે. તેઓનું મન સંસાર પરથી ઉઠી જાય છે. જ્યારે નહિ કેળવાયેલા અને ધર્મ તથા નીતિની સીથિલ ભાવના વાળાઓ વ્યભિચારી, અને કુકર્મી બની પોતાના તેમજ અન્ય અબળાઓના જીવ-નને પણ અનેક રીતે કુલુષિત, પાપી અને દુષ્ટ બનાવી, જીવનના અમુલ્ય અને અમૃતમય ઉદ્યાનમા વિષવેલ્લીનું બીજારોપણ કરી ઉત્તરોત્તર વિશુધ્ધ પ્રેમનો સ્વાદ ચાખતાં સુધી અધમતા અને અધોગતિને પામે છે. પ્રેમની પરિતુષ્ટિ કે અતૃપ્તિ પર માનવ જીવનની અધોગતિ કે ઉત્ક્રાન્તિનો કેટલો બધો આધાર છે તે દુર્ભાગ્યે ઘણાજ થોડા પુરૂષો યથાવત્ અનુભવી શકયા છે. પ્રેમનું પધ્ધતિપરઃસર શાસ્ત્રીય શિક્ષણ દુનીયામાં શામાટે નહિં આપવામાં આવતું હોય ? માનવજીવનમાં શું એવા શિક્ષણની જરૂર નથી ?

LOVE IS GOD.



# નં. ૯. ઐકાન્તિકસ્નેહ અથવા દામ્પત્યધર્મ.

## Constancy in Love or Union for Life.

## પતિપત્નિવ્રત.



### વ્યાખ્યા, સ્થાન, પ્રયોજન અને વિવેચન.

પત્નિવ્રત. દામ્પત્યધર્મ, અવ્યભિચાર, સહવાસપ્રિયતા, ઐકાન્તિકસ્નેહ, અનન્યાકાંક્ષા, અનન્યભક્તિભાવ, એકપત્નિવ્રત કે પતિવ્રત, આદિ શબ્દો આ એકજ વૃત્તિના અનેક ભાવો દર્શાવે છે.

જ્યારે આ વૃત્તિ વિકૃત હાલતમાં હોય છે ત્યારે તે દ્વેષ અદેખાઇ કે વૈરભાવને જન્મ આપે છે.

અતિયોગ અથવા મિથ્યાયોગ થવાથી, તેમજ પ્રેમીના વિયોગથી અનહદ પશ્ચાતાપ, દીલગીરી કે શોક કરે છે, જેને પરિણામે હૃદય વિદીર્ણ થઇ શોકાતુર હાલતમાં મૃત્યુવશ થાય છે. પોતાના પ્રિયતમની ગેરહાજરીમાં અથવા ત્યક્ત થવાથી કોઇ પણ રીતે સુખ પામતાં નથી, કે સુખ મેળવવા પ્રયત્ન કરતા નથી. એક માછલી અથવા સારસની માફક ઝુરી ઝુરી મરવાનો પ્રસંગ લાવે છે, અથવા જીંદગીને પાયમાલ કરે છે.

સ્થાન—આ વૃત્તિનું સ્થાન પ્રેમ અથવા સ્નેહ શક્તિના સ્થાનની ઉપર તથા મૈત્રીના સ્થાનની નીચે અને વાત્સલ્યવૃત્તિની બંને બાજુએ યથાયોગ્ય સ્થાનમાં આવેલ છે.

પ્રયોજન—પ્રજાને યથાર્થ રુપમાં પૂર્ણપણે રક્ષણ પોષણ અને શિક્ષણ આપી યોગ્યરીતે અભિવૃધ્ધિ કરવી, તથા પ્રેમબંધનને અવ્યાહત અને અબાધિત રીતે નિભાવી રાખવું એ આ વૃત્તિનું મુખ્ય પ્રયોજન છે. પ્રજાને પેદા કરવાનું કે સ્નેહપુર્વક ચાહવાનું તેનું કાર્ય નથી. પણ ઉત્પન્ન થએલ બાળકોનું પાલન પોષણ અને રક્ષણ તથા ખાસ કરી શીક્ષણ, ઉત્પન્ન કરનાર માતપિતાઓ દ્વારાજ થવું જોઇએ, એ કુદરતનો મહાન ઉદ્દેશ છે. તેને જાગતી રાખવો એ આ વૃત્તિનું મુખ્ય કાર્ય છે. આ વૃત્તિદ્વારા કુદરતના નીચેના મહાન ઉદ્દેશોનું યથાર્થ રક્ષણ નીચે પ્રમાણે થાય છે.

૧ પ્રેમલગ્નથી સંયુક્ત થયેલ માબાપોજ પોતાની પ્રજાને યથાવિધી ઉત્તમ પ્રકારે ઉત્પન્ન કરી શકેછે.

૨ માતાપિતા બન્નેએ સહધર્માચરણી થઇ અપત્યપાલન કરવું જોઇએ.

૩ પિતાનો ફેરફાર થવાથી પેદા થયેલ પ્રજાનું પોષણ યથાર્થ રીતે થતું નથી.

૪ માતાના ફેરફારથી પણ તેમજ બને છે, અર્થાત્ પ્રજાની અભિવૃધ્ધિ અને રક્ષણ તથા પાલનપોષણ યથાથ રીતે થઇ શકતું નથી.

૫ આટલા માટે જન્મ આપનાર માતાપિતાદ્વારાજ બાળકોનું પોષણ, રક્ષણ અને શિક્ષણાદિ કાર્ય થવું જોઇએ.

૬ પીતાએ આપેલ શિક્ષણ અન્યના હાથમાં જવાથી છીન્ન ભિન્ન હાલતને ન પહોંચે એ ખાસ સંભાળવું પડે છે. અન્ય પુરૂષ કે સ્રીના હાથમાં પોતાથી પેદા થયેલ બાળકોનું પાલન પોષણ જવાથી એ બાબતની યથાથ સીધ્ધિ થતી નથી.

૭ પ્રજોત્પાદનમાં સારી સુંદર અને સુઘડ તથા વીર્યવાન અને કેળવાયેલ પ્રજા પેદા કરવાનો મુખ્ય ઉદ્દેશ છે. એક કરતાં જુદી જુદી વધારે સ્રીઓથી ઉત્પન્ન થયેલ પ્રજાને પાલન પોષણ અને શિક્ષણ આપવા પાછળ અલગઅલગ ખર્ચ અને વ્યવસ્થા કરવી પડે છે. બન્ને સ્રીઓની સગવડ માટે પણ જુદો પ્રબંધ કરવો પડે છે. બન્ને સ્રી પ્રત્યેના પ્રેમમાં સમાનભાવ રાખવો તદન અસંભવિતજ છે. તેમજ બન્નેનું એકત્ર સંપસંપીને સાથે રહેવાનું પણ લાંબી મુદત સુધી ખાસ સંયોગો વિનાં કદી બનતુંજ નથી. આમ થવાથી એકજ પુરુષની શક્તિ, સાધનો અને ધનાદિ સામગ્રીને અનેક રીતે વિભકત કરી ઉપયોગ કરવો પડેછે, અને એમ કરતાં ઝેર, વેર, વાંધા, દ્વેશ અને કલહાદિને ઉત્પન્ન થવાના અનેક પ્રસંગો ઉત્પન્ન થાય છે. પરિણામે જે પ્રજા આવા સંજોગોમાં ઉછરે છે તે પણ તેવીજ કલહપ્રિય દ્વેષી અને કનિષ્ટ પ્રકારની તથા અનિષ્ટ સંસ્કારવાળી પ્રત્યક્ષ દ્રષ્ટાન્તદ્વારા થાય છે.

વળી ભિન્ન ભિન્ન સ્વભાવની અનેક સ્રીઓ કજીયા કલહ અને કંકાશ કર્યા સિવાય એકજ ઘરમાં કદી પણ સાથે રહી શકતી નથી. હા! પણ જો તેએ બન્ને સ્વભાવમાં ગરીબડી ગાય જેવી હોય અથવા ધણીના દાબમાં બહુજ દબાઇ ગયેલ હોય તો કદાચ થોડાંક વર્ષો શાન્તિમાં વ્યતિત થાય છે, અથવા ખાસ દેવી સમાન ગુણ ધારણ કરતી હોય તો તેવી સ્થીતિમાં બન્ને સ્રીઓ સાથે રહી શકે પણ ખરી પણ તેનું પરિણામતો અનિષ્ટજ આવે છે. જો સ્રી દૈવી ગુણયુકત અને અત્યન્ત સહનશીલ ગુણ યુકત હોય તો તેના છોકરાં પણ તેવાજ નમાલા અને આ પૃથ્વીને માટે તદન નિરૂપયોગીજ નિવડશે અને કદાચ ગરીબ સ્વભાવની સ્રી દ્વારા પ્રજા પેદા થાય તો તેઓ પણ તદન ગરીબડાં, બકરી જેવાં, ગુલામી કરનાર, નિર્માલ્ય, અને શકિતહીનજ અવતરશે. કારણ તેઓની માતાની દબાઇ ગયેલી વૃત્તિ અને માનસિકસ્થિતિ, તેઓના જીવનપર પણ પ્રબળ અસર કરે છે. આનું પરિણામ એજ થશે કે "એવી પ્રજા આ દુનિયાપર જન્મે તેના કરતાં ન હોય તેજ સારુ" એવો અનુભવ તેમના માબાપોને પ્રત્યક્ષ કરવાનો વખત આવશે. વળી બન્ને સ્ત્રીઓ અલગ અલગ સ્થાનમાં રહેતી હોવા છતાં તેઓ હમેશાં કલહ કંકાસમાં લાગેલી હોય તો તેની પ્રજા પણ હમેશાં પરસ્પરમાં લડાઇટંટા કરનારજ જન્મશે. ટુંકામાં એક કરતાં અધિક સ્ત્રીઓ સાથેનાં લગ્નથી હમેશાં આવા અનેક અનિષ્ટ પરિણામોજ આવવાનો સર્વદા સંભવ છે.

એકજ સ્ત્રીને અનેક ધણી કે અનેક પ્રેમી હોય એવા દૃષ્ટાંતો કુદરતી રીતેજ કવચિતજ જોવામાં આવે છે. કારણ એમ થવું એ તદન અસ્વાભાવિક અને સર્વ

અનિષ્ટ પરિણામોનું મુળ છે. એકજ સ્ત્રીને અનેક ધણી અને અનેક સ્ત્રીઓ માટે એક ધણી હોવાનો સિદ્ધાન્ત આપણે કોઇ પણ રીતે સ્વિકારીએ તે પહેલાં મનુષ્ય સ્વભાવ અને તેઓની નીતિની સ્વાભાવિક લાગણીઓની સ્વાભાવિક પ્રવૃત્તિઓને બદલવાની આપણામાં શક્તિ જોઇએ! શું આમ કદી બની શકે તેમ છે ખરૂં! એ તદ્દન અસંભવિત છે. મનુષ્ય સમાજની યથાર્થ સંસ્થિતિને ખાતર એ એક ખાસ જરૂરની અને અતિ મહત્વની બાબત છે કે એકજ સ્ત્રીએ એકજ પુરૂષ અને એકજ પુરૂષે એકજ સ્ત્રીસાથે અરસપરસ સ્નેહ સંબંધ અથવા લગ્નની ગાંઠથી જોડાવું જોઇએ. એક પતિવ્રત અને એક પત્નિવ્રતનો સિધ્ધાન્ત સીતા અને રામચંદ્રના અનુપમ દૃષ્ટાન્તને અનુસરી સર્વ દેશમાં, સર્વકાળમાં, અને સર્વાવસ્થામાં એક ધર્મ તથા કર્તવ્ય તરીકે મનાવાની તેમજ પળાવાની અગત્ય છે.

સુજ્ઞ બહેનો અને બન્ધુઓ! યુવાનો અને યુવતીઓ! યાદ રાખો કે—

"પતિવ્રતા વ્રત જગતમાં પ્રસરે ઘર ઘરજેમ,
સુજ્ઞ જનોએ સર્વદા તત્પર રહેવું તેમ.
તત્પર રહેવું તેમ પતિવ્રત વધવા કાજે,
એજ દેશનો ઉદય થવાનો હેતુ ગાજે." (કેશવ).

ઐકાન્તિકસ્નેહ એક પત્નિવ્રત અને એક પતિવ્રતનો માર્ગ અતિ દિવ્ય સરલ સુખરુપ, શાન્તિપ્રદ અને શોભા સૌન્દર્ય તથા અનેક રીતે આનંદને આપનાર છે. કારણ તેવું વર્તન ઇશ્વરી આજ્ઞાનુકુળ છે.

અનૈકાન્તિક સ્નેહનો રસ્તો હંમેશા કંટકાકીર્ણ, સર્પ વિંછી વ્યાઘ્ર અને વરૂ તથા ફાડી ખાનાર જંગલી પ્રાણીઓથી પરિપુર્ણ વનવાટના દુઃખો કરતાં પણ અતિ વિકટ છે. કારણ તે ઇશ્વરી પવિત્ર પ્રેમઆજ્ઞા અને નિયમોથી તદન વિરૂધ્ધ છે.

ઘર ઘર ભટકવામાં અને આજ એક, કાલ બીજો અને પરમ દિવસે ત્રીજો એમ વર્તવામાં કોઇ પણ પુરૂષ કે સ્ત્રી કદાપી સુખી થએલ નથી અને થવાના પણ નથી, એ સિધ્ધાન્ત ચોકસ છે. કદાચ શરૂઆતમાં કૃત્રિમ આનંદ મળશે પણ તે પરિણામે ઝેરરુપ થઇ પડેછે. માટે યાવત્જીવન સ્નેહ નિભાવી, અવ્યભિચારીવૃત્તિથી જ્યાં સુધી જીવન નિર્વાહ કરી શકવાની ખાત્રી ન હોય ત્યાં સુધી કદી પણ લગ્ન સંબંધથી બંધાતાજ નહી. ઐકાન્તિકસ્નેહની ગ્રંથીરુપ આ દામ્પતી ધર્મસુત્ર મનુષ્ય સમાજના સાંસારિક સર્વ સુખોને માટે પરમપિતા પરમાત્માદ્વારાજ નિયત કરવામાં આવેલ છે. તેને તોડીને કોઇ પણ વ્યકિત કદી સુખી થઈ શકે તેમ નથી. આ ધર્મસુત્રને કે આજ્ઞાને આધીન થઇ સર્વ રીતે માન આપવુંજ જોઇએ.

પ્રપૂર્ણ—જે સ્ત્રી પુરુષોમાં ઐકાન્તિકસ્નેહવૃત્તિ પરિપૂર્ણ રુપમાં ખીલેલી હોયછે, તેઓ એકજ સ્ત્રી કે એકજ પુરુષમાં પોતાના પ્યારનું સ્થાન સ્થાપન કરે છે. પુર્ણ અંતઃકરણથી પોતાના પ્રિય સ્નેહીને ચાહે છે. દોષો તરફ ધ્યાન ન આપતાં હમેશાં

ગુણોને વિસ્તાર કરી ગ્રહણ કરે છે. હંમેશાં પ્રિય અથવા પ્રિયાના સંગમાં રહેવાનું પ્રસંદ કરે છે. અવિચ્છિન્ન પ્રેમ એજ તેઓની પ્યાસા હોય છે.

લગ્નસબંધને સત્યપરાયણતા તથા વિશ્વાસપાત્ર રીતે જાળવી રાખે છે. ધ્યાન એક મન એક અને કર્મ પણ એકજ પ્રકારના કરવા તરફ પ્રવૃત્તિ થાય છે. **सहनौवबतु सहनौ भुनक्तु सहवीर्य्यं करवावहै** આ વેદમંત્રાનુસારજ આવા પ્રેમયુગ્મોનું વર્તન થઈ રહે છે. પ્રેમદોરી કોઈ પણ કારણથી તુટે તો હૃદય વિદીર્ણ જાય છે અને આ દુનીયાના કામના રહેતા નથી. જીવન ધારણ કરી રાખવા કરતાં એવા પ્રસંગોમાં મરવું વધારે પસંદ કરે છે. લગ્નસંબંધી પ્રેમગ્રંથીને એક ઉત્તમ જવાહીર સમજે છે, અને બંનેમાંથી એકાદનો વિનાશ થાય તો પ્રાણપરિત્યાગને પણ મોક્ષપ્રદ માને છે. આવા સ્ત્રીપુરૂષોએ પોતાના સ્નેહનું પરિપાલન કરનાર યથાર્થ સ્થાનમાંજ બહુજ ડહાપણપુર્વક પોતાના સ્નેહ કે પ્રેમને સ્થાપન કરવો જોઇએ કારણ કે પોતાના પ્રિય અથવા પ્રિયાના સંગમાંજ તેઓ સર્વ રીતે સુખ અને સંતોષ માને છે. પ્રેમ સંબંધ જ્યાં સુધી ન જોડાયો હોય ત્યાં સુધી અસ્તવ્યસ્ત હાલત અને વ્યગ્રચિત્ત રહ્યા કરે છે. આવા પુરૂષો કે સ્ત્રીઓએ પોતાના પ્રેમીનું હૃદય અને ક્રિયા વશમાં લાવવા માટે પ્રત્યેક શકિતનો શકિત અનુસાર ઉપયોગ કરવો જોઈએ, તથા એવા પ્રેમ સંબંધમાં કોઈને પણ હસ્તક્ષેપ કરવાનો પ્રસંગ આવવા દેવો નહી જોઇએ.

પૂર્ણ—જેઓમાં આ વૃત્તિ પૂર્ણ અંશે હોય છે તેઓ અંતઃકરણ પૂર્વક અનુકુળ સંજોગોમાં તો વર્તે છે પણ તેવા પ્યારને માટે ગમે તેવી હાલત કે સ્થિતી ભોગવવાનું કબુલ નહી કરે. એક વખત એકની સાથના પ્યારમાં ખામી આવે તો અન્ય પ્રેમીને શોધવા તત્પર થાય છે. દ્રઢ પ્રેમભાવનાના અભાવમાં આવી સ્થીતિ ઘણીવાર થાય છે.

**સાધારણ**—જેઓમાં આ ઐકાન્તિક પ્રેમવૃત્તિ સાધારણ રીતે ખીલેલી હોય છે તેઓ એકને ચાહે છે પણ અન્ય હેતુઓ કે ઉદ્દેશને વશ થઈ સહેજમાં અન્યની સાથે પણ પ્રેમપાશથી બંધાય છે. પ્રેમી તરીકે તેઓ હમેશાં ખરા ચાહનાર અને વિશ્વાસ કરવા લાયક નિવડતા નથી.

નવા પરણવા ઈચ્છતા યુવતિ અને યુવાન વર્ગના વ્યકિતઓની અંદરની આ શકિતઓની મસ્તિષ્કશાસ્ત્રાનુસાર યોગ્ય પરિક્ષા થયા પછી આવા લગ્ન સંબંધો જોડાતા હોય તો ઘણુંજ સારૂં પરિણામ આવી શકે.

**ન્યૂન**—જેઓમાં આ ઐકાન્તિક સ્નેહવૃત્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓમાં લગ્ન સંબંધી સ્નેહ ઘણાજ થોડા પ્રમાણમાં હોય છે. પોતાના સહધર્મિ કે સહયોગી અથવા સહયોગીનીને પતિ અથવા પત્નિભાવથી કબુલ કરવા કરતાં પોતાથી વિરૂદ્ધ જાતિના સ્ત્રી અથવા પુરૂષના ગેરવ્યવસ્થિત સંબંધો અને સંયોગો ખોળતા ફરે છે.

**ખીલવણી અને કેળવણી—**

આ ઐકાન્તિક સ્નેહવૃત્તિને ખીલવવા માટે હમેશાં એકજ સ્ત્રી અથવા પુરુષ સાથેનો સ્નેહસંબંધ જાળવી રાખવા માટે બનતો મનોનિગ્રહ રાખો. નવી નવી

યુવતિઓ, ભિન્નભિન્ન મુખડાંઓ અને આકૃતિઓ જોઇ મનને વારંવાર ભમાવી પવિત્ર સ્નેહવૃત્તિને શીથોલ નહિં કરો. લગ્ન સંબંધી સ્નેહ ગ્રન્થીને પુષ્ટિ આપનાર સર્વ પ્રસંગો, વાતચિત અને આનંદનું સેવન કરો. જ્યારે વ્યભિચારી મનોવૃત્તિને પ્રત્યેક પ્રયત્નદ્વારા અટકાવવા પ્રયત્ન કરો.

નિગ્રહ—આ વૃત્તિના અતિ ઊગ્ર કાર્યને પણ અટકાવવાની ખાસ જરૂર છે. પ્રથમ પ્યારના પરિશિલનમાં કદાચ સંજોગ અને સાધનોની પરિક્ષામાં ભુલ થવાથી કે દૈવવશાત મરણ અથવા એવુંજ કોઇ વિઘ્ન આવી પડવાથી, સ્નેહસંબંધને તુટવાનો પ્રસંગ આવે તો તેથી નાશીપાશ ન થતાં, નહિ ગભરાતાં, ધૈર્ય રાખી, અતિ શોકને દબાવો. અતિ મોહવશ ન થાઓ, ન ભુલાતાંને ભુલી જાઓ, વિધીનું ધાર્યું પી જાઓ, હાથમાંથી ઢોળાયેલ વસ્તુનો શોક નહિ કરો, પણ તમારા સ્નેહનું અન્ય યોગ્ય સ્થાન શોધવા પ્રયત્ન કરો. ખાસ કરી દીલગીરી અને શોકના સાગરમાં દબાઇ ન જતાં આત્મબળ તથા ધૈર્યને ધારણ કરો.

ખાસ સુચના—પ્રેમ, લગ્ન સંબંધ, અને ઐકાન્તિક સ્નેહના સંબંધમાં વર્તમાન હિંદુ સમાજની સ્થીતિ અત્યન્ત શોચનીય છે. વિશુધ્ધ પ્રેમભાવ, રૂપ, ગુણ, વય, અને જ્ઞાનાદિ સર્વ યોગ્ય સાધનો સહિત યોગ્ય કાળે અને યોગ્ય રીતે થયેલ હજારે એક પણ લગ્ન એવું નહિં મળી શકશે કે જે સંતોષ પુરતું ગણી શકાય જે સમાજની આવી દુર્દશા છે, જ્યાંનો ગૃહસ્થાશ્રમનો પાયો અજ્ઞાન મુલક અકાળે અને અવિદિત રીતે પરિણામનો વિચાર કર્યા વિનાજ નાંખવામાં આવે છે, ત્યાં પછી વિશુદ્ધપ્રેમ વંશ વિશુદ્ધિ કે વીર્યવાન પ્રજા આદિ જોવામાં ન આવે તેમાં શું નવાઈ છે? જન સમાજનો સેંકડે નવાણું ટકા જેટલો ભાગ તો લગ્ન અને વિવાહિત જીવનની મહત્તા અને જવાબદારીઓને સ્વલ્પાંશે પણ સમજી શકયો નથી અને સમજ્યા છે તે વર્તી શકે તેમ નથી. આવી હિંદુ સમાજની દુર્દશા છે. એક તરફ લાખો વિધવાઓનાં પ્રેમ પુષ્પ અકાળે અનઇચ્છાએ અને અનિષ્ટ રીતે જયારે કામાગ્નિથી દગ્ધ થઇ કરમાય છે ત્યારે બીજી તરફ પરણેલા સ્ત્રી પુરુષોના પ્રેમભાવો, રુપ, ગુણ, વય અને જ્ઞાનના કજોડારૂપી દાવાગ્નિથી બળી રહ્યા છે. સંસાર સુધારક સમાજો અને કોન્ફરન્સોએ આ બાબતમાં હજી કશું કર્યું નથી. ધર્મ ગુરૂઓ સુતા છે, અને ગ્રહસ્થાશ્રમ અનેક આપત્તિ અને દુઃખોથી પૂર્ણ થતો જાય છે. આવી સ્થિતિમાં–બાળલગ્ન, કન્યાવિક્રય અને વરવિક્રય આદિ અનેક અનિષ્ટ અને હાનીકારક રિવાજોને એકદમ દુર કરી હિંદુ પ્રજાની ભાવી ઉન્નતિ માટે સર્વ સભા, સંસ્થાઓ અને ધર્મગુરૂઓએ એકત્ર થઇ લગ્ન સંબંધોને તેના યથાર્થ સ્વરુપમાં પુનઃ સ્થાપિત કરવાની સૌથી પ્રથમ આવશ્યકતા છે—કારણ ભાવી પ્રજાના સુખ દુઃખ અને આરોગ્ય તથા અસ્તિત્વ અને ઉન્નતિ આદિનો બધો આધાર માત્ર આ લગ્ન સંબંધના યથાર્થ પાલનપર અવલંબી રહેલ છે.

# નં. ૧૦, વાત્સલ્યસ્નેહ અથવા અપત્યપ્રીતિ.



## Parental Love or Philoprogenitiveness,



### વ્યાખ્યા, સ્થાન, શોધ, અને ઉપયોગ.



વાત્સલ્યભાવ, સ્વસંતાન તરફની પ્રીતિ, મમતા, પિતૃસ્નેહ, લાલનપાલનવૃત્તિ; બાળરક્ષણ કે બાળપોષણ કરવાની વૃત્તિ, બચ્ચાંઓ તરફનો પ્યાર અને પશુ, પક્ષી આદિ પ્રાણીઓને પાળવાની વૃત્તિ, આદિ આ શકિતનાં ખાસ કાર્ય છે. આ વૃત્તિ પુરૂષો કરતાં સ્ત્રીઓની અંદર ખાસ વૃધ્ધિ પામેલ અને અધિક પ્રમાણમાં હોય છે. કારણ કે બાળબચ્ચાંની સ્નેહપૂર્વક સંભાળ, લાલનપાલન અને પોષણ કરવાનું મુખ્ય કાર્ય કુદરતે સ્ત્રી જાતિને સ્વાધિન કરેલ છે. આ વૃત્તિનો દુરૂપયોગ કે મિથ્યાયોગ થવાથી બચ્ચાંઓનું અતિ લાલનપાલન કરી તેઓના જીવનને સુધારવામાં માબાપો કે સ્નેહીઓ અડચણરૂપ થાય છે.

**આ વૃત્તિની સ્વાભાવિક ભાષા—**

ગરદન તરફના પાછળના ભાગ પર માથું નમાવવું એ આ વૃત્તિની સ્વાભાવિક ભાષા છે. બાળકોનો શોક કરતી માતાઓ તથા પિતાઓ પોતાની ગરદનને પાછળ નમાવે છે, તથા પોતાના બાળક કે વહાલા પ્રાણીના એકદમ અચાનક મૃત્યુના સમાચાર સાંભળી બેશુધ્ધ બની ચત્તાપાટ પડી જાય છે, તે માત્ર આ વૃત્તિના સ્થાનને લીધે છે. બાળમુખારવિંદનું ચુંબન કરતી વખતે અથવા રમાડતી વખતે આપણે તેઓનાં મુખડાંને ઉંચું નીચું નમાવીએ છીએ અથવા આ વાત્સલ્યવૃત્તિના સ્થાનની આજુબાજુ હાથ ફેરવીએ છીએ, એ આ વૃત્તિનું સ્વાભાવિક વલણ છે.

આ વૃત્તિના મુખપરના ધ્રુવબિન્દુઓ મુખના ખુણા આગળના ઓષ્ઠપ્રદેશમાં બન્ને તરફ આવેલા છે. માબાપો પોતાનાં બાળકોને હમેશાં ઓષ્ઠના આ સ્થળથીજ ચુંબન કરે છે.

ડા. ગોલ આ વાત્સલ્યવૃત્તિની શોધનો ઇતિહાસ આપતાં લખે છે કે—

" I have observed that occipital bone generally receds more in female heads than in male and of course the quality it manifests must also be the strongest. But what is that quality ? After adopting and discarding many notions, I also obsesved that monkeys had a like prominence in this region. I often asked myself what

one characteristic they posses in common? In a favorable moment, while lecturing I was struck with the extreme love monkeys have for their offsprings. I dismissed my class abruplty, that I might instantly compare, this developement in the heads of males and females. I found it informly the largest in females human and animal. This new idea appeared the more plausible, because it situated so near to propagation." GALL.

ડા. સ્પરઝીયમ કહે છે કે—" મેં તથા ડાકટર ગોલે લગભગ ત્રીસેક બાળ હત્યા કરનાર માતાઓના માથાંઓ તપાસ્યા હતાં જેમાંથી પચીસ સ્ત્રીઓનાં માથાનો આ પશ્ચિમાસ્થિના પ્રદેશ વાળો ભાગ, યથાર્થ વૃધ્ધિ પામેલો હતોજ નહિ. સ્ત્રીઓની અંદરનો આ ભાગ ખાસ વૃદ્ધિ પામેલો હોવોજ જોઇએ, એ તેનું ચોકસ લક્ષણ છે. આ ભાગની અંદર માથાની મધ્ય લાઇન ઉપર આવેલ સર્વ શકિતઓના અને વૃત્તિ ઓનાં યુગ્મ સ્થાનોની માફક આ વૃત્તિનું સ્થાન પણ યુગલ રીતેજ બિરાજે છે. પશુઓ અને મનુષ્યોની અંદરની નર અને નારી જાતીની ખોપરીઓનો ભેદ એક બીજાથી સહજ રીતે પારખી શકાય છે. કારણ કે નારીજાતિની ખોપરી હમેશાં પૂર્વ અને પશ્ચિમ તરફ અર્થાત્ આગળ અને પાછળના ભાગમાં વિશેષ લાંબી અને બન્ને પાર્શ્વ તરફ જરા સંકુચિત હોય છે. જ્યારે નરજાતિનો ખોપરીનો ભાગ બન્ને બાજુ તરફ વધારે પહોળો અને પાછળના ભાગની લંબાઈમાં સ્ત્રી જાતિ જેટલો વધેલો હોતો નથી." આ ઉપરાંત વળી તે ડાકટરકહે છે કે "આ વૃત્તિથી સ્ત્રીઓમાં સામાન્ય રીતે બાળકો પ્રત્યે મમતા અને દયાની લાગણીને જન્મ મળે છે. કેરીબ અને ન્યુ-ઝીલાન્ડર બહુજ ક્રુર અને ઘાતકી હોય છે. પણ બન્ને માબાપો પોતાનાં બચ્ચાં-ઓને બહુજ પ્યારથી ચાહે છે અને તેઓનું પાલન પોષણ અને રક્ષણ બહુજ સંભાળપૂર્વક અને મુશીબતો વેઠીને પણ કરે છે. વ્યાઘ્ર, સિંહ, જરખ આદિ ક્રુર જંગલી પ્રાણીઓ પણ પોતાના બચ્ચાંને બહુજ નમ્ર ભાવથી અને મમતાથી ઘરગતુ ગાય અને ભેંસાદિ પ્રાણીઓની માફક સેવે છે. આ બધું આ વૃત્તિનુંજ પરિણામ છે."

ડા૦ સ્પરઝીયમ.

ડા૦ સ્કોટ કહે છે કે "આ વૃત્તિ દ્વારાજ કુમારી કન્યાઓ કે યુવતિઓ નાના બચ્ચાં અને વહાલા પ્રાણી તરફ પોતાનો સ્નેહ અને મમતા દર્શાવે છે.

ઉપયોગ–ટુંકામાં આવૃત્તિનો ખાસ ઉપયોગ પ્રાણીમાત્રની બાલ્યાવસ્થામાં તેઓનું રક્ષણ અને પોષણ કરવાનો તથા તેની નિરાધાર હાલતમાં તેને સહાય મદદ અને મમતા તથા સ્નેહ દર્શાવી તેના જીવનને પ્રગતિ આપવાનો છે. આ વૃત્તિનો એ ખાસ ઉપયોગ છે. જગતની અંદર પ્રગટ થતા–બાલ્યાવસ્થાની અંદરના પ્રાણીમાત્રની ઉપર સ્નેહથી ખાસ સંભાળ રાખનાર આ વૃત્તિ બચ્ચાંઓની દેવી છે. પ્યારથી પેદા કરવામાં આવેલ વસ્તુને યથાવત ઉછેરવી એ આ વૃત્તિનું કાર્ય છે. પ્રજોત્પતિ અને અભિવૃદ્ધિ એ કુદરતની સર્વોપરિ ઇચ્છા છે, જે મોત અને વિનાશની સામે પોતાનું કાર્ય કરી રહી

છે. આ પ્રજોત્પાદન અને અભિવૃદ્ધિના અભાવમાં પ્રત્યેક પ્રાણી કે વનસ્પતિ માત્ર એક વખત જન્મ પામી વિનાશને પ્રાપ્ત થતાં સ્થાવર જંગમ આદિ સર્વ વસ્તુ માત્રનો હમેશ માટે વિનાશજ થઈ જાત અને કુદરતની અપાર રચના અને પેદાશમાં ભોકતાનો અભાવ થઈ સર્વ જડ પદાર્થો અનર્થક થાત અને અનાદિ કાળ સુધી માત્ર સડયાજ કરત.

એમ ન થાય એટલાજ માટે કામવૃત્તિ સંયોગાભિલાષ કે સંયુકત થવાની વૃત્તિ સૃષ્ટપદાર્થ માત્રને, પ્રત્યેક પ્રાણીને, યોગ્ય યુવાવસ્થામાં પ્રજોત્પાદન અને અભિવૃદ્ધિ કરવા તરફ પ્રબળ શકિતથી પ્રેરે છે. તે દ્વારા કુદરતનું મહાન કાર્ય અને ભોકતાઓની નિરંતર પરંપરા ચાલ્યાજ કરે છે. આ વિષયની અંદર કામદેવનું કાર્ય કેટલું પ્રબળ અને મહત્વનું તથા ઉપયોગી છે તે આ ઉપરથી સહજ સમજી શકાય તેમ છે. કામદેવનું સામ્રાજ્ય સમગ્ર ભુમંડળના સ્થાવર અને જંગમ પ્રાણીમાત્ર ઉપર અવ્યાહતપણે ચાલીજ રહ્યું છે. શંકરના ત્રિલોચનથી તેનું ભસ્મિભૂત થવું એ તો માત્ર એક અલંકારજ છે. કુદરતની અંદર પેદા થતી સમગ્ર બાળપ્રજાની યોગ્યકાળે જન્મ થયા પછી યોગ્ય સંરક્ષા અને અભિવૃદ્ધિ યથાર્થ રીતે થાય એ વિશ્વના મહાન નિયન્તાની યુકિતયુકત પ્રેરણા છે, અને તે પ્રમાણે તે આગળથી એવા સર્વ પ્રકારના સંયોગોની સયુકિત રચના સ્થિતિ અને અનુકુળતા લાવ્યા પછીજ કોઈ પણ પ્રાણીને જન્મ આપે છે. આ એક અતિ મહત્વનો અને વિચારણીય વિષય છે એ બધું કંઈ અકસ્માતથી એની મેળેજ બની જાય છે તેમ નથી. પણ આ બધી રચનામાં મહાન હેતુ અને અદ્‌ભૂતબુદ્ધિસામર્થ્ય તથા અનહદ ચાતુરીનો ઉપયોગ છે સ્ત્રી અને પુરૂષ, નર અને માદા આદિ ભિન્ન જાતિની રચના તેઓની અંદરના પ્રજોત્પાદક અવયવો, તેઓની યુવાવસ્થામાં યોગ્ય કાળે થતી ખીલવણી અને પૂર્તી, યુવાવસ્થામાંજ દેખાવ દેતી કામવૃતિનું પ્રયોજન, સ્ત્રી અને પુરુષ બંને જુદી જુદી જાતિના હોવા છતાં અરસ્પરસનું સ્નેહાકર્ષણ પ્રેમ અને એ સર્વેનું પરિણામ યથાર્થ રીતનો સંયોગ તથા તે દ્વારા યોગ્ય કાળે પ્રજાની ઉત્પત્તિ અને આવી ઉત્પત્તિ થયા પછી તેનું પાલન અને રક્ષણ કરવાની વૃત્તિરૂપ આ વાત્સલ્ય સ્નેહનું ઉશ્કેરાવું તથા પોતાને સ્વાભાવિક રીતે સોંપવામાં આવેલ કાર્ય બજાવવા તત્પર થવું, આ બધા સંયોગો અને સ્થિતિઓ, તે વિશ્વનિયન્તા અને રચયિતા કુદરતના મહાન શિલ્પી વિશ્વકર્માની અદ્‌ભૂત રચના અને સકારણ પ્રવૃત્તિ તથા બુદ્ધિચાતુર્યને એક પણ શબ્દ બોલ્યા વિના સ્પષ્ટપણે દર્શાવે છે. અકસ્માત્ અચાનક કે કુદરતના પ્રાકૃતિક અંનિમોનીજ માત્ર પ્રવૃત્તિનું કે પ્રકૃતિનુંજ એ કાર્ય છે, એમ કહેનાર બુધ્ધિહિન અને વિચારવિહીન અજ્ઞ પુરૂષોજ છે. ટુંકમાં પ્રજાની ઉત્પત્તિ થયા પછીનું રક્ષણ અને પોષણનું પવિત્ર કાર્ય, આ માતાપિતાની અંદરની વાત્સલ્યવૃતિને બહુજ ડહાપણપૂર્વક સોંપવામાં આવેલ છે. અને તે પ્રમાણે વર્તવામાં એ વૃત્તિજ પોતાના સમગ્ર સાધનોને અનુકુળ કરે છે. આ વૃત્તિનું મુખ્યકાર્ય અને પ્રવૃત્તિ તો પોતાનાજ બાળકો માટેજ છે. પણ તેમાંથી અનુકુળતા પ્રમાણે સમયાનુસાર ગૌણરીતે અન્યના બાળકો પ્રત્યે પણ સ્નેહ, મમતા, માયાળુપણું અને સહાનુભૂતિ પ્રગટ કરી મક

કરવા તરફ પણ આ વૃત્તિની પ્રવૃત્તિ છે. નરસીંગનું કાર્ય સ્ત્રીઓજ આટલા ઉચ્ચ પ્રમાણમાં કરી શકે છે, તેનું કારણ તેઓની અંદરની આ વૃત્તિની અધિક ખીલવણીજ છે.

**વાત્સલ્યભાવની પરાકાષ્ટા**—યોગ્યતાનો વિચાર એ પણ પ્રજાની ઉત્પત્તિ અને અભિવૃધ્ધિ માટે ખાસ જરૂરનો છે. નાનાં કીડી જેવાં પ્રાણીઓ, ગાય, ભેંસ કે હાથી જેવાં પ્રાણીઓને જન્મ આપી, પોષી શકવા સમર્થ થઇ શકેજ નહિં એ દેખીતુંજ છે, તેમ હાથી અને ઉંટ જેવા પ્રાણીઓ કંઇ મરઘાં અને કુકડાંને જન્મ આપી શકતાં નથી. આ વિષયમાં આકૃતિ, રૂપ, રંગ, કદ અને અનુકુળ સંજોગો તથા સ્થિતિઓ વિગેરેનો સમ્પૂર્ણ વિચાર કરીનેજ કુદરત બહુજ બુધ્ધિમત્તાથી પોતાની ઇચ્છાને અનેક પ્રાણીઓદ્વારા યોગ્ય રીતે પુરી પાડે છે, આવી અદ્ભૂત રચના અને ગોઠવણી કરવાનું કાર્ય અને વ્યવસ્થા, જો દુનીયાના બધા ડાહ્યા પુરૂષોને એકત્ર કરીને સોંપવામાં આવે, તોપણ સમગ્ર કાર્યો બજાવવાનું તો દુર રહ્યું પણ તે સર્વને માટે અનુકુળ સંજોગનો નિર્ણય કરવાનું નજીવું કાર્ય પણ અનંતકાળ સુધી તેઓ કરી શકવા સમર્થ થઇ શકે તેમ નથી.

વળી એક વાર પ્રજા પેદા થયા પછી પણ કંઈ તેનું રક્ષણ અને પોષણ કરવા પાછળ સંભાળની થોડી જરુર છે એમ નથી. પણ રક્ષણ અને પોષણનાં બધાં સાધનો પ્રાપ્ત કરી તેનો યોગ્ય ઉપયોગ કરવામાં અનહદ બુધ્ધિ અને સાહસ તથા પ્રેમની જરૂર પડે છે. સ્નેહ કે પ્રેમવૃત્તિ દ્વારાજ આ બધા કાર્યોમાં પ્રવૃત્તિ થાય છે. વાત્સલ્ય સ્નેહજ એ સર્વ કાર્યો સ્વાભાવિક રીતે કરાવે છે. તેના થોડાક નમુનાઓ અમે અત્રે આપવાનું યોગ્ય ધારીએ છીએ. પ્યારની લાગણી કરતાં ચડે એવી માત્ર એક જીજીવિષા કે પ્રાણૈષણા (જીવન ધારણ કરી રાખવાની ઇચ્છા ) છે. પણ કેટલીકવાર પ્યારવૃત્તિ એટલા પ્રબળ પ્રમાણમાં પોતાનું સામ્રાજ્ય ચલાવે છે કે પ્રાણૈષણાની પણ તેની પાસે કંઇ દરકાર કરવામાં આવતી નથી. નીચેનાં દ્રષ્ટાન્તો એ વિષયને વધારે સ્પષ્ટ કરશે. મનુષ્ય પશુ અને પક્ષી તથા જીવજંતુના વર્ગમાંથી અનેક માબાપો સ્વસંતતિના રક્ષણ માટે પ્રાણ ત્યાગ કરવા કેવા તત્પર થાય છે તે આ દૃષ્ટાન્તથી વિદિત થશે. એક ગ્રહસ્થ પાસે એક મોટો કુતરો હતો. તેના બગીચામાં એક ગાય પોતાના વાછરડા સાથે દાખલ થઇ. કુતરાને લઇને તે ગાયને બહાર કાઢવા તે ગ્રહસ્થ ગયો. કુતરાએ તે ગાયને નસાડી હોત પણ જેવો તે કુતરો કુદ્યો કે તરતજ તે ગાય પોતાના વહાલા બચ્ચાંનું રક્ષણ કરવા માટે પોતાની દરકાર કર્યા વગર માથું નીચું કરી શીંગડાં ચડાવી કુતરાની સામે થઈ અને તેને નસાડી હાંકી કાઢયો. રોબીન પક્ષીઓ પોતાના બચ્ચાંઓનાં રક્ષણ માટે કાગડાઓની પુંઠ પકડે છે. કાગડાઓ બાજની પણ વાંસે થાય છે અને ઘુડ જેવાં પક્ષીનાં પીછાં વિખેરીને તેઓને પાયમાલ કરી નાંખે છે. એક વખત એક છોકરાએ એક પક્ષીના માળામાંથી ઇંડાઓ લઇ લીધાં અને તેને પરિણામે તે પક્ષી બિચારૂં શોકાતુર હાલતમાં બચ્ચાંઓના વિયોગથી મરણ પામ્યું. મરતાં મરતાં પણ પોતાનું મસ્તક ગમગીનીમાં આ વાત્સલ્યવૃત્તિના સ્થાન-

પરજ નાંખી પોતાની સ્વાભાવિક ભાષામાંજ વાત્સલ્ય સ્નેહનેજ મોતનું કારણ દર્શાવતું મૃત્યુ વશ થયું. કરોળીઆઓ પોતાના બચ્ચાંને લટકાવી જયાં જવું હોય ત્યાં જાય છે. અને માત્ર પ્રાણના ભય સિવાય કદિ પણ પોતાના બચ્ચાંને છોડી જતાં નથી, અને કદી જાય તો તેને પાછા લઇ જવાની પ્રથમજ તક મળતાં તેઓ એકદમ દોડી પોતાનાં બચ્ચાંઓને પાછાં સંભાળે છે. કીડીઓ પણ પોતાનાં બચ્ચાંઓને દુઃખને પ્રસંગે મોઢામાં લઈ શાન્ત સ્થળે નાસી જાય છે. ભમરો અને મધમાખો બચ્ચાંઓના રક્ષણ માટે ભારી યુધ્ધ મચાવે છે, અને પોતાને તથા બચ્ચાંને કોઇ નુકશાન પહોંચાડે તો તરતજ કરડી કે ડંખીને પણ તેવી વ્યકતીને નસાડવા પ્રયત્ન કરે છે. કુકડીઓ પોતાના બચ્ચાંઓનું રક્ષણ, કુતરાં બિલાડાં વિગેરે મોટાં પ્રાણીઓ સામે થઈને પણ કરે છે. કબુતર જેવાં નાનાં અને બહુજ નમ્રસ્વભાવના પ્રાણી પણ પોતાના બચ્ચાંઓનું રક્ષણ કરવા માટે નિર્ભય થઈ મનુષ્ય પ્રાણીની સામે થાય છે, એવું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત-રુપે આ લેખકને મુંબઈમાં અનેકવાર ખાસ ઉદ્દેશ પૂર્વક અનુભવવાનો પ્રસંગ આવ્યો હતો. ડુક્કરો પણ પોતાના બચ્ચાંનાં રક્ષણ માટે બહુજ બહાદુરીથી લડે છે. શિકારી પ્રાણીઓ પોતાના બચ્ચાંનાં પોષણ માટે ખોરાક ન મળે ત્યારે અતિ ક્રુર અને જુસ્સાદાર થઇ જાય છે. બગલાઓ પોતાના બચ્ચાંઓના માળાને બચાવવાને ખાતર સળગતી આગમાં પડતાં પણ વાર લગાડતાં નથી. પોતાનાં બચ્ચાંની એકાદ બુમ સાંભળતાં માતાઓ કેવી વ્યગ્રચિત્ત થઈ જાય છે, તે તો સર્વ કોઈને અનુભવ સિધ્ધજ છે. દુનીયામાં માતાના સ્નેહની સાથે સરખામણી કરી શકાય તેમ નથીજ. સ્નેહ માત્રની અહિં અવધિ છે. પોતાના બચ્ચાંની દુઃખી હાલત કે મરણ જોઇ માતાનાં હૃદયમાં જે પીડા અને દુઃખ થાય છે તેનું માપ કોણ કાઢી શકે તેમ છે?

ટુંકમાં પ્રજા પ્રત્યેનો પ્યાર, એ એક ખાસ લાગણી અથવા વૃત્તિ છે, અને તેનું મસ્તિષ્કની અંદર પણ અલગ સ્થાન છે. આ વૃત્તિ જ્યારે અતિ પ્રબલ પ્રમાણમાં હોય છે ત્યારે અન્યના બાળકો તથા પશુ પક્ષી આદિનું પાલન કરવામાં પ્રેરાય છે. ખાસ કરી ગૃહસ્થવર્ગ અને ખેડુતવર્ગનાં સ્ત્રી પુરુષોમાં આ વૃત્તિની ખીલવણી અધિક પ્રમાણમાં થયેલી જોવામાં આવે છે અને તેમ થવું જોઈએ. બચ્ચાં વિનાની સ્ત્રીઓ કે યુવતિઓ ઘણીવાર કુતરાં કે બિલાડીના બચ્ચાં અને વાછરડાંઓ તરફ અતિ સ્નેહભાવ દર્શાવે છે, જે આ વૃત્તિનું પરિણામ છે, ઝાડપાન વૃક્ષ અને ફૂલોનો શોખ પણ એજ દર્શાવે છે. પોતાના બાળકોની સંભાળ અને રક્ષણ એ તો આ વૃત્તિની વિશ્વવ્યાપિ સત્તાનું કાર્ય છે.

પણ વર્તમાન જમાનામાં યુરોપ અને અમેરિકાના ફેશનેબલ વર્ગની સ્ત્રીઓમાં અને કેટલાક પ્રમાણમાં આપણા દેશના પારસી વર્ગમાં, તેમજ ઉચ્ચ ગૃહસ્થ હિંદુ કુટુમ્બોમાં, પ્રજાપાલન પોષણ રક્ષણ તેમજ પ્રજા અભિવૃધ્ધિ કરવાના કાર્ય આડે અટકાવ નાંખી, વિષય વાસનાને તૃપ્ત કરનારા કેટલાક પાશ્ચમાત્ય પ્રયોગો અને રૂઢીઓનું અનુકરણ થવા લાગ્યું છે, તે અત્યન્ત ધિક્કાર અને શોકની નજરથી તિરસ્કાર કરવા લાયક છે. એટલુંજ નહિ પણ જેમ બને તેમ તેવી ફેશનને પ્રયત્નો

દ્વારા નિર્મૂળ કરવાની ખાસ જરૂર છે. કુદરતથી વિરૂધ વર્તિને કોઇ પણ કદાપી સુખી થયુંજ નથી, અને થવાનું પણ નથી. જે સ્ત્રીપુરુષો બચ્ચાંઓને ઉછેરવા ઇચ્છતાં નથી, ખરૂં જોતાં એવા મનુષ્યને જન્મ પામી મોટા થવાનોજ કંઇ હક નહિ રહેવો જોઇએ; અને ખાસ ઇચ્છા પુર્વક જેઓ પોતાની સંતતિનો ખરી રીતે વિનાશ કરનાર હોય તેઓનો વિનાશજ ઇચ્છવો જોઇએ.

પ્રપૂર્ણ—જેઓમાં આ વૃત્તિ અધિક પ્રમાણમાં હોય છે તેઓ અતિ સ્નેહથી પોતાની પ્રજાને ચાહે છે. દીકરાઓને દેવ સમાન ગણે છે. પુત્રનો વિનાશ થતાં અતિશય ખેદ કરે છે. પુત્ર રત્નને અમુલ્ય ગણે છે. તેઓની બહુજ ખંત અને આનંદથી સંભાળ લે છે. તેઓના વાંક સહન કરે છે. તેઓની પ્રીતિ મેળવે છે. બાળકો સાથે હસે રમે છે અને તેઓને અનેક રીતે આનંદ પમાડે છે. દયાની અધિકતા હોય તો તે ઓને શીક્ષા કરવાનું કે શીક્ષા થતી જોવાનું પ્રસંદ કરતા નથી. તર્કશકિત કે વિચાર શકિત ઓછી હોય તો તેને પરિણામે અતિ લાલન કરી છોકરાને બગાડી મુકે છે. સાવચેતી અધિક હોય તો તેને પરિણામે બાળકોને વારંવાર ચેતવણીઓ આપ્યા કરી બીકણ બનાવી દે છે. નૈતિક અને બુધ્ધિ શકિતની અધિકતા હોય તો તેઓ પુત્રને પ્યારથી ચાહે છે ખરા પણ તેઓ બગડે એટલી હદ સુધી નહિ. વિશેષમાં આવા મા બાપો પોતાના પુત્રોને કેળવણી આપી હુશીયાર અને સદાચારી બનાવવા તરફ પ્રેરાય છે. માનાભિલાષ અને વિશેષ શકિતશાળી હોય તેવાઓ તાબેદારી અને આજ્ઞાંકિત પણું વિશેષ પસંદ કરે છે, અને જેઓમાં એ શકિતઓની ખામી હોય તેઓ બહુજ મળતાવળા થઇ રહે છે, પણ જેઓમાં માન, તથા નૈતિક અને બુધ્ધિ શકિતઓ સારી ખીલેલી હોય છે અને શૌર્ય તથા વિનાશક ધર્મો સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ ભય કરતાં દાબ અને સમજ શકિતને તથા નૈતિક વૃત્તિઓને વધારે ઉપયોગમાં લઇ બાળકોને ન્યાય અને નીતિથી ચલાવે છે અને કેળવે છે. તેઓ બાળક પ્રત્યેનાં વર્ત-નમાં વધારે સખ્ત કે વધારે છુટા ન થતાં નિયમિત અને માફકસર હોય છે. આત્મ-નિષ્ઠા અને પ્રગતિની અધિક અભિલાષાવાળા નૈતિક સુધારણા અને ઉન્નત દશા તરફ ખાસ ધ્યાન આપનારા હોય છે. અસ્થિર મનવાળા માબાપો ઘડીકમાં છોકરાંને રમાડે છે અને ઘડીકમાં રોવરાવે છે. બુદ્ધિની અધિકતા કરતાં જેઓમાં સૌન્દર્ય પ્રીતિ તથા કીર્તિની અભિલાષા અધિક અંશે હોય છે, તેઓ આન્તરસૌન્દર્ય કરતાં બાહ્યાડંબર તરફ વધારે શોખ ધરાવતા હોવાને લીધે બાળકોને પણ તેવાજ ફેશનવાળ બનાવે છે, પણ જેઓ વિશાળ અને કુશળ મસ્તિષ્કવાળા, નૈતિક અને બુધ્ધિબળની અધિકતાવાળા, દ્રઢતાવાળા, અને યોગ્ય પ્રમાણમાં શારીરશકિત તથા બળ સમ્પન્ન અને સ્વમાનની વૃત્તિવાળા હોય છે, તેઓ બાળકોને બરાબર રીતે શિક્ષણ આપી તેઓને યથાવાગ્ય રીત પોતાના દાબમાં રાખી શકે છે.

આ શકિતની યથાર્થ ખીલવણી દ્વારા ખેડુતો પશુપાલનમાં પ્રીતિવાળા, સ્ત્રીઓ પક્ષી અને પાળેલ પશુઓ કે અન્ય પ્રાણીઓ તરફ સ્નેહાળ તથા નાની છોકરીએ ઢીંગલા ઢીંગલી અને રમકડાંઓ પર હેત રાખવાવાળી અને બાળકો ઘોડા અને નાનાં નાનાં પ્રાણીઓનાં શોખીન થાય છે.

**સાધારણ**—જેઓમાં આ વાત્સલ્ય સ્નેહ સાધારણ રુપમાં હોય છે તેઓ પુરતા પ્રમાણમાં બાળકો પ્રત્યે માયાળુ હોતા નથી. તેઓનો કલબલાટ તેઓથી સહન થતો નથી. તેઓની સારી સંભાળ લેવાનું કે તેઓને આનંદ આપવાનું કાર્ય તેઓ કરી શકતા નથી. તેઓનું રડવું કે ગડબડાટ સાંભળી એકદમ ગુસ્સે થઈ જાય છે અને આકળા સ્વભાવ અને વેગને લીધે નાના નાના વાંક માટે શિક્ષા પણ કરી બેસે છે. તેઓનાં વારંવાર દોષો કાઢયા કરે છે અને ઘણીવાર ઘાતકી રીતે બાળકોનો અડતાલો પણ જોખે છે. પણ જો તેઓમાં દયા અને મૈત્રીભાવ સારા પ્રમાણમાં ખીલેલ હોય તો તેઓની સગવંડ અને સુખ માટે જરૂરી સાધનો પુરા પાડે છે.

**ન્યૂન**—જેઓમાં આ વૃત્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ પોતાના બાળકો માટે પણ બહુ દરકાર કરતા નથી, તો અન્યના બાળકો માટેનું તો પુછવુંજ શું રહ્યું? બળ અને વિનાશક શકિત અથવા કલહ પ્રિયતાની અધિકતાને લીધે આવા માણસો બાળકો તરફ કઠોર અને દયાહિનપણે વર્તે છે.

ટુંકમાં-આ વાત્સલ્યભાવની વૃત્તિની ન્યૂનાધિક ખીલવણી સાથે અન્ય શક્તિ-ઓની ન્યુનાધિક મિશ્રીત અસર થવાથી મનુષ્યનું બાળકો પ્રત્યેનું વર્તન અનેક પ્રકારના મિશ્રીત ભાવનું બને છે. છતાં પણ સારા અને ચાલાક મસ્તષ્ક-શાસ્ત્રીઓ તે બધા ભાવોને વાણી અને વર્તન પરથી સરલતાથી સ્પષ્ટ પણે જાણી શકે છે.

**ખીલવણી**-બાળકો સાથે સ્નેહ પૂર્વક ખેલો, કુદો, રમો. બાળકોને અમુલ્ય રત્નોથી પણ અધિક સમજો, તેઓની નિર્દોષ વૃત્તિ, બાળભાવો અને રમ્યતાને અવલોકો અને તેઓ પ્રત્યેના વર્તનમાં બહુજ નમ્ર, મૃદુ, ધૈર્યયુકત, અને આનંદપૂર્ણ થાઓ. છોકરાં ન હોય તો દત્તક ગ્રહણ કરો અથવા અન્ય પ્રાણી કે પશુ પક્ષીઓને પાળી પોષીને લાલન પાલન કરો.

નિગ્રહ—આવૃત્તિના અતિ ઉગ્ર સ્વરૂપને અને તેથી થતાં ભયંકર પરિણામોને પણ રોકવાની તેટલીજ અગત્ય છે, અને તેથી એ વૃત્તિને નિગ્રહમાં રાખવા માટે સ્નેહની સાથે ન્યાયવૃત્તિ અને બુધ્ધિશકિતઓને ઉપયોગમાં લાવો. બાળકો માટે બહુજ ચિંતાતુરાવસ્થામાં નહિ આવી પડો. એક બાળક મૃત્યુવશ થતાં અતિશય શોક કે દીલગીરી પાછળ સમય ન ગુમાવો, પણ અન્ય કોઇ વિષયમાં ચિત્તને લગાવો, અને તેના કપડાં વસ્ત્ર કે રમકડાં આદિ અવશેષનું ગરીબોને દાન આપી મનને શાન્ત કરો તથા શોકનાં કારણને દુર કરો. વૈરાગ્યવૃત્તિ અને સમજ શકિતથી મનને શાન્ત કરો.—આ વાત્સલ્યવૃત્તિના એકંદર ત્રણ વિભાગ છે.

૧. અપત્યસ્નેહ—જેમાં પશુ અથવા પ્રાણીવર્ગનાં બચ્ચાંઓપરનો પ્રેમ.

૨. વાત્સલ્યભાવ—જેમાં આડોસીપાડોસી કે અન્યના બચ્ચાંપરનો પ્રેમ અને

૩. સ્વસંતતીપરનો પ્રેમ, એમ ત્રણ વિભાગ પાડી શકાય છે.

આ ત્રણે વૃત્તિઓ માટે મસ્તિષ્કમાં એક બીજા ઉપર ક્રમવાર ત્રણે માનસ અવયવો ગોઠવાયેલાં છે.

"Motto."

सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

# નં. ૧૧, મૈત્રીભાવ અથવા સ્નેહસંબંધ.



**Friendship or Adhesiveness.**

( United we stand. Divided we fall.)



## વ્યાખ્યા, સ્થાન, શોધ, અને ઉપયોગ.



વ્યાખ્યા–વિશ્વાસ, સહાયકારિત્વ, સહવાસશીલત્વ, સમાજ, સંસ્થા કે સભાના રુપમાં એકત્રિત થવાની અભિલાષા, સંયુકત થઇ કર્મ કરવાની વૃત્તિ, ઐકયવૃધ્ધિ, સંપ, સમ્મેલન, મૈત્રીભાવ, ઓળખાણુપીછાન રાખવાની વૃત્તિ, અને જાતિ તથા ક્લબ કે મંડળ કે યુનીયન આદિ સ્થાપવા કે નિભાવવા તથા તેમાં સમ્મિલિત થવાની વૃત્તિ આદિ ઐકયતા અને પરસ્પરોપકાર કરતા કાર્યોમાં સહાયકારક થવાની શકિત કે વૃત્તિ આદિ ભાવોનો આ મૈત્રીભાવમાં સમાવેશ થાય છે.

સ્થાન—વાત્સલ્યભાવથી જરા બહારની તરફ, જરા ઉપરના ભાગમાં, આ વૃત્તિનું સ્થાન છે. મૈત્રીભાવ વાત્સલ્યભાવ અને સ્વદેશાનુરાગ આદિ વૃત્તિઓનાં સ્થાનો, ક્ષુધા શારીરિકશકિત કે યુયુત્સા આદિના સ્થાનોની સાથે નીચેની રીતથી નિરીક્ષણ કરવાથી બહુજ સરલતાથી જાણી અને ગોતી શકાય છે.

## પશુવૃત્તિ અને ગૃહસાંસારિકવૃત્તિઓના સ્થાનો શોધી કાઢવાના નિયમો

આંખના બાહ્ય ખુણાથી કાનનાં ઉપરનાં ટોપકાં પર્યન્ત એક સીધી લીટી દોરો ત્યાં તમે "કાર્યશકિત" ઉપર આવશો. આ સ્થાનથી લગભગ પોણા ઇંચઉપર આગળના ભાગમાં અને લગભગ પોણા ઇંચ નીચે ક્ષુધાનું સ્થાન છે. જ્યારે કાર્યશક્તિની ઉપર લગભગ એક ઇંચપર ગોપનેચ્છાનું સ્થાન છે અને તેના અગ્ર ભાગમાં લગભગ એકાદ ઇંચિપર " ધનાભિલાષ "નું સ્થાન છે, કાનના છેડા પાસેની લાઇનિ એમનેએમ એકાદ ઇંચથી જરા વધારે આગળ લંબાવવાથી શૌર્યના સ્થાનપર આવશો અને એજ લાઇનને સીધી મસ્તિષ્કની મધ્ય લાઇન સુધી લઇ જતાં વાત્સલ્યના સ્થાનપર આવશો જ્યાંથી સ્વદેશાનુરાગનું સ્થાન ઉપરના ભાગમાં લગભગ એકાદ ઇંચ દુરપર આવેલ છે જ્યારે ત્યાંથી અરધાક ઇંચપર તેજ લાઇનની ઉપર મૈત્રીભાવનું સ્થાન છે.

શોધ--આ શકિતના સ્થાનની શોધ ડાકતર ગોલે એક અતિ મૈત્રીભાવપૂર્ણ સ્રીની પરિક્ષા કરતાં અને તેના મસ્તિષ્કનું મોડેલ લેતાં કરી હતી તે કહે છે કેઃ--

I found two great prominences constituting the segment of a sphere, by the side of Parental Love............I considered them a cerebral organ, But what were its functions? I inquired of herself and friends, for what one charecteristic she was especially, remarkable, and all concurred that she had the most invincible attachment to her friends and in passing from povetry to honour her feelings for her old friends had never been changed. The idea occured to me that there might be an organ of friendship and these prominences were that organ. This was greatly confirmed by their being directly above love, and by the side of Parental love. All these sentiments being analogous, gave it a degree of probability amounting almost to certainty."

ભાવાર્થ—

"તપાસ કરતાં એમ માલુમ પડયું કે તે બાઇના મસ્તિષ્કના પાછળના ભાગમાં પ્યાર વૃત્તિની ઉપર બે ઉપસેલ પ્રદેશ દેખાયા અને તેને મેં મસ્તિષ્કના અવયવો માન્યા. પણ તેના કાર્ય સંબંધી નિર્ણય કરવાનું બાકી રહ્યું. તેથી તે બાઇનાં ખાસ લક્ષણો સંબંધી તેણીને તથા તેના મિત્રોને પુછતાં જણાયુ કે તે સ્રીમાં અબાધિત મૈત્રીભાવ પ્રબલ પણે પ્રવર્તિ રહેલ છે. ગરીબાઈ અને તવંગર હાલતમાં પણ તે પોતાના જુના મિત્રોને જોવાને તેવાજ ચાહે છે." આ ઉપરથી મને તરત લાગ્યું કે ત્યારે તે સ્થાન " મૈત્રીભાવનું " હોવુંજ જોઇએ અને તે ભાવોને માટે મગજમાં પણ ભિન્નસ્થાન હોવા જોઇએ તથા આ જોયેલા સ્થળો પણ તેજ અવયવના હશે. વળી પ્યાર શકિતની પાસેજ અને વાત્સલ્યભાવની બાજુમાંજ આવેલ તેની સ્થીતિએ આ બાબતનો સ્વિકાર કરવામાં મને પૂર્ણ પુષ્ટી આપી." ડા. ગોલ.

ઉપયોગ અને કાર્ય—પોતાના મિત્રો માટે જામીન અને જવાબદાર થયેલ અનેક વ્યકિતઓનાં દાખલાઓ આપણને ઇતિહાસ પુરાપાડે છે, અને કેટલીકવાર તો ગુન્હા કરનાર બારવટીઆઓ જેવા મનુષ્યોમાં પણ આ મૈત્રીભાવ પ્રબલ પ્રમાણમાં જોવામાં આવે છે, જેના વખાણ અને પ્રશંસા કર્યા વિના આપણને પણ ચાલતુંજ નથી. તેઓના મિત્રોનાં અપકૃત્યોની એક પણ બાતમી ગમે તેટલો જુલ્માટ મારફાડ કે દુઃખ આપવા છતાં પણ કોઇ કાળે બહાર પાડતાં નથી. આવું બારાડીના વાઘેર, સંધી અને મીયાણા વર્ગોની અંદર અનેક વાર જોવામાં અને અનુભવવામાં આવે છે. અતિ પ્રબલ મૈત્રીભાવનું એ સૌથી પ્રબલ પ્રમાણ છે.

જેઓ મૈત્રીભાવનો અનુભવ કરે છે તેઓ પોતાના મિત્રોને માટેજ જીવે છે. તેઓનાંજ સમાગમમાં સુખ માને છે. મૈત્રીભાવમાંજ તેઓનું સર્વસ્વ સમાઇ

જાય છે. મિત્રો માટે આવા પુરુષો ગમે તે કાર્ય અને ગમે તે પ્રકારનો ભોગ આપવા તત્પર થાય છે. મિત્રોપાસેથી પણ એવીજ ભાવના રાખે છે. તેઓના સુખ દુઃખમાં સમાન સુખદુઃખાનુભવ કરે છે. દ્વેષની કે ઇર્ષ્યાની લાગણીનો તો તેઓમાં તદન અભાવજ થઇ જાય છે. આવા વ્યક્તિઓ અનેક મિત્રોના સમુદાયથી અને સહવાસથી, સુશોભીત બનેલ સમાજ સંસ્થા કે સોશાઇટી કે ગૃહમંડલ ખરેખર અનેક ધન્યવાદને યોગ્ય છે. ત્યાંજ સુખ અને આનંદનું સમૃદ્ધિના અભાવમાં પણ નિવાસ સ્થાન છે.

પણ કેટલાક એવા પણ મનુષ્યો હોય છે કે આવા મૈત્રીભાવનો જેઓના હૃદયમાં કે મનમાં છાંટો પણ હોતો નથી અને હજારો પ્રકારના ખોટા કારણો કે બાલાઓ આપી મૈત્રીભાવ દર્શાવવાનો ડોળ ઘાલતા ઠંડે પેટે ફરે છે.

એક પરોપકારી વિનય સમ્પન્ન અને પોતાના બાળકો પ્રતિ અતિ મમતાળુ પુરુષ હતો, જે માંદાઓની માવજત અને સંભાળ રાખવાના દરેક પ્રયત્ન પાછળ પોતાનો સમય વ્યતીત કરતો હતો. પણ તેની સાથે વાતચિત કરતાં તેણે ખાત્રી પૂર્વક સ્પષ્ટ કહ્યું કે " મૈત્રી " એ શું અને કેમ થાય" એ સંબંધી એ કંઇ પણ જાણતો નથી. દેશ પરદેશ જતી વખતના વિયોગથી અથવા નિકટના સંબંધીના મરણથી પણ તેને ખાસ દીલગીરી શોક કે વિયોગજન્ય દુઃખ થતુંજ નહિં. ઉપરોકત દૃષ્ટાન્ત મૈત્રી ભાવની તદન ન્યૂનતા દર્શાવે છે.

ઘેટાં, વાંદરાં, બકરાં અને ગધેડાં વીગેરે સહવાસનાં બહુજ પ્રેમી હોય છે, તેથી તેઓ હમેશાં ટોળાંબંધ રહે છે અને રાખવામાં આવે છે. કેટલીક જાતના પોપટ અને સારસ જેવાં પક્ષીઓ વિયોગને સહનજ કરી શકતાં નથી અને એકના મૃત્યુબાદ બીજું અવશ્ય મરણને શરણ થાય છે. વાઘ અને કુતરા, સિંહ અને કુતરા અથવા કુતરા અને કુતરા, ઘણી વખત બહુજ સંપસંપીને સાથે રહેતા જોવામાં આવેલ છે. શીલ નામની માછલી પણ પોતાના પાલક મનુષ્યને બહુજ ચાહનાર માલુમ પડી છે, કુતરાઓતો ઘણીવાર પોતાના સ્વામીઓનું રક્ષણ કરતા મદદ કરતા અને ઉત્તમ સહાયક તરીકેનું કાર્ય કરતા માલુમ પડેલ છે. એટલુંજ નહી પણ પોતાના પાલકના મૃત્યુ બાદ ઝુરી ઝુરીને તેઓની કબરપર ખાધાપીધા વગર મરણને શરણ થએલાનાં દ્રષ્ટાન્તો પણ મોજુદ છે. ( જુઓ Smile's Duty. )

મનુષ્યના આનંદમાં આનંદ, સુખમાં સુખ અને દુઃખમાં દુઃખ દીલગીરી દર્શાવવાની તથા અનુભવવાની વૃત્તિ કુતરાઓની અંદર ખાસ જોવામાં આવેલ છે. જ્યારે કેટલાકોમાં આવી વૃત્તિ તદન જોવામાં આવતી નથી. આ બધું એમ દર્શાવે છે કે મનુષ્ય અને પ્રાણી વર્ગની અંદર આ નૈતિકભાવ અથવા સ્નેહ સંબંધનું એક ખાસ જુદું માનસ અવયવ મસ્તિષ્કમાં છે. સ્ત્રી વર્ગમાં તે ખાસ પ્રમાણમાં અધિક વૃદ્ધિગત જોવામાં આવે છે. તેઓની મૈત્રી હમેશાં વિજયવંતજ નિવડે છે. પોતાના મિત્રો અને સ્નેહીઓની સરભરા કરવા પાછળ સ્ત્રીઓ કયો ભોગ નથી આપતી? ખરેખર

તે પુરૂષનાં ધન્યભાગ્ય છે કે જેને આવી સ્નેહવૃત્તિવાળી મૈત્રીભાવયુકત સ્રીરૂપ સુહૃત્ પ્રાપ્ત થયેલ છે.

"મેરી મેચીન્સ નામની એક સ્રીને ખુનનાં કેસમાં એડીન્બર્ગમાં સજા કરવામાં આવી હતી. જેણે પોતાના પ્રિયને માટે ફાંસીના લાકડાપર ચડતી વખતે પણ પોતાની પતિ પ્રેમની અતિ પ્રબળ લાગણીનું અનુપમ અને સર્વોતમ દ્રષ્ટાન્ત જગત સન્મુખ રજુ કર્યું હતું. ફાંસીને આગલે દીવસે તેના સ્નેહીએ તેને પોતાના નામનો એક રુમાલ અને સંતરું મોકલાવ્યું અને જણાવ્યુ કે તેણી એ ફાંસીના લાકડાપર ચડતી વખતે પરસ્પરના પ્રેમની નીશાની દાખલ એ ખાવું. રુમાલનો નામવાળો ખુણો આ સ્રીએ મોઢામાં રાખી આખી રાત્રી ગાળી અને બીજે દીવસે સવારમાં અને ફાંસીપર ચડતાં સુધી પણ તેમજ કર્યું. એટલુંજ નહી પણ મોત કે ફાંસીના ભયને પોતાના અનુપમ પ્યારની સામે કંઇ વિશાતમાં ન ગણતાં સર્વને ભૂલી જઈ તેણે તે વખતે પ્રેમની પરિસીમા દર્શાવવા ખાતર પોતાના પ્રિયએ મોકલેલ સંત્રાનું પ્રેમથી પ્રાશન કર્યું."

Phrenological Transaction Page 376.

"આ શકિતના અતિયોગને પરીણામે, મૈત્રીનો વિનાશ કે ભંગ થવાથી અતિ હદ બહાર દીલગીરી ઉપજે છે. જ્યારે હીનયોગને પરિણામે મનુષ્યની સ્થિતિ લગભગ સાધુ કે રુષીના જેવી નિશ્વાર્થ આશ્રમવાસીઓ જેવી થઇ જાય છે. "

ડા૦ સ્પરઝીયમ.

જેઓની અંદર આ મૈત્રીભાવ પ્રબળ પણે પ્રવર્તતો હોય છે તેઓને સ્વાભાવિક રીતે અનિચ્છાએ તેવા સ્નેહીપાત્રોને ભેટી પડવાનું પ્રબળ આકર્ષણ કે મન થાય છે. ગામડાઓના લોકોમાં ભેટવાની રીત હોવાનું એજ કારણ છે. જ્યારે હસ્ત-ધુનન ક્રિયામાં પણ તેવા વ્યકિતઓ અરસ્પરસના સ્નેહની અદલાબદલી કરતાં અતિ આનંદ પુર્વક અને જોરથી હાથને દબાવે છે. સ્રી પુરુષોનાં આલિંગન અને આશ્વાસનમાં ખાસ કરી પ્યાર અને મૈત્રી બન્ને ભાવો પ્રબળ પણે મિશ્રીત થઇ કાર્ય કરી રહેલ હોય છે, જેથી તેવા આલિંગનમાં સમાનધર્મિ યુવાન અને યુવતીઓ અવર્ણનીય આનંદ મેળવે એ તદન સ્વાભાવિકજ છે.

વળી અનેક ઉદ્દેશો અને હેતુઓથી ચાલતાં મનુષ્ય સમાજના વિવિધ પ્રકારના કાર્યો અને કારખાનાઓ તથા મંડળીઓનો આધાર પણ આ વૃત્તિના કાર્ય ઉપરજ છે. સહાયકારી મંડળોના અભાવમાં મનુષ્યની એક પણ પ્રવૃત્તિ એક ક્ષણવાર પણ નભી કે ટકી શકે તેમ નથી. તેના સઘળા કાર્યો પલવારમાં અસ્તવ્યસ્તજ થઇ જાય. પરસ્પર સહાય અને ઉપયોગના સર્વવ્યાપી સિધ્ધાન્તાનુસાર મનુષ્ય સમાજની રચનાનો મુળ પાયો રચાયો છે. સભા, સંસ્થા, નાતિ, જાતિ, ભાષા, લેખન, વાત ચિત જાહેર ખબરો, પત્રો, ઉપદેશો, વ્યાખ્યાનો, નિશાળો, કોલેજો, છાપખાનાઓ, મીલો રેલવે અને સ્ટીમર તથા પોષ્ટ અને તાર આદિના મહાન વિસ્તૃત ખાતાઓ અને

કારખાનાઓની સર્વ પ્રવૃત્તિઓ આ એક માત્ર ઉપર જણાવેલા સિધ્ધાન્તને આધારેજ ચાલી રહેલ છે. દુનિયામાં જો કોઇને કોઈની દરકારજ ન હોય, કોઇને માટે લાગણી મમતા, દયા કે સ્નેહભાવ ન હોય, ટુંકમાં સહૃદયતાના સર્વ ભાવો નાશ પામે અને તેને સ્થળે મનુષ્યની અંદરની સ્વાર્થપશુવૃત્તિનેજ પ્રમાણપણે વર્તવાનો પ્રસંગ મળે તો તેને પરિણામે હાલની યુરોપની મહાન ભયંકર મહાભારત લડાઈ જેવા પ્રસંગ ઉભા થાય એ તદ્દન સ્પષ્ટ છે. એટલુંજ નહિ પણ તેથી પણ અનેકવાર વિશેષ ભયંકર સ્વરૂપ આ સ્વર્ગીય સૃષ્ટિમાં જોવામાં આવે એ સહજ કલ્પી શકાય તેવું છે.

પણ આ મૈત્રીભાવનાં અસ્તિત્વને પરિણામે એવા અનિષ્ટ પરિણામો ઉદ્દભવ ન થતાં મનુષ્યો પરસ્પરાનુપયોગીતા અને સહકારિત્વ તથા ભ્રાતૃભાવના ઉચ્ચ પ્રકારના બંધનથી એકત્ર થઇ સંરક્ષિત રહેલા છે, સંપસંપી વસે છે, અને એક બીજાને સુખ દુઃખના પ્રસંગપર સહાયભુત થાય છે. જ્યારે ભ્રાતૃભાવની વૃત્તિના અભાવને પરિણામે તો કોઇ કોઈને મદદજ ન કરત, કોઇ કોઈના કામમાં હસ્તક્ષેપ ન કરતાં સૌ પોતપોતાનું કરીને બેસી રહેત, અન્યના ફાયદાની કે હિતની તો કોઇ વાત સરખી પણ કરવાનો પ્રસંગ ચાહત નહિ, કુટુંબ અને તેના અનેક પ્રકારના પવિત્ર અને ધાર્મિક સંબંધ જેવી વસ્તુનું તો નામ નિશાન પણ હમેશાંને માટે અજ્ઞાતજ રહેત.

વ્યાપાર, રોજગાર, મીલો, ઓફીસો અને દુનીયાનાં નાનાં મોટાં સમગ્ર કાર્યાલયોનો આધાર, પરસ્પર સહાય અને ઉપયોગીતાના સિધ્ધાન્ત પરજ ટકી રહેલ છે પ્રત્યેક વ્યકિતના પ્રથક્‌પ્રથક્ પ્રયત્નથી કદી કંઈપણ જોવા જેવું કાર્ય થયુંજ નથી. સારો, ભલો અને હુશીયાર તથા શાણો માણસ પણ બિચારો એકલો શું કરી શકે તેમ છે?

મનુષ્ય સમાજરૂપ આ સુંદર અને અનુપમ વૃક્ષની અસંખ્ય શાખાપ્રશાખાઓ અને ડાળી ડાળખાંઓમાં તથા પર્ણપુષ્પથી ભરપૂર સૌન્દર્યમાં અને અનુપમ રમ્યતામાં ભ્રાતૃભાવ અને સ્નેહ સંબંધરૂપી તથા સંપરૂપી સોમરસ, પ્રત્યેક સ્થળમાં વિશ્વવ્યાપીપણે પ્રવર્તિ રહેલો છે. તેના અતિ સ્વાદિષ્ટ અને સૂખથી પરિપૂર્ણ શાન્તિપ્રદ અને પુષ્ટિદાયક સર્વોત્તમ ગુણયુકત ફળોનો ઉપભોગ, આખા વિશ્વની સમગ્ર સંસ્થાઓમાં સર્વદેશ અને સર્વકાળમાં થઇ રહ્યો છે. દૃષ્ટાન્તરુપે—

૧. ધાર્મિક સંસ્થાઓ જેવી કે બ્રહ્મસમાજ, પ્રાર્થના સમાજ, આર્યસમાજ, સનાતનધર્મ સભાઓ, અનેક પ્રકારની ખ્રીસ્તી સમાજો, મંદીરો, મસ્જીદો, મકરબાઓ, દેવાલયો, યાત્રાના સ્થળો, એ બધું આ વૃત્તિનુંજ પરિણામ છે. આવા સ્થળોના અભાવમાં મનુષ્ય પોતાને ઘેર બેસી એકલોજ પ્રાર્થના કરી શકત. જ્યારે સમુદાય સાથે મળી પ્રાર્થના, ઉપાસના કે ભજન આદિ કરવાનો કે અન્યમાં તેવી પ્રવૃત્તિ વધારવાનો તો તેને પ્રસંગજ ન આવત. સારાં અને ભલાં કામો કરવાની ઉપર જણાવેલી મહાન પ્રવૃત્તિઓમાં જોડાવાનું કોઇને મન થાતજ નહિ અને તેને

પરિણામે કૌટુમ્બિક પ્રાર્થના, ધાર્મિક સમ્મેલનો કે ધાર્મિક ક્રિયાઓની સંમિલિત સમગ્ર પ્રવૃત્તિઓ સદન્તર નાશજ પામત. શું આ સ્થિતિ ઇચ્છવા યોગ્ય કહી શકાય ? નહિ, કદીજ નહિ. પણ માત્ર પ્રત્યેક સંસ્થાઓ અને તેના ઉદ્દેશોને ભ્રાતૃભાવની પ્રબળ સાંકળથી પુષ્ટપણે કાર્ય કરતી ચાલુ રાખવાની સર્વત્ર જરૂર છે. **'सहवीर्यं करवावहै'** એ સૂત્ર યથાર્થ સમજવાની સર્વત્ર જરુર છે.

૨ સર્વ પ્રકારની યાન્ત્રિક પ્રવૃત્તિઓ અને ઉદ્યોગો પણ આજ વૃત્તિના સમ્મલિત કાર્યનું પરિણામ છે. તેવી પ્રવૃત્તિના અભાવમાં મનુષ્ય સમાજની શું દશા થાય એ સહજ સમજી શકાય તેવું છે.

૩ જનસમાજની કેળવણી અને ખીલવણીના સર્વ સાધનો જેવાં કે નિશાળો, હાઇસ્કુલો, કૉલેજો, લૉ-સ્કુલો, આર્ટસ્કુલો, સાહિત્યવર્ધક સમાજો, સંસ્થાઓ કે સોસાયટીઓ, અને સમ્મેલનોની પ્રવૃત્ત પણ એજ શકિતને આભારી છે કે જેના વિના સંમિલિતકાર્ય થવાનો સંભવજ નથી.

૪. રેલવે કંપનીઓ, સ્ટીમ નેવીગેશન કંપનીઓ, લાઇફ એન્ડ ફાયર ઇન્સ્યુરંસ કમ્પનીઓ, અને કોરપોરેશનો, તેનાં સમગ્ર બંધારણો, આ સમ્મેલવૃત્તિના અભાવમાં રેતીના પાયાપરના મકાનની માફક એકદમ પડી ભાંગવાનો ભય હમેશાં ઉભોજ છે, એટલુંજ નહિ પણ એ વૃત્તિના અભાવમાં તો તે સંસ્થાઓ અસ્તિત્વમાં પણ આજ દીન સુધી આવીજ ન હોત.

૫. સર્વ પ્રકારના રાજ્યબંધારણો, રાજ્યતંત્રો, સર્વ પ્રકારના કાયદા કાનુનો, રાજનીતિ પણ તે સહકારિત્વવૃત્તિનુંજ પરિણામ છે. તેના સીવીલ અને ક્રીમીનલ પોરશીજર કોડસ માત્ર જનસમાજના સામાન્ય લાભો અને હકોનું રક્ષણ કરવાનાં માત્ર સાધનભુત અવયવોજ છે. સાથે મળી એક બીજાનું રક્ષણ કરીએ. "**सहनाववतु**" એજ આ બધી પ્રવૃત્તિઓનો સમ્મિલિત ઉદ્દેશ છે, જો કે તે ઉદ્દેશ કયાં સુધી અને કેવી રીતે અને કેટલે અંશે જળવાયેલ છે તેની તપાસ કરવી, એ ભવિષ્યના વિજ્ઞાનવેત્તાઓ અને રાજનીતિજ્ઞ પુરૂષોનું કાર્ય છે. જનસમાજના સામાન્ય સુખોને માટે સ્થાપવામાં આવેલ મહાન રાજ્યયંત્રણાનો દુરૂપયોગ તો નથી થતો, એ હજી યથાર્થ રીતે તપાસી સુધારો વધારો કરવાનું ભવિષ્યની બુધ્ધિવાન પ્રજાના હાથમાં છે. પણ એકસંપી ઐકયતા અને સંમિલિતકાર્યવિના તેવી પણ પ્રવૃત્તિ થઇ શકેજ નહી. એ પણ આ એટલુંજ ચોક્કસ છે.

૬–મનુષ્ય સમાજનું સમગ્ર સાહિત્ય, લેખકો, કવિઓ, પ્રગટકર્ત્તાઓ, પુસ્તકાલયો, લાઇબ્રેરીઓ, છાપખાનાઓ, બુકસેલરો, પેપરના કારખાનાંઓ, આદિની સર્વ પ્રવૃત્તિ પણ આ એકજ સામાન્ય સૂત્રથી પરિવેષ્ઠિત છે.

જગતનિયન્ત્રણાની અંદરના મહાન સૂત્રોને સંમેલિત અને એકત્ર કરી રાખનારૂ જે પ્રબળ કાર્ય, આ એકજ સ્નેહસૂત્ર કે મૈત્રીભાવની વૃત્તિથી થઈ રહ્યું છે, તેની યથાર્થ કલ્પના પૂર્ણતયા થઇ શકવી સર્વથા અસંભવિતજ છે. મનુષ્ય માત્ર આપણા

ભાઈઓજ છે, એવી ભ્રાતૃભાવની પ્રબળ શૃંખલાથી મનુષ્ય સમાજને સંકલિત કરવી એ આ વૃત્તિનું મહાન કાર્ય અને ઉદ્દેશ છે.

પરમેશ્વરની આ પ્રજા, સઘળો છે સંસાર,
એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર;
કાળા ધોળા કોઇ છે, ગુણહીણા ગુણવાન,
કહો ન હલકો કોઈને, સઘળા એક સમાન.

આ મહાન સૂત્રનું મહત્વ અને વ્યવહારિક સત્ય હજી જનસમાજ યથાર્થ રુપમાં સમજવા શક્તિવાન થયેલ નથી.

દુનીયાની ભલાઈ અને સુખશાન્તિમાં વ્યકિતનાં સુખ અને શાન્તિ સમાયેલ છે. તેમ પ્રત્યેકના દુઃખ અને અશાન્તિમાં અન્યને પણ દુઃખ અને અશાન્તિ દેખાય છે. મનુષ્યસમાજરુપી એક સમગ્ર શરીર છે. તેની ઉપાસના અને યથાર્થ નિરૂપણ વેદોના પુરૂષસૂકતમાં કરવામાં આવેલ છે. બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, શૂદ્ર આદિ વર્ણાશ્રમ ગત સમગ્ર મનુષ્ય પ્રજા એકજ મનુષ્યશરીરના ભિન્નભિન્ન અંગોજ છે. તેમાંના એકની પણ દુઃખી અથવા અસંતોષી અને અશાન્ત હાલત શરીરના પ્રત્યેક અંગની માફક સમગ્ર શરીરને દુઃખ, અસંતોષ અને અશાંતિકારક થાય છે. આટલા માટે સલાહ શાન્તિ અને સંપના મહાન સૂત્રથી એકત્ર થઇને સમગ્ર મનુષ્ય માત્રના અને પ્રાણી માત્રના સુખ અને શાંતિ માટે પ્રયાસ કરવો એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. "Then let all act to all as he would to himself" આત્મવત્ સર્વ પ્રાણી માત્ર પ્રત્યે પ્રીતિપૂર્વક વર્તો, અને નીચે દર્શાવેલ પ્રાચીન ઋષિઓના મહાનભાવોને અતિ પ્રેમપૂર્વક પ્રતિખંડ, પ્રતિદેશ, પ્રાંતજાતિ અને પ્રત્યેક ઘરમાં ગુંજવા દીઓ. ગવાવા દીઓ.

**मित्रस्य मा चक्षुषा सर्वाणि भतानि पश्यन्तान्**
**मित्रस्याहं चक्षुषा सर्वाणि भतानि समीक्षे**
**मित्रस्य चक्षुषा समीक्षामहे ॥**

**વિવેચન—**

પ્રપૂર્ણ મૈત્રીભાવ—જેઓની અંદર પ્રપૂર્ણ મૈત્રીભાવ હોય છે, તેઓ મિત્રોને બહુજ નમ્રભાવે અને સ્નેહપુર્વક ચાહે છે. કોઇ પણ વસ્તુનો તેઓને માટે ભોગ આપવા તત્પર થાય છે. મૈત્રીભાવના બદલામાં સારી રીતે મૈત્રી દર્શાવે છે. હમેશાં કોઈનેકોઇ પ્રકારના સારા સહવાસને પસંદ કરે છે, યુયુત્સા અને બળની અધિકતા હોય તો મિત્રોનું રક્ષણ કરે છે. સ્વમાનની વૃત્તિ સાધારણ હોય તો તેઓનાં વર્તનનું અનુકરણ કરે છે. ધનાભિલાષની વૃત્તિ સાધારણ હોય તો મિત્રો માટે પોતાનું ખીસું ખાલી કરે છે અને જો એ વૃત્તિ તીવ્ર હોય છે, તો ધનાદિ આપવાને બદલે અન્ય કાર્યોથી અધિક સંતોષ આપેછે. દયા અને કીર્તીના લોભની સાધારણ વૃત્તિ અને ધનાભિલાષની ઠીક ઠીક આકાંક્ષાને લીધે સામાજીક કાર્યોમાં ધનાદિનો ઉપયોગ કરે છે.

દયા, આત્મનિષ્ઠા, સૌન્દર્યનો શોખ, અને બુધ્ધિશક્તિ તથા તર્કશક્તિવાળા મનુષ્યોને પુષ્કળ મિત્રો હોય છે અને દુશ્મનો બહુજ થોડા હોય છે. તેઓ હમેશાં મળતાવડા સ્વભાવના અને સઘળાઓના પ્રીતિપાત્ર બની રહે છે. સમજશક્તિની અધિકતાથી મિત્રોને સારી શિખામણ આપેછે અને તેઓને માટે સારી ગોઠવણ કરે છે. કીર્તિની અધિકાભિલાષાને લીધે મિત્રોદ્વારા કીર્તિના સાધનો સંપાદન કરેછે, પણ તેઓના તરફના ઠપકાથી એકદમ નીરાશ થઇ જાયછે. નૈતિક શક્તિઓની અધિકતાથી નીતિવાળા મિત્રો સાથેજ હળવા મળવાનું પસંદ કરશે, અન્યની સાથે નહિ. બુદ્ધિ શક્તિની અધિકતાવાળા બુદ્ધિવર્ધક મિત્રો અને સોસાઇટીઓનો સહવાસ વધારે પસંદ કરે છે વકતૃત્વશક્તિની અધિકતા અને ગોપનશક્તિની ન્યુનતાવાળા મિત્રોની સાથે છુટથી વિના સંકોચ વાર્તાલાપ કરે છે અને જ્યારે વિશેષમાં તેઓમાં આનંદ અને સૌન્દર્યની શક્તિ ખીલેલી હોય તો બહુજ હસમુખા અને મશ્કરીઆ સ્વભાવના હોય છે. મિત્રવર્ગને બહુજ ઉચ્ચ પ્રકારનો આનંદ આપે છે. સ્વમાનની અધિકતાવાળા બીજા મિત્રવર્ગને પોતાનું અનુકરણ કરવા તરફ સ્વાભાવિક રીતેજ પ્રેરે છે. જ્યારે જેઓમાં અનુકરણ કરવાની શક્તિ અધિક પ્રમાણમાં હોય છે, તેઓ પોતાના સ્વભાવાનુકુળ અન્ય મિત્રોની સારી અથવા માઠી રીતભાત અને વર્તનનુ અનુકરણ કરે છે. પણ જેઓમાં સમજશક્તિ, તર્કશક્તિ અને તુલનાશક્તિ સારી ખીલેલી હોય છે તેઓ તત્વજ્ઞાન સંબધી વાર્તાલાપ, સંવાદ અને તેવાજ પ્રકારની સંસ્થાઓમાં ભાગ લેવાનું અધિક પસંદ કરે છે. આવા પુરૂષો દરેક રીતે મિત્રાચારી કરવા યોગ્ય અને મળતાવડા સ્વભાવના હોય છે.

**સાધારણ**—જેઓમાં સાધારણતયા આ મૈત્રીભાવની વૃત્તિ ખીલેલ હોય છે તેઓ મિત્રાચારીના સંબંધમાં સાધારણ રીતે જોડાય છે ખરા; પણ તેઓનું વર્તન તેઓની અંદરની પ્રબળ માનસિક પ્રવૃત્તિ દ્વારાજ નિશ્ચિત થઈ શકે છે. મિત્રોની હાજરીમાં તેઓ આનંદ મેળવે છે. પણ તેઓની ગેરહાજરીથી પણ તેઓને વધારે લાગતું નથી. ધનાભિલાષની પ્રબળતાને લીધે મિત્રોને તેઓ કામકાજ સોંપતા રહે છે, અને જ્યારે ધન પ્રાપ્તિમાં અડચણ આવે તેવું હોય તો મિત્રો પ્રત્યે તેટલો વખત બેદરકારી કરવામાં પણ વિલંબ કરતા નથી. આવા મનુષ્યોમાં દયાની પ્રબળતા હોય તો સ્નેહ કરતાં સહાયક થવાની લાગણી વધારે દર્શાવે છે, અને પ્યારવૃત્તિની પ્રબળતાને લીધે વિરુધ્ધ જાતિના (સ્ત્રી) માનસિક ગુણો કરતાં શારિરીક સૌન્દર્ય પર વધારે મોહે છે, તથા લગ્ન સંબંધી પવિત્ર સ્નેહગ્રંથીના સંબંધ કરતાં પશુવૃત્તિની તૃપ્તિ તરફ વધારે લાગણીવાળા રહે છે. સ્વમાનની પ્રબળ લાગણીને લીધે કોઈ મશ્કરી કે ઠઠ્ઠા કરે તો તેઓ સહન કરી શકતા નથી. એટલુંજ નહી પણ એવા પ્રસંગમાં સ્નેહ સંબંધ તોડી નાંખે છે. જ્યારે છુપા રાખવાની પ્રબળ વૃત્તિ અને આત્મનિષ્ઠાની ન્યુનતામાં તેઓ વિશ્વાસપાત્ર મૈત્રી યોગ્ય કહી શકાય નહી.

**ન્યૂન**—જેઓમાં આ શક્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ મિત્ર વર્ગ માટે બહુ દરકાર કરતા નથી. ભાગીઆ પણ પસંદ કરતા નથી. નિસ્નેહી હૃદયના હોય

છે. સ્વાર્થી અને એકલપેટા સ્વભાવનાં હોય છે. સહવાસમાં આનંદ માનતા નથી. એકલા રહેવાનું વધારે પસંદ કરે છે. આવા વ્યકિતઓના મિત્રો પણ થોડાજ હોય છે. દુર્ભાગ્યે જો તેઓમાં સ્વાર્થવૃત્તિનુ પ્રાબલ્ય હોય છે તો તેઓના મિત્રને બદલે અનેક શત્રુઓ હોય છે. આવા વ્યકિતઓ અન્યના આચાર વિચાર અને વર્તન ઉપર સારી અસર ભાગ્યેજ કરી શકે છે.

**ખીલવણી**–આ મૈત્રીભાવની વૃત્તિની ખીલવણી કરવી, એ અતિ અગત્યનું કર્તવ્ય છે. ગરીબાઇ અથવા જાતિ સ્વભાવને લીધે પોતાને હાથેજ જેઓ નિસ્નેહી હાલતમાં આવી પડેલ હોય છે તેઓની સ્થિતિ ખરેખર દયાપાત્ર છે. જ્યારે આનંદી હસમુખા અને મળતાવડા સ્વભાવના વ્યકિતઓ આનંદ ઉત્સાહ અને ઐક્યતાને પ્રેરનાર તથા સુખ દુઃખમાં સહાય આપી અનેક રીતે સુખી થાય છે. એટલુંજ નહિ પણ નયનને પ્રીતિરુપી રસાયનથી પોષણ આપી ચિત્તને પણ પ્રસાદ આપે છે.

એક કવીએ કહ્યું છે કે,

**मित्र प्रीति रसायनं नयनयो रानन्दनं चेतसः**
**पात्रं यत्सुखदुःखयोः सहभवेद् मित्रेण तत् दुर्लभम् ।**
**ये चान्येऽपि सुहृद समृद्धि समये द्रव्यभिलाषा कुला-**
**स्ते सर्वत्र मिलन्ति तत्वनिकषः ग्रावास्तु तेषां विपत् ॥**

નિસ્નેહી હૃદયના માણસો પોતાને હાથેજ દુઃખી થાય છે. જેલખાનાનાં દુઃખો ઘણેભાગે એકાન્તવાસનેજ આભારી છે. જેમ લોખંડની છીણી લોખંડને કાપે છે, તેમજ મનુષ્યો પોતાના વર્તન, હાવ ભાવ અને ભાષા આદિ દ્વારા અન્યમાં પણ તેવાજ પ્રકારના ભાવ, વૃત્તિ અને શકિતઓને અન્ય પ્રેક્ષકો કે સહવાસમાં આવનારમાં પ્રેર છે અને ઉશ્કેરે છે. મનનો એ સ્વભાવિક ધર્મ છે. પોતાના ઓરડા ઓરડી કે મહેલમાં એકલા પડયા રહેવાથી જાતે મનુષ્ય પોતાની જાતને નુકસાન કરે છે. જ્યારે અન્યના સહવાસમાં અને મિત્રાચારીના સંબંધમાં અવારનવાર આવતા રહેવાથી મનુષ્યની અંદરની નૈતિક, ધાર્મિક, સાંસારિક, વ્યવહારિક અને બુદ્ધિસંબંધી સર્વ શકિતઓ સંયોગાનુસાર કેળવાતી રહી હંમેશાં કાર્ય તત્પર રહે છે. યોગ્ય સહવાસનાં અભાવમાં દયા, મૈત્રી, અનુકરણ, વકતૃત્વ, માન અને અન્ય સુંદર શકિતઓ કાર્યસ્તબ્ધ થવાથી કટાઇ જાય છે, ખીલતી નથી, અને તેવી સ્થિતિ પરિણામે મિથ્યાભિમાન અને આપસ્વાર્થની વૃત્તિઓને વધારવામાં કારણભૂત થાય છે મનુષ્યના સહવાસ અને સમાજથી જેઓ તદન અલગ રહેવાનું કે એકાન્ત સેવન કરવાનું નિરંતર પસંદ કરતા હોય તેઓએ કોઇ એકાન્ત અરણ્યમાં જઈ ત્યાંજ નિવાસ કરવાની જરુર છે. જનસમાજનું કંઈ પણ હિત કરવા જો તેઓ તત્પર ન હોય તો તેવા સમાજમાં રહી અન્ન પાન અને વસ્ત્ર આદિથી પોષણ પામવાનો તેને કંઇ અખત્યાર કે હક નથી.

**આતિથ્યસત્કાર**—દેશદેશાન્તરમાં મુસાફરી કરતા મુસાફરો વટેમાર્ગુઓ પરોણાઓ, ઉપદેશ નિમિત્ત ફરતા સાધુ સંતો, સાધ્વીઓ ગમે તે જાતિ, દેશ કે

પંથના, ગરીબ કે તવંગર હાલતના, પણ સદાચારી અને સુનીતિ પ્રવર્તક અથવા સત્યવર્તનશીલ હોય તો તેઓને આસન, માન, પાન, સ્થાન, શય્યા અને ભોજન આદિનો ઉત્તમ મધ્ય અને અધમાદિ અવસ્થા પ્રમાણે સત્કાર પ્રત્યેક દેશકાળ કે સમયના ગૃહસ્થોએ કરવોજ જોઇએ. એ એક ખાસ કર્તવ્ય અને ધર્મના અંગ તરીકે પ્રત્યેક દેશમાં સ્વિકારાવું જોઇએ. પ્રાચીન કાળના આર્યોનો આ અનુપમ આતિથ્ય સત્કારનો ભાવ, આર્યાવર્તની સમ્પૂર્ણ પ્રજામાં સર્વત્ર જોવામાં આવે છે અને આટલા લાંબા વખતે પણ હજી તેવોને તેવોજ ટકી રહ્યો છે તેને માટે આપણે પરમાત્માનો તેમજ આ દેશનાં સ્ત્રીપુરુષોનો જેટલો ધન્યવાદ માનીએ તેટલો થોડો છે. પણ દુર્ભાગ્યે પાશ્ચાત્ય શિક્ષણ અને અનુકરણને પ્રતાપે સુધારેલા ગણાતા અને આગળ પડતા વર્ગમાંથી અને મોટા મોટા શહેરોમાંથી તો એ વૃત્તિ અને તેનો પવિત્રભાવ સદન્તર નાશ પામવા લાગેલ છે એ અતિ દીલગીર થવા જેવું, ધિકારવા યોગ્ય અને શોકપ્રદ છે તથા સુધરેલા ગણાતા જમાનાને શરમાવનાર છે.

**આડોશી પાડોશી**—આસપાસના આડોશીપાડોશીઓએ પણ અરસ્પરસ વેશ ભાવ અને વર્તનથી માયાળુ અને સ્નેહાર્દ્ર થવાની પણ તેટલીજ અગત્ય છે. અને એટલા માટે કથા, પાર્ટી કે ચાપાર્ટી, ઉજાણી, મિત્રસંમેલન, સાહિત્યસંમેલન, અને લગ્નસંસ્કાર તથા સંગીત આદિની મંડળીઓમાં કે પ્રસંગમાં એક બીજાને ત્યાં જતાં આવતા રહી અરસ્પરસ આનંદ ઉત્સાહ અને મમતા તથા માયાળુ વર્તનને વધારવાની હમેશાં જરૂર છે.

એકજ જાતિના કુટુંબોમાં પણ આવા કાર્યની પ્રવૃત્તિ, અમુક હદમાં રહીને થાય એ ઇચ્છવા યોગ્ય છે. પણ ડોળ દમામ કે બાહ્યાડંબરને આવા પ્રત્યેક પ્રસંગમાં દુર રાખી સરળ અને નિખાલસ દિલથી તથા નમ્ર અને વિનીત ભાવથી સર્વ પ્રવૃત્તિઓ થવાની અતિ આવશ્કતા છે. મિત્રો અને સ્નેહીઓનું સીલેકશન કે પસંદગી કરવામાં બહુજ ડહાપણ અને સમજશકિતનો ઉપયોગ કરવાની પણ જરૂર છે. પણ તેથી કંઇ અન્યનો તિરસ્કાર કરવાનો છે એમ નથી ઠરતું. તેમજ મૈત્રીભાવમાં કદાચ નિષ્ફળતા અને દગો ફટકો પણ થાય તો તેથી એકદમ નિરાશ થઇ સ્નેહવૃત્તિનેજ શિથીલ કરી મુકવાની પણ અગત્ય નથી. પણ હમેશાં બહુજ સંભાળ સાવચેતી અને ડહાપણ વાપરી મિત્રાચારીના સંબધમાં જોડાતાં ધ્યાન રાખવું.

**ખીલવણી**—આ વૃત્તિની ખીલવણી માટે સભા, સંસ્થા, સોસાઇટી કે મેળાવડાના પ્રત્યેક પ્રસંગમાં ભાગ લેતા જાઓ. હૃદયના ભાવને ખુલ્લીરીતે પ્રગટ કરતા રહો. બહુજ અતડા અને એકાન્તમાં કે દુર ન રહો, પણ હમેશાં પ્રસંગાનુસાર યોગ્યપુરૂષોને મળતા રહો. તમારા ટેસ્ટને અનુકુળ ન હોય તેવા પુરુષો કે સ્ત્રીના પ્રસંગથી પણ તદન દુર ન રહો, પણ તેઓમાંથી પણ સારૂં હોય તે તટસ્થ રહી ગ્રહણ કરો. પારિવારીક, ઉપાસના, સંમેલનો કે મિત્રમંડળના મેળાવડાઓમાં ધર્મપત્નિ સહિત હમેશાં ભાગ લેતા રહો, અને અન્ય મિત્રવર્ગને પણ તેવા પ્રસંગમાં ભાગ લેવા માટે આનંદ ઉત્સાહ અને બળ આપો.

નિગ્રહ—આ વૃત્તિના નિગ્રહની પણ તેટલીજ જરુર છે, કારણ અતિ વિશ્વાસ અતિશ્રધ્ધા અંધશ્રધ્ધા અને ગોપનવૃત્તિના તદ્દન અભાવમાં, ઘણી વખતે આ ઉત્તમ પ્રકારનો મૈત્રીભાવ પણ ક્લેશકર અને દુઃખપ્રદ થઇ પડે છે. માટે મિત્રોની અંદર અતિવિશ્વાસ કરતાં અને સર્વ ગુહ્યભેદો ખુલ્લા મુકતી. વખતે અને અન્ય સર્વ પ્રસ-ગોમાં બુધ્ધિની સહાય લઈ વર્ત્તવાની જરૂર છે. પણ બહુજ સાવચેત અને શંકાશીલ થવાની અગત્ય નથી. તેમ નકામા ગપાટા કે કુથલી કરવાની કે રમત ગમત પાછળ અતિ વધારે વખત કાઢવાની જરુર પણ નથી. તેમ તેવી આદત ન પડી જાય એ પણ બહુજ સંભાળવાનું છે.



# નં. ૧૨, ગૃહનિવાસેચ્છા અને સ્વદેશાનુરાગ.

**Inhabitiveness.**

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि. ॥**

## વ્યાખ્યા, સ્થાન, શોધ અને ઉપયોગાદિ.

ગૃહનિવાસેચ્છા સ્વદેશાનુરાગ—જન્મભૂમિપર પ્રેમ, જન્મભૂમિવાત્સલ્ય ગૃહપ્રેમ, કૃષિ, વન્દેમાતમ મનોભાવ માતૃભૂમિપરને સ્નેહ. “આ મારો દેશ, આ મારી જન્મભૂમિ” ઇત્યાદિ બાબતનું અભિમાન, ઇત્યાદિ ભાવોનું ગ્રહણુ આ વૃત્તિથી થાય છે.

સ્થાન—વાત્સલ્યભાવની બરાબર ઉપર અને મૈત્રીભાવના બન્ને અવયવોની જરા વચમાં અને ઉપરના ભાગમાં લગભગ એકાદ ઇંચપર આ વૃત્તિનું સ્થાન આવેલું છે, જ્યારે મૈત્રીભાવનું સ્થાન સાધારણુ હોય છે અને સ્વદેશાનુરાગનું આ સ્થાન પૂર્ણ વૃધ્ધિ પામેલું હોય છે, ત્યારે મસ્તિષ્કના પાછળના ભાગમાં ઉપર તરફ લંબાઇ અદ્રશ્ય થતો ઉપસેલો ભાગ જણાઈ આવે છે. પણુ જ્યારે મૈત્રીભાવ પૂર્ણપણે ખીલેલ હોય છે, અને સ્વદેશાનુરાગનું અવયવ ખામીવાળું હોય છે ત્યારે આંગળીનાં ટેરવાં જેવડો ઉપર અને નીચે પડતો નમેલો ભાગ જોવામાં આવે છે. નાના બાળકો પોતાના જન્મ પછી એક અથવા અનેક સ્થાનમાં કે ઘરમાં રહેલાં છે કે કેમ, તેનો નિર્ણય પણુ આ સ્થળના અવલોકનથી ઘણી વખત સ્પષ્ટ રીતે થઇ શકે છે.

ઉપયોગ—ઘરગતુ પ્રાણીઓ અને મનુષ્યસમાજની જરૂરીયાતો પુરી પાડવામાં આ વૃત્તિનો યોગ્ય ઉપયોગ છે. વાત્સલ્યસ્નેહને પુષ્ટી આપવા અને અનુકુળ થવા માટે આ વૃત્તિનો ખાસ ઉપયોગ છે. કારણુ કે મનુષ્ય તેમજ પ્રાણીમાત્રની બાલ્યાવસ્થાનું યોગ્ય પોષણુ અને રક્ષણુ, નિશ્ચિત અને સ્થિર સ્થાન વિના કદાપી પણુ યથાર્થ રીતે અને અડચણો વગર થઇ શકતું નથી, એ સ્પષ્ટ છે. પછી તે સ્થળ ગમે તેવું સારૂં, સુંદર,સુઘડ કે સાદું ઝુંપડું કે ગુફારૂપ હોય તો પણુ અમુક સગવડવાળા સ્થાનની જરુરતો છેજ. માળાઓ વિના પક્ષીઓ, ભોણુ કે કંદર અથવા બો સિવાય વન્ય પશુઓ, ગમાનના અભાવમાં ગાય, ભેંસ, બકરી આદિ ગ્રામ્ય પશુઓ ઘોખડ ચીયા અને નદીતટના કિનારા વિના સર્વ જળચર પક્ષી અને પ્રાણીઓ પોતપોતાના બચ્ચાંઓનું રક્ષણુ અને પાલનપોષણુ શી રીતે અને ક્યાં કરી શકે?

તેમ છે? આજ પ્રમાણે બાળપ્રજાની પણ સંભાળ, રક્ષા અને યોગ્ય પોષણ માટે તથા અનેક પ્રકારના વાત, શીત, આતપ, તોફાન, અતિવર્ષા અને અન્ય પશુ પ્રાણીના ભયથી યથાર્થ રીતે રક્ષણ કરી બાળપ્રજાને પોષણ, આરામ આશ્રય તથા સુખ અને શાન્તિપ્રદ નિદ્રા આપવા માટે માતા તેમજ બાળકને સુરક્ષિત સ્થાનમાં નિવાસ આપવાની પણ શું એટલીજ આવશ્યકતા સ્વાભાવિક રીતેજ સિદ્ધ થતી નથી? ગૃહવાસ એ એક વિશ્વવ્યાપી સાધન અને આવશ્યકતા છે. ભૂમિ માતા પણ સૂર્યની આસપાસની સફરમાં પોતાનું સ્થાન ધરાવે છે. પ્રત્યેક જાતના ઝાડ, પાન, વૃક્ષ, વનસ્પતિ, આદિ તેઓના દેશકાળ અને સ્થિતિ અનુસાર જંગલ, ખીણ, પર્વત, પહાડ અને નદી અથવાં સમુદ્ર તટમાં પોતાના પોષણ અને રક્ષણ માટે સ્થાન ધરાવે છે, જ્યાં તેઓ પોતાનાં મુળ ઉંડાં જમાવી તેઓની શરીર સંવૃધ્ધિ કરે છે.

પ્રત્યેક ઝાડપાનનાં કુંપળીયાં, તડખલાં, શીંગ, ફળી, ફૂલ, ફળ કે પૂષ્પલતા અને પર્ણ આદિને માટે પણ કુદરતદ્વારાજ તેઓનું યોગ્ય સ્થાન આપવામાં આવેલુંજ છે. કીડીથી કુંજર પર્યન્તના સમગ્ર પ્રાણીમાત્રને માટે તેની અવસ્થા અને સ્વભાવ તથા ગુણકાર્યાનુસાર સ્થાન નિર્માણ થયેલુંજ છે.

ટૂંકમાં મહાન વિસ્તૃત ભૂમિપટ, સમુદ્ર અને મહાસાગરોના તળીઆં અને અનન્ત આકાશમાંનાં પ્રત્યેક પદાર્થને માટે યથાયોગ્ય સ્થાન અને અવકાશ આપવામાં આવેલ છે. વિશ્વના અનન્ત અને અદ્દભૂત ગોળાએ પણ પોતપોતાની કક્ષામાં ફર્યા કરે છે, અને ત્યાંજ તેનો પ્રકાશ, ઉષ્ણતા અને ગરમી આદિથી તેને સોંપવામાં આવેલી અસંખ્ય પ્રજાનું પાલન, પોષણ, રક્ષણ, સંવૃધ્ધિ અને વિનાશ આદિ કાર્યો થયાજ કરે છે.

સચેતન-કુદરતમાં પ્રત્યેક પદાર્થને યથાયોગ્ય સ્થાન આપવાનો મહાન હેતુ અને ઉદ્દેશ સમાયેલ છે, અને તેજ હેતુને સમજવા માટે તથા તદનુકુળ વર્તવા માટે મનુષ્યોની અંદર પણ એ વૃત્તિનું ગ્રાહકસ્થાન નિર્માણ કરવા માટે પરમાત્માની અનહદ ચાતુરી અને ડહાપણનો આપણે ઉપકાર માનવો ઘટે છે.

ઘરવ્યવસ્થા—ઘરની રચના, ગોઠવણ, ફરનીચર, આસપાસના સંયોગો અને થોડે ખર્ચે અતિ ઉત્તમ સગવડવાળું સાદું અને રમ્ય ગૃહ કે નિવાસસ્થાન બનાવવું અથવા હોવું, એ અનેક ઉદ્દેશોની પુર્તિ માટે અત્યન્ત જરૂરનું છે. અને તેવુ ગૃહ અથવા નિવાસસ્થાન બનાવવા માટેની ખાસ સુચનાએ અત્રે ન આપતાં અમે એક જુદાજ સ્થાનમાં અલગ પુસ્તક અથવા પેમ્ફલેટના આકારમાં પ્રગટ કરવાનો અમારો વિચાર છે. હાલ તો આ સ્વદેશાનુરાગની વધતા ઓછા પ્રમાણની શકિતના પ્રમાણમાં મનુષ્યનું વર્તન અને લાગણીઓ કેવા પ્રકારના થાય છે તેનુંજ વર્ણન કરીશું.

વિવેચન—

પ્રપૂર્ણ—જેઓમાં આ ગૃહનિવાસ કે સ્વદેશાનુરાગની વૃત્તિ પૂર્ણપણે ખીલેલી હોય છે તેઓ ઘરથી દુરદેશ જતાં હૃદયમાં કલેશ પામે છે, ખાસ કરી પ્રથમ પ્રસંગમાં તો એવી વૃત્તિ અધિક પ્રમાણમાં વિઘ્નકર થાય છે અને આવી સ્થિતિમાં જો વાત્સલ્યભાવનીવૃત્તિ અધિક પ્રમાણમાં ખીલેલી હોય તો ગમે તે પ્રકારની અડચણ સહન કરી ભવિષ્યની

સર્વ શુભ આશાઓનો ત્યાગ કરીને પણ આવા લોકો સ્વભૂમિનો ત્યાગ કરી પરદેશ ગમન કરવા તત્પર થતાજ નથી. ગમે તેવા ઘરબાર અને સ્થિતિમાં રહીને પણ સ્વદેશમાં પડયા રહેવાનું પસંદ કરે છે. તેઓની પ્રીતિ અને પ્રવૃત્તિ પોતાના ઘરબાર અને બાગ બગીચા, ફરનીચર અને સુવા બેસવાના ઓરડાઓ વિગેરે સુધારવા શણગારવા અને વ્યવસ્થાસર મુકવામાં, તેઓનું ધ્યાન લાગ્યું રહે છે ઘરને છોડી અન્ય સ્થળે જતાં પણ મનમાં કચવાય છે, બને ત્યાં સુધી પોતાનું સ્વતંત્ર ઘર વસાવવાનો પ્રયત્ન કર્યા કરે છે. બાલ્યાવસ્થામાં કદાચ દેશાટન કરવાના શોખીન હોય તો પણ પાછળથી એવી વૃત્તિને પરિણામે ઘરઘુસણીયા થઈ જાય છે. સત્તા, સ્વમાન અને કીર્તિની અધિક અભિલાષાને પરિણામે સ્વજાતિ, સ્વદેશ અને સ્વદેશી પ્રજાનું માન જાળવી રાખવા હમેશાં તત્પર રહે છે. પોતાના દેશના રીતરીવાજ અને રાજ્યઆદિની પ્રશંસા અને સ્તુતિ કરે છે. તથા ઘર તેમજ દેશનો અન્તઃકરણપૂર્વક બચાવ કરે છે. સૌન્દર્યપ્રીતિની અધિકતા હોય તો અતિ સુંદર પ્રકારના સાધનો અને વ્યવસ્થાથી ઘરને સુંદર અને રમ્ય બનાવવા પ્રયત્ન કરે છે. મૈત્રીભાવની અધિકતાથી મિત્ર વર્ગને ઘરપર બોલાવી આમંત્રણ આપી આનંદ મેળવવાનું વધારે પસંદ કરે છે અને ખાદ્યપદાર્થોની અભિરુચીની અધિકતાને લીધે ખાનપાનથી મિત્રોને સંતોષ આપવા પ્રવર્તે છે.

સાધારણ—જેઓમાં ઠીક પ્રમાણમાં આ શકિત ખીલેલી હોય છે તેઓ એકજ સ્થાનમાં નિવાસ કરવાનું પસંદ કરે છે, પણ પ્રસંગ અને અન્ય વૃત્તિઓનાં પ્રાબલ્યને લીધે સ્થાન ફેર કરવામાં બહુ અડચણ માનતા નથી, તેમ ઘરની વ્યવસ્થા અને સુધારણા પાછળ તેઓ તીવ્ર લાગણીથી લાગતા પણ નથી. સામાન્ય સાધનો, ફરનીચર અને સાધારણ સ્થીતિના ગૃહ સંજોગોમાંજ આનંદ માની લે છે. કળા કૌશલ્યશકિત સાધારણ પ્રમાણમાં હોય તો ઘરના ચણતર અને સુધારા વધારા તરફ બહુ ધ્યાન નથી આપતા અને અવલોકનશકિત તથા ભુગોળશકિતની સારી ખીલવણીને પરિણામે દેશાટન કરી નવા નવા સ્થાનો અને પ્રદેશો જોવાનુ વધારે પસંદ કરે છે. અને બહુ સાદાં તથા થોડાં સાધનોવાળું ઘર વસાવી સંતોષ માને છે.

ન્યૂન—જે વ્યકિતમાં આ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ ઘર સંબંધી ઝાઝી પંચાતમાં પડતા નથી અને એ સંબંધી બહુ દરકાર પણ કરતા નથી. મનમાં જરા પણ કચવાયા વિના ઘરને છોડી સ્થાનાન્તર કરી શકે છે. પ્યાર તથા વાત્સલ્યભાવની અધિકતાને લીધે ઘર કરતાં ગૃહિણી અને કુટુંબની વધારે દરકાર કરે છે. અને જયાં જાય ત્યાં કુટુંબ સાથે સંતોષથી રહી શકે છે.

**સ્વદેશાનુરાગ અને સ્વરાજ્ય**—એ એક મનુષ્યસ્વભાવની ખાસ અતિ ઉત્તમ પ્રકારની સ્વભાવિક અને સર્વોત્કૃષ્ટ તથા અત્યન્ત મહત્વપુર્ણ અભિલાષા છે. પ્રત્યેક સ્વદેશાભિમાની અને પેટ્રીયટના હૃદયમાં એ રાગ અવશ્ય હોવાની જરુર છે. રાજય તંત્ર એ પણ એક સ્વદેશાનુરાગ, મૈત્રીભાવ, સાવચેતી, બળ, સ્વમાન, કીર્તિની અભિલાષા, વ્યવસ્થા, અને ભકિત આદિ ભાવો અને બુધ્ધિ આદિ ઉત્કૃષ્ટ શકિતઓન

સમ્મિલિત કાર્યનુંજ એક પરિણામ છે. મનુષ્યની અંદરની સ્વાભાવિક અનેક લાગણીઓ અને શકિતઓની રાજ્યવ્યવસ્થામાં પ્રત્યેક પળે જરૂર પડે છે. પ્રત્યેક દેશ કે ખંડના મનુષ્યોમાં કોઈને કોઇ પણ પ્રકારની રાજ્યવ્યવસ્થા હોયજ છે. ક્રુર અને ઘાતકી તથા ચોર લોકો તેઓને લાયકની રાજયવ્યવસ્થાથી દાબમાં રહી શકે છે, અનીતિમાન અને અધાર્મિક તથા વગર કેળવાયેલ લોકોનો સમુહ તેવાજ પ્રકારની યોગ્ય નિયંત્રણાને આધિન રહે છે. જયારે બુધ્ધિશાળી, સુધરેલા, કેળવાયેલ, અને નૈતિક તથા ધાર્મિક પ્રગતિશીલ પુરુષો કે જનસમાજપર રાજય ચલાવનાર, રાજય વ્યવસ્થા કરનાર, રાજયમંડળ અને કાયદાઓ પણ તેટલાજ ઉચ્ચ પ્રકારના હોવાની જરૂર છે અને સ્વભાવિક રીતે તેમ થવુંજ જોઇએ. જનસમાજની એવી ઉન્નત હાલતમાં પ્રત્યેક વ્યકિત પોતાની અંદરના નૈતિક અને ધાર્મિક બળથીજ પોતે પોતાનું તેમજ અન્યનું રક્ષણ આપોઆપ ઘણે અંશે કરી લે છે, જેને પરિણામે ફોજદારી કે ગુનાહના કાયદા, કલમો, વકીલો, ન્યાયાધીશો, પોલીસ અમલદારો, જેલખાનાઓ, ઇત્યાદિની અગત્ય દિનપ્રતિદિન ઓછી થવાનો વખત આવે છે. પણ આવા ઉત્તમ અવસરને પ્રાપ્ત કરવા માટે જનસમાજને હજી ઘણો વખત લાગશે. પણ અનેક વર્ષોના ઈતિહાસ અને રાજયબંધારણોના જુદા જુદા પ્રકારના અનુભવો જનસમાજને તેવા રસ્તા તરફ સ્વાભાવિક રીતેજ પ્રેરશે. કારણ મનુષ્યની સાધારણ લાગણીઓ તેઓને સ્વરાજ તરફજ દોરી જાય છે, અને જેમ જેમ લોકોની અનુભવ અને જ્ઞાનની આંખો ઉઘડતી જશે, અને સ્વરાજ્યને માટે લાયક થતા જશે તેમ તેમ તેઓ તેની શોધ પાછળ ખંત અને ઉદ્યોગથી લાગવા મંડશે, અને અનુચિત તથા અયોગ્ય બંધારણો પોતાની ગરદનપરથી દુર કરી સ્વરાજયની યોજના ઘડશે. જેમ જેમ મનુષ્યની અંદરની અંતરશકિત, આત્મનિષ્ઠા વધારેને વધારે ખીલતીજશે, તેમ તેમ તેઓ કંઇપણ અયોગ્ય કે અઘટીત વર્તન કરતાં અટકતા જશે અને અન્યના અઘ-ટીત કાર્યોને વશ થતાં અટકશે. મનુષ્યો હમેશાં સત્યને ચાહે છે. અપક્ષપાતને પુજે છે, અને અસત્યને ધિકકારે છે. અને તેવા વર્તનવાળા રાજ્યપુરુષો, અમલદારો કે રાજાઓ પ્રત્યે પણ સ્વાભાવિક રીતે તેવીજ દૃષ્ટિથી જુએ છે, અને જુએ તેમાં કંઇ નવાઇ નથી. મનુષ્ય માત્રનો એ સ્વભાવજ છે.

પ્રત્યેક પ્રજાસતાક રાજયયન્ત્રણા અન્ય સર્વ પ્રકારની રાજયવ્યવસ્થા કરતાં હમેશાં શ્રેષ્ઠતમ નિવડે છે. તેનું કારણ એ છે કે પ્રજાસત્તાકરાજયનો મુળ ઉદ્દેશ—

सर्वे जना: सुखिनो भवन्तु सर्वे सन्तु निरामया:
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखमाप्नुयात् ॥

"The Greatest good of the greatest number."

"સમગ્રજનમંડળ સુખી થાય, સર્વ આરોગ્ય બને, સર્વે શુભ અને ભદ્રને પામે અને કોઇ પણ વ્યકિત દુઃખી ન થાય"

આવો મહાન ઉદ્દેશ પ્રજાસત્તાક રાજ્યનો હોય છે, અને હોવો જોઇએ. જ્યારે અન્ય સર્વ પ્રકારની મરજી મુજબની રાજ્ય વ્યવસ્થાની સ્વતંત્ર સત્તામાં થોડાક ખાસ વ્યકિત કે મંડળો અથવા સમુદાયનુંજ ભલું, હિત, માન મરતબો, અને સ્વાર્થ સમાયેલ હોય છે, અને લોકોના મોટા વિભાગને તો માત્ર તેની તાબેદારી જ કરવાની બાકી રહે છે. આટલા માટે જનસમાજની અંદરથી ખાસ વ્યકિતઓનાં રુઢી પરંપરાથી આપવામાં આવતા કે વંશ પરંપરાથી પ્રાપ્ત થતા કે થયેલા કેટલાક ખાસ લાભોને ધીરે ધીરે દુર કરવાજ જોઇએ સર્વસામાન્યનાં લાભો અને હકો કરતાં કોઇ પણ વ્યકિતનાં લાભને વધારે વજન અપાવું ન જોઈએ અને કાયદો પણ તેવોજ હોવા જોઈએ. "સમગ્ર પ્રજાનું હિત" એજ રાજયનિયન્ત્રણાનો ઉદ્દેશ હોવો જોઇએ અને એ મહાન ઉદ્દેશની પુર્તી માટે સમગ્ર પ્રજાના સમગ્ર વિચારવન્ત પુરુષોનાં સમુદાયે સમાન મન્ત્ર, સમાન સમિતી, સમાન મન અને સમાન ચિત્તથી એકત્ર થઇ કાર્ય કરવું જોઇએ. એમાંજ રાજા અને પ્રજા, ગરીબ અને તવંગર, ઉચ્ચ અને નીચ, બુધ્ધિમાન અને નિર્બુધ્ધ, આદિ સમગ્ર વર્ગનું હિત સમાયેલું છે. આચાર, વિચાર, વર્તન અને ઉદ્દેશની અંદર સમગ્ર પ્રજાવર્ગની ઐકયતા કે એકસંપી, એ આવા રાજ્યબંધારણની પ્રાપ્તિનો મુળ પાયો છે. સ્વદેશાનુરાગ અને જન્મભૂમિવાત્સલ્ય એ સુખને પામવાનું અનુપમ સાધન છે. ભ્રાતૃભાવ અને સ્નેહબંધન એ સમગ્ર જનસમાજના પ્રથક્પ્રથક્ વ્યકિતઓને એકત્ર કરનાર એક અનુપમ સૂત્ર છે. એટલા માટે આ સ્વદેશાનુરાગ કે જન્મભૂમિવાત્સલ્યની વૃત્તિને પ્રત્યેક મનુષ્યે યોગ્ય પ્રમાણમાં ખીલવવાની અને તેનો યથાસમયે ઉપયોગ કરવાની એક ઉમદા ફરજ છે, કર્તવ્ય છે, ધર્મ છે.

**समानो मन्त्र : समिति : समानी : समानं मन : सहचित्तमेषाम्**
**समानं मन्त्रमभिमन्त्रयेव : समानेन वो हविषा जुहोमि ॥**

" Breathes there a man with soul so dead,
who never to himself has said !
This is my own my native land"



# નં. ૧૩. તત્પરાયણુતા અથવા સ્થૈર્ય.

## Continuity or Concentrativeness.

### વ્યાખ્યા, સ્થાન અને ઉપયોગ.



**તત્પરાયણતા**- કાર્યપરંપરા, પ્રારબ્ધસ્યાન્તગમનવૃત્તિ, એકાગ્રતા, લાગ્યા રહેવું, વળગી રહેવું, પુરૂં જ કરવું, શાન્ત અને ગંભીરપણે નિરંતર વિચાર ચલાવ્યેજ રાખવો, આદિ સર્વ પ્રવૃત્તિ અને ભાવોનું આ વૃત્તિથી ગ્રહણ કરવામાં આવે છે.

**સ્થાન**—મૈત્રીભાવ અને સ્વદેશાનુરાગની ઉપર અવનત શૃંગવાળી અર્ધચંદ્રાકારાકૃતિમાં આ વૃત્તિનું સ્થાન આવેલું છે.

**શોધ**—ડા. કોમ્બે આ અવયવની શોધ કરી હતી, જેને તે 'Concentrativeness" કહેતો હતો. જ્યારે મી૦ ફાઉલરે તેને "continuity" નું નામ આપ્યું છે.

**ઉપયોગ**—આરંભ કરેલ કામને પુરૂ કરવું અથવા પુરું થતાં સુધી તેની પાછળ મંડયા રહેવું, અધવચથી અડચણો કે એવા કારણોને લીધે છોડી ન દેવું, એ આ વૃત્તિનું મુખ્ય કાર્ય છે.

**ટકાવ**—કેટલાક મનુષ્યો પોતાના વિચાર અને અસરોને લાંબા વખત સુધી ટકાવી રાખી શકે છે. જ્યારે કેટલાક પુરુષો પોતાના ભાવો કે અન્તર્ગત વિચારોને અકાળે સ્વાભાવિક રીતે જેવા મન પર આવ્યા કે બહાર મુકી દે છે. આ ટકાવી રાખવાની વૃત્તિની અધિકતા અને ન્યૂનતાનુંજ પરિણામ છે.

**સંગતિ**—કેટલાક લોકો વાતચિતમાં વિષયાંતર ન કરતાં બરાબર સસંબધ્ધ રીતે વાતચિત કર્યે જાય છે, જ્યારે કેટલાક માત્ર અસંબધ્ધ પ્રલાપજ કર્યે જાય છે. અને લાંબા વખત પછી પણ પોતાના સાંભળનારના મગજ પર કંઈ ચોકસ અસર કરી શકતા નથી. એ દર્શાવી આપે છે કે એકમાં સંગતિ અથવા સંબધતા જાળવી રાખવાની શકિતની અધિકતા છે. જ્યારે બીજામાં એ શકિતની તદન ન્યૂનતા છે.

**વિચારપરંપરા**—એકાદ ટેબલ પર પડેલા પુસ્તક તરફ જોઇને આપનાર મિત્રની યાદી આવે છે. તેને લીધે તેનું કુટુંબ તથા દેશ, સ્થાન, કાળ અને આપવાનું પ્રયોજન આદિ એક પછી એક યાદ આવે છે. અને એવી રીતે આસપાસના બધા સંજોગો મનોસૃષ્ટિમાં ઉભા થાય છે. આ પણ એજ વૃતિનું કાર્ય છે. જેને વિચાર પરંપરા અથવા "succession of thoughts" કહેવામાં આવે છે.

પ્રત્યેક મનુષ્ય એકજ વિષયને અનુકુળ અને તેની સાથે સંબંધ ધરાવનાર અન્ય બાબતોનાં સંગ્રહરૂપ ઉપદેશ પુસ્તક અથવા વ્યાખ્યાન આદિ વાંચવા કે સાંભળવા અથવા સંગ્રહ કરવા જલદી તત્પર થાય છે. પણ એક વાકય ઇતિહાસનું અને બીજું વાકય ભુગોળનું તો ત્રીજું ગણિતનું અને ચોથું ચિત્રવિદ્યાનુ, એમ અલગઅલગ વિષયોનાં અસંગત વાકયો, શબ્દો કે લખાણો અથવા વાર્તાલાપ કોઇ પસંદ કરતું નથી, કારણ કુદરતી રીતિથી તે વિરૂધ્ધ છે. કુદરતની અંદર પણ તેના સર્વ કાર્ય, સર્વ રચના અને સર્વ ક્રિયામાં, સંગતિ, કાર્યપરંપરા અને અવ્યાહત સંબંધ એક સરખી રીતે સર્વત્ર સચવાઇ રહેલ જોવામાં આવે છે. અને તેટલાજ માટે તેના સર્વ કાર્યોની સંગતિ અને પરંપરાને અનુભવવા માટે મનુષ્યની અંદર પણ એવી શકિત અવશ્ય હોવીજ જોઇએ, કે જેને પરિણામે આપણે તેવી સંગતિ કે કાર્યપરંપરાનો અનુભવ અને ઉપયોગ કરી શકીએ.

ગૃહપ્રેમ—સ્વદેશાનુરાગની અંદર પણ સ્વદેશની અંદરજ રહેવાની વૃત્તિની સ્થિરતા આવશ્ય જરુરતનુ કાર્ય ભજવે છે. કારણ આપણને આપણું ઘર અનેક પ્રકારના સાધનો, ઝાડ, પાન વીગેરે સામગ્રી અને ફરનીચર સહિત શણગારી યથાયોગ્ય નિવાસલાયક સ્થાન બનાવવામાં સ્થૈર્યની તો જરૂરજ છે. અને એ બધું એકત્ર કરી વ્યવસ્થાસર ગોઠવ્યા પછી પણ યોગ્ય કાળે તેનો ઉપયોય લેવામાં પણ સ્થિરનિવાસ કરવાની વૃત્તિની તો આવશ્યકતાજ છે.

મૈત્રીભાવને પણ પુષ્ટ કરી ગાઢ બનાવી નિભાવી રાખવા માટે સહવાસ સમ્મેલન અને પત્રવ્યવહાર આદિ દ્વારા ચાલુ સંબંધ પણ ટકાવી રાખવાના કાર્યમાં "તત્પરતા" Continuity ની તો જરુર છેજ. પણ ખાસ કરી વાત્સલ્યભાવની પ્રવૃત્તિ માટે એ વૃત્તિ અત્યન્ત જરૂરનીજ છે. નાનાં બચ્ચાંઓને એક ક્ષણવાર પણ વીલું મુકવાનું પોષાઈ શકેજ નહિ. કારણ ટુંક વખતમાં તે એવીજ દશામાં મરીજ જાય. તેની સંભાળ તો ચાલુ અને યથાયોગ્ય રીતે તથા યોગ્ય સમયે લેવાવીજ જોઇએ. બાળકની પ્રત્યેક અવસ્થામાં માબાપોએ વાત્સલ્યભાવને જાળવી રાખી વર્તવુંજ જોઈએ, અને જ્યાં સુધી બાળક યોગ્ય ઉમરે પહોંચી પોતાની મેળે પોતાનું રક્ષણ કરવા સમર્થ થાય ત્યાં સુધી તો એ વાત્સલ્યભાવનીવૃત્તિ અવ્યાહતપણે સ્થીર રાખવીજ જોઇએ અને સ્વાભાવિક રીતે કુદરતથીજ તેમ રહે છે, એ માત્ર આ કાર્યપરાયણ વૃત્તિનુંજ પરિણામ છે. પ્યારવૃત્તિના નિરંતર પોષણને માટે તો આ વૃત્તિની સૌ કરતાં પણ અધિક આવશ્યકતા છે. કારણ બાળકને પેદા કરવું પ્રજોત્પાદન કરવું, એ એક મુખ્ય કાર્ય છે ખરૂં, પણ તેથી ત્યાંજ એ વૃત્તિના કાર્યનો અન્ત આવતો નથી. પણ પ્રેમથી પેદા થયેલ પ્રજાને પાળી પોષી કેળવી યોગ્ય અને ઉમર લાયક થતા સુધીમાં તેની પ્રત્યેક પ્રકારની સંભાળ રાખવારુપ મહત્ કાર્યમાં તત્પરાયણતાની તો જરુર પડેજ છે. એકરસપ્યાર એ પવિત્ર પ્રેમનું તો લક્ષણ છે. 'ઐકાન્તિકસ્નેહ" આ વિષયની વૃત્તિનો પુરાવો છે અને તેને પરિણામે પ્રજા પણ તેવીજ વૃત્તિવાળી થાય છે. સારી અને સદાચારી સન્તતિ પેદા કરવા માટે

અવ્યાહત પ્રેમની પુર્ણ જરૂર છે. અને જ્યાં આવા ઉચ્ચ પ્રકારનો પ્રેમ હોય છે ત્યાં તે વૃત્તિનાં પરિણામે નિરંતર હજારો કાર્યો પ્રતિક્ષણ પ્રેમપુર્વક થયા કરેજ છે, એ પ્રેમનું અનુપમ કાર્ય છે. પવિત્ર અને વિશુદ્ધ નિસ્વાર્થ પ્રેમ એક વખત પ્રજવલિત થયા પછી ગમે તેવા મહાન હેતુ કે કાર્યને માટે તે સંબંધને તોડી પાડવાનું કાર્ય કેટલું બધું મુશ્કેલી ભર્યું અને મહાભારત લાગે છે એ આનો સૌથી પ્રબળ પુરાવો છે. આ સ્થૈર્યવૃત્તિનું સ્થાન ગૃહ્યવૃત્તિઓની બરાબર ઉપર અને લગભગ આસપાસ ફરી વળતી બરાબર યોગ્ય રીતે સ્થાપન કરવામાં આવેલ છે, એજ તેનું મહત્વ યથાર્થ રીતે દર્શાવે છે. હાથમાં લીધેલાં યોગ્ય કાર્ય માત્રને પરિપૂર્ણ દશાએ પહોંચાડવું એ આ વૃત્તિનું કાર્ય છે, આપણી ચલનવલન આદિ ક્રિયાઓ, હાવભાવવૃત્તિ અને વર્તન આદિ સર્વમાં એ વૃત્તિના કાર્યની જરુર છે. સ્થૈર્ય કે ધૈર્ય વિના બીજારોપણ કરનાર ખેડુતો પોતાના ક્ષેત્રમાંથી વાવેતરની સાથેજ પાક લણવા કદી શકિતમાન થઇ શકતા નથી. એક બટકું આજે બીજું કાલે એમ છુટક છુટક ખાવાથી કદી ક્ષુધા શાંત થતી નથી. એક શબ્દ આજ અને એક વાકય કાલે બોલવાથી વકતા પોતાનો અભિપ્રાય કોઇને પણ સ્પષ્ટ કહી શકતો નથી કે કરી શકતો નથી. આજ પ્રમાણે શારીરિક કાર્યો માટે પણ સમજવું. એક ગામથી બીજે ગામ જવામાં પગની ચાલુ ક્રિયાની જરૂર પડે છે. લડવામાં હાથની ચાલુ ક્રિયાની આવશ્યકતા છે. જયારે હૃદય અને ફેફસાં પ્રતિક્ષણ પોતાનું કાર્ય નિયમિત રીતે નિરંતર રાતદિન કર્યાજ કરે છે. તે જો એક ક્ષણવાર પણ બંધ રહે તો મોતને વાર લાગતી નથી.

એજ પ્રમાણે રૂધિરાભિસરણ, અન્નપાચન, શોષણ, સ્વેદન આદિ ક્રિયાઓ નિરંતર ચાલ્યાજ કરે છે, કુદરતમાં પણ વરસાદ, વાયુ, વિદ્યુત, ગ્રીષ્મ, વસન્ત, હેમન્ત, શિશીર આદિ રૂતુઓને ભરતીઓટ આદિનો અવ્યાહત પ્રવાહ ક્રમવાર ચાલ્યાજ કરે છે. આ બધું પરિણામ કુદરતની અંદરની તે "કાર્યપરાયણવૃત્તિનુંજ" છે.

**વિવેચન—**

પ્રપૂર્ણ-જેઓમાં આ વૃત્તિ પૂર્ણપણે ખીલેલી હોય છે તેઓ કોઇ પણ પદાર્થ કે વિષય તરફ વૃત્તિને ધીમેથી લગાડે છે પણ એક વખત હાથમાં લીધા પછી પુરું કર્યે છોડે છે. કામ પાછળ મંડયા રહેવાની શકિત આવા પુરુષમાં ઘણી હોય છે. બીજાઓને કંટાળો આપનાર અને પચપચીયા જણાય છે પણ જે કામ હાથમાં લીએ તેના તો તે પૂર્ણ માહિતગાર થવા ઇચ્છે છે અને થાય છે. jack of all and master of none જેવા તેઓ નથી હોતા. હાથમાં જે કામ હોય તે પર પૂર્ણ ધ્યાન આપે છે અને પુરું કરે છે. બે ત્રણ કામ એકી સાથે હાથમાં લેવાનું પ્રસંદ કરતા નથી. મૈત્રીભાવની અધિકતાએ મિત્રોના મરણ બાદ લાંબા વખત સુધી શોક કર્યા કરે છે. નૈતિક શકિતઓની અધિકતાને લીધે ધર્મક્રિયા અને નૈતિકવર્તનમાં એક સરખું વલણ હમેશા ધરાવે છે. શારીરબળ અને યુયુત્સાની અધિકતાથી વેર અથવા દ્વેષભાવને પણ લાંબો વખત ભુલતા નથી પણ સંગ્રહી રાખે છે. તુલનાશકિત, સૌન્દર્ય પ્રેમ અને વકતૃત્વશકિતની અધિકતાને લીધે શબ્દાલંકાર અને વાકચાતુર્ય લાંબો

વખત સુધી ચલાવી શકે છે. બુધ્ધિશકિતની અધિકતાને લીધે શોધ ખોળ કે એકજ તત્વના અભ્યાસ પાછળ પ્રબળ પણે મંડયા રહી તેનું રહસ્ય યાથાતથ્ય જાણી લે છે આવા પુરુષોનો "એક વખતે એકજ કામ હાથ ધરો અને તેને બરાબર પૂર્ણ કરો." એ મુદ્રાલેખ હોય છે.

સાધારણ—

દ્રઢતા—એકજ કાર્ય કે રચના પાછળ ખંતથી લાગ્યા રહેવાની ટેવ છે. જેઓ-માં આ શકિત સાધારણ પણે ખીલેલી હોય છે તેઓ એક કામ હાથમાં ધરવાનું પસંદ કરે છે પણ સમયાનુસાર અન્યકાર્યો પાછળ પણ લાગે છે. વચમાં કામ આવી પડવાથી ગભરાતા નથી, પણ લાંબો વખત એકજ કાર્ય પાછળ લાગ્યા રહેવાનું પસંદ કરતા નથી. જો સ્વભાવે ચાલાક અને બુધ્ધિશાળી હોય તો અનેક વિષયો સંબંધી થોડું થોડું જાણવાનું વધારે પસંદ કરે છે. વિચાર અને મનન સ્પષ્ટ પણે કરી શકે છે પણ કાર્ય લાંબો વખત નિભાવી શકતા નથી. પ્રસંગાનુસાર સારો પાર્ટ ભજવી બતાવે છે પણ આગળથીજ તૈયારી કરી તેવું સારૂ કામકરી શકતા નથી. આવા પુરૂષોએ કાર્યતત્પરતા અને સંગતિ જાળવી રાખવાની ખાસ ટેવ પાડવી જોઈએ.

ન્યૂન—જેઓમાં આ શકિતની ન્યુનતા હોય છે પણ ચાલાક અને ચંચળ વૃત્તિ વધારે હોયછે તેઓ અનેક કાર્યોનો આરંભ કરે છે પણ તેમાંથી પૂર્ણાહુતી તો કોઈકનીજ થાય છે. નવું નવું જોવા ઇચ્છે છે, નવા નવા ખાતાઓ ખોલે છે અને કાર્યોનો આરંભ કરે છે પણ તેવા કાર્યોની પાછળ મંડયા રહેવાની શકિત ધરાવતા નથી તેઓમાં ધૈર્ય કે સ્થૈર્ય ઓછું હોય છે. કદાચ આવા પુરુષો બહુ હુશીઆર પણ હોય છે પણ ગંભીર વિચારશીલ હોતા નથી. લાંબા લેકચરો અને ઉપદેશો કરતાં ટુંકા ટુંકા ફકરાઓ ટુકડાઓ કે પેરેગ્રાફ અને પ્રાર્થનાઓ વધારે પ્રસંદ કરે છે. પણ પધ્ધતિસરનું વિશેષજ્ઞાન કે વાંચન પસંદ કરતા નથી. અસ્થિર વૃત્તિના હોય છે. થોડા વખતમાં અનેક વિષયો પર વાદવિવાદ કરી નાંખે છે. આવી વૃત્તિવાળા એક શેઠને એક નિમકહલાલ અને વિશ્વાસું નોકરે કહ્યું કે " શેઠ આપના આ રોજના નવા નવા રંગ ઢંગ અને તાલને હવે હું લાંબો વખત સહન કરી શકું તેમ નથી. તેથી મને દીલગીરી સાથે રજા માંગવાની જરુર છે " શેઠે કહ્યું " પણ ભલા-માણુસ! હું જેમ ઘડીકમાં ગુસ્સે થઇ જાઉં છું તેમ પાછો ખુશી પણ થાઉં છુ. કે નહિં ? નોકરે કહ્યું " હા તે ખરૂ પણ પાછા ગુસ્સે પણ તેટલાજ જલદી થાઓ છો ને" આવા પ્રકારનો સ્વભાવ કે વૃત્તિ એ ખરેખર એક જાતની મોટી ખામીજ ગણાય.

ખીલવણી—હમેશાં હાથમાં લીધેલું કાર્ય પુરૂં કરવા તરફ ધ્યાન આપો અને પુરૂં કર્યા પછીજ છોડો. એક વિષયની સમ્પુર્ણ માહિતી મેળવો વારંવાર મનને કે ધ્યાનને આમ તેમ દોડાવો નહી તેમ અનેક વિષયો તરફ મનને એકી સાથે કદી ન દોડાવો.

નિગ્રહ—એકાદ કામની પાછળ બહુજ હદ ઉપરાંત લાગ્યા રહેવાથી પણ કંટાળો ઉપજે છે, અને અતિ ઊગ્રપણે કોઇ પણ કામ પાછળ લાગ્યા રહેવું તે પણ ઠીક ન

કહેવાય માટે કાર્યના ફેરફાર માટે આવી વૃત્તિવાળાઓએ એવું કામ હાથ ધરવુ, કે જેમાં અનેક બાબતો તરફ વારંવાર ધ્યાન આપવાનું હોય અમેરિકન લોકોમાં આ સ્થૈર્ય વૃત્તિની બહુજ ન્યૂનતા જોવામાં આવે છે. કારણ તેઓમાં લગભગ નેવું ટકા જેટલો ભાગ અસ્થિર મનનો હોય છે અને તેનું કારણ પણ તેઓની વતમાન નિશાળોની શિક્ષણ પધ્ધતિજ છે. ત્યાંની સામાન્ય નિશાળોમાં વાંચન, લેખન, ચિત્ર ગણીત, ઇતીહાસ, ભુગોળ, આદિ અનેક વિષયો બહુજ થોડા થોડા સમયને અંતરે માત્ર એકજ દિવસમાં બાળકો સન્મુખ અભ્યાસમાટે રજુ કરવામાં આવે છે. આને પરિણામે હજી જયાં ગણીતની પુરી શરૂઆત ન થઇ હોય, ત્યાં વાંચન શરૂ થાય છે. આવી સ્થિતિમાં બાળકોનાં મન ચંચળ અસ્થિર અને ધૈર્યહીન તથા અનેક વિષયો તરફ દોડતાં થાય એ તદન સ્વાભાવિકજ છે, અને એટલાજ માટે કહેવામાં આવે છે કે અમેરિકનોમાં ઉપરચોટીયું જ્ઞાન બહુ હોય છે, પણ કોઇ પણ વિષયના ગંભીર અભ્યાસીઓ બહુજ થોડા નીકળે છે. આવા પ્રકારની શિક્ષણ પધ્ધતિથી બહુજ નુકશાન થાય છે. આપણા કેળવણીખાતાએ આ બાબત તરફ ખાસ ધ્યાન આપવું ઘટે છે. બાળકોનાં મસ્તિષ્ક તપાસી તેઓની પ્રબળ વૃત્તિ અને શકિતના પ્રમાણમાં તેઓને એકાદ બે વિષયનું જ્ઞાન મુખ્યતયા આપી, અન્ય વિષયોનું શિક્ષણ ગૌણ રીતે આપવું જોઇએ. બાળકોને યોગ્ય બનાવવા માટે માબાપ તથા શિક્ષકોએ આ વિષય ખાસ ધ્યાનમાં રાખવો જોઇએ.



# ગૃહ—લાગણીઓ.



यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम्
एवं गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः



प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥
उत्पादनमपत्यस्य जातस्य परिपालनं ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्री निबन्धनम् ॥
अन्योन्यस्याव्यभिचारो भवेदामरणान्तिकः
एष धर्मः समासेन ज्ञेयो स्त्री-पुंसयोः परः ॥



मित्रस्य मा चक्षुषा सर्वाणि भूतानि समीक्षन्ताम्
मित्रस्याहं चक्षुषा सर्वाणि भूतानि समीक्षे
मित्रस्य चक्षुषा समीक्षामहे ॥



जननी जन्म भूमिश्च स्वर्गादपि गरीयसि



प्रारभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः
विघ्नैः पुनर्पुनरपि प्रतिहन्यमानाः
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥



# પ્રકરણ ૩ જું ઉત્કર્ષવૃત્તિઓ.

નં. ૧૪ પ્રપૂર્ણ સાવધતા.



મી. વાડીલાલ (ગુ. ના. કં.) મુંબઇ.

નં. ૧૫ પ્રપૂર્ણ ઉત્કર્ષાભિલાષ.



શ્રીયુત્ પ્રાણલાલ દેવકરણ દેશાઇ.

રા. મોહનદાસ કરમચંદ ગાંધી

નં. ૧૬ પ્રબળ સ્વમાન.



નં. ૧૭ પ્રપૂર્ણ દ્રઢતા અને ધૈર્ય.
નં. ૧૬ ,, સ્વમાન, અને પૂર્ણ સ્વદેશાનુરાગ.
નં. ૨૧ પ્રબળ આત્મનિષ્ઠા =સત્યાગ્રહ.



મી. માલી. (સુપ્રસિદ્ધ આર્ટીસ્ટો.) મી. મુજર





# ઉત્કર્ષક-વૃત્તિઓ.

## પ્રકરણ ૩ જું.

## The Aspiring Faculties.

૧૪. સાવધતા (Cautiousness)
૧૫. યશાભિલાષ કે કામનાઓ (Ambition)
૧૬. સ્વમાન કે અહંભાવ (Dignity)
૧૭. દ્રઢતા અથવા ધૈર્ય (Firmness)

उत्साहसम्पन्नमदीर्घसूत्रं
क्रियाविधिज्ञं व्यसनेष्वसक्तं ।
शूरं कृतज्ञं दृढ सौहृदञ्च
लक्ष्मी : स्वयं याति निवासहेतो :॥ हितोपदेशे.

# ઉત્કર્ષક–વૃત્તિઓ.

## Aspiring Faculties.

—*—(૦)—*—

### આવશ્યકતા અને ઉપયોગ આદિ.

——*——

પૃથ્વીપરના સમસ્થ પ્રાણી માત્ર ઉન્નત અને ઉત્કર્ષક દશાની હમેશાં આકાંક્ષા રાખે છે. પણ ઉત્કૃષ્ટ દશા કોને કહેવી તેનું અત્રે અમે વિવેચન કરીશું. દુનીયામાં જેઓને આગળ વધવાની ઇચ્છા હોય, ઉત્કૃષ્ટ ગુણોને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય, તેઓએ હમેશાં ઉચ્ચ નેમ, ઉત્કૃષ્ટ ધારણા રાખવી જોઈએ. જેઓના આશયો વિચારો અને હેતુઓ મહાન હોય છે તેઓજ મહાશય મહાત્મા અને પુજ્યપદને પામે છે મહાન પદને પામવા માટે મહાન ઇચ્છાની સૌથી પ્રથમ આવશ્યકતા છે એ તદન સ્પષ્ટજ છે. આત્મોત્કર્ષની અભિલાષા વાળા પુરૂષોએ ઉત્કર્ષક ગુણો અને વિચારોને ધારણ કરી રાખવાની તેમજ નિરંતર તેનું સેવન કરવાની તેટલીજ જરૂર છે અને એવી રીતે નિરંતર એક મહાન ઉદ્દેશને પકડી રાખી સંરક્ષા પૂર્વક તેવા ઉદ્દેશોને યથાવત પારપાડનાર મનુષ્યોની અંદર એવી વૃત્તિઓ હોવાની ખાસ જરૂર છે કે જે વૃત્તિઓ મનુષ્યને શાન્ત આળસુ અને સુસ્ત બનાવી ન દેતાં તેને સાવચેત પ્રત્યેક નાના મોટા પ્રસંગોમાં દક્ષ, સહનશીલ, ધૈર્યશીલ વીર્યવાન અને સ્વમાન તથા યશ અને કીર્તિની અભિલાષા આદિ ઉત્કર્ષક ગુણોથી યુકત રાખે. કારણ કે મનુષ્યની અંદર જો ઉપર જણાવેલ ગુણો વાળી વૃત્તિઓ ન હોય તો તે જયારે જન્મ્યો તેવીને તેવીજ હાલતમાં હમેશાં રહેત. પણ ઇતિહાસથી જોતાં માલમ પડે છે કે મનુષ્યનો દરજ્જો અને જ્ઞાન, વિદ્યા અને અન્ય શકિતઓ દિનપ્રતિ હમેશાં ઉન્નત દશાને પામતીજ જાય છે. કુદરતી રીતે જોતાં મનુષ્યનો દરજ્જો કુદરતના સમગ્ર સ્થાવર જંગમ પદાર્થો કરતા મનુષ્ય તરીકે સર્વથી શ્રેષ્ટ છે કારણ કેઃ—

भूतानां प्राणिन : श्रेष्ठा : प्राणीनां बुद्धि जीविन :
बुद्धिमत्सु नराः श्रेष्ठा : नरेष्वपि द्विजातय : ॥

વળી મનુષ્ય તરીકેનો તેનો ઉચ્ચ દરજ્જો જાળવી રાખવા માટે કુદરતે પણ સહાયભૂત બની તેને સાવધાનતા કે સાવચેતી, ગોપનેચ્છા સ્વમાન, અને યશાભિલાષ આદિની ઉત્કર્ષક વૃત્તિઓનું પ્રદાન કર્યું છે.

ગૃહતન્ત્ર અને રાજ્ય યન્ત્ર—રાજ્ય તન્ત્ર એ એક માનુષિક અવશ્યકતા છે. અને ગામ, શહેર, દેશ, સ્ટેટ કે અમુક પ્રજાને પોતાની રાજયનિયન્ત્રણાની પધ્ધતિથી જે અસંખ્ય પ્રાયદાઓ થાય છે. તેનું યથાર્થ વર્ણન આપવું કે ગણના કરવી તદન અસંભવિત છે. એજ પ્રમાણે કૌટુંબીક રાજયતન્ત્ર અને તેને ચલાવવામાં જોઇતી

સંભાળ, સાવચેતી, સંરક્ષણ, આત્મસત્તા, ઇન્દ્રિયવશ્યતા આજ્ઞાંકિતપણુ ઇન્દ્રિયનિગ્રહ સ્વાધિનતા સ્વમાન અધિકાર ધૈર્ય દૃઢતા અને કીર્તિ આદિ મહાનગુણોની ઉપયોગીતા પણ કંઇ ઓછો મહત્વનો ભાગ ભજવે છે તેમ નથી.

ઇન્દ્રિયનિગ્રહની સર્વત્ર જરુર પડે છે. કેટલીક વખતે મનુષ્ય કામવશ કે લોભ કે મોહ વશ થઈ અમુક પ્રકારના કાર્યો કરવા તરફ ઢળે છે. દુનીયાની અંદરના આડા અવળા અનેક સપાટાઓમાં, સંસાર સાગરના અનેક શુભાશુભ પ્રસંગોમાં કે ભાગ્યવશાત્ અનેક દશામાં આવી પડે છે.

આવા પ્રસંગોમાં જો લોભ, મોહ કે કામને વશ થઇ જો તે પોતાનું મન નિર્બળ બનાવી અધમ માર્ગે પ્રવર્તે છે તો તેના જીવનના બધા શુભ સંજોગો અને સાધનો લગભગ નકામા થઈ તેને અધમ દશાએ પહોંચાડતાં વાર લગાડતા નથી. પણ જો એવી લાલચો કે લોભને તથા મોહવૃત્તિઓને આધીન ન થતાં સંભાળથી ધૈર્યથી દૃઢતાથી સ્વમાન જાળવી, સાવચેતી પૂર્વક મન અને શરીરનું યથાર્થ રીતે રક્ષણ કરી સીધે રસ્તે ચાલ્યો જાય, લાલચોમાં ફસાય નહિ, તો તેનું જીવન સફળ થયું એમ સમજો. જીંદગીના અનેક શુભાશુભ પ્રસંગો વખતે આપણે આવશ્યકતા પ્રમાણે આપણું મન તથા શરીરની વૃત્તિઓને ખાસ આગ્રહ પૂર્વક વશમાં રાખવાની જરૂર પડે છે. આપણને અનેકવાર બાહ્ય આવરણો દૂર કરવાની જરૂર પડે છે અથવા આપણા ઉપરનો બોજો એટલો બધો વધી જાય છે, ને તેને લીધે આપણે એટલા બધા નિર્બળ થઇ જઇએ છીએ કે બીજાઓનાં કામ થકિત થયા છતાં આપણેજ કરવા પડે છે અને તે પ્રમાણે આ ઉત્કર્ષક વૃત્તિઓની સહાયથી આપણે આપણો બચાવ તથા સંરક્ષણ કરી શકીએ છીએ. મનને અશુભ કામોમાંથી રોકી શુભ કર્મમાં પ્રવૃત્ત કરાવી શકીએ છીએ.

આ ઉત્કર્ષક વૃત્તિઓનું સ્થાન. ગૃહ્ય, નૈતિક, સાંસારિક અને ધામિક વૃત્તિઓની મધ્યમાં આવેલું છે. પશુ વૃત્તિઓ કરતાં તેઓ ઉચ્ચ સ્થાનમાં પરિસ્થિત છે માથાની પાછળના ટોંચના ભાગ પાસે આ વૃત્તિઓનું સ્થાન છે જ્યાં ગૃહ્યશકિતઓની ઉપર તેઓની પરિસ્થીતિ છે. વળી નૈતિક શકિતઓની બાજુમાંજ આ શકિતનું સ્થાન હોવાથી મનુષ્યને તે ઉન્નત અને સુજ્ઞ બનાવવામાં ઉત્તમ રીતે સહાયભૂત થાય છે મનુષ્યોની ઉન્નત અને અભિમાનયુકત ગતી માટે આ વૃત્તિઓની ખાસ જરુર છે. પ્રત્યેક વ્યકિતના ઇતિહાસમાં આ શકિતઓ ઘણુંજ અગત્યનું કાર્ય ભજવે છે. આ શકિતઓની વિશેષતાને લીધે કાનના મુળ પાસેથી પાછળના ભાગમાં લગભગ ૪૫ ડીગ્રી પર આવેલ માથાંની આજુબાજુના ભાગનો પ્રદેશ સારી રીતે ભરાવદાર જણાય છે.



# નં. ૧૪. સાવચેતી—સાવધાનપણું.

## Caution or Cautionsness.

### વ્યાખ્યા, સ્થાન, ઉપયોગ અને વર્ણનાદિ.

સાવધાનપણું, સાવચેતી, ડહાપણ, સચેતનતા, સંભાળ, અગમચેતી, અનિશ્ચિતતા નિર્નિર્ણય, જુમેવારી, જામીનગીરી ભાવિનીચિંતા, ચોકસી, લટકાવી રાખવું, મુલત્વિ રાખવું, બારીકતપાસ રાખવી ઇત્યાદિ અનેક પ્રકારની પ્રવૃત્તિમય આત્મભાવોને આ સાવધાનપણું અથવા સાવચેતીથી ગ્રહણ કરવામાં આવે છે. તેના અતિયોગ અને મિથ્યાયોગથી બીકણપણું, ભય, ત્રાસ, ધાક, કમકમાટી, નિરાશા, અને સ્તબ્ધતા આદિ ભાવો જન્મ પામે છે.

**સ્થાન**—પાર્શ્વકપાળ પાર્શ્વાસ્થિના મધ્યભાગમાં આ સાવધતાની વૃત્તિનું અવયવ આવેલું છે. તેને શોધી કાઢવાનો સૌથી સરળ નિયમ એવો છે કે કાનના પાછળના મધ્ય ભાગમાંથી માથું સીધું રાખી એક ઉભી રેખા દોરીએ તો જે સ્થળથી મસ્તકનો ઉપર તરફ વળતો ભાગ જુદો પડે છે, ત્યાં આગળ આ શકિતનું સ્થાન અથવા અવયવ છે.

સ્ત્રીઓમાં પુરૂષો કરતાં આ વૃત્તિ ખાસ અધિક પ્રમાણમાં હોય છે, કારણ કે તેઓને પોતાના બાળકોની સંભાળ અને રક્ષણ માટે આ શકિતની ખાસ જરુર છે. સમગ્ર પશુવૃત્તિઓના લગભગ મધ્યમાંજ આ શકિતનું સ્થાન ગોઠવવામાં આવ્યું છે, એ ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય અને વિચારણીય છે. આપણા શરીરની અને પ્રત્યેક અવયવની સંભાળ રાખવામાં અને બહારના કોઇ પણ ભય કે અકસ્માત વખતે બચાવ કરવામાં આ શકિત એક ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે વૈશ્ય-વૃત્તિના ખુણાપર અને ગોપનશકિતની બરાબર ઉપરજ આવેલ આ શકિતની પારસ્થિતિને લીધે મનુષ્ય તેમજ પ્રાણી વર્ગ પોતપોતાના ભાવી રક્ષણ અને બચાવને ખાતર અન્ન પાન વસ્ત્ર અને નિવાસસ્થાન આદિની અગાઉથીજ ગોઠવણ કરી રાખે છે. બળ અથવા શારિરશકિતની સાથે સંયુકત થઇ ડહાપણ અને બહાદુરીથી પોતાનો બચાવ કરે છે, અને આત્મરક્ષા માટે જીવપર આવી ગમે તેવાં જોખમો ખેડે છે, વળી ગૃહલાગણીઓના ઉપરિસ્થ પ્રદેશનાં લગભગ ખુણાપરની તેની પરિસ્થિતિ ગૃહ સંસારીક કાર્યો અને લાગણીઓને સંભાળવામાં ઘણો મહત્વનો ભાગ ભજવે છે. એ વાત સર્વ વિદીત છે. યશ કીર્તિ કે ઉત્કર્ષાભિલાષના સ્થાનની બાજુમાંજ તેની પરસ્થિતિને લીધે મનુષ્યના આચાર વિચાર અને વર્તન આદિપર પણ તે અગત્યની સંભાળ અને દેખરેખ રાખે છે. જ્યારે ઉપરના ભાગમાં આત્મનિષ્ઠા(Conscience)ની પાસેજ તેની પરિસ્થિતિ મનુષ્યને હમેશાં અન્તરાત્માના સત્ય અને નિષ્પક્ષ વિચાર અને વર્તન માટે ખાસ સંભાળ રાખતાં શીખવે છે. જયારે અપક્ષપાત અને અધર્મથી બચવાને

માટે ભય દર્શાવે છે. આ રીતે જોતાં નૈતિક અને ધાર્મિક લાગણીઓની બાજુમાંજ તેની પરિસ્થિતિ પણ ખાસ પ્રસંશા કરવા યોગ્યજ છે. જીવનનાં સમગ્ર સૂત્રો ભાવો અને વૃત્તિઓની મધ્યમાં, આવી ડહાપણ ભરેલી સપ્રયોજન અને સયુક્તિક રીતે આ અવયવની પરિસ્થિતિ તથા ગોઠવણ કે સ્થાપના કેટલી અનુપમ સુંદર અને સર્વાંગ સમ્પૂર્ણ છે, એ વિચારવંત પુરુષો સમજી શકે તેવું છે. જીવનના બધા કારભારમાં આ વૃત્તિની મનુષ્યને અનેકવાર જરુર પડે છે, અને એટલા માટે મનુષ્ય અને પ્રાણી માત્રની અંદર સામાન્યરીતે આ શકિત જીવનની સાથેજ અપર્ણ કરવામાં આવેલ છે.

શોધ—આ શકિતના અવયવની શોધ ડો૦ ગોલે એક મેજીસ્ટ્રેટ અને ધર્માધ્યક્ષ પાદરીના મસ્તકની તપાસ કરતાં કરી હતી, પોતાના ભાઇ બહેનોનાં મસ્તિષ્કની વારંવારની તપાસણીને પરીણામે અને અનેક પશુ કે પ્રાણીઓના માથાની તપાસ કર્યા પછી તેણે આ સ્થાનનો યથાર્થ નિર્ણય કર્યો છે. પોતાના પુસ્તકમાં તે અતિ વિસ્તારથી આ બાબતનું વર્ણન આપે છે. પણ અત્રે આવશ્યકતા ન હોવાથી અમે તે આપેલ નથી.

ડા. કોમ્બ કહે છે કે—" Its natural language, when predominent, opens the eyes wide, turns the head horizontally from side to side, and often looks all around. " COMBE.

આ શકિત જેઓમાં પૂર્ણ પ્રમાણમાં હોય છે તેઓની આંખો પૂર્ણ ખૂલી જણાય છે. અને માથું વારંવાર આમ તેમ હલાવે છે, તથા વારંવાર ચારે તરફ જોયા કરે છે. સાવચેતી કે સાવધપણું દર્શાવનાર આ ખાસ મુંગી ભાષા કે આ શકિતનું લક્ષણ છે.

ડા સ્પરઝીયમ કહે છે કે—"We often meet with individuals who are naturally timid, fearfull and undecided while others act promptly. Many children are very timid, and easily frightened. Females are more careful than males. Finally, whole species and different individuals of the same species, evince different degrees of shyness. This feeling must therefore be considered as fundamental."

સાવચેતી, સાવધાનપણું, કે રક્ષકવૃત્તિનો ઉપયોગ અનેક પ્રકારે કુદરતની અંદર સર્વત્ર પ્રસરી રહેલો જોવામાં આવે છે. કુદરતની અંદર પેદા થતા પ્રત્યેક પાર્થિક પદાર્થોને તેઓ સ્થુળરૂપ ધારણ કરે તેટલામાટે રસાત્મક સોમદ્રવ્યથી પોષણ આપવામાં આવે છે, જે રસનો ઉપરનો સપાટીવાળો ભાગ પાછળથી સ્થૂળતાને પામી ત્વચાવાળા કે અસ્થિત્વને પામે છે ત્યારે બહારના ઉષ્ણ શીત કે કઠોર અથવા શુષ્ક વાયુ કે બાહ્ય પદાર્થો અંદરના રસને વિશેષ નુકશાન કે અસર કરી શકતા નથી અને પરિણામે પ્રત્યેક પદાર્થ, ફળ, ફુલ, પુષ્પ, અન્ન, ઔષધિ આદિ પદાર્થો સારી રીતે જળવાઇ પોષાઇ પુષ્ટ અને પકવ તથા રસપૂર્ણ થાય છે.

જો આમ ન થતું હોય, તો વૃક્ષોની અંદર ચડતો રસ ચડવા પહેલાંજ સુકાઈ જાય અને વૃક્ષ વનસ્પતિ કે ફળફૂલના છોડવાઓ કદી વૃદ્ધિ પામી શકે નહિ. આટલા

વાસ્તે પ્રત્યેક કંદ મૂળ ફૂલ ફળ આદિનો ઉપરનો ત્વચાવાળો ભાગ મૂળ રસમાંથી સ્થુલત્વને પ્રાપ્ત થઇ આન્તરીય સત્વનું રક્ષણ કરવા માટે શરૂઆતથીજ સ્વભાવિક રીતે પ્રવર્તે છે. પબડી અખરોડ બદામ નાળીયેર આદિ ફળોનાં અર્ધ રસાત્મક સત્વ નું ઉપરની સ્થુલ ત્વચા કે છાલ અથવા ફોતરી દ્વારા સંરક્ષણ થાય છે જેથી અતિ શીત કે વલ અને આતપની તેના ગર્ભસ્થ પદાર્થને બીલકુલ અસર થતી નથી. કુદરતની અંદર જે કંઇ પદાર્થ છે તે સર્વનું આવી રીતે ત્વચા છાલ ભુસા કે અન્ય પ્રકારનાં કાચલી જેવાં સ્થુલ ભાગોથી અનેક રીતે સંરક્ષણ કરવામાં આવેલ છે, જ્યારે મનુષ્ય પણ એજ સિધ્ધાન્ત પ્રમાણે વર્તી આગ વસ્ત્ર વસન અને સદન આદિ સાધનોને એકત્ર કરી તે દ્વારા પોતાનું તથા પોતાનાં કુટુંબાદિનુ સંરક્ષણ કરે છે.

આવીજ રીતે પ્રત્યેક પ્રાણી પોતાનું રક્ષણ કરવા હમેશાં તત્પર રહે છે. કોઇ નાશી જઇને, કોઇ છુપાઇને, કોઇ ભોંયરામાં ભરાઇને, તો કોઇ ઝાડ ઝુંડ કે અંધારા જંગલમાં કે જગ્યોમાં સંતાઇને, સૌ પોતપોતાની સંભાળ કરવા હંમેશાં સાધન અને શકિત અનુસાર તત્પર થાય છે. કોઇ ડંખથી, કોઇ દાંતથી, કોઈ કરડીને, કોઇ ભસીને, તો કોઇ પંજા અને નખથી, અથવા ઝેરથી પોતાનું રક્ષણ કરે છે.

લોખંડ, પથ્થર, લાકડું અને કાઠીન્ય ગુણ યુકત અન્ય સર્વ પદાર્થો પણ આવીજ રીતે સંક્ષણ અને બચાવના કામમાં સ્વાભાવિક રીતે સહાયભુત થાય છે. ઝાડના થડનું કાઠીન્ય, તેને અવલંબી રહેલ ડાળી, ડાંખળાં, અને ફળ ફૂલાદિના પોષણ રક્ષણ અને વજન આદિ કાર્યને સંભાળે છે અને પ્રત્યેક પદાર્થને યથાયોગ્ય સ્થાને ટકાવી રાખી પડવા દેતું નથી.

આજ પ્રમાણે પશુ પ્રાણી અને પક્ષીઓના શરીરની રક્ષા પણ પીછાં, વાળ, ઉન, અને ત્વચા આદિના અસંખ્ય સાધનો અને પ્રકારો દ્વારા અનેક રીતે કરવામાં આવેલ છે.

માથાના વાળ મસ્તકની અંદરના ઝેલેટીનજેવા મેંદાવાળા પદાર્થને ટાઢ, તડકો કે અતિ શીત ઉષ્ણ અને વાતાતપથી નુકશાન ન થવા દેતાં રક્ષણ કરે છે એટલુંજ નહી પણ બહારના બોજાને કે કોઇ સખ્ત ઘાની અસરને પણ નરમ પાડવામાં સહાયભુત બને છે. માથાની ખોપરીથી પણ મગજના દરેક વિભાગને બહુજ સંભાળ પૂર્વક કુદરતી રીતેજ સુરક્ષિત કરવામાં આવેલ છે, જેને પરિણામે ગમે તેવો ભાર કે વજન તથા જેવા તેવા ઘા કે કે ફટકા વિગેરેની એકદમ તીવ્ર અસર એકાએક મગજપર થઇ શકતી નથી. પશુંઓનાં શીંગડાંવાળો ભાગ અને શીંગડાંઓ પણ આવી રીતે તેઓનાં મસ્તિષ્કના ભાગનું રક્ષણ કરવામાં અનેક પ્રસંગે મદદગાર થાય છે, અને અડચણો તથા મુસીબતોને દુર કરવામાં સાધન રૂપ બને છે.

આજ પ્રમાણે અસ્થિઓની પ્રત્યેક સંધીસ્થાને મુકવામાં આવેલ નમ્ર અને મૃદુ અસ્થિઓના તકીયા પણ (Cartilagies) પગથી છેક માથા સુધીના ભાગના અવયવોને દોડવા, પડવા, કે કુદવાથી થનાર દુઃખ અને અડચણ અથવા ભાંગફોડથી બચાવી સુરક્ષિત રાખે છે, અને તેવી અસરને મગજ સુધી પહોંચવા પણ દેતા નથી. વળી

પ્રત્યેક પશુ પ્રાણી કે મનુષ્યના માથાનો તેમજ અનાજ અને ફૂળ તથા અસ્થિઓનો ગોળ તેમજ લંબગોળ ઘાટ સ્વાભાવિક રીતેજ પોતાના કે ગોળ લંબગોળ આદિ આકારને લીધે પોતાનું રક્ષણ પામી રહેલ છે, અને વળી જ્યાં ઉંચાઇ કે બહુજ કાર્ય કરવાની જરૂર હોય ત્યાં પણ લંબગોળ અથવા સીલીન્ડર આકૃતિને ધારણ કરી રહેલ છે, તેનું કારણ પણ રક્ષણ અને બચાવજ છે. ઝાડનાં થડ, સર્પ, માછલાં, મનુષ્ય, ગાય, ભેંસ આદિ પ્રાણીઓના અસ્થિઓ અને તેનાં બાહ્ય આકાર આદિ આવા સિલેન્ડર આકૃતિનાજ અર્થાત્ કોઠા રૂપે જોવામાં આવે છે, તેનું એજ કારણ છે. આપણા હાથ પગના નખો, ગાય અને ઘોડા તથા બકરાં અને ઘેટાંનાં પગની ખરીઓ, પક્ષીઓનાં પંજાઓ અને નખો વિગેરેનું અસ્તિત્વ પણ તે તે પ્રદેશનાં આંગળાં આંગળીઓ કે વિભાગોનું રક્ષણ કરવા માટેજ નિર્માણ થયેલ છે એ કોણ નથી જાણતું ? આંખનો અસ્થિમય દાબડો, તેની ગોળ આકૃતિ અને ભ્રમર તથા પોપચાં અને નિમેષોન્મેષ તથા પાંપણ આદિ ભાગોથી આપણા નેત્ર રત્નોનું કેટલી અદભુત, આશ્ચર્યજનક અને ડહાપણ ભરેલી રીતે સંરક્ષણ કરવામાં આવેલ છે ! આવાં સુંદર અગત્યનાં અને અમુલ્ય રત્નોનું રક્ષણ કરવા માટે તેઓને નેત્રગૃહરૂપ સુંદર ગોખલામાં સુરક્ષિત કરવામાં પરમકૃપાળુ પરમાત્માનું અનહદ બુદ્ધિચાતુર્ય અને યુકિત તથા પ્રયોજન સ્પષ્ટ થાય છે. આજ પ્રમાણે દાંતની ઉપરની પતરી, જીવ્હાની આસપાસ દાંત અને માંસાસ્થિનો કોટ અને હૃદય ફેફસાં તથા ધોરી નસ અને શ્વાસનળીકા તથા અન્ન માર્ગનું કોઠાની પાંસળીઓથી થતું સંરક્ષણ, સંભાળ અને બચાવ, તેમજ કરોડના અસ્થિઓથી કરોડ રજ્જુની અત્યન્ત અગત્યની સંભાળ લેવાનાં કાર્યો પણ, કુદરતના એજ સંરક્ષા સાવચેતી અને સાવધાનતાના કાર્યોનો અને નિયમોના હજારો રીતે પુરાવા અને પ્રત્યક્ષ સાબીતિ આપી રહેલ છે, એ કોનાથી ના કહી શકાય તેમ છે ? ટુંકમાં કુદરત પોતાની સમ્પૂર્ણ કૃતિનાં સમગ્ર પદાર્થોની અનેક પ્રકારથી, અનેક સાધનો દ્વારા, અનેક રીતે, આન્તરીય અને બાહ્ય વિનાશક કારણોથી, સંભાળ અને સંરક્ષા નિરંતર કરીજ રહી છે. આવી અગમચેતી અને સંભાળ કે સાવચેતીના અનેક કાર્ય કુદરતમાં સર્વત્ર પ્રત્યક્ષ થાય છે.

મનુષ્યની અંદર પણ કુદરતના આ સિધ્ધાન્તોને સમજવા માટે અને આફત દુઃખ તથા સંકટમાંથી બચવા માટે તથા અગમચેતી અને સાવચેતીના ઉપાયો યોજવા ખાતર, એવી એક શકિત અને તેના સ્થાનની રચના ખાસ અગત્યની છે, અને તેવી વૃત્તિનો યથાસમય યથાઆવશ્યકતા ઉપયોગ થવાની પણ જરૂર છે. સ્વાત્મરક્ષા એ પ્રાણીમાત્રની સૌથી પ્રબળ અને પ્રથમ પ્રવૃત્તિ છે. મસ્તિષ્કની રક્ષા જો કે ખોપરી અને વાળ આદિ સાધનો અને ગોળ આકૃતિ દ્વારા કુદરતે તો કરેલજ છે, પણ તેથી કોઇ મનુષ્યે પોતાની આ સંરક્ષક કે સાવધાન વૃત્તિનો ઉપયોગ કરવાની જરુરજ નથી એમ નથી ઠરતું. ઉલટું બાહ્યફટકા કે ઘા અથવા અકસ્માત વખતે બને હાથ કે અન્ય સાધનો દ્વારા તે તે પ્રદેશની સંભાળ પૂર્વક રક્ષા કરવાની અને સાવધાનતાથી સચેત થઈને રક્ષાનાં સાધનો યોજવાની અને બચવાની પણ મનુષ્યને

તેટલીજ જરૂર પડે છે; સંરક્ષા એ પણ મનનો સ્વાભાવિક ગુણ અથવા પ્રવૃતિજ છે. અને જેમ દર્શન માટે આંખ અને પ્રકાશનો સંબંધ અને જોવાની ઈચ્છા ઇત્યાદિ સાધનોની જરુર છે, તેજ પ્રમાણે બચાવની ઈચ્છા, ઇચ્છાને પ્રગટ કરનાર માનસિક અવયવ અને તે અવયવદ્વારા કાર્ય કરનાર હસ્તપાદાદિ અવયવોની પણ તેટલીજ જરૂર છે. આ પ્રમાણે બચાવ સંરક્ષા અને તેનાં સાધનો તથા તે માટેની માનસિક વૃત્તિ અને તેનું સ્થાન આદિ ખાસ અગત્યનો ભાગ ભજવે છે.

સાવધાનપણું કે સાવચેતીનું અવયવ, આ જરૂરીયાત સમ્પૂર્ણ રીતે પુરી પાડે છે તેના વિના કોઇ પણ પ્રાણી કે કોઈ પણ મનુષ્ય લાંબો વખત જીવન ધારણ કરી શકે નહિ. કુદરતનો પણ આ એક ગુણ છે, અને મનુષ્યની અંદર પણ તે વૃતિની તેટલીજ જરૂર છે.

**વિવેચન**—જેઓમાં આ વૃત્તિ પ્રપૂર્ણ રીતે કાર્ય કરી રહી હોય છે અથવા ખીલેલી હોય છે, તેઓ બહુજ ચતુર હોય છે, હમેશાં સાવચેત રહે છે, નાની નાની બાબતોમાં પણ ઉત્પાત કર્યા કરે છે. તેવા પુરૂષોને ઉત્પાતીયા સ્વભાવના કહેવામાં આવે છે. છાયાથી પણ ડરી ચાલે છે. હમેશાં વલોપાતીઓ જીવ હોય છે, ધંધા રોજગારમાં બહુજ સંભાળ રાખનારા હોય છે, નિશ્ચય કરેલી બાબતોનું પણ પુનરવલોકન કરી જાય છે, કારણ વિપરિત પરિણામથી બહુ ડરે છે. અકસ્માત અને દુઃખથી હમેશાં ડરતા રહે છે, દરેક બાબતમાં ખાસ નકામાં દુઃખી થયા કરે છે, જોખમ ખેડી શકતા નથી, સાહસીક થઇ શકતા નથી, કાર્યોને મુળત્વી રાખે છે, સ્વભાવ ઉગ્ર અને ઉતાવળીઓ હોય તો હમેશાં ભયભીત હાલતમાં રહે છે. જલ્દીથી ચમકાવી શકાય છે, રાઇનો પર્વત કરી બેસે છે, નાનું દુઃખ આવતાં દુઃખનાં ડુંગરો કલ્પિ બેસે છે, ભયનાં કારણો ઉપસ્થિત થતાં હાંજા ગગડી જાય છે, ખોટી ધમકીથી એકદમ વશ થઇ જાય છે. શારીરિક બળ, આશા, અને સ્વમાનની સ્વલ્પતાને લીધે અભિલાષાઓ મોટી હોવા છતાં પણ કંઇ પ્રાપ્ત કરી શકતા નથી, પણ બીજાઓને આધિન થઇ રહે. છે દ્રવ્યાભિલાષ અને વૈશ્યવૃતિના પ્રાબલ્યથી આવા પુરૂષો વ્યાપાર રોજગાર કરતાં ગ્યાસગીરો, મોરગેજ અને ગવર્નમેન્ટ સીક્યુરીટી બોન્ડ કે નોટો અથવા પોર્ટટ્રસ્ટના બોન્ડ વિગેરેમાં નાણા રોકવાનું વધારે પસંદ કરે છે. થોડે જોખમે નફો મેળવવાનું કામ વધારે પસંદ કરે છે, જ્યારે વધારે જોખમ ખેડીને પણ જુજ નફો લેવા દોડવાની હિમ્મત કરી શકતા નથી. ધંધા રોજગારમાં નાણા રોકવા કરતાં વ્યાજ વટાવ અને બેન્ક વગેરેમાં વધારે પૈસા રોકે છે. કોઇ પણ કાર્ય માટે તૈયાર થવામાં પણ લાંબો વિચાર કરે છે, દરેક બાબતની પહેલાંથી ચોકસી કરી લે છે. પાકાં લખતો કે સહી શીકા કરાવ્યા પછી લેણ દેણના કાર્યો કરે છે.

આશા, શકિત અને ઉગ્ર સ્વભાવને પરિણામે જે કાંઇ કામ હાથમાં લે છે તેને સંભાળ પૂર્વક આગળ ચલાવે છે. ચાબુક મારે ખરા પણ લગામ બરાબર હાથમાં રાખે છે અને તેથી પોતાની ધારેલી મુરાદ પાર પડે એવી રીતે વર્તે છે. બુધ્ધિબળ અને વિવેક વાપરી પ્રત્યેક કાર્યનો આરંભ કરે છે. ધનાભિલાષની અધિકતા અને યશની સામાન્ય

ઈચ્છાને લીધે પૈસા સંબંધી દરેક બાબતમાં બહુજ સંભાળથી વર્તે છે. તેમાં યશ કે કીર્તિની આકાંક્ષા રાખતા નથી. મૈત્રી અને દયાળુ વૃત્તિની અધિકતાને લીધે મિત્રોનું શુભ કરવામા બહુજ આનદ માને છે.

આત્મનિષ્ઠા અધિક હોવાથી કોઇ પણ અયોગ્ય ખોટાં કે અસત્ય કાર્યનો આરંભ ન થાય એમાં બહુજ સંભાળ રાખે છે. આત્મિક વૃત્તિ પ્રબળ હોય તો બરાબર સંભાળ પૂર્વક અને ડહાપણથી પ્લાન રચે છે અને દૃઢતાથી પ્રત્યેક કાર્યનો બરાબર નિર્ણય કરી નિશ્ચિત કરેલ માર્ગપર મકકમપણે વર્તે છે કે જે નિશ્ચયને પાછળથી કદી પણ શિથીલ કરી શકાતો નથી.

સ્વમાન અન આત્મશ્રધ્ધાની ન્યૂનતા હોવાને લીધે બીજાઓના નિર્ણય ઉપર વધારે આધાર રાખે છે. વાત્સલ્ય ભાવની અધિકતા અને જ્ઞાનતન્તુઓની નિર્બળતાને લીધે બાળકોના સંબંધમાં વિના કારણ ચિન્તાતુર બની રહે છે. તેઓની અતિ સંભાળ લે છે અને અતિ સંભાળ તથા દયાના પ્રભાવથીજ કેટલીકવાર તેઓનાં બીકણપણાનું કારણ બને છે.

સાધારણ—જેઓમાં આ શકિત સાધારણ પ્રમાણમાં હોય તેઓ અન્યાન્ય પ્રબળ શકિતઓની સહાયથી ડહાપણ ભરેલી રીતે વર્તે છે, પણ અલ્પ શકિતવાળા કાર્યોમાં તેઓ ગાફલ માલુમ પડે છે. શરીરબળ, આશા, સ્વમાન આદિની ઉગ્રતાને લીધે વ્યવહારીક રીતે તેઓ અણસમજુ જેવા દેખાય છે ખરા, પણ હેતુ શકિત કે તર્કશકિતની અધિકતા તથા આશા શરીરબળ અને ઉગ્ર સ્વભાવ કરતાં મનોબળવાળા હોય તો સારી રીતે સમજશકિતથી કાર્ય કરનાર અને મુશીબતોને પાર ઓળંગનાર નિવડે છે, સ્વભાવની ઉગ્રતાને લીધે જેમ મનમાં આવ્યુ તેમ એકદમ વગર વિચાર્યે વર્તે છે. બેદરકારીથી બહુજ ખોઇ બેસે છે, કમઅક્કલને લીધે ઘણી મુશીબતો વેઠે છે, વારંવાર "મને તેની કંઇ દરકાર નથી" એવા વાકયો બોલે છે, પાડોશીઓ સાથે વારંવાર લડી પડે છે અને નિરર્થક દુશ્મનો ઉભા કરે છે.

કીર્તિ અને યશની અભિલાષાને લીધે પ્રશંસાના ભૂખ્યા બને છે પણ તેમ કરતાં અનેકવાર ટીકાને પાત્ર બને છે, તર્કશકિતની ન્યુનતા અને આશાની પ્રબળતાને લીધે વગર સમજ્યે કાર્યોનો આરંભ કરી બેસે છે. આવા વ્યકિતએ વાલી નેતા કે વડીલોની શિખામણ પ્રમાણે વર્તવાની જરુર છે.

દ્રવ્યાભિલાષની ન્યૂનતાને લીધે આવા માણસો પૈસો રાખી કે બચાવી શકતા નથી તેમ પૈસા ભરી શકે તે કરતાં પણ વધારે ઉધાર માલ લેવા માટે સહજમાં સમજાવી શકાય તેવા સ્વભાવના હોય છે. વાત્સલ્ય સ્નેહની અધિકતાને લીધે બાળકો સાથે રમે છે પણ નિગ્રહ વૃત્તિની ન્યૂનતા તથા વકતૃત્વ શકિતની વિશેષતાને લીધે ગમે તેવા વાકયોચ્ચારણ કરી બેસે છે.

**ન્યૂન**—જેઓમાં આ શકિત તદન ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ ઉદ્દ્ધત વિચાર વિનાના અને ભય રહિત હોય છે. આશાની અધિકતાને લીધે આવા લોકો વારંવાર મુશીબતોમાં આવી પડે છે. યુયુત્સાની પ્રબળતાને લીધે ઉધેમાથે વગર વિચાર્યે દેખીતી આંખે જોખમમાં ઉતરે છે, અને ઠોકરો ખાય છે. આવા પુરુષોએ પોતાની અંદર આ સાવધતાની વૃત્તિ ખાસ ખીલવવાની જરુર છે.

**ખીલવણી**—આ શકિતના અતિ ઊગ્ર પ્રમાણુથી જેમ નુકશાન છે તેમજ તેની ખામીથી પણ અનેક પ્રકારના નુકશાન છે. આ શકિતની ખીલવણી માટે એ શકિતથી શું લાભ થાય છે તે તરફ ધ્યાન પૂર્વક વિચાર કરો. બેદરકારી વગરવિચાર્યે અને અસાવધાનતાથી શું શું નુકશાન તમને થયા છે, અને થાય છે તેનો બરાબર વિચાર કરી સાવધ અને સચેત થાવો. બેવકુફી એ એક મોટો ગુન્હો છે. હમેશાં વિચાર કરી કાર્યનો આરંભ કરો. આસપાસના સંજોગો ઉપર પુરતું ધ્યાન આપો. સદ્દભાગ્યે જે મુશીબતોમાંથી તમે અચાનક બચી ગયા હો તેનો વિચાર કરો અને ભાવી મુશીબતોથી બચવા પ્રયત્ન કરો પ્રત્યેક કાર્યમાં સંભાળ, કાળજી સાવચેતી અને અગમચેતી વાપરો. તદન નિશ્ચિંત નિડર કે બેડર નહિં બનો.

બેદરકાર બાળકોને જોખમી ધંધાઓમાં કદી કામે નહિ લગાડવા. એક વખત મસ્તિષ્ક શાસ્ત્રી ડા૦ ફાઉલરે એક બેદરકાર છોકરાના સંબંધમાં તેના માબાપને સુચના આપી કે " તમે આ છોકરાને કોઇ પણ જોખમી ધંધામાં નાખતા નહી.
પણ તે બાપડે એ બાબતપર ધ્યાન ન આપ્યું અને ઘરપર પતરાં જડવાના કામમાં તેને કામે લગાડયો, બેદરકારીથી નવી ચણાતી ભીંતો ઉપર આમ તેમ ફરતાં એકાદ ઇંટપરથી તે છોકરાનો પગ લથડયો અને નીચે પડી મરણ પામ્યો.

**નિગ્રહ**—આ શકિત કે વૃત્તિના અતિ પ્રબળ વેગને રોકવાની પણ જરૂર છે. સામાન્ય રીતે આ શકિતની અધિકતાજ સર્વત્ર જોવામાં આવે છે. કેટલાકો તો માત્રજ કલ્પિત ભયથીજ નિરંતર દુઃખી થયા કરે છે. આવા પુરુષો કે સ્ત્રીઓએ જરા બુધ્ધિનો ઉપયોગ કરી ભયના નિરર્થક કારણથી નિવૃત થવું જોઈએ. વિશેષ ભય કે ઉત્પાતની કલ્પના કર્યા વિના એકવાર દ્રઢનિશ્ચય કરી પરિણામનો વિચાર વારંવાર ન કરતાં કામપર લાગી જવું પછી ગમે તે થાય તેની દરકાર નહિ કરવી. ભય, મુશીબત કે દુઃખની કલ્પનાઓથીજ વારંવાર ડરીજઇ કાર્યનો આરંભ ન કરતાં સમય ખોવાથી કાંઇ વળતું નથી. આવા મનુષ્યો ભયને કેટલીકવાર મહત્વનું રુપ આપી દે છે અને આશાઓને નજીવી ગણે છે. ભયભીત દર્શન આપનાર સાધનો દ્વારા તેઓને જોવાની ટેવ પડી હોય છે તેથી તેઓને સર્વત્ર કંઇ ન હોય તો પણ ભય જણાયજ છે. આવી વૃત્તિઓનો એકદમ ત્યાગ અને તિરસ્કાર કરવો અને કાર્ય કરવા વિચાર પૂર્વક તત્પર થવું એજ વધારે શ્રેયસ્કર છે. કેટલીકવાર અવ્યવસ્થિત કે નિર્બળ જ્ઞાનતંતુઓની હાલતને લીધે પણ નિરર્થક ભય અને શંકા આદિ લાગણીઓ પેદા થાય છે, જે જ્ઞાનતન્તુઓની સ્થિતિ સુધારવાથી સુધરી જાય છે.

**બાળકો માટે ખાસ સૂચના.**

સ્વભાવથી ડરપોંક અને બ્હીકણુ છોકરાંઓ કે સ્ત્રીઓને પણ ધમકી કે ઠપકો આપી વારંવાર બ્હીવડાવવાં નહિ જોઇએ. તેમ તેઓને અંધારામાં ગોંધી રાખી ડરાવવા નાહ. કેટલીક માતાઓ બાલ્યાવસ્થામાંથીજ ચોર, પોલીસ, ભુત, પ્રેત અને અંધારાનો ભય બતાવી પોતાનાં બાળકોને નાની ઉમરમાંથીજ બીકણુ ડરપોક અને ભીરૂ કે માવડીઆ બનાવી દે છે. કેટલીક વાર વારસામાંજ આવા દુર્ગુણો અર્પણુ કરે છે. વળી બાકી રહ્યું હોય તે વારંવાર ડરાવી બ્હીવડાવીને પુરું કરી આપે છે. પણુ આ એક પ્રકારની મૂર્ખતા અને બેવકુફીજ છે. બાળકોનો ભય તથા બ્હીકણુપણુ અને નિર્બળતા નાની ઉમરમાંથી દુર કરવું જોઇએ. "ડરો નહિ" "બહાદુર થાઓ" કર હિમ્મત, શાબાશ, ઇત્યાદિ ઉત્સાહક અને પ્રેરક વાકયોથી તેઓમાં બહાદુરી, હોશીયારી, ચાલાકી, નિર્ભયતા, સાવચેતી અને અગમચેતી તથા સંભાળ આદિ ગુણોને કેળવવા જોઇએ. પાસે રહી જોખમી કસરતો, હરીફાઇની રમતગમતો, ઘડાપીટ, હુડ તત, સાડી, જારીવજારી, પેરેલલબાર, સીંગલબાર આદિની કસરતો, ગોળીબહાર, ડુબકી દાવ, સંતાકુકડી, કુવામાં ઉંચેથી ઠેકડા મારવાનું, તરવાનું આદિ ક્રિયાએ, સંભાળથી દેખરેખ રાખી શીખવવી જોઇએ. ઉંદર, છછુંદર, સર્પ કે વીંછી દેખી ડરાવવા નહી, પણુ તેનું સ્વરુપ અને કાર્ય સમજાવી, તેનો પરીચય આપી બાળકોની સરખામણીનાં પ્રમાણુમાં તેઓ કેવાં નિર્બળ અને ભયભીત હોય છે તે બતાવું જેથી તેઓ તરફનો ખોટો ડર દુર થાય. આજ પ્રમાણે ભુત, પ્રેત, પિશાચ, માતા, ડાકણુ, મામા, કે એવીજ જાતના વહેમોને દુર કરવાના દરેક પ્રયત્નો કરવા જોઇએ. માબાપોની આ એક ખાસ ફરજ છે



# નં. ૧૫. યશાભિલાષ કે કામનાઓ.

## Ambition or Approbativeness.

### વ્યાખ્યા, સ્થાન, ઉપયોગ અને વર્ણનાદિ.

યશાભિલાષ, આકાંક્ષા, ઉત્કર્ષાભિલાષ, કીર્તિ, નામના કે માનપાનની ઇચ્છા, માનમરતબો, પ્રસંશા, કીર્તિ, ઉજ્વલ યશ આદિની ઇચ્છા, ભલું નામ, લોકાપવાદનો ભય આગળ વધવાની, પ્રસિદ્ધ થવાની, ભભકો દેખાડવાની, લોકપ્રિય થવાની, જ્ઞાતિસમાજ કે સંસ્થામાં અગ્રગન્તા થવાની, કે પુજ્ય ગણાવાની આકાંક્ષા, ઇત્યાદિ વૃત્તિઓનો આ વૃત્તિમાં સમાવેશ થાય છે

આ વૃત્તિના અતિયોગ અને મિથ્યાયોગથી, મિથ્યા આડંબર, અદેખાઈ, દ્વેષ, હરિફાઇ, વિદ્વેષ, આદિ દુર્ગુણોને જન્મ મળે છે.

**સ્થાન**—સાવચેતીના સ્થાનની પાછળ સ્વમાનના સ્થાનની બરાબર લાઇનમાં આત્મનિષ્ઠાની નીચે અને સ્થૈર્ય વૃત્તિની ઉપર જરા બાજુમાં આ વૃત્તિનાં અવયવનું સ્થાન આવેલું છે.

**શોધક**—ડાૅ૦ ગોલે આ શકિતના સ્થાનની શોધ કરી હતી. તે કહે છે કે એપ (Ape) નામના વાનરોમાં આ સ્થાન ખાસ ખીલેલું હોય છે. તેથી તેઓ કપડાં પહેરવાના શોખીન હોય છે અને જરા પણ મશ્કરી કે ઠઠા થતાં કે હસતાં એકદમ ચીડાઇ જાય છે, અને કરડવા દોડે છે, લપાટ મારે છે, પણ મોઢું ભારે રાખી નમ્રતાથી જેઓ તેની પાસે જઇ કંઇ પણ આપે છે તો ઘણીજ ખુશીથી રાજી થઈ લે છે અને ચુંબન આપે છે. તે કહે છે કે—

"Vanity, ambition, love of glory are modification of the same fundamental quality.

Women show it in dress, statesmen in love of office, and soldiers in defending their country. It is as comman as beneficial to individuals as society. For it is one of the most powerful, laudable and disinterested motives to action. How many brilliant deeds, instances of generous devotion and admirable exertions does it inspire? Parents and instructors can employ no more afficient incentives to

good deeds than this, and what recompense can be more flattering to the generous noble hearted man, than public marks of distinction and merit and a wide and brilliant reputation ?"

For my part I like ambition and a sense of honour in my shoemaker, for it induces him to make me good shoes, in my gardner for it gives me the very nicest fruits: I want no advocate, physician general or minister who is not anxious for glory and cares only for money or gold. I like the native vanity of that girl ; it will some day inspire for right ambition to be come excellent wife and mother. Rectify this pretended weakness and society will always be the better for it than for the apathy and in differance of those philosophers who pretend to depise it."

" I thank nature for giving all more or less of it."

ભાવાર્થ—ડોળ, યશનીઅભિલાષા અને કીર્તિનો લોભ એ બધાં ભાવો આ મુળ વૃત્તિનાંજ માત્ર રુપાન્તરોજ છે. સ્ત્રીઓ આ વૃત્તિનાં કાર્યને પોતાના કપડાં લતાનાં શોખમાં દર્શાવે છે રાજ્યાધિકારી પુરૂષો પોતાના અધિકાર કે સત્તાના તોરમાં, અને સૈનિકો પોતાના દેશ માટે લડવાના અભિમાનમાં આ વૃત્તિના ભાવનેજ દર્શાવે છે, આ વૃત્તિનું કાર્ય સર્વમાન્ય અને સર્વ સાધારણ છે. તેમજ તે વ્યકિત તેમજ સમષ્ટિને પણ લાભપ્રદ છે. કારણ કે તે નિસ્વાર્થ રીતે અને માત્ર પ્રશંસાને ખાતર કાર્ય કરવા માટે પ્રેરનાર સૌથી પ્રબળ શકિત છે. આ વૃત્તિદ્વારાજ મનુષ્યો અનેક ઉજ્વલ કીર્તિવંત અને શોભા આપનાર તથા ઔદાર્ય કે ભકિતભાવ યુકત કાર્યો કરવા પ્રેરાય છે, મા બાપો અને શિક્ષકો પોતાના શિષ્ય કે બાળકોને ઉત્સાહ અને ઉત્તેજન આપી ભલા કાર્યો કરવાની પ્રેરણા કરવામાં આ વૃત્તિની ઉત્તેજના કરતાં વધારે સારો ઉપાય ભાગ્યેજ મેળવી શકશે. ભલા અને ઉદાર હૃદયના મહા પુરુષોનો બદલો તેઓની ઉજ્વલ કીર્તિ અને નામનાના જાહેર ગીતો અને માનપાનના મેળાવડાઓ વિના બીજી કઇ ઉત્તમ રીતે વળી શકે તેમ છે ?

કોઈ મને પુછે તો હું તો કહું છું કે મારા મોચીની અંદર પણ પ્રસંશા પ્રિયતાનો ગુણ હોય એ હું પસંદ કરું છું. કારણ તે દ્વારા તે મારા માટે સારી જોડ બનાવે છે. મારા માળીમાં પણ તે હોય તેમ હું ચાહુ છું કારણ તેથી તે સારા અને ઉત્તમ ફળો તૈયાર કરી લાવી આપે છે. અમારે એવા એડવોકેટ ડાકટર કે વૈદ્ય અથવા નેતા કે પ્રધાનની જરૂર નથી કે જેને યશ કે કીર્તિનો લોભજ ન હોય અથવા જે ધન અને સમ્પતિની દરકાર કરતો ન હોય. હું કન્યાઓની અંદરની સ્વભાવિક ફેશન કે દેખાવડા થવાની વૃત્તિને પણ ચાહુ છું કારણ તે દ્વારા એક દિવસ તે ઉમદા સ્ત્રી કે માતા થવામાં મગરૂરી માનશે. યશ કે કીર્તિનો લોભ એ સારો નથી એવી

જનસમાજની સામાન્ય નિબળ માન્યતાને વિશુધ્ધ કરશે અને જનસમાજ તે દ્વારા અનેક રીતે પ્રગતિશીલ થશે, એટલુંજ નહિ પણ તત્વજ્ઞાની અને વૈરાગીઓની માફક તિરસ્કાર અને યશ તથા કીર્તિ માટેની બેદરકારીની લાગણી ન ધરાવતાં સારે રસ્તે વળશે. કુદરતે દરેક વ્યકિતને આવી પ્રશંસા પ્રિયતાની વૃત્તિ આપેલ છે, તેને માટે તેનો આભાર માનુ છું."

મુખપરના ચિન્હ—આ શકિતનું મુખ પરનું ચિન્હ મુખના ખુણાની બરાબર બાહ્ય બાજુમાં આવેલ છે જેને પરિણામે એ શકિતનું કાર્ય કે વિચાર ચાલતા હોય ત્યારે મુખના ખુણાઓને સીધા ઉપર તરફ ખેંચવામાં આવે છે. જ્યારે ખુશ મિજાજનું ચિન્હ તેજ સ્થાનથી જરા ઉપર અને બહાર આવેલ છે, અને તેની ક્રિયા વખતે મુખ જરા ઉપર અને બાજું તરપ્ ખેંચાય છે.

યશની અભિલાષા અને ખુશમિજાજ આ બન્ને વૃત્તિના કાર્ય વખતે હસવું તો આવેજ છે. પણ કુશળ સામુદ્રિક શાસ્ત્રજ્ઞ બન્નેને સારી રીતે ઓળખી શકે છે.

ઉપયોગ—કેટલાક બનાવો તેઓના દર્શન માત્રથી આપણું મન ખેંચે છે જ્યારે કેટલાક પ્રસંગો સ્વભાવથીજ મનને વિહવળ નાખુશ અને અરુચી પેદા કરે છે. વહાણ કે સ્ટીમરપરથી એકાદ બાળક, મોજાંઓની ઉથલપાથલથી ભરપુર મહાસાગરમાં પડતાં એક બહાદુર અને વીર આત્મભોગ આપનાર નર તરતજ કુદી જીંદગીની દરકાર કર્યા વગર તે બાળકને બચાવવા સમુદ્રમાં ઝપલાવે છે. સર્વ પ્રેક્ષક વર્ગ નિષ્પક્ષપાતપણે અને સ્વભાવિક રીતેજ આ આત્મભોગના સાહસપૂર્ણ કાર્યની હાર્દિક પ્રશંસા કરવા મંડી જાય છે. એકાદ વ્યભિચારી સ્ત્રી પોતાના બાળકને તેવીજ રીતે સમુદ્ર કે નદીના વેગમાં ફેંકી દે છે અને તેનો પણ ઉપર પ્રમાણે બચાવ કરવામાં આવે છે. પણ તે બાળકને ફેંકી દેનાર માતાને માટે તો ચારે તરફથી "ધિક્કાર શરમ અને-અપમાનનીજ સ્વાભાવિક વર્ષા થવા માંડે છે. જે કોઇ આ વૃત્તાન્ત જુવે કે સાંભળે છે તેઓ સર્વ એમજ કહે છે. આવી રીતે અમુક કાર્ય કે વર્તનની પ્રસંશા વખાણ કે સ્તુતી કરવી અને અમુક કાર્ય કે વર્તન અથવા લક્ષણ તરફ ધિક્કાર શરમ અને અવગણનાની દૃષ્ટીની સ્વભાવિક વૃત્તિ થવી એ આ વૃતિનું કાર્ય છે.

લોક વર્તન અને લોકાપવાદની સત્તા—આચાર વેશ ને વર્તનનું મળતાપણું કે સામાજીક સભ્યતા એ આ વૃત્તિના કાર્યને અંગેજ કેટલીક રીતે જન્મ પામે છે. સામાજીક એકજ પ્રકારના બંધારણને માટે અતિ અગત્યનું કાર્ય ભજવે છે. જેને લોક વાયકા જનશ્રુતિ કે લોકાપવાદ કહેવામાં આવે છે તે આ વૃત્તિનુંજ કાર્ય છે. જાહેર પ્રજા મત Public opsnion એ આ વૃત્તિના કાર્યનુંજ પરિણામ છે. જનસમાજને નૈતિક અને ધાર્મિક તથા સભ્ય બનાવવામાં પણ અંતઃકરણ કે આત્મનિષ્ઠાનાં કરતાં પણ લોકાપવાદ Public openion અનેકવાર ઘણું પ્રબળ કાર્ય ભજવે છે અનેક પુરુષો અને અસંખ્ય સ્ત્રીઓનાં આચાર વિચાર અને વર્તનની પવિત્રતા અને નિર્દોષપણુ જાળવી રાખવા માટે આ યશ કે કીર્તિની અભિલાષા અને લોકાપવાદનો

ભય જે અનુપમ કાર્ય બજાવે છે. તેની યથાર્થ કિંમત સમજીને કે દુર્ગુણુથી ડરીને સદ્વર્તનશાળી તથા પવિત્ર જીંદગી ગાળનારાઓની સંખ્યા બહુજ સ્વલ્પ જોવામાં આવે છે. પણ ઉપરોક્ત કારણો અને લોકાપવાદના પ્રબળ ભયને લીધે તો અનેક ઉચ્છ્રૃંખલ, સ્વચ્છંદી અને નિરંકુશ સ્ત્રીપુરુષોનાં જીવનપર પણ એક પ્રકારનો અંકુશ જળવાઈ રહેલો છે.

" **लोकापवादात् भयम्** " એ જાહેર પ્રજામતને માન અને આદર આપવાનું અને પ્રત્યેક વ્યક્તિ તેમજ સમષ્ટિને તેની ખાનગી તથા જાહેર જીંદગીમાં યોગ્ય અંકુશમાં રાખી સામાજીક સભ્યતા શિખવવાનું એ સૌથી પ્રબળ સાધન છે. આ સાધનના ડહાપણુ અને યુક્તિયુક્ત ઉપયોગથી રાજા, મહારાજા, અમલદારો અને રંકથી લઇને રાજા પર્યન્તની સમગ્ર પ્રજા પોતપોતાના યથાયોગ્ય આચાર વિચાર અને વર્તનમાં અથવા ટુંકમાં કહીએ તો કર્તવ્યમાં તત્પર થઇ રહેલ છે.

**બાહ્ય દેખાવ અને પ્રશંસા પ્રિયતા**—યોગ્ય અંશમાં ઉપરની ટાપટીપ, બાહ્ય દર્શન, આચાર વિચાર અને વેશવતન તથા રીતભાતમાં જે રમણીયતા, સૌન્દર્ય, ખુબી, સ્વચ્છતા અને વ્યવસ્થિતપણું જોવામાં આવે છે તે પણ આ પ્રશંસાપ્રિયવૃત્તિનેજ કેટલેક દરજ્જે આભારી છે.

સારા દેખાવ માટે, જનસમાજનું આકર્ષણ, પ્રશંસા અને માન ખેંચવા માટે, મનુષ્યોથી જેટલું બની શકે તેટલા પ્રમાણમાં આચાર, વિચાર અને વેશ કે વર્તનમાં જે કંઇ સારૂં પ્રશંસનીય અને આકર્ષક હોય તેટલુંજ બહાર રજુ કરવામાં પ્રત્યેક વ્યક્તિ હમેશાં તૈયાર રહે છે.

**કુદરતના દ્રશ્યો**—પણ અનેક પ્રકારે આકર્ષક, ભવ્ય, રમણીય, અને હમેશાં નહિ તો પણ મોટે ભાગે ભવ્યતાથી ભરપુર જોવામાં આવે છે. માત્ર વસ્તુના ઉપયોગ કે યોગ્યતાથીજ તે સંતુષ્ટ નથી થતી. પણ સૌન્દર્ય, રમણીયતા, અને ભભકાથી પ્રત્યેક વસ્તુને તે વિભૂષિત અને રમ્ય બનાવે છે. સૂર્ય પોતે ઉષ્ણુતા અને ગરમી આપે છે ખરો, પણ તેની સાથે તે કેટલો જાજ્વલ્યમાન, ભવ્ય, તથા આંજીનાખનાર પ્રકાશથી અને દબદબાથી ભરપૂર છે! કુદરતના સમ્પૂર્ણ પદાર્થોનો સપાટીનો ભાગ પણ કેવો રમ્ય, સુંદર અને મનમોહક હોય છે! વર્ષાઋતુમાં ભુમિમાતા એક સુંદર અને ભવ્યગાલીચા કરતાં પણ અતિ રમણીય અને મનમોહક લીલારંગની પોતાની બીછાત આખા વિશ્વપર કેટલા ઠાઠમાઠથી પ્રસારી મુકે છે! વસંતઋતુના રંગબેરંગી અને જાતજાતના તથા વિવિધ પ્રકારનાં અને આકારનાં વિવિધરંગોથી પરિપૂર્ણ સુંદર અને સુવાસિત પુષ્પોથી છવાઇ રહેલ નદી, બાગ, બગીચા અને જંગલોનાં સ્થાનો કેટલાં બધાં રમ્ય, ભવ્ય અને પુષ્પરાગના પારિલમથી પૂર્ણ દેખાય છે! શું આ પુષ્પોનો વસંતનો બહાર કુદરતનાં ઉચ્ચ પ્રકારનાં ચિત્રજ્ઞાન અને સુગંધના ઉત્કૃષ્ટ શોખની પુરેપુરી ખાત્રી નથી આપતો? પ્રત્યેક પ્રકારનાં વૃક્ષો આમ્રાદિ જેવા ફળોના ભારથી લચી ગયેલા

હોય છે ત્યારે કેવાં સુંદર, મનમોહક અને રમણીય તથા આકર્ષક દેખાઇ મનુષ્ય તેમજ પશુ પક્ષીઓનાં હૃદયને પણ કેવી તૃપ્તી આપે છે ! આજ પ્રમાણે અંદરનાં સૌન્દર્ય કરતા પ્રત્યેક ફળોની બહારની ત્વચા પણ કેટલી સુંદર અને મનમોહક હોય છે ! રૂતુરૂતુના રંગ બેરંગી પુષ્પો અને ફળોનાં રૂતુરૂતુના વિવિધ પ્રકારના રંગો અને રૂપો તથા આકૃતિઓ વિગેરે એજ બતાવે છે કે કુદરત પણ અનેક પ્રકારે મનુષ્યોનાં મનને આનંદ આપવા માટેજ તથા પ્રશંસાવૃત્તિને ખીલવવા અને આકર્ષવા માટેજ અનેક ઉત્કૃષ્ટ નમુનાઓ રુપ અસંખ્ય પદાર્થોને આપણી સન્મુખ અનેક રુપ રંગ અને આકૃતિમાં રજુ કરે છે.

**પક્ષીઓ**—આજ પ્રમાણે પક્ષીઓ પણ તેઓનાં આન્તરીય સૌંદર્ય કરતાં બાહ્ય દૃષ્ટિથી અનેક રુપ અને રંગના તથા આકૃતિના પણ સુંદર રંગ રૂપ કે ગુણવાળા હોય છે. કોઈમાં રુપ, કોઇમાં રંગ, અને કોઈમાં નાદની અદભૂત રમ્યતા, અને મધુરતા સમાયેલ હોય છે. લાલ, લીલા, સોનેરી, રૂપેરી, આસ્માની આદિ રંગ બેરંગવાળા તેઓનાં પીછાંની આવી ચિત્રયુકત રચના કરવાની શું જરૂર હતી ? તેઓની અંદરના ભાગનાં પિછાં કે અંદરના અવયવોમાં એટલા સુંદર અને અનુપમ રંગ શામાટે ભરવામાં નહિ આવ્યાં હોય ? વાઘ, સિંહ, કુકડાં, મૃગ, ઝીબ્રા આદિ પ્રાણીઓનાં રૂવાંટાં એટલાં બધાં ચટાપટાવાળાં અને રંગબેરંગયુકત બનાવવાનું શું પ્રયોજન હતું ? મયુરરાજ ( Peacock ) નાં પિછાંઓને એટલાં બધાં સુંદર અને સોનેરી રૂપેરીરંગથી ભવ્ય અને આકર્ષક શા માટે બનાવવામા આવ્યાં હશે ? સ્ત્રીઓના શરીરની કોમળતા રમ્યતા, અને મૃદુતા તથા તેઓનાં વદનને શશીસમ સુશોભિત, મોહક અને નમ્ર શા માટે બનાવ્યું હશે ? સ્ત્રીઓની ખુબસુરતી અને મનમોહક મુખકમળ જોઇ સ્વાભાવિક પ્રશંસા અને દર્શનની ઉત્સુકતા શા માટે થતી હશે ? તેના સુંદર ગુલાબી ગાલ, લાલ પ્રવાલ જેવા ઓઠ, કદળીના રોપા સમાન તેઓનાં વૃક્ષસ્થળ, કાળી નાગણ જેવા તેઓના કેશ, સિંહસમાન પાતળો કટી પ્રદેશ, અને હસ્તિની સમાન તેઓની ચાલ તથા રુપાની મૃદુ ઘંટડીના જેવો સુંદર, કોમળ અને મધુર અવાજ તથા કમળ જેવાં તેઓનાં લોચનદ્વય, મનુષ્યોનાં મનને સ્વાભાવિક રીતે મોહપાસથી શામાટે વશીભુત કરી લેતાં હશે ? મુખનો ભાગ આગળ અને વાંસાનો ભાગ પાછળજ. આમ શામાટે ગોઠવણ કરી હશે ? આંખો કે નાક આદિમાંથી એકને આગળ કે પાછળ મુકયું હોત તો ન ચાલત ? શું કુદરતની રચના. શોભા અને ઉપયોગિતામાં તેથી ખામી આવી જાત ? હા ! ખરેખર ખામીજ આવત. કુદરત પોતાના એક પણ કાર્યને ખામીવાળું રમ્યતા કે ભવ્યતાથી રહિત જોવા ઇચ્છતીજ નથી. તેને સૌન્દર્ય, વ્યવસ્થા, રમ્યતા અને પ્રશંસા પ્રિય છે, અને તેટલા માટે એ બધા ગુણોને પ્રત્યક્ષ કરાવનાર સર્વ પ્રકારની રચનામાં તે સૌન્દર્યને સૌથી પ્રથમ સ્થાપિત કરે છે. દરેક માણસ પોતે કેટલો ડાહ્યો, સમજુ અને વિદ્વાન તથા ચાલાક છે તે દર્શાવવા પ્રયત્ન કરે છે. જયારે પોતાના દોષ, મુર્ખાઇ અને બેવકુફી સૌ કોઈ દબાવવા અને છુપાવવાનો પ્રયત્ન સ્વાભાવિક રીતેજ કરે છે. પોતે કેટલો ગરીબ, અજ્ઞાન, અભણુ અને અયોગ્ય છે એ

જાતે દર્શાવવાનું કોઇ પસંદ કરતું નથી. આ એક કુદરતી સ્વભાવ છે, કે ખરાબ તથા દોષયુકત હોય તેને છુપાવવું.

મનુષ્યોનો સ્વભાવ હમેશાં નકલ કરનાર છે. તેઓ જેવું જુવે છે તેવુંજ કાર્ય આચરે છે અથવા આરંભે છે. અનુકરણ કરવું એ પણ તેઓનો એક ખાસ ગુણ કે સ્વભાવ છે. જો કુદરતની અંદર પણ બધે અવ્યવસ્થા, અણઘડતા અને બેડોળપણું માલુમ પડયું હોત તો મનુષ્યો પણ તેવુંજ અનુકરણ કરત. પણ જ્યારે કુદરતની અંદરજ સર્વત્ર રમ્યતા અને સૌન્દર્ય તથા દેખાવ અને દબદબાના પાઠ પરિપૂર્ણ પણે શીખવવામાં આવે છે તો પછી મનુષ્યો તેનું અનુકરણ સ્વભાવિક રીતેજ કરે એ તદ્દન યોગ્યજ છે. આવા પ્રકારનું વર્તન કરવા માટે અને કુદરતની યથાથ પ્રશંસા તથા મહત્વ સમજવા માટે એક પ્રકારની પ્રબળ સ્વાભાવિક વૃત્તિનુંજ બીજારોપણ મનુષ્યની અંદર કરવામાં આવેલ છે. જે દ્વારા તે પણ કુદરતનું અનુકરણ પોતાની શકિત અનુસાર કરે છે. આ યશાભિલાષ કે પ્રશંસાપ્રિયતાની વૃત્તિ મનુષ્યની એ ઈચ્છાને સમ્પૂર્ણ રીતે પ્રગટ અને પરિતૃપ્ત કરે છે. માત્ર આપણે તેનો યથાર્થ ઉપયોગ અને આનંદ લેતા શીખવું જોઇએ.

**અમીરી**—અધિકાર, સત્તા માનપાન, ચાંદ, પ્રશંસા કે કીર્તિનો લોભ ગરીબથી તવંગર પર્યન્ત પ્રત્યેકને હોય છે, કારણ એ મનુષ્યની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. દરેક માણુસને આગળ વધવાની, ઉત્કર્ષની, વખાણની, પ્રશંસાયોગ્ય બનવાની ઇચ્છા થોડા ઘણા અંશમાં જરૂર હોય છે, અને સૌ કોઇ પોતપોતાની શકિત અને સાધન તથા ધારણાના પ્રમાણમાં ધન, માલ કે સમ્પતિ તથા સમયનો ભોગ તે ધારણા પુરી પાડવા પાછળ કરે છે. કપાંલતાના વિવિધ પ્રકારના મોજશોખ, સુંદર હર્મ્યતલ, બાગ, બગીચા. હવા મહેલમાં રહેવાની અભિલાષાઓ, દેશસેવા બજાવતાં બહાદુરીથી દુશ્મનોની સામે થઇ પ્રાણાન્તે પણ ઉજ્વલ યશને પ્રાપ્ત કરવાની અભિલાષાઓ વિગેરે આ વૃત્તિના અભાવમાં કદીપણ ઉદ્ભવ થવા પામતજ નહિ. પણ કીર્તિની અભિલાષા, માનપાનની પિપાસા, ડરપોક અને ભીરૂમાં ગણાઇ જવાનો ભય અને તેથી થનારી નીંદા અને બહાદુર શુર નરોમાં ગણાવાની અભિલાષા આદિ દેશ સેવાના કર્તવ્ય કે ફરજ કરતાં પણ વિશેષ અંશે મનુષ્યોને શુભ કર્મ અને મહાન યશસ્વી કામો કરવા પ્રવર્તાવે છે. પ્રત્યેક કાર્યની અંદર આગળ વધાવાની ઇચ્છા, અભિલાષા કે આકાંક્ષા વિના કોઇ પણ વ્યકિત કાંઈ પણ અંશે આગળ વધવા કદી સમર્થ થયેલ નથી, અને થઇ શકેજ નહિ. ભલી નામના, કીર્તિ, યશની અભિલાષા કે પ્રસિધ્ધીની પ્રાપ્તિ અથવા માનપાનની આકાંક્ષાએ અનેક વ્યકિતઓને અનેક સુખપ્રદ અને આશીર્વાદાત્મક પરોપકારનાં અને જગહિતના શુભ કાર્યો તરફ અનિચ્છાયે પણ પ્રવૃત્તિ કરાવેલ છે. પ્રશંસા, અભિલાષ અને નામના કે યશવૃત્તિનો એ પ્રભાવ છે.

**અતિયોગ કે મિથ્યાયોગનું પરિણામ**—આ વૃત્તિના અતિયોગ કે મિથ્યાયોગથી પણ અનેક પ્રકારનાં નુકશાન અને ગેરલાભ થાય છે. દાખલા તરીકે કેટલીક ખાનપાન અને પહેરવા ઓઢવાની નવી ફેશનોને આધીન થવાથી તેવું પરિણામ આવે છે.

જો કે અમુક હદમાં રહીને વર્તવાથી પહેરવા ઓઢવાની રૂઢી કેટલેક અંશે લાભપ્રદ છે, પણ અતિ ફેશન અને ડોળ દમામ કે ભભકાને આધીન થઇ જવાથી કે તેવા ભભકાનું અનુકરણ કરવાથી અત્યન્ત નુકશાન થાય છે. વર્તમાન જમાનામાં પારસી સ્ત્રીઓ અને કપોળ સ્ત્રીઓના ડ્રેસ અને પહેરવા ઓઢવાની રીતભાતમાં એકદમ થયેલા ફેરફારો અને નવી ફેશનેબલ પ્રવૃત્તિઓનું પ્રબળ આ વાતનો સૌથી સબળ પુરાવો છે. તેના અનિષ્ટ પરિણામો અને ભયંકર આફતોથી તે તે જ્ઞાતિના લોકો સમ્પૂર્ણ વાકેફ છે. છતાં ફેશનની ગમે તેમ ગુલામગીરી ભોગવે છે. આ શું ઓછી નિર્બળતા છે ? લાખો સ્ત્રીઓ અને યુવાન તેમજ યુવતીઓ ફેશનના આવા ફાંસામાં ફસી પોતાનું તેમજ પોતાનાં કુટુંબી જનનું જીવન પાયમાલ અને પાપથી પરિપૂર્ણ કરવામાં સહાયભુત બને છે. આ શું ઓછું શોકપ્રદ છે ? કમરપટા, સાડીઓ, પોલકાં અને નવી નવી તરેહના સાબુઓ, સેન્ટો, ટોઇલેટનાં નવાં નવાં સાધનો, ચ્યાસ્તેલનાં અનેક પ્રકારનાં તેલો, કોરો અને કામલાઓ પાછળ આજકાલની ફેશને તો ખરેખર ઘરજ ઘાલ્યું છે, અને ગરીબ કુટુંમ્બોની ખરેખર પાયમાલીજ કરી છે. બનાવટી છાતી બનાવટી વાળ, ઉપરના ડોળી હાવભાવ અને બાહ્યાડંબરે તો નાના મોટા સર્વને પોતાની પ્રબળ જાળમાં સપડાવેલાં જણાય છે. બાહ્યાડંબરના ખર્ચો પાછળ આન્તરીય સદ્ગુણોની ખીલવણીને અવકાશજ રહ્યો નથી. વિશેષ ભાગે સ્રીઓમાં આ દુર્ગુણ સૌથી પ્રથમ અને સૌથી પ્રબળ પણે દાખલ થાય છે, અને થયો છે. જેને પરિણામે તેઓની ખુબસુરતી ( કુદરતી ) તન્દુરસ્તી અને આન્તરીય સદ્ભાવોને એક પ્રબળ ધકકો લાગ્યો છે, એમાં બીલકુલ સંશય નથી. અને હજી પણ આ ગાડું એમને એમ આગળ ચાલ્યું તો ભાવી પ્રજાની શી અને કેવી અધમ દશા થશે તે સહજ કલ્પિ શકાય તેવું છે. ભાવી પ્રજાની માતાઓ, ગ્રહસ્થાશ્રમની દેવીઓ, ઘરની લક્ષ્મી અને શોભા રૂપ સુંદરીઓ, આર્યભગનીઓ ! શું આવી રીતે ફેશનનાં ફાંસામાં ફસી જઈને પોતાના મહત્વપુર્ણ માતૃધર્મ બજાવવાના કર્તવ્યને પણ ભુલી જશે કે શું ?

કુદરતની અંદર પ્રત્યેક મનુષ્યને તેના કાર્ય પ્રમાણે સારૂં કે માઠું ફળ મળે છે અને તે પ્રમાણે સર્વને કાર્યાનુરૂપ ફળ અને પ્રશંસા તથા માનપાન મળવુંજ જોઇએ. નોકર ચાકર, બાળક, યુવાન, યુવતી, સ્ત્રી, પુરૂષ, રાજા, પ્રજા, સૌ કોઇને યોગ્ય પ્રશંસા અને યોગ્ય ફળની અભિલાષા હોય છે, અને તે પ્રમાણે જે માન અથવા ફળ આપવામાં પાછળ પડે છે, તે ખચીત પાપજ કરે છે. ઘરની સ્ત્રી અથવા બાળકે આપણને ખુશ કરવામાટે કોઇ કાર્ય બહુજ મહેનત અને સંભાળથી કર્યું. પણ આજે તે બરાબર આવશ્યકતા પ્રમાણે થઇ ન શકયું તો તેને ઠપકો ન આપતાં તેના પ્રયત્નની પ્રશંસામાં યોગ્ય શબ્દો કહો, એટલે આવતી કાલે તેથી પણ સારૂં થશે. અને એમ કરવાથી ઉત્તરોત્તર તેને પ્રશંસા સાંભળવાથી ઉત્સાહ મળશે અને વધારે પ્રશંસા મેળવવા પાત્ર બનશે. આથી ઉલટું બાળકને અથવા સ્રીને અયોગ્ય ઠપકો આપી તેઓના ઉત્સાહને મંદ પાડવો અને કર્યા ઉપર પાણી ઢોળ

કરવું એતો એક અન્યાય અને પાપજ છે. એટલુંજ નહી પણ એતો દેખીતી ક્રુરતા છે અને એમ કરવું એ એક મોટો દુર્ગુણ છે, અને કદાચ પ્રયત્ન કરવા છતાં પણ જો તે સારૂં કામ ન કરી શકે તો પણ તેને માટે દયા ખાવી, પણ ઠપકો તો નહિજ આપો. પણ કેટલાક પુરુષો બીજાના સારા ગુણો જોઈ કે વખાણી શકતા નથી પણ હમેશા અસન્તુષ્ટજ રહે છે. આવા લોકો બીજાઓને પ્રોત્સાહિત કરી શકતા નથી એ તેઓની પોતાની ખામી અને દોષ છે.

પ્રશંસા કે પ્રોત્સાહથી મનુષ્યને પ્રેરી શકાય છે. ધમકી કે ઠપકો આપવાથી કે ગુસ્સો કરવાથી મનુષ્ય સ્તબ્ધ અને મૂઢ બની જાય છે.

પ્રશંસા અને યોગ્ય વખાણથી મનુષ્યની કેટલીક શકિતઓને બળ, ઉત્સાહ અને અનુમોદન મળે છે. જ્યારે ઠપકો આપવાથી સ્વમાન અને બીજી કેટલીએક લાગણીઓ બુઠી બની જાય છે. મનુષ્યનું મગજ સ્તબ્ધ બની જાય છે. આખો દિવસ અને વારંવાર ઠપકો આપવાથી છોકરાં અને સ્ત્રી વિગેરે નિષ્ઠુર બની જાય છે. અને તેવી સ્થીતિમાં કોઈ પણ બાળક, સ્ત્રી, કે નોકર, સંતોષકારક કામ કરવા કે સુધારવા તત્પર થઇ શકતાં નથી. પણ તેઓને ઠપકો ન આપતાં નમ્ર ભાષામાં તેઓના દોષ બતાવી યોગ્ય રીતે કાર્ય કરવાનો પ્રોત્સાહ આપો. યોગ્ય રસ્તો બતાવો, અને તેઓની ભુલો સુધારો. પ્રત્યેક માણસ સ્વાભાવિક રીતે સારૂં કરવા પ્રયત્ન કરે છે. છતાં જો ભુલ થતી હોય તો તેના ઈરાદાની કે હૃદયની ભુલ હોય તેમ નથી પણ તેના મગજમાંજ ભુલ હોય તો તેનાથી સારું બની શકતુંજ નથી.

**અમીરી**—ખાનદાની એ પણ આ શકિતનું એક ઉચ્ચ સ્વરુપ છે, જે ઉચ્ચ તેમજ હલકા દરજ્જાના માણસોને પણ અનેક રીતે ફાયદો કરતા થાય છે. ઉતરતા દરજ્જાના માણસોએ પણ કેવા થતાં શીખવું જોઇએ તેનું એ એક નમુના રુપ દૃષ્ટાન્ત છે.

મનુષ્યોને આગળ વધવાને અને હરીફાઈમાં ઉતરવાને અનેક રીતે આ અમીરી સ્થિતિ લલચાવે છે અને પ્રેરે છે.

પ્રપૂર્ણ—જેઓમાં આ શકિત પ્રપૂર્ણ પ્રમાણમાં ખીલેલી હોય છે, તેઓ બીજાઓનાં ભલા અભિપ્રાયો પ્રમાણેજ પોતાના બધાં કાર્યોનો ક્રમ ગોઠવે છે, અને જો મિથ્યા-ભિમાની અને ગર્વીત ન હોય તો જરા અસ્થિર મનનાં તો હોય છે. તેઓને પ્રશંસા કે આત્મસ્તુતી ગમે છે. અપ્રશંસા, નીંદા કે અપયશથી તેઓનું મન અત્યન્ત મરી જાય છે. જાહેર નીંદા કે અપયશ અથવા લોકાપવાદ કે હાસ્યથી હમેશાં બચવા પ્રયત્ન કરે છે, હમેશાં સારું કેમ દેખાય તેવા પ્રયત્નો કરે છે. મળતા સ્વભાવના વિનય અને સભ્યતાયુક્ત અને બીજાઓને આનંદ આપનાર સ્વભાવના હોય છે. સહવાસ કે મંડળીઓને વધારે પસંદ કરે છે ઉંચપ્રકારની રીતભાત અને આદરસત્કાર કરવાની વૃત્તિવાળા હોય છે. હમેશાં આગળ વધવા અને કંઇ પણ મોટું કાર્ય હાથ ધરવા ઉત્સુક હોય છે. બાહ્ય દેખાવથી પણ ઘણી સારી અસર નિપજાવી શકે છે. ઠપકો ધમકી કે તિરસ્કારથી ખીન્ન થાય છે

સ્વમાન અને દ્રઢતાના ખામીને લીધે જાહેર મતની સામે થઇ શકતા નથી, અને તેને પરીણામે લોકમતને અતિઆગ્રહથી વળગી રહે છે. આત્મબળની ન્યૂનતાને લીધે લાયકાત ન હોવા છતાં પણ પ્રશંસાના હમેશાં ભૂખ્યા બની રહે છે. પણ આત્મબળ કે આત્મનિષ્ઠા પ્રબળ પ્રમાણમાં હોય તો ભલાં અને સારાં કામો માટે થતી યોગ્ય પ્રશંસાનોજ સ્વિકાર કરે છે.

સૌન્દર્યપ્રેમની અધિકતા અને સામાન્ય તર્કશકિતને લીધે આન્તરીય સૌન્દર્ય કરતાં બાહ્ય ડોળદમામ કે ફેશનેબલ ડ્રેસ અને વસ્ત્ર ઘરેણાની બાહ્યસૌન્દર્યતાની પ્રશંસા સાંભળવા આતુર બની રહે છે અને દેખાવમાં ડોળી ફેશનેબલ અને જરા અમીરી ખવાસના જણાવવા પ્રયત્ન કરે છે. "ઘરમા ખાવાનાં સાંસાં અને બહાર મિયાં તિસમારખાં" થઇ પૂરવાની વૃત્તિવાળા હોય છે "ઉપરકી અચ્છી બની ઓર ભીતરકી રામ જાણે." એવી સ્થીતિ હોય છે. વૈશ્યવૃત્તિની અધિકતાને લીધે ધનમદ અધિક હોય છે.

મૈત્રીભાવની અધિકતાને લીધે મિત્રવર્ગના અભિમાની હોય છે, અને મિત્રોદ્વારા પ્રશસ્ય ગણાવા ઇચ્છે છે. વાકયચાતૂર્યની અધિકતાને લીધે બોલવા ચાલવામાં અને વાતચિતમાં તડાકીયા અને અન્ય શકિતની પ્રાબલ્યતાને વશ થઇ તે તે વિષયપર વખતની દરકાર કર્યા વિના તડાકા માર્યાજ કરે છે. ડોળદમામ, ભભકો, ગર્વ કે મદ અને નકામો અને નિરર્થક બાહ્યાડંબર તથા નવી નવી ફેશનો દર્શાવવાનુ આ ખાસ સાધન થઇ પડે છે. પૂર્ણ સાવચેતી અને સ્વમાનની સાધારણ વૃત્તિને લીધે શરમાળ અને નમ્ર તથા જરા ભીરુ જણાય છે. અને હાસ્યપાત્ર નહિ બનવા પૂર્ણ સાવચેત રહે છે. પણ આત્મબળ અને શારીરબળની અધિક્તાને પરિણામે લોકાપવાદની દરકાર કર્યા વિના પણ સત્યને દ્રઢતાથી વળગી રહે છે. કારણ તેઓને સમ્પૂર્ણ આત્મશ્રધ્ધા અને વિશ્વાસ હોય છે. આખરે સત્યનોજ જય અને સન્માન છે, એમ સમજે છે.

દયા અને પરોપકાર વૃત્તિના પ્રાબલ્યથી દયા અને પરોપકારનાં કાર્યો કરી પ્રશંસનીય બનવા પ્રયત્ન કરે છે.

બુધ્ધિ અને તર્કશકિતની અધિકતાને લીધે સાહિત્ય તથા બુધ્ધિશકિતની વિચિક્ષણતાની પ્રશંસા અને સન્માન થાય એવું ખાસ ઇચ્છે છે, અને તેવા થવા પ્રયત્ન કરે છે.

સ્વમાન અને શારિરબળની અધિકતાને લીધે તથા ઊગ્રસ્વભાવના હોય તો જરા પણ ટીકા થતાં સળગી ઉઠે છે, જાહેર જીવન પસંદ કરે છે, સમ્પૂર્ણ રીતે પ્રશંસા થાય એમ ઇચ્છે છે, અને વિરોધીઓનો હિમ્મતથી તિરસ્કાર કરે છે.

સાહિત્યશકિતઓની પ્રબળતાને લીધે સાહિત્યવર્ધક મંડળીઓ કે સંસ્થાઓમાં અને ડીબેટીંગ કલબો કે કોન્ફરન્સોમાં આગળ પડતો ભાગ ભજવે છે.

બળ, આશા અને કાર્યશકિતના પ્રાબલ્યથી કદી પણ નિરાશ થતા નથી કે આરંભેલા કામને છોડતા નથી, પણ સમ્પૂર્ણ રીતે થકીત થાય અને કાર્યની પૂર્ણાહુતી કરે ત્યાં સુધી પોતાનો ધારેલ હેતુ પાર પાડવા ખંતથી મંડયાજ રહે છે. માથા ઉપર ગજા ઉપરાંત કામ લઇને પણ હરીફોને હંફાવે છે. (મી૦ એમ. કે. ગાંધી.)

પૂર્ણ અથવા યોગ્ય પ્રમાણ જેઓમાં આ શકિત ઠીક અને જોઇતા પ્રમાણમાં હોય છે, તેઓ અન્યથી પ્રશંસિત થાય એમ ઇચ્છે છે. પણ પ્રશંસા કે યશ પાછળ દોડતા કે ભમતા નથી. પોતાની જે જે શકિતઓ પ્રબળપણે ખીલેલી કે સંવૃધ્ધ થયેલી હોય તે તે બાબતોમાં યશ, પ્રશંસા કે નામના મેળવવા પ્રયત્ન કરે છે. અન્ય બાબતોની દરકાર કરતા નથી, ખાસ અમીરી સ્વભાવના હોતા નથી પણ સારો દેખાવ કરવા ચુકતા નથી. મૈત્રીભાવની પ્રબળતાને લીધે મિત્રો તરફથી પ્રશંસાનાં વાકયો સાંભળે છે. પણ તેઓની ટીકા કે નિંદાને નિરર્થક ગણે છે. આત્મબળની અધિકતાને લીધે નૈતિક વર્તનથી બધી પ્રવૃત્તિઓને ચલાવી સન્માનાદિ પામે છે, પણ વૈશ્યવૃત્તિની ન્યૂનતાથી ધનલોભ કે ધનાઢય થવાની આકાંક્ષા રહિત હોય છે. પણ પોતાનો સત્ય ઉદ્દેશ અને નૈતિક વર્તન માટે પ્રશસ્ય ગણાવા ઇચ્છે છે. દયા અને પરોપકાર તથા બુધ્ધિ શકિતઓની અધિકતાને લીધે ભલા અને સારા વિચારયુકત પરોપકારનાં કામો માટે પ્રશસ્ય ગણાવા આતુર હોય છે.

સાધારણ—જેઓમાં આ વૃત્તિ સાધારણતયા ખીલેલી હોય છે, તેઓ પ્રશંસા કે સ્તુતીની બહુ પરવા કરતા નથી. માત્ર ખાસ પ્રસંગોમાં કે ઠપકા અને નિંદાને લીધે માનવૃત્તિ જોખમમાં હોય ત્યારેજ યોગ્ય પ્રશંસા ચાહે છે. નિંદાથી દુઃખી થાય છે, પણ તે અમુક અંશેજ. પણ અન્ય વૃત્તિઓદ્વારા તેનો સત્યાસત્ય નિર્ણય કરી સંતોષ માને છે. ખાસ માનપાન કે પ્રશંસાના ભુખ્યા હોતા નથી, પણ તેથી કંઇ તે અવયવની ખામી છે તેમ ગણવાનું નથી, તેમ યોગ્ય પ્રસંશાને પણ સમજી શકતા નથી, તેમ નથી. પણ પ્રશંસા સાંભળી આવા પુરૂષો ગર્વથી પુલાઈ જતા નથી. બહુ લોકપ્રિય થવાની ઉત્કૃષ્ટ અભિલાષાવાળા પણ હોતા નથી, જાતે કોઇની ખુશામત કરવા ઇચ્છતા પણ નથી, અને પોતાની ખુશામત ચાહતા પણ નથી. પણ આવા પુરૂષોમાં જો સ્વભાવ માધૂર્ય કે મીલનસારપણું સભ્યતા અને સૌજન્ય હોય તો તેઓ ઘણું સારૂં કાર્ય અને અસર સર્વત્ર કરી શકે છે. અને જો તેવા સ્વભાવની ખામી હોય તો સભ્યતાની ખામી અને સન્માનને સ્વિકાર કરવાની ખામીવાળા જણાય છે.

ન્યૂનતા—જેઓમાં આ શકિત તદન ન્યુન પ્રમાણમાં હોય છે તેઓ કોઇના મત કે અભિપ્રાયની [illegible]જ કરતા નથી, મિત્રને પણ ગણકારતા નથી. પ્રશંસા તરફ તદન બેદરકાર હોય છે, ફેશન અને સારી રીતભાતની પણ જરૂર સ્વિકારતા નથી. સુંદર રીતભાત, એટીકેટ અને વ્યવહારીક વિનયને પણ નકામો ગણી લોકો શું ધારે છે કે કેવો મત બાંધે છે તેને માટે કશી દરકાર કરતા નથી. તેમ બાહ્યા-

ડંબરને સૌન્દર્ય માટે પણ બીલકુલ પસંદ કરતા નથી. સ્વમાન દ્રઢતા અને શારીર બળની અધિકતાને લીધે આવા પુરુષો સભ્ય, વિનય અને નમ્રતાના ભાવથી રહિત જણાય છે અને હોય છે. અને પોતાની વાતચિતથી અન્યને ખુશકરવા સમર્થ હોતા નથો, થઈ શકતા નથી. તે કોઇના સમજાવ્યા સમજી પણ ન શકે તેવા થઈ વાળ્યા ન વળે તેવા શુષ્ક કાષ્ટ જેવા જણાય છે.

આત્મનિષ્ઠા તથા બલાધિકયથી સત્યનો પક્ષ ખેંચે છે. પણ લોકાપવાદનો ડર જરા પણ રાખતા નથી. આવા પુરૂષોના નિષ્કારણ વૈરીઓ ઉભા થાય છે અને બોલવા ચાલવામાં પણ તેઓ સ્પષ્ટ અને કઠોર વાણીનો ઉપયોગ કરે છે. કેમ જાણે કોઇને ધિક્કારતા હોય નહિ.

આવા પુરુષો ધનાઢય હોય તો પણ ધનમદ કરતા નથી, પણ સાધારણ સ્થીતિના ગરીબ માણસ જેવા દેખાવ વેશ અને વર્તનમાં થઇ પ્રવર્તે છે, યશ કીર્તિ કે પ્રશંસા અથવા નામના માટે લગભગ તદ્દન બે દરકાર હોય છે અને દયા કે પરોપકારવૃત્તિથી કદાચ સારાં કાર્યો કરે કે દાન આદિ આપે તો પણ બેદરકારપણે માન કે પ્રશંસાની કંઇ પણ કામના વગર આપી શકે છે.

**ખીલવણી**—આ માન, પ્રશંસા અને ઉત્કૃષ્ટ અભિલાષાની વૃત્તિની જેઓમાં ખામી હોય (જો કે તદ્દન ખામીવાળા મનુષ્યની સંખ્યા હમેશાં બહુજ ન્યૂન હોય છે,) તેવા વ્યકિતઓએ આ શકિતને ખાસ ખીલવવાની જરુર છે. ભલા અને સારા પુરુષોના હિતના, સારા અને યુકિતયુકત વચનોનો કે અભિપ્રાયોનો તિરસ્કાર કરવો એના જેવું આત્મઘાતી એક પણ કામ નથી. આ શકિત કે વૃત્તિનો જો યથાર્થ રીતે ઉપયોગ કરવામાં આવે તો મનુષ્યને સદાચારી, સદ્‌ગુણી અને સદ્વર્તનશીલ બનાવવામાં આ વૃત્તિ અજબ પ્રકારનું પ્રોત્સાહન આપે છે, તેમજ દુર્ગુણને દબાવવામાં પણ પ્રબળ સહાય આપે છે. આ વૃત્તિની રચના ખાસ એ મહાન ઉદ્દેશ પૂર્વક કરવામાં આવેલ છે અને મનુષ્યની એ શકિતનો દુરૂપયોગ કરવાથી કદી પણ શુભ પરિણામની આશા રાખી શકાય તેમ છે નહિ. સારા અને ભલા થવાથી મળતી પ્રશંસા અને કીર્તિ તથા નામના, અસંખ્ય સ્ત્રી પુરુષો અને બાળકોને ભલા સારા સદ્દચારી અને આદર્શરૂપ થવા પ્રેરે છે, આટલા વાસ્તે પ્રત્યેક પુરુષે તેમજ સ્ત્રીએ સારા, ભલા અને અંદરથી તેમજ બહારથી સુંદર, સભ્ય, રમ્ય અને અનુકરણીય દૃષ્ટાન્ત રુપ બનવા પ્રયત્ન કરવો જોઈએ, કે જેથી જ્ઞાતિ, જાતિ, પ્રજા અને મનુષ્ય સમાજમાં નામના, યશ અને કીતિવન્ત બની નિરંતર ઉજ્વલ યશને પામી કીર્તિ રુપે અમર થાય. આ પ્રયોજનની સીધિ અર્થે નીચેની બાબતો ખાસ ધ્યાનમાં રાખવાની અને તે પ્રમાણે વર્તાવાની આવૃત્તિની ખામીવાળા વ્યકિતઓએ ખાસ જરૂર છે.

૧. જનસમાજનાં આચાર વિચાર અને વર્તનપ્રત્યે તમે કદી પણ બેદરકાર પણે નથી વર્તતા એ ખાસ ધ્યાન આપો.

૨. લોકમત–પ્રજા અભિપ્રાય Public opinion ને માટે ખાસ માન અને ઉચ્ચ અભિપ્રાય ધરાવતાં શીખો.

૩. જનસમાજમાં તમારા અમુક વર્તન કે વિચારથી તમે કેવા દેખાશો તે વિચાર પૂર્વક નિર્ણય કરી ભલી નામનાં માટે પ્રવૃત્તિ કરો.

૪. આત્મપ્રશંસા અને ભલી નામનાને ધક્કો પહોંચે એવાં કર્મ કે આચરણ કરતાં હમેશાં ડરતા રહો, નહિજ કરો.

૫. દરેકની સાથે સભ્યતા, વિનય, નમ્રતા અને માનપૂર્વક વર્તતાં શીખો.

૬. સુંદર, વિજયવંત અને સામાનાં મનને હરણ કરી લે તેવી રીતભાત અને આચાર વિચારનું અનુકરણ કરો.

૭. પ્રત્યેક કાર્ય વખતે મનુષ્યોના મન વર્તિ તેઓની ઇચ્છા અને આત્માની અન્તર્ગત્ સદ્દવૃત્તિઓને અનુભવિ, આકાર્ષિ, કાર્ય કરવા પ્રવર્તો.

૮. હમેશાં સદ્દગુણો ધારણ કરવામાં હરીફાઇ કરો.

૯. તમારા આચાર વિચાર અને વતનને નિષ્પક્ષપાતી, નિર્મળ, પવિત્ર અને વિશુધ્ધ રાખવા પ્રત્યેક પ્રયત્ન વખતે ખાસ ધ્યાન રાખો.

૧૦. ઉછ્રંખલ, ઉધ્ધત, કે શરમભરેલા વાકયોચ્ચારણ કે કર્મ તરફ કદી પણ પ્રવૃત્તિ કરો નહિ.

૧૧. પ્રિય, મૃદુ, સત્ય અને યથાર્થ વાકયો બોલી અન્યના મનને વિનયથી વશ કરો.

૧૨. બાહ્યદેખાવ પણ યથાયોગ્ય રીતે રમ્ય, આનંદદાયક અને મનોહર રાખો.

૧૩. વિનય વેરીને પણ વશ કરે છે. એ બરાબર સમજી તે પ્રમાણે વર્તો.

૧૪. મિત્ર, સ્નેહી, સંબંધી વગેરે પણ તમારા આચાર વિચાર અને વર્તનપર ખુશ રહી તમારી સ્તુતિ કરે તેવું વર્તન રાખો.

૧૫. સ્વમાન અને સ્વાભિપ્રાય જાળવવામાં સમ્પૂર્ણ સંભાળ રાખો.

૧૬. છેલ્લો અને ખાસ અગત્યનો નિયમ એ છે કે "લોકમત રુઢી કે અસત્ય તથા સ્વાર્થ, આત્મપ્રશંસા કે કીર્તિને વશ થઇ યશ મેળવવાના યજ્ઞમાં સત્યનો હોમ કદી પણ ન થાય" એ ખાસ ધ્યાનમાં રાખો.

૧૭. Truth must carry at last. આખરે સત્યનોજ જય છે.

બાળકો અને યુવાનોને હમેશાં પ્રોત્સાહ અને વખાણથી વશ કરો. કદી પણ ધમકી ઠપકો કે દોષ દર્શાવી નિરાશ અને નિરુત્સાહી નહિ કરો. કારણ તેથી તેઓ કઠોર અને નિષ્ઠુર બની સામા થતાં શીખે છે, અથવા વિરોધી બની જાય છે. પણ પ્રશંસાથી તેઓને ગમે તે કામ કરવા માટે પ્રેરી શકાય છે, "આ વખતે અમુક કામ સારૂં કર્યું છે, પણ સંભાળ રાખશે તો બીજી વાર ઘણું ઉત્તમ કરી શકશે." શાબાશ, હુશીયાર છે, બહાદુર છે, પણ જો જરા વિચાર પૂર્વક હૃદયથી કરે તો તેથી ઘણું શુભ પરિણામ આવે, "નિરાશ ન થા" આવા આવા વાકયોથી બાળકોને ઉત્તેજન અને ઉત્સાહ તથા પ્રશંસા મળે છે અને તેથી ખુશીથી પ્રત્યેક કાર્ય કરવા

તત્પર થાય છે. પણ "બેવકુફ છે." "ગધેડા છે." કમઅક્કલ છે, "જરાપણ સમજશકિત નથી." "જુડા બોલા જા જા" "બે શરમ, બે અકકલ" આવા આવા વાકયોનો પ્રયોગ કરવાથી બાળકો તેમજ યુવાનો તદન નિષ્ઠુર, નિર્બુદ્ધ, ઉદ્ધત, હઠી, દુરાગ્રહી માનની લાગણી વિનાના, શુન્ય હૃદયના અને નિરાશાયુકત બની શરીર તથા મનથી ચીમળાઇ ગયેલ, શકિતહીન, અને દબાઇ ગયેલ વૃત્તિના થઇ જાય છે. માટે એવા શબ્દોના પ્રયોગો કરી યુવાવસ્થામાંજ કે બાલ્યાવસ્થામાંજ બાળકોની આશાઓ સ્વમાન અને સ્વતંત્ર વૃતિઓની ખીલવણીને તોડી પાડવી એ અધમ પ્રકારનું પાપ છે. એથી કદી પણ તેવી પ્રવૃત્તિ કરો નહી. હમેશાં તેઓનો વિશ્વાસ રાખો પણ શંકાશીલ બને નહી. ઠપકો આપતી વખતે પણ મધુર અને નમ્ર ભાષામાં સમજાવીને હેતુપૂર્વક ઉપદેશ કરો. તેઓની સ્વમાનની લાગણીને અપીલ કરો અને કેળવો. તેઓની સદ્વર્તનની વૃત્તિને જાગ્રત બનાવો અને દૃઢ કરો, અને કદાચ તેઓ અધમતાને પ્રાપ્ત પણ થયા હોય તો તેઓની અધમતાને પ્રત્યક્ષ કરાવી શરમિન્દા બનાવો, અને પછી તેની વૃત્તિઓને સારે માર્ગે ફેરફેરી પ્રવર્તાવો "સદ્વર્ત્તન ગયું કે મનુષ્યનું સર્વસ્વ ગયુંજ સમજવુ." આ સિદ્ધાન્ત તેઓનાં હૃદયમાં બાલ્યાવસ્થા માંથીજ રેડો. રાજા મહારાજા કે રંક અને ગરીબમાં ગરીબ હાલતના મનુષ્યો અને બચ્ચાંઓને પણ ઉપર પ્રમાણે ધ્યાન રાખી કેળવવાથી કીર્તિવંત પ્રશંસાપ્રિય અને સ્વમાનની લાગણીવાળા તથા યશસ્વી બનાવી શકાય છે.

"*मरणात् यशसो किं मृत्युना*" "*मानो हि महतां धनम्*" એ સૂત્રોનો પાઠ મોઢે કરાવો અને હૃદયમાં ઉતારો. બાળ, યુવાન, વૃદ્ધ સ્ત્રી, પુરુષ, ભીખારી, દારૂડીયા અને ગમે તે હાલતનાં મનુષ્યને સુધારવાનો એ સાચો સરસ ઉપાય છે. આ આધ્યાત્મિક દવા છે, જેનું સર્વ સુજ્ઞ પુરુષોએ સેવન કરવું જોઇએ.

પાપીમાં પાપી, પતીત, અનાથ અને અધમ વેશ્યા જેવી હાલતનાં સ્ત્રી પુરૂષોને પણ તેની અધમતામાંથી, આ વૃત્તિની યોગ્ય ખીલવણીદ્વારા ખાસ ઉત્કર્ષક દશામાં લાવી શકાય છે. રખડતલ રઝળતલ લફંગઓને પણ સ્વમાન અને સન્માનનો રસ્તો સુગમતાથી શીખવી શકાય છે. સુજ્ઞવાચક! તું પણ યથાસમય યથાઆવશ્યકતા આ વૃત્તિનો યથાર્થ ઉપયોગ કરતાં શીખ અને શીખવાની જરૂર છે એમ સમજ.

નિગ્રહ—આ કીર્ત કે યશની પ્રબળ આકાંક્ષાના વેગને અનેકવાર રોકવાની કે દાબમાં રાખવાની પણ ઘણી અગત્યતા છે ઘણા માણસો આત્મપ્રશંસાની અતિ પ્રિયતાનાં પરિણામે વિદ્વાન હોવા છતાં હાસ્યપાત્ર બને છે. માટે આ વૃત્તિના અતિ યોગ કે મિથ્યાયોગથી પણ નુકશાન છે. પુરુષો અને ખાસ કરી સ્ત્રીઓ પોતે અન્તરથી જેવાં હોય તેને માટે મગરૂર ન થતાં મોટે ભાગે પોતાના રંગ, રૂપ અને અવસ્થા તથા માલમીલકતની પ્રશંસાને અધિક ઇચ્છે છે પણ એવી પ્રશંસાથી ફુલાઇ જવું એ આ વૃત્તિના દુરૂપયોગનુંજ પરિણામ છે. તેને લીધે કેટલીકવાર અનેક સ્ત્રી પુરુષો બહુ નીંદાપાત્ર ગણાય છે. સાથી સારા દેખાવાનો કુદરતી ઇલાજ માત્ર એકજ છે, કે તમે તમારા શુભ સ્વાભાવિક ગુણાનુસાર વર્તો. ડોળ દમામ કે કૃત્રિમતાનો અને

બાહ્યાડંબરનો ત્યાગ કરો. વળી માનાપમાનનાં પ્રસંગમાં જ્યાં ગુસ્સે થવાનો વખત આવે એ વખતે ખાસ ધ્યાન રાખો કે તમારો સ્વભાવ બહુ ઊગ્ર અને ઉશ્કેરાઇ જાય તેવો છે, અને તેને લીધે વિનાકારણ પણ કેટલીકવાર તમે દુઃખી અને ખિન્ન થાઓ છો. એ તમારા પોતાનાજ સ્વભાવની ખામી છે. અને તે કારણથીજ તમને ઓછું લાગે છે, અથવા લાગી આવે છે, વળી ધ્યાન રાખો કે કોઇ કદાચ તમારી પુંઠે ખરાબ બોલે કે નીંદા કરે તેથી કંઇ તમારાં હાડકાં ખોખરા થઇ જતાં નથી કે જેથી તમારે એટલા બધા શીથીલ થઈ જવાની જરૂર હોય. આચાર વિચાર અને વર્તનમાં અતિ પૂાંકડાપણું હોય તો તેને દાબમાં રાખી, સરલતા સાદાઇ અને કૃત્રિમતાનાં સ્થાનમાં સ્વાભાવિક વેશ ભાવ અને વર્તનને ધારણ કરો. ઠપકાની કે પ્રશંસા અને સ્તુતિ કે નીંદાની બહુ દરકારજ નહી કરો. આત્મસંતોષ ધારણ કરો, અર્થાત જે સારૂં અને સત્ય હોય એમ જણાય તે પ્રમાણે વર્તવા તત્પર રહો, અને લોકો શું કહે છે તે બાબત દરકારજ નહિ કરો. વર્તનમાં અને વિચારમાં લોકાપવાદથી બંધાઇ ન રહેતા સ્વતંત્રતા ધારણ કરો. માનપાનની પિપાસા અને ખુશામત કે આત્મ-પ્રશંસાની ભુખ ઓછી રાખો. અને કોઈ ખોટી ખુશામત કે પ્રશંસા કરે તો તેનો સ્વિકાર ન કરતાં એકદમ સત્ય હકીકત જાહેર કરો.

રેશમી કપડાં, હીરા મોતીનાં દાગીના, રત્નમાળા, કે મોતીનાહાર. જરીની ટોપી કે કીનખાબના કોટ, પાટલુન કે સમ્પૂર્ણ શુટ, પક્ષીઓના સુંદર અને રમ્ય પિછાંઓ વાળી ટોપી કે અનેક સુંદર પશુઓની રુવાંટીથી બનાવવામાં આવેલ કીંમતી ઝબાઓ, સાડીઓ, અમરો, કે ફેશનેબલ સાડી, પોલકા વિગેરે પાર્થિવ રંગ બેરંગી પદાર્થોના બાહ્યાવરણથી કુદરતના સર્વોત્તમ અને સર્વોત્કૃષ્ટ શકિતમાન મનુષ્ય પ્રાણીની કીમત આંકવી, પ્રશંસા કરવી કે માનનું સ્થાન ગણવું અથવા પ્રશંસનીય ગણાવા પ્રયત્ન કરવો, એ કદી પણ યોગ્ય ગણી શકાય ખરૂં ? શું આવા વેશ અને વસ્ત્ર ધારણ કરી, અભિમાન ધારણ કરનાર સ્ત્રી પુરુષો કરતાં અનેક જંગલી પ્રાણીઓનાં પીછાં તથા પંચરંગી પાંખોવાળા પતંગીઆઓની પાંખો વધારે સુંદર, રમ્ય અને સુશોભિત તથા ભભકાદાર નથી ? શું મનુષ્ય જેવું બુધ્ધિશાળી, મનનશીલ અને સર્વ ઐશ્વર્ય સમ્પન્ન પ્રાણી તેઓની બરાબરી કરવાનાં મિથ્યા પ્રયત્નમાંજ બાહ્યઆડંબર ધારણ કરી, જન સમુહમાં પ્રશંસનીય ગણાવા પ્રયત્ન કરે એ તેને શોભા આપનારું ગણી શકાય ખરું ?

ફેશન અને બાહ્યઆડંબરના દાસો ! ગુલામો ! જરા વિચાર તો કરો કે તમારી સમજશકિત કેટલી બધી બહેર મારી ગઇ છે, અને એવી બુધ્ધિને પરિણામે તમે ધનાદિનો મિથ્યાવ્યય કરીને પણ શાં શાં કષ્ટ નથી ઉઠાવતાં ? ખરેખર મિથ્યા આડંબર, બાહ્ય ભભકા અને રુઢીને આધીન થઇ લોકોમાં પ્રશંસનીય થવાના અનેક પ્રકારના જે બાહ્યઉપચારો વર્તમાન જનસમુહદ્વારા અનેક વખતે લેવામાં આવે છે, તેનું કોઇ વર્ણન કરવા બેસે તો તેજ સંબંધી એક મોટું થોથું લખાઇ જાય; છતાં પણ તે સમ્પુર્ણ વર્ણવી શકાય નહીં. એટલા પ્રબળ પ્રમાણમાં જનમંડળમ

બાહ્યાડંબરની ઉપાસના થવા લાગી છે. પણ શું સમજુ, સુજ્ઞ અને સુધારેલા ગણાતા લોકોને માટે આવાં કૃત્યો શોભા આપનાર ગણી શકાય ? કદાપી નહીં. છતાં પણ આવા કૃત્યો કરવાથી જનસમાજ હજી પણ નિવૃત થઇ શકયો નથી, એ શું દીલગીર થવા જેવું નથી ? અત્રે માત્ર સુચના માટે અમે એવા કેટલાક આડંબરયુકત કૃત્યો કે રુઢીઓની સામાન્ય ગણના આપવાનું યોગ્ય ધારી દાખલ કરીએ છીએ. કારણ તે સંબંધી વિશેષ વર્ણન અત્રે આપવા જેટલો અવકાશ નથી.

હિંદુઓ અને મુશલમાનોની અંદર નીચેની બાબતો સામાન્ય છે

૧. નાતવરા ( લગ્ન દહાડા અઘરણી ઇત્યાદિ પ્રસંગોના ખર્ચો. )

૨. લગ્ન પ્રસંગના વરઘોડા.

૩. નાચપાર્ટીના જલસા.

૪. ફેશનેબલ પોલકાં સાડી ઝબલાં આદિ વસ્ત્રો પાછળ થતાં અનુચિત ખર્ચો.

૫. મોટરકારો.

૬. રાજા મહારાજાઓની પધરામણીઓ.

૭. અનુચિત માનપાનના ઇલ્કાબો પ્રસંગે કરવામાં આવતા મેળાવડાઓ.

૮. મોટા ગણાતા હોદ્દેદારોની ખુશામતો.

૯. હાઈકોર્ટોનાં કજીયા ટંટા.

૧૦. ઇંગ્લીશ બોલ, નાટકો અથવા નાચ તમાશા પાછળનાં ખર્ચો.

૧૧. શરાબ આદિથી થતી ખાનાખરાબી તથા તેથી થતી અસંખ્ય મનુષ્યોનાં જાનમાલની પાયમાલી.

૧૨. બીલીયર્ડ સરત, અથવા પુનાની રેસના ખર્ચો.

૧૩. દિનપ્રતિદિન વધતી જતી નવી ફેશનો અને તેના ખર્ચો.

ઉપર જણાવવામાં અને ગણાવવામાં આવેલ આડંબર અને ભભકાપૂર્ણ ખર્ચાળુ વિષયો પાછળ કરવામાં આવતો સમય, ધન તથા માલમીલ્કતનો અપરિમીત અને અનિયન્ત્રિતવ્યય જનસમાજની આર્થિક હાલતને અધમદશાએ પહોંચાડવામાં અનેક રીતે સાધનભુત થઈ રહેલ છે, આ વાત સર્વ સુજ્ઞ અને વિવેકીઓની સમજથી બહાર નથી, પણ ઉપરોકત રૂઢીઓને લીધે મનુષ્યોના આત્માની થતી દરિદ્રતા, નિર્બળતા અને અધમતા એ તો એક ખાસ ધ્યાન આપવા યોગ્ય અને સૌથી પ્રબળ દુર્ગુણ અને વિનાશક પાપ છે. તેને જેમ બને તેમ જલ્દી હાંકી દેવાની જરૂર છે.

બાહ્ય આડંબર અને ભભકા કરતા આન્તરીય ગુણો અને યોગ્યતાને પુજા અને માનનું સ્થાન મળવું જોઇએ. " **गुणा : पूजा स्थानं गुणिषु न च लिंगं न च वय :** " એ સૂત્રનો પાઠ સર્વ સ્થાનોમાં અને પ્રસંગોમાં ભણાવાની જરૂર છે. નીતિ, ધર્મ, રાજ્ય-

ગૃહ આદિના સર્વ કાર્યભારોમાં ગુણોનીજ પુજા અને ઉપાસનાનો પ્રચાર થવાની પ્રથમ આવશ્યકતા છે, કે જેને પરિણામે જનસમુહની પ્રગતિ બુધ્ધિ કૌશલ્યમાં અને નૈતિક નિપુણતામાં પ્રસિધ્ધ રીતે થવાનો સમ્પૂર્ણ સંભવ છે, અને એવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી જનસમાજ ફેશનની ઉપાસના ન કરતાં થોડાજ વખતમાં સરસ્વતી દેવીના ઉત્કર્ષક ગુણોની ઉપાસના કરવાનું શરૂ કરશે, અને તે યોગ્ય બનવા પ્રયાસ કરશે. કારણ કેઃ—

**विद्या ददाति विनय विनयाद्याति पात्रताम् ।**
**पात्रत्वाद् धनमाप्नोति धनाद् धर्मं तत : सुखम् ॥**

પરિણામે જે અમુલ્ય સમયનો અને ધનનો દુરૂપયોગ વર્તમાનકાળની ફેશનોને સંતોષવા પાછળ થાય છે તે ન થતાં, વિદ્યા વિનય અને વિવેક તથા ધર્મ આદિ ગુણોનો ઉત્કર્ષ જોવાની હંમેશાં ઉત્કંઠા થશે. એજ સૌથી અગત્યનું અને મહત્વનું કર્તવ્ય છે.

આપણી સર્વ અભિલાષાઓ પશુવૃત્તિ પરક કે બાહ્યઆડંબર માટે નહિ પણ ઉચ્ચ અને ઉત્કૃષ્ટ ગુણ ગ્રામની પ્રાપ્તી માટે થવી જોઇએ.

**गुणप्रकर्षो विनयादवाप्यते ॥**



# નં. ૧૬. સ્વમાન અથવા અહંભાવ કે આત્મપ્રશંસા.

## Dignity or self Esteem.

### વ્યાખ્યા, સ્થાન, ઉપયોગ અને વર્ણન આદિ.

**સ્વમાન**—આત્મપ્રશંસા, અહુંભાવ, આત્મબળ, આત્મવિશ્વાસ, આત્મસંતોષ, સ્વપ્રશંસા, સ્વતંત્રતા, સ્વાતંત્ર્યપ્રિયતા, અને હોદ્દાનું અભિમાન, આત્મરાજ્ય કે સ્વરાજ્યની ઇચ્છા, મનોબળ, અધિકારેચ્છા અને નેતૃત્વ આદિ ભાવો અને ઇચ્છાઓ આદિનો આ સ્વમાનની લાગણીમાં સમાવેશ કરવામાં આવે છે. આ વૃત્તિના અતિ યોગ અને દુરૂપયોગથી ધિક્કાર, અતિઅભિમાન, મિથ્યાભિમાન, ઉધ્ધતાઇ, મગરૂરી, તિરસ્કાર, જુલ્માટ અને ગર્વ આદિ ભાવો અને મદાંધ વૃત્તિઓ ઉદ્દભવે છે.

**સ્થાન**—આ સ્વમાનની લાગણીનું સ્થાન દ્રઢતાના સ્થાનની બરાબર પાછળ અને તૃષ્ણા અથવા યશાભિલાષ શકિતનાં બંને સ્થાનની વચમાં અને માથાના છેક ઉપરના ટોચવાળા ભાગની બરાબર પાછળ આવેલું છે.

આ શકિતના સ્થાનનો શોધક ડો૦ ગોલ, આ સ્વમાનનાં અવયવના સંબંધમાં કહે છે કેઃ—

"It is formed by the cerbral convolutions on the median line directiy behind and beneath the summit of the head, and therefore manifested in the skull by one elongated protuberance. though there is realy one in each hemisphere. It appears double only when they are a little seprated." GALL.

**મસ્તકના બરાબર મધ્ય પ્રદેશમાં છેકપાછળના ટોચવાળા ભાગના બરાબર પાછળનાં સ્થાનમાં આ સ્વમાનની લાગણીનું માનસ અવયવ આવેલ છે. જો કે ખરી રીતે જોતાં પ્રત્યેક ગોળાર્ધમાં આ અવયવના બે જુદા વિભાગ છે. પણ તેઓ જરા વિભકત થયેલા હોય તો તે સ્પષ્ટ અલગ જણાય છે.**

**ડો૦ કોમ્બ કહે છે કેઃ**—When it is large the head rises high upward and backwards from the ears." **"અર્થાત બન્ને કાનની પાછળનો અને ઉપરનો માથાનો ભાગ જ્યારે આ શકિત વિશેષ પ્રમાણમાં હોય ત્યારે ઉન્નત થયેલ જણાય છે.**

મુખ ઉપર આ શકિતના અવયવનું ચિન્હ ઉપલા હોઠથી નાકનાં નસ્કોરાંની બહારની બાજુથી લઇ હોઠના ખુણાપર્યન્તના ભાગને વિસ્તૃત બનાવે છે. એ પરથી જણાય છે.

સ્વમાનની અને આત્મપ્રશંસાની અધિક લાગણીવાળા વ્યકિતઓનાં માથાં આ અવયવની બરાબર સીધી લાઇનમાં બરાબર ટટાર અને હમેશાં સીધાં રહે છે એ આ લાગણીનું સ્વાભાવિક ચિન્હ છે. જેઓમાં આ લાગણી ઓછી હોય છે, તેઓનું મસ્તિષ્ક હમેશાં આગલા ભાગમાં નમતું રહે છે. એ પણ આ લાગણીના અભાવનું સ્વભાવિક ચિન્હ છે. જયારે અનેક પ્રકારની અભિલાષા અને તૃષ્ણાઓથી ભરેલ વૃત્તિવાળાનું મસ્તક સ્વાભાવિક રીતેજ જરા પાછળના ભાગમાં અને જમણી કે ડાબી તરફ વારંવાર નમતું રહે છે.

અહંકાર—ગર્વ કે અહુંભાવ અને મિથ્યાભિમાન વચ્ચે ઘણો ફરક છે. એ તો સૌ કોઇ સહજ સમજી શકે તેવું છે.

અહુંભાવવાળા પુરૂષ કે સ્ત્રી પોતાના ઉત્કૃષ્ટ ગુણોને લીધે અન્ય વ્યકિતઓ તરફ બેદરકારી ધિક્કાર અને તુચ્છતાની નજરથી જુવે છે. બીજા મનુષ્યો તેની પાસે આવે અને તેના ગુણો જાણવા પ્રયત્ન કરે એવું ઇચ્છે છે. અને અનુચિત શ્રધ્ધા કે પ્રશંસાને ધિક્કારી કાઢે છે. અતિ કટાકટીને વખતે પણ નમન આપતો નથી, કે શરણે થતો નથી. જયારે મિથ્યાભિમાની કે ડોળી મનુષ્ય અન્ય મનુષ્યો પોતા માટે જે સારો અભિપ્રાય ધરાવતા હોય તેને બહુજ મહત્વનું રુપ આપે છે, અને તેઓ તરફની પ્રશંસા હમેશાં શોધતોજ ફરે છે. આત્મપ્રશંસા અને માનપાનનાં ચાંદ સારુ ઘરેઘર ભટકે છે, બારણાં ઠોકે છે, અને માખણ લગાડતો ફરે છે. બીજા લોકો ગમે તે રુપમાં ગમે તેવી રીતે પ્રશંસા કરે તો તેવી પ્રશંસાથી ફુલાતો જાય છે. એટલુંજ નહીં પણ આત્મપ્રશંસા સાંભળવા ખાતર પોતાને ખુશામતનો ગુલામ થવાનો વખત આવે તો તેની પણ દરકાર કરતો નથી. અહુંભાવ, ગવ અને મિથ્યાભિમાન વચ્ચે આટલો બધો ફરક છે. જયારે સ્વમાનની વૃત્તિ એ તો એક અનુપમ ગુણ છે, જેની પ્રત્યેક અવસ્થામાં જરુર છે.

ઉપયોગ—આ અહુંભાવ કે સ્વમાનની વૃત્તિના ઉપયોગની સર્વત્ર જરુર છે. તેના વિના કોઇ પણ વ્યકિત કંઇ પણ કામ કરી શકવા શકિતમાન થઇ શકતોજ નથી. પ્રમુખ પણું નેતૃત્વ કે અગ્રગન્તાની સર્વત્ર જરુર છે. પ્રમુખ વિના કોઇ પણ કાર્ય થતું નથી. પ્રત્યેક પ્રસંગમાં અગ્રગામી નેતાની તો જરૂર છેજ. શરીરમાં પણ માથું પ્રમુખસ્થાન ભોગવે છે. તેજ પ્રમાણે કુદરતમાં સર્વત્ર એજ નિયમનો પ્રચાર જોવામાં આવે છે. પ્રત્યેક બીજમાં અહુંભાવ હોય છે. તે દ્વારા તે વૃધ્ધિ પોષણ અને જીવનને ધારણ કરી રાખે છે. અને બાધકારક અડચડોને ઓળંગી જાય છે. ઘાસ, વૃક્ષ, ફૂલ, ફલ ઇત્યાદિ સર્વમાં પોતપોતાનાં કાર્ય અને સ્થિતિની અનુકુળતા પ્રમાણે અગ્રગામી કે નેતાનું કાર્ય કરનાર અમુક અવયવ હોય છે. પ્રત્યેક ખેતરમાં પણ ક્ષેત્રપાળ અથવા

ખેતરનો માલીક હોય છે. તેજ પ્રમાણે પ્રત્યેક પક્ષી, પશુ કે પ્રાણીના ટોળામાં પણ અગ્રગન્તા પશુ, પક્ષી કે પ્રાણી હોયજ છે, જેને આધારે અને જેના નેતૃત્વ નીચે બાકીના બધાં ચાલે છે, અથવા હુકમ પ્રમાણે વર્તે છે. આજ પ્રમાણે મનુષ્યગણની પ્રત્યેક સમાજ, સંસ્થા, સોસાઇટી, સભાઓ, કોન્ફરન્સો, કોંગ્રેસો કે કમીટીઓમાં પણ પ્રમુખ તરીકેનું કાર્ય કરનાર એકાદ વ્યકિત હમેંશાં પસંદ કરવામાં આવે છે. અર્થાત્ સમગ્ર સંસ્થા કે સભાના અહુંભાવને નેતૃત્વપદને સ્વિકારનાર એક સ્થાન, અંગ કે પ્રમુખ તરીકેનું પદ એકાદ વ્યકિતને સોંપવામાં આવેજ છે કે જે પદનો અહુંમાની તે વ્યકિત થઇ રહે છે. પ્રત્યેક પ્રકારની રાજ્યસભા, ધર્મસભા, કે વિદ્યાસભા આદિના કાર્યો પ્રમુખ સિવાય કદી ચાલી શકતાંજ નથી. ગામ, શહેર, રાજ્ય, સેના કે મહાન લશ્કરના કાર્યો પણ નેતા કે અહુંભાવ ધારણ કરનાર અભિમાની દેવ વિના ચાલી શકતાંજ નથી. આવા અહુંભાવને, સ્વમાનને ધારણ કર્યા પછીજ બધા કાર્યોની પ્રવૃત્તિ થાય છે. સમગ્ર વિશ્વમાં જ્યારે આ નિયમ લાગુ પડે છે. તો પછી મનુષ્યની શકિતઓની અંદર પણ તે લાગુ પડવોજ જોઇએ અને પડે છે તેમાં કંઇ નવાઇ જેવું નથી. પ્રત્યેક પુરૂષ કે સ્ત્રી બાળ તેમજ યુવાનમાં આવૃત્તિ થોડે અથવા ઘણે અંશે કાર્ય કરી રહી હોયજ છે. કારણ પ્રત્યેક વ્યકિતને અનેક પ્રસંગોમાં નહિ, પણ પ્રતિક્ષણે આ વૃત્તિની જરૂર પડે છે.

પશુ, પક્ષી, ઝાડ, પાન, ગાય, ઘોડા, ઈત્યાદિ પ્રાણીઓમાં પણ સ્વમાનની વૃત્તિ હોય છે. પણ તે સર્વમાં મનુષ્યનો દરજ્જો સૌથી મહાન છે, કારણ તે પોતાની બુધ્ધિશકિત, નૈતિકશકિત અને ધાર્મિકશકિતની પ્રબળતાને પરિણામે સૌથી શ્રેષ્ટ પદને ભોગવે છે. એટલા માટે મનુષ્યે પોતાના અહુંભાવનો ઉપયોગ બહુજ ઉત્તમ અને શ્રેષ્ટ કાર્યો પાછળજ કરવો જોઇએ એ તદન દેખીતુંજ છે. એટલુંજ નહિ પણ જરૂરનું છે. આ વિશ્વની અંદર માત્ર મનુષ્યની સરખામણી અનેક રીતે જોતાં કેટલેક અંશે પરમાત્મા સાથે મળતીજ આવે છે. માત્ર શકિત અને પ્રમાણનો તેમાં ભેદ જણાય છે. મનુષ્યના આત્માને જો આપણે જીવ કહીએ તો ઇશ્વરને શીવ કહેવામાં આવે છે. આત્મા પરમાત્મા, ઇશ્વર પરમેશ્વર, દેવ મહાદેવ, પ્રજાપતિ વિશ્વપતિ, આદિ શબ્દો દ્વારા જીવાત્મા અને પરમાત્માનો માત્ર શકિત અને સામર્થ્યની ન્યુનાધિકતાનો પ્રમાણમાં ભેદ છે. પણ તેઓના અજર, અમર, નિત્ય, શુધ્ધ, બુધ્ધ અને મુકત તથા ચેતનતા આદિ ભાવમાં બંનેનું સામ્ય અર્થાત સાધર્મ્ય છે. તથા અલ્પજ્ઞ, અલ્પશકિતવાન પરિચ્છિન્ન, એકદેશી આદિ ગુણોથી પરમાત્માના સર્વજ્ઞ સર્વશકિતમાન, સર્વવ્યાપક અને સર્વદેશી આદિ ગુણોથી જીવ અને પરમાત્માનું વૈધર્મ્ય છે. બંનેમાં આટલો ભેદ છે. પણ સામાન્ય રીતે જોતાં ઉપનિષદો અને વેદાન્તગ્રન્થોમાં બંનેને પુરૂષબ્રહ્મ તરીકે ઓળખવામાં આવે છે, અને એકને જ્યારે પુરુષ કહેવામાં આવે છે ત્યારે પરમાત્માને પુરુષોત્તમ કહેવામાં આવે છે. આ માત્ર ડીગ્રીનોજ ફરક છે. મનુષ્યનો દરજ્જો વિશ્વના સમગ્ર જડ અને ચેતન પદાર્થો, સુર્ય, ચંદ્ર, નક્ષત્ર, પૃથ્વી, પહાડ, નદી, સમુદ્ર. અને જંગલો કરતાં

પણ આટલો બધો મહાન છે, અને જ્યારે તેનાં મન તથા મસ્તિષ્કનું આટલું બધું મહત્વ અને ઉચ્ચ સ્થાન છે, ત્યારે તે આ વિશ્વની અંદર કેવા મહાન પવિત્ર અને મહત્વ પૂર્ણ કાર્ય કરવાને માટે સર્જાયેલ હોવો જોઇએ, તેનો ખ્યાલ આપણને સહજ આવવો જોઇએ. આ સર્વ પ્રકારના મહાન ભાવોને પૂર્ણ કરવામાટે અહંવૃત્તિના યથાર્થ ઉપયોગની પ્રત્યેક ક્ષણે જરૂર છે. "મારો મનુષ્યનો ઉત્તમ દરજ્જો અને હું આવું પાપાચરણ કે દુરાચરણ કરૂં !" "મારાથી અસત્ય બોલાય !" "હું જુઠી સાક્ષી આપું !" કે "સ્વાર્થવશ થઇ ગરીબોનાં ગળાં રેંશી, ન્યાયને કોરે મુકી, મારી પશુવૃત્તિઓનું પોષણ કરૂં એ શું મને યોગ્ય છે !" આવા મહાન અને ઉત્કૃષ્ટ ભાવોને ધારણ કરી તે પ્રમાણે વર્તવાથી આ અહંભાવનો ઉત્કૃષ્ટ અને ઉત્તમ પ્રકારનો ઉપયોગ થાય છે. મનુષ્યને ઉન્નત અને ઉત્કૃષ્ટ દશાએ પહોંચાડવામાં આ વૃત્તિ ખાસ જરુરની છે. તેના વિના કોઇ પણ વ્યકિત દુનીયાનાં મહાન કાર્યો કદી પણ કરી શકતો નથી. ન્યાય, નીતિ, ધર્મ કે સદાચારયુકત ઉચ્ચ પ્રકારનું જીવન પણ આ વૃત્તિનાજ યોગ્ય કાર્યને આભારી છે. તેના અભાવમાં કોઇ પણ મહત્વનું કાર્ય પુરૂં કરી શકાતું નથી.

"આપણે શું કરી શકીએ !" "આપણે કોણ માત્ર !" "આપણાથી શું થાય ?" "એ શું આપણું કામ છે !" આવી વૃત્તિ ધારણ કરનાર સ્ત્રી પુરુષો કદી કોઇ પણ મહાન કાર્ય કરવા સમર્થ થઇ શકયા નથી, કે મહાન પદને પામ્યા નથી. રામ કૃષ્ણ અને ઈશ્વરના અનેક અવતારોને માનનાર તથા પ્રેમ અને ભકિતપૂર્વક પૂજા કરનાર, પણ અહંભાવવૃત્તિવિનાના, હિંદુસ્તાનના અસંખ્ય લોકોમાં એક પણ રામ કૃષ્ણ કે પૃથુ કે અર્જુન જેવા બહાદુર, શુરવીર કે ધર્મવીર આજદિન સુધી નીકળ્યા નથી. તેમજ ઉપર જેવીજ વૃત્તિઓ ધારણ કરનાર નિર્બળ આત્મા અબળાઓમાંથી સતિ સીતા, સાવિત્રી કે અનુસુયાનાં હજારો વ્રતો કરવા છતાં પણ એકાદ સીતા, સાવિત્રી કે અનસુયા જન્મી નથી, તેનું આજ મુખ્ય કારણ છે. અહંભાવ કે સ્વમાનનો મોટે ભાગે અભાવ એજ આનું ખરૂં કારણ છે.

આદર્શ સ્ત્રી અને પુરુષોનાં જીવનચરિત્રો કંઇ મહાભારત અને રામાયણ તથા ઉપનિષદ્‌ની ગાથાઓમાંજ સંગ્રહ કરી રાખવા માટે નથી હોતાં. પણ મનુષ્યોની અંદર તેવા ભાવો પ્રેરી, તે તે પદને પ્રાપ્ત કરવા માટે યોગ્ય ઉત્સાહ આપવાના પ્રયોજનથીજ એવા મહત્વપૂર્ણ ઇતિહાસો લખવાની પ્રવૃત્તિ થયેલી હતી અને થાય છે. દરેક મનુષ્ય આત્મબળ, આત્માભિમાન, સ્વમાન અને મનોબળને ધારણ કરી તે પ્રમાણે વર્તે તો તેવુંજ મહાપદ પામે, એમાં જરાપણ સંશય રહેતો નથી. વર્ત-માન કાળમાંજ સત્યાગ્રહની મહાન લડાઈમાં વિજયવંત નીવડેલ મી. મોહનદાસ કરમચંદ ગાંધીનું, સ્વમાન સત્યાગ્રહ અને દૃઢતાનું જીવન જાગ્રત પ્રત્યક્ષ દૃષ્ટાન્ત આપણી સન્મૂખ મોજુદ છે. સત્યાગ્રહ, દૃઢવ્રત અને સ્વમાનની લાગણીઓને બુદ્ધિ પૂર્વક યોગ્ય રસ્તે પ્રવર્તાવી સર્વોત્કૃષ્ટ માનપાન, યશ, કીર્તિ, આત્મસુખ અને આત્મ-સંતોષ કેવી રીતે મેળવી શકાય છે, તેનું તદન તાજું અને આર્યાવર્તના અતિ પ્રાચીન તેમજ અર્વાચીન ઈતિહાસમાં પણ ઉત્કૃષ્ટ પદમાં ગણવા યોગ્ય આ એક તદન અનુપમ અને અદ્વિતીય દૃષ્ટાન્ત છે, એમ કહ્યા વિના ચાલતું નથી.

અપૂર્વ આત્મશ્રધ્ધા, અનુપમ આત્મબળ અને દૃઢ આત્મપ્રત્યયનું આ એક સર્વોત્તમ દ્રષ્ટાન્ત છે. આવા ગુણો મનુષ્યે પોતાની અંદર કેળવવાની ખાસ જરૂર છે. આચાર વિચાર અને વર્તનની પવિત્રતા વિશુધ્ધિ અને નિઃસ્વાર્થતા શીખવામાં અને અનુભવવામાં પોતાની અહંવૃત્તિનો યોગ્ય ઉપયોગ કરતાં પ્રત્યેક વ્યકિતએ શીખવુંજ જોઇએ. કારણ કે મનુષ્યની અંદરની અન્તર શકિતઓને ખીલવવાનું એજ એક મહાન દ્વાર છે. એ એક મહાન નેતા કે અગ્રગામિ વૃત્તિ કે શકિત છે.

વિવેચન—જેઓમાં આ શકિત પ્રપૂર્ણ રીતે ખીલેલી હોય છે, તેઓમાં સ્વમાનની સમ્પૂર્ણ લાગણી હોય છે, પોતા માટેના સર્વનામોના ઉપયોગમાં આવા પુરૂષો ખાસ ભાર દઇ બોલે છે. તેઓ હમેશાં માથું ઉંચું રાખી ફરે છે. અને બરાબર ટટ્ટાર ચાલે છે. મહાન કાર્ય કરવાની તેઓમાં પ્રબળ ઈચ્છા હોય છે. પોતાની શકિત, સામર્થ્ય અને સાધનો ઉપર તેઓને પૂર્ણ વિશ્વાસ અને શ્રદ્ધા હોય છે. બીજાઓ ઉપર ભરૂસો ન રાખતાં આત્મવશ થઇ વર્તે છે, કોઇની સલાહની રાહ જોતા નથી. પણ અન્તરાત્માની ઇચ્છાનુસાર નિર્ભય અને નિઃશંક થઈ વર્તે છે. પૂર્ણ મનો બળવાળા હોય છે. કદી પણ નિરાશ કે નિર્બળ થઇ આત્માને શીથિલ પાડી દેતા નથી, તેઓના વિચારો હમેશાં ઉત્કૃષ્ટ પ્રકારનાંજ હોય છે. બોલવા ચાલવામાં પણ માન, ગંભીરતા, અને અહંભાવને બરાબર સંભાળી રાખે છે.

સ્વમાન સાથે આશાની પ્રબળતાને લીધે મોટા સ્કેલપર અને ગંભીરતાથી કાર્યોનો આરંભ કરે છે, નહિ તો હાથમાં પણ લેતા નથી.

અભિલાષા કે તૃષ્ણાની અધિકતાથી બધા કરતાં પોતાને અધિક માને છે, મિલનસારપણું ઓછું હોય તો, સ્વભાવની કઠોરતાને દુર કરી શકતા નથી. અને તેને પરિણામે બધા સાથે લડવા ઝગડવાના પ્રસંગો ઉદ્દભવે છે. વાત્સલ્ય સ્નેહની ન્યૂનતાને લીધે અને સ્વમાનની અધિકતાને પરિણામે બાળકો પ્રત્યે બહુ માયાળુ નથી હોતા, પણ બાળકોની તાબેદારી વધારે પ્રસંદ કરે છે. વાત્સલ્ય સ્નેહની અધિકતાથી બાળકોના અસ્તિત્વથી વિશેષ અભિમાન ધારણ કરે છે. મૈત્રીભાવની અધિકતાથી મિત્રોના મંડળમાં જાય છે અને ત્યાં પણ અગ્રપદને ધારણ કરવા ઇચ્છે છે. નૈતિક શકિતઓના પ્રાબલ્યથી સ્વમાન, ઉત્સાહ, ભાષા અને ઇચ્છાઓને એવી પ્રબળ નૈતિક ઉશ્કેરણી અને શકિત આપે છે કે જેથી તેવા પુરૂષો સર્વત્ર માન અને પ્રશંસાને પામે છે. અને તેની સાથે જો બુધ્ધિશકિતઓનું પણ પ્રાબલ્ય હોય તો સાંસારિક સર્વ સંબધોમાં જનસમાજમાં અને જાહેર જીવનમાં વિજયવંત નીવડે છે. લોકોના અગ્રગન્તા થઈ ન્યાય અને નીતિથી નેતાનાં પદને ધારણ કરી શોભાવે છે સ્વાર્થવૃત્તિની અધિકતાને પરિણામે મગરૂર, ગર્વિત, ઉધ્ધતસ્વભાવના, અસહનશીલ અને ધન, સત્તા અને રાજ્યના લોભથી કે મદથી અંધ બની જાય છે.

પૂર્ણ—જેઓમાં પૂર્ણ રીતે આ વૃત્તિ ખીલેલી હોય છે, તેઓમાં પૂર્ણ અંશે સ્વમાન અને અહંભાવની લાગણી હોય છે, પણ તેઓ મગરૂર કે ગર્વિત થતા નથી. દ્રઢતા બળ અને આશાની અધિકતાથી તેવા પુરુષો દુઃખ, ભય કે સંકટને પ્રસંગે

પોતાના આત્મબળ ઉપર વિશ્વાસ રાખી વર્તે છે, છતાં અન્ય પુરુષોની ડહાપણયુકત સલાહનો સ્વિકાર કરવા તત્પર હોય છે. જોકે તેવી શિખામણ જાતે લેવા જતા નથી, પણ પોતાનું વર્તન યોગ્યરીતે ચલાવી જાતે માનને પાત્ર થાય છે.

**સામાન્ય**—જેઓમાં આ વૃત્તિ સામાન્ય રીતે ખીલેલી હોય છે તેઓ મિથ્યાભિમાની હોતા નથી, પોતાના વિચારોને અયોગ્ય વજન ભાર કે મહત્વ આપતા નથી, પોતાની શકિતનું યથાર્થ માપ જાણી તે પ્રમાણે વર્તે છે, અને પ્રકટ કરે છે. પણ જેઓમાં અતિ સામાન્ય રૂપમાં આ વૃત્તિ હોય છે તેઓ તો પોતાની આત્મ શકિતઓની યથાર્થ કિંમત કરી શકતા નથી. હમેશાં બીજાઓ કરતાં પોતાને તુચ્છ, અયોગ્ય અને નાલાયક તથા પોતાને નમ્ર સેવક ગણે છે. આવાં પુરુષોમાં સ્વમાનની લાગણી ઓછી હોય છે, જેથી કેટલીકવાર નજીવી અને નિરર્થક વાતો કરી બેસે છે, અને પોતે પોતાને હલકા પાડે છે. પણ જો નૈતિક અને બુધ્ધિશકિતઓ સમ્પૂર્ણ અંશે ખીલેલી હોય તો જોખમદારી ભરેલી પદવી કે અમલદારી બરાબર સંભાળી, જાળવી રાખે છે, અને સારી રીતે કામ કરી શકે છે. પણ શરૂઆતમાં પોતાની આત્મશકિતઓપર તેઓનો વિશ્વાસ હોતો નથી.

**लांगुल चालनमधश्चरणावपातं भूमौ निपत्य वदनोदर दर्शनं च ।**
**श्वा पिण्डदस्य कुरुते गजपुंगवस्तु धीरं विलोकयति चाटुशतैश्च भुङ्क्ते ॥**

**ન્યૂન**-જેઓમાં સ્વમાનની વૃત્તિની ખામી હોય છે, તેઓ હમેશાં પોતાને હલકા માને છે. વાતચિત અને વર્તનમાં બીજાઓનું દાસત્વ સ્વિકારે છે. ખુશામત કરે છે કોઇના ઉપર હુકમ બજાવી શકતા નથી. મહાન કાર્યો માથે લેતાં પોતાને અયોગ્ય ધારી ડરે છે. આત્માને અનધિકારી સમજે છે, તેથી બીજાઓ પણ તેની તેટલીજ કિમ્મત કરે છે. વારંવાર ક્ષમાયાચના કરે છે. આવી શ્વાનવૃત્તિવાળા પુરૂષો માખણદાસોની મંડળીમાં ભળવાનું પસંદ કરે છે. આવા પુરૂષો કે સ્ત્રીઓએ પોતાની સ્વમાનની લાગણી ખાસ ધ્યાનપૂર્વક ખીલવવી જોઇએ.

**ખીલવણી**—આ ઉમદા વૃત્તિની યથાર્થ ખીલવણી કરવાની પ્રત્યેક વ્યકિતને જરુર છે. સ્વમાન એ એક અમુલ્ય ગુણ છે, અને તેની ખીલવણી એ એક અગત્યની ફરજ છે. આટલામાટે આ વૃત્તિની ખીલવણી કરવા ઇચ્છતા વ્યકિતઓએ નીચેની બાબતો હમેશાં ખાસ ધ્યાનમાં રાખવાની જરુર છે.

૧. તમારા પોતાના ગુણોની યોગ્ય કદર કરતાં શીખો, અને અનુક્રમે આગળ વધો.
૨. "હું એ કામ કરી શકીશ" એમ હમેશાં નિશ્ચય કરો.
૩. હમેશાં સ્વમાન અને અહંવૃત્તિના સદ્‌ભાવને સંભાળતા રહો.
૪. બીજાઓની શીખામણ અને સુચનાઓ સાંભળો અને ધ્યાનમાં રાખો પણ જાતે નિશ્ચય કરી વિચારપૂર્વક વર્તો.
૫. જાતે આત્માને કદી પણ અવનત દશામાં મુકો નહિ.

૬. આચાર વિચાર અને વર્તનમાં હુમેશાં પ્રમાણિકપણું, પવિત્રતા અને સત્યપ્રિયતાને સ્થાન આપો. સ્વમાન વધારવાનો અને પુષ્ટ બનાવવાનો એ રસાયન વિધી છે. મહામુલ્ય મંત્ર છે.

૭. ઇશ્વર પ્રત્યે નિરાભિમાન અને અહંભાવનો ત્યાગ કે અભાવ અથવા દાસત્વ એ એક મહાન ગુણ છે.

૮. પણ મનુષ્ય પ્રત્યે કારણ વિના તેવી વૃત્તિનો વારંવાર સ્વિકાર કરવાથી સ્વમા-માનની લાગણી ઓછીજ થતી જાય છે, માટે તેવો ભાવ સર્વત્ર ધારણ કરવાની જરુર નથી, કારણ તે નુકશાન કરતા અને હલકો પાડનાર છે. જોકે વિનીત થવાની જરુર છે, પણ દાસત્વ એ તો દુર્ગુણ છે.

૯, રોમન લોકો કહેતા કે "I am a Roman" હું રોમન છું. તેમજ હાલ ઇંગ્રેજો પણ કહે છે કે "I am an European" હું એક યુરોપીયન કે ઇંગ્લીશમેન છું. આમ કહી તેઓ અભિમાન ધરાવે છે. તેમ પ્રત્યેક મનુષ્યે પોતાની ભૂમિ કે દેશનું અભિમાન ધારણ કરવા સાથે "I am a human being" "હું મનનશીલ મનુષ્ય છું" એવું અભિમાન ધારણ કરી મનનશીલ થઇ હુમેશાં વર્તવું જોઇએ.

૧૦, પોતાના હોદ્દા કે પદ્વીનું અભિમાન ધારણ ન કરતાં ન્યાય અને ધર્મવૃત્તિથી સર્વની સાથે પ્રીતિપૂર્વક યથાયોગ્ય રીતે વર્તવું એ ખાસ જરુરનું છે.

૧૧. આત્માને કદી પણ અવનત દશામાં રાખો નહિ, તેમજ અન્યના આત્માઓને કદી પણ નિર્બળ અને અધમ બનાવો નહિ. પ્રત્યેક પ્રકારનાં હલકાં કાર્યો, અધમ પ્રવૃત્તિઓ અને અધમતા પ્રવર્તક ધંધારોજગારોથી દુર રહો.

૧૨. આત્મવશવર્તિ, સ્વમાનની રક્ષા અને અન્યમાં પણ સ્વમાનની સંરક્ષા વધે તેવા પ્રયત્નો કરવા તત્પર રહો.

૧૩. બેસવા તેમજ ચાલવામાં શરીર અને મસ્તિષ્ક સીધું રાખતાં શીખો. કારણ એમ કરવાથી આ શકિતને ખીલવવામાં મદદ મળે છે.

બાળકોમાં આ શકિત ખીલવવા માટે તેઓને તેઓની શકિતપર વિશ્વાસ બેસાડો, બહુ દાબમાં રાખી તેઓને ગરીબ રાંકડા, બકરી જેવા નહિ બનાવતાં તેઓની યોગ્ય પ્રશંસા કરી ઉત્સાહ આપો. તેઓને એમ જણાવો કે તમે હજી બાળક છો, પણ મોટા થયે તમારે સ્ત્રી કે પુરુષ તરીકે ભિન્નભિન્ન પ્રકારની ઉત્તમ ફરજો બજાવવાની છે. તેને માટે અત્યારથી તૈયાર થવાનું છે, અને ઉમદા કાર્યો કરી કીર્તિ અને નામના મેળવવાની છે. કદાચ તેઓથી કોઈ હલકું કાર્ય થઇ જાય, તો શાન્તિથી તેનું પરિણામ સમજાવી ફરીથી તેવું કાર્ય ન થાય તેનેમાટે યોગ્ય અને સકારણ સમજુતી આપી સચેત બનાવો. ખાસકરી તેઓમાં સ્વમાનની લાગણીને કેળવો. દાબ, સખ્તાઇ, કઠોર ભાષણ કે તાબેદારી કરાવી, કે ગુસ્સે થઇ, ડોળા કાઢી, તેઓના આત્માને નિર્મળ બીકણ કે ભયભિત નહી બનાવો. તેમજ ગુલામ કે નોકરો માફક

તેઓ પ્રત્યે નહિ વર્તો. પણ ઉત્તમ શહેરીઓ કે સદ્ગુણી સુંદરીઓ હોય તેમ પ્રત્યેક બાળક તથા બાળીકા પ્રત્યે વર્તો; ટુંકમાં તેઓના જીવનને ઉત્કૃષ્ટ ઉત્સાહ-પૂર્ણ અને ગાંભીર્યયુકત તથા સ્વમાનની લાગણીથી પ્રપૂર્ણ બનાવો; ઉન્નત બનાવો. કદી પણ અવનત થવા દો નહિ. માબાપો, ગુરૂઓ, અને શિક્ષકો કે વડીલો તરીકેની આ ફરજો બજાવવામાં જે કોઇ વ્યકિત પોતાનું કર્તવ્ય ચુકે છે તેટલેજ અંશે તે પાપી છે, અને તેનું પરિણામ તેને તથા તેની ભાવી પ્રજાનેજ ભોગવવું પડશે એ ખચીત ધ્યાનમાં રાખવું.

**આત્મવશ્યતા અથવા મનોબળ કે સ્વરાજય**—એ આ વૃત્તિનું એક ખાસ પ્રકારનું વલણ છે, તેના ઉપર તો ખાસ ધ્યાન આપવાની જરુર છે. મનુષ્ય એ આ વિશ્વની અંદર ગમે તે પ્રકારનું કર્મ કરવામાં સમ્પૂર્ણ સ્વતંત્ર પ્રાણી છે. સાચું અથવા ખોટું, સારૂં અથવા નરસું, દુષ્ટ અથવા શ્રેષ્ટ કર્મનું યથાર્થ મહત્વ સમજ્યા પછી પણ કઇ રીતે વર્તવું એ તેના મનની સ્વતંત્ર ઇચ્છાની વાત છે. મનની શુભ અથવા અશુભ પ્રવૃત્તિરૂપી બંને લગામોને હાથમાં રાખવી એ અમુક અંશે આ શકિતનું કાર્ય છે. તેમાં સાવચેતી, ગોપનશકિત, દઢતા, આશા અને અન્ય નૈતિક તેમજ બુધ્ધિશકિતઓ પણ યથાસમય આવશ્યકતા પ્રમાણે સહાયભુત થાય છે ખરી. પણ આખરે નિશ્ચય કરી અમુકજ પ્રકારનું વર્તન કરવું, એ વાત વિશ્વના મહાન નિયામક પરમાત્માએ આપણી મુનસફી ઉપર મુકેલ છે. કારણ કે તેના સદ્ઉપયોગ અને દુરૂપયોગની શિક્ષા કે ફળ કુદરતના નિયમા-નુસાર આપણેજ ભોગવવાનું છે. આપણે જડ પદાર્થોની કે યન્ત્રોની માફક નિર્જીવ કે નિશ્ચેતન પદાર્થ નથી કે જેથી આસપાસના સંજોગો અને આકર્ષણોના પરિણામે જે હાલતમાં પડયા ત્યાંજ પડયા રહીએ, કે અમુક કાર્યોજ કરી શકીએ. પણ સત્યાસત્યનો નિર્ણય કરી ઇચ્છીત માર્ગે પ્રવર્તવું એ આપણી સ્વતંત્રાને આધિન છે. ઇચ્છા પુર્વક આપણે કોઇ પાપ કર્મને એકદમ દુર કરી સદાચારનો માર્ગ ગ્રહણ કરવા શકિતવાન થઇ શકીએ છીએ. કોઇ પણ જુસ્સો લાગણી કે વૃત્તિ પોતાના ઊગ્ર સ્વરૂપથી આપણને દબાવી આધીન કરવા તત્પર થતી જણાતી હોય, તો તે વખતે પણ આપણી અંદર રહેલી શુભ શકિતઓ એકદમ પોતાનું કાર્ય બજાવવા તત્પર થઇ અમુક શકિતઓને જાગૃત કરી કુવૃત્તિઓને દબાવવામાં અનેક વખત સહાયભુત થાય છે, અને આખરે વિજયવંત નિવડે છે. જગતના દેવાસુર સંગ્રામની માફક આપણા મસ્તિષ્કની વૃત્તિઓમાં પણ એ પ્રમાણે તુમુલયુધ્ધ અને સંગ્રામ થવાના પ્રસંગો મનુષ્ય પ્રાણીને અનેકવાર આવે છે. પણ તે બધાને કાબુમાં રાખી આત્મવશ કરી, ઇન્દ્રિય નિગ્રહમાં રાખી અને ચોકસ નિર્ણયપર લાવી ઇચ્છાનુકુળ ચલાવવાનુ જે મહાન કાર્ય છે તે આપણા મનને આત્માનેજ—આપણને પોતાનેજ આધીન છે. આપણે જાતેજ સારી શકિતઓને ખીલવી કુવૃત્તિ કે કુવાસનાઓને દબાવી શકીએ છીએ અને આપણા વર્ત્તનને સુધારી યોગ્ય રસ્તે ચલાવી શકીએ છીએ. ઇન્દ્રિયનિગ્રહ એ એક મનુષ્યની અંદરનો મહાન ગુણ છે અને તે ગુણની પ્રવૃત્તિમાં આ શકિત અન્ય શકિતઓની સહાયથી અનુપમ મદદ આપી શકે છે.

બાલ્યાવસ્થાથી લઈને જીંદગીના અન્ત સુધીમાં આપણે અનેક પ્રકારના લોભ અને લાલચોના સંજોગોમાં આવીએ છીએ, એ શું આપણે નથી જાણતા? કેટલીકવાર આપણે બાહ્ય આડંબર અને લલચાવનારા દૃષ્યોથી લલચાઇ કે અંજાઇ જઇ અનુચિત કાર્યોનો આરંભ કરી બેસીએ છીએ. આવા પ્રત્યેક પ્રસંગમાં જીવનના યથાર્થ રક્ષણ માટે આપણને ઈન્દ્રિયનિગ્રહરુપી કે આત્મવશ્યતારૂપી શસ્ત્રની અવશ્ય જરુર પડે છે. આપણી શારીરિક, માનસિક અને વાચિક પ્રત્યેક પ્રવૃત્તિ વખતે આ શસ્ત્રની અનુપમ સહાય લેવાની જરૂર પડે છે. અને લોભ તથા લાલચો સામે થવામાં તેનો ઉપયોગ કરવો જરૂરી છે. આવા પ્રત્યેક પ્રસંગમાં બુદ્ધિશકિતઓના હાથમાં સમ્પૂર્ણ સૂકાન સોંપીને મનુષ્યે વર્તવાની બહુ અગત્ય છે.

**નિગ્રહની આવશ્યકતા**—ખાસ કરી જે લોકો મદાંધ, ગર્વીત, મગરુર, માથા કુટીયા, મદમસ્ત, ધર્માંધ, અભિમાનનાં પુતળાં અને સ્વેચ્છાચારી હોય છે, તેવાઓએ આ વૃત્તિના કાર્યને દાબમાં રાખવાની બહુજ આવશ્યકતા છે. આત્મપ્રશંસા અને આત્માશ્લાઘાના ભૂખ્યા અહંવૃત્તિવાળા મનુષ્યોએ પણ પોતાની આ વૃત્તિને દાબમાં રાખવાની બહુજ અગત્ય છે. કારણ તેને વશ થનારા મનુષ્યો પોતાનું માન, આબરૂ અને ધન વિગેરે ગુમાવી લોકોમાં હાંસીપાત્ર થાય છે, છતાં પણ તેઓ પોતાની તેવી દશાનો અનુભવ કરી શકતા નથી. આવી વૃત્તિના લોકો ખરેખર ધિકકાર અને તિરસ્કારને પાત્ર છે. માટે તેવા પુરૂષોએ પોતાના ધનનો તનનો કે બુધ્ધિનો માન મરતબો કે હોદ્દાનો ખોટો ગર્વ કદી રાખવો નહિ જોઈએ; અને કદાચ તેવા ભાવો કોઈ વખતે પ્રગટ થતા હોય તો તેને દાબવા માટે એકદમ દુશ્મનની માફક તૈયાર થઇ જવું જોઇએ. પોતાની જાતને પોતે જાતેજ હલકા પાડવા જેવું અનુચિત કાર્ય કરવા કોઇ પણ શાણો માણસ પ્રયત્ન કરતો નથી.

**ખરી મોટાઇ**—ખરી રમ્યતા, ખરૂં માન અને ખરી દઢતા તો ત્યારેજ ગણાય કે જ્યારે મનુષ્યની અંદર યોગ્ય નમ્રતા, વિવેક, વિનય અને મદુતા આદિ ભાવો પ્રગટ થાય.

**अधमा धनमिच्छन्ति**<br>
**मानं धनं च मध्यमाः।**<br>
**उत्तमा मानमिच्छन्ति**<br>
**मानो हि महतां धनम् ॥**

# નં. ૧૭. દૃઢતા અથવા સ્થૈર્ય કે ધૈર્યવૃત્તિ.

## Firmness. Perseverance and will Power.

### વ્યાખ્યા, સ્થાન, શોધ અને ઉપયોગ આદિ.

સ્થૈર્ય દૃઢતા કે ધૈર્યવૃત્તિની અંદર, કામપાછળ લાગ્યા રહેવાની શકિત, દ્રઢતા, ટકી રહેવાની શકિત, સુનિશ્ચિતતા, મક્કમપણું, ટકાઉપણું, હેતુનિશ્ચિતતા, અડગવૃત્તિ કે ખંત આદિ ભાવોનો સમાવેશ થાય છે. આ વૃત્તિના અતિયોગ કે મિથ્યાયોગથી હઠ, દુરાગ્રહ કે અત્યાગ્રહને જન્મ મળે છે.

વિભાગ—ખંત, સ્થૈર્ય અને મનોબળ એમ આ વૃત્તિના ત્રણ વિભાગ છે.

**સ્થાન**—આ વૃત્તિના અવયવનું સ્થાન, મસ્તિષ્કના છેક ઉપરના ભાગના મથાળાના મધ્યપ્રદેશમાં ને શિખાના અગ્ર ભાગમાં આવેલ છે. કાન પાસેથી માથાંનો આ ભાગ જેમ ઉંચો તેમ ધૈર્યવૃત્તિની વિશેષતા સમજવી. ખાસ કરી પુરૂષોનીઅંદર આ શકિત ખાસ અધિક પ્રમાણમાં હોય છે. સ્ત્રીઓમાં પુરૂષો કરતાં ઓછા પ્રમાણમાં હોય છે.

ડા૦ **ગોલ કહે છે કે**:—They give to the crown of the head a spherical protuberance which is prominent in firm persons, but level or depressed in the feeble and irresolute." **Gall.**

ડા૦ **કોમ્બ** કહે છે કે:—" When this organ predominates it gives a peculiar hardness to the manner, a stiffness and uprightness to the gait, with a forcible and emphatic tone to the voice" **Combe.**

મુખપર આ અવયવનું ધ્રુવબિન્દુ ઉપલા ઓષ્ટમાં આવેલ છે, જેને પરિણામે તે આ શકિતના પ્રમાણમાં લાંબો ટુંકો વધેલો જણાય છે. જેઓમાં દ્રઢતા વિશેષ અંશે હોય છે તેઓ પોતાનો ઉપલો હોઠ ઉપલા દાંતોથી વારંવાર દબાવે છે. ઉપરનો ટુંકો હોઠ દ્રઢતાની ખામી દર્શાવે છે.

**સ્થૈર્ય કે દ્રઢતા**—એ કુદરતનો એક મહાન ગુણ છે. અડગપણું એતો કુદરતનો મહાન મુદ્રા લેખ છે, જે તેનાં પ્રત્યેક કાર્ય અને નિયમમાં સર્વત્ર પ્રસિધ્ધપણે જોવામાં આવે છે. સૂર્ય પ્રતિદિન અવિશ્રાંતપણે પોતાના માર્ગમાં અન્યગૃહોની માફક અવ્યાહતપણે ગતિ કરી રહ્યો છે. ઋતુઓ પણ તેજ પ્રમાણે નિયમાનુસાર પોતપોતાની ગતી કર્યેજ જાય છે. નદી પવન અને સમુદ્રો અડગ ધૈર્યથી પોતપોતાના નિયત માર્ગે પ્રવર્તિ રહ્યાં છે. વૃક્ષ, વનસ્પતી, ઝાડપાન આદિ પદાર્થો પોતાનું નિયત કાર્ય સમ્પૂર્ણ રીતે ફળીભુત થાય ત્યાં સુધી એકજ સ્થાનપર સ્થીરપણે ટકી રહે છે.

સ્થૈર્ય દ્રઢતા સુનિશ્ચિતતા એતો કુદરતનો એક મહાન અને અચળ નિયમ છે. મનુષ્યની અંદર પણ તેવી વૃત્તિનો અનુભવ કરનાર એકાદ અવયવ હોવું જોઇએ અને તે આ સ્થૈર્ય કે ધૈર્યનું માનસ અવયવ છે.

આપણા પ્રત્યેક કાર્યની અંદર કોઇને કોઈ મુશીબતતો ઉભી હોયજ છે. તેમાંથી કેટલીકને દુર કરવાની કેટલીકને કુદી જવાની કે સદન્તર નાશ કરવાની આપણને જરૂર પડે છે. અને કેટલીકવાર જીવન નિર્વાહના અમુલ્ય સાધનો પ્રાપ્ત કરવા માટે, અનેક મુશીબતોને આપણે સ્થૈર્ય તથા ધૈર્યથી સહન કરવાની પણ જરુર પડે છે. એક વિચાર અથવા સંકલ્પ એક ક્ષણમાં ઉભો થયો અને અન્ય ક્ષણે નાશ પામ્યો તે કંઈ કામનો નથી. મનુષ્યના પ્રત્યેક મહાન કાર્યની અંદર મહાન ધૈર્ય અને સ્થૈર્ય કે અડગ અને સુનિશ્ચિતવૃત્તિની સર્વત્ર જરૂર છે.

" **प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति** " એ મહાન પુરૂષોનો હમેશાં મુદ્રા લેખ હોય છે. તેનું કારણ આ ધર્યવૃત્તિનો સદ્‌ભાવજ છે. " **धैर्य धना हि साधव** : સાધુઓ ધૈર્યરૂપી ધનવાળા હોય છે." એમ જે કહેવાય છે અને "ધર્મનું પહેલું લક્ષણ પણ ધૈર્ય છે," એમ જે મનાય છે, તેમાં મહાન ગુઢ આશય કે મતલબ સમાયેલ છે.

હજારો મુશીબતો અને આફતોની સામે હિમ્મત કરી ટકી રહેવાની વૃત્તિ સિવાય દુનીયાનો કોઇ પણ પુરૂષ મહત્વનું કાર્ય કદાપી પણ કરી શકવા પામ્યો નથી. પ્રસિધ્ધ અને નામીચા ગુન્હેગારો પણ ધૈર્યથીજ પોતાના કાર્યો કરવા પામ્યા છે. મહાન પદ મોટાઈ અને ઉચ્ચ પદવીને પામવામાં ધૈર્ય એ ગુણ એક અદભુત પ્રકારની સહાયતા અર્પે છે. ધૈર્ય વિનાનું ઉત્તમ પ્રકારનું બુધ્ધિકૌશલ્ય પણ બહુ ઉપયોગી નીવડતું નથી. પણ ધૈર્યયુકત સ્વલ્પ બુધ્ધિશકિતથી પણ ઘણી વખત સારૂં પરિણામ લાવી શકાય છે.

સંરક્ષકવૃત્તિઓ અને નૈતિકશકિતઓનાં મધ્યમાં આવેલું આ શકિતનું સ્થાન તેની ઉપયોગીતાને યથાથ રૂપમાં દર્શાવે છે. ટુંકમાં પ્રત્યેક શકિતના ઉપયોગ વખતે આ શકિતના સંયુકત કાર્યની ખાસ જરૂર છે. કારણ તે દ્વારા મનુષ્યની પ્રત્યેક ક્રિયાને સ્થિરત્વ પ્રાપ્ત થાય છે. મનુષ્યની અંદરની પશુવૃત્તિઓને નિરંતર દાબમાં રાખી નૈતિકવૃત્તિઓનાં કાયનો નિરંતર પ્રગતિમાં રાખવું, એ આ સ્થૈર્ય વૃત્તિનું કામ છે. નૈતિકવૃત્તિઓના સમુહ પાછળજ આ શકિતનું અવયવ હોવાનું એ પણ એક કારણ છે.

વળી આત્મનિષ્ઠાના અવયવની મધ્યમાંજ આવેલ તેની પરિસ્થીતિ એજ દર્શાવે છે કે હમેશાં આત્મવશ વર્તિ સત્યગ્રહણ કરવાની અને ટકાવી રાખવાની હમેશાં જરૂર છે. અડગપણે, શાન્તિથી, ધૈર્યથી, સુનિશ્ચિતતાથી, મહાન કાર્યો અને ઉદ્દેશોની પાછળ લાગ્યા રહેવું, એ આ અવયવનું મુખ્ય કાર્ય છે. સત્યના અડગ અને સુનિશ્ચિત રસ્તાપરથી આનંદ સુખ કે વૈભવની લાલસા આ શકિતને પરિણામે મનુષ્યને કદી અસ્થિર કરી શકતી નથી કે મુશીબતો અડચણો કે અવરોધો તેના રસ્તાને અટકાવી શકતા નથી.

અનારોગ્ય કે થાક અને શ્રમ વિગેરે પણ મનુષ્યને તેના મક્કમપણાથી ચ્યુત કરી શકતા નથી, એ પણ આ અડગવૃત્તિનું પરિણામ છે.

પ્રપૂર્ણ–જેઓમાં આ શકિત પ્રપૂર્ણ પ્રમાણમાં હોય છે, તેઓ પોતાના વિચારમાં અને વર્તનમાં મક્કમ અને દૃઢપ્રતિજ્ઞાવાળા હોય છે. આરંભેલા કાર્યને પૂર્ણ કર્યા પછીજ છોડે છે, "प्रारब्धस्यान्त गमनं" એ તો તેઓનો મુદ્રાલેખ હોય છે, હમેશાં અમુક કાર્ય કરીશ એમ કહે તો તે પ્રમાણે કરીજ બતાવે છે, અને એટલા માટે આવા પુરુષો હમેશાં વિશ્વસનીય થાય છે. એટલુંજ નહિ પણ પોતાની ધૈર્ય વૃત્તિના પ્રાબલ્યને લીધે અનેકવાર તેઓની ગણના હઠી દુરાગ્રહી અને અત્યાગ્રહીમાં પણ થાય છે.

૧ શારીરબળ અને સ્વમાનની તીવ્ર લાગણીને પરિણામે તેઓ હંમેશા પોતાના નિશ્ચયમાં અડગ અને અચલ રહે છે, તેમજ કોઈના સમજાવવાથી કે દોરવાથી દોરાઈ જતા નથી.

૨ ચાપલ્ય, અને બુધ્ધિશકિતઓના પ્રાબલ્યથી, જેમાં મહાન નિશ્ચય અને કાર્ય શકિત તથા તત્પરાયણતાની જરુર પડે એવા મહાન કાર્યો કરવા તરફ દોરાય છે.

૩ તર્કશકિતના પ્રાબલ્યને લીધે માત્ર તર્કની પ્રાબલ્યતાથીજ તેઓને સમજાવી શકાય છે, અન્યથા નહિ,

૪ સ્વમાન અને યુયુત્સાવૃત્તિને લીધે કોઇના પણ દાબથી દબાતા નથી, પણ દાબવા કે કચરવાનો જેમ અધિક પ્રયત્ન થાય છે, તેમ તેમ વિશેષ દૃઢ, અટલ અને અચ્યુત થતા જાય છે.

પ્રાચીન કાળના ઇતિહાસનાં સત્યવાદિ રાજા હરીશ્ચંદ્ર. રામચંદ્ર. રાણાપ્રતાપ અને સીતા તથા સાવિત્રી આદિ દેવીઓ, આ બાબતના સર્વોત્તમ દૃષ્ટાન્તો ઇતિહાસમાં સુપ્રસિધ્ધ છે. પણ વર્તમાનકાળમાં પણ એવા અચળ અને અડગ ધૈર્યવૃત્તિવાળા પુરૂષોમાં આફ્રીકામાં સ્વમાન અને ટેકને જાળવી રાખવામાં પોતાના સર્વ સામર્થ્યનો ઉપયોગ કરનાર તથા સર્વસ્વનો ભોગ આપીને પણ આખી હિન્દીપ્રજાનું માન જાળવી રાખનાર સુપ્રસિધ્ધ સાધુ મહાત્મા અને વીરનર મહાશય મોહનદાસ કરમચંદ ગાંધીનું જીવન જાગ્રત અને ઉત્કર્ષક દૃષ્ટાન્ત સમ્પૂર્ણ જગત્ સન્મુખ પ્રત્યક્ષ મોજુદ છે. ઇંગ્લંડ જેવા મહાન કુશળ અને પ્રબળ રાજનીતિજ્ઞ દેશના મહાન પુરૂષોને તેમજ આફ્રિકા જેવા સ્વતંત્ર પણ જંગલી વિચારના રાજ્ય મદથી મસ્ત થયેલ હસ્તિઓના માન અને મદને પણ ઠેકાણે લાવી નાકમાં દમ લાવનાર અને નીચું જોવડાવનાર તથા આખરે પોતાની નિઃશસ્ત્ર ( passive resistance ) લડાઇમાં વિજયવંત થનાર આ ભૂમિના ઇતિહાસમાં આ દૃષ્ટાન્ત ખરેખર અનુપમ અને તદ્દન અદ્વિતીય છે.

૫ આવા લોકોની અંદર દયા અને મૈત્રીનો પ્રબળભાવ હોય તો સુગમતાથી સમજાવી શકાય છે. ખાસ કરી મિત્ર વર્ગથી તેઓ જલદી સમજાવી શકાય છે.

૬ આત્મનિષ્ઠા અને મનોબળની અધિકતાને લીધે પોતાના વિચાર અને વર્તનમાં બહુજ મકકમ અને ચુસ્ત રહે છે.

**સાધારણ**—જેઓમાં આ શકિત સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ લાંબો વખત અડગપણે ટકી શકતા નથી. ધૈર્યશીલ હોતા નથી. મહાન કાર્યોને લાંબો વખત ટકાવી પાર પાડી શકતા નથી. સ્થિરતા અને કામ પાછળ મંડયા રહેવાની વૃત્તિ બહુજ ઓછા પ્રમાણમાં હોય છે. આવા પુરુષો મનના મોળા અને ઢીલા, ઢચુપચુ સ્વભાવના હોય છે જલ્દીથી સમજુતી પર આવી જાય છે, અને જનપ્રવાહ જે રસ્તે વહેતો હોય તે રસ્તે દોડે છે.

**ન્યૂન**—જેઓમાં આ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે, પણ કાર્યશકિત સારી હોય છે, તેઓ અતિ ઊગ્ર લાગણીઓને આધિન થઇ જે તરફ પ્રવાહ લાગે તે તરફ એકદમ પ્રવર્તે છે, અને જે નવો પવન ફરે તે તરફ વારંવાર ઘસડાય છે. જળના પ્રવાહની માફક ચંચલ વૃત્તિના હોય છે, જરા પણ કારણ મળતાં વિચારો બદલી જાય છે. સંજોગોના દાસ બની રહે છે, અને જેમાં અડગધૈર્ય કે સ્થિરતાની જરુર પડે તેવાં કોઇ કાર્યો કરી શકતા નથી.

**ખીલવણી**—આ શકિતની ખીલવણી માટે મનને હમેશાં મજબુત બનાવો. ડહાપણ પૂર્વક પ્રથમ દ્રઢ નિશ્ચય કરો, અને તે પ્રમાણે વર્તવામાં અડગ રહો. હમેશાં સત્ય પંથપર છો એમ પ્રથમ ખાત્રી કરી લ્યો, અને પછી તે પર ધૈર્યથી ટકી રહો. મુશીબતોની સામે ઉભા રહો, ગભરાઈને મુશ્કેલીએથી દુર નહિ ભાગો. સત્ય બાબતમાં કોઇ સમજાવટ કરવા કે ઢીલા પાડવા પ્રયત્ન કરે તો તેની બીલકુલ દરકાર નહિ કરો. સિધ્ધાન્તોને વળગી ચાલો. પ્રત્યેક કાર્યનો આરંભ બહુજ વિચાર અને ડહાપણ પૂર્વક કરો, અને પ્રારંભ કરેલ કાર્યને પૂર્ણ કર્યા વગર છોડો નહિ. લોભ, લાલચ કે ઇન્દ્રિયવૃત્તિઓને આધિન ન થતાં ધારેલી સત્ય અને વ્યાજબી મુરાદ પારપાડવામાં પૂર્ણ લક્ષ રાખો અને ધૈર્યથી મંડયા રહો. ધૈર્યથી પોતાના હેતુઓ બર લાવવા ખંતપુર્વક જેઓ મંડયા રહે છે તેઓજ આખરે વિજયવંત નિવડે છે, એ વારંવાર ધ્યાનમાં રાખો. સત્યના પક્ષથી એક ઇંચ પણ ખસાય નહી એવી પ્રતિજ્ઞાને વારંવાર દ્રઢ કરો સ્થિર નૈતિક નિશ્ચય એ એક ઉત્કૃષ્ટ અને ઉત્તમ પ્રકારનો ગુણ છે. ધૈર્ય કે સ્થિરતા અને આત્મનિષ્ઠાના અવયવો તદન આસપાસજ આવેલા છે, એ બતાવે છે કે એ બંને અવયવો એક બીજાને સહાયભુત થઇ મનુષ્યના વર્તનને કે ચારિત્ર્યને સમ્પૂર્ણ મદદ આપવા સરજાયેલાં છે. તે બંનેનો યથાર્થ ઉપયોગ કરો. આશાનાં અવયવો પણ ઉપરોકત બંને અવયવોના અગ્ર ભાગમાંજ આવેલાં છે, તે પણ મનુષ્યના નિશ્ચયોને સ્થિર કરવામાં મદદ કરે છે, તો તેને પણ કદી શિથીલ કરો નહી. " નિરાશ કદી થશો નહિ " " Never Despair ", એ તમારા પ્રત્યેક કાર્યનો મુદ્રાલેખ બનાવો. હમેશાં વિજયનીજ આશા રાખો આથી વિરુધ્ધ વિચારો

કે કલ્પનાઓ કે સંકલ્પોને તમારા મસ્તિષ્કમાં સ્થાન આપી માનસિક નિર્બળતાને જાતે કદી આમંત્રણ કરો નહિ.

યુવાન પુરુષો અને બાળકોની અંદર આ વૃત્તિ કેળવવામાં ખાસ એ ધ્યાનમાં રાખવું કે તેઓ જે કાર્ય પૂર્ણ ન કરી શકે તેવું હોય તેવું કાર્ય એકદમ કદી સોંપવું નહિ અને ડહાપણ પૂર્વક આરંભેલ કાર્ય અધુરૂં અથવા અપૂર્ણ હાલતમાં છોડાવવું નહિ. પણ તેઓને હાથેજ પૂર્ણ કરાવવા પર ધ્યાન આપવું. લીધેલ કામને યથાયોગ્ય રીતે પુરૂં કરવાની તેઓને ટેવ પાડવી. બાળકોને બહુજ આજ્ઞાંકિત, તાબેદાર અને "જી હજુર" સ્વભાવવાળાં પણ નહિ બનાવી દેવા. કારણ કે એમ કરવાથી તેઓ ગુલામી હાલતને પામે છે.

નોકર ચાકરોને પણ બહુજ દાબમાં રાખીને કે તેઓના તરફ એકદમ સખ્ત થઇને અથવા વારંવાર કાર્યો પડતા મુકાવી, વચમાં વચમાં બીજા નાનાં મોટાં કાર્યો બતાવીને તેઓના મનનું સ્થિરત્વ ધૈર્ય કે કામ પાછળ મંડયા રહેવાની શકિતને તથા સ્વમાનની વૃત્તિને, શિથીલ કરવામાં કદી પણ કારણભૂત ન થવાય, એ ખાસ ધ્યાનમાં રાખવાનુ છે.

વળી મીલ માલીકો, પ્રેસ મેનેજરો, કડીયાઓ અને ઇજનેરો તથા મોટા મોટા કારખાનાવાળાઓ અને સામાન્ય રીતે સર્વ ઉપરી અમલદારોએ પોતાના હાથ નીચે કામ કરનાર મનુષ્યોના અન્તરાત્માઓને દબાવી દેવામાં કે નિર્બળ બનાવવામાં કારણભૂત ન થવાય, એ એક ખાસ ફરજ તરીકે ધ્યાનમાં રાખવાનું છે. મનુષ્યના આત્માની અંતર વૃત્તિઓને પરાણે કે આડકતરી રીતે દાબી દેવી કે નિર્બળ બનાવવી એ એક જાતનું મહાન પાપ છે. ધનવાનો અને અમીર ઉમરાવો તથા તડાતડ હુકમ ફરમાવનાર શેઠાણીઓએ આ બાબત ખાસ સમજવાની જરૂર છે.

**નિગ્રહ**—આ વૃત્તિના અતિ ઊગ્ર સ્વરુપને દાબમાં રાખવાની પણ અનેકવાર જરુર પડે છે. એટલા વાસ્તે હમેશાં ધ્યાનમાં રાખો કે અતિ આગ્રહ કે હઠને પરિણામે તમે જાતે તમારી મેળે અયોગ્ય રીતે નુકશાન તો નથી કરતા? હમેશાં શાણા અને ડાહ્યા પુરૂષો અને મિત્રવર્ગમાંના સમજુ માણસો કહે તે પર યથાર્થ ધ્યાન આપો અને દૃઢતાની સાથે બુધ્ધિ, આત્મનિષ્ઠા, તથા સમજશકિતને મદદમાં લઇને કાર્ય કરો, બુધ્ધિના સામ્રાજ્ય અને નેતૃત્વની સર્વત્ર જરૂર છે. માત્ર દૃઢવૃત્તિના અંધ કાર્યને કે વલણને ડાહ્યાપુરુષે કદી આધીન થઇ જવું ન જોઇએ. જેઓ અતિ આગ્રહી અને હઠી હોય છે, તેઓ પોતાનો વાંક, ભુલ કે નુકશાન તરફ જોતાજ નથી આવી દશામાં ઇશ્વરદત્ત આ દિવ્ય શકિતનો દુરુપયોગ થવાનો સંભવ છે, માટે એવી દશામાં એવી ઊગ્ર વૃત્તિવાળાઓએ ખાસ ધ્યાનમાં રાખી તપાસી જોવું કે એવો દુરૂપયોગ તો નથી થતો.

**"न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः"**

# What Is Religion?

**Belief without evidence is not religion.**

1 To love justice and mercy, ( ન્યાય અને દયા. )

2 To pity the suffering, ( કરૂણા. )

3 To assist the welk, ( સહાનુભુતિ. )

4 To forget wrongs and remember benefits, ( ક્ષમા. )

5 To love the truth and liberty, ( આત્મનિષ્ઠા અને ઔદાર્ય. )

9 To cherish wife and children, ( દામ્પત્યધર્મ અને વાત્સલ્યસ્નેહનુ પાલન. )

7 To love friends, ( મૈત્રીભાવ. )

8 To make a happy home, ( સુખી ગૃહસ્થાશ્રમ. )

9 To love the beautiful in art and in nature, ( સૌન્દર્યપ્રેમ. )

10 To cultivate the mind, ( સ્વાધ્યાય. )

11 To be brave, ( શૌર્ય. )

12 To be cheerful and make others happy. ( આનંદ હાસ્ય. )

13 To fill life with the splendour of generous acts, ( પરોપકાર )

14 To discard errors and destroy prejudice, ( અહંતાનો ત્યાગ. )

15 To receive new truths with gladness, ( સત્યપરાયણતા. )

16 To cultivate hope, ( આશા. )

17 To do the best that can be done, ( કર્ત્તવ્યપરાયણતા )

18 And then to be resigned, ( સંન્યાસ. )

**That is Religion.**

# પ્રકરણ ૪ થું. નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ.

નં. ૧૮ પૂર્ણ ભક્તિભાવ.



રા. રા. ફુરજીભાઇ.

નં. ૧૮ ખામી.



નં. ૨૦ અપૂર્ણ આશા.

નં. ૧૯ પૂર્ણ અધ્યાત્મરતિ.



શ્રીયુત ઠાકરશીભાઇ.

નં. ૨૧ પ્રબળ આત્મનિષ્ઠા.



નં. ૨૧ પ્રબળ આત્મનિષ્ઠા.



સર ટી. સી. હોપ.

નં. ૨૧ ની ખામી.





ડૉ. દાદાભાઇ નવરોજી.

દયાની ખામી.



નં. ૨૨ પ્રબળ દયા કે પરોપકાર.



પં. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર.

# નૈતિક અને ધાર્મિક વૃતિઓ.

## પ્રકરણુ ૪ થું.

# Men's Moral and Religious. Sentiments.



धर्मो विश्वस्य जगत : प्रतिष्ठा सर्व धर्मे प्रातिष्ठितं
तस्माद् धर्मं परमं वदन्ति

# પ્રકરણ ૪ થું.

## મનુષ્યની નૈતિક તેમજ ધાર્મિક વૃત્તિઓ.

## તેઓનો પારસ્પરિક સંબંધ

અને

## ધર્મનાં મૂળ સિદ્ધાન્તો.

મનુષ્ય સ્વભાવથીજ, કુદરતી રીતેજ નૈતિક તેમજ ધાર્મિક છે. મનુષ્યના મસ્તિષ્કની અંદર સામાજીક અથવા ગૃહ્યલાગણીઓ, બુધ્ધિશકિતઓ અને સ્વાર્થ-યુકત તથા સંરક્ષકશકિતઓ તેમજ અવલોકન શક્તિઓના સમુદાયની માફક નૈતિક તેમજ ધાર્મિકવૃત્તિઓનો સમુહ, મસ્તિષ્ક શાસ્ત્રાનુસાર શોધી કાઢવામાં આવેલ છે. આ. ન. ૧ માં તેનું યથાર્થ સ્થાન દર્શાવવામાં આવેલ છે. જેના આધાર ઉપર આ વિભાગની સમ્પૂર્ણ રચના અને વિવેચન કરવામાં આવેલ છે. મનુષ્યના મસ્તિષ્કના છેક ઉપરના ભાગમાં શિરસ્થાનમાં આ વૃત્તિઓનું સ્થાન આવેલ છે, જે તે શકિતઓની ઉત્કૃષ્ટતા અને શ્રેષ્ટતાને દર્શાવવા માટે મસ્તિષ્કશાસ્ત્રની સ્વાભાવિક ભાષાનુસાર પ્રબળ પ્રમાણ છે, અને તે એમ દર્શાવે છે કે અન્ય વિષયોની માફક જ મનુષ્યની ધાર્મિક તેમજ નૈતિક લાગણીઓ બુદ્ધિપુર્વક સાબિત કરી શકાય એવા સબળ પુરાવા અને પ્રમાણોને આધારે મનુષ્યના સ્વભાવની સાથેજ સ્થાપવામાં આવેલ છે. જેઓને આ વિષયમાં કંઈ પણ શંકા હોય તેઓને મસ્તિષ્કની અંદરના આ વિભાગમાં જણાવેલ વૃત્તિઓનાં સ્થાન અને તેઓની ખીલવણીના પ્રમાણમાં મનુષ્ય જીવન પર થતી ન્યુનાધિક અસર પર ખાસ ધ્યાન આપવાની અમારી નમ્ર સુચના છે.

દુનીયાની અંદર ધર્મ કે નીતિ સંબંધી જે કંઇ સત્ય અને સ્થિર સિધ્ધાન્તો છે, તે મનુષ્યની અંદરની આ નૈતિક અને ધાર્મિક આત્માન્તર્ગત વૃત્તિઓનેજ આભારી છે, કે જે વૃત્તિઓ મસ્તિષ્કની અંદરનાં તે તે વૃત્તિઓના ચોકસ અવયવો દ્વારાજ હમેશાં પ્રગટ થઇ કાર્ય કરી શકે છે.

જીવનમાં કોઇ પણ કાર્યો કે ક્રિયાઓ આપણે શરૂ કરીએ તે પહેલાં "**देहेन्द्रियप्राणा अव:शरीर**" આપણને ભિન્ન ભિન્ન પ્રકારની ચેષ્ટા અથવા ક્રિયા અને ઇન્દ્રિઓ

તેમજ વિષયોને ગ્રહણ કરવાનાં સાધનરૂપ અર્થો અને તે સર્વને ધારણ કરનાર શરીર રુપી સાધનો અને આત્મા મન તથા શરીર એ સમગ્ર સમુદાયના સંયોગાત્મક શરીરધારી જીવનની સૌથી પ્રથમ જરુર છે.

૧. સર્વ નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ મનુષ્યના અન્તર્આત્માની સાથે સ્વભાવથીજ વર્તમાન છે.

૨. તેના મુગસ્વરૂપનુંજ તે એક લક્ષણ અથવા ગુણ કે શકિત છે.

૩. અને તેનાં પ્રત્યેક પ્રાકૃતિક સંબંધોમાં તે તે શકિતઓ મસ્તિષ્કની અંદરના ચોકસ અવયવો દ્વારા સંગઠિત થઇ રહેલ છે. તેમજ તે તે અવયવો જીવાત્મા કે જેને આપણે મન કહીએ છીએ. તે જીવાત્માની આન્તરીય નૈતિક કે ધાર્મિક શકિતઓને ઇચ્છાનુસાર પ્રદર્શિત કરવાના સાધનો છે.

આ ત્રણ મુખ્ય મુદ્દાઓ ઉપર, મસ્તિષ્ક શાસ્ત્રના આ ત્રણ પ્રબળ પાયા કે સિધ્ધાન્તો ઉપર નીતિ અને ધર્મ સંબંધી સમ્પૂર્ણ ઇમારતની રચના કરવામાં આવેલ છે, એમ મસ્તિષ્કશાસ્ત્રીઓ હિમ્મતથી સાબીત કરવાને હાલ તૈયાર છે.

લક્ષણ—આ નૈતિક શકિતઓની સમ્પૂર્ણ ખીલવણીને લીધે મનુષ્યનું મસ્તિષ્ક અને કાનના ઉપરના શિરઃસ્થાનમાં ઉન્નત થયેલું સ્પષ્ટ જણાય છે. અને મથાળાનો ભાગ પૂર્વ અને પશ્ચિમ તરફ લંબગોળ સ્વરુપ ધારણ કરે છે. જ્યારે આ નૈતિક અવયવોની યથાર્થ ખીલવણીની ખામીને લીધે મસ્તિષ્કનો તે પ્રદેશ ચપટો કપાળ તરફ જતાં નીચે નમતો અને મથાળેથી વિસ્તારમાં ટુંકો જણાય છે.

પુરુષો કરતાં સ્ત્રીઓની અંદર આ વિભાગ ઘણે ભાગે સારા પ્રમાણમાં ઉન્નત થયેલો સર્વત્ર જોવામાં આવે છે. અને તેથી કરી સ્ત્રીઓમાં ધાર્મિક શ્રદ્ધા ધર્મ ભાવના કે નીતિ નૈપૂણ્ય વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે.

ઉપરોકત સર્વ બીનાઓ એ જાહેર કરે છે, કે કુદરતની અંદર ધાર્મિક બંધારણ કે નૈતિક નિયમોની ચોકસ વ્યવસ્થા છે. વળી મનુષ્યને અન્ય ગૃહવૃત્તિઓ કે શકિતઓની માફક ધાર્મિક વૃત્તિઓથી કુદરતી રીતેજ સંયુકત કરવામાં આવેલ છે, અને એટલા માટે ધર્મ, નીતિ, કર્તવ્ય કે ફરજ એ એક પ્રકારની મીથ ( myth ) ગપ કે કલ્પના માત્ર નથી, પણ સત્ય અને સમ્પૂર્ણ રીતે સાબીત આપી સમજાવી શકાય તેવા અને સમ્પૂર્ણ રીતે સ્થાપિત થયેલ, સત્ય અને કુદરતી નિયમોનુંજ નામ છે, જેને કેળવણી બનાવી કે ફેરવી શકિત નથી. તે નિયમો કુદરતી રીતેજ સ્વયં સિધ્ધ અને કુદરતના સૃષ્ટિક્રમના નિયમોની માફકજ એકરસ અનાદિકાળથીજ ચાલ્યા આવે છે.

આખા વિશ્વની પ્રતિષ્ઠા કે સ્થીતિ ધર્મ ઉપરજ છે. લોકોની અંદર પણ પ્રજા ધાર્મિક પુરૂષોનો આશ્રય લે છે, અને એટલા માટે ધર્મને પ્રાચીન રૂષિઓ સૌથી શ્રેષ્ઠ ગણે છે

૧ ત્યારે ધર્મનો મૂળ પાયો કે આધાર શું છે?
૨ ધર્મનું પ્રયોજન શું છે ?
૩ તે શાને આધારે સુસ્થિર થઈ રહેલ છે?

આ ત્રણ મુખ્ય મુદ્દાના પ્રશ્નો છે. જેનો પ્રત્યુત્તર અમે આ પ્રકરણમાં આપવા પ્રયત્ન કરીશું.

૧ મનુષ્યની અંદર રહેલી સર્વ મૂળ માનસિક સ્વાભાવિક શકિતઓનો વિશ્વના સમગ્ર પદાર્થો સાથે જે નૈતિક અને ધાર્મિક સંબંધ છે, તે ધર્મનો મૂળ પાયો છે. ભોજન અને ભોજ્ય વૃત્તિનો, કારણ અને તર્કશકિતનો, માતા પિતા પ્રજા અને વાત્સલ્ય ભાવનો, તેમજ સ્ત્રી અને પુરૂષનો, પ્યાર વૃત્તિ સાથે જેમ પારસ્પરિક સંબંધ છે, તેજ પ્રમાણે કુદરતની અંદરના સમગ્ર પદાર્થો અને મનુષ્યની અન્દરની સમગ્ર શકિતઓનો પણ તેવોજ તાત્વિક સંબંધ છે.

૨ વિશ્વના સગ્રમ પદાર્થો–એક તૃણથી લઇને ઇશ્વર પર્યન્તના પદાર્થોના ગુણ કર્મ સ્વભાવનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી, તેનો આવશ્યકતાનુસાર યથાયોગ્ય ઉપયોગ કરવો, એ વિશ્વવ્યાપી ધર્મનો મહાન ઉદ્દેશ પ્રયોજન કે હેતુ છે અને હોવો જોઇએ.

૩ જ્યારે મનુષ્યની આન્તરિક ધાર્મિક અને નૈતિક સ્વાભાવિક આત્મશકિતઓની અંદર તેવા સર્વ ધર્મોની અવસ્થિતી કે સ્થિરતા છે.

૪ વિશ્વની અંદર ખાદ્ય કે ભોજ્ય પદાર્થોનું અસ્તિત્વ છે, કારણ મનુષ્ય અને પ્રાણી માત્રને ભોજનની જરૂર છે, અને ભોજ્ય પદાર્થો યથાર્થ રીતે ગ્રહણ કરી ચાવી રસમય બનાવી, તેનો યથાર્થ ઉપયોગ કરવા માટે પચનેન્દ્રિયોના સમગ્ર સાધનોનો સમુદાય, દાંત, જીહવા, ઓષ્ઠ, સ્વાદુરસ, અન્નમાર્ગ હોજરી, અર્થાત આમાશય, પકવાશય, પિત્તાશય યકૃત, પ્લીહા, સ્થુલાન્ત્ર સૂક્ષ્માન્ત્ર અને સ્થુલ ગુદા આદિ અવયવો તેમજ એ સમગ્રને તેના યથાર્થ કાર્યમાં પ્રવર્તાવનાર ખાદ્યાભિરુચિનું મસ્તિષ્કની અંદર ખાસ અવયવ [ alimentiveness ] પણ સ્થાપવામાં કે આપવામાં આવેલ છે, આ ઉપરાંત ખાનપાનના ઉચિત અને ઉપયોગી તેમજ હાનીકારક અને લાભપ્રદ નિયમોનુ જ્ઞાન અને ટુંકામાં કહીએ તો આહાર વીધિના સમ્પૂર્ણ નિયમોની સ્થાપના શોધ ખોળ આદિ મનુષ્યની અંતર્ગત અને સ્વાભાવિક માત્ર આ એકજ ખાદ્યાભિરૂચિનીવૃત્તિને જ આભારી છે.

૫. દુનીયાની અંદર પ્રત્યેક વસ્તુનું પ્રથક પ્રથક અસ્તિવ છે. જેના ભિન્ન ભિન્ન સ્વરૂપનું યથાર્થ જ્ઞાન મેળવવું એ મનુષ્યને માટે ખાસ જરુરનું છે, અને એ પ્રયોજનની સીધ્ધિમાટે મનુષ્યની અંદર અવલોકન શકિતનું ( અવયવ ) સ્થાપવામાં આવેલ છે. જે કંઈ મનુષ્ય જોવા કે તપાસવા ઇચ્છે તેનું અવલોકન કરવું એ આ શકિતનું ખાસ કાર્ય છે; અર્થાત બાહ્યપદાર્થો અને અવલોકન શકિતનો ખાસ સંયુકત સંબંધ સર્વદાને માટે જોડાયેલ છે.

૬. મનુષ્ય પેદા થતી વખતે તદ્દન નિરાધાર હાલતમાં હોય છે. તેવે પ્રસંગે તેને કોઇ પણ જાતની કોઇ પણ સ્થળેથી બાહ્યમદદ અને સહાયતાની આવશ્યકતા છે, કે જેના અભાવમાં બધા પેદા થયેલ બાળકો જન્મની સાથેજ મરણને શરણ થવાનો સમ્પૂર્ણ સંભવ છે. અને જો એમ થાય તો મનુષ્યજાતિનું એક સૈકા બાદ નામનિશાન પણ રહેવા પામેજ નહિ. પણ તેમ થતું અટકાવવા માટે પરમકારૂણિક પરમાત્માએ વાત્સલ્યસ્નેહને પ્રથમથીજ માતાપિતાઓનાં મસ્તિષ્કમાં સ્થાન આપી રાખ્યું છે. તેના દ્વારા પિતા પુત્રના અને પ્રજા અને પાલયિતાના સમગ્ર ધર્મોનું પાલન થઇ રહેલ છે. અર્થાત વાત્સલ્ય સ્નેહ કે પિતૃધમનું સંરક્ષણ એ આ વૃત્તિનું મુખ્ય કાર્ય અને ઉપયોગ છે. એમાં કોઇથી શંકા કરી શકાય કે ના પાડી શકાય તેમ નથીજ. કારણ પ્રજાની અભિવૃધ્ધિ, સંરક્ષા, પાલન, પોષણ અને પરિરક્ષણ માટે શું શું કરવું જોઇએ તેનાં સમ્પૂર્ણ ધર્મો વાત્સલ્યવૃત્તિજ પોતાની મેળે સંભાળે છે.

૭. સૌન્દર્ય જેવી કોઇ પણ વસ્તુ આ વિશ્વમાં છે, અને સર્વ વસ્તુઓ સાથે તેનો અબાધિત સંબંધ છે, જેને યથાવત્ જાણવાની વૃત્તિ મનુષ્યની અંદર સ્થાપન કરવામાં આવેલ છે, કે જેના દ્વારા સૌન્દર્યથી થતો આનંદ, હર્ષ, અને સુખ વિગેરે મનુષ્ય જાણી અનુભવી કે વર્ણવી શકે છે. તેમ પ્રસંગાનુસાર ઉપયોગમાં લાવી શકે છે. સૌન્દર્ય પ્રેમની વૃત્તિનું આ ખાસ કાર્ય છે અને તેને પ્રગટ કરવાનું ખાસ અવયવ મનુષ્યના મસ્તિષ્કમાં બિરાજમાન છે.

૮ મનુષ્યની અંદરની નૈતિક તેમજ ધાર્મિક વૃત્તિઓના સંબંધમાં પણ તેજ પ્રમાણે હોવુંજ જોઇએ. આ સિદ્ધાન્ત સમગ્ર ધાર્મિક તેમજ નૈતિક શોધખોળનો મુળ પાયો, શરુઆત, અથવા આદિ મધ્ય અને અન્તરૂપ છે. મનુષ્યની અંદરની આ વૃતિઓનું યથાર્થ પ્રથક્કરણ કરવાથી કુદરતના તેમજ ઇશ્વરના અને મનુષ્યના સમગ્ર સંબધો યથાવત્ રીતે વિદિત થઇ જાય છે. મનુષ્ય સ્વાભાવિક રીતેજ ભકિતભાવ અને શ્રધ્ધાથી પૂર્ણ છે અને તેની રચના તેવાજ પ્રકારની થયેલી છે. અને જેમ જેમ આપણે ભકિતભાવના કે શ્રધ્ધાનાં સમગ્ર કાર્યોનું પ્રથક્કરણ કરશું તેમ તેમ આપણે ભકિત કેવી રીતે અને કયાં કરવી, કયારે કરવી, કટલીક વાર કરવી, ન કરવાથી શું ગેરફાયદા છે. કે યથાર્થ ભકિતભાવથી શું શું ફાયદા થાય છે, ઇત્યાદિ સમગ્ર વિષયનું યથાવત્ દર્શન થાય છે. એટલુંજ નહિ પણ ઇશ્વરના સમગ્ર ગુણ કર્મ સ્વભાવ અને તેની સાથેના આપણા સમ્પૂણ સંબંધો, કર્તવ્ય અને ફરજો વિગેરેનું પણ યથાવત સ્પષ્ટિકરણ થાય છે.

૯ આજ પ્રમાણે મનુષ્યની અંદર આત્મનિષ્ઠા કે આત્મબળ પણ વિદ્યમાન છે. મસ્તિષ્કશાસ્ત્રાનુસાર જ્યારે એ વૃત્તિના સવ કાર્યો જરુરીયાતો અને અનેક સંબંધો તથા સૂચનાઓથી અને સ્વભાવથી જયારે આપણે યથાવત્ માહિતગાર થઇએ છીએ ત્યારે મનુષ્ય સત્યાસત્ય ધર્માધર્મ, પાપપુણ્ય અને શુભ

કે અશુભ કાર્યોની યથાવત્ વિવેચના કરવા સમર્થ થાય છે, અને પોતાના કર્તવ્ય, તપશ્ચરણ, ક્ષમા, દયા અને કુદરતી તથા કત્રિંમ ક્રમ પૂળ, અને પ્રત્યેક નાના મોટા સંબંધોને યથાવત્ જાણી શકે છે. વળી અન્યાન્ય શકિતઓ પણ પોતપોતાના ગુણકર્મસ્વભાવાનુસાર પોતાના કાર્યોથી પ્રબળ વૃત્તિને સહાય આપી પોતપોતાનું કાર્ય બજાવવા અનેક રીતે સંયુકત થાય છે.

આજ પ્રમાણે આશા અધ્યાત્મરતિ, સ્વમાન અને અન્યાન્ય લાગણીઓ કે વૃત્તિઓનાં સંબંધમાં પણ સમજવું.

ટુંકમાં મનુષ્યની સમ્પૂર્ણ વૃત્તિઓ એ પોતપોતાના યથાયોગ્ય કાર્ય દ્વારા યથાવત્ સંતોષ પ્રાપ્ત કરવો અને પરિણામમાં સર્વના કર્તા ભોકતા અને જ્ઞાતા મન કે આત્માને યથાવત્ સુખ સંતોષ અને આનંદ આપવો, એ આ સમગ્ર રચનાનો મહાન શુભ અને મહત્વ પૂર્ણ હેતુ હોય એમ સ્પષ્ટ સમજી શકાય છે. એ સિવાય મનુષ્યની અંદર આવી એક કે અનેક વૃત્તિઓ હોવાની બીજી શું આવશ્યકતા હતી ? કંઇજ નહી. પણ જેમ સંગીત સ્વર કે ગણીત આદિ શકિતઓના યથાવત્ કાર્યથી મનુષ્ય આનંદ અન સુખ મેળવે છે. તજ પ્રમાણ આ નૌતકશકિતઓના કાયથી પણ આનંદ સુખ અને સંતોષ પ્રાપ્ત કરવો અને અન્યને સુખી કરવાં એજ મહાન ઇશ્વરી હેતુ, આ સમગ્ર રચનામાં સર્વત્ર પ્રત્યક્ષ થાય છે. હવે આપણે ક્રમશઃ મનુષ્ય સ્વભાવની આ સર્વોત્કૃષ્ટ વૃત્તિઓના કાર્યનું સવિસ્તર નિરીક્ષણ યથાવત્ અનુભવવા પ્રયાસ કરીશુ.

ધર્મ અને નીતિ એ મનુષ્ય સ્વભાવની અન્યવૃત્તિઓની માફકજ અગત્યની અને આવશ્યકની વૃત્તિઓ છે. ક્ષુધા તૃષા કે પિપાસાની માફક મનુષ્ય આ વૃત્તિઓ વિના પણ કદી જીવી શકે તેમ નથી. દુનીયામાં જેમ પ્રત્યેક વસ્તુઓને માટે બજારની આવશ્યકતા છે. તેજ પ્રમાણે ધર્મસ્થાનો, મંદિરો અને મસ્જિદો પણ મનુષ્યજાતની એક કુદરતી આવશ્યકતાજ છે. અને મનુષ્યો જેમ અન્ન અને પ્રાણાદિને ધારણ કરી રહ્યા છે, તેમ ધર્મભાવનાઓને પણ સર્વદા ધારણ કરી રહેશેજ. ધર્મ ગુરૂઓએ કે ધર્માચાર્યોએ " મનુષ્ય ધર્મ કે ભકિતભાવથી રહીત અથવા શ્રધ્ધા વિહીન થઇ જશે, " એવી સંભાવનાથી કદી પણ ડરવાનું નથી. કારણ કે શ્રધ્ધા, ધર્મ, અને ભકિત આદિ ભાવોને મનુષ્ય સ્વભાવના અત્યન્ત ઉંડામાં ઉંડા પ્રદેશમાં કોતરી રાખવામાં આવેલ છે. પ્યાર કે સંગીત આદિની સ્વભાવિક પ્રવૃત્તિની માફકજ તે વૃત્તિઓને મનુષ્ય સ્વભાવથી કદી પણ પ્રથક કરી શકાય તેમ છે જ નહિ.

આ અત્યંત પવિત્ર અને દૈવી શકિત જ્યાં સુધી સૂર્ય ચન્દ્રાદિ અને વાયુ અને જળ આદિ પાર્થિવ પદાર્થો વિશ્વમાં પોતપોતાનું કાર્ય યથાવત કરી રહ્યા છે, ત્યાં સુધી મનુષ્ય સ્વાભાવિક ધર્મભાવનાથી કદી પણ છુટી શકે તેમ નથી, પણ જેમ વિરૂધાહાર વિહાર કે વર્તનથી અનેક પ્રકારનાં રોગો અને દુઃખો પ્રવર્તે છે. તેજ પ્રમાણે ધર્મ વૃત્તિઓનાં અયોગ્ય કે અનુંચિત્ત વલણથી અથવા અજ્ઞાનયુકત કાર્યથી અનેક પ્રકારના ભય નુકશાન અને ગેરલાભ થવાનો પણ તેટલોજ સંભવ છે. ભૂતકાળમાં ધર્મને

નામે થયેલ અનેક યુદ્ધો અને લડાઈઓ આ બાબતનો પ્રબળ પુરાવો છે. પણ જયાં સુધી સુસ્વાદ, સારાં સુંદર ફળો, અને સર્વ સૌન્દર્ય યુકત વસ્તુઓ કે પ્રદેશોને તે ચાહે છે, ત્યાં સુધી સત્યધર્મ, વિજ્ઞાનયુક્તધર્મ, અને તેનાં સર્વોત્કૃષ્ટ સિધ્ધાન્તોને પ્રાપ્ત કરવાની પ્રબળ પિપાસાથી સત્ય ધર્મની જીજ્ઞાસાથી તેનો અન્તરાત્મા પરિપૂર્ણ રહેશેજ. ધર્મ અને નીતિનાં સિધ્ધાન્તો કુદરતના અન્ય નિયમોની માફકજ સત્ય અને સુસ્થિર છે. સર્વ દેશ અને સર્વ કાળમાં તેઓનું સ્વરૂપ એક સરખુંજ છે. પદાર્થ વિદ્યાના કોઇ પણ સિધ્ધાન્તની માફક તેઓ અચળ અને અડગ છે. અને જે પ્રમાણે ગણિતવિદ્યા, રસાયનવિદ્યા, ભૂગોળવિદ્યા, ભૂગર્ભવિદ્યા, કે ખગોળવિદ્યા આદિ વિદ્યાઓનાં સિદ્ધાન્તો અને નિયમો સર્વત્ર એક સરખા સત્ય અને સુસ્થિર તથા વ્યવસ્થિત છે તેજ પ્રમાણે આ ધર્મ કે નીતિવિદ્યાના સિદ્ધાન્તો નિયમો અને અસરો પણ તેટલીજ સત્ય સુનિશ્ચિત અને વ્યવસ્થિત છે. કુદરતી ધર્મની અંદરજ મનુષ્યના સ્વાભાવિક નૈતિક તેમજ ધાર્મિક નિયમોનો તેમજ પ્રાણી માત્રના ધર્મના નિયમોનો સમાવેશ થઇ જાય છે. અથવા એમજ કહો કે કુદરતના રસાયન અને ગણિત તથા ભુસ્તરવિદ્યા આદિ વિદ્યાઓની પ્રથક પ્રથક શાખાઓ અને નિયમોની માફક આ ધર્મ અને નીતિ વિદ્યાના નિયમોની પણ એક પ્રથક શાખા છે, કે જેના દ્વારા મનુષ્ય માત્રના આચાર વિચાર અને વર્તન આદિની યોગ્યાયોગ્યતાની યથાર્થ વિવેચના કરવામાં આવે છે. તેને અનુકુળ થઇ વર્તવામાં અનેક પ્રકારનાં સુખો અને સગવડો સમાયેલાં છે, જ્યારે તેની પ્રતિકુળતામાં સર્વ પ્રકારનાં દુઃખો દર્દો અને સંકટો સમાયેલાં છે.

આવા સત્ય સિદ્ધાન્તોની સ્થાપના કે અસ્તિવ આપણે તેને અનુકુળ રહી વર્તિએ અને વિશ્વનાં સમગ્ર સુખોને યથાયોગ્ય રીતે ભોગવીએ એટલાજ માટે છે. આપણી શારીરિક, માનસિક, આધ્યાત્મિક, સામાજીક, નૈતિક, આર્થિક અને સાંસારિક સર્વ શુભાશુભ પ્રવૃત્તિઓ ઉપર આ નૈતિક સિદ્ધાન્તોનું સમ્પૂર્ણ સામ્રાજય છે. તેના હુકમો નિયમ કે કાયદાનુસાર વર્તવા, સર્વ પ્રાણી માત્ર જન્મથી મૃત્યુ પર્યન્તની દરેક ક્ષણે બંધાયેલ છે. એટલુજ નહિ પણ તેને અનુકુળ વર્તિનેજ સુખ લાભ કરી શકે છે, પણ તેથી વિરૂધ્ધ કે વિપરીત વર્તન કરવાથી મનુષ્ય કદી પણ સુખ શાન્તિ કે આરામ પામી શકતોજ નથી.

**જુદા જુદા કહેવાતા ધર્મ અને મત અથવા પંથો**—દુનીયામાં ધર્મને નામે અનેક પંથો, મતો સેંકડો સમ્પ્રદાયો અને અસંખ્ય વાડાઓ પ્રવર્તેલા છે, એ વાત સત્ય છે. પણ સત્ય સિદ્ધાન્ત તો એકજ હોઇ શકે છે. સત્યધર્મ હંમેશાં એક રસ નિર્વિવાદ, પરસ્પર વિરુદ્ધ ધર્મ રહિત અને સર્વ માન્યજ થઇ શકે છે. આવાં સત્ય સિદ્ધાન્તો વિશ્વમાં હમેશાં સર્વતન્ત્ર સિદ્ધાન્તો તરીકે સ્વીકારાય છે, અને સ્વિકારાવાં જોઈએજ. એમાં દેશ કાળ કે અવસ્થાનો જરા પણ બાધ આવી શકતોજ નથી, કે તેવાં કારણથી તેમાં કંઈ પણ ફેરફાર થઇ શકતો નથી.

વિશ્વ વ્યાપી કુદરતી નિયમો સમગ્ર સત્યના આધાર રુપજ છે, તેમાં પરસ્પર વિરોધ કે અસત્યતા હોવાની કદી પણ સંભાવના છે જ નહિ.

ડા. ચક્રબતીનું ગણીત બેને બે ચાર શીખડાવે અને ગોખલેનું ગણીત બે ને બે પાંચ, એમ શું કદી બની શકે છે? ગણીતવિદ્યાના અસંખ્ય પ્રોફેસરો મળીને પોતપોતાની સ્કુલોમાં સૌ બેને બે ચારને બદલે ભિન્ન ભિન્ન પ્રકારના અનેક અસત્ય સિધ્ધાન્તોનો પ્રચાર કરે અને પોતાનો કકો ખરો કરવા મથે તેથી સત્યસિદ્ધાન્તોને કંઇ બાધ આવી શકે છે ખરો ? શું આવા ગણીતશાસ્ત્રીઓ પાસે તમે કદીપણ ગણીત વિદ્યા શિખવાનું પસંદ કરશો ? હજાર શારીરશાસ્ત્રીઓમાંથી પ્રત્યેક શારીરશાસ્ત્રવેત્તા એવો ઉપદેશ કરવા માડે કે અમે જે ખોરાક દર્શાવીએ છીએ તેજ ખાવો જોઇએ કારણ કે તે પુષ્ટિબળદાયક અને શરીર તથા મનને સુધારનાર છે, અને બાકીના બીજા બધા ૯૯૯ વૈદ્યો જે ખોરાક બતાવે છે, તે પોષણ રહિત બળનાશક અને શરીર તથા મનને નુકશાન કરતા છે, તો આવા વૈદ્ય કે ડોકટરો માટે આપણે કંઇ માનની લાગણી ધરાવી શકીએ ખરા કે ? આવું શિક્ષણ આપનારનો આપણાથી વિશ્વાસ થઇ શકે ખરો કે ? શું આવી દશામાં આપણે સ્વાભાવિક રીતેજ એમ નથી કહી દેતા કે પ્રોફેસરસાહેબ ! પ્રથમ તમે બધા એકત્ર થઇ પરસ્પર વિરૂદ્ધ વાતોને દુર કરી એક સત્ય નર્ણય ઉપર આવો અને પછીજ તેવી બાબતનો ઉપદેશ આપવાની તેમજ અમારા તરફથી ટેકો મેળવવાની કોશેષ કરજો.

ડાકટરો અનેક વિષયપર પરસ્પર વિરૂધ્ધ વિચારો ધરાવતા હોય છે. પણ તેથી શું દરેકની વાત સત્ય છે એમ ઠરે છે ? નહિ કદાપી નહિ, જો દરેકનું કહેવું સાચું હોય તો શામાટે બધાં મળતા વિચારના ન થાય ? પણ સત્યનો નિર્ણય કે યથાર્થ નિશ્ચય થયા પહેલાં આવી શંકાસ્પદ સ્થિતિ રહે એ તદન સ્વાભાવિક છે.

આવી શંકાસ્પદ અને પરસ્પર વિરૂધ્ધ મત ધરાવનાર સ્થિતિના કેટલાક પંથો કે મતોનાં નામ સામાન્ય જ્ઞાનાર્થે અમે નીચે આપીએ છીએ, જેમાં પ્રત્યેકની માન્યતા એક બીજાથી ખાસ ખાસ વિષયમાં થોડે અથવા ઘણે અંશ પ્રતિકુળ, વિરૂધ્ધ કે અન્ય પ્રકારની છે, જેમાં નીચેના મુખ્ય મતો પંથો કે સમ્પ્રદાયોનો સમાવેશ મુખ્ય રીતે થાય છે.

હિદુધર્મ-જેમાં શૈવ, વૈષ્ણવ, રામાનુજ, દાદુ, કબીર, નાનક દેવીપંથ. બુધ્ધ, જૈન તથા ચાર્વાકનો નાસ્તિકપંથ, બ્રહ્મસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, અને દેવસમાજ આદિ મુખ્ય પંથો કે સમ્પ્રદાયોનો સમાવેશ થાય છે.

મુસલમાની ધર્મનીઅંદર શિયા અને સુની આદિની શાખાઓ તથા આગાખાની પંથ જેઓનો ઘણો મોટો ભાગ માત્ર કુરાનનેજ પોતાનાં ખુદાઇ ધર્મપુસ્તક તરીકે સ્વિકારે છે. તેઓનો સમાવેશ થાય છે.

ઇસાઇ અથવા ક્રિશ્ચયનોનો ક્રિશ્ચિયન ધર્મ, જે ઓર્થોડાકસ, યુનીવર્સાલીસ્ટ, ટ્રાનીટેરીયન, યુનીટેરીયન, કેથોલીક. પ્રોટેસ્ટન્ટ. પ્રેસ્પીટેરીયન, ન્યુડીશ, આદિ અનેક

શાખા પ્રશાખામાં નાના મોટા અનેક વિવાદાસ્પદ વિષયોને લઈને વિભકત થયેલ છે, તેનો સમાવેશ થાય છે. આ લોકોનો મોટો ભાગ પોતાના ધાર્મિક અને ઇશ્વરીય પુસ્તક તરીકે મુખ્ય રીતે બાઈબલનો સ્વિકાર કરે છે.

દરેક ધર્મની અંદર પોતપોતાની માન્યતાને દર્શાવનાર અમુક પુસ્તકો કે ગ્રન્થોનો ખાસ સ્વિકાર કરવામાં આવેલ હોય છે. જેમાંના કેટલાક પોતપોતાના ધર્મગ્રંથોને તથા તેનાં ફરમાનોને ઇશ્વરદત્ત કે પ્રેરણાથી મળેલા માને છે.

પ્રત્યેક ધર્મવાળાઓ પોતાના ધર્મનાં વિચારોને પ્રથમ દર્શાવનાર કે પ્રગટ કરનાર તરીકે અમુક આચાર્ય, પેગમ્બર, ફીરસ્તા કે રૂષિને અથવા અમુક વ્યકિતને પ્રથમાચાર્ય તરીકે પૂજ્ય ગણે છે, અને ધર્મસંસ્થાપક, રક્ષક કે નેતા અથવા ઇશ્વરનો અવતાર માની પૂજય બુધ્ધિથી પરમવંદનીય ગણે છે.

આવા મહાપુરુષોમાં રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, સહજાનંદસ્વામી, નાનક, કબીર, દાદુ, મહાવીરસ્વામી, ભગવાનબુધ્ધદેવ, શંકરસ્વામી, મહુમદસાહેબ, અત્રિ, અંગિરા વાયુ, અને રવિ આદિ વેદના રૂષિઓ અને જીસસક્રાઈસ્ટનો મુખ્યત્વે સમાવેશ થાય છે.

આવી રીતના ધર્મસ્થાપકો પછી પણ કેટલાક ધર્મસુધારકો પણ જન્મ પામ્યા છે. જેણે પોતપોતાની બુધ્ધિપ્રમાણે ધર્મના અમુક અમુક માનેલા સિધ્ધાન્તોમાં ફેરફાર કરવાની જરૂર ધારી ફેરફાર કર્યા છે; અને પરિણામે જુદા જુદા મત પંથ કે સમ્પ્રદાય સ્થાપવામાં કારણભુત થઇ ગયા છે.

ધર્મસંબંધી સર્વ સિદ્ધાન્તોની બાબતમાં વર્તમાન દુનીયામાં આવી અચોકસ અસ્થિર અનિશ્ચિત, અને શંકાસ્પદ તથા એક બીજાથી અનેક રીતે પરસ્પર વિરૂદ્ધ વિચારો પ્રગટ કરનાર, અતિ ગડબડવાળી અને ગુંચવણી ભરેલી સ્થીતિ છે, એ વાત તદન યથાર્થ છે, અને એમાં કોઇથી ના કહેવાય તેમ છેજ નહિ. પણ આ બધા પ્રયાસો અને પ્રયત્નો તથા વિભાગો શાને માટે છે? એ બધાના પ્રથક પ્રથક અસ્તિત્વની શું જરૂર છે? એ સહજ પ્રશ્ન થાય છે. તેનો પ્રત્યુતર એ છે કે સત્ય ધર્મ જેવી વસ્તુ આ વિશ્વમાં અવશ્ય છે, અને આ બધા પ્રયત્નો એક અથવા બીજી રીતે માત્ર સત્યધમની ખોજ કરવાના મનુષ્ય શકિત અને સાધનના પ્રમાણમાં અનેક રૂપમાં થતા પ્રયત્નોજ છે. ધર્મ સંબંધી તત્વજ્ઞાનને પ્રાપ્ત કરવાની પણ એક વિદ્યા છે. અને જો સમગ્ર મનુષ્ય સમાજ નિષ્પક્ષપાતપણે, ધર્મબુધ્ધિથી, ન્યાયવૃત્તિથી અને સત્યનો સ્વિકાર કરવાની પ્રબળ ઇચ્છાપૂર્વક, ખુલ્લે હૃદયે યથાર્થ પ્રયત્ન કરે, તો ખરેખર ધમસંબંધી સત્ય સિદ્ધાન્તો યથાર્થ રૂપમાં પ્રાપ્ત થવાનો કે તેવું જ્ઞાન પ્રાપ્ત કરવાનું તદન શકયજ છે. ગણીતવિદ્યા સંબંધી સત્ય સિદ્ધાન્ત ભુસ્તરશાસ્ત્રને મળતા નથી માટે અસત્ય છે એમ કોણ કહી શકે તેમ છે? જેવી રીતે ગણીત સંબંધી સત્યસિધ્ધાન્તો ગણીતવિદ્યાની અંદરજ સમાયેલ છે, ભુગર્ભવિદ્યાનાં સત્ય

સિધ્ધાન્તો ભૂગર્ભવિદ્યાની અંદરથીજ મળી શકે છે, તેજ પ્રમાણે નૈતિક અને ધાર્મિક સત્યસિધ્ધાન્તોની શોધખોળ તેના યોગ્ય સ્થાનમાં યોગ્ય રીતે કરવાથી અવશ્ય થઇ શકે તેવું છે. મનુષ્યની આન્તરિક, નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ અને તેનું યથાયોગ્ય કાર્ય. આ વિષયની શોધખોળ કરવાનું સુનિશ્ચિત અને યથાર્થ સ્થાન છે, એમ મસ્તિષ્કશાસ્ત્રઓ હિમ્મતપુર્વક કહેવાને હમેશાં તૈયાર છે, અને જેઓને સત્યધર્મની પિપાસા હોય તેઓને અમારી નમ્ર વિનંતિ છે કે આ મસ્તિષ્કશાસ્ત્રના સત્યસિધ્ધાન્તો અને સુનિશ્ચિત નિયમાનુસાર પોતપોતાની ધર્મસંબંધી માન્યતાઓની યોગ્યાયોગ્યતાનો યથાર્થ નિશ્ચય કરી, યોગ્ય જણાય ત્યાં સુધારો વધારો કરી ધર્મસંબંધી પોતાની માન્યતામાં યોગ્ય ફેરફાર કરી, સત્યનો સ્વિકાર કરવા નિષ્પક્ષપાતપણે હમેશાં શુધ્ધ હૃદયથી તત્પર રહેવું, અને મનુષ્ય તરીકેના પવિત્ર માનવધર્મનો સર્વતઃ ઉદારભાવે સ્વિકાર કરી પ્રચાર કરવો.

દરેક વ્યકિતએ જાતે પોતાના શિક્ષક ગુરૂ કે ધર્માચાર્ય થઇ ધર્મજ્ઞ થવાની અગત્યતા છે.

અહંતા મમતા કે અહંભાવને વિશ્વની પ્રત્યેક સ્થાવર કે જંગમ વસ્તુમાત્ર સાથે સ્વાભાવિક સંબંધ છે. પ્રત્યેક મનુષ્ય પ્રાણી પોતાને માટે પોતે જાતેજ ખાય છે, પીયે છે, ઉઠે છે, બેસે છે, હરે છે, ફરે છે અને શ્વાસાદિ ક્રિયા કરે છે, તથા સુખ દુઃખ ભોગવે છે; આજ પ્રમાણે પ્રત્યેક પશુ પક્ષી કે જીવજંતુ પોતાનાં પોતાની મેળેજ કરે છે, અને પ્રત્યેક વૃક્ષ કે વનસ્પતિ પણ પોતે જાતેજ વૃધ્ધિપામી પોષાય છે.

ધર્મના વિષયમાં પણ આજ નિયમ લાગુ પાડી શકાય છે. પ્રત્યેક મનુષ્ય પોતે જાતેજ સત્યનિષ્ઠ બને છે. તે પોતાને ખાતરજ છે. નહિ કે અન્યને માટે અને જે કોઇ પાપ કરે છે, તેનું ફળ તેને જાતેજ ભોગવવું પડે છે. આપણે અન્ય અનેક કાર્યો બીજાઓ દ્વારાં કરાવી શકીએ છીએ, પણ કંઇ ધર્મ કૃત્યોનાં સંબંધમાં તેમ બની શકતું નથી. આપણા માટે આપણા નોકરો સોદા કે ખરીદી કરી શકે, પૈસા ચુકવી કે લઇ શકે, પણ ઇશ્વરની ભકિત કે સ્તુતિ પ્રાર્થનાદિ કાર્યો તો પ્રત્યેક મનુષ્યે પોતાની જાતે પોતાના અન્તરાત્માથીજ કરવા જોઇએ. એમાં પ્રતિનીધિત્વ કામ આવી શકતુ નથી. ધર્મજ્ઞાન, ધર્મધ્યાન, કે ધર્મ કર્મ ને માટે અન્ય આચાર્યો કે ધર્મ ગુરૂઓ કે પેગમ્બરોના આધારપર શ્રધ્ધા કે વિશ્વાસ રાખી બેસી રહેવાથી આપણે કદી પણ સ્વર્ગ કે સુખની આશા રાખવી, એ મિથ્યા છે.

જો કોઇ પણ કામ યથાવત સંતોષ કારક રીતે કરવું હોય તો અન્યને ભરોસે ન રહેતાં જાતેજ કરવાની જરૂર છે, અને ત્યારેજ સારૂં થઇ શકે છે. તેજ પ્રમાણે સત્ય ધર્મ અને નીતિના તત્વજ્ઞાનથી જેઓને લાભ ઉઠાવવાની કે સુખ મેળવવાની ઇચ્છા હોય, તેઓએ શ્રધ્ધા અને ભકિત, સ્તુતિ કે ઉપાસના, તેમજ પરોપકાર કે દયા ના અથવા નીતિના કામો પોતે અન્તરાત્માની ઇચ્છા પ્રમાણે જાતેજ કરવાં જોઇએ.

વ્યક્તિગત ધર્મ કે નીતિ યુક્ત વર્તનજ ખાસ મહત્વતા ધરાવે છે. આપણે પોતે જાતે કરવા જોઈએ તેવા ધર્મ કાર્યો કે કર્તવ્યો પુરોહિત આદિદ્વારા કરાવવાથી આપણને કંઈ ફાયદો થતો નથી. વિદ્યાર્થીએ ગણત્રીના હિસાબ મહેતાજી ગણી જાય તેથી શિખનાર વિદ્યાર્થીને કંઇ ફાયદો નથી. તેજ પ્રમાણે ધર્મ કે નીતિ સંબંધી તત્વજ્ઞાનના સંબંધમાં અન્ય રૂષિમુની કે પેગમ્બરના વિચારોથી તમને ખાસ કંઇ ફાયદો નથી. પણ જ્યારે વિદ્યાર્થિ પોતે જાતેજ સમજીને અમુક દાખલો ગણે ત્યારેજ તે તેના મનમાં યથાર્થ રીતે ઉતરે છે, અને સત્ય સિદ્ધાન્ત જાતે સમજી શકે છે, તેમ પ્રત્યેક મનુષ્ય પોતાના ધર્મ સંબંધી ખ્યાલો સંબંધી પોતે જાતેજ વિચાર કરી ગ્રહણ કરશે, ત્યારેજ તેના પ્રમાણમાં તે નૈતિક અને ધાર્મિક વૃત્તિઓની ઉત્કૃષ્ટ પરિસ્થિતીનો લાભ ઉઠાવશે.

એકજ ઉદ્દેશથી કાર્ય કરનાર શારીરીક તેમજ માનસિક પ્રત્યેક અવયવની પરિસ્થિતિ એક બીજાની સાથે બહુજ સંયુકત રહી કાર્ય કરી શકે તેવી રીતે આસપાસજ મુકવામાં આવેલ છે, કારણ એવી સ્થીતિમાં આવી રહેલ અવયવો પ્રસંગાનુસાર એકી સાથે કાર્ય કરે છે. ઉરઃસ્થાનની અંદરના બંને અવયવો હૃદય અને ફેફસાં, મુખઃસ્થાનના ઊપર આવેલ નાસિકા અને મોઢું, આંખ અને દર્શનતન્તુ, હાથપગની બધી સન્ધીઓ અને મસ્તિષ્કશાસ્ત્રના સમ્પૂર્ણ અવયવો અને શકિતઓની પરિસ્થિતિ અને કાર્યો આ સિધ્ધાન્તનો સમ્પૂર્ણ પુરાવો આપે છે. આજ પ્રમાણે નૈતિક તેમજ બુધ્ધિશકિતઓનાં અવયવો પણ એક બીજાની આસપાસજ આવી રહેલાં છે, અને તે સ્પષ્ટ દર્શાવી આપે છે કે તેઓની આવી પરિસ્થીતિ એક બીજાસાથે સંયુકત થઇને એક મતિથી કાર્ય કરવાને માટેજ ખાસ રચવામાં આવેલ છે. કારણ આવી રીતે બન્ને શકિતનાઓના સંયુકત કાર્યથીજ ઇશ્વર અને ધર્મ તથા નીતિ-સંબંધી તત્વજ્ઞાનનો જન્મ થાય છે, જેની મનુષ્ય સ્વભાવને હમેશાં જરૂર છે.

તર્કશકિત અથવા સમજશકિત એ પ્રત્યેક પ્રકારના સત્યને શોધી કાઢવાવાળી સૌથી પ્રબળ શકિત છે. બાળકોએ માબાપની આજ્ઞા શામાટે માનવી જોઇએ એ બાબતનું યથાર્થ જ્ઞાન બાળકોને હેતુપૂર્વક આપ્યાથી આજ્ઞાકિતપણું શિખવવાનું કાર્ય સુગમ થાય છે.

માનસ શકિતઓના નિયમાનુસાર ઉચ્ચ પ્રકારની શકિતઓએ હમેશાં રાજ્ય કરવું જોઈએજ અને તે પ્રમાણે થાય છે, એ એક જગત પ્રસિધ્ધ સામાન્યનિયમ છે. નૈતિક શકિતઓ કે વૃત્તિઓના અવયવો મસ્તિષ્કના સૌથી ઉપરનાં ભાગમાં આવેલાં છે. તેથી તેઓનું સ્થાન સર્વોત્તમ અધિકારનું છે. તેજ પ્રમાણે બુધ્ધિશકિતઓનું સ્થાન પણ તેટલુંજ ઉત્તમ છે, કારણ લગભગ તે પણ સરખીજ સપાટી કે લેવળમાં અને જરા અગ્રભાગમાં આવી રહેલ છે. આ બન્ને પ્રકારની વૃત્તિઓએ સંયુકત થઇને મનુષ્યની જીવન યાત્રાને સમ્પૂર્ણ રીતે ધર્મ પૂર્વક પુરી કરવા સારૂં શરીર રુપી રથ અને ઇન્દ્રિઓ રૂપી અશ્વવાળા આ શરીરરથને સુવ્યવસ્થિત પણે ચલાવવાની જરુર છે. જે વસ્તુના સ્વરૂપને આપણે યથાર્થ રીતે સમજી શકતા

નથી, તેનું ખરું મહત્વ કે રહસ્ય આપણને કદી પણ યથાથ રીતે સમજવામાં આવતું નથી. કેવળ પોપટીઉ ઉંડી સમજ વગરનું જ્ઞાન તો કંઇ કામનુંજ નથી. સમજ શકિત વિના, બુદ્ધિની તીવ્રતા વિના, બધું જ્ઞાન લગભગ નકામું છે. તેજ પ્રમાણે સમજ્યા વિનાના કે અન્ય દ્વારા કરાવવામાં આવતા ધર્મ કે નીતિ યુકત કર્મો પણ કંઇ કામનાજ નથી. દરેક મનુષ્યે પોતે જાતે એક ફરજ તરીકે ધર્મ અને નીતિના નિયમોનો ખાસ અભ્યાસ કરવો જોઇએ. મનુષ્યમાત્રની એ એક પવિત્રમાં પવિત્ર ફરજ છે. કારણ જેમ આપણને આપણાં છોકરાં બચ્ચાં, સ્ત્રી કે ઘરબાર તરફ તેમજ આપણા લેણદાર તરફ બેદરકારી બતાવવાનો કશો હક નથી. છતાં બેદકારીથી વર્તિએ તો એ એક જાતનું પાપજ છે. તેવીજ રીતે ધર્મ કર્મના વિષયોમાંપણ સમજવું જોઇએ. ધર્મને જાતે સ્વીકારી તે પ્રમાણે વર્તવા તત્પર રહેવું જોઇએ. સત્ય ધર્મની શોધ કરી તે પ્રમાણે જીવન સુસ્થિર કરી, અન્તરાત્મા તથા જીવનને વિશુદ્ધ ભાવોથી પ્રેરી, જીવનને ઉચ્ચ અને પરમ ઉન્નત બનાવવું જોઇએ. આટલા માટે સત્ય ધર્મની શોધ ખોળ અને તપાસ આપણી જાતે કરી આપણું જીવન ધર્મમય બનાવવું જોઇએ. એટલા માટે પ્રત્યેક મનુષ્યે પોતે જાતે પોતાના ધર્મગુરુ થવાની અત્યન્ત અગત્ય છે. જ્યારે ધર્મગુરુઓએ સ્કુલ શિક્ષકોની માફકજ ધર્મ શિક્ષક તરીકેની ફરજ બજાવવાની છે. મનુષ્યની નૈતિક અને ધાર્મિક વૃત્તિઓ સર્વથી ઉત્કૃષ્ટત છે, અને તેઓનું સ્થાન પણ મસ્તિષ્કમાં ઉત્કૃષ્ટ છે.

પ્રત્યેક વસ્તુમાં જેમ ઉત્તમ મધ્યમ અને અધમ ઉચ્ચ, ઉચ્તર, ઉચ્ચતમ એમ ત્રણ પદવીઓનો ક્રમ હોય છે તેમ મનુષ્યશકિતઓની અંદર પણ ઉત્તમ મધ્ય અને કનિષ્ટ આદિ મસ્તિષ્કની અંદરનાં તે તે અવયવોની પરિસ્થિતિ એ સંબંધી નિર્ણય સ્પષ્ટ રીતે કરી આપે છે. જેમ જેમ મસ્તિષ્કનું અવયવ ઉપર તરફ વધારે ચડતું, તેમ તેમ તેનું કાર્ય પણ ઉત્તરોત્તર મહત્વવાળું હોય છે. દરેક જાતનાં ફળ, અનાજ, બી અને પુષ્પ આદિ જે વૃક્ષોની અન્તિમ સર્વોત્કૃષ્ટ દશા અને પરિણામ છે તે હમેશાં છેક ઉપરના ભાગમાજ જોવામાં આવે છે. થડ, મુળીયાં, પગ, પાયો ઇત્યાદિ જેનું કામ ઉદ્દેશની પુર્ત્તિ માટે તેટલાજ અંશમાં ઉપયોગી અને જરૂરનાં છે, તેવાં બધાં પદાર્થો નીચેના સ્થાનમાંજ જોવામાં આવે છે. પણ ધડની અંદરના સૌથી ઉતરતાં પણ જે પગ કરતાં વિશેષ જરુરનાં અવયવોછે તેને પગ કરતાં ઉપરજ મુકવામાં આવલ છે, સર્વથી ઉતમ અંગ જે મસ્તિષ્ક છે તે જ્યારે સૌથી ઉત્કૃષ્ટ સ્થાનમાં બિરાજ માન છે. કુદરતની એ સ્વાભાવિક ભાષા છે.

ટુંકમાં પ્રત્યેક અવયવની યોગ્યતાના પ્રમાણમાંજ પ્રત્યેક અવયવને ઉત્તમ મધ્યમ કે અધમ દશામાં સ્થાપવામા કે રાખવામાં આપેલ છે. આ એક કુદરતનો સ્વાભાવિક ક્રમ છે, અને મસ્તિષ્કની અંદરના અવયવો પણ તેજ ક્રમમાં યથાર્થ રીતે ગોઠવામાં આવેલ છે એ વળી વિશેષ આશ્ચર્યજનક છે. જે અવયવનું કાર્ય જેટલે અંશે ઉત્તમ તેટલેજ અંશે મગજમાં તેની સ્થિતિ પણ ઉત્તમ સ્થાનપર સ્વાભાવિક રીતે આવી રહેલ છે. મનુષ્યની અંદરની પશુવૃત્તિઓનું કાર્ય ઉપયોગી છે, છતાં ઉત્કર્ષ

વૃત્તિઓ અને નૈતિકવૃત્તિઓ કરતાં તો તેઓનું સ્થાન દરજ્જામાં ઉચ્ચ નજ ગણી શકાય. તેથી તેને તેવાજ સ્થાનમાં વ્યવસ્થિત કરવામાં આવેલ છે. પણ નૈતિક અને ધાર્મિક શકિતઓ વિશ્વમાં સૌથી ઉત્કૃષ્ટ પદ ભોગવે છે તેથી મસ્તિષ્કની અંદર પણ તેઓનું સ્થાન સૌથી શ્રેષ્ટ સ્થાનમાંજ ગોઠવવામાં આવેલ છે.

ઉપરોકત સર્વ વિવેચનથી સર્વ સુજ્ઞ વાંચકો એ તો સ્પષ્ટ સમજી શકયા હશે કે મનુષ્ય સ્વભાવથીજ ધાર્મિક અને નૈતિક છે. મનુષ્યની નૈતિકશકિતઓનું સ્થાન એટલાજ માટે સર્વથી ઉત્કૃષ્ટ સ્થાને બિરાજે છે. આ બંને સિધ્ધાન્તો મસ્તિષ્કશાસ્ત્રાનું સાર અમે સાબિત કરી બતાવ્યા છે. જ્યારે આ બે સિધ્ધાન્ત ઉપરથી એ સાર નિકળે છે કે ૧ મનુષ્યે પોતાનું જીવન નૈતિક અને ધાર્મિક વૃત્તિઓને આધિન રાખી ગાળવું જોઈએ. કારણ કે કાયદાને વશ રહી વર્તનાર સર્વ દેશની પ્રજાઓ સુપ્રીમકોર્ટને આધિન રહી વર્તે છે. તેનો ન્યાય કે ચુકાદો હમેશાં છેવટનોજ મનાય છે. બીજી બધી કોર્ટો તેને આધીન રહી વર્તે છે. આજ પ્રમાણે જનસમાજમાં પણ જેઓ ધર્માત્મા અને નીતિનિપૂણ હોય છે તેઓ સૌથી અધિક માનને પાત્ર થા[illegible]છે. આપણે બહાદુર, શુરવીરો, સૈનિકો. બહુખાનાર ચોબા[illegible], હુશીઆર કારીગ[illegible] [illegible]કહેનારાઓ અને મહાન સેન્ડો જેવા પહેલવાનોને કે ખેલાડીઓને તે[illegible]ના [illegible]રીરબળ તેમજ શૌર્યમાટે માન આપીએછીએ. રાજા અને રહીશોને તેઓની પદવીને લીધે માન આપીએ છીએ. કારીગરો અને યાન્ત્રીક કે અન્ય શોધ કરનારાઓને તેઓની શોધકશકિત માટે માન આપીએ છીએ. પણ નૈતિક અને ધાર્મિક ઉત્કૃષ્ટતાને અન્ય સર્વ સાધનો ગુણો કે બક્ષિસો કરતાં સૌથી વધારે માન આપીએ છીએ. સ્વામી દયાનન્દ શ્રીયુત ગોખલે, મી. સુરેન્દ્રનાથબેનરજી અને વર્તમાનકાળના મહાત્મા મહાશય મોહનદાસ કરમચંદ ગાંધી તથા દાદાભાઇ નવરોદજી આદિ નરો જનસમાજમાં ઉત્કૃષ્ટ માનપાન મેળવે છે તેનું કારણ તેઓનું નૈતિક અને ધાર્મિક બળજ છે. કારણ બુધ્ધિબળ, અને આર્થિકબળમાં તો તેઓથી વિશેષતા ધરાવનારા અસંખ્ય પુરુષો આ આર્યાવર્તમાં વસે છે, પણ તેઓને તે માન કદાપી મળ્યુંજ નથી.

આપણા આડોસપાડોસમાં, તેજ સ્ત્રી કે પુરુષ વધારે માનને પાત્ર થાય છે કે જે આચાર વિચાર અને વર્તનમાં નૈતિક ધાર્મિક અને વિશુધ્ધ જીવનવાળા હોય છે. જીસસક્રાઇસ્ટ અને દુનીયાના અન્ય મહાન અને વિશુધ્ધ જીવનવાળા બુધ્ધદેવ સમાન મહાત્મા સાધુ અને સન્યાસીઓને પણ જે અપૂર્વ અને અમુલ્ય માનપાન મળે છે તેનું કારણ પણ આ વૃત્તિઓનું પ્રાબલ્ય છે.

આટલા માટે સત્યાસત્ય ધર્મની યથાર્થ વિવેચના થવાની સમ્પૂર્ણ આવશ્કતા છે. કારણ ધર્મને નામે અધર્મનો સ્વિકાર થવાથી અનેક વિપરીત પરિણામો આવે છે. સત્ય ધર્મની જીજ્ઞાસા એ એક મનુષ્યની સ્વાભાવિક વૃત્તિ છે, અને તેને સંતોષવા માટે સત્ય ધર્મની શોધખોળ કરવી એ આ વિભાગનો મુખ્ય ઉદ્દેશ છે.

## નૈતિક અને ધાર્મિકવૃત્તિઓના આ વિભાગને.

૧ ભક્તિભાવ અથવા પૂજ્યવૃત્તિ ૪ આત્મનિષ્ઠા

૨ અધ્યાત્મરતિ ૫ પરોપકાર

૩ આશા

એમ પાંચ વિષયોની અંદર વિભક્ત કરવામાં આવેલ છે. તેની અંદર સમગ્ર ધર્મના મુખ્ય સિધ્ધાન્તોનું સાર રૂપે વર્ણન આવીજાય છે. અમે પ્રત્યેક વિષયનું પ્રથક્ પ્રથક્ વર્ણન આપી દરેક વિષયને વિશેષ સ્પષ્ટ કરવા બનતો પ્રયત્ન કરશું.



# નં. ૧૮. ભકિતભાવ અથવા પુજયવૃત્તિ.

# Worship or Veneration.

## વ્યાખ્યા, સ્થાન, શોધ તથા ઉપયોગ અને વર્ણન આદિ.

ભકિતભાવ, ઇશ્વરઆરાધન, પૂજા, ધર્મકર્તવ્ય વડીલો તેમજ પવિત્ર વસ્તુઓ તરફ પૂજ્યભાવ અથવા માનની લાગણી, ઇશ્વરસ્તુતિ પ્રાર્થના કે ઉપાસના પરાયણતા ધાર્મિકક્રિયાઓ પ્રત્યે શ્રધ્ધા, તપ, અપવાસ કે અન્ય શારીરિક કે માનસિક તપ કે વ્રત પાળવાની વૃત્તિ, ધર્માધિનતા, અને આસ્તિકતા આદિ ભાવોનું આ વૃત્તિદ્વારા ગ્રહણ કરવામાં આવે છે.

આ વૃત્તિના અતિયોગ કે મિથ્યા યોગથી મુર્ત્તિપુજા કે કોઇપણ પ્રકારની જડપુજા, ધર્માન્ધતા, મતાગ્રહ, અને ધામિકવહેમ આદિને જન્મ મળે છે. ન્યૂનતાને લીધે શ્રધ્ધાહિનપણું, નાસ્તિકતા અને નિરીશ્વરવાદિ ભાવો દેખાય છે.

સ્થાન—આ વૃત્તિના અવયવનું સ્થાન મસ્તકના ઉપરના ભાગના મધ્યપ્રદેશમાં sagittal sutre ની બરાબર નીચે આવેલું છે. આ વૃત્તિની અતિ ખીલવણીને પરિણામે મસ્તિષ્કના મધ્યપ્રદેશનો તે સ્થાનવાળો ભાગ પૂર્ણપણે ઉપર ઉપસી આવે છે જયારે એ વૃત્તિની ખામી હોય ત્યારે એ પ્રદેશ તદ્દન બેઠેલો અને ખામી વાળો જણાય છે.

શોધ—આ વૃત્તિના સ્થાનની શોધ સુપ્રસિધ્ધ ડોકટર ગોલે કરી હતી. તેનો ઇતિહાસ આપતાં તે જણાવે છે કેઃ—

"All my ten brothers, sisters and myself received the same education, but our faculties and tendencies were very different. One brother from infancy had a strong tendency to devotion, his play things were church vases which he sculptured himself copes and sur plices which he made out of paper. He prayed God and said masses all day when obliged to miss church service, and passed the time in ornamenting and guilding a crucific of wood. My father designed him for commerce, for which he had an invincible aversion because he said it compelled him to lie. At twenty-three, having given up all hope of fitting himself by study for a priest he lost

all patience, ran away from home and turned a hermit. Five years after he took holy orders and till his death lived in the exercies of devotion and penance.

" I observed in school that certain pupils were indifferent to religious instruction, while others were very eager for it. This preinclination was born in them, and could not be attributed to example or education and rest of them devoted themselves in a religious life contrary to parental wishes. I visited the churches of all sects to inspect the heads of those who prayed with the utmost fervor, and were most absorbed in their contemplations. Observed that the fervent devotees were almost always bold, and that their heads often rose gradually to the top, precisely the form of head which had first struck me in mybrother. I visited the monastaries and observed the monks and collected exact information as to their devtional character. Those who performed the function of preachers and confessors had this organ much larger than their butlers cooks and servants. All those who were especially devout had heads greatly raised towards the crowns, and that the portraits of zealous religious ecclesiastics had the same formation. "

" It is thus shown by the states of both disease and health that the sense of existance of a supreme being, and the propensity to religious worship are fundamental qualities of the human race, and consequently must be produced by a separate faculty of the mind and organ of the brain D. Gall.

ડા. જ્યોર્જ કોમ્બ પણ કહે છે કે—" This faculty is the source of natural religion and of that tendency to worship Supreme Being which manifests itself in almost every tribe of men yet discovered.

" It is large in the portraits of Constantine, Aurelins Charles I of England. It is also very large in the heads of philosophers and poets who are distinguished for piety as in Newton, Milton and Klopstock, but deficient in Spinoza, who professed atheism "

**George comb.**

હું જ્યારે તા ૧૫ મી જાન્યુઆરીમાં હવા ફેરફાર માટે જામકંડોરણા ગયો હતો ત્યારે મારા પિતાશ્રી, જે તે વખતે ત્યાંના ન્યાયાધીશ હતા અને જેને રામાયણનો ઘણોજ શોખ હતો, તે દરરોજ રાત્રે તુલસીકૃત રામાયણની કથા

હારમોનીયમ અને તબલા સાથે ગાઇ કરતા હતા. જે વખતે કેટલાક રામાયણના ભકતો પણ હમેશાં નિયમિત હાજર થતા હતા. આમાં એક ભાટીયા ગૃહસ્થ નામે કુરજીભાઇ કરીને હમેશાં કથામાં આવતા હતા. તેઓમાં આ પૂજ્યભાવ અને ભકિતભાવનું સ્થાન અતિ ઊચ પ્રમાણમાં વૃધ્ધિ પામેલું હોય એમ નીચેના કારણોથી મને માનવાનું કારણ મળ્યું. જો કે મેં તે વખતે તેનું મસ્તક તપાસ્યુ નહોતું.

૧ તે કથામાં આવતી વખતે સૌને બહુજ નમનતાઇથી ખુબ નીચા નમીને નમસ્કાર કરતા હતા.

૨ કથા વંચાતી હોય ત્યારે કથાના ભાવથી તેની આંખોમાં હમેશાં ઝળઝળીયાં આવી જતાં હતાં.

૩ પ્રાર્થના કે સ્તોત્ર ગાતી વખતે તે મુકત કંઠે વગર કંટાળ્યે હમેશાં ગાતા હતા.

૪ કથાની આખરમાં જ્યારે " ભજ મન રામકૃષ્ણ ગોવિંદ " ની ધુન લાગતી અને એક સો આઠ વખત એમ બોલવામાં આવતું ત્યારે તેના હાથ પગ માથું અને આખું શરીર ખુબ મસ્ત બની એકદમ ડોલતું હતું અને તાડીયો ક્રમસર જોરથી વધતી જતી હતી.

૫ આ ભકતના શરીરનો તેમજ મસ્તકનો ભાગ ચાલતી વખતે હમેશાં પગ કરતાં આગળ પડતોજ રહેતો હતો.

૬ તેના મુખમાંથી હરવખતે સ્વાભાવિક રીતે "પ્રભુસ્મરણ વિના સંસાર વિષસમ લાગે " એ વાકયો નીકળી જતાં હતાં.

૭ આથી પણ અગત્યની વાત જે મેં મારા પિતાજી પાસેથી તેનું વર્ણન કરતાં સાંભળી હતી તે એ હતી કે તેની વૃત્તિ તદ્દન નિર્લોભ નિષ્પાપ અને સરલ હતી. એક વખત તેમની પરણેલ બેનનાં મૃત્યુ વખતે તેને સાચવવા માટે કિંમતિ ઘરેણાંની એક ટૂંક વિશ્વાસપાત્ર ધારી સોંપવામાં આવી હતી, જેની યથાર્થ રક્ષા કરી એક રતીના પણ ફેરફાર વગર જ્યારે તેના વેવાઇ તરફના માણસ લેવા આવ્યા ત્યારે વગર આનાકાનીએ એકદમ આપી દીધી હતી.

૮ ટુંકમાં શારીરબળ સરલ અને ભોળો સ્વભાવ નિર્લોભમન અને શ્રધ્ધા તથા ભકિતભાવની વૃત્તિવાળા પ્રદેશમાં આ મનુષ્યનું મગજ સારી રીતે ખીલેલું હતું. જુઓ આ.નં. ૧૮

૯ વળી ગામના સમગ્ર લોકો એને " ભકત " ના ઉપનામથીજ ઓળખતા હતા. મસ્તિષ્ક વિદ્યાનો અભ્યાસ કરી પ્રથમ અજમાયશ તરીકે મેં આ ગ્રહસ્થનું મસ્તિષ્ક તપાવાનું સૌથી પ્રથમજ શરુ કર્યું, અને તપાસ કરતાં તેના લક્ષણ પરથી મારા મનમાં નિર્ણય કરેલા સર્વ ચિન્હો તેના મસ્તિષ્કમાં સંપૂર્ણ રીતે ખીલેલાં મારા જોવામાં આવ્યાં.

અંધશ્રદ્ધા કે ધર્મઘેલાપણું આ વૃત્તિના ઉગ્ર પ્રમાણનું પરિણામ છે. જે અનેક વખતે અનેક લોકોમાં જોવામાં આવે છે. આપણા જોવામાં એવા અનેક મનુષ્યો આવે છે, કે જેઓ બીજી કોઇ બાબતમાં વિશેષ જ્ઞાન ન ધરાવતા હોય તો પણ ધર્મ ઘેલાપણું તો તેઓમાં ખાસ જોવામાં આવે છે. આથી એ સાબિત થાય છે કે ભકિતભાવ કે ધર્મભાવના ખાસ અલગજ અવયવો મસ્તિષ્કની અંદર નિર્માણ થયેલાં છે, જે સ્વતંત્રપણે પોતાનું કાર્ય કરે છે. આથી વિશેષ સબળ પુરાવાની કાંઇ અગત્યતા રહેતી નથી.

તુર્કી લોકો હમેશાં બહુજ ધર્મઘેલા અતિશ્રદ્ધાળુ અને ધર્માભિમાની હોય છે. અને તેઓના માથાનો આ વૃત્તિવાળો પ્રદેશ ખાસ વૃદ્ધિ પામેલો હમેશાં જોવામાં આવે છે. ક્રીશ્ચિયનો કરતાં આ લોકોમાં ધર્મભાવની લગભગ દશ ગણી તીવ્ર લાગણી હોય છે. નમાજનો વખત આવે કે તરતજ બધું કામકાજ પડતું મુકી તૈયાર થઇ જાય છે અને પોતાના ધર્મ પુસ્તકને તેમજ તેની અંદરની આજ્ઞાને ઇલ્હામી હુકમ માની વર્તવામાં અતિ ચુસ્ત હોય છે.

ધર્મભાવને મનુષ્યના અંતરના અતિ ઉંડા પ્રદેશમાં પરમાત્માએ સ્થાપિત કરેલ છે. દુનિયામાં એક પણ એવી જંગલી કે સુધરેલી પ્રજા નહિ મળે કે જે કોઇને કોઇ પ્રકારના દેવ ખુદા કે ઈશ્વરની અદૃશ્ય શકિતને ન માનતી હોય. માનવજાતિના અસ્તિત્વ સાથેજ આ વૃત્તિનું અને ઇશ્વર સંબંધી માન્યતાનું બીજારોપણ થયેલું છે. મનુષ્ય રચિત, ઉપજાવી કાઢેલ કે કલ્પિત વૃત્તિઓનું એ કાર્ય નથી.

આ ધર્મવૃત્તિના ભાવની સાથેજ મનુષ્ય સમાજની અંદર, અનેક પ્રકારની ધર્મક્રિયાઓ, સંસ્કારો ધર્મકર્તવ્યો અર્થાત્ નિત્ય નૈમિતક અને સાધારણ ધર્મકર્મો જેવા કે સન્ધ્યા, સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, પ્રાણાયામ, યોગાભ્યાસ, નમ્રતા, વિનીત ભાવ, માનવૃત્તિ, આભારની લાગણી, આશા, દયા, પરોપકાર, ક્ષમા. અધ્યાત્મરતિ, આત્મનિષ્ઠા, સત્યપરાયણતા, ભકિતભાવ, શ્રદ્ધા, ઇશ્વરપર વિશ્વાસ, કર્મફળ અને પુનર્જન્મ આદિ અનેક ધાર્મિક અને નૈતિક ભાવો કે કર્તવ્યો, જન્મ પામે છે.

ઇશ્વરના અસ્તિત્વમાં વિશ્વાસ, આસ્તિકતા અને ઇશ્વરભકિત પરાયણતાને મનુષ્યની અન્દરની આ ભકિતભાવની સ્વભાવિક પ્રવૃત્તિના અસ્તિત્વને લીધે જન્મ મળેલ છે. પૂજ્યભાવ એ મનુષ્ય માત્રની સ્વાભાવિક વૃત્તિ છે, અને તે વૃત્તિની ન્યુનાધિક ખીલવણીના પ્રમાણમાં તથા હિનાતિયોગ કે મિથ્યાયોગથી તેમજ અન્યાન્ય શકિતઓના સંયોગથી મનુષ્ય, ઝાડ, પાન, વૃક્ષ, પથ્થર, કબર, ચાંખડી, પાવડી ટોપી, નદી, પહાડ, પર્વત, ગુફા, કે વસ્ત્ર અથવા તેવાંજ અસંખ્ય જડ પદાર્થોને કે રામકૃષ્ણ કે ઇશ્વરની અમુક પ્રકારની જડ મુર્તિ આદિ બનાવી તેની ભકિત તથા સ્તુતી, પ્રાર્થના કે ઉપાસના વિગેરે કરવા મંડી જાય છે. ગ્રામ્યદેવતા અને ક્ષેત્રપાલ, ગ્રહ, ઉપગ્રહ તથા ગણેશ હનુમાન અને ભૈરવ આદિ દેવોની માન્યતા તેમજ અપ્સરા અને પરીઓ તથા ઇન્દ્રાદિ દેવો

વિગેરેની માન્યતા તેમજ મુસલમાનોની પરીઓ ફીરસ્તાઓ અને સેતાન આદિની કલ્પના તથા ક્રીશ્ચીયનોના એનજેલ્સ અને ફિરેસ્તા તેમજ જૈનોની જીન અને ભુત વિગેરેની માન્યતા પણ આ વાસના અતિયોગ તથા બુધ્ધિશકિતની ન્યૂનતા અને મિથ્યાયોગનુંજ પરિણામ છે.

પુર્વ અને પશ્ચિમ ઊત્તર અને દક્ષિણ, ઉપર કે નીચે, ભુમિના કોઇપણ પ્રદેશમાં તમે જાઓકે ગમે તે ધર્મ તમે વિસ્કારો, પણ મનુષ્યોના ધાર્મિક ભાવોનું વલણ વિચાર કરીને જોતાં સર્વત્ર એક સરખુંજ તમને જણાશે.

ડોકટર ગૅાલ કહે છે કે "How should men so different in all other respects yet agree on the existance and worship of a supreme being unless their creator had implanted it within their hearts, impressed it in to the organism of the human race ? "

અર્થાત્ મનુષ્ય સ્વભાવની અંદરજ જો આ ધર્મની વૃત્તિનો ભાવ સ્વાભાવિક રીતેજ વર્તમાન ન હોત, તો પુરુષોત્તમ પ્રભુ કે પરમાત્મા જેવા પદાર્થના અસ્તિત્વ અને ભકિત આદિ ઉપાસ્યભાવોનો સ્વિકાર કરવામાં જુદા જુદા દેશ અને જાતિના ભિન્ન ભિન્ન માન્યતાવાળા લોકો આ એકજ વિષયમાં સમ્પૂર્ણ રીતે મળતા કેમ થઇ શકત ?

ડો૦ ગોલ.

ડા. ઓ. એસ. ફાઉલર કહે છે કે:—Phreno- magnetism still further attests that the specific organ is divine worship. In every single instance every magnetized faculty xpreses itself impromptly incomparably more perfactly than any actor could possibly represent it, and in thousand of experiments I never magnetized worship without also seeing the subject clasp and raise the hands in the attitude of worship assume a devotional aspect and tone of voice and express a desire to pray or else break forth in the worship of God enraptured in contemplating him. Thus is the worshipping of this faculty established by phrenology beyond all dispute. No proposition in geometry is more fully proved than this "

O. S. Fowler.

Auther of Human Science and phrenology. P. 784,

" માનસવિદ્યુતશાસ્ત્ર અથવા પ્રાણુવિનીમય દ્વારા પણ આ વૃતિનું કાર્ય ઇશ્વરાધનાજ છે, એમ સારી રીતે નિશ્ચિત થયેલ છે. આવા પ્રત્યેક પ્રસંગમાં પ્રત્યેક શકિતનું કાર્ય એક એકટર કે નાટયકાર દર્શાવી શકે તેના કરતાં પણ અતિ સમ્પૂર્ણપણે અને યથાવત્ રીતે પ્રાણુવિનીમયદ્વારા દર્શાવિ શકાય છે. પ્રાણુવિનીમયના મારા હજારો અનુભવો વખતે જયારે જયારે મેં આ ભકિતનાં સ્થાનપર ન ર કે

અજમાયેશ કર્યો છે; ત્યારે ત્યારે હમેશાં મેં મારા વિષેયોને બંને હાથ જોડી ઉંચા કરી નમ્ર પ્રાર્થનાની હાલતમાં પૂર્ણ શ્રધ્ધાયુકત વર્તન અને વાણીથી પ્રાર્થના કરતા અથવા ઇશ્વરના ધ્યાનમાં તદન ગરકાવ થઈ ગયેલ અને ભકિતભાવથી છવાઇ રહેલ હાલતમાંજ જોયેલ છે. એક પણ પ્રયોગ આવા બનાવથી રહિત જોવામાં આવ્યો નથી. મસ્તિષ્કશાસ્ત્ર પ્રમાણે આ શ્રધ્ધા અને ભકિભાવનું સ્થાન અને કાર્ય આટલું બધું સુનિશ્ચિત અને નિર્વિવાદ રીતે ભુમિતીનાં સિધ્ધાન્તના જેટલુંજ સ્પષ્ટરીતે સાબિત થયેલ છે. " ગમે તે દેશમાં, ગમે તે સ્થાનમાં તમે જાઓ અને જુઓ જ્યાં જશો ત્યાં કોઇને કોઈ પ્રકારમાં પણ ઈશ્વરપુજન આરાધન કે સ્તુતિ પ્રાર્થના અથવા ઉપાસના, સન્ધ્યા, નમસ્કાર, નમાજ કે સેવા અથવા ચર્ચ વિગેરેની અંદર સરવીશના રૂપમાં, એ આપને માલુમ પડશેજ. હીંદુ, ક્રીશ્ચીયનો, મહોમેદનો, ઇરાની, જાપાની રૂશીયનો, અને ચાલ્ડીઅનો આદિ બધી પ્રજાઓમાં આ વૃત્તિનું કાર્ય સર્વત્ર એક સરખુંજ જોવામાં આવે છે. દુનીયાના સમગ્ર પ્રદેશોમાં આ વૃત્તિનું કાર્ય સ્વાભાવિક રીતે એક સરખુંજ છે. જ્યાં જુઓ ત્યાં કોઇને કોઇ પણ પ્રકારનો ધર્મ તો મોજુદ છેજ. એટલુંજ નહિ પણ પ્રત્યેક પ્રજા પોતપોતાના ધર્મને બીજા બધા કરતાં સૌથી અગ્ર અને ઉચ્ચ સ્થાન આપે છે. માત્ર ધર્મની સાથે સરખાવી શકાય એવી એક પ્યારની શકિતજ છે. ઘણે ભાગે મનુષ્યો ધનને બહુ ચાહે છે. પણ ધર્મને તેથી પણ વધારે કિમતિ ગણે છે. સામાન્ય રીતે જ્યુલોકો પોતાની કમાણીનો દશમો ભાગ ધર્મગુરુઓને આપતા હતા. મોરમોન જાતના લોકો પણ તેજ પ્રમાણે આપતા હતા. આ વિશ્વના મહાન બ્રહ્માંડોની રચના જોઈ તેના રચયિતા પ્રત્યે આશ્ચર્ય, ભય અને ભકિતભાવ તથા પ્રેમ ઉત્પન્ન ન થયો હોય એવું એક પણ મનુષ્ય પ્રાણી આ પૃથ્વીની સપાટી ઉપર મળવું મુશ્કેલ છે. અતિ ઉચ્ચ પર્વતના શિખરો, નીચેના ભવ્ય મેદાનો, ખેતરો, ગામો, નગરો, અને સુંદર રમ્ય, અને અનેક પ્રકારના પુષ્પલતા અને ફળફૂલાદિથી લચીબચી રહેલાં મનોહર મન-મોહક અને ભવ્ય બાગો તથા લીલાછમ અને રળીયામણા કુદરતી ગાલીચાઓને જોઇ કોનું મન પ્રમોદ નહિ પામે ? સાયંપ્રાતઃકાળના સન્ધ્યા સમયના સોનેરી અને રૂપેરી રંગના રંગબેરંગી વાદળો, અને પચરંગી આકાશ, અસ્તથતો સન્ધ્યા સમયનો રકત દીનકરકિરણમાલીન્ સૂર્ય, બીજી તરફ પૂર્વાકાશમાં તેજ સમયે ધીરે ધીરે ઉદયને પામતો, શીતળ કિરણયુકત રજનિકાન્ત--ચંદ્ર, અને ભવ્ય તારાગણરુપી અનેક રત્નજડીત અને હીરાથી મઢેલ દિવ્યાભરણને ધારણ કરી પોતાના સ્વામીને આલીંગન આપવા માટે મંદમંદ હસ્તિની માફક પ્રયાણ કરતી, રમ્ય રજનીનું રમણીય સ્વરુપ જોઇ, કોનું મન મોહ નથી પામતું ? કુદરતી લીલાનું દિવ્યગાન કરતો, પુર ભભકાથી ગર્વયુકત થઇ વહેતો ન્યાગરાનો ધોધ, તેની ભવ્યતા તથા રમ્યતાથી ભરેલું કુદરતનુ યશોગાન, અત્યન્ત વેગયુકત વિદ્યુત વહ્નિના દિવ્ય ચમકાર, અને મેઘ મંડળના પ્રતિ વર્ષાૠતુમાં થતા ગાંભિર્યયુકત ઘનનનનન શબ્દોના ગડગડાટ આદિ જોઈ, કોણ આશ્ચર્યથી ચકિત થતું નથી ? આ તરફ સુસવાટ કરતો, મેઘમંડળને વિખેરી નાખતો, વિદ્યુતને પણ સપાટા અને લપાટો મારતો " अपां सखा " મરૂતદેવ—વાયુ

વર્ષાઋતુને પ્રવર્તાવનાર–વાયુ, પેલી તરફ તેના સપાટાથી અસ્થિર થયેલ મનથી અનન્ત છોળો મારતો અને તરફડીયાં ખાતો મહાન મહોદધિ પણ કંઇક અન્ય પ્રકારથીજ કુદરતની રચના અને સૃષ્ટિકર્તાની સ્તુતિ કરી રહ્યો છે. સુંદર અને રમ્ય બગીચાઓની અંદર થતો ભ્રમરોનો મધુર અને મનહર તેમજ કોમળ ગુંજારવ કર્ણકુતુહલ ઉપજાવે છે. વળી કોયલોનો મધુરનાદ તથા મયુરોનું મધુરૂં નૃત્ય અને સુંદર કોમળ કેકારવ, સુવાસિક રંગબેરંગી પુષ્પોનો મધુર સુગંધી મનોરંજક પરાગયુકત પરિમલ, આ બધાં કુદરતી દૃષ્યો કઠોરમાં કઠોર હૃદયના મનુષ્યના દીલને પણ રસ બસ અને આનંદયુકત બનાવી છે કુદરતના રમ્ય અને ભવ્ય વિશ્વવ્યાપિ બગીચાની અન્દરના આવા અનેક વિચિત્ર ભવ્ય અને મનમોહક બનાવો જોઈ, નીતિ અને ધર્મયુકત તથા બુધ્ધિશાળી મનુષ્યનું મગજતો કુદરતની આ આશ્ચર્યજનક લીલા અને સમૃધ્ધિ જોઇ ખરેખર ભકિત શ્રધ્ધા આનંદ અને ઉત્સાહ આદિ અનેક વિશુધ્ધભાવોથી પરમાત્મા તરફ દોરાય એ તદન સ્વાભાવિક છે. આવા સંજોગોમાં મનુષ્યના હૃદયમાં પરમાત્માના અનહદ કાર્યોની સ્તુતિ પ્રશંસા વખાણ કે પ્રેમભકિતના મહાન ભાવો સહજમાં સ્પુરી આવે છે અને કુદરત દ્વારા કુદરતના રચયિતા સંબંધી જ્ઞાન મેળવવા પ્રયત્ન શીલ થાય છે. એટલુંજ નહિં પણ વિશ્વાત્મા વિશ્વંભર, અને વિશ્વકર્મા પ્રભુનાં કાર્યોનું નિરીક્ષણ કરી ખરેખરે અત્યન્ત આનંદ પામે છે. પણ દુનીયામાં એકાદ ખુણે પડેલ કોઇ નાસ્તિક મળી આવે અને તે કદાચ ભકિતભાવ કે શ્રધ્ધાની અમુલ્ય લાગણીથી રહિત હોય અથવા ઇશ્વરના જેવી સર્વ શકિતમાન સત્તાના અસ્તિત્વના સંબંધમાંજ શંકાશીલ હોય તો તેથી શું એમ સિદ્ધ થાય છે કે .ઇશ્વર કે ભકિતભાવ જેવી વસ્તુ દુનીયામાં છેજ નહિ ? અથવા તેની જરૂરજ નથી ? શું દુનીયામાં એકાદ બે કે દશ પચાસ ઘુવડો ભેગા મળી કહે કે “ પ્રકાશ જેવી કોઇ વસ્તુજ વિશ્વમાં છે નહિ અને લોકો સૂર્ય ભગવાનના જે અનહદ વખાણ કરી મુકે છે તે તો સર્વ કલ્પિત ગપોડા અધ્યાયો છે ” તેથી શું લોકો પોતાની આંખો બંધ કરી બેશી રહેશે ? એ શું સંભવિત છે ? દુનીયાની શરૂઆતથી આજ દિવસ સુધીનાં ઇતિહાસમાં એકાદ મનુષ્યે પણ પૂર્ણ ભકિત અને શ્રદ્ધાયુકત હૃદયથી ઈશ્વરની ખરા અન્તઃકરણથી જો સ્તુતિ પ્રાર્થના કે ઉપાસના કરી છે, તો તે મનુષ્યે પોતાના આ ભક્તિ ભાવના અવયવનો થોડા અથવા ઘણા અંશે ઉપયોગ કર્યોજ છે, એમ કહ્યા વિના ચાલે તેમ નથીજ. મનુષ્ય હમેશાં પરમપુજ્ય પરમાત્મા તરફ ભકિતભાવ ધરાવે છે, જે ખરેખર તદન સ્વાભાવિકજ છે. કારણ તેનાથી કોઈ ઉત્તમ, સર્વ શકિતમાન, જ્ઞાનયુકત કે ઉત્તમ ગુણ યુકત અથવા શ્રેષ્ટ પદાર્થ આખા વિશ્વની અંદર છેજ નહિં. શ્રેષ્ઠ પદાર્થ તરફ ખેંચાવું આકર્ષાવું, દીલ લાગવું કે માનવૃત્તિ અથવા ભકિતભાવ કે પુજ્યભાવ પેદા થવો એ તદન નૈતિક તેમજ ધાર્મિક નિયમાનુસારજ છે. અને એ બધું અનેક ચિન્હોદ્વારા સ્પષ્ટ થાય છે. દુનીયાની અંદર ઉંચી ઉંચી મસ્જીદો મકરબાઓ અને મિનારાઓ આકાશની સાથે વાતો કરતા મહાન શિખર યુકત ક્રિશ્ચીયનોનાં દેવાલયો હિન્દુઓના

જગન્નાથ અને રામેશ્વરના તથા દ્વારકા અને કાશી વિશ્વેશ્વર આદિ સ્થાનોનાં મહાન મંદીરો અને તીર્થધામો એ બધું શું દર્શાવે છે? તેઓની અંદરના ઘંટ શંખ કે આરતીઓના નાદો, મુલ્લાંઓના પોકારો કે પ્રાર્થના વખતે થતા ઘંટના ગાંભીર્યયુકત નાદો તથા અમુક પ્રકારના ભકિતભાવ અને શ્રધ્ધાપૂર્ણ ગીતોનો સુંદર મધુર સ્વર શેનુ ગાન કરી રહ્યા છે, એ તમે સમજો છો? મંદીરમાં મસીદોમાં પર્વતોના શિખરપર ગાંધર્વો અને ગુણીજનો એક તાર થઇ કોના ગુણોનું યશોગાન કરી રહ્યા છે, તે તમે જાણો છો? સુંદર અને સ્નેહયુકત બન્ધનોથી નિર્માણ થયેલા સદ્‌ગુણી ગ્રહસ્થાશ્રમની અંદર યજ્ઞ સમયે મા બાપ ભાઇ પુત્ર અને પુત્રી આદિ એકત્ર મળી પવિત્ર ભાવથી શાંતિ પાઠ અને શિવસંકલ્પના મંત્રો તથા અનેક પ્રકારની વિશુધ્ધ પ્રાર્થનાઓ કોના પ્રત્યે કરી રહયા છે, તે તમે સાંભળો છો? આ બધાં શું એકજ મહાન વિશ્વ નિયન્તાની પ્રેમ અને શ્રધ્ધાયુકત ભક્તિ ભાવના ચિન્હો નથી? આથી વિશેષ પ્રબળ ખાત્રી કરનાર અને સાબીતી આપનાર વિશેષ સ્પષ્ટ અને વિશ્વવ્યાપક બીજા કયા પુરાવાઓની જરૂર છે? આ બધા મનુષ્યના આત્માની સ્વાભાવીક ભકિતભાવ પૂર્ણ પ્રવૃતિઓના કાયનાજ પુરાવા છે. મનુષ્ય તેના વિના જીવી કે રહી શકતો નથી. કે સુખી થઇ શકતો નથી; જેમ બુધ્ધિ કે તર્ક શકિતઓ વિના તેનું કોઇ કાર્ય ચાલી શકતુ નથી તેમ નૈતિક કે ધાર્મિક કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ–આ વૃત્તિના અભાવમાં યથાર્થ રીતે થઈ શકતિ નથી. આટલા માટે આ ભકિતભાવ અને શ્રદ્ધાપ્રદ વૃત્તિને માટે ખાસ અવયવ હોવુંજ જોઇએ એ સ્પષ્ટ છે. કારણ અન્ય પ્રત્યેક વૃત્તિ કે શકિતના અવયવ પોતપોતાનું નિયત કાર્ય નિર્દોષપણે કરવામાં સંપૂર્ણ રીતે ગુંથાયેલ છે. જેમકે—

૧ વાત્સલ્ય સ્નેહ, પ્રજાનું પાલન પોષણ રક્ષણ આદિ કાર્ય કરવામાં પ્રેમપૂર્વક ગુંથાએલ છે. જેથી તેને પરમાત્માની ભકિત કરવાનો સમય નથી.

૨ શૌર્ય અને શારિરબળની શકિત અનુકુળ સંજોગોને શોધવામાં અને અનેક પ્રતિકુળ સંજોગોને દુર કરવામાં રોકાઈ રહી છે. તેને પણ તેમાંથી ફૂરસદ મળતી નથી. અને નિયત કાર્ય સિવાય અન્ય કાય કરવા શકિતવાન નથી.

૩ ક્ષુધાવૃત્તિની બધી શકિતઓ ખોરાકને મેળવી પાચન કરી પોતાની રૂચિ તૃપ્ત કરવા પાછળજ અને જીહ્વાના સ્વાદને શોધવા પાછળજ ખતમ થઇ જાય છે અને સર્વાંશે રોકાઈ રહે છે- જેથી તેને તો અન્ય વિષયનો વિચાર કરવાનો વખત પણ બચતો નથી.

૪ સાવચેતી કે સાવધવૃત્તિને અનેક પ્રકારના ભય કે સંકટોથી બચવાના પ્રયત્નોમાં સ્થિર થઇ ભકિત ભાવથી વર્તવાની તો ફુરસદજ કયાંથી હોય?

૫ વૈશ્યવૃત્તિ ( acquisition ) કે ધનાભિલાષની વૃત્તિ તો પોતાના બધા ઉપાયોથી ધન એકત્ર કરવામાં અને ગમે ત્યાંથી મેળવી સંગ્રહી રાખવાની મહા ધાંધલ ધમાલમાંજ ગરકાવ થઇ જઇ મનુષ્યની અનેક શકિતઓના કાર્યને રોકી બેઠેલ છે. છતાં પોતાની અભિલાષાનો ઉંચો મહેલ ચણવા પુરતી શકિતમાન

થયું નથી તો તેને અન્ય કાર્ય માટે વિચાર કરવાની પણ તક કયાંથી મળે !

૬ સૌંદર્યપ્રેમ કે સૌંદર્યનો શોખ આસપાસની કુદરતની વ્યાપક લીલાની સર્વ રમ્યતામાં અને સૌંદર્યયુકત સ્વરૂપ નિરખવામાંજ ગુલતાન થઈ રહેલ છે, અને કુદરતનાં અનેક રમ્ય પ્રદેશો જોઇ તે તો આશ્ચર્યથી ચકિત અને બાવરૂંજ બની ગયું છે, ત્યાં તે બીજું કાર્ય તો શુંજ કરી શકે તેમ હતું ? કુદરતની ભવ્યતા રમ્યતા અને સૌંદર્યના મુકત કંઠે વખાણ કરવાની, અરે ભકિત કરવાની તેને તો નિરાંતજ નથી.

૭ તર્કશકિત અને મનનશકિત તથા તુલના શકિતઓને તો, વિશ્વના અસંખ્ય પદાર્થોને નિરખી તેઓની સરખામણી કરી મુળ કારણ શોધી કાઢવાના મહાન પ્રયત્નો અને સત્યની વિવેચના પાછળ કરવી પડતી મહા પ્રવૃત્તિઓમાંથી મુકત થઇ, ભક્તિભાવને ધારણ કરવાનું સદ્‌ભાગ્ય મળતું નથી. વળી સુપ્રીમકોર્ટના ન્યાયાધીશ માફક આખો દિવસ અને રાત મુદ્દાઓ અને રૂજુઆતો સાંભળવામાં અને શાન્ત ચિત્તે ન્યાય કરવા અને ચુકાદો આપવામાંજ કેમ ચાલ્યા જાય છે તેની ખબરજ નથી. આખા વિશ્વનું મૂળ કારણ, નિમિત્ત હેતુ, પરમાત્માને શોધી કાઢવા તે સમર્થ છે એ ખરૂં. પણ ભક્તિભાવથી તેને વંદન કરવાની તો તેઓને પણ ફુરસદ નથી. કારણ નિયત કાર્ય કરવામાંજ તેઓ એક ચિત્તથી રોકાઇ રહ્યાં છે.

૮ દયા- અનુકરણ અવલોકન અને એજ પ્રમાણે મનુષ્યની અન્યાન્ય સર્વ શક્તિઓ પોતપોતાનું નિયત કાર્ય કરવા હમેશાં ઉપર પ્રમાણેજ તત્પર થઇ રહેલ છે. તેમ પોતાનું નિયત કાર્યજ યથા અવસર કરવાનોજ તેઓનો સ્વભાવ છે. આથી અન્ય કોઇ શક્તિ વૃત્તિ કે ભક્તિભાવ પ્રદર્શીત કરવાનો અવકાશજ રહેતો નથી, એ સુસ્પષ્ટજ છે.

૯ આટલા માટે ભક્તિભાવ કે શ્રદ્ધાનું અવયવ મનુષ્યનાં મસ્તિષ્કમાં ખાસ જુદુંજ અસ્તિત્વ અને પોતાનું નિયત કાર્ય ધરાવે છે, એ તદન દેખીતુંજ છે.

૧૦ મનુષ્યની અંદર પ્રત્યેક શક્તિના અવયવ માટે ચોકસ કાર્ય નિયુક્ત કરવામાં આવેલ છે. અને તે શક્તિદ્વારા તે પોતાનું નિયત કાર્યજ કરવા સમર્થ થઇ શકે છે. અન્ય નહિ. આ એક કુદરતી સત્ય સિદ્ધાંત છે.

૧૧ આંખ નાક કાન અને ત્વચા તથા જીહ્વા આદિ ઈન્દ્રિયો પોતપોતાનું દર્શન ગંધ, શ્રવણ, સ્પર્શ અને સ્વાદ આદિ નિયત કાર્યજ કરવા સમર્થ છે. એ ઉપરોક્ત બાબતોનો સૌથી પ્રબળ પુરાવો છે.

૧૨ જોવાનું કામ નાકથી કે સુંઘવાનું કામ આંખથી કદીપણ થઈ શકતું નથી. તેજ પ્રમાણે સ્વાદ ગ્રહણ કરવાનું કાર્ય આંખ કે નાક અથવા કાન આદિ કોઇ પણ ઇન્દ્રિય કદાપિ પણ કરી શકવા સમર્થ થતીજ નથી, તેમ એમાં અભ્યાસ કેળવણી કે પ્રયત્નથી પણ તેઓની અન્યથા પ્રવૃત્તિ કરાવવાનું બની શકતું નથી.

૧૩ તેજ પ્રમાણે આ શ્રદ્ધાશક્તિનાં કાર્ય માટે પણ કેલવણી કે અભ્યાસ અથવા અમુક પ્રકારના માત્ર સંસ્કારોથી તદ્દન નવીજ જાતનું અવયવ રચી કે સ્થાપી શકતું નથી કે શ્રદ્ધા અથવા ભક્તિભાવને તદ્દન નૂતન રૂપમાં જન્મ આપી શકતા નથી. જો તેમ થઈ શકતુ હોય તો તો તદ્દન આંધળાને પણ દેખતા અને બહેરાને કે મુંગાને પણ બોલતાં કરી શકાત! અથવા ખાન પાન અને પાચનક્રિયાને અભ્યાસદ્વારા અન્ય માર્ગે પ્રવર્તાવી શકાત! પણ તેમ કદાપિ થઈ શકતું નથી.

૧૪ પણ મનુષ્યની અંદર આ ભક્તિભાવનું અવયવ ખાસ સ્વાભાવિક કુદરતી રીતેજ શ્વાસ પ્રશ્વાસની માફકજ અસ્તિત્વ ધરાવે છે તેથીજ તેને અભ્યાસ કે કેળવણીદ્વારા ખીલવી કે યથાથ માર્ગે વાળી શકાય છે. તેની વિશ્વવ્યાપી સત્તા અને મનુષ્યસમાજપર આટલી બધી પ્રખર અસર થવાનું તેજ સૌથી સબળ કારણ છે. પણ એ ભક્તિભાવ કંઈ શિક્ષણ કે અભ્યાસથી તદ્દન નવો પેદા થઈ, વિશ્વમાં આટલી બધી વિશ્વવ્યાપી સત્તા ફેલાવી શકે એવી કલ્પના માત્ર અસત્ય અને પાયા વિનાનીજ છે.

૧૫ મનુષ્યની આત્માઅન્તર્ગત ભક્તિભાવની સ્વાભાવિક મૂળ વૃત્તિનુંજ આ મહત્ કાર્ય છે કે જેનું વિસ્તૃત વર્ણન અમે ઉપર આપેલ છે. મનુષ્યની ભિન્ન ભિન્ન ભાષાની અંદર પણ ભક્તિભાવ પ્રદર્શક અને ઇશ્વરવાચક શબ્દોનાં અસ્તિત્વનું પણ આ વૃત્તિજ મૂળ કારણ છે. ભક્તિભાવ કે શ્રદ્ધાશક્તિની એક મહાન શાખા–ઓફીસનું કાર્ય અંહિથી શરૂ થાય છે.

પણ ત્યારે પ્રશ્નો એ ઉપસ્થિત થાય છે કે—

૧ મનુષ્યની અંદર ભક્તિભાવની આ સ્વાભાવિક વૃત્તિ આવી કયાંથી ?

૨ સર્વાવસ્થામાં અને સર્વકાળમાં જ્યાં જ્યાં મનુષ્ય હોય છે ત્યાં ત્યાં ધર્મસ્થાનો અને મંદીરો કે મસ્જીદોરૂપ ધર્મકર્મ માટે સ્થાનો બંધાવવાની વૃત્તિ શાથી ઉદ્દ્ભવ પામેલ છે?

૩ બહુજ લોભી ધનાભિલાષી અને વહેવાર કુશળ વ્યાપારીઓ કે જેઓ એક એક પાઈને માટે બહુજ ચોકસ હોય છે, અને વ્યાજ કે અન્ય પ્રકારના નફા વિના જેઓ કોઇ પણ પ્રકારની ધનાદિની લેવદેવ કરવા પ્રવર્તમાન થતા નથી એવા વ્યવહાર કુશળ વેપારીઓના ખીશામાંથી પણ ધનાદિની સંખ્યાબંધ થેલીઓ ધર્માર્થ ઓકાવવાનું કાર્ય કોણ કહી રહ્યું છે?

૪ ધર્મસ્થાનો, ધર્મગુરૂઓ, ધર્મપુસ્તકો, ધર્મશાળાઓ, ધર્મસભાઓ, ધર્મસંગીતો ધાર્મિકભજનો, ધર્મકર્મો, ધર્મસંકષ્ટો અને ધર્મ ધતિંગોના અનેક ઝઘડાઓ અને વાદવિવાદોની મહાન વિસ્તૃત ધાર્મિક સેનાઓ બધી કયાંથી જન્મ પામી?

૫ શું આ બધું કેળવણીથી જન્મ પામેલું છે? નહિંજ કેળવણીથી સમગ્ર વૃક્ષનું એકાદ પાંદડું કે ડાળી અન્ય રસ્તે વાળી શકાય છે. પણ નવી ડાળી કે નવી

શાખા તો શું પણ એકાદ પાંદડું પણ નવુ પેદા થઇ શકતું નથી.

૬ મનુષ્યની ભકિતભાવની વૃત્તિને તેના યથાર્થ કાર્ય તરફ યોગ્ય શિક્ષણથી વાલી શકાય છે એ ખરૂ પણ ભકિતભાવની સ્વભાવિક વૃત્તિની આવશ્યકતા તેથી કાંઇ ઓછી થતી નથી.

૭ હું ધારૂં છું કે ભકિતભાવ કે શ્રદ્ધાના અવયવના અસ્તિત્વને સાબીત કરવા માટે ઉપરોકત વિવેચન તદ્દન પુરતું ગણુશે. વિશેષમાં ડાૅ૦ ગોલનું આ-વૃત્તિની શોધના સ્થાનનું જે ટુંકું વર્ણન અમે ઉપર આપી ગયા છીએ તે પર વાચક વર્ગ પુરતું ધ્યાન આપી પોતાની પ્રત્યક્ષ ખાત્રી જાતે કરી જોશે એમ અમારી તેઓ પ્રત્યે નમ્ર સુચના છે;

૮ આ શિવાય ધર્મ ઘેલછા કે ધર્મ વિષયનું ગાંડાપણું કે જેનો યોગ્ય ખુલાસો આ મસ્તિષ્કશાસ્ત્રાનુસાર યથાયોગ્ય રીતે આપી શકાય છે, તે પણ કંઈ પણ વિરોધ વગર સમ્પૂર્ણ રીતે એજ બાબતનો પુરાવો આપે છે કે મનુષ્યની અંદરની આ વૃત્તિ કર્ત્રિમ નહિ પણ સ્વાભાવિક અને શિક્ષણ કે સંસ્કારદ્વારા નહિ પણ મનુષ્ય રચનાની સાથેજ સ્વાભાવિક આત્માન્તર્ગત છે. અને તેથી અમે એમ માનીએ છીએ કે આ વૃત્તિનું સ્થાન સર્વ રીતે સુસ્થાપિત અને સુનીશ્ચિત થયેલ છે. વળી આ વિષયમાં સર્વ મસ્તિષ્કશાસ્ત્રીઓ પણ એક મતજ છે. અર્થાત સર્વતન્ત્ર સિધ્ધાન્ત તરિકે તેનો સ્વીકાર થઇ ચુકયો છે. એટલે હવે એમાં શંકાને જરા પણ સ્થાન છેજ નહિ.

૯ ડાૅ૦ ગોલે આ વૃત્તિની શોધ કરી. ડાૅ૦ સ્પરઝીયમે પણ તેને તેજ પ્રમાણે પુષ્ટી આપી છે, માત્ર નામનોજ ફેરફાર તેણે કર્યો છે અને ડાૅ૦ કોમ્બે પણ તેને અનુમોદન આપેલ છે. જ્યારે વર્તમાન જમાનાના પ્રસિદ્ધ મસ્તિષ્કશાસ્ત્રીઓ મી૦ એલ. એન. ફાઉલર અને ઓ. અસ. ફાઉલર જેવા સમર્થ અને સુપ્રસિધ્ધ મસ્તિષ્કશાસ્ત્રીઓ પણ લગભગ પચાશ વર્ષના પરિપકવ અનુભવ અને હજારો મસ્તિષ્કની અનેક રીતે પરિક્ષા કર્યા બાદ પણ તેજ વિષયને સમ્પૂર્ણ રીતે પુષ્ટિ આપે છે, અને મસ્તિષ્કશાસ્ત્રને જન્મ આપનાર મુળ પ્રેરક રૂષિઓનાં મતને સર્વાંશે મળતા થાય છે અને બીજા બધા મસ્તિષ્ક શાસ્ત્રીઓ પણ આ વિષયમાં સર્વથા એકજ વિચાર ધરાવે છે. જેથી એ સંબંધી વિશેષ વિવેચનને હવે સ્થાન જ નથી.



# ભક્તિભાવનું વિશેષ વિવેચન અને વિસ્તાર.

વિવેચન-જેઓમાં પૂર્ણ ભક્તિભાવ હોય છે. તેઓ—

૧ પોતાના અન્તરાત્મામાં-સર્વાન્તર્યામિ પ્રભુને સર્વોત્કૃષ્ટ સમજે છે. અને તેને સૌથી ઉત્કૃષ્ટ ભક્તિભાવથી સર્વદા પુજ્ય સમજે છે,

૨ આવા પુરુષોમાં ઉત્કૃષ્ટ પ્રકારનો ભક્તભાવ અને ઇશ્વર પ્રત્યે ઉત્કૃષ્ટ પ્રેમભાવ હોય છે.

૩ ધર્મકૃત્યોમાં અને ઇશ્વર આરાધનામાં આવા પુરૂષો અત્યન્ત અનુપમ આનંદ અને અનહદ સુખ અનુભવે છે.

૪ **समाधि निर्धूतमलस्य चेतसो निवेशीतस्यात्मनि यत्सुखं भवेत्।**
**न शक्यते वर्णयितुं तदा गीराः स्वयं तदन्तःकरणेन गृह्यते ॥**

ઉપનિષદ્‌ના ઉપરોકત મહાન વાકયોનો યથાર્થ આનંદ આવા મહાત્માઓજ અનુભવ કરે છે.

૫ આવા પુરુષો સર્વથા ઇશ્વર આજ્ઞાનુકુલ અને ધર્મના પવિત્ર નિયમાનુસારજ પોતાની બધી પ્રવૃત્તિઓમાં પ્રવર્તે છે.

૬ ઇશ્વરીય આજ્ઞાને સર્વથા શિરસાવન્દ્ય સમજે છે અને તદનુકુળ હમેશાં વર્તે છે.

૭ હમેશાં ભક્તિભાવથી તેઓનું હૃદય સંપૂર્ણ હોય છે, અને જીવન પણ તદન વિશુદ્ધ, નિર્મળ-નિષ્પાપ અને સરળ સ્ફટિકમણીતુલ્ય હોય છે.

૮ આવા પુરૂષોમાં પુજ્યભાવ અને વડીલો તથા પૂજ્ય પુરૂષો પ્રત્યે અનુપમ માનવૃત્તિ હોય છે.

૯ આવા પુરૂષોની સર્વ આશા, સમ્પૂર્ણ સુખ અને સર્વોત્તમ આનંદ તથા સર્વ અભિલાષાઓ ઇશ્વર-આધિનતામાં જ સમાઇ રહે છે.

૧૦ વિશ્વની બધી પ્રવૃત્તિઓમાં ધર્મને અગ્ર સ્થાન આપે છે.

૧૧ ધર્મસ્થાનો—કે મંદીર મસ્જીદ કે દેવમંદીરમાં નિયમિત વખતે જવામાં તેમજ અન્ય ધર્મવ્રતો પાળવામાં હમેશાં ચોકસ રીતે વર્તે છે, અને તે પ્રમાણે ચાલવામાં કર્તવ્ય અને આનંદ સમજે છે.

૧૨ ( આન્તરીય કે બાહ્ય ) ભ્રષ્ટતા કે અપવિત્રતાથી તેઓ કમ્પે છે.

૧૩ પ્રચલિત અને પ્રાચીન ગણાતા સંસ્કારો, ધર્મપ્રવૃત્તિઓ અને ધાર્મિક રૂઢીઓ કે રીત રિવાજોને તેમજ પ્રાચીન પુરૂષો અને રૂષિમુનીઓ કે પીર પેગમ્બરો કે ધર્માચાર્યોને અત્યન્ત માન અને આદરની લાગણીથી જુએ છે અને તેઓના વિચારોને સહન્તર આ[illegible]ન થઇ વત છે.

૧૪ આવા વિચારના ( Orthodox ) પુરુષો શુદ્ધ સનાતન ગણાતા ધર્મના ચુસ્ત અનુયાયી થઈ રહે છે. ( સ્વતંત્ર વિચારથી ધર્મ વિશુદ્ધિ કરવા શક્તિમાન થઇ શકતા નથી. પણ Old is Gold એમ માની સર્વથા વર્તે છે. ) આ વૃત્તિના અન્યાન્ય વૃત્તિઓ સાથેના સંયુકત કાર્યથી મનુષ્યનું વર્તન અનેક પ્રકારનું જોવામાં આવે છે. તેની યથાવત્ વિવેચના કરવાની તથા સમજવાની ખાસ જરુર છે.

૧૫ સ્વમાનની ન્યૂનતાથી અને સાવધતા તથા આત્મનિષ્ઠાના અતિપ્રાબલ્યને લીધે તથા જ્ઞાનતન્તુઓની નિર્બળ કે રોગી હાલતામાં મનુષ્ય પોતાને તદન નાલાયક અત્યન્ત અધમ પાપિષ્ટ અને ઈશ્વરનો ગુન્હેગાર સમજી "હું પાપાત્મા છું, પ્રતિદીન પાપકર્મો કરૂં છું, હું પાપ સંભવ છું માટે હે પ્રભુ ! મારાં સર્વ પાપો હરો' આવા અધમતા અને અવમાન્યતા યુકત આત્માને દાબીને કચડી નાખનાર મનોમર્દક ભાવોથી દબાઇ રહે છે. પ્રત્યેક વાતમાં ઈશ્વરનો હદબહાર ડર રાખે છે. દીલગીર અને શોકાતુર કે શોક સન્તપ્ત હૃદયનો થઇ ફરે છે. અને આવી વૃત્તિને પરિણામે તેના મુખપર વૈરાગ્ય અને શોક પ્રદર્શીત રેખાઓ પડી રહે છે. આવી વૃત્તિ લાંબો વખત ટકાવી રાખવાથી કંઈ પણ શુભ પરિણામ આવતું નથી. પણ કેટલીક વાર નુકશાન થવા સંભવ છે. માટે એવી વૃત્તિવાળા પુરૂષોએ પોતાના દોષ સમજી વૃત્યન્તર કરવાની જરૂર છે.

૧૬ આશા અને આધ્યાત્મરતિના આધિક્યથી ઇશ્વરને અન્તર્યામી તરીકે "આત્માનો અન્તરોઽયંમાત્મા" સમજી પૂર્ણ ભક્તિભાવથી ભજે છે અને હમેશાં તેના સહવાસમાંજ રહેવાનું તથા તેના ગુણોનું અનુકરણ કરવાનું શીખે છે અને ચાહે છે.

૧૭ ઔદાર્ય ભાવનાની પ્રબળતાથી ( Sublimity ) ઇશ્વરને સર્વશક્તિમાન સર્વજ્ઞ અનાદિ અનન્ત અપાર અગાધ અપરિમીત, અનહદ અગમ્ય અજર અમર અને નિત્ય શુધ્ધબુધ્ધ તથા મુક્ત સ્વભાવયુકત સમજી ઉચ્ચ પ્રકારના અનુપમ ભક્તિભાવથી સેવે છે.

૧૮ સમજશકિત કે તર્કશકિતઓના પ્રાબલ્યથી અને અન્ય સર્વ માનસશકિતઓ સામ્યાવસ્થામાં હોય તો ઇશ્વર સંબંધી ગુણકર્મસ્વભાવ અને લક્ષણના સુસ્પષ્ટ યથાર્થ અને સત્ય સ્વરૂપને યથાવત્ સમજી અને ગ્રહણ કરી શકે છે. તેમજ તેની વિશ્વવ્યવસ્થાને યથાવત્ સમજી તેપર વાદવિવાદ અને ચર્ચા કરવામાં કે તત્સંબંધી તત્વાવમન્થન કરવામાં બહુજ આનંદ માને છે.

૧૯ વાત્સલ્યભાવની અધિકતાથી તેને પિતાપૂત્રવત્ પૂજય પૂજ્યક અને સેવ્ય સેવક ભાવથી સન્માનનીય સમેજે છે. અને પુજે છે.

૨૦ દયા કે પરોપકાર વૃત્તિના પ્રાબલ્યથી તેની અપાર કરૂણા માટે ફીદા થઇ કરૂણાસાગર દયાનીધિ દયાળુ આદિ વિશેષણોથી તેની પ્રાર્થના કરે છે.

૨૧ ન્યાય અને તર્ક શક્તિના પ્રાબલ્યથી ન્યાયકારી કર્મફળદાતા અને કર્માનુસાર જીવને ગતિ આપનાર સૃષ્ટિના નિયામક તથા વ્યવસ્થાપક તરીકે આરાધે છે અને સર્વ કારણોના કારણ અકારણ કારણ "**कारणं कारणानाम**" સમજી ઉપાસે છે.

૨૨ સાવચેતીની પ્રપૂર્ણતાને લીધે ભકિતરસ સાથે ભય અને ધાસ્તીયુકત ભાવોથી પૂર્ણ થઇ રહે છે.

૨૩ કાર્યકૌશલ્ય અને કારણાત્મકતાની અધિકતાથી સૃષ્ટિકર્તા વિધાતા વિશ્વકર્મા અને સૃષ્ટિસરજનહાર તથા ઉત્પતિ સ્થીતિ અને પાલણ તથા પોષણ કર્તા, ખગોળ ભૂગોળાદિ સૃષ્ટા અને હિરણ્યગર્ભઆદિ નામો અને ગુણોથી યુકત સમજી તેની ઉપાસના કરે છે.

૨૪ મૈત્રીભાવની પૂર્ણતાને લીધે જાહેર સંસ્થાઓમાં કે પારિવારિક ઉપાસનામાં અન્તઃકરણપુર્વક ભાગ લઇ હાર્દીક સ્નેહ અને મૈત્રીભાવથી મિત્ર અને વરૂણ આદિ નામો અને ગુણયુકત પરમાત્માને પરમ સહાયક સખા સમજી ઉપાસે છે. અને મિત્રવર્ગ તથા સ્નેહીસંબંધીઓના કલ્યાણ માટે પણ પ્રાર્થનોપાસના કરે છે, તેમજ તેઓના હિતમાં પ્રવર્તે છે. પારિવારિક ઉપાસનામાં પણ બહુજ આનંદ અને સુખ મેળવે છે.

૨૭ સ્થૈર્ય કે ધૈર્ય વૃત્તિની ન્યૂનતાને લીધે કે ચિત્તની અસ્થિરતાને લીધે અહિં તહિં ભટકતા અનેક વિચારોથી વિક્ષિપ્ત થાય છે, અને પ્રાર્થના તથા સ્તુતિના વિષયપર એકાગ્ર ધ્યાન રાખવામાં મુશીબત માલુમ પડે છે તેથી ટુંકી ટુંકી પ્રાર્થના કે સરળ સન્ધ્યા વિગેરે વધારે પસંદ કરે છે. તથા લાંબા ઉપદેશ કે ભજનોથી કંટાળી જાય છે. એકજ વિષયને ગ્રહણ કરતાં જુદા જુદા અનેક વિષયો તરફ મનના ભકિત ભાવો દર્શાવે છે.

૨૮ શારીરબળ કે શૌર્યશકિતની અધિકતાથી તકરારી કે સંવાદપ્રિય હોય છે અને તેથી ધાર્મિક સિધ્ધાન્તોને બહુજ આતુરતાથી તથા અન્તરાત્માથી વળગી રહી બચાવ કરે છે.

૨૯ પણ જો શૌર્ય સાથે વિનાશક શકિત કે મકકમપણું અધિક પ્રમાણમાં હોય તો વિરૂધ ધર્મિ સાથે બહુજ કઠોરતા અને સખ્તાઇ વાપરે છે.

૩૦ તથા સ્વમાન અને દૃઢતા પણ જો તેની સાથે યોગ્ય પ્રમાણમાં સંયુકત થએલ હોય તો ધર્મ સંબંધી પ્રત્યેક બાબતમાં બહુજ ચોકસ આગ્રહી અને અતિ સ્વધર્માભિમાની હોયછે. અથવા થઇ રહે છે. અન્ધશ્રદ્ધાથી પ્રત્યે ધાર્મિક સિધ્ધાન્તને કે સંસ્કારો અથવા પ્રથાને તેમજ ભકિતભાવ કે પૂજાના પ્રકારને વળગી રહેછે. અને જેઓ પોતના મતથી વિરૂધ પડતા હોય તેઓનો પ્રતિકાર કરે છે.

૩૧ પણ દૃઢતા કે સ્થૈર્યની સાધારણ હાલતમાં અને અધ્યાત્મરતિની અધિકતાને લીધે ધર્મસંબધી સિધ્ધાન્તો કે માન્યતાને વખતો વખત બદલાવે છે. પણ પોતે સ્વિકારેલ કે માનેલ સિધ્ધાન્તોમાં દૃઢ અને આગ્રહી હોય છે.

૩૨ નિગ્રહ અને ઉત્કર્ષાભિલાષની અધિકતા અને આત્મનિષ્ઠાની સામાન્ય હાલતમાં માત્ર ધર્મઢોંગી, ધર્મધ્વજી, બાહ્યાડંબરયુકત, ચલિતહૃદયના અને ઠાઠ-માઠવાળા બાપકાબંધ (વૈષ્ણવ પંથ જેવા) અમીરી ધર્મને બહારથી સ્વીકારે છે. ટીલાં ટપકાં વિગેરે તેમજ પુજાના ઠાઠમાઠના પ્રત્યેક બાહ્યાડંબર ઉપર ખુબ ધ્યાન આપે છે, પણ ધાર્મિક કર્તવ્ય બજાવવાની દરકાર ઓછી રાખે છે. ન્યાયની પરવા નથી કરતા, ધાર્મિક કે નૈતિક બંધનોનો ભંગ કરવામાં ડર નથી લાગતો. અન્તરમાં સદા લુબ્ધ દાંભિક અને બકવૃત્તિવાળા હોય છે. છતાં ધર્મના બહાનાનો આશ્રય લેછે. એટલુંજ નહિ પણ ઈશ્વરીભાવો કે ભકિત અથવા ધર્મબળ પોતામાં નહિ હોવા છતાં ભકત હોવાનો કે ઈશ્વર તુલ્ય હોવાનો દાવો કરી બેસે છે. વૈષ્ણવ ધર્મની અને આચાર્યોની વર્તમાન હાલત લગભગ તેવી છે એમ અત્રે અમને કહ્યાં વિના ચાલતું નથી. આવા પુરૂષો દેવ દર્શન અને પુજાના ઠાઠમાઠમાં હમેશાં દેખાવને ખાતર તત્પર જણાય છે. પણ દેવ સ્થાન કે મંદીર મુકી જેવા બહાર આવ્યા કે તેઓના આચાર વિચાર કે વર્તનમાં ધર્મનો અંશ પણ માલુમ પડતો નથી. મહર્ષિમનુ આવા પુરૂષોને ધર્મધ્વજીની ઉપમા આપી વાણીથી પણ તેવાઓનો સતકાર નહિ કરવા સુચવે છે.

૩૩ તુલના, તર્ક તથા સમજશકિત અને આત્મનિષ્ઠાની પ્રબલતાથી ઇશ્વરીય બ્રહ્મ-વિદ્યા સબંધી કે તત્વજ્ઞાનનો અભ્યાસ કરવામાં અતિ આનંદ માનેછે અને શોખ ધરાવે છે. તથા ઈશ્વરના ગુણ કર્મ સ્વભાવ કે લક્ષણો સંબંધી તેમજ ઇશ્વરીય નિયમો સંબંધી તથા તેના સૃષ્ટિ રચનાદિ કાર્યો સંબંધી જ્ઞાન વિજ્ઞાન મેળવવા હમેશાં આતુર રહે છે, અને પ્રયત્નો કરે છે. કુદરતની અંદર સર્વત્ર સમા-એલ ભવ્યતા વ્યાપકતા અને સર્વજ્ઞતા આદિ ઇશ્વરી અનંત ગુણોનું મનન કરી નિદિધ્યાસન કરી ભકિતભાવથી પ્રેમપુર્વક હૃદયે પરમાત્માને પૂજ્ય ગણે છે. અન્ય ધર્મ સંબંધી યથાર્થ તત્વોને સમજી સત્ય સિધ્ધાન્તો સ્વીકાર કરી તે પ્રમાણે વર્તે છે. આવા પુરુષો નિષ્પક્ષપાત ન્યાયયુકત સત્ય ધર્મનો સ્વીકાર કરવા કે શોધવા હમેશાં અતિ આતુર હોય છે અને ખરેખરા ધર્માત્મા બની કોઇ પણ જાતિ વંશ દેશ કે કહેવાતા ધર્મને શોભા આપનાર નિવડે છે આવા પુરૂષો ઉપદેશનું મહત્ કાર્ય કરવા માટે તદન લાયક ગણી શકાય, પણ તેવાઓની સંખ્યા હમેશાં જુજ હોય છે.

૩૪ જેઓમાં પૂર્ણ ભકિતભાવ હોય છે. તેઓ જ્યારે જ્યારે પ્રસંગ અને અનુકુળ સંજોગો મળે ત્યારે ભકિતભાવની ધાર્મિક વૃત્તિનો યોગ પ્રમાણમાં અનુભવ

કરે છે. પણ પરિણામે તેઓની પ્રબળ વૃત્તિ અનુસાર તે વૃત્તિ દોરાઇ જાય છે. અંતરમાં પૂર્ણ ભકિતભાવ યુક્ત હોય છે.

આવા પુરૂષો દયા તેમજ આત્માનિષ્ઠાની પ્રબળતાથી ધર્મ સંબંધી નિયમો કે કૃત્યોને કે નિત્ય નૈમત્તિક કર્તવ્ય કર્મોને યથાવત કરવાની ચોકસાઇ કરતાં સારાં ભલાં અને પ્રમાણિક કાર્યો કરવામાં શ્રધ્ધા ભકિત અને ધામિક વૃત્તિનો સારો ઉપયોગ કરે છે. ધાર્મિક ક્રિયાઓ કે સંસ્કારો કરતાં ધાર્મિક ફરજને આવા પુરુષો બહુજ કિંમતિ ગણે છે.

**સામાન્ય**—જેઓમાં આ વૃત્તિ સામાન્ય અથવા સાધારણ પ્રમાણમાં હોય છે. તેઓ ઇશ્વર આરાધના કરે છે ખરા પણ તેઓ પોતાના પ્રબળ વૃત્તિને પ્રમુખસ્થાન આપે છે, ૨ મૈત્રિભાવ દયા આત્મનિષ્ઠા, આદિના પ્રબળ પ્રભાવથી આવા પુરુષો ધાર્મિક સ્થળોમાં કે ધર્મ સભાઓમાં જવા આવવાનું વધારે પસંદ કરવામાં કરે છે. કારણ કે ત્યાં મિત્ર સ્નેહિ વિગેરેને મળી શકાય છે. દયાપાત્ર ગરીબ, ભિખારી લુલા લંગડાઓને યથાશકિત આપવાનો તેમજ જોવાનો ત્યાં પ્રસંગ મળે છે, જેથી દયાની લાગણીને તૃપ્ત કરે છે. સામાન્ય રીતે આવા પુરુષો મનુષ્ય માત્રની ભલાઇ કે સુખી હાલત માટે પ્રાર્થના કરે છે. ૩ ખાસ ફરજો કે કારણો વિના ધર્મ સભામાં નિયમિત હાજરી આપતા નથી. હર વખતે એક સરખા ભકિતભાવ યુકત હોતાં નથી. પણ માત્ર જ્યારે આ વૃત્તિને ઉશ્કેરનાર યોગ્ય કારણો અને સંયોગો હોય ત્યારેજ ભકિતભાવ કે શ્રદ્ધાની વૃત્તિથી પ્રેરાય છે. આ વૃત્તિની સાધારણ હાલતમાં મનુષ્ય ભકિતભાવ કે શ્રધ્ધાયુકત બની આત્મનિષ્ઠાના પ્રાબલ્યથી જો યથાયોગ્ય ધાર્મિક શિક્ષણ મળ્યું હોય તો અંતરમાં ધર્માત્મા હોય છે. પણ તેનો ધર્મ માત્ર ધામિક શ્રધ્ધામાં પરિણુત ન થતાં કર્તવ્યમાં દેખાય છે. કેવળ પ્રાર્થના કરતાં ફરજ બજાવવામાં અને અને આંતર તેમજ બાહ્ય પવિત્રતા સાથે નીતિધર્મથી વિશેષ સંયુકત હોય છે. આવા પુરુષો પ્રાર્થનામાં જન સમાજના સુખ અને સગવડો તરફ ધ્યાન આપે છે. પણ આત્મનિષ્ઠાની પ્રબળતાથી ઇશ્વરનો અધિક ડર ન રાખતાં છતાં પોતાનાં પાપ કે અપકૃત્યને જલદી કબુલ કરે છે. ૬ મનન શકિતની પ્રબળતાથી તર્ક અને સમજશકિતમાં જેટલું આવે તેટલીજ ભાવનાથી ભકિતભાવ યુકત થઇ વર્તે છે.

અધ્યાત્મરતિ અને આત્મનિષ્ઠાની સાધારણ હાલતમાં સામાન્ય રીતે ધર્મ સંબંધી દરકાર નથી રાખતા, પણ દયાની પ્રાબલ્યતાથી પરોપકારી કૃત્યો કરવામાં ધર્મનો સદુપયોગ કરે છે. ધર્મસંબંધી સંકુચિત વિચાર નથી ધરાવતા પણ ઉદાર ભાવથી ધાર્મિક સિદ્ધાંતોનો સ્વીકાર કરે છે અને માત્ર જ્યારે ધર્મભાવ કે ભકિતભાવ ઉશ્કેરાયેલ હોય ત્યારેજ ધાર્મિક અને ભકિતભાવવાળા હોય એમ જણાય છે.

આત્મનિષ્ઠા અને દયાની પ્રબળ હાલતમાં સામાન્ય રીતે ધાર્મિક વર્તન યુકત હોય છે. પણ અમુક માન્યતા કે વૃત્તિ આદિના સંબંધમાં આગ્રહિ હોતા નથી પણ બીજાઓને સુધારવા અને મનુષ્યોને સ્વભાવિક ભુલોથી બચાવી સન્માર્ગે વર્તાવવા

હમેશાં તત્પર હોય છે. છતાં ધર્મ કે મતના અયોગ્ય આગ્રહને ધિક્કારે છે: અને ખાસ જરુરી મુખ્ય સિધ્ધાંતો ઉપરજ વિશેષ જોર આપે છે. ભલાઇના કાર્યો પાછળ કે દાન યજ્ઞાદિમાં સારી રીતે ખર્ચે છે. વિશુદ્ધ નીતિને પ્રવર્તાવવા તેમજ દુરાચારના દુઃખોને ટાળવા બનતું કરે છે. પણ કંઇ ખાસ ભકિતભાવથી પ્રેરાયેલ હોતા નથી. આવા પુરુષો આત્મનિષ્ઠ વર્તનવાળા હોય તો માન્યતા પ્રમાણે વર્તવામાં સારા અને પ્રાચીન માર્ગને કોરે મુકવાની જરુર પડે તો પણ અચકાતા નથી. હમેશાં સારૂં "હોય તે મારૂં" એમ સમજી પ્રવર્તે છે. પણ "મારૂં તેજ સારૂં" એવો આગ્રહ કરતા નથી. પરોપકાર અને ભલાઇના કામોનીજ દરકાર કરે છે. અને ધર્મ સંબંધી નિયમોનું પાલન કરે છે.

ન્યૂન-જેઓમાં આ વૃત્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓમાં ભકિતભાવ કે ધર્મની લાગણી તદ્દન ન્યૂન હોય છે. આવા પુરૂષોને મા બાપ શિક્ષક ધર્મગુરુઓ કે વડીલો પ્રત્યે ખાસ માન્ય કે પૂજ્યભાવની લાગણી હોતી નથી. તેઓના અન્તર પવિત્ર પૂજ્યવૃત્તિ શ્રધ્ધા કે ભકિતભાવની લાગણીથી સામાન્ય રીતે હીન હોય છે. બહુ વિશુધ્ધ અંતઃકરણના હોતા નથી. તેમજ ધર્મ કમ કે ક્રિયા માટે ખાસ પુજ્યભાવની લાગણી વાળા હોતા નથી. તેજ ધાર્મિકક્રિયા દેખાવને માટે કદાચ કરતાં હોય તો પણ તે સંબંધી ખાસ લાગણી તેઓમાં હોતી નથી. આવા પુરુષોમાં અંતઃકરણ કે આત્મબળની ન્યૂનતા હોય છે. ધર્મની લાગણી વિનાના અને ધર્મ સભામાં ભાગ્યેજ ભાગ લેનારા હોય છે. અને કદાચ જાય છે તો પણ તેઓનો હેતુ તેમ કરવામાં તદ્દન જુદો હોવો જોઈએ. આવા પુરૂષોને પોતાના આત્માવિરૂધ વર્ત્તવામાં કે પરમાત્મની આજ્ઞાનો ભંગ કરવાનો ડર હોતો નથી. તેમજ ધર્મ સંબંધી શંકાઓ કે પ્રશ્નોના નિર્ણય સાથે પણ કંઇ સંબંધ હોય તેવું તેમને જણાતું નથી. આમ હોવાથી આવા પુરૂષો ધર્મહીન, કોઈ પણ જાતના સિદ્ધાન્ત વગરના, ધર્મસંબંધ રહિત, સંશયાત્મા અને લગભગ નાસ્તિક વૃત્તિનાંજ હોય છે. આવી દશામાં ખુશમિજાજ કે હાસ્યવૃત્તિ અને અનુકરણ વૃત્તિની પ્રબળતા, સંયુકત થયેલ હોય તો ધાર્મિક પુરૂષો કે સ્ત્રીઓની નકલ અને હાંસી ઠઠ્ઠા કરવાના ખાસ સ્વભાવ યુકત વલણ ધરાવે છે. વિશેષમાં શારીરબળ, સંહારવૃત્તિ અને સ્વમાન આદિ લાગણીઓ અને શકિતઓનુ પ્રાબલ્ય હોય તો ધર્મ સંબંધી પ્રત્યેક બાબતમાં વિરુધ વિચાર દર્શાવે છે, અને "ધર્મ એ તો ઢોંગ છે." "એક જાતનું ધતિંગ છે" "લુચ્ચા અને ઠગ લોકોને કમાઈ ખાવાનો એ રસ્તો છે." અને "નિર્દોષ અને નિષ્પાપ મનુષ્યોને ફસાવવાની એક પ્રકારની જાળ છે," ઈત્યાદિ વિચારો ધર્મ અને ધાર્મિક સંસ્થાઓ તથા પુરૂષોના સંબંધમાં ધરાવે છે. વળી ભકતભાવ કે શ્રધ્ધાની ન્યુનતા તથા પ્રેમ કે કામ વાસનાની અધિકતા, તથા માન, અને ઉત્કર્ષની પ્રબળ ઇચ્છા અને સૌંદર્યના પ્રબળ શોખને લીધે ધર્મ મંદીરોમાં કે ધર્મ સ્થાનમાં કે સભાઓ અથવા ચર્ચમાં જાય છે ખરા. પણ તેમ કરવામાં તેઓનો ઉદ્દેશ સુંદર સ્ત્રીઓને જોઇ નેત્ર તૃપ્ત કરવાનો, ફાંકડા અને આકર્ષક દેખાવાનો, તથા પ્રશંસા અને

માનપાન મેળવવાનોજ હોય છે. જ્યારે ઈશ્વર તરફનો પ્રેમ કે ભક્તિભાવ અથવા ધાર્મિક શ્રધ્ધાનો છાંટો પણ તેઓના હૃદયમાં હોતો નથી. આવા પુરુષો બહુ ભભકાબંધ અને ઠાઠમાઠ વાળા મંદિરો જેમાં નાચતાન અને નાયકાઓનાં મધુર ગાન કે સંગીત આદિના રંગ રાગ અને હોળીના રાગ પ્રવર્તિ રહ્યા હોય એવા ( કહેવાતા ) ધર્મસ્થાનોમાં ( વૈષ્ણવોના મંદીરની માફક ) જવાનું હમેશાં ચાહે છે. અને સાથે સાથે જો વકતૃત્વ શકિતનો શોખ હોય તો માત્ર સુંદર અને સુપ્રસિધ્ધ વ્યાખ્યાતાઓના વ્યાખ્યાનો સાંભળવા તથા સંગીતનો શોખ હોય તો સુંદર ભજનો કરતાં સુંદર ગીતો સાંભળવા માટેજ દેવ મંદીર કે સભાઓનો આશ્રય લે છે. પણ તેમાં ધર્મભાવના જેવું કાંઇ હોતું નથી.

ઉપર પ્રમાણે મનુષ્યની સમગ્ર શકિતઓનાં ન્યુનાધિક પ્રમાણાનુસાર મનુષ્યોના ધર્મભાવ, ધર્મકર્મ, અને ધર્મક્રિયાઓમાં પણ દેશકાળ અને રૂઢી આદિના પ્રાબલ્યથી અનેક પ્રકારના ફેરફારો વૈષમ્ય કે ભેદભાવો જોવામાં આવે છે.

## ભક્તિભાવની વૃત્તિ, ઇશ્વર આરાધના અને ઇશ્વરનું અસ્તિત્વ.

કુદરતની અંદર પ્રત્યેક પદાર્થ કે વસ્તુનો પરસ્પર સંબંધ અને યોગ ઉપયોગ હોયજ છે. કુદરતનો એ એક ખાસ નિયમ અને વ્યવસ્થા છે, સૃષ્ટિનો એ અચળ નિયમ છે. સૂર્ય, ચંદ્ર, નક્ષત્રો, ભુમિ, જળ, તેજ, વાયુ, આકાશ, વિદ્યુત, વૃક્ષ, વનસ્પતિ, વરાળ, વાદળાં, પશુ, પક્ષી અને મનુષ્ય આદિ સર્વ પ્રાણી અને પદાર્થોનો અરસ્પરસ એક બીજા સાથે અબાધિત સબંધ છે. આંખ અને તેજ, દાંત જીભ અને રસ, નાસિકા મુખ અને ગળું, ભોજ્ય પદાર્થો અને હોજરી આદિ પંચેન્દ્રિયના અવયવો, અસ્થિ અને સ્નાયુઓ, ફેફસાં તથા હૃદય અને એજ પ્રમાણે શબ્દ, સ્પર્શ રુપ, રસ, અને ગન્ધાદિ ગુણોનો શ્રોત્ર ત્વક ચક્ષુ જીહવા અને ઘ્રાણ આદિ ઇન્દ્રિયો સાથે અનેક રીતના અસંખ્ય પ્રકારનાં સંબંધો છે. અને તેને પરિણામે પ્રત્યેક વસ્તુનો પારસ્પરિક સંબંધ એક બીજાના અસ્તિત્વને નિર્વિવાદ રીતે સિધ્ધ કરે છે. દ્રષ્ટાન્ત તરીકે પગના ઘુંટણની ટોપી અને નળાનો એક બીજા સાથે અબાધિત સંબંધ છે. બન્નેનું અસ્તિત્વ પરસ્પર ઉપકારક અને જરુરનું છે. તેજ પ્રમાણે મસ્તિષ્ક અને માંથાની તુંબડી, આંગળી અને તે પરનાં નખો, આંખ અને દર્શન શકિત તથા દૃષ્ય પદાર્થો, શ્રોત્ર અને શ્રાવ્ય શબ્દાદિ વિષયો, દાંત અને દન્તમાંસ પેશીઓ, અને ત્વચા તથા સ્પર્શનો સમ્પૂર્ણ જ્ઞાનેન્દ્રિયો, અને જ્ઞેય પદાર્થોના અસંખ્ય દૃષ્ટાન્તો એક બીજાની પરસ્પર ઉપયોગીતા અને આવશ્યકતાનો યથા-

ચત્ સંબંધ સિધ્ધ કરે છે. કુદરતનાં સમગ્ર કાર્યો એક બીજાની સાથે અબાધિત સંબંધથી સર્વત્ર સંયુકત થયેલા છે. કોઇ પણ સ્થળે અસંબધતા કે પરસ્પર વિરોધ સમ્પૂર્ણ વિશ્વમાં કયાંય પણ દૃષ્ટિગોચર થતો નથી. પણ જે લોકો આ મહત્વપૂર્ણ પ્રત્યક્ષ સંબંધનો સ્વિકાર કરતા નથી, કે તેના સત્યને સમજી શકતા નથી, તેઓ ખરેખર દેખતાં છતાં આંધળાં, સાંભળતાં છતાં બહેરાં અને બોલતાં છતાં મુંગા અને જ્ઞાનેન્દ્રિયો સહિત હોવા છતાં જ્ઞાનહિન છે, એમ કહેવામાં કાંઈ પણ ભૂલ કે અતિશયોકિત અમે નથી કરતા. આવા પુરુષોના કથનપર વિશ્વાસ નહિ લાવવો જોઇએ, આંખ અને તેની'અવલોકન શકિત તથા જોવાની ઇચ્છા અર્પવા છતાં દૃષ્ય પદાર્થો દુનિયામાં ન હોય તો એ કેટલી બધી મોટી ભૂલ અને બેવકુફી ગણાય ! પ્રાણીમાત્રની અંદર ક્ષુધાવૃત્તિની સ્વાભાવિક પ્રેરણા અને પચનેન્દ્રિયના અવયવોની રચના સાથે પાચ્ય કે ભોજ્ય પદાર્થોનું અસ્તિત્વ ન હોય અથવા નિર્માણજ ન કરવાં એ કેટલું બધું મહાભયંકર પાપયુકત કર્મ ગણાય ! આજ પ્રમાણે પ્રાણવિના પ્રાણીન્દ્રિયો અને રકત વગર હૃદયના અવયવ પણ શું કામના છે ! એજ પ્રમાણે મનુષ્યની બધી આવશ્યકતાઓ અને હાજતો અથવા સ્વાભાવિક આંકાક્ષાઓ, પુર્તિ કરનાર સાધનોના અભાવમાં તદન નિરર્થક થાય છે.

પણ કુદરત, મનુષ્યના પ્રત્યેક અવયવ કે ઇન્દ્રિય તથા મસ્તિષ્કના અલગ અલગ અવયવો કે વૃત્તિઓને નિર્માણ કરવાની સાથેજ તે તે ઇન્દ્રિયના વિષયને નિર્માણ કરી યોગ્ય સંતોષ અને સુખ આપવામાં હંમેશાં સંભાળ પુર્વક વર્તે છે. આ પ્રમાણે જોતાં ભકિતભાવ એ પણ મનુષ્યની એક સ્વાભાવિક વૃત્તિ છે, જે તેને સંતોષ આપનાર પદાર્થ કે વિષયના અસ્તિત્વની સમ્પૂર્ણ ખાત્રી આપે છે. અને તેથી પરમપૂજ્ય પરમાત્માના અસ્તિત્વ માટે અન્યપુરાવા કે સાબિતીની જરૂર રહેતી નથી. પ્રત્યેક મનુષ્યના મસ્તિષ્કમાં આ વૃત્તિનું અવયવ સ્પષ્ટ રીતે ન્યૂનાધિક પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે, અને મનુષ્ય એ અવયવના પ્રમાણમાં ઇશ્વર તરીકે કોઈને કોઇ પદાર્થનો સ્વિકાર કરી શ્રધ્ધાપૂર્વક ગમે તે પ્રકારે તેની પૂજા, ભકિત, કે આરાધના કરે છે, એ વાત તદન નિર્વિવાદ છે. અને તેથીજ આવા પુજ્યભાવ કે આરાધનાને સ્વિકારનાર કે સાર્થક કરનાર ઈશ્વર, ખુદા કે God નામના ચેતન પદાર્થનું અસ્તિત્વ સર્વથા સિધ્ધજ છે.

અત્યાર સુધી આ ભકિતભાવ કે પૂજયવૃત્તિના માત્ર સર્વોત્કૃષ્ટ કાર્ય, ઇશ્વર પ્રત્યેનો ભકિતભાવ તથા ધર્મ ભાવના પરજ આપણે વિસ્તૃત વિવેચન કર્યું છે. પણ આ વૃત્તિનાં કાર્યનો પ્રદેશ અતિ વિસ્તૃત છે. ઈશ્વર આરાધન એ આ વૃત્તિનું સૌથી ઉત્તમમાં ઉત્તમ અર્થાત્ સર્વોત્કૃષ્ટ કાર્ય છે. પણ તે સિવાયના અન્ય ગાણ કાર્યો માટે પણ આ વૃત્તિને નિયુકત કરવામાં આવેલ છે. ડા. સ્પરઝીયમ કહે છે કે—

" આ ભકિતભાવ કે પુજ્યવૃત્તિનું અવયવ દ્વિધા વિભકત થયેલું છે. તેનો પાછળનો ભાગ જે દૃઢતા અને આત્મનિષ્ઠાની નજીક આવેલ છે, તે ઇશ્વર આરા-

ધના અને ધાર્મિક શ્રધ્ધા કે ધર્મભાવ માટે નિર્માણ થયેલ છે. જયારે તેનો અગ્રભાગ વડીલો અને ઉપરીઓ પ્રત્યે પુજ્ય બુધ્ધિ અને પ્રાચિન ધર્મ પવિત્રતા કે પુર્વજો માટે અનન્ય માનની લાગણી પેદા કરે છે. આટલા અંશમાં તે ચાલતી રૂઢીને વળગી રહેનાર પ્રાચીનતાને પસંદ કરનાર શકિત છે, જે એકદમ ફેરફાર કે મુળમાંથી સુધારણા કરવામાં કેટલીક વખતે પ્રતિબાધક થાય છે.

કેટલાક લોકો એમ પ્રશ્ન કરે છે કે " ઈશ્વરભકિત, તથા ધર્મ અને નીતિના સિધ્ધાન્તો સાથે મસ્તિષ્ક શાસ્ત્રને શું સંબંધ છે "? અધ્યાત્મવિદ્યાના તત્વજ્ઞાન યુકત વિષયને માનસશાસ્ત્ર અને આ ધર્મશાસ્ત્ર સાથે શું લેવાદેવા છે ? આ પ્રશ્નો ખરેખર યથાર્થ અને તદન સ્વભાવિકજ છે, અને સર્વને થવાજ જોઇએ અમે આગળ ઉપર બધા પ્રશ્નોનો યથાવત્ ખુલાસો મસ્તિષ્કશાસ્ત્રાનુસાર યથાશકિત સમ્પૂર્ણ રીતે કરશું, પણ અત્રે આટલું જણાવવાનું જરૂરનું છે, કે આખા વિશ્વની અંદર એવો એકપણ વિષય નથી કે જેનો સંબંધ મસ્તિષ્કશાસ્ત્રાનુસાર આ મસ્તિષ્કના એક વા અનેક અંગપ્રત્યંગ સાથે સંયુકત થયેલ ન હોય વિશ્વની અંદર માત્ર એક પરમાત્મા અને જીવાત્માને બાદ કરતાં અને જડ પ્રકૃતિનો કાંઇ પણ ખ્યાલ ન કરીએ તો સર્વાંશે યથાર્થ રીતે ખીલેલા મનુષ્યના મસ્તિષ્ક સમાન, એક પણ પ્રાકૃતિક પદાર્થ આખા વિશ્વમાં નથી, કે જેની સરખામણી આ પ્રાકૃતિક મસ્તિષ્ક સાથે થઇ શકે. કુદરતની સમગ્ર રચનાને યથાવત્ સમજવાનું, તે દ્વારા પોતાના અનેક કાર્યો પારપાડવાનું આત્મા તેમજ પરમાત્માના ગુણ કર્મ સ્વભાવ અને લક્ષણોને યથાવત્ જાણવાનું કે પ્રત્યક્ષ કરવાનું તેમજ પ્રકૃતિના ત્રિગુણાત્મક ગુણોથી અને અનેક વિધ રચનાથી યથાવત્ વિદીત થઇ અનેક રીતે તેનો ઉપયોગ કરી પોતાના તેમજ અન્ય પ્રાણી માત્રના ઉપયોગમાં તેને સાધન ભુત બનાવવાનું મહાન કાર્ય, આપણો જીવાત્મા આ મસ્તિષ્ક દ્વારાજ યથાવત કરી શકે છે.

એજ પ્રમાણે શ્રધ્ધા, ભકિત, નીતિ, ધર્મ કે કર્તવ્ય આદિના ઉચિત કે અનુચિત પ્રદેશોને યથાવત્ દર્શાવી સત્ય અને ધર્મયુકત પંથ પર લાવવાનું મહાન બુધ્ધિયુકત કાર્ય પણ આ મસ્તિષ્કને આધારેજ યથાવત થઇ શકે છે. વિશ્વની અંદર સમાયેલી સમ્પૂર્ણ દિવ્ય શકિતઓને તેમજ વસ્તુ માત્રના ગુણકર્મ સ્વભાવને યથાવત જાણવાનું મન અથવા જીવાત્માનું આ મસ્તિષ્ક એ એક અમુલ્ય સાધન છે, કે જેના દ્વારા ભજનીય પરમાત્માના ગુણો, તેની ભકિત કરવાની યથાર્થ રીત તેની સ્તુતિ, પ્રાર્થના કે ઉપાસનાથી થતો આનંદ તથા ઉપાસના શામાટે, કયારે, અને કેવી રીતે કરવી ઇત્યાદિ સમગ્ર વિષયોનું અને પ્રશ્નોનું યથાવત નિરાકરણ બારીક વિચારથી સમ્પૂર્ણ રીતે કરી શકાય છે. આટલા માટે અથર્વવેદમાં કહ્યું છે કે.

तद्वा अथर्वणः शिरः देवकोषः समुब्जितः ।
तत्प्राणो अभिरक्षति शिरोऽन्न मथो मनः ॥

અર્થાત જીવાત્માનું આ શિર અર્થાત મસ્તિષ્ક, વિશ્વની સમ્પૂર્ણ શકિતઓન એકત્ર કરવામાં આવેલા ખજાના રુપ છે. અન્ન, શિર, પ્રાણ અને મન આદિ દ્વારા તેની યથાર્થ રક્ષા થઈ રહી છે.

મનુષ્યો હમેશાં જે બાબત યુકિતયુકત, બુધ્ધિપુર્વક કુદરતના નિયમાનુસાર અને પ્રત્યક્ષાદિ પ્રમાણેથી સાબિત થઇ શકે તેવી હોય, તેનો સ્વિકાર જલ્દી કરે છે. તેમજ જે વિષય તત્વજ્ઞાનની દ્રષ્ટિથી તેમજ વ્યવહારિક રીતે પણ ઉપયુકત થઈ શકે તેમ હોય તેવી બાબતનો બુધ્ધિપુર્વક સ્વિકાર કરે છે. આ મસ્તિષ્કશાસ્ત્ર પણ તેજ પ્રમાણે પ્રત્યેક વિષયની યથાર્થ માહીતી મેળવી તે તે વિષયનું જ્ઞાન આપવામાં યથાર્થ મદદ આપે છે. એટલુંજ નહિ પણ નૈતિક અને ધાર્મિક વિષયોને પણ સ્પષ્ટ કરી તેઓનું પ્રથક્કરણ કરી ઇશ્વરનું સત્ય સ્વરુપ તથા અસ્તિત્વ અને મનુષ્યના સંબંધોને યથાર્થ રીતે સાબિત કરે છે. આ કાર્યમાં ભકિત ભાવ સાથે અન્યાન્ય વૃત્તિઓ પણ યથા આવશ્યકતા સહાય અને મદદ આપે છે. તેમજ ભકિતભાવ તથા શ્રધ્ધાના યથાર્થ સ્વરુપને પણ સમ્પૂર્ણ રીતે સ્પષ્ટ કરે છે, તે કેવી રીતે તે હવે આપણે ક્રમશઃ જોઇશું

૧ મનુષ્યની અંદરની પ્રત્યેક શકિત તેના યથાર્થ કાર્ય કે ઉપયોગ માટેજ આપવામાં આવેલ છે. સ્ત્રી અને પુરુષોના સ્નેહ યુકત સંબંધને યથાવત્ જોડી પ્રજોત્પાદન અને કુટુમ્બ કબીલાના સંબંધોને દ્રઢ કરવા માટેજ મનુષ્યની અંદર કામવાસના અને પ્યારવૃત્તિને નિયત કરવામાં આવેલ છે. વળી એટલાજ માટે સમગ્ર ગૃહ્ય કે સાંસારિક લાગણીઓનો આ વૃત્તિ મુળ પાયો છે અને એટલા માટેજ તેને સમગ્ર ગૃહ્યશકિતઓનાં પાયારૂપ સ્થાન આપવામાં આવેલું છે. પણ આ શકિતને એકદમ મારીને દાબી દેવી કે અખંડ બ્રહ્યચર્યવ્રત પાળી સુવાડી દેવી અથવા મિથ્યાયોગદ્વારા અનુચિત ઉપયોગ કરી ક્ષય કરવી એવો કુદરતનો હેતુ કદી પણ હોઇ શકેજ નહિ અને છે પણ નહિ.

૨ વાત્સલ્યભાવ પણ, આજ પ્રમાણે ઉત્પન્ન થયેલ પ્રજાનું રક્ષણ અને પરિપાલન તથા પરિપોષણ કરવાના મહાન ઉદ્દેશથીજ આપણને અર્પણ કરવામાં આવેલ છે. પણ તે એકાદ કુતરા કે કબુતર અથવા મેનાપોપટ પાળવા માટે અથવા તદન નિસ્તબ્ધ કરી નિષ્ક્રિય બનાવી મરણાવસ્થામાં રાખી મુકવા માટે બનાવવામાં આવેલ નથી. માબાપો અને યુવાન સ્ત્રીપુરૂષો, પ્રેમવૃત્તિના યથાર્થ પોષણદ્વારા ધર્મયુકત રીતે પેદા કરેલ સ્વસંતાનનું યથાવત્ પાલન પોષણ કરવા, કુદરતના પવિત્ર નૈસર્ગિક નિયમો અને સિધ્ધાન્તાનુસાર બંધાયેલ છે. જેથી તે પ્રમાણે વર્તવુંજ જોઇએ.

એક ભિખારણ ખોરાકને માટે આખો દિવસ એક ગામમાં ફર્યા કરતી હતી, અને પોતાના બાળકની કંઇ પણ દરકાર કે ચિન્તા કર્યા વિના તે ગમે

ત્યાં જાય તે પર ધ્યાનજ આપતી ન હોતી. માત્ર પોતાનુંજ ઉદર ભરવાનું તે સમજતી હતી. શહેરની અન્ય દયાળુ વૃત્તિની સ્ત્રીઓ બચ્ચાંની આવી હાલત જોઇ મનમાં ખેદ પામી અને તેથી પેલી ભિખારણને કહ્યું કે " બાઇ જો તારાથી આ બચ્ચું ન સચવાતું હોય તો અમને સોંપી દે " પણ પેલી ભિખારણે માન્યું નહિ. આખરે માતાની બેદરકારી અને વાત્સલ્યભાવની ખામીને લીધે તે બચ્ચું આખરે મરણને શરણ થયું. પણ તેનું ભિખારણને તો કંઇ દુઃખ થયુંજ નહિ. આ ભિખારણના સંબંધમાં સુજ્ઞ વાંચક તમે શું ધારો છો? તે પાપી ગણાય કે નહિ? અને ગણાય તો શામાટે? શું તેણે જાણી જોઇને બચ્ચાંનું ખૂન કર્યું છે? ના, તેવું કાંઈ નથી. તેણે કોઇ પણ જાતનો પ્રત્યક્ષ કાયદેસર ગુન્હો કર્યો નથી. પણ માતૃધર્મરૂપ પોતાની ફરજ યથાયોગ્યરીતે નહિ બજાવવાની બેદરકારીનો મહાન ગુન્હો તો તેણે અવશ્ય કર્યોજ છે. એમાં કંઇ કોઈથી ના કહી શકાય તેમ છેજ નહિ. વળી એક રીતે જોતાં પોતાની બેદરકારીથી બાળહત્યાનું કારણ પણ બનેલ છે. કારણ જો તે સ્ત્રીએ તે બાળકની યથાર્થ સંભાળ લીધી હોત, તો કદાચ યોગ્યાવસ્થાએ તે બાળક મોટો થઇ, ઘર, બાર, સ્ત્રી, છોકરાં, બચ્ચાં અને આડોશીપાડોશી વિગેરે સર્વને સુખ આપનાર નિવડત. પણ આમ અકાળે મરણને શરણ થવાનો વખત ન આવત. શું આ સ્ત્રીને માતા તરીકેની ફરજ યથાયોગ્યરીતે ન બજાવવાના ખાસ ગુન્હા માટે સજા નહિ કરવી જોઇએ? અવશ્ય થવીજ જોઇએ.

૩ આપણે જન સમુદાયમાં કે સમાજમાં રહીએ છીએ, અને તેથી તેના ધારા ધોરણાનુસાર, યશ તથા કીર્તિને ખાતર અને કેટલીકવાર ફરજ તરીકે દરેક વ્યકિત સાથે માન ભરેલી યોગ્ય અને લાયક વર્તણુંકથી વર્તવા બંધાયા છીએ. આપણી પાડોશના ઘરમાં આગ લાગી છે, લોકો એકાએક મહા ભયંકર આફતમાં આવી પડયા છે. આપણે તે નજરે જોઇએછીએ. તેઓ અન્દરથી જોઇતી મદદને માટે આપણી તરફ બુમો મારે છે. ઈશ્વરે આપણી અન્દર કહો કે માનવ હૃદયની અંદર કરુણા કે દયાની લાગણીને સ્થાન આપ્યુ છે. તો શું આવા પ્રસંગમાં આપણે આપણી આ વૃત્તિનો યથાર્થ ઉપયોગ કરી, આપણા જાત ભાઇઓને, મદદ માટે પોકાર કરતા બંધુઓને, નૈતિક તેમજ ધાર્મિક રીતે જોતાં એક મનુષ્યની ફરજ કે કર્તવ્ય તરીકે અથવા દયાની લાગણીથી યોગ્ય અને બનતી મદદ આપવા કુદરતી નિયમાનુસાર બંધાયેલ નથી?

૪ ઇશ્વરીય બંધારણ, કુદરતી કાનુન, સૃષ્ટિનોક્રમ આનુંજ નામ છે, અને તે પ્રમાણે મનુષ્યની પ્રત્યેક પ્રકારની શકિત કે વૃત્તિ પોતપોતાના અનુકુળ અને આવશ્યક સંજોગોમાં યથાયોગ્ય કામ કરવા માટે કુદરતી રીતેજ બંધાયેલ છે. અને કુદરતી રીતેજ કાર્ય કરવા ઉશ્કેરાય છે. તેનું નામજ સ્વાભાવિક ધાર્મિક કે નૈતિક બંધન છે. પછી કોઇ સ્વાર્થવશ કે દ્વેષ અથવા વેરવૃત્તિના પ્રબળ કાર્યને આધિન થઇ સ્વાભાવિક લાગણીઓનાં સ્વાભાવિક વેગને પરાણે

રોકી રાખે તો તેટલે અંશે તે કુદરતના નિયમોનો ભંગ કરનાર ગુન્હેગાર અથવા પાપી છે.

૫ આજ પ્રમાણે ભકિતભાવ કે પૂજ્યવૃત્તિ પણ એક મનુષ્યની મુખ્ય અને સર્વોત્કૃષ્ટ વૃત્તિ છે. એ વૃત્તિ ધરાવનાર પ્રત્યેક મનુષ્ય, તે વૃત્તિનું મહાન પવિત્ર પાવનકર્તા અને કલ્યાણ તથા આનંદદાયક કાર્ય પ્રવર્તાવવા ધાર્મિક રીતે બંધાયેલ છે. પોતાની એ શકિતનો યથાયોગ્ય ઉપયોગ લેવો, એ એક જાતની ફરજ કે કર્તવ્ય છે.

પ્રત્યેક મનુષ્યની અંદર આ વૃત્તિ ઓછા વધતા પ્રમાણમાં જન્મથીજ હોય છે, છતાં પણ તેની નિર્બળતા કે ખામી હોય તો તે ખામી દુર કરવાની ડબલ ફરજ આપણા ઉપર છે. શું ક્ષુધાની નિબંળતાને લીધે કોઇ ખાવાનુંજ છોડી દઇ મોતને શરણ થાય છે ખરૂં ! શું ક્ષુધાની નિબળતા પાચનશકિતને વધારવાની ફરજ નથી દર્શાવતી ? પ્રત્યેક મનુષ્યમાં આ ભકિતભાવની વૃત્તિ અમુક પ્રમાણમાં તો અવશ્ય હોય છે, અને જેઓમાં તેની ખામી હોય તેઓએ તેની યથાર્થ ખીલવણી કરી પુષ્ટ બનાવવી એ પ્રત્યેક વ્યકિતની પવિત્ર ફરજ છે. કારણ પોતાની નબળી શકિતઓને અનુપયોગ દ્વારા જે પ્રતિદીન વિશેષ નિર્બળ અને નકામી બનાવે છે કે બેદરકાર રહી યથાર્થ રીતે ખીલવતો નથી, તે પેલી ભિખારણની માફક પોતાની બેદરકારીના પ્રમાણમાંજ પાપી અધર્મિ કે ગુન્હેગાર છે, અને તેટલે અંશે શિક્ષાને પાત્ર છે. ઇશ્વરે કંઇ આ વૃત્તિને નિરર્થક પેદા કરેલ નથી. જેમ યાદશકિત, ન્યાયશકિત, તુલનાશકિત, સૌન્દર્યનો શોખ તથા સ્નેહ અને ભલમનસાઇ આદિ ગુણો કે શકિતઓ ખીલવી શકાય છે, અને યથાવત્ ખીલવવાની જરુર છે, તેજ પ્રમાણે આ ભકિતભાવની વૃત્તિને પણ ખીલવવા માટે પ્રતિદિનના નિરંતર અભ્યાસની નિયમિત જરૂર છે.

ભકિતભાવથી મળતો આનંદ ખરેખર અતુલ્ય છે. પ્રત્યેક શકિતના યથાવત્ કાર્યથી સંતોષ સુખ અને આનંદ મળે છે. દ્રષ્ટાન્ત તરીકે પ્રત્યેક મનુષ્ય પોતાના પુસ્તક કે કપડાં લતાંને જેટલે અંશે તે ચાહે છે તેટલો તેને આનંદ મળે છે. તેજ પ્રમાણે મનુષ્ય જેટલે અંશે ઇશ્વર આરાધના તથા ધમકર્મને ચાહે છે તેટલાજ પ્રમાણમાં તેને અધિક આનંદ થાય છે. કુદરત બંને રીતે કર્મફળ આપવામાં બહુજ ઉદાર છે. આપણે જે કાર્યો કરીએ તેને માટે તેટલાજ પ્રમાણમાં ફળ આપે છે. પણ જે કાર્યો બેદરકારીથી નથી કરતા કે મુકી દઇએ તો તેનું પણ ફળ યથાવત આપવા ચુકતી નથી. મનુષ્ય જેમ વિશેષ બુદ્ધિશાળી કે બુધ્ધિસમ્પન્ન તેમ તેનો આનંદ પણ અધિકાધિક થતો જાય છે. જ્યારે અજ્ઞ પુરુષો સ્વલ્પ આનંદથી સન્તુષ્ટ થાય છે, અને બીજા અનેક મહાન આનંદના સ્થાનોથી વિમુખ રહી જાય છે. તેની પણ તેવાઓને ખબર પડતી નથી. તેજ પ્રમાણે ધર્મ વિષયમાં પણ આપણી બેદરકારીથી અનેક પ્રકારના ભાવી લાભો જે ધર્મજ્ઞાનની યથાર્થ દશામાં આપણે મેળવી

શક્યા હોત, તેનાથી આપણે વંચિત રહીએ છીએ. ધર્મભાવનાને નિદ્રાવશ કે નિષ્કર્મ રાખવાથી આપણે આખરે તદન સ્તબ્ધ, વિરકત, ત્યજાયેલા નિષ્પ્રેમ અને ક્ષુદ્ર હૃદયના ઉજડ વેરાન જેવા, ધર્મજ્ઞાનાહત અને તદન નિરુપયોગી બની જઈએ છીએ. જયારે ધર્મભાવ અને ભકિતભાવની યથાર્થ ખીલવણી અને પ્રદીપ્તિદ્વારા, આપણે ઉત્સાહ સમ્પન્ન, આનંદયુકત, ખુશખુશાલ, આત્મસંતુષ્ટ, શાન્ત, ધીર અને વીર બની જીવનનો સુખ અને સંતોષ પૂર્વક ઉપભોગ કરતા થઈએ છીએ. આ વિષયનુ વર્ણન કરવા કરતાં આત્માનુભવથી જાતે અનુભવ કરનારાઓજ ખરેખર અનુભવી શકે છે.

૧ આ ભકિતભાવનું અવયવ અથવા સ્થાન મનુષ્યના શરીર અને મસ્તિષ્કની અંદર સૌથી ઉત્કૃષ્ટ સ્થાનમાં મસ્તિષ્કના મધ્યપ્રદેશમાં આવેલ છે, તેથી મનુષ્યની અંદર આ શકિતનું કાર્ય પણ તેજ પ્રમાણે ઉત્કૃષ્ટ છે. વળી તેથી મળતો આનંદ કુદરતી રીતેજ અન્ય સર્વ શકિતઓના કરતાં ઉત્કૃષ્ટ હોવોજ જોઇએ અને છે પણ તેમજ. લડાઇ, કજીઓ, ટંટો કે ધન પ્રાપ્તિ અથવા માનપાન કે યશ અથવા કોઇ હોદ્દાની પ્રાપ્તિમાં અમુક પ્રકારનો આનંદ સમાયેલ છે. પણ એથી અધિકાધિક આનંદ જેઓને મેળવવાની અભિલાષા હોય તેઓએ ભકિતભાવ અને ધર્મભાવને તો સાથે લેવાની અવશ્ય જરુર છે.

૨ કારણ કે આ ભકિતભાવ અને ધર્મભાવની વૃત્તિથી સંયુકત થવાથી અન્ય પ્રત્યેક શકિતનો આનંદ અનેક રીતે પુષ્ટ બને છે. દ્રષ્ટાન્ત તરીકે એક નાસ્તિક અને ભકત બંને ઉત્તમ પ્રકારનું ભોજન કરવા એકજ સ્થાનમાં એકીજ વખતે સરખી ક્ષુધાથી સાથેજ બેસે છે. ભોજ્ય અને ભોજક શકિત પણ બંનેમાં સમાનજ છે. નાસ્તિક મનુષ્ય આ સમગ્ર ભોજ્ય પદાર્થોના સ્વાદને આસ્તિક મનુષ્યના જેટલાજ આનંદથી લે છે. પણ આસ્તિક મનુષ્યને નાસ્તિકનાં કરતાં પરમાત્માનો આભાર માનવામાં અને આવું ઉત્તમ ભોજન પ્રદાન કરવા માટે ગુણાનુવાદ કરવામાં જે અતિ ઉત્કૃષ્ટ પ્રકારનો આનંદ અને આત્મ સંતોષ થાય છે, તેનો લેશ પણ આનંદ નાસ્તિકના હૃદયમાં થતો નથી. આસ્તિક મનુષ્ય ભોજ્યપદાર્થો ભોજનશક્તિ અને પચનેન્દ્રિયના અવયવો તથા ભોજ્યપદાર્થોના સ્વાદ અને તેને ગ્રહણ કરનાર રસના ઇન્દ્રિય આદિ સમ્પૂર્ણ આનંદ દાયક સાધનો માટે પ્રથક્ પ્રથક્ આનદ મેળવી પોતાના ખોરાકને ગ્રહણ કરતી વખતે અનેકધા આનંદને વિસ્તૃત કરી શકે છે, અને જેમ જેમ ભકિતભાવ તથા હૃદયના ધાર્મિક ભાવોની વિશુદ્ધિ અધિક તેમ તેમ પ્રત્યેક ક્ષણે તેનો આનંદ શતગુણ વધતો જાય છે. વળી માનસિક વિશુધ્ધિ અને ધર્મભાવથી તેનામાં એક પ્રકારની શાન્ત અને શામક વત્તિ જે ભોજય પદાર્થોના યથાર્થ પાચન માટે અતિ જરુરની છે, તે જન્મ પામે છે, જેથી તે શાન્તિથી ખોરાક ખાય છે, એટલુંજ નહિ પણ વધારે સારી

રીતે પાચન થઇ તેને હૃષ્ટપુષ્ટ બનાવવામાં મદદ કરે છે, જ્યારે નાસ્તિક તો માત્ર ભોજ્ય પદાર્થોનાજ આનંદ માત્રને યથાશકય ગ્રહણ કરે છે, અન્ય આનંદદાયક વિષયો કે વૃત્તિઓથી તો તે તદન વંચિતજ રહે છે.

૩ આજ પ્રમાણે ઉપરોકત બંને પુરુષો એક મહાન પર્વતના શિખરપર સમાન સ્થાનપર બેસી સૃષ્ટિસૌન્દર્ય જુવે છે, અને આનંદ મેળવે છે. પણ આસ્તિક અને ભકિતપરાયણ હૃદય તો નીચેના પરિપાકપૂર્ણ ક્ષેત્રો, આમ તેમ વાંકી ચુંકી વળતી કે વહેતી નદીઓનાં નિર્મળ નીર, કોઈ કોઇ ટેકરીપર કે નદી કિનારે ચરતાં નિર્દોષ બકરાં અને ઘેટાનાં ટોળાં, અનેક પ્રકારનાં ફળ ફૂલથી લચી રહેલા આંબા, લીંબુ, નારંગી, આદિનાં વૃક્ષો અને મધુગંધી પુષ્પલત્તા તથા વૃક્ષ, વનસ્પતિ આદિ તેમજ ગાઢ અને ખીચોખીચ જંગલો અને તેમાં ખડખડાટ નાદ કરતા રૂપેરી રંગથી વહેતા નિર્મળ પાણીના ઝરાઓ તથા પવનથી આમ તેમ ઝોકાં ખાતાં શસ્યશાલી ક્ષત્રો, તેમજ ઉપરનાં આકાશનુ સૌન્દર્ય જોઇ, અને શિતળમંદ સુગંધી સમીરની લહેરોનો અનુભવ કરી, પરમ કારૂણિક પરમપિતા પરમાત્માનો સર્વમાં વાસ જોઇ, તેના સર્વ સામર્થ્ય અને જ્ઞાન તથા યુકિત પ્રયુકિતને અનેક રીતે અનુભવી, પૂર્ણભકિત અને પ્રેમ ભાવથી અનુપમ આત્માનંદ અનુભવે છે. પ્રતિક્ષણ આનંદમાં ગાળી નવું જ્ઞાન તથા નવીન ભાવને પુષ્ટ કરે છે. પ્રત્યેક ડાળી ડાંખળાં, પુષ્પ, ફળ, ફળાદિ અને વૃક્ષ વનસ્પતિમાં ઇશ્વરી સત્તા અને સામર્થ્યને અનુભવે છે. આ શું ઓછો આનંદ છે? નાસ્તિક હૃદયના મનુષ્યને આવા અનુપમ આનંદનો અનુભવજ કયાંથી આવી શકે? પણ એટલું તો સત્યજ છે કેઇશ્વર તરફ પૂર્ણ ભકિતભાવ થયા સિવાય અને તેની સમ્પૂર્ણ સત્તાનો સૃષ્ટિના પ્રત્યેક કાર્યમાં અનુભવ કર્યા સિવાય કોઇ પણ મનુષ્ય પુષ્પ ફળફૂલ કે કુદરતી અન્ય પદાર્થોની યથાથ કિમ્મત કદી આંકી શકતો નથી, તેમ તેઓને જોઇ યથાવત્ આનંદ પણ મેળવી શકતોજ નથી.

" No man can at all appreciate fruits fiowers. and all other natural pleasures and scenery unless he " Looks through Nature up to Nature's God "

૪ દામ્પત્ય ધર્મના અતિ પવિત્ર સૂત્રથી સંયુક્ત થયેલ સ્ત્રી પુરૂષો! જો તમારા હૃદયમાં પરસ્પરને માટે હાર્દિક સ્નેહ હોય, એક બીજા સાથે અનુપમ સ્નેહ-ગ્રન્થીથી નિરંતર એકરસ અવ્યભિચારી વૃત્તિથી સંયુક્ત રહેવા ઇચ્છા હોય તો તમારા પરસ્પર વિશુધ્ધ પ્રેમભાવને પરમાત્મા તરફના પ્રેમથી અધિક પુષ્ટ અને પવિત્ર બનાવો. ઇશ્વરે તમારી સ્ત્રી પુરૂષની જુગલ જોડી આટલી સૌમ્ય મધુર રમ્ય અને પ્રત્યેક રીતે આકર્ષક બનાવી સમાન ગુણ કર્મ શીલનો યથા-યોગ્ય સંયોગ કરાવ્યો છે, તેને માટે હજારોવાર ભકિતભાવથી આભાર માનો.

બન્નેની શારીરિક અને માનસિક હાલત એક બીજાને સર્વદા અનુકુળ થાય એવી તમારા શરીરની રચના અને માનસિક સ્થીતિ માટે તથા તમારા સ્ત્રી પુરૂષ તરીકેના વિશુધ્ધ સંબધો માટે વિશુધ્ધભાવથી પરમાત્માનો ઉપકાર માનો. વિશેષમાં તમારા આવા અનુપમ દામ્પત્ય ધર્મયુક્ત યુગલકીશોર યુગ્મને વીર્યવાન ધર્માત્મા પ્રાણુપ્રિય અને મનમોહક પુત્રરત્નપ્રદાન કરે એવી પ્રતિદિન પ્રેમ અને ભકિતભાવથી વિશુદ્ધ હૃદયે પરમ કારુણિક પિતાની પ્રાર્થના કરો, અને આવા સુસંતાનને પ્રાપ્ત થઇ શરીર અને મનની સમ્પૂર્ણ આરોગ્યતા સાથે તમે સહ કુટુમ્બ પરીવાર તમારું જીવન ધર્મયુક્ત અને નીતિમય કાર્યોમાં ગાળી ઇશ્વર આરાધનામાં યુક્તરહી शतं जीवेम शरदः शतं श्रृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥

આદિ મંગળ પ્રાર્થનાઓ અને ગીતો પ્રભુના ગુણાનુવાદ સહિત પ્રતિદિન સન્ધ્યા સમયે સંયુક્ત થઇ ગાતા રહો અને ગૃહ્યઆનંદને પ્રતિદિન અધિકાધિક વિસ્તૃત કરતા રહો. ઈશ્વરીય ભકિતભાવનો આવો સુંદર શામક અને આનંદદાયક તથા શીતળ શાન્તિની અમૃત વર્ષાને વરસાવનાર સુખદપ્રવાહ છે. સૌભાગ્યશાલી અને ધાર્મિક વૃત્તિના સ્ત્રીપુરુષોજ આવા આનંદને અનુભવવા ભાગ્યવંત થાય છે. આવા ગૃહસ્થાશ્રમને હજારોવાર ધન્યવાદ છે.

પણ જેઓ વિશુદ્ધ ભકિતભાવ તથા ધર્મભાવનાથી રહિત શુષ્ક હૃદયના શ્વાનવૃત્તિવાળા, કામ શગડીમાં સેકાનારા, મોહયુક્ત પ્રેમપાસમાં માત્ર બાહ્યસૌંદર્યપરજ મોહી અન્તરાત્માના અનેકવિધ સૌન્દયયુક્ત પ્રદેશોને અનુભવવામાં તદન મોહાન્ધકારાવૃત્ત વૃત્તિવાળા છે, તેવા ભાગ્યહીન પુરુષોને ઉપર દર્શાવેલ સુખાનુભવ અને આનંદ તથા શાન્તિનો લેશ પણ સંભવ નથી.

વહાલા બન્ધુઓ! પવિત્ર બહેનો! પરમાત્માના ઉપર જણાવેલા વિશુધ્ધ ભકિત ભાવરુપી અમૃત રસનુંપાન કરો અને તમારા જીવન સંગીતના સમગ્ર તારોથી સુંદર અને મધુર મનમોહક સુખપ્રદ અને શાંતિદાયક રાગો જમાવી જીવનના સમગ્ર પ્રદેશોને સુખપ્રદ બનાવો. નવા પરણાતા યુવક યુવતીઓ અને વિશ્વનાં સમગ્ર સ્ત્રી પુરુષો હંમેશાં આવા વિશુધ્ધ ભાવોને પોતાના જીવનની પ્રતિપળે અનુભવે અને સુખપુર્વક જીવનગાળી પરમાત્માનો કોટીશઃ ધન્યવાદ માને એવું આ લેખક અન્તઃકરણ પુર્વક ઇચ્છે છે. પ્રત્યેક ગૃહસ્થી, નીચેના વેદમન્ત્રો ગૃહ્યસુખોની યથાર્થ પ્રવૃત્તિ સારૂ અર્થસાથે કંઠસ્થ કરી લે તો કેટલું શુભ પરિણામ આવે?

सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः ।
अन्योऽन्य मभिहर्यत वत्सं जातमिवाघ्न्याः ॥
अनुव्रतः पितुः पुत्रो मात्रा भवतु संमनाः ।

जाया पत्ये मधुमती वाचं वदतु शान्तिवाम् ॥
मा भ्राता भ्रातरं द्विक्षन् मा स्वसारमुत स्वसा ।
सम्यञ्चः सव्रताः भूत्वा वाचं वदत भद्रया ॥
ज्यायस्वन्तश्चित्तिनो मा वियौष्ट
संराधयन्तः सधुराश्चरन्तः
स ध्यञ्चोऽग्निं सपर्यतारानाभिमिवाभितः

ઉપર જણાવેલ ગૃહ્યોપાસના પ્રમાણે પારિવારીકોપાસના પણ જ્યારે ભકિત ભાવથી પૂર્ણ હોય છે, ત્યારે અનેક રીતે આનંદપ્રદ લાભદાયક અને સુખ તથા શાંતિદાયક થાય છે.

ઉપરોકત બિના એ સ્પષ્ટ દર્શાવે છે કે ઇશ્વર આરાધના સ્વાભાવિક પ્રત્યેક શુભ પ્રસંગમાં અનેક રીતે આનંદદાયક અને સુખસંચારક થાય છે.

ભકિત ભાવરહિત ખગોળ શાસ્ત્રીઓ, સ્ત્રી પુરૂષો, માતા પિતાઓ, કે પુત્રો, તેમજ ભોકતા અને રસયિતા, યન્ત્રશાસ્ત્રીઓ અને વૈદ્યો, વૈશ્યો અને વકીલો, વ્યાપારીઓ, સૈનીકો રાજાઓ તેમજ પ્રજાઓ કે શિષ્યો તેમજ શિક્ષકો, ખરેખર શુષ્ક, પ્રેમહીન અને શ્રદ્ધા વગરના હોય છે. ભોજ્ય પદાર્થોની અંદર રહેલા સ્વાદની માફક ધર્મ અને ભકિતભાવએ મનુષ્યજીવનના સમગ્ર આનંદોનું સત્વ, સાર કે અમૃતમય મધુ છે.

धर्मं हि सर्वेषु भूतेषु मधुः

કંઇ નહિ તો આત્મસંતોષ અને આત્મશુધ્ધિ માટે પણ દરેક વ્યકિતએ ભકિતભાવ તથા પ્રેમભાવની પવિત્ર વૃત્તિને ખીલવવાની જરુર છે, તથા જીવનના સમગ્રભાવો અને સુખોને પ્રભુ પ્રત્યે અન્તઃકરણની સમ્પૂર્ણ આભાર વૃત્તિ રાખી સ્વીકારતાં શીખવું જોઇએ.

---

## ઇશ્વર આરાધના કે સ્તુતિ પ્રાર્થના અને ઉપાસના માટે યોગ્ય સમય.



૧ હમેશાં પ્રાતઃકાળે ઉઠો.

૨ શરીરની સંરક્ષા કરવા માટે અને આયુષ્યની વૃધ્ધિ માટે શૌચ, દન્તધાવન, તેલમર્દન અને સ્નાનાદિદ્વારા શારીરિક પવિત્રતા પર પ્રથમ ધ્યાન આપો.

૩ ત્યાર પછી સન્ધ્યા કે બ્રહ્મયજ્ઞ અને અગ્નિહોત્ર તથા પ્રાણાયામ આદિ દ્વારા માનસિક વિષયોની વિશુધ્ધ્યર્થે પ્રયત્ન કરો, અને સ્તુતી, પ્રાર્થના, ઉપાસના તથા પ્રાણાયામ અને યોગ્યાભાસ આદિ ક્રિયાઓ તેમજ ધર્મનીતિ અને તત્વજ્ઞાનના પુસ્તકો કે ગ્રન્થોના અભ્યાસ કે મનનરૂપ સ્વાધાયમાં ચિત્તને પરોવો. ઉપરોકત કાર્યોને માટે સવારમાં પ્રાતઃકાળથી સૂર્યોદય પર્યન્તનો સમય બહુજ અનુકુળ છે, જ્યારે સાંજના પણ સૂર્યાસ્ત થવા માંડે ત્યારથી તે સમ્પૂર્ણ તારામંડળ ધીરે ધીરે દ્રષ્ટિગોચર થાય ત્યાં સુધીનો અવસર ઘણોજ ઉત્તમ છે.

મસ્તિષ્કશાસ્ત્રી પ્રોફેસર ફાઉલર કહે છે કે—" Man worship thy God not by fits and starts, but daily and habitually. Make this worship a part and parcel of thy daily avocation of rather pleasure. Arise in the morning betimes, and as the glorious sun is lighting up and animating all Nature with his presence, do thou pour forth thy heart in praise and adoration to the Maker of the sun and to the author of all these surrounding beauties. And while the setting sun is shedding on delighted earth his last rays of diurnal glory and spreading his golden hues over nature to warp her in the mantle of night, do thou offer thy eveing orisons of thanks giving for the mercies of the day and supplicate protection for the night. Instead of spreading all thy energies in ammassing wealth or in pursuing merely animal worldly objects take ample time to feed thy immortal soul. Go to church if thou pleasest or not if thou objectest. Place and mode are nothing but worship is alone important ".

ભાવાર્થ—"અરે મનુષ્ય પરમપિતા પરમાત્માનું, તારા આત્માના આત્માનું તું ધ્યાન ધર, પણ તે અસ્ત વ્યસ્ત કે ગમે તેવી રીતે કે ગમે તે સમયે નહિ પણ હમેશાં નિયમિત રીતે અને અભ્યાસ રુપેજ તેની ઉપાસના કર. ઈશ્વરોપાસનાને તારા નિત્ય નૈમિતક કર્તવ્યોનું એક અતિ આનંદદાયક કર્તવ્ય કર્મ સમજ. હમેશાં સવારે પ્રાતઃકાળે ઉઠ, અને જે વખતે સમગ્ર વિશ્વને પોષણ અને જીવન આપનાર સવિતાદેવ પોતાના સુંદર સોનેરી અનેક પ્રકારનાં રંગબેરંગી રમ્યતાપૂર્ણ કિરણોથી આખા વિશ્વને પ્રકાશ આનંદ અને ઉષ્ણુતા આપી પોતાના પ્રતિદૈનિક કાર્યમાં આગળ પ્રવર્તે છે, ત્યારે સમગ્ર વિશ્વને બનાવનાર સૃષ્ટિકર્તા, સર્વસૌન્દર્યના આધાર રૂપ પરમ પિતા, પરમ પાવન રમણીય, શુભ્ર સ્વરુપ અને ગ્રહણ કરવા યોગ્ય, વિશ્વાત્મા સવિતા પરમાત્માની સ્તુતી પ્રાર્થના અને ઉપાસનાના પરમ પાવન પ્રવાહને તારા અન્તરાત્માના પ્રત્યેક પ્રદેશમાં પૂર્ણ પ્રેમથી વહેવા દે, પાવન કરવા દે. આવીજ રીતે જ્યારે સાયં-

સન્ધ્યા સમયે સમગ્ર વિશ્વને પોતાના ઊગ્રસ્વરૂપથી તૃપ્ત કરી આખરે અસ્તસમયે સૂર્યદેવ પોતાનાં કોમળ અને રમ્ય કિરણોથી નગર, વન વાટિકા અને પુષ્પલતા તથા વૃક્ષાદિને તેમજ ભૂમીપરનાં સમુદ્ર, નદી, પહાડ, પર્વત અને અન્તરિક્ષના મેઘ, મંડળ અને વાયુ આદિ પદાર્થોને અનેક પ્રકારના રંગોથી ભરપુર કરી ચિત્ર-વિચિત્ર રમ્યતાથી મનમોહક બનાવી, સુવર્ણમય ઝભાથી અલંકૃત કરી, વિશ્વના ગોળાઓને રાત્રીના રમણીય ખોળામાં મુકે છે તે વખતે, આખા દિવસમાં ભોગવેલાં અનેક સુખો અને આનંદો માટે તે મહાન પ્રભુનો વિશુદ્ધ હૃદયથી ઉપકાર માની આગામિ રાત્રી સુખપુર્વક વ્યતીત થઇ નવીન બળ અને નવ જીવન પ્રદાન કરી તારા તેમજ સમગ્ર પ્રાણી માત્રના જીવનને બળ, બુધ્ધિ અને સુખ તથા આનંદ આપવા સમર્થ કરે, એવી રસમય, મંગળ, મધુર અને વિશુદ્ધ પ્રાર્થના કર. ”

“ આખા દિવસને ધન એકત્ર કરવાની ધાંધલ ધમાલ પાછળ તેમજ માત્ર આહાર નિદ્રા અને ભય તથા મૈથુન આદિની પશુવૃત્તિઓ, કે યશ માનપાન કે ધન ધાન્યની અનેક સાંસારિકલાલસાઓ પાછળ લાગેલી વૃત્તિઓને કે આત્મશકિત-ઓને એકદમ રોકી, અવરોધ કરી, તારા અન્તરાત્માને ભકિતરસ રૂપી અમૃતપાન કરાવવા માટે પુરતો સમય આપ. દેવમંદિર કે મસજીદમાં પ્રાર્થના કરવા ન જવાય તો તેની ફીકર નહિ. અમુક સ્થાન કે રીતને વળગી ન રહે, પણ ઇશ્વરોપાસના ઇશ્વર આરાધના ” એજ ખાસ મુખ્ય જરૂરની વસ્તુ છે એમ માન અને તે પ્રમાણે વર્તન કર. જીંદગીના પ્રત્યેક પ્રસંગમાં આવા ભકિતભાવ તારા હૃદયમાં અનુભવ કર અને જીવનનાં પ્રત્યેક કાર્યો ધર્મપૂર્વક યથાવત કરતો રહે. ”

‘ कुर्वन्नेवेह कर्माणि जीजिविषेच्छतं समा
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ”

એ વેદ વાકયાનુસાર વર્તન કરતો રહે. જીવનના નિદ્રા ખાન પાન અને અન્ય ભોગોમાં પણ સંતોષ માન. પણ ઇશ્વરઆરાધના કે ઉપાસના યોગમાં સૌથી અધિક આનંદ અને સંતોષ માન. જીવનના આ અમુલ્યવખતનો અનુપમ અને અલભ્ય તથા ઉત્કર્ષક લાભ ગ્રહણ કર અને ભાગ્યશાળી થા.

આવા નિર્મળ વિશુધ્ધ ભાવપૂર્ણ અને પવિત્ર પ્રેમયુકત ભકિતભાવથી જ્યાં ઉપાસના પ્રવૃતિ રહેલ હોય, ત્યાં મનુષ્યની સર્વ અન્તર શકિતઓ એકરસ એકરુપ થઇ સહાનુભૂતિ પ્રગટ કરે છે, અને કરવીજ જોઇએ. મનુષ્યની સર્વ અંતર શક્તિ-ઓએ ભકિતભાવની આવૃત્તિના આનંદને અનેકગુણ વધારવામાં અનેક રીતે સહાયભૂત થવુંજ જોઇએ.

સુંદર—સંગીત, મધુર સ્વરયુકત ભજનો અને તબલા ઢોલક કે સતાર અને સારંગી કે દીલરુબા જેવા મુંગા અને જડ વાજીંત્રો પણ આ વિષયના આનંદને અનેક

રીતે વિસ્તીર્ણું કરવામાં સહાયભૂત થાય છે, તેની પણ યથાયોગ્ય મદદ હોવીજ જોઇએ. સંગીત એ આત્માની અન્તર્ગત સર્વોત્તમ ભાષા છે. શ્રદ્ધા તથા ભકિતભાવ એ આત્માનો સર્વોત્કૃષ્ટ ભાવ છે. અને બન્ને જ્યારે યથાર્થ રીતે સંયુકત થાય છે, ત્યારે પોતાને તેમજ અન્ય અનેક આત્માઓને પ્રોત્સાહિત કરી શકે છે. આટલા માટે પૂર્ણું ભકિતભાવ અને નીતિરસની પૂર્ણ ભાવના વાળા ધાર્મિક ભજનોના જ્ઞાનને પણ ઉપાસનાનું એક મુખ્ય અંગ બનાવવું જોઇએ.

## પારિવારિકઉપાસના અથવા સામાજીક પ્રાર્થનાઓ અનેઉપાસના.

પારિવારિક—કે કૌટુમ્બિક ઉપાસના એ પણ મનુષ્યસમાજનું એક અતિ અગત્યનું અને મહત્વનું કર્તવ્ય છે. અને મસ્તિષ્કશાસ્ત્ર પણ તે બાબતમાં પૂર્ણ અનુમોદન આપે છે. આવી ઉપાસના વખતે સમગ્ર સાંસારિક અને ગૃહલાગણીઓ પણ ઉપાસના યજ્ઞમાં સમ્પૂર્ણરીતે સમ્મિલીત થઈ કાર્ય કરે છે. એ ઘણુંજ -ખુશી થવા જેવું છે. કૌટુમ્બિક સ્નેહને વધારવામાં આજ્ઞાકિતપણું શીખવવામાં મનુષ્યના મનને શાન્ત સમતોલ અને સામ્ય બનાવવામાં, તેમજ હૃદયને સંતોષ તેમજ આનંદ આપી સુખી નિદ્રાને લાવવામાં, પારિવારિક ઉપાસના સમાન એક પણ દિવ્ય સાધન નથી. કુટુમ્બના મનુષ્યો જેવી રીતે ભોજન સમયે એકત્ર થઇ સર્વ સાથે મળી ભોજનનો આનંદ ભોગવે છે, તેવીજ રીતે સમગ્ર પરિવારે ઇશ્વર આરાધના અને ઉપાસનાનો આનંદ પણ સર્વદા સ્ત્રી, પુરુષ પુત્ર, પુત્રી અને સમગ્ર પરિવારે એકત્ર થઇ સંયુકત રીતેલેવાની જરૂર છે. આપણાં બાળબચ્ચાંઓના ચારિત્ર્ય બનાવવામાં તેની અસર અજબ રીતે થાય છે.

આજ પ્રમાણે જ્ઞાતિભોજન યજ્ઞોપવિત કે લગ્નાદિના પ્રસંગમાં કે વર્ષની અંદર આવતા મોટા મોટા તહેવારો અને પર્વો તથા વાર્ષિક ઉત્સવો વખતે પણ ઉપર પ્રમાણે ઇશ્વર આરાધના અને ઉપાસના આદિ પવિત્ર કર્મોનો પવિત્ર અને વિશુદ્ધ ભાવથી સર્વત્ર ભૂમંડળમાં પ્રચાર થવાની પરમ આવશ્યકતા છે.

દુનિયામાં ધનાદિ પદાર્થો પ્રાપ્ત કરવાની આવશ્યકતાનુસાર જરૂર ઠરે છે પણ ધનાદિનો લોભ કે આંકાક્ષા ધર્મ કાર્યોમાં બાધકરતા થાય એટલા પ્રમાણમાં કદાપિ વૃધ્ધિંગત થવા દેવી ન જોઇએ.

## નં ૧૯. અધ્યાત્મરતિ કે અધ્યાત્મયોગ.

### Spirituality-Marvellousness & Wonder.

### વ્યાખ્યા, સ્થાન, શોધ, ઉપયોગ અને વિવેચન આદિ.

અધ્યાત્મરતિ એ શબ્દથી, અધ્યાત્મિક વિષયો તરફ મનનું વલણ, વિશ્વના જડ અને પ્રાકૃતિક પદાર્થોને છોડી, આત્મા પરમાત્મા, અને તેની દિવ્ય આશ્ચર્યોત્પાદક, અને અદ્દભૂત રસથી ભરપૂર દિવ્ય વિભૂતિઓ કે આધ્યાત્મિક શક્તિઓને અનુભવવાની જોવાની કે જાણવાની ઇચ્છા, આત્મદ્રષ્ટિ દિવ્યદૃષ્ટિ, કે દૈવી વિષયો તરફની પ્રીતિ, અને અન્તર્ધ્યાનવૃત્તિ કે અન્તરદૃષ્ટિ આદિ ભાવોનું ગ્રહણ કરવામાં આવે છે.

આત્મા, પરમાત્મા, તેનું સ્વરૂપ તેની શકિતઓ અને દિવ્ય આશ્ચર્યકારક ગુણોનુ ચિન્તન, સ્પીરીચ્યુઆલીટી, વિચાર-સકલન, વિચાર-વાંચન, મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, કે માનસ વિદ્યુતના આશ્ચર્યકારક પ્રયોગો, તથા યોગાભ્યાસ અને યોગની અદ્દભૂત વિભૂતિઓ અને ચમત્કારો તથા તેવી દિવ્ય આત્મશક્તિઓની શોધ અને જ્ઞાન વિગેરેનો બધો આધાર, આ આધ્યાત્મરતિની વૃત્તિ ઉપરજ આવી રહેલ છે. આ વૃત્તિનું સ્થાન આટલાજ માટે પ્રાકૃતિક વિષયનું ચિન્તન કરનાર માનસશક્તિઓના સમગ્ર સ્થાનોથી, ઉચ્ચ સ્થાનમાં વ્યવસ્થિત કરવામાં આવેલ છે.

વિભાગ—આ વૃત્તિના ત્રણ મુખ્ય વિભાગ છે. ૧ શ્રધ્ધા ૨ વિશ્વાસ ૩ આશ્ચર્યપ્રેમ.

આ વૃત્તિના અતિયોગ કે મિથ્યાયોગથી અંધશ્રધ્ધા, અતિ વિશ્વાસ અને અનેક પ્રકારના વહેમોને જન્મ મળે છે, જ્યારે ન્યૂનતાને લીધે આધ્યાત્મિક વિષયો તરફ પ્રીતિ થતી નથી, તેમ તે મનમાં પણ ઉતરતા નથી. અને તેવી માન્યતાઓને અંધશ્રધ્ધા કે બેવકુફી ભરેલાં ગપ્પાંઓ ધારવામાં આવે છે.

સ્થાન—આવૃત્તિના અવયવનાં સ્થાન- મસ્તકની બન્ને તરફ આશાના અગ્ર ભાગમાં અનુકરણશકિતની પાછળ, અને સૌન્દર્યપ્રેમના અવયવની ઉપર અને ભકિતભાવની બાજુમાં અગ્રભાગમાં આવેલાં છે.

જેઓમાં આ શકિત વધારે હોય છે તેઓનાં મસ્તિષ્ક તે સ્થાનમાં ઉન્નત અને ભરાવાદાર તથા વિશાળ હોય છે. જ્યારે એ અવયવોની ખામીવાળા મનુષ્યોનાં મસ્તિષ્ક તે પ્રદેશમાં અવનત થયેલાં કે બેઠેલાં હોય છે.

ડા૦ કોમ્બ, આ અવયવના કુદરતી લક્ષણના સંબંધમાં કહે છે કે. " The Natural language of this faculty is nodding the head obliquely up-

wards, in the direction of this organ. I have observed one telling another some wonderful story to nod his head upwards, two or three times at the end of each wonderful point. Its general function is considered established but its metaphysical analysis is still incomplete."

**George comb**

શોધ—ડા. ગૉલે આ શકિતના અવયવની પ્રથમ શોધ કરી હતી. પણ તેના યથાર્થ કાયનો જેમ હજી સુધી નિર્ણય યથાવત્ રીતે થઈ શકયો નથી તેજ પ્રમાણે તે પણ કરી શકયો ન હોતો. આ શકિતના સંબંધમાં લખતાં અનેક સ્ત્રી પુરુષોનાં ભુત પિશાચ અને પ્રેરણા કે અદભુત દર્શનના દાખલાઓ આપી તે જણાવે છે કે. "Whether it forms a part of imitation and so exalts its action as to cause it to give to ideas of its own creation an external existance and make them appear as coming us from without or makes a part of both poetry and imitation, or constitutes a particular organ can alone be determined by further researches."

ડા. ગોલની પાછળ થયેલ ડા. સ્પરઝીયમ, કોમ્બ ઇત્યાદિ પણ આ શકિતના સ્થાઈ કાર્યના સંબંધમાં કંઇ સ્પષ્ટીકરણ કરી શકયા નથી. પણ પ્રાચીન અને અર્વાચીન કાળના પ્રત્યેક સમયના લોકોમાં આવા પ્રકારના અદ્ભુતરસ કે આશ્ચર્યોત્પાદક કાર્યે કે વિચારોને તેમજ અધ્યાત્મિક પ્રેમને, ધર્મગુરુઓ આચાર્યો પેગમ્બરો અને ઇશ્વરપ્રેરીત ગણાતા પુરુષો કોઇને કોઈ પ્રકારે માનતા આવેલા છે અને પુષ્ટી આપતા આવ્યા છે. દાખલા તરીકે કેટલાક લોકો સ્વપ્ન, ભુતપ્રેત પિશાચ, જાદુ, મંત્ર, તંત્ર ફલીત જ્યોતિષ રમલ, ગુપ્ત દેવતા, ફીરસ્તા, પરીગો કે અપ્સરાગો તેમજ સેતાન કે જીબ્રાઈલ અને દેવ કે દેવીના અનેક પ્રકારના ચમત્કાર કે પરચા કે દિવ્ય ચક્ષુ કે એવી એવી અનેક અગમ્ય અને અગોચર વળગાળ અને ડાકણી શાકનીની માન્યતાઓ ધરાવે છે. જેનો સમાવેશ આ વૃત્તિના અતિયોગ કે મિથ્યાયોગમાં થઈ શકે છે.

વર્તમાનકાળનો મહાન મસ્તિષ્ક શાસ્ત્રી મી૦ ઓ. એસ. ફાઉલર પણ પોતાના ફ્રેનોલોજીના ગ્રન્થમાં આ શકિતના અતિ વિસ્તૃત કાર્યના અનેક દ્રષ્ટાન્તો આપી જણાવે છે કે "મનુષ્યની અંદર આવી કોઇ વિચિત્ર શકિત જરૂર છે. અને તેના અવયવનો તથા કાર્યનો પણ યથાર્થ નિર્ણય થઇ શકે તેમ છે.' ટુંકમાં ઉપરોકત માન્યતાઓને ઘણે અંશે પુષ્ટિ આપેછે. અને કહે છે કેઃ-"This faculty exists. Phrenology sets this point at rest by physical demonstration. It thus constitutes a part of every well developed head, & philosophical mind and its absence is a great deficit. Without this faculty we could form no more idea of God as a spirit of an immaterial embodied spirit or the immortality of the soul or of any thing not material, than the blind of colors." But man

has these ideas and feelings and they are as well defined and distinct as any of her other sentiments."

ભાવાર્થ–આ શકિત અને તેનું અલગ અવયવ મસ્તિષ્કમાં વિદ્યમાન છે, અને મસ્તિષ્ક શાસ્ત્રાનુસાર તેના બાહ્ય પુરાવાઓ આપી સુનિશ્ચિત કરવામાં આવેલ છે. સર્વાંશે સમ્પૂર્ણ ખીલેલા અને તત્ત્વજ્ઞાની મનુષ્યના માસ્તષ્કમાં આ અવયવ ખાસ વધેલું હોય છે. જ્યારે તેની ન્યૂનતા કે અભાવ એ મોટી ખામી છે. આ શકિતના અભાવમાં મનુષ્યને ઇશ્વર કે વિશ્વાત્મા પ્રભુના કે જીવાત્માનાં અપ્રાકૃતિક અને શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધાદિ ગુણ રહિત અનાદિ અનન્ત અજર અમર અને વાણી તથા ઇન્દ્રિયગણુથી પણ અગમ્ય કે અગોચર ગણાતા સ્વરૂપનું કે અન્ય અપ્રાકૃતિક પદાર્થોનું પણ જ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવજ નથી. દિક્ અર્થાત્ દિશા કાળ, અર્થાત અનાદિ અને અનન્ત સમય, અનન્ત આકાશ અને આત્મા પરમાત્માના ઉપર જણાવેલા ગુણો અને સ્થિતિએ સંબંધી સામાન્ય ખ્યાલ આપવાનું સાધન આ શકિતજ છે. આ ઉપરાંત ઉપરોકત પદાર્થોની માફક જે કંઇ આશ્ચર્યોત્પાદક કે વિસ્મય કરનાર વિશ્વના પદાર્થો વૃત્તાન્તો કે બનાવો હોય તો તેનું પણ ગ્રહણ આ શકિતદ્વારાજ થાય છે. દૃષ્ટાન્ત તરીકે વિશ્વના અનન્ત ગોળાઓની અદ્‌ભુત અગમ્ય અને અદૃશ્ય ગતિ, સૂર્યનું અવિદિત સ્વરૂપ, સૃષ્ટિ રચનાનું પૂર્વ સ્વરૂપ, અને રચનાની શરૂઆત તથા પ્રલય આદિની હાલત વિગેરેની યથાર્થ કલ્પના પ્રત્યક્ષ જ્ઞાનના અભાવમાં પણ કરવી કે આબેહુબ વર્ણન આપવું, એ આ શકિતનું કાર્ય હોય, એમ અમને જણાય છે. અપ્રાકૃતિક અર્થાત્ પ્રાકૃતિક અવયવોથી જે કંઇ અગોચર અને અગમ્ય હોય, તેનું આધ્યાત્મિક દૃષ્ટિથી જ્ઞાન પ્રાપ્ત કરાવવું, એ આ શકિતનું મુખ્ય કાય છે.

## મહાન ખગોળ શાસ્ત્રીઓ અને આધ્યાત્મશાસ્ત્રવેત્તાઓનાં મસ્તિષ્ક હમેશાં આ સ્થાનમાં ભરપૂર હોય છે.

વિવેચન—જેઓમાં આ શકિત-પ્રપૂર્ણ પ્રમાણમાં હોય છે, તેઓ આ વૃત્તિદ્વારા અધ્યાત્મિક વિષયનું સત્યાસત્ય તરતજ જાણી શકે છે. આત્માન્તર્ગત સત્ય અને યથાર્થ હોય તે જલદી સમજી લે છે. સત્યનો પ્રકાશ મેળવવા અને તે પર મનન કરવાનું હમેશાં પસંદ કરે છે. સ્થૂલ ઇન્દ્રિયોના સાધન વિના પણ કેટલીક બાબતો જાણી શકે છે. ન્યુટન, કોપરનીકસ, કપિલ, લાપલાશ અને ટોલેમીની માફક, અધ્યાત્મિક વિષયોમાં પ્રીતિ રાખનાર અને અધ્યાત્મયોગાભિરત હોય છે. આવા પુરૂષો પ્રજ્ઞાચક્ષુ કહેવાય છે. ભકિત ભાવના પ્રાબલ્યથી હમેશાં શાન્ત વિરકત અને પરમાનન્દયુકત થઇ રહે છે. આવા પુરુષો આત્મનિષ્ઠ બ્રહ્મનિષ્ઠ કે તત્વનિષ્ઠ કહેવાય છે. તર્કશકિતના પ્રાબલ્યથી સત્યને એકદમ પ્રેરણાથી ગ્રહણ કરી લે છે જે

પાછળથી તત્વજ્ઞાનની કસોટીમાંથી યથાર્થ રીતે પ્રસાર થઇ શકે છે અને સાથે સાથે જો તુલનાશકિતનું પ્રાબલ્ય હોય તો અધ્યાત્મિક વિષયોને સમજવામાં અતિ તીવ્ર બુદ્ધિ કે સુક્ષ્મબુધ્ધિયુકત હોય છે. આધ્યાત્મિક વિષયના સત્ય સિધ્ધાન્તોને યથાવત્ સમજી શકે છે. આવા પુરૂષોની પ્રજ્ઞા ઋતંભરાપ્રજ્ઞા કહેવાય છે. આવા પુરૂષો આત્મા પરમાત્મા અને તેના સ્વરૂપને તથા આ જન્મ અને પરજન્મ અથવા પુર્નજન્મને અને અનંત જીવનને માનવાવાળા હોય છે.

પૂર્ણ— જેઓમાં પૂર્ણ પ્રમાણુમાં આ શકિત હોય છે તેઓ ઉચ્ચ પ્રકારનાં પવિત્ર આધ્યાત્મિક જીવન યુક્ત હોય છે અને ઘણીવાર પ્રેરણાથી પ્રેરાય છે અને જો તે સુચના પ્રમાણેજ વર્તે તો જીવન સુખરૂપ અને વિજયવંત નિવડે છે. આવા પુરૂષો (Conscience) પોતાના અંતર્ આત્માને જે પ્રિય થાય અને સત્ય લાગે તદનુકુલજ હમેશાં વર્તે છે. દુનિયાના પ્રાકૃતિક વિષયોમાં રત ન થતાં આવા પુરુષોની વૃત્તિ આધ્યાત્મિક વિષયો તરફ સ્વાભાવિક રીતેજ લાગેલી રહેછે. જેઓમાં આ શકિત સાધારણ પ્રમાણુમાં હોય છે, તેઓમાં અધ્યાત્મરતિ અથવા પ્રજ્ઞાચક્ષુથી જોવાની શકિત સામાન્ય રીતે હોય છે. અને હમેશાં તે સ્પષ્ટ ન થવાથી તદનુકુલ વર્તન રાખી શકતા નથી. પણ જો તે પ્રમાણે વર્તવાનો અભ્યાસ કરે તો બનતાં સુધી શુભ પરિણામજ હમેશાં આવે છે. પણ આવા આન્તરીય સત્યપર એકદમ વિશ્વાસ કરવાની કે મુકવાનીઆવા પુરૂષોમાં શ્રધ્ધા ઓછી હોય છે, અને તેથી જ્યાં સુધી તેવા વિષયોને માનતા કે સ્વિકારતા નથી ત્યાં સુધી અધ્યાત્મિક સત્ય સિધ્ધાન્તો ઉપર બહુ વિશ્વાસ નથો રાખતા. તર્ક શકિતની અધિકતાથી આવા લોકો હમેશાં પ્રત્યેક બાબતમાં પૂરાવો માંગે છે. કોઇના કથન માત્રથીજ કોઇ બાબત સ્વીકારી લેતા નથી

ન્યૂન—જેઓમાં અધ્યાત્મરતિ ન્યૂન પ્રમાણુમાં હોય છે તેઓ અધ્યાત્મિક વિષયોનુ સત્ય બહુજ મંદ પણે સ્વિકારે છે. શ્રદ્ધા કે વિશ્વાસપર ભરોસો રાખતા નથી. માનવાં પહેલા પ્રમાણુથી બરાબર ચોકસ કરે છે. અલૌકિક કે દેવતાઇ આશ્ચર્યમય બાબતોમાં શંકાશીલ હોય છે. અગમનીગમમાં માનતા નથી. અને લગભગ શ્રધ્ધાહિન હોય છે. આશ્ચર્યપ્રયતા કે વિશ્વાસ પણુ ઓછો હોય છે. પ્રત્યક્ષપરાયણુ વૃત્તિવાળા થઈ રહે છે. જે કંઇ પદાર્થ વિજ્ઞાનથી સિધ્ધ થાય તેનેજ હાલના સાઇન્ટીસ્ટો માફક માનવાવાળા હોય છે. ટેલીપથી પ્રાણુવીનીમય કે હીપ્નોટીઝમ આદિમાં માનવાવાળા હોતા નથી. આત્મા પરમાત્માની દિવ્ય વિભુતિયો ને નહિ માનનાર નિવડે છે. અધ્યાત્મ શકિતયોના જ્ઞાનમાં તદન અશ્રધ્ધાળુ હોય છે. આ પ્રજ્ઞાચક્ષુ કે અધ્યાત્મજ્ઞાનની શકિતદ્વારા મનુષ્ય ગાઢ અન્ધકારયુક્ત પ્રદેશને પણુ તોડીને જ્ઞાનયુક્ત પ્રકાશ પાડી શકે છે. તથા સૂર્યના પ્રકાશથી પણુ જે સિધ્ધાન્તો યથાવત્ પ્રકાશીત નથી થઇ શકતા, તેવા સિદ્ધાન્તોને સમજી શકે છે અને સ્પષ્ટ કરી શકે છે. અદૃષ્ય પદાર્થો કે બનાવોને પણુ કલ્પનાના અદ્ભુત સામથ્યદ્વારા પ્રત્યક્ષ કરી શકે છે. વળી અનન્ત વિશ્વની અંદર સર્વત્ર પ્રસરી રહેલ જ્ઞાનના અપાર મહાસાગરમાંથી અમુલ્ય સત્ય સિદ્ધાન્તરૂપી અસખ્ય રત્નો પ્રાપ્ત કરી શકે

છે. તેમાં દેશ કાલ કે વસ્તુનો પણ બાધ આવતો નથી. સમય પોતાનું મૌન તોડી સત્ય હકીકત બહાર પાડે તે પહેલાં ભાવિની ચાવી તેઓના મનમાં આવીજ રહે છે. દુનીયાની પ્રલય વખતે કેવી દશા હશે? અથવા થવી જોઇએ? સૃષ્ટિ ઉત્પત્તિ કેમ અને કેવી રીતે થઇ હશે? વિશ્વના સમગ્ર ગોળાઓ કયા સિધ્ધાન્તથી રચાયા હશે? તેઓ કયા નિયમથી ફરે છે? મનુષ્ય ભુમપર કેવી રીતે આવ્યો? વૃક્ષ વનસ્પતિ પુષ્પ છોડ ફળ વિગેરેના મુળ બીજો કોણે રચ્યાં હશે? આકાશના સૂર્ય ચંદ્ર આદિ ગોળાઓ કયા નિયમથી અને કેવીરીતે ફરતા હશે? ઈત્યાદિ મહાન અને અગમ્ય તથા અગોચર વિષયોનો માત્ર દાર્શનિક શક્તિથીજ સહજસાજ નિર્ણય કરી શકે છે. આવું સર્વોત્તકૃષ્ટ કાર્ય આ પ્રજ્ઞાચક્ષુ કે અધ્યાત્મજ્ઞાનની વૃત્તિદ્વારા થાય છે. એટલુંજ નહિ પણ પરમાત્માનો પણ વિશ્વના એક મહાન્ આત્મા તરીકે સ્વિકાર કરી તે પ્રમાણે શ્રદ્ધા અને ભક્તિથી માને છે તથા પૂજે છે. આટલા માટે આ શક્તિને કેળવવાની અત્યન્ત જરૂર છે આ વૃત્તિદ્વારા મનુષ્યનો આત્મા એટલો બધો પાવન અને વિશુદ્ધ થઈ જાય છે કે દુનીયાદારીના સમગ્ર ધાર્મિક અને નૈતિક બંધનો કે કર્તવ્યોમાં તે અદ્દભુત આનંદ મેળવે છે. આવા પુરૂષો પરમાત્મા અને આત્માનો ઐકયભાવ અનુભવે છે. ઘરસંસારના સંબંધોને પણ ઇશ્વરી માની આનંદ ઉત્સાહ અને આત્મસંતોષથી અનેક પ્રકારના ગૃહ્યસુખોને પણ અનુભવે છે. ખાસ કરી નૈતિક અને ધાર્મિક વિષયોમાં તો એટલો અનુપમ આનંદ લે છે કે તેનું શબ્દોથી ભાગ્યેજ વર્ણન થઇ શકે છે. માત્ર અનુભવ દ્વારાજ એ આનંદનો અમૃતરસાસ્વાદ લઇ શકાય છે. પણ આવા અમૃતરસનું પાન કરવાનું સદ્દભાગ્ય, કોઇ ભાગ્યશાળીનેજ થાય છે. કારણ મનુષ્યસમાજ વિશુદ્ધ નીતિ અને ધર્મસંબંધી વિચારોનાં વર્તનમાં હજી ઘણોજ પછાત અને અપૂર્ણ તથા અધમ દશામાં છે. પણ એટલું તો નક્કી છે કે આવૃત્તિદ્વારા મનુષ્ય પોતાના આત્માના અન્તરાત્મા પરમાત્મા સાથે ઐકય થઇ પરમાત્મામાં લીન થઈ રાજયોગની સમાધિદ્વારા અપહતપાપ્મા બની, અતિ ઉત્કૃષ્ટ અને અનુપમ પ્રકારનો પરમાનંદ ગ્રહણ કરે છે. જેઓ આવૃત્તિના કાર્યના ઉપભોક્તા છે તેઓ ખરેખર સ્વર્ગસુખ અને મોક્ષધામનો અનુભવ પોતાની આત્માન્તર્ગત આ વૃત્તિદ્વારા અનુભવે છે. પ્રોફેસર ફાઉલર કહે છે કે "All this and much more; is not imagnative rhapsody but sober, philosophical deduction on the one hand, and experimental reality on the other. This sublime truth will not be appreciated by the many because of the low state of this faculty, yet spiritually-minded few will feel the sacred response in their own souls; and all who will inquire at the shrine of their inner man will experience enough to confirm the witness"

અર્થાત્—આ બધું કલ્પિત કે મનઘડત નથી પણ બહુજ ગંભીર અને તત્ત્વજ્ઞાનની દૃષ્ટિથી તારવી કાઢેલ અને અનુભવ ગમ્ય સત્ય છે. આ સત્ય સિદ્ધાંતને સ્વીકાર કરવા બહુજ ઓછાઓ સમર્થ છે. કારણ આ શકિતનું અવયવ બહુજ સામાન્ય

રીતે અને જુજ સંખ્યામાં ખીલેલું જોવામાં આવે છે. પણ અધ્યાત્મરતિશરી અધ્યાત્મજ્ઞાનના ભોગી, પ્રજ્ઞાચક્ષુ, સૌભાગ્યશાળી, પુરુષોની સ્વલ્પ સંખ્યામાંજ આવા પરમ પાવન અને વિશુદ્ધ સત્યને પોતાના અંતર્ આત્માથી જાતે અનુભવવા ભાગ્યશાળી બને છે. અને જેઓ પોતાના અંતર્ આત્માને સાક્ષી રાખી આ વિષયની તપાસ કરશે તેઓનું હૃદય આ બાબતની સાક્ષી પુરશે." આથી આગળ જતાં તે જણાવે છે કે "Bear in mind that all this is but rigid scientific deduction from the normal function of Spirituality which no previous phrenological author seems to have appreciated."

વળી અન્ય રીતે તપાસ કરતાં જણાય છે કે મનુષ્ય જ્યારે પોતાની સ્વાભાવિક શાંત પવિત્ર અને નિર્મળ તથા ધાર્મિક અને નૈતિક વિશુદ્ધ હાલતમાં હોય છે ત્યારે પોતાની વૃત્તિઓ કે શકિતઓના કાર્યથી જે વિશુદ્ધ આનંદ, અનુપમ સુખ અને શાંતિ તથા આત્મસંતોષ મેળવે છે તેનો થોડે ઘણે અંશે સર્વ કોઇને અનુભવ છે. અને જ્યારે મનુષ્ય પોતાની પશુ વૃત્તિઓ કે ઇન્દ્રિયગણની પ્રબળતાને લીધે તેની અધમ અને હલકા પ્રકારની સ્વાર્થિ વૃત્તિઓ કે શકિતઓને આધીન થઇ ધર્મ કે નીતિ તેમજ માનસિક પવિત્રતા કે વિશુદ્ધિનો કાંઇ પણ વિચાર કર્યા વગર કોઇ પણ કાર્ય કરવા પ્રવર્તે છે ત્યારે અંતરાત્માનો આનંદ તેની તુચ્છ ભયયુકત અને શરમ ભરેલી વર્તણુંકથી કેટલોબધો ઘટિ જાય છે! આ પણ સામાન્ય રીતે સવલોકનાં પ્રતિદિનના અનુભવનીજ વાત છે. આજ પ્રમાણે વિશુધ્ધહાર્દિક અને આધ્યાત્મિક પ્રેમ અને સ્વાર્થિ શારિરિક અને પશુવતપ્રેમનાં આનંદમાં પણ કેટલો તફાવત છે, તે સમજુ અને સુજ્ઞ વાંચકો સહજ સમજી શકે તેવું છે.

યશ અને કીર્તિની હલકા પ્રકારની અભિલાષા કે આકાંક્ષાને તૃપ્ત કરવાની ઇચ્છાથી હાહા અને હુરે હુરેના પુકારોદ્વારા મળતો ક્ષણીક આનંદ અને મી. દાદાભાઈ નવરોદજી અને મહાશય મોહનદાશ કમચંદ ગાંધીને નિષ્કામ કર્મ અને સેવાના બદલામાં મળતું મહા સુખ શાન્તિ અને પરમાનંદને સરખાવો. કેટલું અંતરછે! આ બન્નેનું કારણ તપાસો. સ્વાર્થવૃત્તિ અને પશુવૃત્તિઓનાં કાર્યથી મળતો આનંદ અને આધ્યાત્મિક શકિતઓના કે વૃત્તિઓના કાર્યથી મળતા આનંદમાં જમીન અને આશ્માનનો ફરક છે. આકાશ અને પાતાળને જેટલું અન્તર છે, ક્ષુદ્ર જડપદાર્થ અને પરમાત્મામાં જે અન્તર્ છે, એક મહા નિર્બુધ્ધ કે ગાંડા માણસમાં અને એક મહાન મહાત્મા પુરુષના હૃદયમાં જેટલો ફરક છે, તેટલુંજ નહિ પણ તેથી પણ વિશેષ અન્તર આધ્યાત્મિક અને અન્ય શકિતઓના આનદ વચ્ચે છે. ખુલ્લી આંખે સાધારણ રીતે જોવાથી પણ આંખને તો સામાન્યરીતે તૃપ્તિ થાય છે. પણ તેજ પદાર્થોને જ્યારે બુધ્ધિપૂર્વક અને નૈતિક દૃષ્ટિથી અથવા ધર્મવૃત્તિથી જોવામાં આવે છે. ત્યારે તેવા દર્શનની અંદર કોઈ અલૌકિક પ્રકારનોજ આનંદ આવે છે. ચોરી ચપાટી કરી કાયદાની કલમો હાથમાં ધરી અનેક રીતે જુઠું સાચું બોલવાની યુકિત પ્રયુકિતઓ રચી ઇશ્વરદત્ત બુધ્ધિ ચાતુર્યનો ઉપયોગ કરીને પણ કેટલાંક કોર્ટપાર્ટલુન

ધારીઓ પોતાના ખીસાં ભરવામાં આનંદ માને છે. પણ તેજ બુધ્ધિશકિતઓનો ઉપયોગ વિશ્વના મહાન ગોળાઓની રચના, ગતિ અને નિયમને નીરખવામાં તેમજ સૃષ્ટિના પદાર્થોનું અવલોકન કરી તેની રચના અને ખુબીઓ સમજી જીવ ઇશ્વર અને પ્રકૃતિના નિયમોને યથાવત અનુભવવામાં જ્યારે યોગ્ય રીતે થાય છે તે વખતના આનંદ સાથે શું કદાપી પણ તેની સરખામણી થઈ શકશે ખરી કે? ટુંકમાં મનુષ્યની અંદરની સંપૂર્ણ શકિતઓ જ્યારે મનુષ્યની સર્વોત્કૃષ્ટ અને સર્વોત્તમ ધાર્મિક નૈતિક કે આધ્યાત્મિક શકિતઓને વશવર્તિ કાર્ય કરે છે, તેને અનુકુળ રહી પ્રવર્તે છે, ત્યારે પ્રત્યેક મનુષ્ય એક ઉત્કૃષ્ટ પ્રકારનો વિશુધ્ધ આનંદ અને સુખ અનુભવે છે. જે તેજ શકિતના એકલા કાર્યથી કદીપણ અનુભવી શકાતો નથી. આ બધું વિવેચન એજ દર્શાવે છે કે આધ્યાત્મિક શકિતઓની સહાય તથા અનુવર્તનથી મનુષ્ય અનેક પ્રકારના ઉત્તમ સુખો, માનસિક તેમજ શારિરીક સુખો, સહસ્ર પ્રકારે અનુભવે છે. એટલા માટે આ આધ્યાત્મિક શકિતના કાર્યને હમેશાં કેળવવાની અને તેના કાર્યને પ્રમુખ કે નેતૃત્વનું સ્થાન આપી મનુષ્યે વર્તતાં શિખવાની ખાસ જરૂર છે. કારણ મનુષ્ય તરીકેની આપણી સર્વોત્કૃષ્ટ હાલત સ્થીતિ અને દરજ્જાનું આપણને યથાવત્ જ્ઞાન અને યથાવત્ માન હોવું જોઇએ. સમગ્ર જીવનના મુખ્ય ઉદ્દેશરૂપ યથાર્થ સુખ તથા પરમાનન્દ ત્યારેજ યથાવત્ મળી શકે છે.

ખીલવણી—ઉપર જણાવેલ આધ્યાત્મિક સુખ પરમાનન્દ અને સમ્પૂર્ણ સુખ જેઓને અનુભવવાની પવિત્ર ઈચ્છા હોય તેવા પ્રત્યેક પુરૂષે આ આધ્યાત્મયોગને શરૂ કરવાની પરમપવિત્ર ફરજ સમજવી જોઇએ. આ શકિતને ખીલવવાના યથાર્થ પ્રયત્નનું નામજ યોગાભ્યાસ કે યોગ છે. "योगश्चित्तवृत्तिनिरोध" ચિત્તવૃત્તિના નિરોધનું નામ યોગ છે એમ જે કહ્યું છે તે યથાર્થ છે. કારણ કે જ્યારે મનુષ્ય દુનીયાદારીના ક્ષણીક સુખોપભોગની લાલસા મુકી યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર તથા ધારણા ધ્યાન અને સમાધિ આદિ સાધનો યથાવત્ સિધ્ધ ત્યારેજ કરી શકે છે, કે જ્યારે દુનીયાના વિષયભોગ સ્વાર્થ અને પશુવત વર્તનયુકત મનોભાવોને દબાવી ચિત્તને યથાવત્ સ્થિર કરી, ધ્યાનયોગ કે અધ્યાત્મયોગમાં સ્થિર કરે. ભગવાન પતંજલીએ યોગદર્શનની રચના અને ઉત્પત્તિ આટલાજ માટે કરેલી છે. આ અધ્યાત્મયોગની દશાને પ્રાપ્ત કરવા સારૂં પ્રથમ ક્રિયાયોગના જે નિયમો કે ઉપદેશો દર્શાવેલા છે તેપર વાચકવર્ગનું અમે ધ્યાન ખેંચવાની અત્રે ખાસ જરૂર જોઇએ છીએ. કારણ તેની અંદર આ વિષયની સમ્પૂર્ણ ખીલવણી કરવાના ઉપાયોનો લગભગ બહુજ સારી રીતે સમાવેશ કરવામાં આવેલ છે.

## ક્રિયાયોગનાં સામાન્ય સૂત્રો.

૧ આત્મા અને પરમાત્માનો ખરેખરો આત્મિક સંબંધ શરૂ કરતાં શીખો.
૨ અમુક વખતે કે ફુરસદ મળે ત્યારે નહિં પણ પ્રતિદીન નિયમિત રીતે અને વારંવાર એવો અભ્યાસ પાડો.

૩ અભ્યાસ અને વૈરાગ્યથી ચિત્તની અસ્થિર વૃત્તિઓનો નિરોધ કરો.

૪ ઇશ્વરની અંદર પૂર્ણ શ્રદ્ધા દઢભક્તિ અને પરમપ્રેમ રાખો.

૫ મન વાણી અને ક્રિયામાં એકયતા અને વિશુદ્ધિ રાખી વર્તો.

૬ પ્રાણીમાત્ર સાથે પ્રેમપૂર્વક વર્તો.

૭ યમ નિયમ આસન અને પ્રાણાયામ આદિ અષ્ટાંગ યોગના અભ્યાસ પાછળ પુરતો સમય આપો.

૮ દુનીયાની રાગદ્વેષયુકત વૃત્તિઓનો નિરોધ કરો.

૯ ચિત્તના વિક્ષેપોને કરનાર કારણોને દુર કરો. અને એટલા માટે અધ્યાત્મ શાસ્ત્રોનું અધ્યન અને અવલોકન તથા સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરો.

૧૦ પ્રાણાયામ આદિથી પણ ચિત્તની સ્થિરતા અને પ્રસાદ પ્રાપ્ત કરો.

૧૧ અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ છે તેનાં લક્ષણ અને ફાયદાઓનો અભ્યાસ કરી તે પ્રમાણે વર્તો.

૧૨ શૌચ સન્તોષ તપ સ્વાધ્યાય અને ઇશ્વરપ્રણિધાન એ પાંચ નિયમો છે. તેનો યથાર્થ મતલબ અને લક્ષણ તથા ફાયદા સમજી તે પ્રમાણે વર્તો.

૧૩ આહાર વિહાર અને નિદ્રાઆદિ કાર્યોમાં મિતાહાર વિહારવાન થાઓ.

૧૪ ઇશ્વર સ્તુતિ પ્રાર્થનોપાસના રૂપમહાન કાર્યોમાં પરમ પ્રીતિ અને ભકિતભાવથી હમેશાં જોડાઓ.

૧૫ ટુંકમાં યોગી તરીકેની પ્રત્યેક દશાનો અનુભવ જાતે લઇ અધ્યાત્મ જ્ઞાનમાં સંલગ્ન થઇ પરમાત્માએ અર્પણ કરેલી સંપૂર્ણ શકિતઓના કાર્યને યથા શકય શુભ કર્મમાં સંપૂર્ણ રીતે પ્રવૃત કરી આત્મોન્નતિ પ્રાપ્ત કરો તથા અન્ય આત્માઓને પણ તે રસ્તો બતાવી અમૃત સુખના ભાગી બનાવો.

समाधि निर्धूतमलस्य चेतसो
निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं तदागिरा
स्वयं तदन्तःकरणेन गृह्यते ॥
यस्मिन्न द्यौः पृथिवयान्तरिक्ष मोतं
मनः सहप्राणैश्च सर्वैः ।
तमेवैकं जानथ आत्मानं
अन्यावाचो विमुञ्चथ अमृतस्यैष सेतुः ॥

સમાધીયોગદ્વારા જેના મનના મેલ તદન ધોવાઈ ગયેલાં છે, એવા પુરૂષને પોતાના આત્માના અંતરાત્માની અંદર લીન થવામાં જે અનુપમ આનંદ મળે છે તનું વાણીથી કદી પણ વર્ણન થઈ શકતું નથી. કિંતુ જીવાત્મા તે આનંદનો અનુભવ તો પોતાના અંતરાત્માથીજ કરે છે. એ માટેટલાજે પરમાત્મા કે વિશ્વના પરમ

આત્માની અંદર પ્રકાશિત સૂર્યાદિલોક અંતરિક્ષ અને પૃથ્વીઆદિ લોક તથા સંપૂર્ણ પ્રાણ અને ઇંદ્રિયો સહિત મન આદિ વિશ્વના સમગ્ર પદાર્થો ઓત પ્રોત થઇ રહયા છે, તેજ એક વિશ્વાત્માને જાણવા પ્રયત્ન કર. બીજી બધી વાતોને છોડીદે. કારણ તેજ એક અમૃતનો નીધિ છે.

૧૪ દુનીયાદારીના દ્વાર બંધ કરો અને અધ્યાત્મયોગ પાછળ લાગો.

૧૫ અનન્ત આકાશનાં અસંખ્યગોળાઓ પ્રતિ ધ્યાન આપો અને તેની અંદર રહેલી પરમાત્માની મહાન શકિત ગતિ અને જ્ઞાનરૂપ વિભુતિના સાક્ષાત્કારથી અને પ્રભુના પાવન પ્યારથી તમારા આત્માને પૂર્ણ કરો.

૧૬ વિશ્વના સમગ્ર પ્રદેશોમાં તેની વ્યાપક સત્તાને મનન અને નિદિધ્યાસનદ્વારા સાક્ષાત્કાર કરો.

૧૭ પરમાત્માના અતિ વિશુધ્ધ નિર્મળ અને પાવન સ્વરૂપનું વારંવાર ધ્યાન ધરી તેના અપાર ગુણગણની સ્તુતિ પ્રાર્થના અને ચિન્તન કરી તદાજ્ઞાવિરૂધ્ધ વર્તનને એકદમ ત્યજી દઇ પરમપવિત્ર અને નિર્મળ ભાવોનું તથા ઉત્કૃષ્ટ નીતિ નિયમોનું સેવન કરવાનું શરુ કરો.

૧૯ હમેશાં શ્રધ્ધા, વિર્ય, સ્મૃતિ, અને સમાધિ, તથા પ્રજ્ઞા એ પાંચ લક્ષણો અધ્યાત્મજ્ઞાનના જીજ્ઞાસુઓમાં ખાસ હોવાની આવશ્યકતા છે. એટલા માટે એ પાંચને યથાવત ધારણ કરો. અંધારા ઓરડામાં કે ગુફામાં બેશી રહેવાની જરૂર નથી. કુદરતી પ્રકાશ અધ્યાત્મરતિને ખીલવવામાં અનેક રીતે સહાયભુત થાય છે, માટે તેનું સેવન કરો.

૨૦ ઇશ્વરના મહાન અદભુત કાર્યોનું કુદરતની મહાન વિસ્તૃત લીલામાં સર્વત્ર નિરીક્ષણ કરો.

૨૧ ચકચકિત શોનેરી રંગના અસંખ્ય તારાઓથી ભરપુર આકાશનો અનન્ત પ્રદેશ, અનેક પ્રકારના અન્નાદિ પદાર્થોથી ભરપુર થઇ રહેલ ભુમી પ્રદેશના અતિ વિશાળ ક્ષેત્રો, ગંભીર, અને ગાઢ જંગલો, અનેક મધુમય શીતળ મંદ સુગંધી પુષ્પલતાનાં પવિત્ર અને નિર્મળ પરિમલથી છવાઇ રહેલા પ્રદેશો ગીરી પર્વત અને ડુંગરોમાંથી ઝરતા નિર્મળ પ્રવાહો, નગર વનવાટીકા અને સમુદ્રના અનેક રમ્ય વિભાગો, અનેક પ્રકારના રંગ બેરંગી તથા સોનેરી અને રુપેરી દૃષ્યોથી વિભુષિત થયેલ બન્ને સંધ્યા સમયના દૃષ્યો અને તત્સમયે પ્રવર્તિ રહેલ હંસ, મોર, મેના અને કોયલ તથા કોકીલા આદિ અનેક પક્ષી ગણના મધુર ગીતો વિગેરેના સમગ્ર કુદરતી દેખાવો વિગેરે અધ્યાત્મજ્ઞાનની દૃષ્ટિથી અને પૂર્ણ પ્રેમ અને ભકિતભાવ યુકત હૃદયથી ઇશ્વરી આ સમગ્ર લીલાનું નિરીક્ષણ કરનાર પુરુષના હૃદયમાં ખરેખર મહાન વિશુધ્ધ અને નિર્મળ ભાવો અને જાદુઇ અસરો પ્રેરવા સર્વ રીતે શકિતમાન છે. મનુ-

ષ્યની અન્તર્ગત અધ્યાત્મિક શક્તિઓને શુભ રીતે ખીલવી તેનો સ્વાભાવિક રસ્તો અને શિક્ષણ કુદરતની બહુજ સ્વાભાવિક પણ પ્રબળ ભાષામાં આપે છે. પ્રિયમિત્ર ! તેનાથી પણ કંઇ શિક્ષણ મેળવી તારા ચેતન આત્માને ઉન્નત ઉત્કૃષ્ટ અને અધ્યાત્મયોગાભિગામી બનાવ.

૨૨ મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, મેગ્નેટીક હીલીંગ અને અન્ય તેવા યોગો સંબંધી અભ્યાસ કરી આત્મિક શકિતઓને અનેકધા વધારવા, શ્રધ્ધા અને વીર્ય પૂર્વક પ્રયત્ન કરો. કારણ તે દ્વારા મનુષ્યની શકિતઓ અનેક ગુણ વધી શકેછે ઉપરોકત વિદ્યાઓદ્વારા અધ્યાત્મ બલના આશ્ચર્યકારક અનેક પ્રયોગો કરી શકાય છે. એટલુંજ નહિ પણ મનુષ્યની આધ્યાત્મિક શકિતઓને પણ અનેક રીતે વધારી શકાય છે. અને તેનો લાભ જાતે તેમજ દુનીયાને આપી શકાય છે.



# નં. ૨૦ આશા. (Hope)

## વ્યાખ્યા, સ્થાન, શોધ, ઉપયોગ અને વિવેચન વિગેરે.

"કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે !"

આશા—ભાવિ શુભની અભિલાષા, ઉલ્લાસ, ઉત્સાહ, હૃદયના અભિલાષ, આશાના મહેલ બાંધવા, વસ્તુ સ્થિતિની ભલી બાજુજ જોવી, સટો કરવો, ભાવિને બહુજ મહત્વ આપવું ઈત્યાદિ ભાવો આ આશા વૃત્તિનાંજ ભિન્ન ભિન્ન સ્વરુપો છે. તેના અતિયોગ કે મિથ્યાયોગથી વગર વિચાર્યે હવાઈકિલ્લા અને આશાના મહેલ સ્ચવામાં આવે છે. હીનયોગ થવાથી નિરાશા, નિરૂત્સાહ, ઔદાસ્ય અને બેદીલી કે વૈરાગ્ય અથવા વિરકત વૃત્તિને જન્મ મળે છે.

સ્થાન—આ આશા વૃત્તિનું અવયવ આત્મનિષ્ઠાના અવયવના અગ્રભાગમાં તથા અધ્યાત્મરતિના સ્થાનની પાછળના ભાગમાં તથા સૌન્દર્ય અને દ્રઢતા તથા પૂજ્યવૃત્તિના સ્થાનની વચમાં આવેલું છે. આ અવયવના મુખ્ય બે વિભાગ કરવામાં આવેલ છે, જેમાંનો પ્રથમ ઉપરનો વિભાગ આધ્યાત્મિક અને નિત્ય અમર અને પારલૌકિક સુખની, શાશ્વત મુકિતસુખની આશા સંબંધી કાર્ય કરે છે. જ્યારે નીચેનો વિભાગ અશાશ્વત અનિત્ય અને આ લોકના અસ્થિર સુખ સંબંધી આશાઓ ધારણ કરે છે, આત્મનિષ્ઠાના સ્થાન પાસેજ આ અવયવની પરિસ્થિતી કંઇ વિશેષ હેતુ પુર્વક કરવામાં આવેલ જણાય છે. અને તે જણાવે છે કે મનુષ્યને તેની આશા અને કર્માનુરૂપ ફળો અવશ્ય મળે છે.

" મનુષ્યની પ્રત્યેક અવસ્થાને સુખી બનાવવા માટે, આશા એ એક ઘણીજ અગત્યની વૃત્તિ છે. આને પરિણામે મનુષ્ય કેટલીકવાર પ્રત્યક્ષ વિજય કરતાં પણ વધારે સંતોષ પ્રાપ્ત કરે છે. જેઓ હમેશાં આશાના મહેલો બાંધતા રહે છે અથવા હવાઈ કિલ્લાઓ અથવા મનના ઘોડાઓ ઘડતા રહે છે તેઓમાં આ સ્થાન ખાસ વૃધ્ધિ પામેલું હોય છે. અન્ય વૃત્તિઓ કે શકિતઓની જે કંઇ અભિલાષા કે ઇચ્છા થાય તે પુર્ણજ થશે એમ આ વૃત્તિ, આશા અથવા વિશ્વાસ આપે છે. આ જીંદગી-સંબંધી નહિ પણ તેના દ્વારા મનુષ્ય, આ લોક અને પરલોક સંબંધી પણ આશાઓ બાંધવા સમર્થ થાય છે તથા આત્માનું અવિનાશિત્વ અને અમરત્વ સ્વિકારે છે. અતિ પ્રબળ પ્રમાણમાં આ વૃત્તિ ખીલેલી હોય ત્યારે અસંભવ, અસંખ્ય અને અનુચિત વિષયોની ઇચ્છા પણ પૂર્ણ થવાની સંભાવના કલ્પિ બેસે છે. પણ જ્યારે

આ વૃત્તિ છેક ન્યૂન પ્રમાણમાં હોય અને સાવચેતીનું અવયવ સારૂં ખીલેલું હોય ત્યારે તે મનને નિર્બળ અને નિરૂત્સાહિત બનાવે છે, તથા શોક દીલગીરી અને નિરાશાને જન્મ આપે છે." આમ. ડા. સ્પરઝીયમનું કહેવું છે.

ડા, જ્યોર્જ કોમ્બ કહે છે:—" Phrenology shows that man's ardent hope. and longing after immortality results from two Faculties. Love of life and Hope—Combe.

**ઉપયોગ**—જેમ યાદશકિતનો બધો સંબંધ લગભગ ભૂતકાળના બનાવો સાથે છે, તેજપ્રમાણે આશા વૃત્તિનો સંબંધ ખાસ કરી ભવિષ્ય કે ભાવી આશાઓ અને અભિલાષાઓની સાથેજ સ્વાભાવિક રીતે જોડાયેલો છે. ભવિષ્યની કોઈપણ જાતની આશાના અભાવમાં વર્તમાનકાળમાં અગાઉથી તૈયારીઓ કરવાનું કદીપણ બની શકેજ નહિ. આપણે હમેશાં ભવિષ્યને માટે આશાવન્ત હોઇએ છીએ. ઇશ્વર આરાધના પૂજા, વ્યાખ્યાન, સભા, ચુંટણી, ધંધારોજગાર, મુસાફરી, લગ્ન, ગર્ભાધાન, ખેતી તેમજ આંબા, લીંબુ, કેળાં, અને અનેક જાતના ફળફૂલના ઝાડ વૃક્ષ કે રોપાઓ તથા બીજો વાવવાનું કામ આપણે ભવિષ્ય ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ રાખીનેજ આરંભીએ છીએ. કારણ તે સર્વના વિપાકનો ભાવી સમય આવવાની આપણને ખાત્રી કે શ્રધ્ધા છે. જો ભવિષ્યમાં દાણાદુણીનો કે કર્મનો સારો પાક થવાની આપણને આશા રાખવાનું કારણુજ ન હોત કે ન હોય તો વર્તમાનકાળમાં વિસ્તૃતહાથે બીજારોપણ કરી અન્નાદિ બીજને ધુળમાં નાખી બેવકુફ કે મૂર્ખ કોણ બનત ! કોઈજ નહિં. પણ આપણે સર્વ પ્રત્યક્ષ જોઇએ છીએ કે મનુષ્યની આશા જેમ અધિક તેમ તે ભાવી આશાઓની પૂર્તિ માટે અનેક રીતે વધારે અને વધારે સારી તૈયારી કરી ખર્ચ કરી અગાઉથીજ બીજારોપણ આદિ કાર્ય કરી રાખે છે. આવી આશાના અભાવમાં માત્ર વર્તમાન અને દૃષ્ય સુખોને માટેજ પ્રવૃત્તિ કરી આપણે ભવિષ્યને માટે તદન નિશ્ચિંત નિર્ભીત અને નિરૂત્સાહી રહ્યા હોત અને એક આંગળી પણ ઉંચી કરી શકયા ન હોત. પણ આસપાસના સંજોગો અને સ્થીતિનો બારિક તપાસ કરતાં એ સ્પષ્ટ માલુમ પડે છે કે આપણે ભાવી સુખપ્રાપ્તિ માટે અનેક પ્રકારનાં ખર્ચાળ અને ભારી પ્રયત્નો નિરંતર કરી રહ્યા છીએ. ટુંકમાં આશાવૃત્તિના અભાવમાં રેલ, તાર, ટ્રામ, બલુન વિમાન સ્ટીમર આદિ પદાર્થો અને સાઇન્સ ઇત્યાદિની મહાન શોધો જેવું કંઇપણ મહત્વ પૂર્ણ કાર્ય થવાજ ન પામ્યું હોત, કે કોઇપણ જાતનો સુધારો વધારો મનુષ્ય જાતમાં થવા ન પામ્યો હોત. પણ ભાવીની પ્રબળ આશા એ ભવિષ્યની પ્રબળ આકાંક્ષાએ, મનુષ્યોને અનેક પ્રકારે અસંખ્ય સુખો આપવા માટે પ્રયત્નશીલ અને સુખી તથા આનંદયુકત બનાવ્યા છે.

ડા. સ્પરઝીયમ અને જ્યોર્જ કોમ્બ આ આશાવૃત્તિના અવયવને સમ્પૂર્ણરીતે સ્થાપિત અને સુસ્થીર થયેલ માને છે. જ્યારે ડા. ગોલે દીલગીરી તથા શોક અને નિરુત્સાહને આ શકિતની ખામીનું ચિન્હ ગણેલ છે. જ્યારે ડા. ઓ. એસ. ફાઉલર આ આશાવૃત્તિની ન્યુનતા કે ખામી તથા જ્ઞાનતન્તુઓની નિર્બળતાને

તેનું કારણ જણાવે છે અને તેજપ્રમાણે પ્રત્યેક શકિત કે વૃત્તિની ખામીને લીધે વિપરિત કે વિરૂધ ગુણો કે શકિત દૃષ્ય થાય છે એમ જણાવે છે. દાખલા તરીકે પ્યાર વૃત્તિની વિપરિત દશામાં કે પોષણના અભાવમાં ઝુરીઝુરીને મરવાનું વિયોગ જન્ય દુઃખ પેદા થાય છે અથવા વિરૂધ જાતિનો તદન તિરસ્કાર પેદા થાય છે. સાવચેતીના અભાવથી ભય, આત્મનિષ્ઠાના અભાવથી પસ્તાવો, અભિલાષ કે માનપાનની ઇચ્છાના અભાવથી નિર્માનિતા ક્ષુધાના અભાવથી ખોરાકપર અરુચિ, અને તેજપ્રમાણે આશાની ન્યૂનતાથી નિરાશા, આદિ વિપરિત ભાવો જન્મ પામે છે. આજપ્રમાણે અન્ય શક્તિઓનું પણ સમજવું.

વિવેચન—જેઓમાં આશાનું સ્થાન સારી રીતે પ્રપૂર્ણતયા ખીલેલું હોય છે તેઓ અનેક આશાઓથી પૂર્ણ હોય છે. આકાશમાં હવાઇ કીલ્લાઓ બાંધે છે. ભવિષ્યને માટે હમેશાં આશાવંત હોય છે. આગામી સુખોના સંકલ્પ માત્રમાં મોજ માણનારા અને ભાવી જીંદગીનાં રમણીય સુખસ્વપ્નાઓમાં આનંદ અનુભવે છે. કદી નિરાશ થતા નથી. અડચડો કે મુશીબતોનો વિચાર કર્યા વિના ભાવી શુભ પરિણામના મનસુબાઓને મહત્વ આપી પ્રવર્તે છે. ભવિષ્યમાં વધવાની આશાએ વર્તમાન દુઃખોની અવગણના કરે છે અને “ કંઈ લાખો નિરાશામાં અજબ આશા સમાઇ છે ” આવા હૃદયગત ભાવોથી પૂર્ણ હોય છે.

અસ્થિરતાની અધિકતાથી વારંવાર દુઃખો ભોગવે છે, સ્વભાવ બહુજ ચંચળ અને ચપળ હોવાને લીધે યોગ્યતા કરતાં પણ વધારે કામ ભરી રાખે છે અને માથે લે છે તેથી વખતસર કામ કરવામાં બહુજ ધાંધલ કરી મુકે છે.

ધનાભિલાષની અધિકતાને લીધે જે તે કામ હાથમાં લઇ લે છે અને જોદએ તે કરતાં અધિક નફો અગાઉથીજ કલ્પિ બેસે છે. સામે પડેલ નાની નાની રકમની સંભાળ લઈ શકતા નથી. પણ ભાવી નફાની આશાએ આગળને આગળ વિશેષ ખર્ચતા જાય છે. સાવચેતીની ન્યૂનતાથી વારંવાર મુશ્કેલીમાં આવી પડે છે. એક પગલું વધવા જતાં બે પગલાં પાછળ હઠવું પડે છે.

શૌર્ય–શારીરબળ, દ્દઢતા, અને તર્કશકિતની અધિકતાથી હમેશાં સાહસિક અને અને હિંમતવાન થઈ રહે છે તથા મુશીબતો અને નિરાશાઓમાં પણ પોતાના ઉદ્દેશથી ચ્યુત ન થતાં ચીવટથી વળગી રહી બહાદુરીથી ઉદ્દેશને પૂર્ણ કરે છે.

વળી જો સ્વાર્થ સ્વમાન—અને કીર્તિની અધિક આકાંક્ષાથી સંયુકત હોય તો મહાન મુશીબતો સામે પણ ટકકર લઇ સર્વાત્માથી સામે થાય છે અને બધી સંકલનાઓ બરાબર પૂર્ણ ફતેહમંદીથી પાર ઉતારે છે. આવી દશામાં યશાભિલાષની પ્રબળતાથી ભાવી નફા કારક યોજનામાં છુટથી ધન પાથરે છે. કીર્તીની અધિક આકાંક્ષાથી માનપાન અને યશની પિપાસાવાળા બની રહે છે. અધ્યાત્મ રતિની અધિકતા તથા પૂજ્યભાવની વિશેષતાથી નૈતિક ગુણોમાં ઉત્કૃષ્ટ પદની પ્રાપ્તિ કરવા પૂર્ણ

આશાવંત હોય છે. પણ આશકિતને તર્કશકિત અને તુલનાશકિત દ્વારા બહુજ સમજપૂર્વક દાબમાં રાખવાની જરૂર છે.

જેઓમાં પૂર્ણ પ્રમાણમાં આવૃત્તિ હોય છે તેઓ વ્યાજબી આશા રાખે છે અને પોતાથી બને તેટલુંજ માથે લે છે. સાહસીક અને ઉત્સાહી હોય છે, પણ સાવચેતીની અધિકતાથી હમેશાં સંભાળપૂર્વક વર્તે છે. પશુ વૃત્તિઓની અધિકતાથી આ લોકના સૂખ માટે વિશેષ આશાવંત હોય છે. જયારે પરલોકના સુખ સબંધી વધારે વિચાર કરતા નથી. પણ નૈતિક શકિતઓની અધિકતાથી પરલોકની સારી સ્થિતીની આશા રાખે છે.

**સાધારણ**—જેઓમાં આ વૃત્તિ સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ બહુ અશાવન્ત હોતા નથી. ઉત્સાહક સાધનો કરતાં મુશીબતોનો વધારે વિચાર કરે છે. વર્તમાનની વધારે ચિન્તામાં હોય છે. ભવિષ્ય માટેના બચાવની બહુ દરકાર કરતા નથી. ધનાભિલાષની અધિકતાને લઇ પૈસાની ધીરધાર બહુ સાવચેતીથી કરે છે. ઘણે ભાગે વ્યાજે મુકે છે. અને કદાચ ધીરે તો પણ બહુજ નફાકારક ધંધામાંજ મુડી રોકે છે. ધીમે ધીમે ધન એકત્ર કરે છે. પણ ખોતા નથી. બુદ્ધિ શકિતઓના પ્રાબલ્યથી આખરે લાંબે સમયે પણ ધન એકત્ર કરે છે. સાવચેતીની અધિકતાથી બહુ વચનો આપતાં નથી. પણ આત્મનિષ્ઠાનાં પ્રાબલ્યથી આપેલ વચનો બરાબર પાળે છે. સ્વમાનની ન્યૂનતા અને આત્મનિષ્ઠા પૂજ્યભાવ, તથા સાવધાનતાની અધિકતાથી મોક્ષ સુખને માટે અતિ ચિંતાતુર બની રહે છે. દ્રઢતા અને સાવચેતીની અધિકતાથી કોઇપણ કામ ધંધામાં પડતાં બહુ સંભાળ રાખે છે. પણ શરૂ કર્યા પછી છોડતા નથી. હમેશાં અનુકુળ સંયોગોની રાહ જુવે છે. નિરાશ થતા નથી. હમેશાં ઉત્સાહ પૂર્ણ હોય છે.

**ન્યૂનતા**—જેઓમાં આ વૃત્તિ ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ નિરૂત્સાહી હોય છે. જરાપણ સાહસ ખેડતા નથી. કાર્યોને બહુજ મુળત્વી રાખે છે. સાવચેતીની અધિકતા અને આશાની ન્યુનતાનું એ પરિણામ છે, હમેશાં દરેક કાર્યમાં પાછળ પડે છે. હમેશાં અન્યને માટે શંકાશીલ રહે છે. કીર્તિની પ્રબળ અભિલાષા અને પૂર્ણ સાવચેતી હોવા છતાં સફલતાની આશા થોડી હોય છે. તેથી સમાજ કે સોસાઇટીમાં બહુજ પાછળ પડી જાય છે. કારણ આવા પુરૂષોમાં પ્રશંસાની આશા કરતાં હાસ્યપાત્ર થવાનો ડર અધિક હોય છે. જરાજરા વારમાં આવા પુરૂષો નિરુત્સાહી બની જાય છે અને બનાવી શકાય છે. વળી તેઓ પોતાના માર્ગમાં મુશીબત અને આફતોનાં ડુંગરો ન હોય ત્યાં ધારી બેસે છે. સાહસ તથા બહાદૂરી રહિત હોય છે. તથા અડચણોને બહુ મહત્વનું સ્વરૂપ આપી દે છે અને પરિણામે કંઇ કરવાની કે જોખમ ખેડવાની જરાપણ હામ ભીડી શકતા નથી.

અગાઉ જણાવ્યું છે તેમ આપણે ભૂતકાળની સાથે સ્મૃતિદ્વારા, વર્તમાન સાથે જાતિ અનુભવથી, અને ભવિષ્ય સાથે ભાવિ આશા તથા અગમચેતીથી જોડાયેલા છીએ. આપણે જે કાંઇ કાર્ય વર્તમાન કાળમાં કરીએ છીએ તેનો પણ અમુક અંશે આપણા

ભાવી સાથે સંબંધ છેજ. આવી રીતે જોતાં કુદરતે આપણી સન્મૂખ ભવિષ્ય કે ભાવીનું એક મહાન વિસ્તીર્ણ કર્મક્ષેત્ર ખુલ્લુ મુકેલુ છે, કે જે આપણને વર્તમાન દશામાં શુભકર્મરૂપી બી વાવવાનું અને ભવિષ્યમાં તેનાં શુભ-ફળ ચાખવાનું પ્રતિક્ષણ સુચવે છે. અને જેમ જેમ આપણે ભવિષ્યનો વિચાર કરી અનેક શુભ કર્મ રૂપ બીજો તેમાં વાવશું તેમ તેમ આપણને સમ્પૂર્ણ શુભ ફળની આશા રાખવાનો પૂર્ણ અધિકાર છે. કુદરતનો એ એક અચળ નિયમ છે "**नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति**" એમ જે ગીતામાં કહ્યું છે તે સર્વાંશે સત્યજ છે. એકપણ શુભાચરણ રૂપ કર્મનું ફળ દુર્ગતિને પામતું નથી. તેનું શુભફળ અવશ્ય મળે છે. જેઓ ભવિષ્યની આશાજ થોડી રાખે છે તેઓ વર્તમાનમાં પણ બહુજ થોડું કરી કે મેળવી શકે છે. જ્યારે બરાબર ડહાપણ અને અગમચેતી દ્વારા વિસ્તૃત યોજનાઓ થઈ શકે છે અને બમણો લાભ થાય છે. આશાના અભાવમાં કે નિરાશાના એક પ્રબલ સપાટાથી હૃદય એકદમ વિદીર્ણ થઇ જાય છે અને હાથ પગ ઢીલા થઇ જાય છે. આશા વિનાના સર્વ પ્રયત્નો અને તીવ્ર ઇચ્છાઓ કે કામનાઓ તદન શિથીલ નિર્બળ અને માલ વિનાની થઇ જાય છે અને કદી પણ પૂર્ણ કરી શકાતીજ નથી. આશા એ મનુષ્યનું તેમજ પ્રાણી માત્રનું જીવન છે. અને તે દ્વારા અન્ય સકળ શકિતઓ પણ સજીવન રહી પોતપોતાનું કાર્ય કરવા તત્પર થાય છે. નિરાશાથી આશાનું અમર વૃક્ષ અને તેનાં સમગ્ર શકિતરૂપ ડાળી ડાખળાંઓ એકદમ સુકાવા લાગે છે અને તદન શુષ્ક તથા નિરસ બની થોડા વખતમાં મૃત્યવશ પણ થઇ જાય છે. આટલા માટે "નિરાશ કદી થશો નહિ" "Never Despair" "આશા અમર છે" ઈત્યાદિ મહાન સૂત્રોને ધ્યાનમાં રાખી પ્રત્યેક મનુષ્યે હમેંશા આશાયુકત અને ઉત્સાહ પૂર્ણ રહેવાની જરૂર છે.

નિરાશા શોક કે દીલગીરીનું પરિણામ-નિરાશા એ એક જાતની માનસિક નિર્બળતા છે. મનુષ્ય સ્વભાવનો એ કંઇ મૂળગુણ કે વૃત્તિ નથી. આપણે હમેશાં આશાયુકત રહેવુંજ જોઇએ. જરા ઠોકર ખાઓ કે પાછા હઠો તો તરત ઉભા થાઓ. ઉત્સાહને ધારણ કરો અને પાછી નવેસરથી નવી પ્રવૃત્તિ શરૂ કરો. કદાચ આજ સંયોગો ભિન્ન પ્રકારના હશે તો કાલે બદલી જશે. મુશીબતો અને મુશ્કેલીઓ ગરીબી અને તવંગરી કાંઇ સદાય રહેતી નથી. બહાદુર અને શાણા મનુષ્યો-ધૈર્ય ધારણ કરી કદીપણ આશાનો ત્યાગ કરતા નથી. હમેશાં દિનકરના ઉદય થયા પૂર્વે અંધારી રાતજ હોય છે. જે કાર્યમાં કંઈ સુધારો થઇ શકે તેવું ન હોય તેને માટે વારંવાર ખેદ નહિ કરો. જીંદગીની પ્રત્યેક દશામાં મુશીબતો તો હોયજ છે. પણ તેને પાર કરવામાં મજા અને આનંદ સમાયેલ છે. દુર્ભાગિ દશાપર વારંવાર વિચાર કરવાથી તે કંઈ ઓછી થતી નથી. મુશીબતોથી ગભરાઈ પ્રયત્નો શિથીલ કરવાથી વિજયને ધકકો લાગે છે. આત્મા નિર્બળ બને છે અને કુલુષિત થાય છે. માટે શોક દીલગીરી અને નિરાશાને લાંબોવખત કદીપણ તમારા મનમાં ટકવા આપો નહિ. એકદમ તેને દુર કરો. ભય શોક ચિંતા અને નિરાશાથી ક્ષુધા-મન્દ થઈ જાય છે, શ્વાસ મંદ પડે છે. રૂધિરાભિસરણની ગતિ શિથીલ થઇ જાય છે. શરીરના સર્વ ગાત્રો

શીથીલ થઈ જાય છે. અને બુદ્ધિ નિર્બળ થઇ જાય છે. આવી દશામાં ગ્રહણ કરેલ ખોરાક કે જળપાનની પણ સારી અસર થતી નથી. મગજની અન્ય શકિતઓ જેમકે ઉત્સાહ, ધૈર્ય, દ્રઢતા સંગીત, સાહિત્ય–આલાપ, તાલ, સૌન્દર્યપ્રિયતા–શૃંગાર હાસ્ય આદિ વૃત્તિઓનું કાર્ય પણ એકદમ શિથિલ થઇ જાય છે. સ્નેહબંધન શિથીલ થઈ જાય છે. પ્રેમલાગણીઓ નિરસ લાગે છે અને મુખમુદ્રા પણ શિથીલ અને ફીકી પડી જાય છે અને મગજને પણ તેથી બહુજ નુકશાન થાય છે. માટે એવી દશાનો જેમ બને તેમ જલદી ત્યાગ કરો.

આથી ઉલટું આનંદ–ઉત્સાહ અને આશાની–અમર અસરથી જીવનની પ્રત્યેક શકિતઓમાં ઉત્સાહ બળ અને શકિત તથા વીર્ય આવે છે અને મનુષ્યની સર્વ શકિતીઓ સજીવન બને છે, તેથી બેવડું સુખ આનંદ તથા સંતોષ આપે છે. માટે હમેશાં એવા ભાવોને સર્વ પ્રયત્નો દ્વારા પ્રદીપ્ત કરો. **गतं न शोचामि** કરી પુનઃ પ્રત્યેક કાર્યમાં ઉત્સાહપૂર્ણ હૃદયે પ્રવૃત્તિ કરો. રોવાથી કંઇ બગડેલ કાર્ય સુધરવાનું નથી, એ સ્પષ્ટ સમજો.

સશોક અને નિરાશાપૂર્ણ હૃદયની હાલતથી. મનુષ્યની તન્દુરસ્તી તેમજ આયુષ્યને બહુજ નુકશાનકારક અસર થાય છે. જે મનુષ્ય આવી રીતે શોક દીલગીરી કે નિરાશાથી દબાઇ જાય છે, તેના જેવો કોઇ નિર્બળ નથી. અને જેટલે અંશે આવા પ્રસંગોમાં મનુષ્ય દબાણો એટલુંજ તેનું દુર્ભાગ્ય સમજવું. આવા પ્રસંગોમાં મિત્ર સ્નેહી સંબંધી અને હિતેચ્છુ વર્ગે આવા વ્યકિતઓને પ્રોત્સાહ–ઉલ્લાસ–ધૈર્ય અને આશાની અમર અસરથી વાકેફ કરી, આશાની અમરવેલનું અમૃત છાંટી, પોતાની મનુષ્ય તરીકેની સંપૂર્ણ ફરજો બજાવી, નિરાશાપૂર્ણ હૃદયોને સજીવન કરવાની જરૂર છે.

આવા નિરાશાના પ્રસંગો દુનીયામાં અનેકવાર બને છે, જેમ કે—

૧ કોઇના માતા પિતાનું એકાએક મરણ થવાથી.

૨ કોઇ અત્યન્ત નજીકનાં સ્નેહીનું મરણ થવાથી.

૩ અત્યન્ત વહાલાં અને પ્રેમી બાળકો કે માબાપોના વિયોગથી.

૪ કોઇ મોટી વ્યહવારિક આફત વખતે.

૫ તદ્દન નિરાધાર અને ગરીબ હાલતમાં આવી પડયા હોઇએ ત્યારે.

૬ વ્યાપાર રોજગાર કે ધંધા વિગેરેમાં અણધારી ખોટ કે નુકશાન આવવાથી.

૭ ધન સમ્પત્તિ કે આબરૂનો એકાએક કર્મ સંયોગે નાશ થવાથી અને એવા એવા બીજા અનેક પ્રિયાપ્રિય પ્રસંગોના આવાગમન અને વિસર્જનથી મનુષ્ય હૃદય અનેકવાર શોક દીલગીરી અને બેદીલીથી ભરાઈ આવે છે. આવા બધા પ્રસંગોમાં સ્નેહી સંબંધી અને મિત્ર વર્ગે તથા આડોસી પાડોસીએ તેવા વ્યકિતની માનસિક નિર્બળતાને દુર કરવા માટે અનેક રીતે આશા ઉલ્લાસ અને હિમ્મત ભરેલાં વાકયોનો પ્રયોગ કરવો ઘટે છે.

**ખીલવણી**—હમેશાં હૃદય આશાથી પૂર્ણ રાખો. દરેક વસ્તુ કે પ્રસંગની કાળી બાજુ જોવા કરતાં શુભ બાજુપરજ ધ્યાન આપો. મુશીબતોનો વિચાર ઓછો કરો. અનુકુળ સંયોગો અને શુભ પરિણામનીજ આશા રાખો અને ગણના કરો. યુવાન મિત્રવર્ગ અને સુંદર યુવાવસ્થાયુક્ત સૌંદર્ય તથા પ્રેમપૂર્ણ હૃદયવાળી યુવતીઓનાં સંગમા કે સમાજમાં નિવાસ કરો. ચિંતાને દુર કરો. હમેશાં ખુશમીજાજમાં રહો. ધંધારોજગારમાં ઉત્સાહ રાખો. ભવિષ્યને માટે આશાવન્ત રહો. હમેશાં ઉચ્ચ અભિલાષાઓ રાખો. ગાયન, સંગીત, વાદ્ય, નૃત્યાદિથી આનંદ ઉત્સાહ અને આશાના અમર વૃક્ષને સજીવન રાખો. હાસ્યવૃત્તિને ખીલવો. બાળકોની માફક હમેશાં આનંદયુકત સ્વભાવ અને આશાપૂર્ણ હૃદય રાખો.

નિગ્રહ—આ વૃતિના અતિ ઊગ્ર સ્વરૂપને પણ રોકવાની જરૂર છે. માટે

૧ બુદ્ધિપુર્વક વિચાર કરી યોગ્ય આશા રાખો.

૨ અતિ આશાપૂર્ણ ન થાઓ.

૩ વેંચાણ અને લેવદેવમાં રોકડો વ્યવહાર રાખતાં શીખો.

૪ સટો કે ઉધાર ઉપર કદી આધાર રાખો નહિં.

૫ હવાઇ કીલ્લા બાંધવાનું મુકી દ્યો.

૬ ધાર્યા કરતાં અરધો જોખમ ખેડો.

૭ શાન્ત હૃદયે મુશીબતો અને અડચણોનો યોગ્ય વિચાર કરો.

૮ અતિ ઉગ્ર ધારણાથી ફાયદાને બદલે એકદમ નુકશાન થાય છે. માટે અતિ ઊગ્ર આશાના વેગને એકદમ રોકો.

૯ ધીમે ધીમે પ્રગતિ કરવા ઇચ્છો. એકદમ કુદકા મારવાનું પસંદ કરો નહિ.

૧૦ અજમાયશ કે નવી યોજના પાછળ ખર્ચવામાં સંભાળ રાખો.

૧૧ ટુંકમાં બુધ્ધિ ડહાપણ અને નિગ્રહવૃત્તિનો ઉપયોગ કરો. આશાના દાસ ન બનો **आशायाः ये दासाः ते दासाः सर्व लोकस्य** એ ધ્યાનમાં રાખો.

આશા અને નિરાશા પ્રત્યેકના ઊગ્ર વેગને રોકવાની અત્યંત જરૂર છે. આ બાબતમાં પ્રત્યેક શકિતની માફક આ આશા વૃત્તિનો પણ હીન અતિ કે મિથ્યા યોગ ન થાય એ પ્રત્યેક પ્રસંગમાં બહુજ સંભાળવાનું છે. સામ્યાવસ્થા પ્રત્યેક પ્રસંગમાં પસંદ કરવા યોગ્ય છે.

**सर्वा आशा मम मित्रं भवन्तु**

# નં. ૨૧ આત્મનિષ્ઠા અથવા આત્મબળ.

## Conscience or Conscientiousness.

Conscience though distasteful truths may tell,
But mark his sacred lessons well.
With it whoever falls at strife,
Loses a better friend for life.

### વ્યાખ્યા-સ્થાન શોધ ઉપયોગ અને વિવેચન આદિ.—

આત્મનિષ્ઠા-આત્મબળ, આત્મશ્રધ્ધા, સત્યનિષ્ઠા, સત્યપરાયણતા, ન્યાયપ્રિયતા ધર્મ-કર્તવ્ય કે નીતિ પરાયણતા, કર્તવ્યનિષ્ઠા, ધર્મનિષ્ઠા, નીતિનિષ્ઠા, વચનાનું પાલન, આભાર વૃત્તિ, પાપનો ડર, પશ્ચાતાપ કે પ્રાયશ્ચિત-વૃત્તિ, ઇત્યાદિ હૃદય વિશુધ્ધિ દર્શક ભાવોનું આ આત્મનિષ્ઠાની અંદર ગ્રહણ કરવામાં આવે છે.

**સ્થાન**—આ શકિત કે વૃત્તિનાં અવયવનું સ્થાન યશાભિલાષના અગ્ર ભાગમાં આશા વૃત્તિના અવયવની પાછળ, અને સાવધતા તથા દ્રઢતાના અવયવની વચ્ચમાં આવી રહેલ છે. તેનો ઉપરનો ભાગ સત્યનિષ્ઠા તથા ન્યાયપરાયણ વૃત્તિનું ખાસ કાર્ય કરે છે જ્યારે નીચેનો વિભાગ પશુ પ્રાણી કે મનુષ્ય તરફની આભારવૃત્તિ નિદર્શનાર્થ છે. આ વૃત્તિના અવયવનું સ્થાન છેક પાછળના ભાગમાં જ્યાં ખોપ-પરીનો ભાગ પાછળ તરફ વળે છે ત્યાં સુધી ફેલાયેલ છે.

**શોધ**—ડા. સ્પરઝીયમે આ વૃત્તિના સ્થાનની શોધ કરી, તેના સ્થાનને નિશ્ચિત કરેલ છે. આશાવૃત્તિના સ્થાનને શોધી કાઢનાર પણ તેજ હતો. તે કહેતો હતો કે "મારા બધા અવલોકનથી એ સાબીત થયું છે કે અવસ્થાવાળા પુરુષો કરતાં બાળકોની અંદર આ વૃત્તિનું સ્થાન ખાસ વૃધ્ધિ પામેલું હોય છે. કારણકે મનુષ્ય જેમ જેમ અવસ્થાએ પહોંચતો જાય છે તેમ તેમ મનુષ્યના સંસર્ગમાં અને અનેક સંયોગોના સપાટાથી તેની આ વૃત્તિ નિષ્ઠુર બુઠી અને કઠણ થતી જાય છે. મનુષ્યો જો વિચાર કરી પોતાનો ભૂતકાળ સામાન્ય રીતે તપાસી જોશે તો તેઓને જરુર એ સ્પષ્ટ માલુમ પડશે કે તેઓ આગળ કરતાં આત્મનિષ્ઠાના કાર્ય વિરુધ્ધ વર્તવામાં વધારે સતેજ નિડર અને નિઃશંક તથા નિર્લજ થતા જાય છે."

ડા. જ્યોર્જ કોમ્બ પોતાના ખાનગી નોકરો સંબંધી કેટલીક અગત્યની બાબતોના અનેક દ્રષ્ટાંતો ટાંકીને આ આત્મનિષ્ઠાની ખામીવાળા પુરૂષોનું વર્તન કેવા પ્રકારનું હોય છે તે નીચે પ્રમાણે દર્શાવતાં લખે છે કે—

" After more than thirty year's experiance of the world in actual life, and in various contries I cannot remember an instance in which I have been permanently treated unjustly by one in whom this organ and intellect were large. Momentary injustice, through irritation or misrepresentation, may have been done; but after correct information and time to become cool, I have found such persons ever disposed to act on the dictates of conscience; as well as satisfied with justice. Nor have they ever maltreated me though we differed greatly in opinion. But they represent my statements fairly and meet them with honest arguments. While my opponants who lack this organ have not scrupled to use falsehood, misquotation, and mis representation as weapons of attack. Those in whom it is powerful are disposed to regulate their conduct by the nicest sense of justice are earnest upright and direct in manner. Inspire confidence and convince us of their sincerity. It leads to punctuality in keeping appointment so as not to waste their time, to the ready payments of debts, will not send collectors away unsatisfied, except from inability to pay, are reserved in making promises, but punctual in keeping them and when favorably combined are consistant in conduct and pleasing in manners. Its predominance makes a strict disciplinarian and a rigid but just master, invests all actions with a sence of duty. "—

**ભાવાર્થ**—" જુદા જુદા દેશોના મારા ત્રીસવર્ષના અનુભવ પછી પણ મારા જોવામાં એવો એક પણ વ્યક્તિ નથી આવ્યો કે જેમાં આત્મનિષ્ઠા અને બુધ્ધિશકિત પુર્ણ પ્રમાણમાં હોય છતાં મારી સાથે અયોગ્ય રીતે વર્તન ચલાવ્યું હોય. આવું એક પણ દષ્ટાંત મને યાદ નથી. કદાચ ગેરસમજુતિ કે સ્વભાવની ઉગ્રતાને લીધે તત્ક્ષણ અન્યાય કરવામાં આવ્યો હશે. પણ સત્ય હકીકત જાણવામાં આવ્યા પછી અને સ્વભાવ શાંત થયા પછી આવા મનુષ્યોને હમેશાં આત્મનિષ્ઠા અર્થાત્ પોતાના અંતઃકરણની વૃત્તિઅનુસાર હમેશાં વર્તતાં અને ન્યાય મળતાં સંતુષ્ટ થતાં જોયા છે. વળી એટલુંજ નહિ, અમે અનેકવાર મહાન મતભેદથી જુદાં પડીએ તો પણ જાહેરમાં તેઓએ મારા વિચાર સ્પષ્ટતાથી પ્રમાણિક મુદ્દાદ્વારા યથાર્થ દર્શાવી હઠાવેલ છે. પણ અયોગ્યતાથી કદી પણ વર્ત્યા નથી; ત્યારે મારા વિરોધિઓ કે જેઓમાં આ વૃતિની ખામી હતી તેઓએ અસત્ય ઉપાયો કે અસત્ય હકીકત ટાંકી ગેરસમજુતીદ્વારા અયોગ્ય હુમલા કરવામાં કંઇ કચાસ રાખી નહોતી. પણ જેઓમાં આ વૃત્તિ પ્રબળપણે હોય છે. તેઓ ઉત્તમ પ્રકારની ન્યાયપરાયણુતા દર્શાવી પોતાનું વર્તન નિયમિત રીતે સુધારતા માલુમ પડેલ છે. તેવાઓ સદાગ્રહી

પ્રમાણિક નિખાલસ દીલના અને સરળ હૃદયના હોય છે. બીજાના વિશ્વાસપાત્ર થઈ રહે છે અને પોતાના પ્રમાણિક ઉદ્દેશની સર્વને ખાત્રી કે પુરાવો આપે છે. આ વૃત્તિને પરિણામે મનુષ્ય પ્રત્યેક કાયમાં નિયમીતપણે વર્તે છે. અને ઠરાવેલા વખતેજ બરાબર હાજર થઇ ફોકટ વખત ખોવાનું પસંદ કરતા નથી. લેણદારોને તરતજ પૈસા આપી દે છે માંગણી કે ઉઘરાણીવાળાને અસંતુષ્ટ કરી બહાર કાઢતા નથી. પોતાની પાસે આપવા ન હોય તેવી દશા સિવાય કદી પણ પાછા વાળતા નથી. વચન આપતાં અચકાય છે. પણ આપ્યા પછી તો તેનું બરાબર પાલન કરે છે. અને બધા સંજોગ સારા હોય તો આચાર વિચાર અને વર્તનમાં સસંબદ્ધ અને રીત ભાતથી ખુશાલી પેદા કરનાર નીવડે છે. આ આત્મનિષ્ઠા વૃત્તિના પ્રાબલ્યથી મનુષ્ય નૈતિક કે ધાર્મિક નિયમોને દૃઢતાથી અને ચીવટથી વળગી રહી નિષ્પક્ષપાતપણે વર્તે છે અને બધાં કાર્યોને ફરજ સમજીનેજ કરે છે."

ઉપયોગ—મનુષ્યને પોતાની નીતિ ધર્મ અને સદાચારના સિધ્ધાન્ત પ્રમાણે તથા કુદરત અને ઈશ્વરી સત્ય અને ન્યાયયુકત નિયમાનુસાર વર્તાવવા માટે આ વૃત્તિ ખાસ ઉપયોગી છે. કુદરતના નિયમાનુકુલ જે કાંઇ હોય તે સત્ય અને તેથી જે કંઇ વિરૂધ્ધ તે અસત્ય. એમ માનવામાં આ વૃત્તિ ખાસ કારણભૂત છે. માનસિક સર્વ કાયદા કાનુનોમાં મનુષ્યોના સ્વાભાવિક ન્યાયયુકત સત્ય હકોનો સમાવેશ થાય છે. જ્યારે કુદરતના પવિત્ર કાયદા અને નિયમો પ્રમાણે વર્તવું એ કુદરતના મહાન પવિત્ર નિયમોનું પાલન કરવા બરાબરજ છે. અને જ્યાં જ્યાં કુદરત અને મનુષ્યના કાયદાઓમાં કે નિયમોમાં ફેરફાર જણાય કે પરસ્પર વિરોધ માલુમ પડે ત્યાં ત્યાં ઈશ્વરી કાનુનો અને નિયમોને માન આપતાં શીખવવું એ આ વૃત્તિનું કાર્ય છે. કુદરતના નિયમો અને સિધ્ધાન્તો અચલ અટળ અને સર્વ સમ્પુર્ણતા અને સત્યતાથી પુર્ણ છે. તેનો ભંગ કરવાથી અનેક પ્રકારના શારીરિક માનસિક અને સામાજીક દુઃખો કષ્ટો કે આધિવ્યાધિ અને ઉપાધિઓ જન્મ પામે છે. કુદરતના કે ઈશ્વરીય સત્તાના આ સ્વાભાવિક નિયમોને યથાવત્ સમજી તે પ્રમાણે વર્તવામાં અને વર્તાવવામાં મદદગાર કે સહાયભૂત થવું એ આત્મનિષ્ઠા કે આત્મબળની વૃત્તિ મનુષ્યમાં સ્થાપિત કરવાનો સૃષ્ટિ નિયન્તા મહાપ્રભુનોમહાન ઉચ્ચ ઉદ્દેશ છે. જેને પરિણામે કુદરત અને મનુષ્ય તથા મનુષ્ય અને પરમાત્મા અને કુદરતના વિશ્વવ્યાપી નિયમોનો અરસપરસનો સયુકિતક સંબંધ જળવાઈ અનુભવાઇ રહ્યો છે. આત્મનિષ્ઠાથી નૈતિક આભારની લાગણી ઉદ્ભવે છે. "આપણે અમુક કાર્ય કરવુંજ જોઈએ." અમુક નિયમાનુસાર વર્તવુંજ જોઇએ. અમુક નિયમોનો ભંગ તો આપણાથી કદાપી પણ થઇ શકેજ નહિં." આવી વૃત્તિ કે નૈતિક અથવા ધાર્મિક બંધનથી બંધાવું કે બંધાઈને (સ્વેચ્છાથી) વર્તવું. કે વર્તાવવું એ આ વૃત્તિનું કાર્ય છે. પણ સત્ય અને અસત્યનો પ્રત્યેક પદાર્થ કે વિષય સાથે સંબંધ છે અને સત્ય છે તે સત્યજ છે અને એટલા માટેજ આપણે સત્ય પ્રમાણે ચાલવા અને વર્તવા બંધાયેલ છીએ. વળી અસત્ય છે તે અસત્ય છે. માટે તેનો પ્રતિકાર કરવો એ આપણી ફરજજ

છે. આમ સમજવું અને તે પ્રમાણે વર્તવું અથવા મનુષ્યોને વર્તવા પ્રેરવા એ આ આત્મનિષ્ઠા-વૃત્તિનું મહાન કાર્ય છે. આવૃત્તિ આપણા કાર્યોનો ચુકાદો આપનાર કે ન્યાય કરનાર ન્યાયાધીશ નથી. પણ એક યોગ્ય નિષ્પક્ષપાત અને સત્ય સલાહકાર હિતેચ્છુ મિત્ર વકીલ કે શાસ્ત્રીનું કાર્ય કરે છે, જેની સુચના અનુસાર ચાલવાથી મનુષ્ય સુખશાન્તિ અને આનંદમાં જીંદગી ગુજારવા સમર્થ થાય છે. જ્યારે તેથી ઉલટી રીતે વર્તવાથી સમગ્ર જીવનને ભય શંકા લજ્જા અસંતોષ અને પશ્ચાતાપ તથા પરિતાપથી પરિપૂર્ણ કરી મનુષ્ય પોતાને હાથે અધમદશાને પ્રાપ્ત થઇ પુરેપુરો પસ્તાય છે. અન્તઃકરણના ડંખથી વારંવાર પિડાય છે. ચીડાય છે. રડે છે અને સડે છે. એટલુંજ નહિ પણ પોતે જાતે પોતાના અન્તરાત્માને પણ ધિકકારની નજરથી જોઈ અસહ્ય દુઃખો સહન કરે છે. અને અંતે દુર્ભાગી બને છે. Bites of Conscience આનું નામજ છે. આત્મહત્યા આત્મઘાત આનુંજ નામ છે. આત્મઘાતિ મહાપાપી કહેવાય છે. પ્રત્યેક મનુષ્ય પોતાના શુભ અથવા અશુભ કર્મના પ્રમાણમાં કુદરત અને તેના નિયન્તા પરમાત્માને જવાબદાર છે. કારણ પ્રત્યેક મનુષ્ય ગમે તે પ્રકારનું કર્મ કરવાની સ્વતંત્રતા ધરાવે છે, જ્યારે કર્મના ફળ ભોગવવામાં ઇશ્વરીય કુદરતના નિયમોને તે આધિન છે.

૧ દ્રષ્ટાંત તરીકે દયા કરવી એ સારૂં છે. કારણ તેમ કરવાથી દયાકરનાર ને તેમજ દયા પાત્રને બંનેને ફાયદો થાય છે.

૨ સંભાળ પૂર્વક યથાયોગ્ય રીતે ખોરાક ખાવો તે બહુ સારું છે કારણ તેવી રીતે ખોરાક ખાવાથી તન્દુરસ્તિને ફાયદો થાય છે.

૩ કેટલાકો એમ કહે છે. કે ઈશ્વરે જેને સારા અને સત્ય બનાવ્યા તે સત્ય અને બાકી અસત્ય પણ તેવું કંઇ નથી વિશ્વના સમગ્ર પદાર્થોની રચનાની સાથેજ અનાદિ અને અન્ત નિયમો સ્વાભાવથીજ સ્વયંસિધ્ધ રૂપેજ છે. જેમ ઇશ્વર અને પ્રકૃતિના ગુણ કર્મસ્વભાવ અનાદિ છે તેવીજ રીતે વિશ્વના વ્યાપક નિયમો પણ અનાદિ અચળ અને અખંડિત રૂપે સર્વદા એક રસ બિરાજમાન છે.

૪ આપણે ઇશ્વરની ભકિત સ્તુતી કે પુજા કરીએ છીએ, તે યથાર્થજ છે. પણ તે એટલા માટે નહિ કે આપણે તેથી ઇશ્વરને કંઇ ફાયદો પહોંચાડીએ. પણ યથાર્થ પુજ્યભાવથી ઉપાસકને પોતાનેજ લાભ થાય છે. એટલા માટે તેની ઉપાસના કરવી યોગ્યજ છે.

૫ આવીજ રીતે સર્વકોઇએ સત્યાચરણ પણ કરવું જોઇએ કારણ કે સત્ય તે સત્યજ છે. અને પરિણામે સુખકર છે અને અસત્ય પરિણામે દુઃખકર છે તેથી તેનો ત્યાગ કરવો જોઇએ.

વિવેચન—જેઓમાં આ આત્મનિષ્ઠાનું અવયવ પ્રપૂર્ણ રીતે ખીલેલું હોય છે તેઓ નૈતિક શ્રેષ્ઠતાને સૌથી સર્વોપરિ ગણે છે. કર્તવ્ય પરાયણતા એજ તેઓનું સર્વસ્વ છે. નૈતિક સિધ્ધાન્તાનુસાર વર્તવું એ તેઓનો ખાસ ઉચ્ચામાં ઉચો નિયમ

થઇ રહે છે. આવા પુરુષો જાણી જોઇને કદીપણ ગમે તે કારણથી પણ અસત્યાચરણ કે ધર્મ વિરૂદ્ધવર્તન કરતાજ નથી. પ્રત્યેક બાબતમાં સંભાળપુર્વક સત્યની રક્ષા કરે છે. વિચારોમાં પૂર્ણ પ્રમાણિક અને વિશ્વાસપાત્ર હોય છે. અને જ્યાં જ્યાં અયોગ્ય થઈ જાય તો હમેશા દીલમાં કચવાય છે તથા પશ્ચાતાપ કરે છે. અને જેઓ ખોટાકામ માટે પશ્ચાતાપ કરે તેવાઓ તરફ ક્ષમાવાન થાય છે, અને પશ્ચાતાપ રહીત લોકો તરફ તદ્દન કઠોર અને સખ્ત હૃદયના જણાય છે. સત્યને સત્ય તરીકે સ્વિકારી પ્રાણથી પ્રિય ગણે છે. અસત્યનો અસત્ય હોવાના સબબે એકદમ અસ્વિકાર કરે છે. આવા પુરુષો હમેશાં પ્રમાણિક વિશ્વાસપાત્ર શુભઉદ્દેશવાળા બરાબર સમજી કાર્ય કરનાર હોય છે. કાંઈ પણ પગલું ભરતાં કર્તવ્ય ને ફરજનો વિચાર પહેલો કરે છે. અને કદાચ ભૂલ થાય અને જાણવામાં આવે તો પોતાનો અપરાધ સ્વિકારે છે. બની ગયેલ ભૂલ માટે માફી માગે છે અને ભવિષ્યમાં સુધારો થાય તેમ કરવા પ્રયત્ન કરે છે. શારીરબળ કે શૌર્ય અધિક હોવાથી અસત્ય વર્તન કે વિચારથી એકદમ ગુસ્સે થઇ જાય છે. અને પૂર્ણ બળપૂર્વક સત્ય માર્ગને ગ્રહણ કરે છે. આવા પુરુષો ખોડ ખાંપણ કાઢનાર હોય છે. અને તેથી લોકોના ગુન્હા કે મુર્ખાઇ ભરેલાં કૃત્યો માટે બહુજ સખ્ત જણાય છે. પાપકૃત્યો કરનાર તરફ એકદમ તિરસ્કાર દર્શાવે છે અને એવા પ્રસંગોમાં અનુપમ પ્રકારનું નૈતિક ધૈર્ય અને આશ્ચર્યજનક સહન શીલતા અને દૃઢતા દર્શાવે છે. મૈત્રીભાવની પ્રબળતાથી. મિત્રવર્ગની અંદરનું અસત્ય વર્તન કે અનુચિત વ્યવહાર જરાપણ સહન કરતા નથી. કે ચાલવા દેતા નથી. અને ઘણે ભાગે તેઓને એવે પ્રસંગે ધમકાવે છે અથવા ઠપકો આપે છે. વાત્સલ્ય પ્રેમની અધિકતાને લીધે બાળકો તરફ બહુજ ચોકસ રહે છે. પણ બલાધિકયતાને લીધે તેઓને ઠપકો આપવા પ્રેરાય છે. સાવચેતીની અધિકતાને લીધે ખોટું કે અસત્ય કાર્ય ન થઇ જાય તેની બહુજ સંભાળ રાખે છે. તથા પૂજ્યભાવ અને તર્કશકિત મનન શકિત તથા વકતૃત્વ શકિતની અધિકતાને પરીણામે સ્વભાવિક રીતેજ તત્વજ્ઞાન ધર્મ અને જીવ ઈશ્વર કે પ્રકૃત્તિ સંબંધી જ્ઞાન વિજ્ઞાનનાં અભ્યાસી નિવડે છે. તેઓ નૈતિક અને ધાર્મિક વિષયપર સંવાદ, વાદવિવાદ અને તર્ક વિર્તક કરવામાં સંપુર્ણ આનંદ લે છે. પૂજ્યભાવ કે શ્રદ્ધાની સાધારણ સ્થિતિમાં અને દયા તથા પરોપકાર વૃતિના અધિક પ્રાબલ્યને લીધે સંપૂર્ણ રીતે સર્વાંગ સુધારક થયા વિના રહી શકતાજ નથી. કેટલીકવાર મનની પ્રબળ વૃત્તિઓને આધિન થઇ કદાચ ઉતાવળમાં ખોટું કરી બેસે તો પણ પાછળથી પોતાની ભુલ માટે પસ્તાવો કરે છે, દીલગીરી થાય છે. વળી અજ્ઞાન કે ભૂલ ભરેલા શિક્ષણ કે સંસ્કારોને લીધે કેટલીકવાર સાચાને ખોટું અને ખોટાને સાચું માની બેસવાનો સંભવ રહે અને તેથી ભૂલ કરે તો પણ તેથી કંઇ તેઓનો આંતરીય ઉદ્દેશ ખરાબ કે અધર્મયુકત હોય છે તેમ નથી બનતું. આવા પુરુષો સત્ય જાણવા માટે હંમેશાં જીજ્ઞાસુ હોય છે, અને તે પ્રમાણે વર્તવા તત્પર થાય છે સાવચેતીની ખામી કે ન્યુનતાથી અને કેટલીવાર બે દરકારીથી કે સંભાળને અભાવે ખોટું કરી બેસે છે તો પણ પાછળથી દીલમાં પસ્તાય છે. પણ સાવચેતી અને વિનાશક વૃત્તિના પ્રાબલ્યથી અસત્ય વર્તન કરનાર કે અધર્મ કરનાર તરફ એક-

દમ સખ્ત વર્તનવાળા થઈ જાય છે. અને તેવા પુરૂષોને માફી માંગી પશ્ચાતાપ ન કરે ત્યાં સુધી કદી છોડતા નથી. પણ પશ્ચાતાપ પછી નિખાલસ પણે ક્ષમા અર્પે છે. માનપાનની અભિલાષાની પ્રબળ વૃત્તિને પરિણામે નૈતિક વર્તનને તદન વિશુધ્ધ અને નિષ્કલંક રાખવા પ્રવર્તે છે અને અન્ય વ્યકિતઓની કિંમત પણ તેઓની ધનાઢયતા પ્રમાણે નહિ પણ તેઓની નૈતિક વર્તણુંક પ્રમાણે આંકે છે. આવા પુરૂષોનાં વચનો એજ લખત સમજવાં. આવા વ્યકિતઓમાં દયા કે પરોપકાર વૃત્તિ, શારીર બળ તથા કાર્ય બરલાવવાની પ્રબળ વૃત્તિ પ્રપૂર્ણ પ્રમાણમાં હોય તો જુલ્મખોરો અને વિના કારણ બીજાઓને દુઃખ દેનાર તરફ એકદમ સખ્ત ક્રોધની લાગણીથી ઉશ્કેરાઈ જાય છે. નૈતિકશકિતઓની પ્રબલતાથી નૈતિક સિદ્ધાન્તોની સર્વ રીતે સંરક્ષા અને સંભાળ રાખે છે. સૌન્દર્ય પ્રેમની અધિકતાથી નૈતિક શ્રેષ્ઠતા અને વિશુદ્ધિ પ્રાપ્ત કરવા પૂર્ણ પ્રયત્નો કરે છે તથા બુદ્ધિશકિતના પ્રાબલ્યથી તેમજ મનન શકિતની અધિકતાથી નૈતિક અને એવા અન્ય વિષયોની ચર્ચા વીવેચના અને સત્ય સિદ્ધાન્તોની શોધ ખોળ અને સ્થાપના પાછળ વાદ વિવાદ કરવાનું પસંદ કરેછે. પણ આ આત્મનિષ્ઠાનાં પ્રાબલ્યની સાથે શારીર શકિત અને બળ અધીક હોય પણ જ્ઞાનતંતુઓની નિર્બલતા કે અસ્તવ્યસ્ત હાલત હોય અને બાદી અજીર્ણ કે અપચો અથવા કબજીયાતનાં રોગી હોયતો બહુજ દુઃખદાયક અને પસંદ નહીં કરવા યોગ્ય તથા બડબડતા સ્વભાવનાં અને વર્તનવાળા બની જાય છે. નકામા બડબડાટ વારંવાર કર્યા કરે છે. સમાગમમાં આવનાર પ્રત્યેકના નાનાં નાનાં દોષોને પણ મહત્વ આપી આડોસી પાડોસી બધાને પજવે છે. નિરંતર બધામાં દોષ જોયા કરે છે, અને બાળકો તરફ વિના કારણ કે નજીવા વાંક માટે વારંવાર ગુસ્સે થયા કરે છે. સુધારણાની બાબતમાં પણ બહુજ આગ્રહી અને સખ્ત બને છે અને પોતાના વિરોધિઓનો પ્રતિકાર કરવામાં બહુજ ઉગ્રતાથી વર્તે છે. મુળમાંથી સુધારો કરવા ઈચ્છતા સુધારકો અને ધર્મના સૂક્ષ્મ સિદ્ધાન્તોને વળગી રહેનાર ધર્માગ્રહીઓ તથા ધર્માંધ બુઠી ડોસીઓ આ બાબતનો પ્રત્યક્ષ પુરાવો છે.

પૂર્ણાત્મનિષ્ઠા—જેઓ પૂર્ણ આત્મનિષ્ઠ હોય છે તેઓ સારા પ્રમાણમાં આત્મબળ ધરાવે છે. સાધારણ ઉદ્દેશોને સંભાળી વર્તે છે. પણ હમેશાં ઉદ્દેશની વિશુદ્ધતાનાં પ્રમાણમાં વર્તનમાં તેટલા પ્રમાણમાં વિશુધ્ધ હોતા નથી. હેતુ સારા હોય તો પણ શારીરબળ, સંહારેચ્છા, કાર્ય બરલાવવાની પ્રબલ ઇચ્છા, તથા પ્રેમાધિકયથી તેતે વૃત્તિના કાર્યને આધિન કેટલીકવાર થઇ જાય છે. અને ખાસ કરી રોગી હાલત માં તો તેમ થાયજ છે. દ્રવ્યાભિલાષની પ્રબળ ઇચ્છાથી બહુજ સંભાળથી કટોકટ સોદા કરે છે. અને ધંધા રોજગારને અનુસરી યોગ્ય લાભ ઉઠાવે છે. પણ બીજાઓના વ્યાજબી લેણદેણને તેમ કરતાં ખાસ ઇચ્છા પુર્વક નુકશાન પહોંચાડતા નથી. પણ ન્યાય કરતાં ધનની વધારે સંભાળ રાખે છે. બુધ્ધિશકિતઓની પ્રબળતાથી સત્ય સિધ્ધાન્ત અને કર્તવ્યના વિષયોપર વિવાદ કરવાનું ચાહે છે. પણ તેમ કરતાં સત્યને જરા ઓછું અને પ્રસંગની યોગ્યતા અને અનુકુળતા પર વધારે વજન આપે છે. આવા પુરૂષોએ આત્મબળને કદી પણ નિર્બળ પડવા દેવું નહિ જોઇએ.

સાધારણ--જેઓમાં આ વૃત્તિ સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ પોતાની પ્રબળ શકિત અનુસાર વર્તિ લગભગ જે સાચું હોય તેજ કરે છે. અને સામાન્ય રીતે યોગ્ય વર્તન રાખે છે. પણ અયોગ્ય વર્તન માટે ખાસ ગુસ્સો કે ક્રોધ ધરાવતા નથી. સત્યનો ખરી પ્રબળતાથી પક્ષ લેતા નથી. સ્વમાન અને ઉત્કર્ષની અભિલાષાથી યશ અને કીર્તી મળે તેવા કાર્યો તરફ પ્રવર્તે છે. પણ જ્યાં સત્ય અને કીર્તીનો પરસ્પર વિરોધ થાય એવા પ્રસંગમાં સત્યને જરા બાજુએ મુકી કીર્તિને સંભાળવા પાછળ દોડે છે. શારીરબળ અને ઉદ્યોગ શકિતની સાધારણ હાલતમાં કેટલીક અયોગ્ય બાબતો વગર ઠપકે અને પ્રતિકાર કર્યા વગર ચાલવા દે છે. નૈતિક જુસ્સો કે ક્રોધ અથવા બળ દર્શાવતા નથી. છુપું રાખવાની કે નિગ્રહ કરવાની વૃત્તિની સાધારણ દશામાં કે ન્યૂનતાથી અને ધનાભિલાષની સાધારણ દશામાં અને કીર્તિ દયા તથા સૌંદર્યની પ્રબળ ઇચ્છાથી ઘણે અંશે જે સાચું યોગ્ય અને વ્યાજબી હોય તે પ્રમાણે વર્તે છે. અને ઓછી ભૂલ કરે છે તેથી તેઓની સ્વમાનની વૃત્તિ ઉપર સમ્પૂર્ણ વિશ્વાસ રાખી શકાય ખરો. પણ કરેલી ભૂલને માટે પોતાને ભાગ્યેજ જોખમદાર ગણે છે. આવા પુરૂષોને કદીપણ ઠપકો નહિં આપવો જોઇએ. કારણ કે તેઓનાં અન્તઃકરણ સત્ય સ્વિકારે કે સમજે તે પહેલાં તેઓની ઉત્કર્ષક અભિલાષા કે કીર્ત અવમાનીત થાય છે. એ તેઓ સહન કરી શકતા નથી. લાગણીમાં કે વિચારમાં પોતાનો કકો ખરો કરે છે. સહનશીલ કે ક્ષમાયુક્ત હોતા નથી. કેટલીક વાર સિધ્ધાંતોને પણ કોરે મુકે છે. અને કર્તવ્યને બાજુ મુકી સ્વાર્થવૃત્તિને આધિન પણ થાય છે. આવા પુરૂષોએ પોતાની આ વૃત્તિને ખીલવવા માટે ખાસ ધ્યાન આપી મનોવૃત્તિઓનું સામ્રાજ્ય ન પ્રવર્તે એ ખુબ ધ્યાનમાં રાખવાની જરૂર છે. પ્રત્યેક પ્રસંગે નૈતિક બાજુપર વધારે ધ્યાન આપવું ઘટે છે.

ન્યૂનતા—જેઓમાં આત્મનિષ્ઠાની ન્યૂનતા હોય છે. તેઓના મનમાં આત્મનિષ્ઠ વર્તન માટે ઓછી દરકાર હોય છે. ઉપકાર આભાર કે કૃતજ્ઞતા તથા પશ્ચાતાપ કે નૈતિક સિધ્ધાન્તો અથવા ન્યાય કર્તવ્ય કે ધર્મ અથવા ફરજ સંબંધી ખાસ માનવૃત્તિ જેવું કંઇ હોતું નથી. આવા પુરૂષો પોતાની પ્રબળ વૃત્તિઓને વશ થઇ વર્તે છે. તથા પૂજ્યભાવની તેમજ અધ્યાત્મ રતિની ન્યૂનતાથી નૈતિક સિધ્ધાન્તો પ્રમાણે વર્તવામાં ખાસ ખામીવાળા જણાય છે. ધનાભિલાષ તથા નિગ્રહવૃત્તિની સામાન્ય સ્થિતિમાં તેમજ શારીરબળ અને કાર્ય બરલાવવાની સમ્પૂર્ણ સ્થિતીમાં તથા મૈત્રીભાવ કીર્તી અને દયા તથા સૌંદર્યપ્રેમ અને બુધ્ધિશક્તિ આદિભાવોની અધિકતાથી સ્વભાવે સુંદર અને મળતાવડા થઇ નિષ્કલંક જીવન સામાન્યરીતે ગાળે છે. પણ બારીક તપાસ કરતાં નૈતિક લાગણીઓની ખામી વાળાજ જણાશે. પણ તેઓના વચન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવામાં કંઇ હરકત નથી. કારણકે આત્મનિષ્ઠાની ખામી સહજ જણાઇ આવતી નથી પણ આવા પુરૂષોએ બહુ જ આતુરતાથી આ વૃતિની ખીલવણી કરવીજ જોઇએ.

ખીલવણી—આ અનુપમ વૃત્તિની ખીલવણી માટે હમેશાં અન્તરાત્મામાં સત્યાસત્યનો નિર્ણય કરો. હમેશાં સત્યને વળગી રહેવાની સંભાળ રાખો અને અસત્યથી

બચવાનો ખાસ અભ્યાસ રાખો, ટેવ પાડો. દરેક પ્રસંગે પ્રત્યેક વાતને અંતઃકરણને આધીન કરો. હમેશાં અન્તરાત્મામાં જે કંઈ સત્ય જણાય તે પ્રમાણેજ વર્તો અન્ય માનસિક વૃત્તિઓથી કદી પણ દબાઓ નહિ. તેમ આત્મનિષ્ઠાને અવમાનિત કરો નહિ પણ અન્તરાત્માના અવાજને સૌથી ઉત્કૃષ્ટ સ્થાન અને માન આપો. પ્રત્યેક પ્રસંગમાં સત્યને આગળ કરો અને સર્વાત્માથી તેની સંરક્ષા કરો. ઉચ્ચ પ્રકારની કર્તવ્યપરાયણતા અને આભારવૃત્તિને ખાસ ધ્યાન પૂર્વક કેળવો તથા પ્રત્યેક પ્રકારની આચાર વિચાર અને વર્તનની ભૂલ સુધારવા પ્રયત્ન કરો. ટુંકમાં

"न्यायात्पथः प्रविचलन्ति पदं न धीराः" ।
सत्यान्नप्रमदितव्यम् । सत्यं परं धीमहि ।
धर्मान्न प्रमदितव्यम् । सत्यान्नास्ति परोधर्मः ।
कुशलान्न प्रमदितव्यम् । सर्वं सत्ये प्रतिष्ठितम् ।
देवपितृकार्याभ्यां न प्रमदितव्यम् ।

આદિ મહાન અને પવિત્ર—આજ્ઞાઓને જીવનનો મુદ્રાલેખ બનાવી તે પ્રમાણે વર્તવા હમેશાં તત્પર રહો

નિગ્રહ—આ વૃત્તિનો અતિયોગ ન થાય તેને માટે નીચેની બાબતો પર ખાસ ધ્યાન રાખવાની જરૂર છે.

૧ હમેશાં પ્રત્યેક કાર્યમાં બહુજ હઠ કે અતિ ચોકસી નહિ કરવાનું ખાસ ધ્યાન રાખો.

૨ જ્યાં કંઇપણ વાંક કે ગુન્હો ન હોય ત્યાં પણ કલ્પી લેવાનો તમારો સ્વભાવ ન થઇ જાય એ ધ્યાન રાખો અને સંભાળો.

૩ કર્તવ્યપરાયણતા અને સત્યનિષ્ઠાનો અતિયોગ કે હદબહાર ઉપયોગ ન થઈ જાય તે સંભાળો

૪. અતિ તિરસ્કાર કે ધિક્કારની વૃત્તિ તમારામાં જન્મ ન પામે એટલા માટે માયાળુ નમ્ર ક્ષમાયુક્ત, અને શાન્ત સ્વભાવના થતાં શીખો.

૫ બીજાઓના અનુચિત કાર્યો જોઇ કે સાંભળી ગેરવ્યાજબી રીતે અને નિરર્થક દુઃખી અથવા કલેશિત કે ખીન્ન ન થાઓ.

૬ લોકોના આન્તરીય હેતુઓને યથાર્થ સમજવામાં તમે ભુલ તો નથી કરતા એ ખાસ લક્ષ્યમાં રાખો.

૭ નાની ભુલો કે ગુન્હાઓને મહત્વનું કે અતિ અગત્યનું સ્વરૂપ નહિ આપો.

૮ અતિ ખોડ ખાંપણ કે વાંધા કાઢનાર નહિ બનો.

૯ અલ્પ અસત્ય મિશ્રીત સત્યનો પણ સ્વિકાર કરવામાં હઠ કે દુરાગ્રહ તો નથી વાપરતા એ ધ્યાનમાં રાખો.

૧૦ સ્વલ્પ દોષ યુકત પણુ મહાન લાભપ્રદ બાબતનો પણુ સ્વિકાર કરવામાં કે તે પ્રમાણે વર્તવામાં પણુ આગ્રહી તો નથી બનતા એ ખાસ ધ્યાનમાં રાખો.

૧૧ અપરાધ પાપ કે અન્ય દુષણો માટે એટલા બધા પશ્ચાતાપશીલ કે પરિતાપ યુકત નહિ બનો કે જેથી જીવન પણુ શુષ્ક અને નિરસ લાગે. અને અન્તઃકરણુ પ્રતિપળ ડંખ્યા કરે. કારણુકે આત્મનિષ્ઠાના એટલા બધા પ્રબળ કે અતિયોગથી તમારી અન્ય શકિતઓને અનેક રીતે નુકશાન થવાનો અને નિરૂત્સાહિ તથા નિષ્ક્રિય થવાનો વખત આવશે. આ એક જાતની અનુચિત પ્રવૃત્તિ છે એ ખચિત સમજો.

૧૨ ટુંકમાં પ્રત્યેક બાબતમાં, આચાર વિચાર કે વર્તનમાં આત્મનિષ્ઠાનો હીન અતિયોગ કે મિથ્યા યોગ કરતાં બચો.

## आत्मनात्मानमुद्धरेत.

આત્મનિષ્ઠાની અનુપમ—વૃત્તિને સમ્પૂર્ણ અંશે ખીલવવાની અને તેનો યથાર્થ ઉપયોગ કરતાં શીખવાની મનુષ્ય માત્રની એક અતિપવિત્ર અને મહાન ફરજ છે. કહો કે એ એક અનુપમ ધર્મ છે. કારણુ કે મનુષ્ય સમાજના સમ્પૂર્ણ સુખો વિજય અને સ્વસુધારણાનો એ સૌથી અગત્યનો માર્ગ પંથ કે સર્વોતમ સાધન છે. જીવન સફળ કરવામાં અન્તરાત્મવૃત્તિ અનુકુળ વર્તન એ એક મહાન પવિત્ર સૂત્ર છે. વિશ્વની અંદર અમે અગાઉ જણાવ્યું છે તેમ સત્યનું અસ્તિત્વ સવત્ર છે. અને સર્વ કોઇ તે પ્રમાણે વર્તવા બંધાયેલ છે. આ સત્યને અનુભવવા માટે, મનુષ્ય માત્રને આન્તરીય સત્ય યથાર્થ સમજાવવા સારૂં અન્તરાત્મારુપ મોનીટર કે નેતા અથવા વિધાતાનું કાર્ય કરનાર શકિત અપર્ણ કરવામાં આવેલ છે. જેની અનુમતિ લઇ માન આપી પવિત્રપણે વર્તવા સૌ કોઇ બંધાયેલ છે. આ વૃત્તિનુ કાર્ય વીધિ દર્શાવવાનું અને આજ્ઞા કરવાનું નથી. સર્વ કોઇ સાચું અને ખોટું સામાન્ય રીતે સ્વ અન્તઃકરણુથી જાણીજ શકે છે. અને તે પ્રમાણે વર્તવું જોઇએ એમ સમજે છે. પછી તે પ્રમાણે વર્તે કે નહિ તે તેની કર્મ કરવાની સ્વતંત્રતા ઉપર આધાર રાખે છે. તેજ પ્રમાણે કયું કાર્ય ખોટું ઉદ્ધતાઇ ભરેલું અને અસત્ય તથા અયોગ્ય છે અને તેને શામાટે ધિક્કારવું જોઇએ તે પણુ સામાન્ય રીતે સમજે છે. આપણા પ્રત્યેક શબ્દ વચન, ક્રિયા-વિચાર લાગણી. પ્રાણાદિધારણુ કરવાની ક્રિયા અને સમ્પૂર્ણ-વાણી મન કે ક્રિયા રૂપ વર્તન જો કુદરતના નિયમાનુકુળ હોય તો તો સમજવું કે યર્થાર્થ જ છે. અને કુદરતના નિયમો કે સિધ્ધાન્તો વિરૂધ હોય તો ખચીત સમજવું કે કુદરતના નિયમનો ભંગ કરવા માટે તેની યથાયોગ્ય સજા કે શિક્ષા મળશેજ, અને મળવીજ જોઇએ. ટુંકમાં આપણા શુભાશુભ સર્વ કર્મોનું શુભાશુભ ફળ અવશ્ય મળેજ છે. "**अवश्यमेव भोक्तव्यं कृतंकर्म शुभाशुभम्**" એ સિધ્ધાન્ત ખરેખર સમ્પૂર્ણાંશે સત્યતાથી પુર્ણ છે. કર્મના અને આત્માનષ્ઠાના આ સિધ્ધાન્તની સર્વ વ્યાપક અને સર્વ દેશી પણુ અત્યન્ત સૂક્ષ્મ અને સર્વ શકિતમાન સત્તાનું પ્રાબલ્ય કોઈપણુ તત્વજ્ઞાનની વ્યાખ્યાથી વણુવી ન શકાય એટલું મહાન્ અને સત્યતાથી ભરપૂર છે. આવી પ્રબળ સત્તાને યથાયોગ્ય સમજવાની અને કેળવી ઉપયોગમાં લેવાની કેટલી બધી મહાન

અને પવિત્ર ફરજ આપણા ઉપર છે. તે ઉપરના વિવેચનથી સહજ સમજી શકાય તવું છે.

**આત્મસહાય**—આત્મબળ કે આત્મવીર્યની તુલના કે મુકાબલો કરી શકે એવી એક પણ શકિત પરમાત્મા સિવાય આખા વિશ્વની અંદર છેજ નહિ. Thrice is he armed who has his quarrel just. **नास्ति आत्मसमं बलं**" "આપ સમાન બળ નથી." એ અનુભવીના વાકયો તદન યથાર્થ જ છે. જયારે અંદરથી મેલા અને ડંખીલા મનુષ્ય, ભય લજ્જા ને શંકા પેદા કરનાર પોતાની બધી શકિતઓને ( Blunt ) બુઠ્ઠી કરનાર આત્માના અવાજને બંધ કરનાર, આત્મબળને દાબનાર કે તિરસ્કાર કરનાર, આત્મઘાતિ જેવા વિશ્વમાં કોઇ પાપી નિર્બળ કે મૂર્ખ નથી. મીં૦ મોહનદાશ કરમચંદ ગાંધીએ આત્મબળ, આત્મસહાય, આત્મનિષ્ઠા, કર્તવ્યપરાયણુતા અને સત્યનિષ્ઠા, આદિ આત્મબળની વિભૂતિઓદ્વારા જે જે મહાન અને દુનીયાના ઇતિહાસમાં અનૂપમ પદને પમાડનાર કાર્યો કર્યાં છે, તેનાં જેવો આત્મબળનો સૌથી પ્રત્યક્ષ અને પ્રબળ પુરાવો ભુતકાળ કે વર્તમાનકાળના ઇતિહાસમાં કયાંયથી મળવો તદન અશકય છે. આત્મબળથી શું શું થઇ શકે તેનો આ પ્રત્યક્ષ પુરાવો અને પ્રમાણ છે. પ્રાચીન રૂષિઓના આત્મબળના અનુકરણનો આ એક વર્તમાન જમાનાનો નમુનો છે. પણ જેઓ આત્મબળહીન અન્તરનાં મેલા અન્તરાત્માવિરૂધ વર્તન કરનાર હોય છે, તેઓને રાજ્યસત્તા, સૈન્યસતા, કે દારૂગોળા અને તોપ આદિ અસંખ્ય પ્રકારના શસ્ત્રાસ્ત્રોની સત્તા પણ સબળ બનાવવા સમર્થ થઇ શકતી નથી. સત્યાગ્રહની નિ:શસ્ત્ર લડાઈમાં શસ્ત્રધારી પ્રજાઓએ પણ પોતાના માનખંડીત થયેલ અનુભવ્યાં છે. એ વૃત્તાન્ત કંઇ હવે જગતથી અવિદિત નથી. આત્મબળ ધારી પુરૂષો રાજ્યસભા સમરાંગણ કે ધર્મસભામાં સર્વ દેશ કાળ અને સ્થીતિમાં સિંહ સમાન શૌર્યથી સર્વત્ર ગર્જે છે. મનુષ્યના અન્તરઆત્માનું આત્મ-નિષ્ઠા એ સર્વોત્કૃષ્ટ શુધ્ધ અને પવિત્ર સ્વરૂપ છે. અથવા સમગ્ર આત્મશકિતઓમાં એ સૌથી પ્રમુખ પટરાણી છે. જ્યારે અન્ય બધી શકિતઓ માત્ર તેને સલાહ આપનાર અને વશ રહી કાર્ય કરનાર અન્ય દાસીઓ અથવા સખીઓ તુલ્ય છે. જ્યારે આત્મબળની સત્તા સર્વોપરિ, સર્વોત્કૃષ્ટ અને સર્વને અભિવંદનીય છે આ શકિત ભલે નાના અને ઓછા પ્રમાણુમાં હોય તો પણ તે પ્રબળ મનોવેગને પણ વશીભુત કરવા સમર્થ થઇ શકે છે. અને મનુષ્યની અન્દરની પ્રબળમાં પ્રબળ શકિત પણ આ શકિતને સમજાવ્યા કે ફોસલાવ્યા વિના કે સંતોષ આપ્યાવિના તેની સત્તા વિરૂધ કંઇપણુ કાર્ય કરવા શકિતમાન થઈ શકતિ નથી. વિશુધ્ધ વર્તન અને આત્મનિષ્ઠ મનુષ્યની બુદ્ધિશકિતઓ, મહાન અને આશ્ચર્યજનક મહાભારત કાર્યો કરવા સમર્થ થાય છે. સર્વ મનુષ્યોને સર્વાવસ્થામાં આવી મહાન શકિતની સમ્પૂર્ણ સહાય્યની જરુર છે. પોતાના આત્મા વિરુધ્ધ અસત્યનો પક્ષ લઇ ન્યાયાસન સન્મુખ ભાષણુ કરનાર વકીલ સોલીસીટર કે બારીસ્ટર, અન્તરમાં કેટલો નિબળ નિરુત્સાહિ અને નિ:શુન્ય હૃદય હોય છે તેનો અનુભવ તો તેવું કાર્ય કરનારનેજ થાય છે. આજપ્રમાણે નિગ્રહ નીતિ અને ધર્મયુકત મૈત્રીભાવ, સ્નેહસબંધ કે પ્યાર, પ્રીતિ

અધર્મ અને સ્વાર્થિ પ્રેમ સ્નેહ કે મૈત્રિભાવના કરતાં કેટલો ઉચ્ચ પ્રકારનો ઉત્કર્ષક ઉત્સાહક અને આનંદદાયક તથા હર્ષોત્પાદક થાય છે. તેને પ્રત્યક્ષ અનુભવ કરનારા મનુષ્યોજ યથાર્થ આત્મગત કરી શકે છે. આજપ્રમાણે અન્યાન્ય શકિતના સંબંધમાં પણ સમજવું.

**सत्यमेव जयते नानृतम् सत्येन पन्था विततो देवयानः ।**
**येनाक्रमन्त ऋषयो सत्यकामाः यत्र तत्सत्यस्य परं निधानम् ॥**

હમેશાં સત્યનોજ સર્વદા જય થાય છે. અસત્ય કદાપિ આખરે વિજયવંત થઇ શકતુંજ નથી. હમેશાં સત્યયુક્ત અને ન્યાયયુકત ઉદ્દેશો અને મનુષ્યો વિજયવન્ત થાય છે. શુભ અને ભલા ઉદ્દેશો કદી નિષ્ફળ જતા કે થતા નથી. તેજ પ્રમાણે અશુભ અને ખરાબ ઉદ્દેશો કદીપણ લાંબો વખત ટકી શકતા નથી. કદાચ અન્યાય અને અસત્યનો અલ્પ સમયમાટે વિજય થતો દૃષ્ટિગોચર થાય, તો પણ તે સ્વલ્પ સમય માટેજ સમજવો. કારણ અસત્યના પાયાપર રચાયેલ ઇમારત જરાપણ પવન લાગતાં એકદમ ધસી પડવાનોજ સંભવ છે. અને ધસી પડેજ છે. Truth will carry at last "Truth crushed to dust will rise again" for eternal days are his, but falsehood dies unprotected before his worshippers" આ વાકયો ખરેખર અત્યન્ત મહત્વ પૂર્ણ છે. સર્વ સત્ય નિયમોનો જાણી જોઇને અથવા અજાણ્યે પણ કરવામાં આવતો ભંગ સર્વને યથાકર્મ શિક્ષા આપવા સમ્પૂર્ણ રીતે સમર્થ છે. સર્વ પ્રકારનાં અસત્ય વર્તનની અંદરજ સ્વસંહારક શકિત રૂપ બીજ સમાએલું છે. જ્યારે સર્વ સત્યસિધ્ધાન્તોની અંદર સ્વવંશ વૃધ્ધિ અને સ્વરક્ષાનું સર્વોત્તમ સૂત્ર સંરક્ષિત થઈ રહેલું છે.

**" धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः "**



# નં. ૨૨ દયા કરૂણા કે પરોપકારવૃત્તિ.

## Kindness or Benevolence.

### વ્યાખ્યા, સ્થાન, શોધ, ઉપયોગ અને વિવેચનાદિ–

પરોપકાર-વૃત્તિ, કરુણા, અનુકમ્પા, સહાનુભુતિ, સમાન સુખદુઃખાનુભવવૃત્તિ ભલાઇ, માણસાઈ, પરગજુપણું, આત્મત્યાગ કે આત્મબલીદાન આપવાની વૃત્તિ દયાળુતા સહૃદયતા, કલ્યાણકારક વૃત્તિ સમ્પૂર્ણ જનના સુખની અભિલાષા, આદિ ભાવોનો આ વૃત્તિની અંદર સમાવેશ કરવામાં આવે છે.

**સ્થાન**—આ દયા કે પરોપકારવૃત્તિના અવયવનું સ્થાન મસ્તિષ્કના ઉપરના ભાગની મધ્ય રેખાપર પૂજ્યભાવની વૃત્તિના સ્થાનના અગ્રભાગમાં જ્યાંથી માથાનાં વાળ શરૂ થાય છે ત્યાંથી લઈને છેક મસ્તિષ્કના મધ્ય પ્રદેશ પ ર્યન્ત આવી રહેલ છે.

**લક્ષણ**—આ વૃત્તિના નિદર્શનનું સ્વાભાવિક લક્ષણ એ છે કે જ્યારે તે અધિક પ્રમાણમાં હોય છે ત્યારે આખું શરીર અને ખાસ કરીને માથું દયાપાત્ર મનુષ્ય તરફ નમતું રહે છે. જેઓ બહુજ ભલા અને અત્યન્ત પરોપકારી હોય છે તેઓ સ્વાભાવિક રીતે કદી કટ્ટાર ઉભા રહી શકતાજ નથી કે પાછળ તરફ નમી જતા નથી. આકૃતિ નં. ૨૨ A. B. માં દયા અને પૂજ્યભાવ બન્નેના સ્વાભાવિક લક્ષણ તેમજ તેના દર્શક અવયવો ખાસ જોવામાં છે.

**શોધક**—ડા. ગૅાલે આ શકિતની શોધ અનેક પ્રકારના અવલોકન પછી કરી હતી. ઘણા પ્રાણીઓ જેવાં કે કુતરા ન્યુફાઉન્ડલેન્ડ ડૅાગ, ડુકર, ઘોડા, અને કબુતર તથા હોલા અને રોબીન વિગેરેમાં આ શકિતનું સ્થાન પ્રપૂર્ણ પ્રમાણમાં ખીલેલું હોય છે.

**મનુષ્યજાત અને સમગ્ર પ્રાણધારી**—જગત–સુખ-દુઃખાદિના અનેક પ્રસંગને કર્માનુસાર અનુભવવા માટે સરજાયેલ છે. એટલુંજ નહિપણ સમગ્ર પ્રાણધારી જગત અરસપરસ અનેક પ્રકારના એવા તો ગાઢ સબંધથી બંધાયેલ છે કે જો મનુષ્ય ધારે તો સમગ્ર વિશ્વના સુખ અનેક રીતે વધારવા તેમજ અનેક પ્રકારના અનુચિત અને અજ્ઞાન જન્ય દોષો અને સંકટો ટાળવામાં અનેક રીતે ભાગ લઇ શકે તેવી સ્થીતિમાં છે. જો મનુષ્યમાં વિશ્વના આ સમગ્ર સંબંધોથી સુખદુઃખની લાગણીજ ન થતી હોત અથવા પશુઓની માફક પોતાના વિચારો કે અન્તરગત સુખદુઃખના ભાવો અન્ય મનુષ્ય બન્ધુઓ સન્મુખ દર્શાવવાની તેનામાં શકિત ન હોત કે અન્યના તેવા ભાવો જાણવાની કે અરસપરસ મદદ દેવાની શકિત ન હોત તો દયા-પરોપકાર કે કરુ-ણાની લાગણીની કંઈ આવશ્યકતાજ નહોતી. અને કદાચ લાગણી રહેત તો પણ તે તદન નિરર્થકજ હતું. પણ વસ્તુ સ્થીતિ તેવી નથી. મનુષ્યમાં અન્યના સુખદુઃખ જાણવાની તેમજ પોતાના દુઃખી હૃદયને ખોલી અન્ય સન્મુખ હૃદયાન્તર્ગત ભાવો

રજુ કરવાની અને અરસ્પરસના અસંખ્ય દુઃખો અનેક રીતે ઓછા કરવાની તેમજ સુખો અનેક રીતે વધારવાની શકિત છે. કારણુ કુદરતના મહાન નિયન્તા પરમ કૃપાળુ પરમાત્માએ પોતાના ગુણુકર્માનુસાર મનુષ્યમાં પણુ આ દયાની વૃત્તિને સ્થાન એટલામાટેજ આપ્યુ છે; કે મનુષ્ય પોતાના અનેક પ્રસંગો અને સહવાસોમાં છુટથી બુધ્ધિપૂર્વક આ વૃત્તિનો ઉપયોગ સમગ્ર વિશ્વના કલ્યાણુર્થ કરી શકે. પણુ આવી વૃત્તિના અભાવમાં તો કદી પણુ અન્યના દુઃખોનો અનુભવ પણુ કરી ન શકાત તો પછી ઓછા કરવાની તો વાતજ કયાં રહી? પણુ દયા અને પરોપકાર વૃત્તિ દ્વારા અનેક પ્રકારના દુઃખો અને અસંખ્ય જીવોની રક્ષા કરવા સમર્થ થયેલ છે. દયાના અભાવમાં શારીરબળ અને વિનાશકશકિતના પરિણામે અસંખ્ય દુઃખો તેણે વધારી મુકયાં હોત, અને આ ભુમિના પૃષ્ટને અને સમગ્ર વિશ્વને એક મહાઘોર ભયંકર નર્કસ્થાન કે કબરસ્થાન બનાવી મુકયું હોત; પણુ આ દયાની પવિત્ર દેવીના પ્રતાપે હાલ તે અનેક પ્રકારની હોસ્પિટલો અનાથાલયો સ્કુલો વિદ્યાશ્રમો કુવાવડના ખાતાઓ ધર્મોપદેશક સંસ્થાઓ કે સભાઓ કોલેજો અને યુનિવર્સીટીઓ હિંસા નિષેધક સંસ્થાઓ ધર્મશાળાઓ જળાશયો, અન્ધાશ્રમો, આંધળા લુલા લંગડા અને બ્હેરાની નિશાળો સદાવ્રતો અને એવા એવા અસંખ્ય પ્રકારના નાના મોટા પરોપકારના કાર્યો અનેક રીતે કરી રહેલ છે. અને વિશ્વના અનેક પ્રદેશમાં અસંખ્ય દુઃખી મનુષ્ય તેમજ પીડાતા પ્રાણીઓના આત્માને અનેકધા સુખ અને શાન્તિ આપવા શાન્તિ પાઠો ભણી રહેલ છે. આ સર્વ પ્રતાપ આ દયાની દેવીનોજ છે. આ દેવીની પરમ કરૂણાના પ્રતાપે વિશ્વમાં જે સુખસગવડો અને સરલતા તથા સ્નેહ વૃધ્ધિ પામી પોષાઇ રહ્યાં છે તેનું વર્ણન સમ્પૂર્ણ રીતે કરવાને કોઇ પંણ સમર્થ નથી. મનુષ્ય સ્વભાવના બીજા કોઇ પણ પ્રદેશમાં આ દયા અને દાન અથવા પરોપ કાર વૃત્તિ જેટલું સુખ. કોઇ પણ શકિત અર્પતિ નથી. મનુષ્યનાં અન્ય લક્ષણો કે શક્તિઓ જેવાં કે બુધ્ધિ સદ્દવર્ત્તન, સદાચાર, નીતિ-ન્યાય શ્રધ્ધા ભકિત, આશા, ઇત્યાદિ દરેક પોતપોતાની શકિત અનુસાર ખરેખર મહત્વયુકત છે પણુ "The Greatest of all is charity" પણ પરોપકાર વૃત્તિ તો સૌથી શ્રેષ્ઠ છે.

દયા કરૂણા કે પરોપકાર—એ જેમ પરમ કારૂણિક પરમ પિતા પાક પરવરદીગાર પરમાત્માનો એક શ્રેષ્ઠતમ ગુણુ છે તેજ પ્રમાણે અમૃતપુત્ર પ્રત્યેક જીવાત્માનો પણુ એ ખાસ મહાન ગુણુ છે. મનુષ્ય સ્વભાવના સમગ્ર ગુણુનીધિ ગુણાગારરૂપ મહાન પર્વતનું સર્વથી ઉચ્ચામાં ઉચ્ચું એ શિખર છે. જ્યાં પહોંચવા માટે મનુષ્યે પોતાની સર્વ શક્તિઓ દ્વારા પ્રયાસ કરવો જોઇએ.

વિશ્વનિયન્તા પ્રભુની ઈચ્છા—સમ્પૂર્ણ વિશ્વનાં પ્રાણીમાત્રના સુખ અને કલ્યાણુ એ સમગ્ર સૃષ્ટિરચનાનો અને તેના નિયમોનો મૂળ હેતુ છે. અને તે હેતુને યથાર્થરીતે પાર પાડવા માટે અન્ય શક્તિઓની સાથેજ આ શ્રેષ્ઠ શકિતનું પણ તેને પ્રદાન કરવામાં આવેલ છે. મનુષ્યને પોતાના સાંસારિક અનેક સંબધોમાં અને પ્રસંગોમાં પણુ તેનો ઉપયોગ કરવાની વારંવાર જરૂર પડે છે અને એવી દશામાં જો

મનુષ્યની સંહારકવૃત્તિ અને શારીરબળ અર્થાત શૌર્યવૃત્તિને નિરંતર દાબમાં રાખવા માટે દયારૂપ કોઇ પ્રબળ શકિત ન હોય તો મનુષ્ય એક ક્ષણુ પણુ નિરાંતે ન બેસતાં પોતાના ભાઇઓ ભાઇઓમાં પણુ નિરંતર કલેશ કલહ કે કજીયા કંકાસ કર્યાજ કરત. અને કદીપણુ નિરાંતે સુઇ કે બેસી શકત નહિ.

**પરસ્પર રક્ષા અને સહાય**—મનુષ્યને પોતાની અનેક પ્રકારની અવસ્થા અને સંયોગાનુસાર બીજાઓ પાસેથી ધનની ડહાપણુની શીખામણુની સુચનાની સહાનુભુતિની કે તનની અથવા મનની સહાયતા કે મદદ માંગવાના અનેક પ્રસંગો આવે છે. આપણે કેટલીક વાર બીમાર પડીએ છીએ. અકસ્માતથી કોઈવાર હાથ પગ ટુટી જાય છે. અને અણુધાર્યું દુઃખ આવી પડે છે. ગાડી ઘોડાની ઝડપમાં આવી ગયા ને મોં માથું છુંદાઈ ગયું. અને ઘેર ન પહોંચતાં રસ્તામાંજ રખડી પડયા. અને પોકે પોક રોવા લાગ્યા. આવા અનેક અને અસંખ્ય પ્રકારના અકસ્માતો દુઃખો અને સંકટો ગરીબ તેમજ તવંગર રંક તેમજ રાય રાજા તેમજ પ્રજા અને નાતજાત તેમજ મહાન દેશોપર પણ અણુધાર્યા આવી પડે છે, જ્યારે આપણે તદ્દન નિરાધાર અને અનાથ જેવી હાલતમાં એકદમ આવી પડીએ છીએ. મુંબઇ જેવા શહેરમાં રાત્રીના ૧૨ વાગે ઘર એકાએક સળગી ઉઠતાં કપડાં લતા પેટી પટારા તેજોરી ઘરેણાં દાગીના ગાડીઘોડા આદિ સર્વ સુખના સરંજામ અગ્નિદેવના મુખમાં મુકી નંગધડંગ ત્રણુ હાથની ટુંકી પોતડી પહેરી રસ્તાવચ્ચે ઉભા રહી બાળ બચ્ચાઓનાં બચાવ માટે પણ શોકાતુર અને આશ્ચર્યયુકત હૃદયથી પોક મુકતી હાલતાં મહાન ધનવાનોને પણુ જોવાનો પ્રસંગ એકાએક બની આવે છે કહો મિત્રો આવા પ્રસંગોમાં સહાય રક્ષા મદદ અને સહાનુભુતિ કે અનુકમ્પાની કે દયા તથા પરોપકારની લાગણીની કેટલી બધી મહાન અગત્ય છે! આવા પ્રસંગો જોનારના દીલને કુદરતી રીતેજ કરૂણાર્દ્ર કરી મુકે છે અને સહાનુભુતિ તથા સહાય કરવા પ્રેરે છે. આથી દુઃખી હૃદયને ધૈર્ય તથા બળ બન્ને પ્રાપ્ત થાય છે. અને નિરાશા અને શોકના સખ્ત સપાટાઓમાં દયાની મૃતસંજીવની ઔષધિનો અમૃતરસ ચાખવા જીવન ધારણ કરી રહે છે. પણ આવી કરૂણાવૃત્તિના અભાવમાં તમારા દુશ્મનો અને વેરીઓ તદ્દન અલગ ઉભા રહી બધી રમત દુરથીજ જોયા કરત અને કંઇ પણુ મદદ ન આપતાં મનમાં ઉલટી હાંસી કરી ખુશી માનત. પણ આ દયાર્દ્ર વૃત્તિને લીધે તેઓ પણુ નિર્વૈર બની દુશ્મનાવટ ભૂલી આવે પ્રસંગે તમારા દુઃખથી દુઃખી થાય છે. એટલુંજ નહિ પણુ પોતાની પાસેથી ધનમાલ વસ્ત્ર કે અન્ય પ્રકારની શારીરિક આર્થિક તેમજ માનસિકજ નહિ પણુ હૃદયની સહાનુભૂતિ દર્શાવવા તત્પર થાય છે.

સુજ્ઞ વાંચકો! વિચાર કરો કે દયાની અમૃત વર્ષાનો કેવો સુખકર સુંદર અને શાંતિદાયક પ્રવાહ આવે પ્રસંગે પ્રવર્તિ રહે છે! કરુણારસની શી સુંદર રસબસતા આવે પ્રસંગે આસપાસ સર્વત્ર પ્રસરી રહે છે! છળ કપટ અને કામ ક્રોધ કે વૈર વિરોધથી કલુષિત થયેલ કઠોર હૃદયની કઠીનતા આવે પ્રસંગે, આટલી બધી શાથી પીગળી જાય છે?

આ બધો શેનો પ્રતાપ છે! એ બધો પ્રતાપ દયા કરૂણા, પરોપકાર કે અનુકમ્પાવૃત્તિનોજ. કરુણાર્દ્ર હૃદયમાંથી વર્ષતી અમૃતવર્ષાનોજ એ સર્વ પ્રભાવ છે. આવી વૃત્તિના અભાવમાં મનુષ્ય, સભા સંસ્થા કે સમાજ બાંધી એક ક્ષણ પણ રહી શકેજ નહિ. બધા સાંસારિક બંધારણો તડોતડ તુટી જાય છે. પણ મિત્રો આપણે એક બીજાને અરસ્પરસ સહાય આપી શકીએ છીએ, અને એક બીજાના દુઃખ કે આપૂતમાં ભાગ લઇને ઓછી કરી શકીએ છીએ. તેને માટે પરમાત્માનો જેટલો આભાર માનીએ તેટલો ઓછોજ છે. ઉપનિષદોમાં કહ્યું છે કે "त्रयो धर्मस्य स्कन्धाः १ यज्ञो २ अध्ययनम् ३ दानम् इति." ધર્મનાં ત્રણ સ્થંભ છે. ૧ યજ્ઞ ૨ અધ્યયન અને ૩ દાન એ ખરેખર યથાર્થજ છે. દયા એ ધર્મનું મૂળ છે.

**દયા અને આત્મસંતોષ**—આપણે આ વૃત્તિને પરિણામે અન્ય તરફ દયાર્દ્ર થઈ જેમ દયાના પાત્રને સુખી કરી શકીએ છીએ તેમ આપણે જાતે પણ સુખ મેળવીએ છીએ. બીજાનું ભલું કરવાથી આપણે આપણી આ વૃત્તિને વર્તવાનો પ્રસંગ આપતાં એક જાતનો આનંદ થાય છે. અને તેને પરિણામે તે વૃત્તિ સંતોષ પામતાં આત્મસંતોષ અને સુખ બન્ને પ્રાપ્ત થાય છે. કોઇ વખતે આપણને અન્ય તરફની તેવી વૃત્તિની ખાસ જરુર હોય ત્યારે તેનું દર્શન થાય એ ખરેખર સુખપ્રદ છે. પણ જાતે દાન આપવું કે દયા દર્શાવાવી એ એમા કરતાં પણ અધિક ઉત્કૃષ્ટ છે. સર્વ સદ્‌ગુણોનું ભૂષણ દયા કે પરોપકાર વૃત્તિ છે. એટલાજ માટે મહાન પુરૂષોએ કહ્યું છે કે "परोपकाराय सतां विभूतयः" સત્‌પુરુષોની સમગ્ર વિભૂતિઓ, સર્વ શકિતઓ પરોપકારાર્થેજ હોય છે. ખરેખર દયાની આવી અનુપમ વૃત્તિને અર્પણ કરનાર મહાન કૃપાળુ પરમાત્માની કેટલી બધી મહાન કૃપા છે કે સૃષ્ટિના ભૂષણરુપ અને મનનશીલ મનુષ્યને આવી અમુલ્ય અને અનુપમ શકિતનું પ્રદાન કરી તેને સર્વ રીતે વિભૂષિત કરેલ છે! હે દયાનિધે, કરુણાના સાગર, પરોપકારિ પિતા તારી અપાર દયા, તારી અમિત કરુણા કે તારા અસંખ્ય અને અતુલિત ઉપકારોના આભારથી અમે નમ્ર બાળકો નિરંતર છવાઇજ રહ્યા છીએ.

**વિવેચન**—જે વ્યકિતમાં આ દયા કે કરુણાવૃત્તિનું સ્થાન પ્રપૂર્ણરીતે ખીલેલું હોય છે તેઓ દયાર્દ્રતાની ઘણીજ તીવ્ર અને સમ્પૂર્ણ લાગણીથી ભરપૂર હોય છે. તેઓ સ્વાભાવિક રીતે હમેશાં ભલું કરવાના સ્વભાવયુકત હોય છે. દાન આપવામાં તેઓ આનંદ માને છે; બીજાઓને સુખી બનાવવા ખાતર જાતિ ભોગ આપે છે. અન્યનાં દુઃખ કે સંકટ જોઈ શકતાં નથી, તેથી છોડાવવા બધા પ્રયત્નો આદરે છે. નિઃસ્વાર્થ વૃત્તિથી નિરંતર પરોપકાર વૃત્તિની વર્ષા સર્વત્ર વરસાવે. કરુણાના ભંડાર રુપ હોય છે. અનુકમ્પા અને સહાનુભૂતિથી ભરપુર હોય છે.

આવા પુરૂષો મૈત્રીભાવની અધિકતા તથા ધનાભિલાષની ન્યૂનતાને લીધે મિત્ર વર્ગને મદદ કરવા દોરાય છે. ધનાભિલાષની અધિકતાથી, આર્થિક મદદ કરતાં સમય વધારે આપે છે. જો કે વખત આવ્યે આર્થિક મદદ પણ આપે છે ખરા.

ભકિતભાવની અધિકતા અને ધનાભિલાષની સામ્યાવસ્થાથી ધર્મસંબંધી કાર્યોમાં ધનનો વ્યય ખુલ્લે હાથે કરે છે.

શૌર્ય અને વિનાશકવૃત્તિની પ્રબળતાને લીધે દાન આપતી વખતે બહુ કઠોર શબ્દો વાપરે છે.

નૈતિક શકિતઓની પ્રબળતાને લીધે સહાનુભુતિ અને ભલમનસાઈથી હૃદય પ્રપૂર્ણ હોય છે. તેમ બીજાઓને નુકસાન કરવાનો વખત આવે તો બહુજ કચવાય છે. દિલમાં ખિન્ન થાય છે.

મનનશકિત અને તર્કશકિતની પ્રબળતાને લીધે યથાર્થ પરોપકારને સમજે છે અને જન સમાજની સુધારણા યા ઉન્નતિ અર્થે મહાન અને ઉદાત્ત ભાવો અને યુકિતઓને વિસ્તૃત પ્રમાણમાં યોજે છે. ઉદાત્ત યોજનાઓ ઘડી કાઢે છે અને અમલમાં મુકે છે, જેથી નિરંતર પરોપકાર ચાલ્યા કરે એવા ઉપાયો યોજે છે. મહાન પરોપકારી શેઠ ગોકળદાશ તેજપાળ તથા સુપ્રસિદ્ધ બારોનેટ અને મહાન પરોપકારી શેઠ જમશેદજી જીજીભાઇના પરોપકારી કાર્યો આ બાબતોનો પ્રત્યક્ષ આદર્શ છે વાત્સલ્યભાવ તથા મૈત્રીભાવની અધિકતાથી સંયુકત થયેલ પુરૂષો કે સ્ત્રીઓ નરસીંગનું કાર્ય ખાસ ઉત્તમ રીતે કરી શકે છે. તર્કશકિતની પ્રબળતાવાળા પરોપકારનાં કાર્ય કરવા માટે ઉત્તમ પ્રકારની સલાહ કે યોજના યોજી કે બતાવી શકે છે. પણ આવા પુરુષોએ ન્યાયવૃત્તિ ઉપરવટ થઇ દયાનો અમલ નહિ કરવો જોઇએ એ ખાસ સંભાળવાનું છે. ( ન્યાયાધિશોએ આ બાબત ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. )

મૈત્રીભાવ સૌંદર્યપ્રેમ અને કીર્તિની પ્રબળ અભિલાષાની વૃત્તિવાળા તથા સ્વમાન અને મનોબલની સાધારણ અવસ્થાવાળા પુરુષો, વ્યવહારિક ભલાઇના કાર્યો માટે અતિ પ્રશંસા પાત્ર થાય છે. પોતાની જાત કરતા અન્યને માટે તેઓ તન મન અને ધનનો ભોગ આપે છે.

ગૃહલાગણીવાળા અને મળતાવળા સ્વભાવના, ઘર સંસારી કાર્યો પાછળ છુટથી ધનાદિનો ભોગ આપે છે.

મનનશકિતઓના પ્રાબલ્યથી સાંસારિક અયોગ્ય રીત રીવાજો અને રુઢીઓ અને તેથી થતાં અનેક કલેશો તથા દરિદ્રતા આદિ સંતાપોનો નિરંતર વિચાર કર્યા કરે છે. અને જન સમાજને તેવા દુખોમાંથી છોડાવી સુખી બનાવવાના રસ્તા શોધે છે.

મૈત્રીભાવની પ્રબળતાને લીધે પરોણાગત કે ખાતરબરદાસ કરવાના સ્વભાવ યુકત હોય છે.

સંહારક કે વિનાશક વૃત્તિની સાધારણ દશાને લીધે દુઃખ કે મૃત્યુ જોઇ શકતા નથી અને અન્યાય તથા ફાંસીની શિક્ષા સામે એકદમ અણગમો દર્શાવે છે.

ધનાભિલાષની સાધારણ હાલતમાં અર્થાત્ નિર્લોભવૃત્તિના પરિણામે જરૂરીઆત પ્રમાણે યથાશકિત દ્રવ્ય આદિનું દાન કરે છે. ગરીબો પાસેથી યોગ્ય લેણું પણ પરાણે લેવા ઇચ્છતા નથી, પણ લોભીવૃત્તિની અધિકતાથી પોતાને ફાયદો થાય તેવું હોય તો આર્થિક મદદ પણ આપે છે.

સાધારણ-જેઓમાં આવૃત્તિ સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ અન્યાન્ય શકિતઓની પ્રબળતાના પ્રમાણમાં સાધારણ રીતે આ વૃત્તિને કામમાં લાવે છે. સાધારણ રીતે કદાચ દાન આદિ પણ આપે છે પણ તે સ્વલ્પ પ્રમાણમાંજ હોય છે. તર્કશકિત અને મનનશકિતની પ્રબળતાથી આવા પુરુષો સાધારણ રીતે પરોપકાર કરવા તરફ ખાસ વલણ ધરાવતા નથી, પણ પરોપકાર વૃત્તિની નિર્બલતાથી સ્વાર્થ વૃત્તિઓને આધીન થઈ બીજાના સુખોની દરકાર કરતા નથી.

આવી સ્થીતિમાં શારીરબળ, સ્વમાન અને સંહારકવૃત્તિની પ્રબળતા અને દૃઢતાના પરિબળને લીધે દુઃખ વિગેરેથી કઠણ હૃદયના થઇ જાય છે. અને જો આવા પુરૂષોમાં ધનલોભ અને છલ કપટ વૃત્તિનું પ્રાબલ્ય હોય તો તદન સ્વાર્થીજ નીવડે છે.

ન્યૂનતા-જેઓમાં આ વૃત્તિ તદન ન્યૂન પ્રમાણમાં હોયછે તેઓ મનુષ્ય જાતનાં કે અન્ય પ્રાણીઓના સુખને માટે બહુ દરકાર કરતા નથી, તો સુખ વધારવા માટે તો આશાજ કયાંથી રાખવી ! સ્વાર્થ વિના કદી પણ આવા લોકો ભોગ આપવા ઈચ્છતા નથી. મનુષ્ય સમાજના દુઃખો પ્રત્યે તદન બહેર મારી ગયેલ કઠણ હૃદયના થઇ જાય છે. દયા કે કરુણાયુકત કાર્યો કવચિતજ કરે છે અને કદાચ કરે તો પણ બડબડાટ કર્યા વગર નહિ. તેઓમાં સ્વભાવથી એવું કાંઇ વલણ હોતુ નથી. દયા કરુણા કે અનુકમ્પા અથવા સહાનુભુતિનો એક પણ ભાવ આવા પુરુષોના હૃદયમાં ભાગ્યે હોય છે. આવા પુરૂષો " **ये निघ्नन्ति निरर्थकं परहितं ते के न जानिमहे** " આ પંકિતમાં મુકવા યોગ્ય હોય છે.

**ખીલવણી**-આ દયા કે પરોપકાર વૃત્તિની યથાર્થ ખીલવણી માટે—

૧ ઉદાર દીલના થાઓ.

૨ સ્વાર્થ-વૃત્તિઓને દાબમાં રાખો અને ઓછી કરો.

૩ પ્રાણીમાત્ર પ્રત્યે પ્રીત અને કરુણાદ્ર ભાવથી વર્તતાં શીખો.

૪ દુઃખી રોગી અને પીડીતોની યોગ્ય સેવા કરવા તત્પર થાઓ.

૫ તેઓનાં દુઃખે દુઃખી અને સુખે સુખી થવાની ટેવ પાડો.

૬ દુઃખી હૃદયોનાં દુઃખો દુર કરો અને જરૂરીયાતો, ઉદાર થઇ પુરી પાડો.

૭ સર્વની સાથે ભલમનસાઇ કે સારી લાગણીથી અને સદ્વર્તનથી વર્તતાં શીખો બોલવામાં પણ મધુર વાણી અને નમ્ર વર્તનને ધારણ કરો.

૮ જીંદગીના નાના નાના પ્રસંગોમાં પણ ભલાઇના કામો પર ધ્યાન આપો.

૯ વેશ ભાવ અને વર્તનમાં પ્રત્યેક પ્રસંગે આવશ્યકતાનુંસાર કરુણાર્દ્રતાનો ઉપયોગ કરી તમારી અંદરની આ લાગણીને યોગ્ય પ્રમાણુમાં ખીલવો.

૧૦ કરુણારસ પ્રધાન કાવ્યો, નાટકો, ગીતો કે વાર્તાઓ અથવા વૃતાંતો વાંચો સાંભળો અથવા જુઓ અને તેનો અભ્યાસ કરો.

૧૧ દયા અને પરોપકાર વૃત્તિથી થતા મહાન કાર્યો અને લાભોનો વારંવાર વિચાર કરો અને આ વૃત્તિના અભાવમાં જનસમાજની સ્થીતિ કેવી થાય તેનાં ભયંકર પરિણામોને પણ તપાસો.

૧૨ " દયા ધર્મકો મૂલ હૈ પાપ મૂલ અભિમાન " એ સર્વદા યાદ રાખો.

૧૩ દયાર્દ્ર થવું એ મનુષ્યની એક પવિત્ર ફરજ છે એમ સમજી વર્તો.

નિગ્રહ—આ વૃત્તિના અતિ ઉગ્રવેગ કે અતિયોગ અથવા મિથ્યાયોગને પણ રોકતાં શીખવાની ખાસ જરૂર છે. એટલા માટે નીચેની બાબતોપર ખાસ ધ્યાન આપો.

૧ ધન વિગેરે પદાર્થો આપવામાં બહુજ વિવેક વાપરો અને દુરુપયોગ ન થાય એ ખાસ ધ્યાનમાં રાખો.

૨ આપવા અથવા દાન કરવા ધારતા હો તેથી હમેશાં ઓછું આપતા જાઓ.

૩ અમુકજ રકમની હદ બાંધી પ્રતિજ્ઞા કરી તે પ્રમાણે ખર્ચો.

૪ મનુષ્ય સમાજનાં કે પ્રાણીઓના દુઃખો પ્રત્યે જરા દીલ સખ્ત કરી એટલું સમજતાં શીખો કે એ "બધાં કર્માનુસાર ફળોજ છે"

૫ રોગીઓ ઉપર જાતે અતિ ધ્યાન આપવાનું કાર્ય ઓછું કરો કે જેથી ચેપી રોગ લાગે નહિં.

૬ હદ ઉપરાંત કદી પણ દયાના કામ કરવા પ્રવર્તો નહિ.

૭ સ્વાર્થ તરફ પ્રથમ ધ્યાન આપો અને પછી પરાર્થ પ્રવૃત્તિ કરો.

૮ દયા કે પરોપકારની વૃત્તિને ન્યાય તર્ક અને તુલના શકિતઓને આધિન સોંપી વર્તતાં શીખો.

૯ દયાના પાત્રની યોગ્યાયોગ્યતા બરાબર તપાસી શ્રધ્ધાપૂર્વક દાન કરવા પ્રવૃત્તિ કરો.

૧૦ કેટલાક ભિક્ષુકો ગરીબાઇનો ડોળ કરી ધનાદિ પદાર્થો એકત્ર કરી રાખે છે. જાતે વ્યભિચાર–દારૂ કે કેફી પીણા પાછળ તેનો ઉપયોગ કરે છે, તેવો ઉપયોગ તમારા દ્રવ્યનો તો નથી થતો એ ખાસ ધ્યાનમાં રાખો.

આ વૃત્તિની ખીલવણી કે યથાર્થ કેળવણી એ ખરેખર એક પવિત્રમાં પવિત્ર ફરજ છે. ઇશ્વરી સૃષ્ટિના સમ્પૂર્ણ કાર્યોમાં સર્વત્ર દયા અને પરોપકાર, વિશ્વ વ્યાપી મહાન

યોજનાથી પ્રવૃત્તિ રહેલ છે. શું ત્યારે મનુષ્ય પણ પોતાના પિતાની આવી શુભ ઇચ્છામાં પોતાની શકિત અનુસાર સહાયક થવા બંધાયેલ નથી? આપણે પ્રતિક્ષણ અનેક પ્રકારના સુખો, જીવન પર્યન્ત જે પરમ પિતાની કરુણાથી મેળવીએ છીએ અને આનંદો ભોગવીએ છીએ તેમાંનો સ્વલ્પાંશ પણ, આપણા જાત ભાઇઓ તેમજ જગતના અન્ય પ્રાણીઓ માટે અર્પણ કરવા શું આપણે બંધાયેલ નથી? આપણી પોતાની સુધારણા અને ભલાઇને ખાતર પણ આપણે આ વૃત્તિને ખીલવવાની અતિ અગત્ય છે. એટલા માટે દયા અને કરૂણાયુકત હૃદયથી પરોપકાર કરવાની સર્વ દશામાં જરુર છે. " Blessed are the merciful for they shall obtain mercy. " એ વાકયો બહુજ મહત્વ પૂર્ણ છે.

દુનીયાના ગમે તે પ્રદેશમાં આપણે જઇએ પણ ગરીબો અને દુઃખી દિલના માણસો આપણને સર્વત્ર મળી આવે છે. તેઓ બિચારાનું જીવનજ આપણી સાથે ઘડાયેલું છે કે જેથી આપણને ભલાઇનાં કામો કરવાનો અવસર મળ્યાજ કરે. પણ આપણે આપણી પવિત્ર ફરજોને દુનીયાના અનેક વ્યવસાયો પાછળ બાજુએ મુકીએ છીએ પરોપકારની મોટી મોટી સંસ્થાઓ ભલે પોતાની શકિત અનુસાર પરોપકારના કાર્યો કરતી હોય પણ આપણે જાતે પરોપકારની વૃત્તિથી કાર્ય કરવાની આવશ્યતાનુસાર જરુર છે. આટલા વાસ્તે ભુખ્યાને અન્ન, વસ્ત્રહિનને વસ્ત્ર દારિદ્રને શક્તિ પ્રમાણે ધનદાન, રોગીને યોગ્ય ઔષધ, મુર્ખ અને અણસમજુને યોગ્ય શિખામણ, આળસુ અને પ્રમાદીઓને લાયક કામધંધો, પાપીઓ અને અધર્મીઓને ધર્મજ્ઞાન, નભણુ અને વિચારહીન પ્રજાઓમાં કેળવણી અને સદ્જ્ઞાન તથા સુબોધ, આદિ અનેક કાર્યો આવશ્યકતા પ્રમાણે પરોપકારવૃત્તિથીજ આચરવાની જરુર છે.

વ્યક્તિગત-દાન-પૂણ્ય કે દર્શાવવામાં આવતી દયા કોઇપણ રીતે વિસ્તૃત પ્રમાણમાં કે મોટા વિસ્તારમાં ફાયદા કરવા પુર્તિ તો નજ ગણી શકાય. મનુષ્યો મનવાણી તેમજ અન્ય શરીર આદિ અનેક સાધનોથી યુક્ત છે. જેમાંથી સૌ કોઈ પોતપોતાની શક્તિ અનુસાર કોઇ મનથી કોઈ ધનથી તો કોઈ તનથી એક બીજાને મદદગાર થઇ શકે છે. ગરીબો પણ આવી રીતે જોતાં ધનવાનોને પણ સહાય કર્તા થઈ શકે છે. એટલુંજ નહિ પણ અનેક પ્રસંગોમાં તેઓને સુધારી પણ શકે છે. મનુષ્ય સમાજની અંદરથી પ્રત્યેક પ્રકારના દુષ્ટગુણ અને કષ્ટકમ કે ખરાબ અને અનુચિત રૂઢી કે રિવાજો દુર કરવા માટે પ્રત્યેક વ્યક્તિએ પોતાથી બનતો પ્રયત્ન કરવોજ જોઇએ. અને સુખ ભોગવવાની સર્વ શક્તિઓને તેના યથાથરૂપમાં ખીલવવીજ જોઇએ. એટલા માટે અથવા એ મહા પ્રયોજનની સિધ્ધી માટે અત્યન્ત વિસ્તૃત પ્રમાણમાં મનુષ્યની પરોપકાર વૃત્તિનો ઉપયોગ થવાની જરુર છે. વ્યકિતગત દયા કે દાનથી માત્ર દુઃખના મહાન વિસ્તૃત ખેતરોમાંનું એકાદ પાંદડું અહિંથી કે ત્યાંથી દુર કરી શકાય છે. પણ સંપૂર્ણ દુઃખોનાં મૂળ કારણો કંઇ એવી રીતે નિર્મૂળ થઇ ન શકે.

# દુર્વ્યસન અને દરિદ્રતા તથા દ્રવ્યનો ઉપયોગ

પણ તેમ કરવા માટે તો આપણે સર્વ દુઃખોના મુળ પર કુવાડા મારવાનીજ જરૂર છે. અને સર્વ દુઃખોના મૂળ કાપવાની જરૂર છે. દષ્ટાંત તરીકે કેટલાક કંગાલ દરિદ્રી અને ગરીબ હાલતના અને કેફી કે વ્યસની પુરુષોના સ્ત્રી બચ્ચાં છોકરાં ઓને આપણે અન્ન વસ્ત્ર કે અન્ય સાધનો આપી તેઓની ગરીબ હાલતમાં મદદ આપી શકીએ અને મોટા મોટા ફંડદ્વારા એવા અનેક કુટુંબોનું રક્ષણ પોષણ કેટલેક અંશે કરી શકીએ, અને અમિતાહાર વિહાર કે અયોગ્ય વર્તનથી ખરાબ હાલતને પ્રાપ્ત થયેલ કુટુંબોનું કદાચ રક્ષણ કરી શકીએ. પણ તેથી આવી ખરાબ હાલત થવાના મૂળ કારણો કંઈ દુર થયા એમ સમજવાનું નથી. ખરી દયા ખરૂં દાન કે દાનનો યથાર્થ ઉપયોગ તો ગરીબાઇ દુઃખ અને વ્યસન તથા દુઃખી હાલત લાવનાર મૂળ કારણોને દુર કરવા માટેજ યોગ્ય રીતે કરવો જોઇએ કે જેને પરિણામે અનેક દુરાચાર અને અનાચારની પરંપરાનો મોટો વેપાર બંધ પડી જાય અથવા સદંતર નિવૃત થઇ જાય. ખરી રીતે તો આવા દુર્ગુણિ માબાપોનેજ સુધારવાની પ્રથમ જરૂર છે. કારણ તેઓ જો ખરી રીતે સુધરે તો આપણે તેઓના બચ્ચાંને જે કાંઇ નાણાની રકમો આપી મદદ કરીએ તેના કરતાં તેનાં સમજુ માબાપો બહુજ સારી રકમ અને સાધનો એકત્ર કરી શકશે અને સ્ત્રી છોકરાં બચ્ચાં આદિ સુખ પૂર્વક સાથે રહી કુટુંબોના અનેક સંબંધોનો આનંદ મેળવી અનેક પ્રકારના લાભ મેળવી શકેશે. આટલા માટે આપણાં સમજુ અને વિદ્વાન્ વર્ગે આવા આવા મોટા દુર્ગુણો, હાનિકારક રુઢીઓ કે રીત રીવાજોને તેમજ અનુચિત લોકાચારને તથા પાયમાલ કરનારી ફેશનોના પાશને નિર્મૂલ કરવા, એકદમ કટીબધ્ધ થવું જોઇએ. અને જેમ બને તેમ જલદીથી એવા બંધનોને ડહાપણ યુકિત પ્રયુકિત લેખો પુસ્તકો પેમ્ફલેટો અને ચોપાનીઆઓ દ્વારા તથા જાહેર વ્યાખ્યાનો અને ઉપયોગી સંસ્થાઓ દ્વારા નિર્મૂળ કરવા, તોડી પાડવા, દાબી દઇ વિનાશ કરવાની જરૂર છે. ઘોર તમોમય સુખ નિદ્રામાં ઘોરવાથી કંઇ પણ શુભ પરિણામ આવે તેમ નથી. જ્યારે દુનિયામાં નિષ્પક્ષપાત રીતે મનુષ્યોને યથાર્થ ધર્મ અને કર્ત્તવ્યનો યથાર્થ ઉપદેશ કરનાર મહાત્મા પુરૂષો અનેક રીતે ઉપદેશ કરે છે ત્યારેજ સુખ અને શાન્તિ થાય છે. અન્યથા અન્ધપરંપરા અને તેથી પરિણુત થતાં દુઃખો દિન પ્રતિદિન વધતાંજ જાય છે. ધર્મ ગુરૂઓ, ધર્માચાર્યો, અને સાધુ સન્તો કે સન્યાસીઓ કંઇ એકાદ મંદીર મસીદ કે મઠમાં અથવા ઉપાશ્રયમાં શોભાને માટે બેસારી રાખવા સારૂં કે પુજા કે ભોગ ધરાવવા સારૂં અથવા ભેટ દુશાલા અને પહેરામણીઓનો સ્વિકાર કરી અનેક પ્રકારના ભોગ કે વૈભવો ભોગવવા સારું નિમવામાં આવતા નથી. પણ લોકોને ઉપદેશ આપવાની અને સદ્ધર્મ પ્રવર્તાવવાની તેઓની પવિત્રતામાં પવિત્ર અને સર્વોત્કષ્ટ ફરજ છે. જેને યથાવત નહિ બજાવવાથી તેઓ ઈશ્વરના ગુન્હેગાર, અધર્મિ પાપી અને જન સમાજમાં તિરસ્કારને પાત્ર ગણુવા સર્વથા લાયક ઠરે છે. દુનીયામાં

વિદ્વત્તા યુક્ત, લાયક, નમ્રતાયુક્ત અને સત્ય તથા નિષ્પક્ષપાત ધર્મનો ઉપદેશ કરનાર અસંખ્ય સાધુ પુરુષોની સર્વદેશ સર્વકાળ અને સર્વધર્મનો લોકોને અત્યંત જરૂર છે.

બાલ્યાવસ્થા—પણ ખાસ કરી બાલ્યાવસ્થા, આવી કેળવણી આપવાનો સૌથી યોગ્ય સમય છે. બાળકોની અંદર આ શકિતનું સ્થાન ( માથાનું તાળવું ) લગભગ એક વર્ષ સુધી સારી રીતે ખીલેલું હોતું નથી અને એવી સ્થીતિમાં કુદરત એ શકિત-ને કેળવવાનું કદી યોગ્ય ધારતીજ નથી. પણ બીજા વર્ષની શરુઆતથી આ સ્થાન પ્રતિદીન વૃદ્ધિંગત થતું જાય છે અને આખરે સૌથી વિશેષ વૃધ્ધિ પામે છે. માટે ત્યાર પછીની અવસ્થામાં બાળકોને નાના નાના સંદેશા કે ચિજ વસ્તુઓ મિત્રવર્ગમાં પહોંચાડવા જેવાં કાર્યો જે તેમને સ્વભાવથીજ કરવાનું ગમે છે તેવાં કાર્યો, આનંદ પૂર્વક નમ્ર ભાવથી સોંપવા. બાળકો કામ કરવાથી ખુશી રહે છે. બીજાઓને આભારી બનાવવાનું ચાહે છે. અને આવાં કાર્યો કરાવવાથી "એકપંથને દો કાજ" એકીસાથે બન્ને શક્તિઓ ખીલે છે. તેઓનું સ્વાભાવિક સ્વભાવ માધૂર્ય-રમ્યતા, અને મુખપર પ્રકાશ કરતી નિઃસ્વાર્થ દયા-મમતા અને માયાળુ રવભાવની લાગણી, તેઓની બાલ્યા-વસ્થાના પ્રત્યેક કાર્યમાં અને હાવભાવમાં ચારેતરપ્ એવી રીતે વર્ષી રહેછે અને સુખ તથા આનંદ પ્રસરાવી મુકે છે કે તેઓની આ બાલ્યાવસ્થા ખાસ મનમોહક બની જાય છે. આટલા માટે તેઓના પોતાના ભલાં માટે તેમજ મોટી ઉમરે પણ એવાજ દયા કરુણા અને મમતાના સંસ્કારો ચાલુ રહે અને સ્વાર્થ વૃત્તિને અધિક અંશે વળગતાં ન શીખે એવું શીક્ષણ બાલ્યાવ્યસ્થામાંથીજ આપવું જોઇએ. અને તેમ કરવા માટે અનેક પ્રસંગો અને વિવિધ પણ સાદા ઉપાયો યોજવા જોઇએ. જેમાં સૌથી પ્રથમ અને અગ્રસ્થાન "તેઓના પ્રત્યે મમતા સ્નેહ અને માયા ભરેલી વર્તણુક" છે જેને અમે મુખ્ય ગણીએ છીએ. માયાળુ વર્તનથી બાળકોમાં મમતા અને માયાળુ વૃત્તિ કે સ્વભાવ ઉશ્કેરી શકાય છે. અને તેથી તમે તેના ઉપર જે કંઈ ઉપકાર કૃપા કે-મહેરબાની કરશો અને માયાળુ વૃત્તિથી વર્તશો તેટલાજ પ્રમાણમાં તેઓ તમારા વર્તનનું અનુકરણ કરતાં જલ્દી શીખશે. માતા પિતા ગુરૂ શિક્ષક અને બાળકોના પ્રસંગમાં આવનાર સર્વ વડીલોએ આટલા માટે એ ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે કે તેઓ હમેશાં બાળકોના કલ્યાણકારક કાર્યોમાં બહુજ ઉંડો અને સ્થાયી ભાગ લેતા થાય અને તેઓની ભલી અને વ્યાજબી ઇચ્છાઓ કે કામના-ઓને મમતા ભરેલી લાગણીથી તૃપ કરે. બાળકો પણ આવા વર્તનથી હમેશાં તમારા પ્રત્યે સ્નેહની લાગણી અને મમતાવાળા રહેશે એટલુંજ નહિ પણ અન્ય પશુપ્રાણી સાથે પણ તેજ પ્રમાણે વર્તતાં શીખશે. આટલા માટે-

૧ તેઓમાં હમેશાં ઉદારભાવને પ્રેરો.

૨ તેઓની યોગ્ય ઉદારતાનો યોગ્ય બદલો આપો.

૩ તેઓને ખાવાની વસ્તુ આપો પણ ભાગપાડી સર્વ સાથે મળી સરખે ભાગે વહેંચી ખાતાં શીખે એવું ઉત્તેજન આપો.

૪ સંપસંપીને કે હળીમળીને ખાવાથી શું ફાયદો થાય છે તે સ્પષ્ટ દર્શાવો.

૫ આપસઆપસમાં પરસ્પર સહાય કરતાં શીખવો.

૬ જ્યારે સ્વાર્થવૃત્તિની પ્રબળતાથી કંઈક આપતાં અચકાય તો તેનાં અશુભ પરિણામો દર્શાવો અને સ્વાર્થવૃતિથી શું નુકશાન થાય છે તે બતાવો.

૭ તેઓ પ્રત્યે ઉદાર ભાવથી વર્તો.

૮ કરૂણા વૃત્તિના કાર્યને ઉશ્કેરનાર અનેક પ્રકારની રમત ગમતનાં પ્રસંગો જાતે ઉભા કરો અને બાળકોની વૃત્તિનું નિરીક્ષણ કરો.

૯ તેઓને પશુવધ થતો જોતાં અટકાવો.

૧૦ ઘરમાંપણ એવા પશુ પક્ષીઓનો વધ થતો અટકાવવો એ માબાપોની ફરજ છે.

૧૧ મદ્યમાંસનો ત્યાગ કરતાં શીખવો.

૧૨ પ્રાણી પશુ પક્ષી અને જીવ જન્તુઓ પ્રત્યે-માયા અને મમતાની લાગણીથી વર્તતાં શીખવો અને તે પ્રાણીઓના ઉપયોગ અને સૌન્દર્ય તથા રચના અને કાર્ય આદિથી વાકેફ કરો.

**પશુવધ ક્રુરતા માંસાહાર અને કસાઇખાનાઓ**—દુનીયામાં માંસાહારનો પ્રચાર અનેક વર્ષો થયા એટલો બધો વધી ગયો છે અને દિનપ્રતિદિન વધતો જાય છે કે તેનો કંઇ પારજ નથી. યુરોપ અમેરીકા આસ્ટ્રેલીયા અને આફ્રીકા તથા એશીયાના સમગ્ર ભાગોના ચારેખંડમાં માત્ર હિંદુસ્થાનની વસ્તિનો માત્ર હિંદુઓની થોડી ઘણી જાતો અને તેમાં પણ ખાસ કરી ગુજરાત અને કાઠીયાવાડ તથા કચ્છ અને મધ્ય હિંદુસ્થાનના થોડાક પ્રદેશોને બાદ કરતાં પૃથ્વીનાં સમગ્ર વિભાગોમાં માંસાહારનો છુટથી પ્રચાર છે. ખુલ્લી રીતે અનેક પ્રકારના કસાઈખાનાઓમાં રાત દીવસની પરવા કર્યા વગર પ્રતિદિન ગાય ભેંસ ઘોડા અસંખ્ય ઘેટાં અને બકરા પાડા વાછરડાં અને અન્ય અસંખ્ય પ્રાણીઓનો વધ નિરંતર ચાલુજ છે. આ સિવાય ખાનગી રાજા મહારાજાઓ અને સિપાઇ સોલ્જરો, શિકાર આદિદ્વારા વધ કરે છે તેતો તદન જુદોજ. આ સિવાય હાથી દાંત, કાચબાની ઢાલ અને અન્ય પ્રકારના ધંધારોજગાર નિમિત્ત કરવામાં આવતા પશુ વધનો તો કંઇ સુમારજ નથી. માત્ર સુંદર અને રમ્ય રૂવાંટાઓ પ્રાપ્ત કરવા માટે અને લંડન જેવા સુપ્રસિધ શહેરના રસ્તાઓપર-ભભકાબંધ રીતે અને પૂર્ણ અભિમાનથી ફેશનેબલ મુડમાં પોતાના યાર કે પ્રેમી સાથે પૂરી શકે એવી મિથ્યા આંડબરયુકત, કામવાસનાઓની તૃપ્તિ કરવા પાછળ પ્રતિ વર્ષમાત્ર રૂવાંટીવાળા પ્રાણીઓની કરવામાં આવતી હિંસાનો આંકડો એટલો તો જબરજસ્ત ભયંકર અને સમજુ હૃદયનું મસ્તક ફેરવી નાંખે અને કમકમાટી ઉપજાવે તેવો છે કે ડાહ્યા અને સમજુ તથા સહૃદય-મનુષ્યનું હૃદય કરૂણા રસની આર્દ્રતાથી વર્ષોના વર્ષો રડે તો પણ તે શાન્ત થઇ શકે નહિ. અત્રે સ્વલ્પ નિદર્શનાર્થં એકજ દૃષ્ય અમે ટાંકી બતાવવું દુરસ્ત ધારીએ છીએ. સમજુ અને વિવેકી તથા પરો-

પકારી નરો એથી સહજ કલ્પના કરી શકશે કે:—પાશ્ચાત્ય દેશોમાં પ્રજા વિનાશક મુળ કારણોની શરૂઆત કયાંથી શરુ થઇ ! સ્ટાન્ડર્ડ મેગેઝીનના ૧૯૧૪ ના નવેમ્બરના ઇસ્યુમાં:-" Furs; and the animals that produce them " એ મથાળાની હેઠળ લંડનની ઝુલોજીકલ ગારડનના સુપ્રીન્ટેન્ડન્ટ Mr. R. I. Pocock F. R. S. એ એક સચિત્ર નિબંધ લખ્યો છે, જેમા તે જણાવે છે કે:—" I subjoin side by side for Comparision a list of the numbers of some of the principal furs offerred for disposal by some of the London auctioners at their antumn sales in 1912 and 1913. These statistics and those that follow, have been extracted from the Fur News Magazines for 1913. I have for the sake of simplicity neglected the hundreds, so that the totals are in all cases. less than the original figures. "લંડનની કેટલીક પશુઓના રૂંવાટા વહેચનાર અને હરાજ કરનાર દુકાનોનાં માત્ર પાનખર રૂતુના લીલામની હરરાજીનાં માત્ર બે ચાર દુકાનોનાંજ અને તે પણ ૧૯૧૨-૧૩ ની સાલનાજ આંકડા અત્રે સરખાસણી કરવા માટેજ રજુ કરૂં છું."

| લંડનની માત્ર ત્રણ દુકાનો. | | અમેરિકાની દુકાનો. | |
|---|---|---|---|
| રૂવાંવાળા પ્રાણીઓની સંહાર સંખ્યા. | | | |
| | સને ૧૯૧૨ તથા ૧૯૧૩ | | ૧૯૧૨ તથા ૧૯૧૩ |
| મારટેડ અને સેબલ. | ૬૦૦૦—૧૪૦૦૦ | | ૩૧૦૦૦—૩૫૦૮૦ |
| નોળીયાંની જાતનું પ્રાણી | ૧૧૦૦૦—૬૪૦૦૦ | | ૨૯૭૦૮૦—૩૧૯૦૦૦ |
| સીન્ક. | ૭૦૦૦—૧૮૦૦૦ | | ૧૨૦૦૦૦—૧૪૯૦૦૦ |
| સ્કન્ક. | ૨૪૦૦૦—૧૫૪૦૦૦ | નાની સ્કન્ક | ૧૪૦૦૦—૧૬૨૭૦૦ |
| લોકડી જુંદી જુદી જાતની | ૨૦૦૦૦—૧૩૫૦૦૦ | | ૨૮૭૦૦૦—૧૫૩૦૦૦ |
| રેકુન. | ૫૫૦૦૦—૯૧૦૦૦ | | ૧૭૦૦૦૦—૨૫૩૦૦૦ |
| ઓપોસમ | ૫૮૦૦૦—૧૩૮૦૦૦ | | ૩૧૧૦૦૦—૪૭૭૦૦૦ |
| | ——— ——— | માસ્કવેરા | ૧૨૮૭૦૦૦—૧૩૧૯૦૦૦ |
| કુલ સંહાર | ૧૩૫૦૦૦-૬૧૪૦૦૦ | લાઇન્ક અને | ૩૯૮૭૦૦૦-૬૨૦૫૦૦૦ |
| | | જંગલી બીલાડી. | ૪૦૦૦૦—૫૨૦૦૦ |
| | | બેજર. | ૩૧૦૦૦—૨૩૦૦૦ |
| | | કુલ | ૪૪૫૫૦૦૦—૧૦૬૧૨૦૦૦ |

ઉપરોક્ત આંકડા માત્ર લંડનની ત્રણુજ દુકાનોના તેમજ અમેરિકાની તેજ સાલમાં રૂવાટી વાળા ચામડીવાળા પ્રાણીઓનાં સંહારની સંખ્યા દર્શાવે છે અથાર્ત ૧૯૧૨ માં કુલ રૂવાટીવાળાં પ્રાણીઓની સંહાર સંખ્યા લંડનની દુકાનપર ૧૩૫૦૦૦ થઈ હતી. અને ૧૯૧૩ માં તેજ દુકાન પર ૬૧૪૦૦૦ થઇ હતી.

જ્યારે અમેરિકામાં ૧૯૧૨ માં ૪૪૧૫૦૦૦ તથા ૧૯૧૩ માં ૧૦૬૧૨૦૦૦ પ્રાણીઓની હિંસા માત્ર બે દુકાનપરના સ્ટોક ખાતરજ થયેલ સ્પષ્ટ જણાય છે. પ્રમદાઓની માત્ર એક પ્રબળ લાગણીને સંતોષ પમાડવા ખાતર અને શૃંગાર માટે બેજ વર્ષમાં અસંખ્ય પ્રાણીઓનો આટલો મોટો ગજબ પ્રમાણમાં સંહાર થતો હશે એવી કલ્પના આ બીચારા ગરીબ આર્યાવર્તવાશીઓને તો ભાગ્યેજ આવી શકે ? આટલી પ્રબળ પ્રમાણમાં થતી હિંસાનો પ્રત્યક્ષ અનુભવ મેળવી વર્ણન આપનાર ઉપરોકત મહાશય જાતે આટલું જાણતાં છતાં અને આ અધમ કર્મ છે એમ માનવાં છતાં લખે છે કે:—" Every winter season adds fresh species to the category, so that a walk down one of the fashionable thorough fares of London frequented by the "Quality" during the hours of parade is quite a pleasant recreation to the naturalist, if for the time being he can forget the whole sale destruction and its certain issue attested by what he sees. It must lead actually to the destru ction of the prosecuted species."

It is however no part of my present. purpose to put in a plea for the passing of measures for the protection of these animals, pressing though the need of legislative action in the matter may be."

"પ્રતિ શિયાળાની રૂતુએ નવાનવા પ્રાણીઓની હિંસાની આ સંખ્યામાં વધારો થતો જાય છે. અને લંડનના સરીયામ રસ્તા પર તે વખતે કોઇ ફરવા નિકળે તો એક કુદરતના શોખીનને ચરાલીસ્ટને આ વસ્તુઓના સમગ્ર સુંદર દ્રષ્યનું અવલોકન કરતાં આ બધી રૂવાંટી પાછળ કરવામાં આવેલ અસંખ્ય પ્રાણીઓની હિંસા સબંધી ખ્યાલજ ન આવે તો, તે ખરેખર જોઇને ખુશી થાય. પણ તેનું પરિણામ શું આવશે ? રફતે રફતે સમગ્ર જાતિઓનો એકદમ સદંતર વિનાશજ થશે આમ હોવા છતાં પણ આવા પ્રાણીઓના રક્ષણ માટે કાયદો પાસ કરાવી સુરક્ષિત કરવાની જોકે ખાસ જરૂર હશે તો પણ તેવી અપીલ કરવી એ હાલ મારો ઉદ્દેશ નથી" વારે શાબાશ છે બહાદુર ! ! ! રુઢી અને ફેશનનું પ્રાબલ્ય અમે ગરીબ હિંદુસ્તાનીઓ એમજ સમજીએ છીએ કે અહિં આ દેશમાંજ હશે. પણ યુરોપ જેવા સુધરેલા અને આગળ વધેલા દેશના લોકો પણ રૂઢી કે રિવાજોના કેટલા મોટા દાસછે અને વિરુધ વિચારો પ્રગટ કરતાં હૃદયમાં કેટલા ડરે છે, તેનો આ લેખક ખાસ પ્રબળ પુરાવો આપે છે. પણ સદભાગ્યે યુરોપના આવા પાપી ઘોર અને અધમ કૃત્યોને દુર કરવા માટે અને સંખ્યાબંધ મનુષ્યોને પાપના પ્રવાહથી બચાવવા માટે અનેક પ્રકારની વેજીટેરીયન સોશાઇટીઓ, વેજીટેરીયન હોટેલો, Herald of the Golden age જેવાં માસિકો અને મધમાંસ નિષેધક મંડળીઓ તથા પશુવધને અટકાવનાર મંડળોનાં હૃદયમાં આ વખતે દયા પરોપકાર અને કરૂણાની લાગણીનો ઝીણો પણ મૃદુ અને નમ્ર અવાજ પહોંચવા માંડયો છે. અને તેટલા પ્રમાણમાં અનેક લોકો જાગ્રત

થઇ આ અંધપરંપરાથી જાતે બચવા અને અનેક આત્માઓને બચાવવાના પ્રયત્નો પુર્ણ આત્મબળથી કરવા લાગ્યા છે. Advantist Mission," સુપ્રસિધ્ધ અમેરિકન ડા૦ કેલોગ અને અમેરિકા તથા યુરોપના મોટાં મોટાં તન્દુરસ્તિના બેટલક્રીક જેવા મોટાં મોટાં સ્થળોમાં પરોપકાર અને દયાના આ સિધ્ધાન્તોનો પ્રચાર શરૂ થઇ ચુકયો છે અને લોકો હવે સચેત થવા લાગ્યા છે. પણ અત્યન્ત અફસોસ દીલગીરી અને શોક થવા જેવું તો એ છે કે **अहिंसा परमो धर्मः** નો ઉપદેશ કરનારા, હિંદુઓમાં મુખ્ય ગણાતા ધર્માચાર્યો સાધુસન્યાસીઓ અને ખાસ કરી જૈનોના સાધુઓ કે જેનો તો આ " અહિંસા ધર્મ " એ ખાસ વિષય છે. તેઓ ઘરના કે આસપાસના કયા ખુણામાં ભીરૂઓની માફક મોં સંતાડી ચુડી પેહેરી સંતાઇ રહ્યા છે, તેનો પતોજ નથી ?

મિત્રો, પણ હવે તો બહાર આવો. તમારા પાશ્ચાત્ય ભાઈઓ પણ જુઓ તો ખરા ! તમારાજ અહિંસા ધર્મનો કેટલી યુક્તિ પ્રયુક્તિ અને આત્મનિષ્ઠાથી પ્રચાર કરવા મંડયા છે–તે તો તા જરા તપાસો. અધિક લંબાણ કરવાથી વિષયાન્તર થવા સંભવ છે–પણ અમેરિકન પ્રજા–પોતાના બાળકોને અહિંસા ધર્મ સંબધી કેવા પ્રકારના પાઠોનું શીક્ષણ આપવા લાગી છે તેનો એક અત્યુત્તમ નમુનો અમે અત્રે ટાંકયા વિના રહી શકતા નથી. જેથી તે વિષય દર્શાવનાર એક અંગ્રેજી કવિતાને અમે આ વિષયના છેવટના ભાગમાં ટાંકેલ છે તેપર વાચક વર્ગનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. યુરોપ અને અમેરિકા આદિ દેશોમાં ઉપર જણાવ્યું તેમ રૂંવાટા માટે જેમ અસંખ્ય પ્રાણીઓને બેજાન કરવામાં આવે છે–તેજ પ્રમાણે માત્ર ક્ષુધા નિવૃત્તિ અને ઉદર દરીને ભરવામાં તથા જીવ્હાના સ્વાદને ખાતર પ્રતિદીન કરવામાં આવતી હિંસા કે પશુવધનો તો કંઇ સુમારજ નથી. પશુ હિંસામાં યુરોપ અને અમેરિકા આદિ દેશોની પ્રજા પૂર્ણપણે પ્રસિધ્ધી પામેલ છે આફ્રીકા તેમજ આસ્ટ્રેલીયા અને એશીયાના પણ કેટલાક ભાગો એથી ઉતરે તેમ નથી. આ શું ઓછા ગજબની વાત છે ! આવી આવી બાબતોનો વિચાર કરતાં ખરેખર હૃદય હજારો માઇલ દૂર હોવા છતાં પણ કમ્પી ઉઠે છે.

વળી આ પશુઓના સંહાર સાથે કંઇ આકાશના પક્ષિઓ પણ સુખે નિદ્રા લઇ શકે છે તેમ નથી. પ્રતિ શીયાળાની રૂતુની શરૂઆતમાં ટોપીઓ-ગલપટા પંખા અને ગળાની પછેડીઓ માટે અનેક તરેહના રંગ બેરંગી અને પચરંગી તથા સુવર્ણ અને રૂપેરી રંગયુક્ત સુંદર મધુર અને કોમળ સંગીત તથા ગીત નૃત્ય કરનારા લાખો પક્ષીઓના પ્રાણ પ્રતિ વર્ષ લેવામાં આવે છે જેની સંખ્યાનો તો કંઇ પારજ નથી. સામાન્ય ચકલા ચકલી કે મેના પોપટને તો યુરોપમાં છોકરાંઓ ઝાડપરથી નીચે પાડી ખીસાને સ્વાધીન ક્ષણવારમાં કરી દે છે. પક્ષીઓનાં સુંદર મધુર નાદથી અગાઉ જે જંગલો ગાજી રહ્યાં હતાં હાલ તે તદન સુના અને નિઃશબ્દ માલુમ પડે છે. જે પક્ષિઓને અનેક પ્રકારના નુકશાનકારક જીવજન્તુઓને દુર કરી ઝાડપાન વૃક્ષફળ ફૂલ અને વનસ્પતિ તથા અન્નાદિના અનેક પાકોને નુકશાન કર્તા ઝીણા ઝીણા પ્રાણીઓને હઠાવી કે મારી કાઢી મનુષ્યના ખોરાકનું રક્ષણ કરવા માટે કુદરતે બહુજ

ડહાપણથી રક્ષકનું અને સહાયકનું કાર્ય સોંપેલું છે, તેજ પક્ષિયોનું આવી રીતે ભક્ષણ અને ગળું રેસવાની ક્રિયા જ્યાં નિરંતર ચાલતી હોય તે દેશની દુર્દશા થાય તો તેમાં શું નવાઈ છે! આવા પ્રકારની નિર્દયતાને પરિણામે દયા અને કરૂણા વૃત્તિનો સદંતર નાશજ થઈ જાય છે. એવી પ્રજાઓ આખરે એક બીજાના ગળા રેસવા વગર શરમે તૈયાર થાય છે, તેઓના મનમાંથી સર્વ પ્રકારની દયા અદૃષ્ય થઇ જાય છે અને આખરે લડાઇ અને મહાભારત યુદ્ધોના પંજામાં ફસાઇ જાનમાન, ધનધાન્ય અને પોતાના બચ્ચા અને બાળકોની અધમ પ્રકારની ખુવારી જુએ છે. હાલના મહાભારત યુદ્ધો અને તેના ભયંકર પરિણામો કેટલા વસ્તૃત અને મહાન પ્રમાણમાં અસર કરતા નિવડશે-અને કેટલી રીતે અસર કરશે તેનો યથાર્થ અડસટો તો ત્યારેજ કાઢી શકાય કે જ્યારે આજદીન સુધી કરેલી સંખ્યાબંધ નિર્દોષ અને નિરપરાધી પ્રાણીઓની હિંસાનો પણ અડસટો આંકી શકાય! શુ તે શકય છે?

પણ કોઇ એમ પ્રશ્ન કરશે કે ત્યારે શું ઝેરી અને પ્રાણહર સિંહ તથા સર્પાદિ ક્રુર પ્રાણીઓનો વધ નહિ કરવો? અમે તેની ના કહેતા નથી. પણ સ્વાભાવિક રીતેજ આવા પ્રાણીઓ ખાસ સંયોગ વિના કોઈને દુઃખ દેતા નથી અને વળી પોતાનું રક્ષણ કરી તેઓ મોતને વખતે સ્વાભાવિક રીતેજ નાસી જાય છે. અને કદાચ તેવા ઝેરી પ્રાણીઓનો નાશ કરવામાં આવે તો તેમાં બહુ વાંધો નથી પણ નિરપરાધી અને નિર્દોષ તથા કુદરતને સર્વ રીતે શોભા આપનાર સુંદર અને રમ્ય મનોહર અને મનમોહક પક્ષીઓને, ખાસ પિછાં વિગેરેના શોખને ખાતર અને શિકારના શોખથીજ બંદુક કે ગોળી બહારના અતિ સખ્ત શીતમને શરણે કરવામાં આવે એ તો તદન જંગલી જમાનાની નિશાનીઓ શીવાય બીજું કંઈજ નથી.

પશુ પ્રાણી કે પક્ષીઓની કોઇ પણ દેશ કાળ કે પ્રજામાં આવી રીતે સંખ્યાબંધ અને મોટા વિસ્તારમાં થતી હિંસાને એકદમ કાયદાના સખ્ત હાથ નીચે સુરક્ષિત કરી સમ્પૂર્ણ રીતે અટકાવવાની જરૂર છે. આપણા પાશ્ચાત્ય અને સુધરેલા ગણાતા પણ જંગલી હાલતના નિશાન અને સંસ્કારો અદ્યાપ પર્યન્ત ધારણ કરી રહેલ બન્ધુઓમાં, આવા ઉચ્ચ પ્રકારની અહિંસા ધર્મની ભાવનાઓ, હે પરમ કૃપાળુ પ્રભુ! કયારે પ્રગટ કરશો?



मा हिंस्यात् सर्वाणि भूतानि । सर्वं प्राणिषु बन्धुभूतः स्यात् ।

# अहिंसा परमो धर्मः

# A Vegetarian Song.

( Selected from the House we live in )

You may talk of motton-chop,
You may say it is tip-top;
For a man who wants to live,
Both well and strong and long;
But I will show you in this rhyme,
For there is better food than flesh,
To make one well and strong. 1

Oh ! On the glorious trees, On the glorious trees;
There the fruits and nuts, the fruits and nuts do ever grow,
This is heaven's own food.
God pronounced it very good,
Yes upon the trees, kissed by the gentle breeze,
The most delicious food, ever nicely grows.
There are pipins rich and rare,
There are pulms and peaches fair,
There are buckel-berries, rasp-berries, and peers so sweet,
There are grapes upon the vine,
Never made for use of wine.
All of which with one accord,
Invite us " Come and eat ".
There is the orange, and the lime,
Lemons, too for summer time,
Which so often do refresh, in the toil and heat.
There are nectarines so bright.
There are cherries red and white,
All of which with one accord,
Invite us " Come and eat ".

There are English walnuts rich,
And delicious almonds which,
All alone supply us cream and milk,
how rich a treat
There are coconut and pine,
Pecans hickony–nuts so fine.
All of them with one accord,
Invite us " Come and eat ".

There is the Ox an honest beast,
See him served up at a feast,
Not with standing he has been,
A faithful, true, helpmate,
To the farmer in his task,
Yes, he never once has asked,
More than humblest fare,
And now his blood cries,
" Oh ! Do not eat me,
Oh ! Beast ! oh ! Beast ! 3

There is that scavenger, the pig,
Grown to be so fat and big,
That he scarce can stand or walk.
Upon his clumsey feet.
Though he lives a life of ease,
He is full of dire disease.
And he surely is of all things, most unfit to eat. 4

There is the sheep, with fleece so warm,
Never did a bit of harm.
But for cruel man provides.
Good clothing, warm and neat.
Ere you raise the sharpened knife,
Cut his throat, and take his life,
Listen to his sharpened sad though mute,
Appeal " Dont slay to eat oh ! Brute." 5

There is the oyster in his bed
Eating every thing that is dead.
He is the scavenger that cleans,
The bottom of the seas.
He lives in mud and slime,
Catching microbes all the time,
And his occupation says,
Oh "Don't eat me" for disgrace. 6

There are turkeys daily fed,
On the best of house hold bread.
So that he will be fat and loathsome
For thanks giving day;
What a sin it is and shame,
Crime without a proper name,
For a man, these gentle creatures,
First to feed and then to slay !! 7

There are birds that sing a lay,
Full of joy at break of day.
That will silent be for ever,
At the set of sun.
Some will slay these songsters sweet;
On pretence, that they would eat,
While a thousand more admit,
They kill them just for fun.
List and hear these creatures all,
Mighty beast as well as small.
With a thousand, thousand voices.
Loud and long, repeat,
"We beseach you, let us live."
Take not life you can not give;"
Only kill ferocious creatures,
But never slay to eat.*" 8

---

* Dr. kelloge's "Shall we slay to eat?"

It was God's appointed plan.
Given long ago to man.
That no creature of another
Creature's flesh should eat.
But that all alike should dine,
On the fruit of trees and vine.
And the toothsome grain,
Which heaven has given man for meat. 9

Better far it is to be, A vegetarian. Don't you see?
As thus we take our daily food.
Direct from heavens own hand.
When we cat anothers flesh,
We are not taking food that is fresh.
But are living on a diet, that is second hand.
Oh, then let us all resolve,
That while the earth and years revolve
We will never more pollute
Our mouths with bloody meat;
But will choose a diet pure,
From disease and germs secure,
And of fruits and nuts and grain.
So wholesome, healthy and so sweet,
Strengthening food we shall ever eat. 10

And God said, Behold I have given you every herb bearing seed, which is upon the face of all the earth and every tree; in which is the fruit of a tree yielding seed. To you it shall be for meat.

*Bibble.*



साहित्य संगीत कलाविहीनः
साक्षात्पशुः पुच्छविषाणहीनः !
तृणं न खादन्नपि जीवमान
स्तद्भागधेयं परमं पशूनाम् ॥



# પ્રકરણ ૫ મું પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓ.

નં. ૨૩ કળાકૌશલ્ય—મી૦ એડીસન.



નં. ૨૪ સૌન્દર્ય પ્રેમ.—મી૦ ગાગા.



મી૦ બોનરજી— નં. ૨૫ ઔદાર્ય —કવી નથુરામ સુંદરજી.





નં. ૨૬ પ્રબળ અનુકરણશક્તિ
મી૦ જયશંકર (ગુ. ના. કં.)



નં. ૨૭ હાસ્ય.
મી૦ મોહનલાલ ઝવેરી.



## પ્રકરણ ૬ ઠું અવલોકન અને બુદ્ધિશક્તિઓનો સમૂહ.

નં ૨૮ અવલોકન શકિત.



રા. વૈદ્ય કેશવલાલ

સુપ્રસિદ્ધ ચિત્રકાર રાજા રવીવર્મા.



ઉત્કૃષ્ટ રંગજ્ઞાન.

નં. ૨૮ થી ૩૪ પ્રપૂર્ણ.

નં. ૨૯ પ્રબળ આકૃતિજ્ઞાન.



મી. નરભેરામ કાળીદાસ.



નં. ૩૦ કદજ્ઞાન. મી. હરીલાલ.



પ્રો. જે. મી. આઝ.

નં. ૩૧ વજનજ્ઞાન.



ભારી વજન ઉચકનાર ચમ્પીયન.

નં. ૩૨ ઉત્તમ રંગજ્ઞાન.



પ્રો. સી. બી. ભારદ્વાજ.



નં. ૩૪ પ્રપૂર્ણ ગણિતજ્ઞાન. મી. ગ્લેડસ્ટન.

साहित्य संगीत कलाविहीनः साक्षात् पशुः पुच्छ विषाणहीनः

# પ્રાવિણ્ય મહાયક શકિતઓ.

## પ્રકરણ ૫ મું.

## The Self-Perfecting or Semi-Intellectual Sentiments.

(૨૩) કાળકૌશલ્ય. (Construetiveness.)

(૨૪) સૌન્દર્ય–પ્રેમ. (Ideality or Beauty.)

(૨૫) ઔદાર્યભાવ (Sublimity)

(૨૬) અનુકરણશક્તિ (Imitation)

(૨૭) હાસ્યવિનોદવૃત્તિ– (Mirthfulness)

# પ્રકરણ ૫ મું.

## પ્રાવિણ્ય પ્રદાયક શક્તિઓ.

૧ કળાકૌશલ્ય, ૨ સૌન્દર્યપ્રેમ, ૩ ઔદાર્ય કે ઉન્નત ભાવો, ૪ અનુકરણ, ૫ હાસ્ય

સંગીત, ચિત્રકલા, સૃષ્ટિસૌન્દર્ય, અને સર્વ પ્રકારની ઉચ્ચકળાઓનો શોખ તથા અન્યપ્રકારની પ્રાવિણ્યતાને પોષણ આપનાર અને કળા હુન્નરોને ખીલવનાર શક્તિઓનો આ સમુદાયમાં સમાવેશ કરવામાં આવે છે.

આ સમુદાયની અંદર સમાવેશ કરવામાં આવેલ સર્વ શકિતઓની ખીલવણીને પરિણામે મનુષ્યની અંદરની પશુવૃત્તિઓ પુનીત થાય છે. એટલુંજ નહિ પણ નમ્ર થઈ હમેશાં મનુષ્યની ઉત્તમ શક્તિઓને સહાયકારક થઈ મનુષ્યના જીવનને ઉચ્ચ બનાવવામાં મદદ કરે છે ઈન્દ્રિયવૃત્તિઓ નિયમમાં આવી જાય છે. નૈતિક શક્તિઓને પુષ્ટિ આપે છે, અને પરિણામે મનુષ્ય, પશુવૃત્તિઓની આધિનતાનું એક પગથું ઉપર ચડી, પોતાની અંદરની નીતિ ધર્મ અને બુધ્ધિશક્તિઓની ખીલવણીના અન્ય પ્રદેશો તરફ પ્રયાણ કરે છે.

આ સમુદાયની અંદર વર્ણન કરવામાં આવનાર મસ્તિષ્કની અંદરની માનસ શક્તિઓ, મનુષ્યની પશુવૃત્તિઓ અને બુધ્ધિ તથા નૈતિક અને ધાર્મિક શક્તિઓનું યથાયોગ્ય પ્રમાણમાં મિશ્રણ કરી, મનુષ્યને ઉન્નત બનાવે છે. એટલાજ વાસ્તે આ શક્તિઓનું સ્થાન મસ્તિષ્કની અંદર પશુવૃત્તિઓ તથા ગૃહલાગણીઓ અને નૈતિક તથા બુધ્ધિશકિતઓની વચમાં કુદરતે સ્થાપન કરેલ છે. ઉપર નૈતિક અને ધાર્મિક શક્તિઓનો વિભાગ આવેલ છે જયારે નીચે સ્વાર્થ વૃત્તિઓનાં સ્થાન છે.

જે વ્યક્તિમાં આ સમુદાય વાળી શક્તિઓ અધિક અંશે ખીલેલ હોય છે તેઓ ઇન્દ્રિયની આધિનતા, સ્વભાવની સર્વ પ્રકારથી કઠોરતા, ખાવાપીવા પાછળની ધાંધલ અને વિષય વાંચ્છા આદિ પશુવૃત્તિઓની આધિનતાને સર્વથા ધિક્કારની નજરથી જુએ છે.

આવા પુરૂષો સૃષ્ટિલીલાનું સૌન્દર્ય, કળાકૌશલ્યની ખુબી અને વૃધ્ધિ તથા જે કંઈ કુદરતમાં અથવા મનુષ્યકૃતિમાં સારૂં શોભાયમાન, અને પ્રશંશા કરવા યોગ્ય હોય તેને ચાહે છે વખાણે છે અને પ્રશંસા કરી અન્યમાં પણ તેવી વૃત્તિઓ ખીલે એવું જોવા ઈચ્છે છે. પૂર્ણપણે જે વ્યક્તિમાં આ પ્રાવિણ્યપ્રદાયક-શક્તિઓ ખીલેલી હોય છે તેવા મનુષ્ય ઉત્તમ પ્રકારની રીતભાત અને સાદાઈને પસંદ કરે છે, બાકી બધી પ્રવૃતિઓ ઉપર પ્રમાણેજ હોય છે. માત્ર વિશેષતા એટલીજ કે કદાચ પોતાના (ideal) આદર્શ પ્રમાણે સાધનો ન હોય તો તે વિના પણ ચલાવી લે છે.

**સાધારણ**—જે વ્યકિતમાં સાધારણ પ્રમાણમાં આ શકિતઓ ખીલેલી હોય છે તે સાધારણ રીતે ફાઈન આર્ટને ચાહે છે. કળા, હુન્નર, ચિત્ર ને સૌન્દર્ય તથા અનુકરણ અને નાટયકળાના શોખીન હોય . જેઓનાં એ શકિતઓ બહુજ ઓછા પ્રમાણમાં ખીલેલા હોય છે તેઓ કુદરતની શોભા તથા સૌન્દર્ય પ્રત્યે બેદરકાર હોય છે. તેમ તેનો ઉપયોગ પણ કંઇ કરી શકતા નથી. સાધારણ હાલતનું ઘર, જેવું તેવું ફરનીચર અને તદ્દન સાધારણ પ્રકારની પસંદગીવાળા હોય છે. સ્વભાવે કઠોર, વગર કેળવાયેલા, વિનય અને નમ્રતા વગરના અથવા કૃત્રિમ વિનય વાળા, સુધરેલી જીંદગી ને પસંદ નહિ કરનાર, અને કળા હુન્નરના શોખની તથા પ્રાવિણ્ય પ્રદાયક ઉચ્ચગુણોની ખામીવાળા હોય છે.

**ખીલવણી**— ઉપર દર્શાવેલ પ્રાવિણ્ય પ્રદાયક માનસિક શકિતઓને ખીલવવા માટે જે વ્યકિતમાં જે વિષયની ન્યુનતા હોય તે પર ખાસ ધ્યાન રાખી ખીલવવી જોઇએ અને એ પ્રયોજનની સીધ્ધિ માટે નીચેની સુચનાનુસાર વર્તવું જોઇએ.

૧. ચતુર અને રસિક પુરૂષોના સહવાસમાં રહેવું.

૨. સંસ્કારી અને બુધ્ધિમાન પુરૂષોનો સહવાસ કરવો,

૩. ચિત્રકળાપ્રદર્શકસ્થાનો ( Exibition ) અને યાન્ત્રિક કૌશલ્યપ્રદર્શક પ્રદર્શનોનું બારીક અવલોકન કરતા રહેવું.

૪, સૃષ્ટિ સૌન્દર્ય, વાડી બગીચા અને મોટા મોટા બાગમાં સયં પ્રાતઃકાળ વાયુ સેવનાર્થ જવું અને ત્યાંના વૃક્ષ, વનસ્પતિ, પશુ પક્ષિ, પુષ્પ લતા આદિનું અવલોકન કરી, તેઓના સૌન્દર્ય પ્રતિ મનને ઉશ્કેરવુ.

૫ ઉત્તમ પ્રકારના સાહિત્ય, કાવ્યો, નાટકો, હાસ્યરસયુકત ગદ્યો અને ઉચ્ચ પ્રકારના સુધરેલા અને વિદ્વાન લેખકોના નિબંધો કે લેખો તથા સચિત્ર પુસ્તકો આદિના વાંચનપર ધ્યાન આપવું.

૬. અનેક પ્રકારના નાના મોટા હથીયારોનો ઉપયોગ કરતાં શીખવાની પણ તેટલીજ જરૂર છે.

૭. નાના બાળકોમાં ઉપરોકત શકિતઓ ખીલવવા માટે સંગીત અનુકરણ કળાકૌશલ્ય અને સૌન્દય નો શોખ, બાલ્યવસ્થામાંથીજ સ્કુલોમાં અને ઘરની અંદર સહજતાથી દાખલ કરી શકાય તેમ છે. તેઓ અનુકરણથી બધા વિષયો જલ્દી શીખે છે. માટે નિશાળોના શિક્ષણમાં તેવા વિષયો જલદી દાખલ કરવા જોઇએ. અનુકરણ, હાસ્ય, સંગીત, કીન્ડરગાર્ટન, પેઇન્ટીંગ, વૅાટરકલર ડ્રોઇંગ આદિની શરૂઆત બાળપણમાંથીજ ઘરમાં કરવી જોઇએ. કન્યાઓને માટે પણ તેમજ થવું જોઇએ.



# નં. ૨૩ કળાકૌશલ્ય અથવા શિલ્પવૃત્તિ.

## વ્યાખ્યા, સ્થાન, શોધ, અને વિવરણ આદિ.

કળા કે શિલ્પશક્તિ—( Construction. )જેની અંદર શોધકબુધ્ધિ, ચતુરાઇ, ચાપલ્ય, હસ્તકૌશલ્ય, કાર્યજ્ઞતા, યાન્ત્રિકશક્તિ, હાથથી કાર્ય કરવાની સ્ફૂર્તિ, સુધારવા તથા બગડેલ યન્ત્ર વિગેરેને ગોઠવવાની, બંધબેસતું કરવાની, બાંધવાની, ચણવાની, બનાવવાની, હથીયારોનો ઉપયોગ કરવાની, નવીન શોધ કરવાની, અને યાન્ત્રિક શક્તિઓની રચના કરવાની તથા ચલાવવા આદિની શક્તિ, ચિત્રકામ, ભરત, ગુંથણ, શીવણ, વેતરણ, લેખન, ફોલ્ડીંગ, પેકીંગ, ઇત્યાદિ કાર્ય કરવાની શક્તિનો સમાવેશ થાય છે. ટુંકમાં જેમાં હાથ, અને ચક્ષુ આદિની પ્રાધાન્યપણે જરૂરીયાત હોય તેવા સમગ્ર કાર્યોનો આ એકજ શક્તિમાં સમાવેશ થાય છે.

સ્થાન—આ શક્તિનું સ્થાન મસ્તિષ્કમાં લમણાની નીચેના અગ્ર અધો ભાગમાં આવેલું છે. પહોળા ાંધાના ભરાવાદાર વ્યક્તિમાં આ ભાગ ઉપર ચડતો જણાઇ આવે છે, પણ ઉંચા અને લાંબા માથાવાળા વ્યક્તિમાં તે પ્રસરી ગયેલ જણાય છે. જેથી તે અવયવ હોય તે કરતાં દેખાવમાં ઓછું જણાય છે.

આ શક્તિનું સ્થાન ગણનાશક્તિની ઉપર અને સંગીતશક્તિના સ્થાનની બરાબર પાછળ તથા દ્રવ્યાભિલાષ કે વિત્તષણાના અગ્રભાગમાં યથાયોગ્ય રીતે સ્થિત થયેલ છે. પ્રસિધ્ધ આર્ટીસ્ટોમાં આ સ્થાન ખાસ વૃદ્ધિ પામેલું જણાય છે. જે કેટલીક વખતે સ્નાયુના તકીયા જેવું માલુમ પડે છે. આ અવયવના સંબંધમાં ડાકટર ગૉલ કહે છે કેઃ—

"આ શક્તિની અધિકતાને પરિણામે બીવર પોતાની બખોલ ખોદે છે, પક્ષિઓ પોતાના માળા બાંધે છે, સસલાં, નોળીયાં, અને બીવર વિગેરે પોતાની બખોલ બાંધે છે, અને મનુષ્યો પણ તેજ શક્તિને અવલંબીને ઝુંપડાં, મહેલો, મંદીરો, વહાણો, એનજીનો, રેલવેઓ, ટ્રામગાડીઓ, ગાડી ખટારા, રમકડાં, કપડાં, લતા, અને દરેક પ્રકારના યન્ત્રો અને યાન્ત્રિક સાધનો વિગેરે બનાવે છે. ચિત્ર, ભરત, ગુંથણ, લેખન, અને કોતરકામની અદ્ભૂત કારીગરીના અસંખ્ય નમુનાઓ આ શક્તિનેજ આભારી છે મહાન બુધ્ધિશાળી પુરૂષોમાં પણ જેનું આ કળા કૌશલ્યનું સ્થાન સારૂં ખુલેલું હોતું નથી, તેઓ બુધ્ધિમાન હોવા છતાં પણ આવા યાન્ત્રિક કાર્યો માટે સ્વાભાવિક નિપુણતા કદી ધરાવી કે મેળવી શકતા નથી.

ઉપયોગ—કુદરતના મહાન અને સર્વ રીતે સમ્પૂર્ણ કારખાનામાં આ શક્તિનો અનેકધા ઉપયોગ કરવામાં આવેલ આપણે સર્વત્ર જોઇએ છીએ. મનુષ્યો પણ તેજ શક્તિના કાર્યનું અનુકરણ કરી પોતાના ઘરબાર, અને હથીયાર વિગેરે સાધનો બનાવવામાં તેજ શક્તિને ઉપયોગમાં લે છે.

પ્રત્યેક પુષ્પ ફળ ફૂલ ઝાડપાન અને વનસ્પતિના ડાળી ડાંખળા, વેલપાન અને પાત્રાં અને તેઓની રચનામાં આપણે આ અદ્દભુત શક્તિનું કાર્ય પ્રગટપણે પ્રવાત્ત રહેલ જોઇએ છીએ. પ્રત્યેક્ષ વૃક્ષ, તેની બનાવટ, તેની ડાળી, અને પાંદડાનું કાર્ય, રસ પ્રસરવાની વિધિ, અને પોષણક્રિયા, વિગેરે પ્રત્યેક અંગ અને તેઓના સંબંધો, અદ્દભૂત પ્રકારની કુદરતની કારીગરીના અસંખ્ય નમુનાઓ રજુ કરે છે.

મનુષ્ય તથા પ્રાણી વર્ગના શરીરયન્ત્રની રચના પણ તેજ શક્તિનો પ્રત્યક્ષ પુરાવો છે. પ્રત્યેક પ્રાણીના અસ્થિ, ચર્મ, માંસ, મેદ, મજ્જા, હૃદય, ફેફસાં, અને હોજરી આદિ અવયવો અને પદાર્થોને તથા તેઓના યુક્તિ અને બુધ્ધિપૂર્વક કરવામાં આવેલ સગ્મેલનોને જુદા પાડો અને પુછો કે એ બધાં કોણે શામાટે અને કેવી રીતે સંયુક્ત કરેલ છે? આવા પ્રકારના યન્ત્રો બનાવવાની શક્તિ કોઇ બુધ્ધિશાળી વ્યક્તિમાં છે ખરી ? એ બધું કયા કારીગરે બનાવ્યું છે એ જરા તપાસ તો કરો ? તેની અંદરની કેશવાહિનીઓ, જ્ઞાનતન્તુઓના પ્રવાહો, રૂધિરાભિસરણ અને પચનેન્દ્રિયના અવયવો અને સ્થાનો તથા હલન ચલન અને મનન સારૂ મસ્તિષ્કાદિ અવયવોની અત્યંત બારીક અગમ્ય અને અકલ્પ્ય રચના આદિ કયા કારીગરે કરેલ છે તે તો જરા તપાસો ? જેની અંદર એક કણુ સરખી વસ્તુ પણ વગર ઉપયોગની નથી, જેમાં એક વાળની પણ ખામી નથી, જે વિચિત્ર પ્રકારની અદ્દભૂત કારીગરીનો એક ખરેખર અગમ્ય અને અતકર્ય નમુનો છે, એવા આ સર્વ પ્રાણી માત્રનાં શારીરયન્ત્રોની રચના કોણે કરી હશે, તે તો જરા વિચારી જુઓ ? શું આવા અસંખ્ય શરીરની રચના કોઈપણ પ્રકારના યાન્ત્રિક જ્ઞાન વિના થઈ હશે ? શું એ માનવા યોગ્ય છે ? આ વિચિત્ર રચનાનો એક સહસ્રાંશ પણ શું આપણે યથાર્થ રીતે સમજવા શક્તિમાન છીએ ? અને કદાચ નથી તો શું તેથી કુદરતની અદ્દભુત કારીગીરી અને શિલ્પશક્તિની મહત્તા કંઈ ઓછી પ્રશંસા અને સ્તુતિ કરવા યોગ્ય ઠરે છે ?

આખા વિશ્વની અંદર અનંત પ્રકારના નિરંતર ચાલી રહેલા સર્વ કાર્યો પર ઈશ્વરની મહાન શિલ્પશક્તિની છાપ સર્વત્ર લાગેલી જોવામાં આવે છે. આપણી શારીરીક સર્વ શક્તિઓ એ બાબતનો પ્રત્યક્ષ પુરાવો આપે છે. આપણા શરિરમાંના પ્રત્યેક અવયવ પોતાની શક્તિ વૃધ્ધિ હ્રાસ અને કાર્યદ્વારા મનુષ્ય માત્રને પોકાર કરી કહી રહ્યા છે કે " અમે તો માત્ર તે વિશ્વકર્ત્તા પરમાત્માની કૃતિને આધીન રહી પ્રવર્તમાન થઇ રહ્યા છીએ.

આવાજ પ્રકારની વિશ્વકર્માની કાર્યશક્તિને પરિણામે પૃથ્વી, સૂર્ય, ચંદ્ર અને તારાગણ પોતપોતાની અનંત કક્ષામાં અનન્ત આકાશમાં અકલ્પ્ય વેગથી નિરંતર વિમાનની માફક દોડી રહ્યા છે. તેઓના વજન અને કદને ફેરવવામાં કેટલી અમાપ્ય શક્તિનો ઉપયોગ પ્રતિ સેકન્ડ થાય છે તેની ગણના માનવશક્તિથી તદ્દન અકલ્પ્ય અને અમાપ્ય તથા અવિજ્ઞેય છે."

આથી પણ વિશેષ શક્તિ અને સામર્થ્ય ધરાવનાર મનુષ્યનું મન છે. આખા વિશ્વની અંદર એક પરમાત્માને બાદ કરતાં કોઇ એક પણ એવી ચીજ કે શક્તિ નથી કે જેની તુલના આ મન સાથે થઈ શકે. આ શક્તિનું વર્ણન કરતાં બધા શબ્દો ખાલી થાય છે. બધા દૃષ્ટાંતો સમાઈ જાય છે. મહાન મસ્તિષ્કશાસ્ત્રીઓજ કંઈક અંશે આ મનની શક્તિઓના સૌન્દર્યને જાણી અથવા વર્ણવી શકે છે. આ વિશ્વની અંદર અનન્ત શક્તિ અને અગાધ સામર્થ્યયુક્ત પરમાત્માની માફક મનુષ્યનું આ મન, આત્મા–રૂહ, Soul. કે જીવાત્મા પણ એક અજર, અમર, નિત્ય, પણ પરિચ્છિન્ન અને એકદેશી તથા અકલ્પ્ય શકિત અને સામર્થ્યવાળો પદાર્થ છે, જેનો ભિન્ન ભિન્ન દેહોમાં ભિન્ન ભિન્ન કર્માનુસાર અનેક રીતે સંયોગ થય છે. તે દ્વારા તે સુખ દુઃખનો અનુભવ કરે છે. મનુષ્યોને પોતાના સુખને માટે અનેક પ્રકારનાં સાધનો, ઘરબાર, લોઢાં, લાકડાં, વાસણકુસણ, હથીયાર, કપડાંલત્તા આદિ અનેક પદાર્થની જરૂર પડે છે અને એટલાજ માટે આ શિલ્પશકિતને પરમાત્માએ તેના મસ્તિષ્કમાં સમ્પૂર્ણ યુકિતપૂર્વક યથાયોગ્ય સ્થાને ગોઠવી છે. તેને પરિણામે . તાર, લુવાર, કડીયા, એન્જીનીયર, ચિત્રકારો આદિ સર્વ પોતપોતાની આવશ્યકતાનુસાર પોતાના હથીયારોને ઉપયોગમાં લાવી રહ્યા છે, ખેડુતો ખેતી કરી રહ્યા છે, એન્જી-નીયરો રેલ સ્ટીમર આદિ દ્વારા અનેક પ્રકારના સરસામાનની દેશપરદેશ લાવજા કરી વ્યાપારના મહાન સૂત્રથી રૂધિરાભિસરણની ક્રિયા માફક સર્વને સજીવન કરી રહ્યા છે. યાન્ત્રિકો નવા નવા યન્ત્રોની શોધખોળ કરી મનુષ્યોની મહેનતનો બચાવ કરી રહ્યા છે. પાણી પવન વિદ્યુત આદિ દેવ પણ આ માનવશકિતની સન્મુખ ઉભા રહી હાથ જોડી પ્રાર્થના કરી રહ્યા છે વિજળી પોતાની શકિતથી પવન નાખી રહી છે. વાયુ પોતાની પીઠપર સ્વાર કરી અનેક માઇલો સુધી મુસાફરી કરાવી રહ્યા છે, પાણી ચારચાર માળ ઉપર ચડી મનુષ્યની તૃષા છુપાવવા દોડે છે. એટલુંજ નહિ પણ પોતાના સ્વરૂપનો ત્યાગ કરીને પણ મનુષ્યોના સરસામાનને બનાવવા સુધારવા લઇજવા અને મેલવા મુકવાનું ઊગ્ર કાર્ય કરી રહેલ છે. કહો ત્યારે હવે શું બાકી રહ્યું છે ? આ શિલ્પવિદ્યા કે શકિતના પ્રતાપે કેટલાં બધાં મહાન કાર્યોની પરંપરા ચાલી રહી છે ? આ બધી બાબતો એ શિલ્પશકિતના અસ્તિત્વ અને ખીલવણીની તથા જરૂરીયાતની પ્રત્યક્ષ સાબિત બતાવી આપે છે. કહો આ એકજ શકિતના પ્રતાપે કેટલા અગણિત લાભો અને આનંદો તથા અસંખ્ય સુખો મનુષ્ય સમાજ મેળવી રહી છે, તેની કંઈ ગણના થઇ શકશે ખરી કે ? કૃત્રિમ વસ્તુઓના અભા-વમાં મનુષ્ય કેવી પશુતુલ્ય હાલતમાં આવી પડત ? પ્રજાઓની પ્રગતિનો આધાર કાર્યશકિત અને કળાકૌશલ્ય ઉપરજ મોટે ભાગે ટકી રહેલો છે. આ કાર્યશકિતના અભાવમાં કોઇ ઘર બાંધી શકત નહિ. એક કપડાનો કટકો પણ બની શકયો હોત નહિ. એક હથીયાર પણ આજ અસ્તિત્વમાં હોત નહિ, ત્યારે શારીરિક સુખાકારીના સાધનોની તો એવી હાલતમાં વાતજ શી કરવી ! લેખનકળા, લખવાનું સાહિત્ય આદિ કોઇ પણ પદાર્થ કે સાધનના અભાવવાળી હાલતમાં મનુષ્યની હાલત તદ્દન જંગલી પશુવત થઇ ગઈ હોત. ચાવવું અને ગળવું એ પણ યાન્ત્રિક ક્રિયાઓજ છે.

તે શકિતના કાર્ય વિના કોઇ કાર્ય પણ ન થઈ શકે. ટુંકમાં કળાકૌશલ્યના અભાવમાં દુનીયાની સર્વ પ્રકારની ક્રિયાઓ એકદમ બંધ પડી જાય તો વિનાશ તથા મૃત્યુ ઉપસ્થિત થાય એ નિઃસંશય છે.

દરેક પ્રકારના માલ મીલકતની કીંમત તેના બુદ્ધિયુકત ઉપયોગથીજ થાય છે. ખેતરમાં કપાસ વાવવો એ શારીરિક કાર્ય છે. તેજ પ્રમાણે તેની ગાંસડી બાંધવી, વહાણમાં ચડાવવો, મીલોમાં મોકલવો, ત્યાં તેનું વણાટ કામ કરવું, રંગવું, ધોવું, છાપ મારવી. પરદેશ ચડાવવો, કાપવું, શીવવું, પહેરવું, ઓઢવું આદિ કાર્યોની પરંપરા એક પ્રકારની શિલ્પવૃતિ છે. પ્રત્યેક વિષય કે પદાર્થના સંબંધમાં આ પ્રમાણે સમજી લેવું.

આવી રીતે આપણી અંદર પરમાત્માએ બક્ષેલ આ કળાકૌશલ્યના અથવા શિલ્પશકિતના આપણે કેટલાબધા આભારી છીએ? આપણા અનન્ત સુખોનો આ એકજ શકિતની ખીલવણી ઉપર કેટલો મોટો આધાર છે એ હવે સહજ સમજમાં આવી શકે તેમ છે.

પ્રત્યેક વ્યકિત પોતપોતાની શકિત સ્થીતિ અને સંયોગોના પ્રમાણમાં કુદરતના મહાન કારખાનામાં કાર્ય કરી રહેલ છે, અને તેથી પ્રત્યેક કાર્ય કરનાર કારીગર, માનને પાત્ર ઠરે છે-અને છે.

પ્રત્યેક નવી શોધખોળ કરી જનસમાજને પ્રાયદો પહોંચાડનાર કળાકૌશલ્ય જાણનાર માન અને પુજાને લાયક છે. પણ માનસિક કાર્ય કરી પુસ્તકો, પેપરો અને ચોપાનીયાઓ દ્વારા જનસમુહમાં માનસિક સુધારણાનું કાર્ય કરનાર મનનશીલ પુરુષો સૌથી વધારે માન આપવા યોગ્ય છે. કારણ મન દુનિયામાં સર્વોત્તમ વસ્તુ છે કે જેની સહાયથી શબ્દ અર્થ અને વાકયની સંકલના દ્વારા મહાન વિચારો પ્રગટ થઈ શકે છે.

ઉપર જણાવેલ સર્વ પ્રકારની ક્રિયા કે કળાકૌશલ્યને કામમાં લાવવાનું અવયવ મસ્તિષ્કની અંદર અમે અગાઉ જણાવ્યું તે પ્રમાણે આ કળા અથવા શિલ્પશકિતનું છે. જે કોઇમાં વિશેષઅંશે કોઇમાં સામાન્યપણે તો કોઈમાં ન્યુનાધિક પ્રમાણમાં હોય છે.

પ્રપૂર્ણ-જે લોકોમાં આ કળા કૌશલ્યનું સ્થાન સારી રીતે ખીલેલું હોય છે તેઓ અદ્દભુત પ્રકારના યાન્ત્રિક કૌશલ્ય, અને રચના શકિતવાળા હોય છે. સુધારવા સમારવા, ભાંગવા, ફોડવા અને ચોડી કરીને બંધબેસતું કરવાના કાર્યમાં તેવા વ્યકિત કુશળ હોય છે. તેઓમાં અનુકરણ આકૃતિ, કદ, અને સ્થાન જ્ઞાન આદિ શકિતની વિશેષતા હોય તો તેઓમાં આર્ટીસ્ટ તરીકેના પ્રથમ પંકિતના ગુણો હોય છે. તેઓ ચિત્રકામ, કોતરકામ, વિગેરેમાં ઘણા સારા નિકળે છે. રંગ જ્ઞાનની અધિકતાથી સારા પેઇન્ટર થઈ શકે છે. સૌન્દર્યની અધિકતાથી મનગમતું કાર્ય કરી શકે છે,

તર્ક અને બુદ્ધિશક્તિની સહાયથી નવી શોધખોળ કે સુધારા કરી શકે છે, ભુગોળ અને સ્થાનજ્ઞાનની સહાયથી દેશશોધક થાય છે, અને અનુકરણની પ્રાબલ્યતાથી જુદા જુદા નમુના પ્રમાણે પેટર્ન બનાવી શકે છે. બુદ્ધિશકિતની અધિકતાથી ઘણા ઉત્તમ પ્રકારનું લખાણ અને વાકયરચના કરી શકે છે. ભાષાની અધિકતાથી સારા વ્યાખ્યાનો આપી શકે છે. પુસ્તકો પણ લખી શકે છે.

**સાધારણ અને ન્યૂન**—જેઓમાં સાધારણ અથવા ન્યુન પ્રમાણમાં આ શકિત હોય છે તેઓમાં તેટલાજ પ્રમાણમાં કાર્યકુશળતા અને હથિયાર ચલાવવાની બુદ્ધિ હોય છે. જેથી સારું કામ કરી શકતા નથી. લખાણ પણ બહુજ હલકું કરે છે. સારા શિલ્પી કે કારીગર થઇ શકતા નથી ઇત્યાદિ.

**કેળવણી**—આ કળા કૌશલ્યની શકિતને કેળવવા માટે

૧ હથિયારોનો ઉપયોગ કરતાં શીખો.
૨ દરેક પ્રકારના બનતાં કાર્યો જાતે કરો.
૩ ઉત્તમ પ્રકારનું લખાણ લખવા પ્રયત્ન કરો.
૪ જે કામ માથે લીધો તે ચતુરાઇ અને બુદ્ધિમત્તાથી કરો.
૫ યન્ત્રોને તપાસો અને શોધક વૃત્તિ ખીલવો.
૭ હુન્નર ઉદ્યોગના પ્રદર્શનો જુઓ.
૬ કળા અને હુન્નરના પ્રત્યેક પ્રકારના કાર્ય પાછળ મન લગાડી કાર્ય-શકિતને પ્રોત્સાહિત કરો.
૮ નિશાળોની અંદર પણ નાના નાના શિલ્પ વૃત્તિના કાર્યો અભ્યાસ પાઠ તરીકે બાળકોને આપવાનું શરૂ કરો.



# નં. ૨૪ સૌન્દર્ય-પ્રેમ.

# Ideality.



## વ્યાખ્યા, સ્થાન, શોધ, અને વિવેચન.

સૌન્દર્ય પ્રેમ—ઉચ્ચ પ્રકારની પસંદગી, સંસ્કારીપણું, પવિત્રતા, ચોખ્ખાઇ, સ્વચ્છતા, ઉત્તમ ચાલ, વિનય, ગૃહસ્થાઇ, રમ્ય કલ્પનાશકિત, માધૂર્ય, સૌન્દર્યનો શોખ; કવિત્વ શકિત; પુષ્પ, ગંધ વસ્ત્ર અત્તર આદિ સુગંધી પદાર્થનો ઉચ્ચ પ્રકારનો શોખ, ઉચ્ચ પ્રકારની નીતિ રીતિ કે પ્રીતિ તરફ મનનું વલણ અને લાવણ્યતા આદિ બધા ભાવોનો સમાવેશ આ સૌન્દર્ય-પ્રેમની અંદર થાય છે.

**સ્થાન**— લમણાના ઉપરના અગ્રભાગમાં જ્યાં કપાળ ઉપર તરફ વળે છે અને જયાંથી વાળની શરુઆત થાય છે તેની આસપાસ આ વૃત્તિનું સ્થાન છે. લમણાની બાજુ તેની વૃધ્ધિને લીધે જરા ઉપડી આવતી જણાય છે, જેથી સૂક્ષ્મ વાળ તેની ઉપર લટકી રહે છે.

ઉપયોગ—સૃષ્ટિમાં અને સુક્ષ્મ પદાર્થોમાં સર્વત્ર સમાઇ રહેલ સૌન્દર્યને અનુભવમાં લાવવાનું અથવા કલ્પનાદ્વારા અન્યને દર્શાવવાનું કામ આ વૃત્તિનું છે. આકર્ષણની માફકજ સૌન્દર્ય એ વસ્તુ માત્રનો ગુણ છે. અને તેને અનુભવમાં લાવવા માટે આ વૃત્તિની જરુર છે. સૃષ્ટિમાં જે કંઇ છે તે બધું સુંદર છે, માત્ર કોઇને કંઇ તો કોઇને કંઇ સુંદર જણાય છે. આખી કુદરતની શાળા, સૌન્દર્ય તથા ભવ્યતાનો મહાન સાગર છે. સૃષ્ટિ રચનાની ઉત્તમતા, તેની અંદરના પદાર્થોની ઉપયોગીતા, વસંતના સુવાસિત પુષ્પોનો પરિમલ, ગ્રીષ્મકાળના પદાર્થોના પાકની પૂર્ણતા, સૂર્ય અને ચન્દ્રના અસ્તોદય, સમુદ્રની ભરતી અને ઓટ, અનન્ત અને અવ્યાહતગતિયુકત આકાશમાં અનન્ત દુરપર આવેલા અસંખ્ય ગોળાઓ તેની રચના ક્રિયા અને ગતિઓ, ખડખડાટ કરતી રુપેરી રંગની મધુર અને મંદ મંદ સ્વર કાઢી ગતી કરી વહેતી નદીઓ સુંદર રંગબેરંગી અનેકવિધપક્ષીઓ, તેઓના ભિન્ન ભિન્ન સ્વરના મૃદુ અને કોમળ-તીવ્ર અને ગંભીર કર્ણકુતુહલોત્પાદક નાદો, બાગબગીચા અને વનસ્પતિ ગણના અનેક પ્રકારના રુપરંગ ગુણ અને શોભા તથા સુગંધી આદિ અનેક પ્રકારનાં નાનાં મોટાં મૃદુ અને ક્રુર સ્વભાવના ભિન્ન ભિન્ન પ્રકારના અને વિવિધ ગુણકર્મસ્વભાવના અસંખ્ય પ્રાણીઓથી છવાઇ રહેલ આ ભૂમીતળ તથા સમુદ્ર પટપરના જળચર પ્રાણીઓ, યુવાવસ્થાયુક્ત પ્રેમપૂર્ણ ગુલાબી રંગની અંગનાઓ અને સૃષ્ટિરૂપી ફુલવાડીનાં નર અને નારીરૂપ સુંદર સુવાસીત અને મધુર મધુકરોનાં યુગ્મો, ટુંકમાં આ વિશ્વના સમગ્ર પદાર્થોમાં કોઈને કોઈ પ્રકારનું અવર્ણનીય સૌન્દર્ય સમાયેલું છે. પણ આ બધા પદાર્થોની અંદર મનુષ્યનો આત્મા કે મન-આ

ભૂમીપરના સમગ્ર પદાર્થોની સુંદરતામાં સૌથી અગ્ર સ્થાન ભોગવે છે. તેના સ્વભાવ, શક્તિ અને સામર્થ્ય તથા આન્તર શક્તિઓનાં સૌન્દર્ય સાથે પરમાત્મા સિવાય વિશ્વનાં અન્ય કોઇ પણ પદાર્થની સરખામણી થઇ શકે તેમ નથીજ.

કુદરતની અંદર સર્વત્ર છવાઇ રહેલ ઉપરોકત સૌન્દર્યનો અનુભવ આપનાર, લેનાર કે ગ્રહણ કરનાર કોઇપણ સ્થાન અથવા માનસ-અવયવ મનુષ્યના મસ્તિષ્કમાં હોવાની આટલા વાસ્તે ખાસ જરૂર છે.

કારણ તેના વિના મનુષ્ય માત્રની અંધવત્ પ્રવૃત્તિ થાત. પણ પરમાત્માનો ઉપકારો માનો કે તેણે આ વિશ્વની અંદર સર્વત્ર જેવી રીતે ભવ્યતા તથા સૌન્દર્ય પ્રસારેલ છે, તેજ પ્રમાણે તે ગુણોનો અનુભવ કરવાની શકિત પણ પોતાના પ્રિય પૂત્રો-મનુષ્યોમાં સ્વભાવથીજ મુકેલી છે, જેને પરિણામે અનેક પ્રકારના આનંદ અનેસુખ લાભ ઉઠાવવાને તેઓ સમર્થ થાય છે. મનુષ્ય આ શકિતને લીધે પાવન થઇ સંસ્કારી બને છે. તેનું વર્તન ઉચ્ચ પ્રકારનું બને છે. પૂર્ણતા અને સૌન્દર્યને પામવા કોશેષ કરે છે. શારીરીક, માનસિક અને નૈતિક પૂર્ણતાને ખીલવવા બનતા પ્રયત્નો કરે છે. પાપથી, દુઃખથી, દુર્ગુણોથી અને દુર્વ્યસનથી બચી-સદ્‌ગુણ, સદાચાર, અને સદ્‌વર્તનને સેવવામાં સુખ માની પ્રવર્તે છે. પશુવૃત્તિઓની અધમતાનો ત્યાગ કરી, એક ડગલું આગળ વધી ઉન્નત દિશાતરફ તેનું લક્ષ્ય જાય છે.

બુદ્ધિ અને તર્કશક્તિની ઉપર તથા નૈતિક અને ધાર્મિકવૃત્તિઓના અગ્રભાગમાં આ વૃત્તિને સ્થાન આપવામાં આવ્યું છે. તે બતાવે છે કે મનુષ્યના વર્તન તથા આચરણો ઉપર એ શક્તિની ઘણીજ પાવન કરનારી અસર થાય છે. મનુષ્યોની પશુવૃત્તિઓને તે નમ્ર બનાવી પવિત્ર કરે છે. વિષય વાસનાઓને તે દબાવે છે, વાદવિવાદ કરનારાઓને પણ નમ્ર અને વિવેકી બનાવે છે. જ્યારે આ સૌન્દર્યની વૃત્તિની ન્યૂનતાવાળો મનુષ્ય પોતાના [ વિ]રોધીઓ સામે કઠોર ભાષા શબ્દો અને સાધનો વાપરી પોતાના સ્વભાવના કઠોરતા સાબિત કરે છે. સદાચારની વૃદ્ધિ અને પ્રગતિ તથા ખીલવણી કરવામાં આ વૃત્તિ અદ્‌ભુત સહાય આપે છે એ તેની ખાસ વિશેષતા છે.

પ્રપૂર્ણ-જે પુરૂષોમાં કે સ્ત્રીઓમાં સૌન્દર્યપ્રેમનું સ્થાન અધિક ખીલેલું હોય છે તેઓ ઉચ્ચ પ્રકારની પ્રસંદગીવાળા-ઉત્તમ સ્વભાવવાળા, ઉચ્ચ ભાવને ચાહનાર, પૂર્ણતાને ચાહનાર, અપૂર્ણતાને ધિક્કારનાર, પશુ પક્ષી, કીટ પતંગ આદિ પ્રાણી અને મનુષ્ય આદિની અંદર સમાઈ રહેલ શારીરિક તેમજ માનસિક સૌન્દર્યને વખાણનાર હોય છે. કળાકવિત્વ અને વકતૃત્વશક્તિશાલી, સ્વભાવે શાન્ત તથા શાન્તિપ્રિય, અને કલ્પનામય સંસારમાં વિશેષ અંશે રહેનાર કવિત્વયુકત હોય છે. તેઓની કલ્પનાશકિત તિવ્રતર હોય છે. પ્રત્યેક શબ્દ તથા વાકય બહુજ મૃદુતા અને કોમળતાથી કે માધૂર્યપૂર્ણ અજબ ઢંગથી બોલે છે. તેઓની લાગણીઓ અને વિચારો પણ ઉન્નત વિનોદી અને મનોહર હોય છે. જ્યાં જોવામાં આવે ત્યાંથી સૌન્દર્યની પ્રશંસા કરવા

તત્પર હોય છે, અને ખાસ કરી કુદરતની લીલાના વિશેષ અંશે ચાહનારા તથા પ્રશંસા કરનાર હોય છે. સ્વભાવે સુન્દર અને મનોહર હોય છે.

આ સૌન્દર્યપ્રીતિના પ્રમાણમાં પ્રત્યેક વ્યકિતમાં પણ ઉપર જણાવેલ શકિતઓ કે ગુણો પણ ન્યુનાધિક પ્રમાણમાં દેખાય છે.

સાધારણ-જેઓમાં સાધારણ રીતે આ શકિત હોય છે તેઓ વાતચિતમાં અને રીતભાતમાં સ્વાભાવિક સુંદરતા રહિત હોય છે. સુસંસ્કારી તેઓ હોતા નથી, તથા જેઓમાં આ શકિત તદન ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓ રીતભાત વગરના, સુંદર સ્વભાવની ખામીવાળા અને કોઇ પણ પ્રકારના સુંદર ટેસ્ટથી રહીત હોય છે.

ઉપયોગ-સ્રી તેમજ પુરૂષ બન્નેના ભાવોને ઉચ્ચ પ્રકારના અને સુંદર બનાવી પાવન કરનાર આ સૌન્દર્યનો શોખ છે. મનુષ્યને સદ્વર્તનશીલ બનાવવામાં પણ કંઈ તેની ઓછી અસર નથી. આટલા માટે આ વૃત્તિને યથાર્થ રીતે ખીલવવી જોઇએ. અને એટલા માટે કુદરતની લીલા, સૃષ્ટિસૌન્દર્ય અને ભવ્યતાનું મનન કરી માનસિક શકિતઓને તેની પ્રશંસા કરવા તરફ પ્રેરવી જોઇએ. ખગોળ. ભૂગોળ, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર અને શારીરશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અને ધર્મશાસ્ત્ર આદિ અનેક વિદ્યાઓમાં ભિન્ન ભિન્ન પ્રકારનું સૌન્દર્ય સમાયેલું છે. અનુકુળતા અને રુચી પ્રમાણે તેમાંના પ્રત્યેકની ભવ્યતા તરફ મનને લગાડતાં શીખવું જોઈએ. સૂર્ય, ચન્દ્રના ઉદયાસ્ત, સન્ધ્યા સમયે રંગબેરંગથી છવાયેલ આકાશ, પક્ષીઓનાં સુંદર રૂપરંગ અને આકાર તથા નાદ, મયુરોનું નૃત્ય, ઘેંટાઓના અને અન્ય પશુઓના ગામ તરફ ચરીને પાછા વળતાં ટોળાંઓ, નદી અને વન તથા વાટીકાઓનાં સુંદર દૃષ્યો સમુદ્રની ભરતી ઓટ અને જ્વાળાઓની ભવ્યતા, અનન્ત આકાશમાં ઉડતા અનન્ત ચકચકિત ગોળાઓ, વર્ષાૠતુના ભવ્ય અને ગંભીર બનાવો, મેઘધનુષ્ય અને વિજળીના ચમકારો, સ્રી પુરુષોના સામાજીક સમ્મેલનો અને સુંદર સ્વભાવો તથા મનોગત ભાવો, મસ્તિષ્કશાસ્રના ગૂઢ સિધ્ધાન્તો અને ગુપ્તભાવો આદિ સર્વ પ્રકારના અભ્યાસમાં કે અવલોકનમાં અનેક પ્રકારની ભિન્ન ભિન્ન સ્વરુપની ભવ્યતા અને સૌન્દર્ય સમાયેલું છે. તેનો અભ્યાસ કરો, તપાસો, શોધખોળ કરો, અને આશ્ચર્યથી ચકિત કરનાર વિષયો તરફ મનને પ્રેરો, અને આત્માને ઉન્નત બનાવો. આ બાબતમાં ઉચ્ચપ્રકારનું સાહિત્ય પણ અતિ ઉત્તમ સહાય આપી શકે છે. નજરે જોઇ ન શકાય એવા ભાવોનું વર્ણન સારા કવિઓ અને લેખકો પોતાની રચના અને લખાણ દ્વારા ઘેર બેઠાં આપી શકે છે. ભાગ્યમાં હોય તો તેનો પણ આનંદ લીઓ. ટુંકમાં કુદરતમાં અને મનુષ્યકૃતિમાં કે મનુષ્ય સ્વભાવમાં અથવા બીજે કોઇપણ સ્થળેથી જ્યાં જ્યાં સૌન્દર્ય ભવ્યતા અને રમણીયતા જોવામાં આવે ત્યાંથી તેનું ગ્રહણ કરો, તેનું મનન કરો, તેની પ્રશંસા કરો અને આત્માને વિશુધ્ધ અને ઉન્નત ભાવોથી પૂર્ણ બનાવો. ખાસ કરી કુદરતના અભ્યાસનો શોખ આ બાબતના જેટલાં સાધનો પુરા પાડી શકે છે, તેટલાં બીજાં કશાથી મળી શકે તેમ નથી. અનેક આત્માઓને માટે આ કુદરતનો અભ્યાસ તો જાણે એક પેકબંધ કરેલ પુસ્તક સમાન થઇ પડેલ છે. કુદ-

રતનો અભ્યાસ એટલે શું એ પણ કમભાગ્યે તેઓ બિચારા સમજી શક્તા નથી કારણ તેઓને કુદરતની કૃત્તિ નિહાળવા આંખો નથી, વિચારવા માટે મનરૂપી ચક્ષુ નથી, સમય નથી, એમ તેઓ માને છે. આમ માનનારાઓના દુર્ભાગ્યજ સમજવાં.

સૌન્દર્યપ્રીતિને ખીલવવા માટે સુધરેલા વિચારના પુરૂષો, સુંદર, પવિત્ર અને પાવન મનની પતિવ્રતા નમ્ર અને વિવેકી રીતભાતવાળી, અને ચંદ્રમુખી રમણીઓ કે મૃદુભાષિણી યુવતીઓનો સમાગમ અને સહવાસ અદ્દભુત કાર્ય કરે છે. નૈતિક સૌન્દર્યને હમેશાં વધારે પસંદ કરો. ખરી પ્રવિણુતા અને ખરૂં સૌન્દર્ય ત્યાંજ સમાયેલું છે. વર્તનમાંથી હરેક પ્રકારની કઠોરતા-કઠીનતા કે કુટીલતાને હમેશાં દુર કરવા તત્પર રહો. મનુષ્ય સ્વભાવના સૌન્દર્ય તરફ હમેશાં પ્રીતિભાવથી જુઓ, અને સર્વત્ર પ્રશંસા કરો,

# બાળકો અને સૌન્દર્ય-પ્રેમ.

બાળકોની અંદર સૌન્દર્યના શોખને હમેશાં વધારતા રહો. ગંદા કપડાં કે હાથ પગ અને મોઢું લઇ તેઓને કયાંય પણ જવા નહિ આપો. તેઓ સ્વચ્છ સુઘડ અને પવિત્ર રહી પોતાની આસપાસ પણ સ્વચ્છતા, સુઘડતા અને નિયમ તથા સફાઈને પસંદ કરે એવું શીક્ષણ બાલ્યાવસ્થામાં ખંતથી આપો—કુદરતના સૌન્દર્ય તરફ તેઓનું વારંવાર ધ્યાન ખેંચો. તેનાં વખાણ કરતાં શીખવો. દરેક પ્રકારની સ્વભાવની કે વર્તનની કઠોરતાને જલદી યુક્તિપૂર્વક દુર કરો. નમ્રતા, વિવેક, મૃદુતા, સરલતા, કોમલતા, અને સ્વભાવમાધૂર્ય આદિ ગુણો કેળવો અને ખીલવો. જેમ બને તેમ અસભ્ય વર્તન અને ભાવોથી તેઓને બચાવો. ટુંકમાં આચાર વિચાર અને વર્તનમાં બનાવટી કરતાં હમેશાં શુધ્ધ સ્વાભાવિક અને સરલ પ્રકૃતિવાળા તેઓ બને તેવું શિક્ષણ આપવા પ્રયત્ન કરો.

દુરૂપયોગ—દરેક વસ્તુની માફક આ સૌન્દર્યના શોખની પણ કાળી બાજુ છે અર્થાત એ શક્તિનો દુરૂપયોગ પણ થઇ શકે છે. अति सर्वत्र वर्जयेत એ સિદ્ધાન્ત અહિં પણ ખરો પડે છે. નોવેલોનું અતિ વાંચન, જે લાગણીઓ, વિચાર શકિત અને વર્તનને એક ઝેરના જેવી વિષમય અસર કરેછે અને અનેક યુવાન તથા યુવતીઓનાં જીવનને કલુષિત બનાવી, જીવનનાં સ્વાભાવિક વહાણને ખરાબે ચડાવી દુર્ગુણ અને દુર્વાસનાના ખડકોમાં અથડાવી મારે છે, એ આ વૃત્તિના દુરૂપયોગનુંજ પરિણામ છે. આવા પ્રકારના વાંચનથી "મસ્તિષ્કશાસ્ત્ર" તદ્દન વિરૂધ છે. વિષયવાસનાને વધારનાર, અને પશુ વૃત્તિનેજ કેવળ પોષણ આપનાર તેમજ ઉશ્કેરનારા આવા અધમ પ્રકારના વાંચનથી યુવાન અને યુવતીઓના બન્ને વર્ગે સાવચેત રહેવાની ખાસ જરૂર છે. આવા વાંચનથી અકાળે પ્રેમવૃત્તિ અને કામવાસનાઓ જાગ્રત થઇ આરોગ્ય આનંદ અને આયુષ્યને ઓછું કરવામાં—આ સૌન્દર્યના શોખનો અધિક

અંશે દુરૂપયોગ થાય છે. અને જ્યાં બુદ્ધિ, વિચાર, તુલના અને સમજશકિતની ન્યુનતા હોય છે ત્યાં આવા પ્રસંગો અનેકવાર બને છે, અને બને એ સ્વાભાવિક છે. આપણા બ્રહ્મચર્ય આશ્રમનાં બહુજ કટુ અને સખ્ત જણાતા પણ પરિણામે અમૃત રુપ અને લાભ દાયક અનેક સખ્ત નિયમો પૂળાવવાની આપણા પ્રાચીન કાળના પુર્વજો એક ધાર્મિક ફરજ સમજતા હતા. જેનું મહત્વ આજકાલના ફેશન ફીશીયારી અને મોજશોખના જમાનામાં આપણે સમજી ન શકીએ અથવા સમજતાં છતાં પણ તેવું અનુકરણ ન કરી શકીએ એ આપણાં દુર્ભાગ્ય છે. પણ તેથી એ નિયમોનું ઉપયોગી પણું કંઇ ઓછું થતું નથી.

નિગ્રહ-આ વૃત્તિને દાબમાં રાખવાની-પણ ખાસ જરુર છે કારણ કે તેમ કરવાથી તેના અનિષ્ટ પરિણામોથી બચી શકાય છે. બહુજ ટાપટીપ, કપડાલતા પાછળ અને ફેશનની પાછળ હદ ઉપરાંત-કરવામાં આવતો ખર્ચ, મુખપર જરા ડાઘ કે કરચલીઓ પડવા માંડે કે જરા ઝાંખુ દેખાય તો વારંવાર કરવામાં આવતો સાબુનો ઉપયોગ, ગંદા માણસો તરફ હદ ઉપરાંત તિરસ્કારથી જોવાની ટેવ, આ બધી બાબતોની સંભાળમાં હદબાહુર ન જવાય એ ધ્યાનમાં રાખવાનું છે. સૌન્દર્યના શોખને ખીલવવા માટે નીચેનાં કેટલાક નિયમો ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

૧ સર્વ પ્રકારની અણગમો ઉત્પન્ન કરે તેવી અને ગંદી આદતો કે ટેવોને દુર કરો.

૨ સોગન ખાવા, તમાકુ ચાવવી, બજર સુંઘવી, બીડી પીવી, હોકો પીવો. કે, ચા, કોફી, કાવો, ગાંજો, ભાંગ, કે દારૂ આદિ પિવાની ટેવ પાડવાથી સર્વથા દુર રહેવાની જરૂર છે.

૩ સાલા, બદમાસ, હરામખોર, અને મમા ચચાવાળા શબ્દોનો સામાન્ય વાર્તાચિત કે અન્ય પ્રસંગમાં પણ ઉપયોગ કરવાનું તદન બંધ કરો. પારસીઓમાં નાના મોટાં સર્વમાં આ આદત વિશેષ અંશે છે. તેઓએ ખાસ ધ્યાન પૂર્વક-એ કુટેવોને અને ખરાબ ભાષાને ધ્યાન પૂર્વક રોકવાની જરૂર છે.

૪ સર્વની પ્રત્યે માયાળુ સ્વભાવથી વર્તો. કઠોરતાને તિલાંજલી આપો.

૫ સર્વ સુધારણાનું ઉંડુમૂળ, માનસિક સુધારણા છે તેપર ખાસ ધ્યાન આપો.

૬ આન્તરીય શુધ્ધિ અને પવિત્રતા વિના-બાહ્યઆડંબર કે ટાપટીપ કંઈ કામની નથી. એટલુંજ નહિ. પણ કેટલીક વાર, માનસિક ખરાબ આદતો બાહ્ય વેશને પણ લજાવનાર હોય છે. તેને તરત ધ્યાનપર લઇ એકદમ રોકો.

૭ જ્યાં ત્યાં બહુ થુંકવાની ટેવ પણ રોકવી જોઇએ.

૮ સારા સ્વચ્છ અને સભ્ય વસ્ત્રો ધારણ કરો-પણ બહુ ભભકાદાર અને શૃંગારી વસ્ત્રો પસંદ નહિ કરો. હમેશાં સાદો પોસાક ઘણોજ પસંદ કરવા યોગ્ય છે.

૯ આચાર વિચાર, અને સભ્યતા તથા વર્તનની પવિત્રતા, અને સંસ્કૃતિ તરફ હમેશા ધ્યાન આપો અને ખીલવો.

૧૦ કળા-હુન્નર, ઉદ્યોગ, અને ચિત્રકળાનો શોખ રાખો અને તમારા બાળકોમાં પણ એવી વૃત્તિ કેળવો અને સાધનો પુરાં પાડો. શક્તિ અનુસાર ઘરમાં પણ તેવા સાધનો અને ચિત્રો વિગેરે એકત્ર કરી યથાર્થ રીતે ગોઠવો.

૧૧ કુદરતની સર્વ શોભા અને સૌન્દર્ય માટે સ્તુતિ અને પ્રસંશાની લાગણીને પુષ્ટ કરો, અને મનને સૃષ્ટિરચનાની લીલાના મહત્વ પૂર્ણ વિચારોથી પૂર્ણ રાખો.

૧૨ સૂર્ય અને ચંદ્રના અસ્તોદય, પહાડ પર્વત ઝરાઓ, નદીઓ, પક્ષીઓ અને ગ્રામ્ય પશુઓ તથા સુંદર સુવાસિત વિવિધ પ્રકારના પુષ્પો, ફૂળો, વિગેરેને અવલોકવાનો અને ઉપયોગ કરવાનો શોખ વધારો.

૧૩ ટુકમાં સર્વ સ્થળે અને સર્વાવસ્થામાં સારૂં, ભલું, અને સૌન્દર્ય યુકત હોય તેનું ગ્રહણ કરવા હમેશાં તત્પર રહો. અને પરિણામે તમારા માનસિક અનેક સુખોમાં આ વૃત્તિ અનેક રીતે વૃધ્ધિ કરશે, એ સ્પષ્ટ અનુભવશો.



# નં. ૨૫ ઔદાર્ય અથવા મહાનુભાવ-વૃત્તિ.

# Sublimity.

## વ્યાખ્યા, સ્થાન, વિવેચન, અને ખિલવણી તથા નિગ્રહઆદિ.

**ઔદાર્ય**—(Sublimity) આ શકિત અથવા વૃત્તિથી કુદરતની અનન્તતા અપારત્વ અનાદિત્વ, મહત્વ, ગાંભીર્ય, વ્યાપકતા, અપરિમિતતા, સર્વશકિતમત્તા, આદિ મહત્વપૂર્ણ વિચારોનું ગ્રહણ થાય છે.

**સ્થાન**—સૌન્દર્ય શોખના સ્થાનની બરાબર પાછળજ જાણે કેમ તેજ શકિતની પ્રપૂર્ત્તિ માટેજ આ શકિત હોય નહિં તેમ આ વૃત્તિનું સ્થાન આવી રહેલું છે. જ્યાં મસ્તિષ્કનો બાજુનો ઉભો ભાગ ગોળાવમાં વળીને ઉપરના ચોડા ભાગને સાવચેતીના અગ્રસ્થાનમાં મળે છે, તે આ ઔદાર્યભાવનું યોગ્ય સ્થાન છે. અર્થાત્ સૌન્દર્ય પ્રીતિની પાછળ તથા સાવચેતીના અગ્રભાગમાં અને આશા તથા ગોપનશકિતના અવયવની વચ્ચમાં આ ઔદાર્યવૃત્તિના અવયવનું સ્થાન છે.

ઉપયોગ—આ શકિત કે વૃત્તિનો ઉપયોગ, કુદરતની અંદર સર્વ વ્યાપી પણે પ્રસરી રહેલ પરમાત્માની અપરિમીત અને અનન્ત શકિત અને સામર્થ્યનો, અનન્ત આકાશનો અને અનાદિ કાળનો, અસંખ્ય પદાર્થોનો અને પ્રકૃતિના અનન્ત સ્વરૂપનો સામાન્ય રીતે અનુભવ કરવા માટે યોજાયેલ છે. પ્રાણી પ્રજા, પશુ, પક્ષિ, વૃક્ષ વનસ્પતિ, અનેક પ્રકારના જીવજન્તુ. અને ટુકમાં કુદરતના અનહદ ખજાનાના અસંખ્ય અને અપરિમેય-ગુણ કર્મ અને સ્વભાવ યુકત સ્થાવર તથા જંગમ પદાર્થો કે વસ્તુ માત્રનો ભવ્ય ખ્યાલ આ શક્તિથી મનુષ્યો મેળવી કે અનુભવી શકે છે. આ અપરીમિત અને અનન્ત શકિતના અનુભવથી મનુષ્યનો આત્મા મહત્વપૂર્ણ ગાંભીર્ય યુકત, અને અતિઆનંદ યુકત ભાવોથી રસ બસ થઈ રહી ઉન્નત ભાવોનો અનુભવ કરે છે. જેને આપણે ઔદાર્ય કહીએ તો કંઈ ખોટું નથી. આ શકિતના અભાવમાં કુદરતના અનેક સત્ય અંશોનું, કે અનંત આકાશ, અમાપ્ય કાળ અને અનન્ત દિશા અને સર્વ સામર્થ્ય યુકત પરમાત્માની કોઈ પણ શકિતનો ખ્યાલ પણ આપણા આત્મામાં આવી શકવાનો સંભવ રહેતો નથી. સૌંદર્યના શોખની શકિત કરતાં આ ઔદાર્ય શકિતનો આ સ્થળેજ ખાસ ભેદ જણાય છે. કુદરતના આવા મહત્વ પૂર્ણ ભાવોને હૃદયંગમ કરવા માટે મનુષ્યની અંદર તેવી ગ્રાહક શકિતનું અવયવ અવશ્ય હોવુંજ જોઇએ, જે આ ઔદાર્ય શકિતથી આપણને મળેલું છે.

પ્રપૂર્ણ—જેઓમાં આ શકિત અતિ પૂર્ણપણે ખીલેલી હોય છે તેઓનાં હૃદય હમેશાં ઉચ્ચ વિચારોથી ભરેલા હોય છે. નક્ષત્ર મંડળથી પૂર્ણ અન્તરીક્ષ મહાન પહાડો અને પર્વતો. સાગરની અનન્ત ઉર્મિઓ, વાયુદેવના અનન્ત શકિત યુકત સપાટાઓ, વિજળીઓના ચમકારાઓ તથા—મેઘ ગર્જનાનાં ધમકારાઓ

અને એવી એવી કુદરતની શકિતઓના મહાન કાર્યોનું અવલોકન કરી આવા પ્રકારના વ્યકિત પોતાના હ્રદયને મહાન ભાવોથી હમેશાં પૂર્ણ કરે છે. કુદરતમાં કે સૃષ્ટિમાં જે કંઇ ભવ્ય અને આકર્ષક હોય તેથી તેઓ બહુજ ખુશખુશ થઇ જાય છે. જંગલો, મેદાનો, અન્નપૂર્ણ અને શસ્યશાલી ક્ષેત્રો, પક્ષિગણો વિગેરેને જોઇ આવા વ્યકિતના હ્રદય આનંદ પૂર્ણ થઇ જાય છે. આવા વ્યકિતમાં જો પૂજયવૃત્તિનું સ્થાન અધિક રીતે ખીલેલું હોય તો તેવા વ્યક્તિ સર્વ શકિતમાન, અનન્ત. નિર્વિકાર, નિરાકાર, અજર, અમર. નિત્ય શુધ્ધ મુકત સ્વભાવ આદિ મહાન ગુણ યુક્ત પરમાત્માની અત્યન્ત ભકિત ભાવથી ઉપાસના કરે છે અને કુદરતમાં સર્વત્ર તેની વ્યાપક રહેલ સત્તાને સર્વસ્થળે અને સર્વાવસ્થામાં જુએ છે, અનુભવે છે. એટલુંજ નહિ પણ તેઓ હમેશાં વિચારદ્વારા પરમપિતા પરમાત્માના સાનિધ્યમાંજ રહે છે. તેઓની બુદ્ધિ શકિતઓ જો તિવ્ર હોયતો કુદરતની પ્રત્યેક રચનાનો બારીક અભ્યાસ કરી ઘણાજ વિસ્તૃત ભાવોને ધારણ કરી શકે છે. અને તત્વજ્ઞાનના ગૂઢ વિષયોની શોધખોળ કરી ગ્રહણ કરી સમજવાની તથા અન્ય વ્યક્તિઓને ઔદાર્યભાવવાળી શૈલીમાં સમજાવવાની અદભુત શકિત ધરાવે છે.

આ શકિતની ઉગ્ર ખીલવણી સાથે સૌન્દર્યનું સ્થાનપણ સ્વાભાવિક રીતે ખીલેલું હોયજ છે. અને જો તેમ હોયતેઃ સૌન્દર્ય, ઔદાર્ય અને પૂજ્યભાવ તથા બુધ્ધિ આદિ ચારે શક્તિઓનું સમ્મેલન થવાથી એક એવા અતિ ઉત્તમ પ્રકારના ભક્તિભાવ, પૂજ્યવૃત્તિ અને સ્તુતિ તથા ઉપાસના ભાગને-જન્મ આપે છે કે જેના આનંદ પાસે-આખા ભૂમિ મંડળનું સામ્રાજય પણ તુચ્છ સમાન થઇ જાય છે. આવા વ્યક્તિ સહજ સમાધિ લાભ મેળવે છે. એટલા માટેજ ઉપનિષદોમાં કહ્યું છે કે,

समाधिनिर्धूत मलस्य चेतसो
निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं तदा गीरा
स्वयं तदन्तः करणेन गृह्यते ॥

જેઓમાં આ શક્તિ વધતા ઓછા પ્રમાણમાં ખીલેલી હોય છે તેઓ તેટલાજ પ્રમાણમાં ઉપરોક્ત ભાવોને અનુભવ કરી શકે છે.

**સાધારણ**—જેઓમાં સાધારણપણે આ શક્તિ હોય છે અને પૂજ્યભાવ પણ બહુ ખીલેલ હોતો નથી, તેઓ કુદરત તથા તેના નિયામક પરમાત્મા સબંધિ એટલા બધા ઉચ્ચ ભાવો કલ્પિ કે અનુભવી શકતા નથી.

ન્યુન—જેઓમાં ન્યૂન પ્રમાણમાં આ શક્તિ હોય છે તેઓમાં ઉપરોકત બાબતો કે વિષયો સમજવાની કે ગ્રહણ કરવાની ખાસ ખામી હોય છે. તેઓએ આ અતિ ઉત્તમ શક્તિને ખીલવવા માટે ખંત પુર્વક બનતા પ્રયત્નો કરવા જોઈએ.

**ખીલવણી**—આ અતિ આવશ્યકની અને ઉમદા પ્રકારની વૃત્તિની ખીલવણી માટે નીચે જણાવેલા ઉપાયો યોજવાની જરૂર છે.

ઉચાં પર્વત કે ગિરીશીખરોપર જઈ, નીચેના વિસ્તૃત ભૂમિ પ્રદેશનું અવલોકન કરો. પર્વત અને જંગલોનાં મહુત્વની પ્રશંસા કરો. વાયુદળોની ગતી. વર્ષાદથી થતા લાભો અને મહાન કાર્યો તથા ફેરફારો; વાયુ મંડળના કાર્ય તથા શક્તિ આદિનો વિચાર કરો. વિદ્યુતની શક્તિ તથા મેઘગર્જનાનાં ગાંભીર્ય પર ધ્યાન આપો. સમુદ્ર અને મહાસાગરની સીમા અને કાર્ય તરફ મનને પ્રેરો.

જવાલામુખી અને તેના કાર્યો તથા શક્તિઓનો વિચાર કરો, અને ખાસ કરી-ખગોળના અભ્યાસ તરફ તથા આકાશના અનન્ત સાગરમાં વિચારતા, ચંદ્ર સુર્ય કે ગ્રહોપગ્રહ આદિની ગતી સ્થીતિ અને વ્યવસ્થા તથા દુરતા અને મહુત્વના અભ્યાસ અને અવલોકન પાછળ મન લગાડો. ટુંકમાં કુદરત અને તેના નિયામકના સંપૂર્ણ ગુણો અને ધર્મોને પ્રત્યક્ષ કરવા માટે ચોકસ વખત કાઢી તેનેજ ઉપાસના કે યોગાભ્યાસનું રુપ આપો.

નિગ્રહ—આ શક્તિને દાબમાં કે અંકુશમાં રાખવાની કોઇ પ્રસંગમાં જરૂર નથી. કારણ કે તેનો દુરૂપયોગ થવાનો સંભવ નથી. પણ કેટલીક વખતે આ શક્તિની અધિકતાને લીધે તથા સ્વભાવની નમ્રતાને લીધે, ભાષા અને વર્તનમાં હદ ઉપરાંતની નમ્રતા, કે અતિશયોક્તિ અથવા-મોટા મોટા ગોટાળા ભરેલા શબ્દો વાપરવાની રૂચી ખીલી આવે છે, જેને અંકુશમાં રાખવાની ખાસ જરૂર છે.

નવા ઉછરતા યુવકો, લેખકો અને વ્યાખ્યાતાઓ અને કેટલાક પુસ્તક લખનારાઓ પણ આ વૃત્તિનો ઉપર પ્રમાણે અતિયોગ કરતા જોવામાં આવે છે, તેઓએ આ વૃત્તિને ધ્યાન પૂર્વક દાબમાં રાખવી જોઇએ.

વેદ ઉપનિષદ અને ગીતા આદિ પુસ્તકોના ઇશ્વરી સત્તાનું વર્ણન આપનાર મહાન ભાવોમાં, પ્રાચીન રુષિઓની ઉદાર ભાવનાઓનું સર્વત્ર દર્શન થાય છે. આવા મહાન ગ્રન્થોનો-ઉપાસના વખતે હમેશાં સ્વાધ્યાય તરીકે ઉપયોગ કરવાથી આ વૃત્તિ અનેક રીતે ખીલવી શકાય તેમ છે.

આ વૃત્તિના, ઔદાર્ય ગાંભીર્ય અને ભીતિ એમ ત્રણ વિભાગ છે.

---

# નં. ૨૬. અનુકરણશક્તિ.



## Imitation.

### વ્યાખ્યા, સ્થાન, શોધ ઉપયોગ અને નિગ્રહ આદિ.

અનુકરણ.—અનુવર્તન, બીજાનું જોઈને તે પ્રમાણે કરવું. નકલ કરવી, ભજવી બતાવવું, ચાળા કરવા, નાટય કૌશલ્ય, વાચા અને વર્તન તથા હાવભાવથી પાર્ટ ભજવવો, કોઈની કોપી કરવી, અથવા નમુના પ્રમાણે નમુનો કરવો ટુંકમાં અન્યના વાચા વર્તન અને કાર્ય અથવા ચાલચલન આદિ જોઈ તે પ્રમાણે કરવું અથવા વર્તવું ઈત્યાદિ પ્રકારની સર્વ શક્તિઓનો આ અનુકરણ શક્તિમાં સમાવેશ થાય છે. શારીરિક અનુકરણ અથવા ચાળા, માનસિક અનુકરણ અથવા ભાવદર્શન અને શાબ્દિકઅનુકરણ, એમ આ શક્તિના ત્રણ વિભાગ છે.

સ્થાન—દયા કે પરોપકારવૃત્તિની બાજુમાં તથા અધ્યાત્મરતિનાં સ્થાનનાં અગ્ર ભાગમાં અને સૌજન્યવૃત્તિના પાછળના ભાગમાં આ વૃત્તિનું સ્થાન આવેલું છે. સૌન્દર્યપ્રેમ અને કળાકૌશલ્ય શક્તિની નજદીકમાં હોવાથી અરસપરસ બન્ને અવયવોને સહાયકારક થઇ શકે છે.

બાળકોની અંદર આ શક્તિ અધિક અંશે શરૂઆતથીજ હોય છે જેથી તેનુ સ્થાન તેઓના મસ્તિષ્ક પરથી જલદી શોધી કાઢી શકાય છે.

શોધ—આ શકિતના સ્થાનની શોધ ડાકટર ગોલે નીચે પ્રમાણે કરી હતી. તે લખે છે કે "હુ મુંગા અને બહેરા મનુષ્યોના એક-એસીલમ (Mad House) માં ગયો. ત્યાં એક કેસ્ટીંગર નામનો વ્યકિત હતો. તેના મસ્તિષ્કની તપાસ કરવા માટે મારે ખાસ જવું હતું. કારણુ તે વ્યકિત સૌનું આ વખતે ધ્યાન ખેંચી રહયો હતો. તે પોતાના ડાઈરેકટરના, ડાકટરના, સરજીયનનાં, અને સારવાર કરનાર સ્ત્રી પુરુષોના એવી તો અજાયબ રીતે અને તાદૃષ્ય પણે ચાળા કરતો હતો કે સૌના મન તેને જોઈ અત્યત આનંદ પામતા હતા. આ વ્યકિતના માથા તરફ ધ્યાન આપતાંજ મને આશ્ચર્ય સાથે માલુમ પડયું કે તેનો આ અનુકરણ શકિતના સ્થાન વાળો ભાગ અત્યંતવિકાશ પામેલો હતો. ત્યાર પછી હું મારા અવલોકનની વૃધ્ધિ કરવા માટે અનેક કુંટુબો નિશાળો અને નિશાળીયાઓ કે જેઓમાં અનુકરણશકિત વિશેષ અંશે જણાઇ તેઓના માંથાઓ તપાસવાના કાર્ય પાછળ લાગ્યો. અને દરેક વખતે તે તે શકિતનું સ્થાન વૃધ્ધિવાળુ મને જણાયું. આખરે મારી સપૂર્ણ ખાત્રી થઇ કે આ અનુકરણ શકિત માટે ખાસ એક અવયવ મસ્તિષ્કની અંદર છે. અને તે આજ સ્થાન છે, એમ ચોકસ નક્કી કર્યું." ગૉલ.

"એક સ્ત્રીની અંદર આ અનુકરણ શકિતનું સ્થાન, એટલું બધું પ્રબળ હતું કે તે કોઇ પણ પશુ પક્ષી કે જન્તુના અવાજનું અનુકરણ માત્ર એકજ વાર સાંભળીને બરાબર કરી શકતી હતી. એક વખતે તેના સાંભળવામાં દુરનો મેઘ ગર્જનાનો અવાજ આવ્યો અને તેણે સ્વાભાવિક રીતેજ સહજમાં તેવોજ અવાજ અનુકરણ દ્વારા કાઢી બતાવ્યો. આ શકિત અન્ય દરેક શકિતનાં પ્રતિનીધિ તરીકેનુ કાર્ય કરે છે. અને બોલવાની શકિતને (વાચા કે વકતૃત્વને) સહાય કરે છે." ફાર્ન.

કેટલાંક પક્ષીઓ જેવાં કે મલબારી અને જંગબારી પોપટ અને મેના વિગેરેમાં અવાજનું અનુકરણ અને નકલ કરવાની શકિત ખરેખર અદ્‌ભૂત પ્રકારની હોય છે. દરેક પ્રકારના શબ્દ કે અવાજ સાંભળવાની સાથેજ તેઓ તેનું અનુકરણ કરે છે. મુંબઈ જેવા શહેરોની અંદર આપણે ઘણીવાર આવા પ્રત્યક્ષ પુરાવા મળે છે. પાંજરાની અંદરના પોપટો "પાટીવાળા" "પાટીવાળા" એમ બુમ મારે છે અને પાટીવાળા દોડતા ઉપર આવે છે. નવીન માણુસ આવવાથી "ચોર ચોર ચોર" કરી મુકે છે. "ૐ તત્ સત્" આદિ વાકયોનું યથાવત ઉચ્ચારણ કરે છે. ઘડીકમાં કાગડાની ઘડીકમાં પોપટની ક્ષણવારમાં ભીઠાવાળાની તો પળવારમાં કુતરાના ભસવાના અવાજની નકલ કરે છે કે મોટરકાર દોડાવે છે. ટુંકમાં પ્રત્યેક પક્ષી પશુ કે પ્રાણીના અવાજની આબેહુબ નકલ કરે છે. એટલુંજ નહિં પણ લડાઇના બ્યુગલોની પણ નકલ આબેહુબ રીતે કરેછે, રેલગાડીની શીશોડી તથા ભુંભાટની પણ નકલ કરે છે. આ રીતે જોતાં "Mocking birds" નકલ કરનારા પક્ષીઓ ગાનારા પક્ષીઓમાં સર્વથા ઉત્તમ છે. અને સદ્‌ગ્રહસ્થોના ઘરમાં અવશ્ય રાખવા યોગ્ય છે. જંગબારી પોપટો પણ અજબ તરેહની શાબ્દિક નકલ કરે છે.

**ઉપયોગ**—લખવું અને વાંચવું, ગાવું તેમજ રમવું, હાલવું, ચાલવું, પહેરવું ઓઢવું આદિ સર્વ ક્રિયાઓ આપણે આ અનુકરણ શક્તિને પરિણામેજ શીખીએ છીએ. મુખ અને મોઢું અથવા માથું હલાવી 'હા' અથવા 'ના' કહેવાના સુચનો ઘણે ભાગે બધા વ્યકિતઓમાં એક સરખાંજ હોય છે. કારણ સૌ અનુકરણ દ્વારા તેજ પ્રમાણે કરે છે. અક્ષરો પણ એકજ પ્રકારની સ્ટાઇલના એટલાજ માટે લખી શકાય છે, અને લખવા જોઇએ કે જેથી મનુષ્યોનો મોટો સમુદાય એનો લાભ ઉઠાવી શકે. વાંચન અને લેખનનું શીક્ષણ માત્ર આ અનુકરણ શકિતનીજ એક પ્રકારની કેલવણી છે.

**બાલશિક્ષણ**—આ શક્તિના અભાવમાં કોઇ પણ બાળક કોઇ પણ વિષય જલદી શીખી શકતું નથી. એટલા માટે કુદરતે એ શકિત બાળકોમાં વિશેષ અંશે મુકેલ છે. શીખામણ અને મોઢેની વાતો કરતાં તેઓ જોઇ અને સાંભળીને વધારે શિક્ષણ લે છે. કારણ કે નાના બાળકોની બાલ્યાવસ્થામાં માત્ર અવલોકન શકિત અને નેત્ર તથા કર્ણદ્વારા શ્રવણશકિત પ્રધાન્ય પણે કામ કરી રહી હોય છે. તેઓ જે ભાષા સાંભળે છે તે પ્રમાણે બોલતાં શીખે છે. જે અક્ષરોનો નમુનો તેઓ સન્મુખ ધરવામાં આવે તે પ્રમાણે જોઇને તેઓ લખે છે, ચિત્ર કાઢે છે. આ

બધો અનુકરણનોજ પ્રતાપ છે. સંગીતના શિક્ષણમાં પણ અનુકરણશકિતજ વિશેષ અંશે, સહાયભૂત થાય છે. કુદરતના મહાન કારીગરની બાળકો ઉપર એટલી મોટી કૃપા છે કે આ શક્તિના સ્થાનને પ્રાધાન્યપણે કાર્યાવસ્થામાં બાલ્યાવસ્થામાંથીજ મુકવામાં આવેલ છે તે શું ઓછી કરૂણા છે! માબાપો! સાવચેત રહો અને ધ્યાન આપો. બાળકો જેવું દેખે તેવુંજ કરે છે. તેઓ તમારૂંજ અનુકરણ કરે છે. માટે જે કંઇ ચેષ્ટા કે કર્મ તમે કરો અથવા બોલો તે બરાબર વિચારીને કરો. કે તમારૂં અનુકરણ કરી તમારા બાળકોને કે તમારે પસ્તાવાનું કારણ ન રહે. તમારા આચાર વિચાર અને વર્તન માટે તમે પોતે ગમે તેમ વર્તવા સ્વતંત્ર નથી. પણ બહુ સંભાળથી વર્તવા બંધાયેલ છો; તમે હમેશાં સારૂં અનુકરણ કરવાના દૃષ્ટાન્તોજ પ્રજા સન્મુખ રાખો કે પરિણામે તેથી લાભજ થાય. દરેક તમાકુ ચાવનાર તથા પીનારે પોતાની પ્રજા સન્મુખ એવું ખરાબ દૃષ્ટાન્ત બેસાડતાં પહેલાં યોગ્યા યોગ્યતાનો વિચાર કરવો જોઇએ નાટક અને નાટકશાળાઓદ્વારા જનસમુહને સુધારવાના અનેક દાખલા દૃષ્ટાન્તો અને ઇતિહાસો તથા નવા ઉપદેશો અને સુધારાના પાઠો જનસમાજને ઘણી સહેલાઇથી આપી શકાય. સદ્વર્તન, સદ્ધર્મ અને સદ્ભાવનાઓની સ્થાપના કરવામાં નાટકો ઘણો સારો ભાગ ભજવી શકે તેમ છે અને તેવાજ ઉદ્દેશથી નાટકમંડળીઓ સ્થાપવામાં આવે છે. જેમ કે "આર્ય સુબોધ નાટકમંડળી આદિ,' પણ પાછળથી ઉદ્દેશો ઉદ્દેશને ઠેકાણે રહે છે અને દ્રવ્યાભિલાશની પ્રબળ ઇચ્છા, તેઓના સર્વ શુભ ઉદ્દેશોને રુઢી લોકાભિરુચિ અને ચાલતી રહેણીકરણી અનુકુલ વિચારો દર્શાવવા પ્રેરે છે. આખરે ઉદ્દેશ ઉદ્દેશને ઠેકાણે રહે છે, અને સ્વાર્થ તથા લોભ એજ મહાન દેવ બની સર્વત્ર પૂજાતો જોવામાં આવે છે. આથી શોચનીય બીજું શું હોઇ શકે? નાટય કળા અને નાટકો તરફ ધીક્કારની નજરથી જોવાની જરુર નથી—પણ તેની અંદર જે કંઇ અયોગ્ય હોય તેનીજ માત્ર ટીકા કરી જાહેરમાં તેને સુધારવાનો, તેની અસરને પવિત્ર અને નિર્દોષ બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. આ અનુકરણ શકિતનુ સ્થાન, કુદરતી રીતેજ નૈતિકવૃત્તિઓનાં મધ્યામાંજ આવી રહેલું છે. એ દર્શાવે છે કે નાટક, નૃત્ય, અને અનુકરણ દ્વારા, સુંદર સભ્ય અને નૈતિક તથા ધાર્મિક ભાવનાઓનો પ્રચાર થાય તથા મનુષ્યના વર્તનને સુધારી ઉન્નત અને સભ્ય બનાવે તેવાજ વિષયોનું અનુકરણ પ્રાધાન્યપણે કરવાની તથા તેજ પ્રજા સન્મુખ મુકવાની જરુર છે. જ્યારે અસત્ય અને દુષ્ટતાનું અનુકરણ તો એટલે અંશે જરૂરનું છે કે તેના અનુકરણથી તે તે દુર્ગુણો તરફ મનુષ્યની તેટલે અંશે દુર્ભાવના થાય. દયા, ભકિતભાવ. અધ્યાત્મરતિ અને સૌન્દર્ય આદિના સ્થાનોની મધ્યમાં આ વૃત્તિને સ્થાપવામાં આવેલ છે તે એમ બતાવે છે કે એ વૃત્તિ દ્વારા કોઇની લાગણી દુખાવવા—કે અપમાન કરવા—અથવા બેડોળ ઘાટ કે રૂપ રંગની નકલ કરી ચીડવવા માટે આ વૃત્તિનો ઉપયોગ કરવાનો નથી. પણ મનુષ્યને નૈતિક બનાવવાના તેમજ કળાકૌશલ્યમાં સહાયભૂત થવાના મહાન કાર્ય માટેજ આ શકિતનો ઉપયોગ કરવાનો છે. આટલા માટે આપણાથી બને તેટલા શુભ

પ્રસંગે, કુંટુબમાં, સભામાં, સોશાઈટીમાં તેમજ સ્કુલ અને જનસમાજમાં, આ અનુકરણ શકિતને ઉત્તમ રીતે ઉપયોગમાં લાવવા માટે યોજવા જોઇએ. મનુષ્યને જીવન પર્યન્ત આ શકિતની જરુર પડે છે. ક્ષુધા અને તૃષાની માફક તેનો કદી નાશ થઈ શકતો નથી. પણ એ શકિતને માત્ર યથાર્થ રુપમાં પોષણ આપી ખીલવવાનીજ જરૂર છે. ધધા રોજગાર, યાન્ત્રિકશકિતઓ, સંગીત, વાંચન લેખન. શોધખોળ અને વ્યાખ્યાનઆદિ કાર્યોમાં આ અનુકરણશકિત વ્યાપકપણે મદદ આપી રહી છે. તેના અભાવમાં પ્રત્યેક મનુષ્યે પોતે જાતે શોધખોળ કરી બધું નવેસરથી શરૂ કરવું પડત અને એકની શોધ કે કૃતિ બીજાને કંઇ ઉપયોગની કે લાભદાયક થવાનો સંભવજ ન રહેત. આ શકિતના અભાવમાં મનુષ્ય મનુષ્ય રહેત કે નહિં એ પણ વિચારવા જેવું છે. મનુષ્યની પોતાની કેલવણી ખીલવણી અને પ્રગતીનો મુખ્ય ભાગ આ અનુકરણ શકિતનેજ આભારી છે.

આવી એક મહાન શકિત કે જે મનુષ્ય સમાજના સુખ અને આનંદ તથા પ્રગતિમાં આટલે અંશે સહાય ભૂત થાય છે. તેને યથાવત્ ખીલવવાની કેટલી મોટી આવશ્યકતા છે? આટલા માટે અન્યની અંદર જે કંઈ સારૂ હોય તેની આપણે નકલ કરવી જોઇએ અને એમ કરવામાં બહુજ સંભાળ અને વિવેકબુધ્ધિ વાપરવાની જરુર છે. બાળકોની અંદર આ શકિત વિશેષ હોવાના સબબથી તેઓ કેવા પ્રકારનું અનુકરણ કરે છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. હલકા અને ટુંકા પગારના ગરીબ શિક્ષકોના સહવાસ કરતાં તેઓને બાલ્યાવસ્થામાંથીજ સુધરેલા ગંભીર અને આનંદિ સ્વભાવના અને માયાળુ માસ્તરો કે શિક્ષકોના હાથમાં તથા સર્વ અનુકુળ સંજોગોમાં રાખી ઉછેરવા તથા શીક્ષણ આપવામાં બહુજ સંભાળ અને કાળજીપુર્વક કાર્ય કરવાની જરૂર છે. આ દિશામાં અનુકરણશકિતની સહાયથી સારા અને સુશીક્ષિત માસ્તરો તથા યુરોપની માફક બોર્ડીંગ હાઉસની પ્રથા પ્રમાણે તેમજ પ્રાચીન કાલની ગરૂકુલ પધ્ધત્તિના શિક્ષણ ક્રમના યોગ્ય ફેરફારો દ્વારા ઘણુજ સારું પરિણામ લાવી શકાય તેમ છે માત્ર આવા પ્રકારના કાર્યને હાથ ધરનાર પુરુષો ખાસ એ વિષયની યોગ્યતાવાળાં હોવાની જરૂર છે.

બાળકોની સન્મુખ માબાપ અને વડીલોએ પોતાના આચાર વિચાર અને વર્તનની બાબતમાં ખાસ સંભાળ રાખવાની છે. પોતાના બાળકોને જેવાં પ્રકારનાં કરવાની ઇચ્છા હોય તેવા પ્રકારનું વર્તન અને આચાર વિચાર માતાપિતાએ પૂત્રનો ગર્ભાધાન સંસ્કાર થયા પહેલાજ સેવન કરવાની અને ધારણ કરવાની જરૂર છે. બાળકો અનુકરણથીજ બધું શીખે છે, એમાં કોઇને સંશય છેજ નહિ. તમે ગાળો આપશો અને અપશબ્દો બોલશો તો બાળકો પણ તેમજ કરશે. તમે નમ્ર અને વિવેકી બનો. બાળકો પણ તેમજ કરશે. તમે જાતે તમાકુ બીડી કે બજર ચાવો અથવા પીઓ અને જુઓ કે તમારા બાળકો પણ બીહીકને લીધે છુપી રીતે પણ તેમજ કરતાં શીખશે. એમાં તમારો ઉપદેશ કંઇ કામ લાગવાનો નથી. ટુંકમાં તમે જેવી રીતે હસશો બોલશો કે વર્તશો તે બંધાની નકલ તેઓ કરી બતાવશે

વાનર અને બાળક, આ અનુકરણ શકિતમાં સમાનતા ધરાવે છે. બાળકોને તમારૂં વર્તન, શબ્દો અને શીખામણ કરતાં હજારગણું પ્રબળ શિક્ષણ આપે છે. બારીક અવલોકન કરનાર, તમારા બાળકોનાં હાવભાવ અને વર્તન તથા સ્થીતિ અને વિચારોને જોઈ, તરતજ તમારા ઘરની રીતભાત અને વર્તનનું અનુમાન કરી શકશે. એક ખરાબ દૃષ્ટાન્ત હજારો ઉપદેશને પલવારમાં ધુળધાણી કરી નાખે છે. માટે સૌથી પ્રથમ તમારા પોતાનાંજ દ્વોષ અને દુર્ગુણ દુર કરો, સુધારો, અને તમારા બાળકો વગર બોલ્યે તમારૂં અનુકરણ કરશે. અંગ્રેજીમાં કહેવત છે કે "Do unto others as you would that they should do unto you" તમે જેવા અન્યને તમારા પ્રત્યે થવા ઇચ્છતા હો તેવા તમે જાતે થાઓ" એ અક્ષરશઃ સત્ય છે. બાળકોને વિના કારણે અથવા માત્ર તમારૂં અનુકરણ કરવાના કારણ માટે કદી ઠપકો નહિ આપો. તેમને યોગ્ય અનુકરણ કરવાના સ્થાનો દર્શાવો અને તેઓ તે પ્રમાણેજ કરશે

પ્રપૂર્ણ–જેઓમાં આ શક્તિ અધિકતયા ખીલેલી હોય છે તેઓ સારા અનુકરણ કરનાર, અને નાટયકાર થઇ શકે છે. બીજાના હુન્નર ઉદ્યોગ કે કળાનું અથવા કૃતિનું તેઓ સ્વાભાવિક રીતે અનુકરણ કરી શકે છે. તેઓની માફક વર્તી પણ શકે છે. આનંદની અધિકતાને લીધે તાદ્રશ ચિતાર ખડા કરી આપે છે. નાટયકૌશલ્ય, અને ભાવદર્શન વૃત્તિ પણ સારે અંશે તેઓમાં હોય છે. હાવભાવને પ્રદાશત યથાવત રીતે કરી શકે છે. વ્યાખ્યાન અને ભાષણ વિગેરે પણ ઉત્તમ રીતે આપી શકે છે. અથવા તેની નકલ કરી શકે છે. જોયેલું તથા સાંભળેલું જલદી કરી બતાવી આપે છે. અવલોકન, ઇતિહાસ, અને સ્થાનજ્ઞાનની અધિકતાથી તથા સૌન્દર્યપ્રેમ, તુલના, અને ભાષા આદિ શકિતઓની સાહાયથી ઉત્તમ પંકિતના વ્યાખ્યાતા થઇ શકે છે. ખુશમીજાજ અને નિગ્રહશકિતની સહાયથી જાતે હસ્યા વિના અન્યને ખુબ હસાવી આનંદ આપી શકે છે. અને પોતે ગંભીર સાગર જેવો દેખાવ ધારણ કરી રહે છે. કળાકૌશલ્યના સ્થાનની અધિક ખીલવણીના પ્રતાપે તથા આકૃતિ કદ, સ્થાન, અને તુલના તથા રંગજ્ઞાન આદિ શક્તિઓના પ્રતાપે અને સુસ્વભાવની સહાયથી ઉત્તમ પ્રકારના એન્જીનીયર, આર્ટીસ્ટ કે કારીગર થઇ શકે છે. ભરવા ગુંથવા તથા કોતરવાનું કામ પણ સારૂં કરી શકે છે. સ્થૈર્યને અભાવે પ્રત્યેક વિષયના જાણકાર બને છે, પણ એકે વિષયમાં પ્રવિણ થતા નથી. હુશીયારોનો ઉપયોગ કરતાં જલદી શીખે છે, ઘણા કામો શરૂ કરે છે, પણ એ કે પરિપૂર્ણ કરતા નથી, આ પ્રમાણે અનેક પ્રકારની શક્તિઓની મદદથી વિવિધ પ્રકારનાં કાર્યો કરે છે.

સાધારણ–જેઓમાં આ શક્તિ સાધારણ રીતે હોય છે. તેઓ બહુ સાધારણ અનુકરણ કરે છે પણ હેતુશકિતના પ્રાબલ્યને લીધે કેટલીક વાર કંઇ નવુંજ શોધી કાઢે છે.

આ શકિત જેઓમાં તદન ન્યુનપણે હોય છે તેઓ બહુજ મુશ્કેલથી અનુકરણ કરી શકે છે. તેઓ વાંચતાં લખતાં કે બોલતાં પણ પુરી રીતે શીખી શકતાં નથી.

**ખીલવણી**—દરેક વ્યક્તિની સારી રીતભાત, આચાર, વિચાર, વર્તન, કળા, હુન્નર, અભ્યાસ અનેવાંચન, લેખન, આદિ સમ્પૂર્ણ સારી બાબતોનું પૂર્ણ રીતે અનુકરણ કરો. જેવા તેઓ હોય તેવા થવા—જે પ્રમાણે તેઓ કરતા હોય તે પ્રમાણે આવશ્યકતાનુસાર કરતાં શીખો.

આ અનુકરણ શક્તિના યથાર્થ ઉપયોગથી આપણા પોતાના વર્તન અને વિચારો તથા આપણા બાળકોનાં પણ આચાર વિચાર આદિ બહુજ સુગમતાથી સુધારી શકાય છે. બોલવા ચાલવાની સારી રીતભાતને કેળવવા માટે સારા વક્તાઓનું અનુકરણ કરો. "यद्यदाचरति श्रेष्ठः तदत्तदेवेतरोजनः" એ ગીતાનું વાક્ય ખરેખર ગંભીર અર્થસુચક છે. દરેક જાહેર અને પ્રજાપ્રિય થવા ઇચ્છનાર પ્રસિધ્ધ પુરૂષોને માથે એક ગંભીર પ્રકારની ફરજ અને જોખમદારી સમાયેલ છે, એ આથી સ્પષ્ટ થાય છે. કારણ કે સામાન્ય જનસમુહ હમેશાં તેઓના નેતા, લીડર કે અગ્રગણ્ય વ્યક્તિનુંજ અનુકરણ કરે છે. દ્રષ્ટાન્ત તરીકે મી૦ મનમોહનદાશ કરમચંદ ગાંધી અને ગોખલેનું મહાન કાર્ય અને આત્મભોગ તથા સ્વાર્થત્યાગ, આપણા દેશના અનેક યુવકોના જીવનમાં નવીન બળ અને ઉત્સાહ પ્રેરી રહેલ છે. તેનું કારણ માત્ર આદર્શ દ્રષ્ટાન્ત અને યુવાનોની અંદરની આ અનુકરણવૃત્તિજ છે.

પોતાના અયોગ્ય વર્તન કે દ્રષ્ટાન્તથી પોતાની પ્રજાને તથા અન્યને ખરાબ દ્રષ્ટાન્ત ન મળે એટલા માટે પ્રત્યેક વ્યક્તિએ, સ્ત્રી તેમજ પુરૂષે પોતાના આચાર વિચાર અને વર્તન ઉપર બહુજ ધ્યાન રાખી, વર્તવાની જરુર છે.

ભલા અને સારા તથા સદગુણી અને સદાચારી વિદ્વાન પુરૂષો તેમજ વિદુષી સ્ત્રીઓના દ્રષ્ટાન્તોનું આપણે સર્વદા અનુકરણ કરવું જોઇએ. પણ કમભાગ્યે ડોળઘાલુ અને સફેદ કપડાંમાં પ્લેટફોર્મને શોભાવનાર પબ્લીક પુરૂષોના આપણે ભુલથી અનુયાયિ થઇ પડીએ છીએ. દરેક યુવાન તેમજ યુવતિએ પોતાના આદર્શ કે અનુકરણીય દ્રષ્ટાન્ત તરીકે કોઈપણ વ્યક્તિની પસંદી કરવામાં બહુજ સંભાળથી કાર્ય લેવાની જરૂર છે. બાળકોનાં સંબંધમાં એ ખાસ ધ્યાનમાં રાખવાનું કે

"यन्नवेभाजने लग्नःसंस्कारो नान्यथाभवेद् ।"

નિગ્રહ—આ વૃત્તિનો અયોગ્ય રીતે અથવા કોઈની લાગણી દુખાવવા માટે ઉપયોગ ન થાય એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. તેમજ અધમ પ્રકારના શારીરિક માનસિક કે વાચિક કાર્યોનું અનુકુરણ કરવા મન ન દોરાય તે સંભાળવાનું છે.

# હાસ્યવિનોદ અથવા ખુશમિજાજ વૃત્તિ.

## Mirthfulness.

### વ્યાખ્યા, સ્થાન, શોધ ઉપયોગ અને નિગ્રહાદિ.

હાસ્યવિનોદ—આનંદ, મશ્કરી, ઠઠ્ઠા, અન્યોક્તિ, કટાક્ષ, ખુશમિજાજ, મશ્કરી કરવાનો સ્વભાવ, કવખતનું અને અયોગ્ય હોય તેવા વર્તનનો સભ્ય ભાષામાં સભ્યતાથી પ્રતિકાર ઈત્યાદિ ભાવોને દર્શાવનાર આ વૃત્તિ છે.

સ્થાન—કપાલના ઉપરના ભાગના ખુણાપરના છેવટના ભાગમાં આ વૃત્તિનું સ્થાન આવેલ છે તે સ્થાનની જો યથાયોગ્ય વૃધ્ધિ હોય તો કપાલનો આકાર લગભગ ચોરસ આકૃતિ ધારણ કરે છે. તર્કશકિતના સ્થાનની બાજુમાં, સૌન્દર્યના સ્થાનના અગ્રભાગમાં અને સંગીત શકિતની ઉપર આ હાસ્યવિનોદવૃત્તિનું યથાયોગ્ય અવયવ આવેલ છે.

શોધ—ડૉકટર ગોલે આ શકિતનું સ્થાન શોધી કાઢયું હતું. તે કહે છે કે.

"In all persons, I have examined eminently endowed with this faculty, I have found the anterior superior lateral parts of the forehead considerably prominent in a segment of a sphere. It carries with it an irresistible propensity to ridicule every thing, sparing neither friend nor foe." There is no longer any doubt that this talent is indicated by this organism. Dr. Gall

"હાસ્યવિનોદની આ વૃત્તિયુકત દરેક વ્યકિત કે જેની મેં યથાવત્ તપાસ કરી છે તેઓના કપાલના ઉપરના ખુણાપરનો બાજુનો ભાગ દેખીતી રીતે વૃધ્ધિ વાળો એક ગોળ આકૃતિમાં વળતો જણાઈ આવેલ છે. પ્રત્યેક વસ્તુ કે વ્યકિત તરફ, મિત્ર અથવા શત્રુની દરકાર કર્યાવગર અપ્રતિબાધિત હાસ્ય કરવાની સ્વાભાવિક વૃત્તિ, આ સ્થાનની વૃધ્ધિ દર્શાવે છે. આ સ્થાનમાં એ હાસ્યવૃત્તિને દર્શાવનાર મસ્તિષ્કનું મુખ્ય મથક છે એમાં હવે જરા પણ શંકા નથી." ડા, ગૅાલ.

સ્પરઝીયમ નામનો મસ્તિષ્ક શાસ્ત્રી કહે છે કે, જેઓ હાસ્યરસ અને વિનોદ યુક્ત વાર્તાઓ પુસ્તકો કે લેખો લખનાર હોય છે, તેઓ બધાના મસ્તિષ્કનું આ સ્થાન સ્પષ્ટ રીતે ખીલેલું હોય છે. જ્યોર્જ કોમ્બનો પણ લગભગ સ્પરઝીયમના વિચારને મળતોજ મત છે.

દરેક સ્વાભાવિક શકિતના વલણનો દુરૂપયોગ અથવા મિથ્યાયોગ કરવાથી કે અતિયોગ કરવાથી હાસ્યને પાત્ર થવાય છે. દૃષ્ટાન્ત તરીકે (પતૃસ્નેહ

વૃત્તિ પ્રજાના પાલન અને પોષણ માટે સર્જાયેલી છે. પણ જ્યારે એક પરણેલી સ્ત્રી, જેને બાળબચ્ચાં રૂપ સ્વસંતતિ હોય છતાં પણ તેના તરફ માતૃસ્નેહ કે સ્નેહ વૃત્તિનો ઉપયોગ ન કરતાં, પોતાના એક પાળેલા કુતરા, બીલાડી—કે પોપટ તરફ એટલો બધો હદ ઉપરાંત પ્યાર રાખતી હોય કે તેનું પાલન પોષણ રક્ષણ અને લાલન કરવા પાછળ સ્વસંતતિની સંભાળ લેવાનું તે ભૂલી જાય, અને પોતાના વહાલા પ્રાણીને પહેરાવવા ઓઢાડવા અને સુવાડવાની ચિંતામાંજ લાગી રહે. તો તેણે આ પિતૃસ્નેહની વૃત્તિનો દુરૂપયોગ અથવા અસ્થાને યોગ કર્યો કહેવાય છે અને પરિણામે તે સભ્ય વર્ગમાં હાંસીને પાત્ર થાય છે; અને સ્વાભાવિક રીતે તેમ થવુંજ જોઇએ. આવી દશામાં લોકો પણ મશ્કરી કરી કહે છે કે, "કમઅક્કલ! કુતરાની અને પોપટની એટલી બધી સંભાળ અને કાળજી રાખે છે તો પોતાનાં બાળકોને કાં નથી સંભાળતી."

યુદ્ધ વિવાદ અને વિવાહ, સમાન ગુણકર્મસ્વભાવવાળાઓનો હમેશાં શોભા આપે છે. પણ જ્યારે એક શ્વેતકેશવાળો વૃદ્ધ મનુષ્ય, એક યુવતિ કે જે તેને જરા પણ ચાહતી નથી, તેનું મન હરણ કરવા અનેક પ્રકારના નમ્રતા અને વિનય આદિ ઉપચારો દર્શાવી સ્નેહપરિશીલમાટે યુવાવસ્થાના ભાવો પ્રદર્શિત કરે છે, ત્યારે તેની અવસ્થા ખરેખર હાસ્યપાત્રજ થાય છે.

આ પ્રમાણે દરેક શક્તિ અને ગુણ કે વૃત્તિનો મિથ્યાયોગ કે અતિયોગ તથા હીનયોગ હાસ્યનેજ પાત્ર ઠરે છે. હદબહારની ફેશન, કપડાંની કે વાળની ટાપટીપ, અસ્વાભાવિક અથવા કૃત્રિમ મનોભાવો કે ભાષા, હદબહારનો વિનય કે નમ્રતા, પતંગ સરખી અતિ પાતળી કમરનો શોખ ઇત્યાદિ અનેક પ્રકારના અતિ અને અસ્વભાવિક ઉપાયોથી હાસીને પાત્રજ થવાય છે. આવી અયોગ્ય પ્રકારની વર્તણુક અને ભુલભરેલા ભાવોને સુધારવામાં આ હાસ્યવૃત્તિની ખાસ જરૂર અને ઉપયોગીતા છે. અર્થાત્ મનુષ્યને સુધારી પૂર્ણતાએ પહોંચાડવા માટે આ વૃત્તિની ખાસ જરુર છે. એટલુંજ નહિ પણ તે લાભકારક તથા ઉપકારક છે. તર્કશક્તિની બાજુમાંજ આવેલું તેનું સ્થાન, ખાસ ધ્યાન આપવા યોગ્ય છે. જ્યારે આસપાસના અન્ય અવયવોની પરિસ્થિતિ પણ ધ્યાન આપવા યોગ્ય છે તોપણ તર્કશક્તિ સાથે મળી સત્યને શોધવામાં, અસત્યની ભુલ અને ખામી ખોળવામાં, હસતાં હસતાં હાસ્યદ્વારા સત્યને પ્રાપ્ત કરાવવામાં આ વૃત્તિ ઘણું આશ્ચર્યજનક કાર્ય કરે છે. હાસ્યરસ એ ખરેખર આ દૃષ્ટિથી જોતાં જનસમુહને સુધારવાનું એક પ્રબળ સાધન થઈ શકે છે. પ્રજાની કે રાજાની જાહેર ભૂલો કે અયોગ્ય રુઢીઓને હાસ્યરસના કોમળ બાણોથી જેટલે અંશે સુધારી શકાય છે તેવું બીજું સુધારક સાધન એક પણ નથી. ખુબસુરતબલાના ખેલમાં ફેશનની ફીશીયારીની હાસ્યરસદ્વારા જે દુર્ગતિ કરવામાં આવી છે તે અન્ય ઉપાયોથી ભાગ્યેજ થઇ હોત. "Fashions must fall and we must look to wit as their sharp-shoter." અનુકરણ અને મિલનસાર શકિતની બાજુમાંજ આ હાસ્ય વૃત્તિનું સ્થાન છે. એજ બતાવે છે કે હાસ્ય, એ એક પ્રકારની સુધારકવૃત્તિ છે. માત્ર

તેનો વ્યાજબી રીતે ઉપયોગ થવો જોઇએ. બધી રીતે જોતાં આવી ઉપયોગી શક્તિને યથાર્થ રીતે કેળવવી જોઇએ સ્પષ્ટજ છે.

હાસ્ય અને આનંદને, કેટલાક ધર્મવિરૂધ્ધ અને પાપ માને છે. પણ પ્રત્યેક શક્તિનો યથાયોગ્ય સ્થાને ઉપયોગ કરવો, તેમાં કોઇ જાતનું પાપ નથી. કામ, ક્રોધ, લોભ, મોહ આદિ મનુષ્યના સ્વાભાવિક દોષો નથી. પણ એ બધી શક્તિઓ છે, જેનો યથાર્થ રીતે યથાસ્થાને ઉપયોગ કરવામાંજ તેની ઉપયોગિતા છે. યોગ્ય રીતનું હાસ્ય અને આનંદ, તન્દુરસ્તી દીર્ઘાયુષ્ય તથા વિશ્રાન્તિ આપે છે, "Laughing promotes health." એ એક કહેવત છે અને તે ખરી છે. ગંભીર અને સોબડા જેવું મોઢું રાખી આખો દિવસ બેસી રહેવાથી, તન્દુરસ્તી તેમજ પાચનશક્તિને પણ નુકશાન થાય છે. ત્યારે હાસ્ય વિનોદથી પાચન અને રૂધિરાભિસરણ વધે છે. એટલુંજ નહિ પણ મન ખુશ ખુશાલ રહેવાથી તન અને મન બન્નેની આરોગ્યતામાં વૃદ્ધિ થાય છે. પ્રત્યેક અવયવ અને શક્તિનો યથાયોગ ઉપયોગ કરવામાંજ મનુષ્યની પૂર્ણતા સમાયેલ છે. આનંદ અથવા હાસ્ય કંઇ એમાંથી બાતલ કરવા યોગ્ય નથી. છતાં આપણે હાસ્યને ન કેળવીએ તો તે પરિણામે આપણી તન્દુરસ્તીને નુકશાન કરતા છે.



# બાળકો અને હાસ્યરસ.

બાળકોની અંદર આ શક્તિ સાધારણ રીતે સારા પ્રમાણમાં હોય છે, છતાં તેને અધિક અંશે ખીલવવાની જરૂર છે. તેઓને ઘરમાં કે સ્કુલમાં ડાહ્યાડમરા બનાવી ભય દર્શાવી, ચુપચુપ બેસાડી રાખવા એ અત્યંત ખોટું છે. તેઓને વારંવાર અને ખુલ્લે હૃદયે હસવા દો, અથવા હસાવો. તેઓને રમતાં રોકવા કરતાં તેઓની રમત ગમતમાં સાથે મળી આનંદપૂર્વક હસો અને રમો. તમારી અને બાળકોની તન્દુરસ્તિ અને બુદ્ધિને સુધારવામાં તથા આનંદ આપવામાં, આ શક્તિ બહુજ મદદ કરશે. તેઓની કોઇપણ નિર્બળતા કે અજ્ઞાન માટે તિરસ્કાર કરી હસવાથી તેઓ નાસીપાસ થઈ જાય છે. માટે તેઓને આનંદયુક્ત સ્વભાવથી હસ્તે ચહેરે જે કાંઇ કહેવાનું હોય તે કહો અને આનંદ સાથે દોષદર્શન કરાવો. ડહાપણ અને હાસ્યયુક્ત સુચનાઓથી તમે અનેક દરજજે તેઓની શક્તિને આગળ વધારી શકશો. વૃધ્ધાવસ્થાના ગાંભીર્ય અને ડહાપણયુક્ત ભાવો, બાળકોને બાલ્યાવસ્થામાં ધારણ કરાવવાની બીલકુલ આવશ્યકતા નથી. વહાલા શિક્ષકો ! આ બાબત તરફ મહેરબાની કરી ખાસ ધ્યાન આપશો એવી આશા છે.

બાળકોને હાસ્ય અને આનંદવિનોદ આપે એવી રમતગમતોના સેવનની પણ ઓછી આવશ્યકતા નથી. રમતગમતનાં જાહેર સ્થળો અને ખાનગી મેળાવડાઓ પણ આ શકિતને ખીલવવામાં ઘણી સારી મદદ આપી શકે છે. જયારે ઘરઘુંસીયા થવાથી કેટલીક શકિતઓ કટાઇ જાય છે, અને ગમગીની પેદા થાય છે.

જાહેર પ્રજાની નાશકારક રુઢીઓ અને રીવાજોનું યુક્તિયુકત અને બુધ્ધિપૂર્વક રીતે હાસ્ય કરવાથી સુધારણાનું કાર્ય પણ સુગમતાથી અને અજાણ્યે થતું જાય છે.

વિવેચન—જેઓમાં આ હાસ્યવૃત્તિ પૂર્ણતયા ખીલેલી હોય છે તેઓ હમેશાં હસમુખા, અન્યને હસાવનાર, સુંદર સ્વભાવના, અને સહનશીલ હોય છે. આ વૃત્તિની સાથે અન્ય શક્તિઓનાં સંબંધો અને ક્રિયાનુસાર તથા મનુષ્ય સ્વભાવ પ્રમાણે હાસ્ય અનેક પ્રકારનું થાય છે. વળી આ શક્તિ પ્રત્યેક વ્યક્તિમાં વધતા ઓછા પ્રમાણમાં હોય છે, તેમ આવશ્યક્તાનુસાર તેને કેળવી કે દાબી પણ શકાય છે.

ભાષા, તુલના, અનુકરણ અને મૈત્રીભાવના સ્થાનોની વૃધ્ધિવાળો મનુષ્ય જનમંડળમાં રમ્ય વાજીંત્રની માફક અનેક રીતે આનંદ આપે છે. સૌન્દર્યપ્રેમની ન્યુનતાથી ઘણીવાર હલકા પ્રકારનું હાસ્ય થાય છે. તર્કશક્તિની ન્યુનતાથી અક્કલ વિનાનું હાસ્ય સ્ફુરે છે. પ્યારશક્તિની આધિકતાથી સ્રીજાતિ સાથે હસવામાં અધિક આનંદ મળે છે. સૌન્દર્યપ્રેમ અને શૌર્યની અધિકતાથી રીતભાત, વસ્ત્ર અને પહેરવા ઓઢવાની ફેશનની ખામી તથા નિર્બળતા પ્રત્યે કટુ હાસ્ય સ્ફુરે છે.

તુલના અને તર્કશકિતને પરિણામે અન્યની ભૂલો કાઢી સહાસ્ય દર્શાવી શકાય છે વિનાશકશક્તિ અને બળની અધિકતાથી બાળકોને તથા અન્યને ચીડાવવામાં તથા કટાક્ષમય ભાષા કે હાસ્યમાં આનંદ આવે છે, પણ પરિણામે ઘણા દુશ્મનો બને છે.

**સાધારણ**—જેઓમાં સાધારણ રીતે આ વૃત્તિ ખીલેલ હોય છે, તેઓ ગંભીર, ઓછા બોલા અને માનમરતબાને જાળવી રાખનાર તથા કંઇક અંશે કડક સ્વભાવના હોય છે. મૈત્રીભાવની અધિકતાથી મિત્રો સાથેજ હસે છે. અનુકરણ અને સૌન્દર્યની ન્યુનતાને લીધે હસવામાં પછાત પડે છે. હાસ્યનું કારણ પણ સમજી શકતા નથી. અને બળ તથા યશની લાલશાથી કોઇના હાસ્યથી ચિડાઈ પણ જલદી જાય છે. આવા વ્યક્તિએ પોતાની આનંદ-ઉત્સાહની શક્તિને ખીલવવી જોઈએ.

**ખીલવણી**—આ શક્તિની ખીલવણી માટે આનંદી સ્વભાવના પુરૂષો કે સ્ત્રીઓના સહવાસમાં રહો. હાસ્યરસના નાટકો વાંચો તથા જુઓ. કે હાસ્ય ઠઠ્ઠા, કે મશ્કરીમાં ભાગ લેતા જાઓ, અને હાસ્યનાં પ્રત્યેક પ્રસંગને જતો ન કરો. ગંભીરતાનો ત્યાગ કરો. હસવું, એ પાપ છે એ વિચારને દુર કરો. હાસ્યપૂર્ણ વાર્તાલાપમાં રોકાઓ. પીકનીક પાર્ટીઓમાં જાઓ.

**નિગ્રહ**—દેશ, કાળ, વસ્તુસ્થીતિ, અને સામા મનુષ્યની સહનશકિત આદિ તપાસી હાસ્ય કરવા પ્રવર્તો. વગર વિચાર્યે, વગર કારણે, વગર સમયે, અને અસ્થાને હસવા પહેલાં પૂર્ણ વિચાર કરો.

ગુજરાતી સાહિત્યની અંદર મનુષ્યની આ હાસ્યવૃત્તિને ખીલવે એવા માત્ર ભદ્રંભદ્ર, હાસ્યમંદિર, અને મિથ્યાભિમાન નાટક જેવા બે ત્રણ ગ્રન્થો અસ્તિત્વ ધરાવે છે. તેના વાંચનથી જે આનંદ મળે છે તે આ વૃત્તિનોજ પ્રતાપ છે.

**હાસ્યરસ અને નાટકો**—નાટકોની અંદર એક ચાલાક અને હુશીયાર વિદુષકથી જે કાર્ય થઇ શકે છે તેજ કાર્ય મનુષ્ય જીવનમાં આ હાસ્યવૃત્તિ બજાવે છે. મનુષ્યની ખોપરીરૂપ નાટયભુવન, એ અનેક પ્રકારના માનસશક્તિરૂપ પાત્રોને પોતાના પાર્ટ ભજવવાનું એક યોગ્ય મંદીર છે. જેમાં સૌએ પોતપોતાની શકિતઓને ખીલવી, પોતપોતાને સોંપેલુ કાર્ય યથાવત બજાવવાનું છે. કારણ, કુદરતે બુદ્ધિપૂર્વક એવી મહાન યોજના કરેલી છે. સંસ્કૃત સાહિત્યમાં આ હાસ્યવૃત્તિના કાર્યની નવ રસમાંના એક રસ તરીકે ગણના કરવામાં આવેલ છે.

નં૦ ૩૫ પ્રપૂર્ણ સ્થળજ્ઞાન.



કેપ્ટન કુક.

નં૦ ૩૬ પ્રબળ મેધા કે સ્મૃતિ.



સુપ્રસિદ્ધ વક્તા-સુરેન્દ્રનાથ બેનરજી.

નં૦ ૩૭, ૩૮ પ્રપૂર્ણ તાલ અને સ્વર.



સંગીત શાસ્ત્રી પ્રો. બર્વે.

નં૦ ૩૯ પ્રબળ વક્તૃત્વશક્તિ.



સુપ્રસિદ્ધ વ્યાખ્યાતા-મીસીસ એની બાસેન્ટ.

નં૦ ૪૦, ૪૧ પ્રબળ તર્ક અને તુલનાશક્તિ.



મહાન તત્વવેત્તા-શોપનહોર.

નં૦ ૪૦ થી ૪૩ સુધીની શક્તિઓ-પ્રપૂર્ણ.



ઓન. મી૦ ગોખલે.

# નં. ૪૨ પ્રબળ પ્રેરણા શકિત.

રા. રા. વૈદ્ય કેશવલાલ (સુરત.)

વાયરલેસ ટેલીગ્રાફીનો સંશોધક મી. મારકોની





મી વીલીયમ મેથ્યુ વિલીયમ્સ.



મસ્તકશાસ્ત્રનો મહાન અભ્યાસી અને લેખક.





મહાન નેપોલીયન. ( ૨૩ા-ઈંચનાં ઘેરાવાવાળાં મસ્તકો. ) ડેનીયલ વેબસ્ટર.

# બુદ્ધિશકિતઓ અને અવલોકન શકિતઓનો સમૂહ.

## પ્રકરણ ૬ ઠું.

### ૧ અવલોકન શકિત સમૂહ.

(૨૮) અવલોકન શક્તિ (Observation)
(૨૯) આકૃતિ જ્ઞાન કે ઓળખાણ (Form)
(૩૦) કદ અથવા પ્રમાણજ્ઞાન (Size)
(૩૧) ગુરૂત્વજ્ઞાન (Weight)
(૩૨) રંગજ્ઞાન (Colour)
(૩૩) વ્યવસ્થા અથવા ક્રમજ્ઞાન (Order)
(૩૪) ગણિતજ્ઞાન (Calculation)
(૩૫) સ્થળજ્ઞાન (Locality)

### ૨ મેધા સ્મૃતિ અથવા ધારણાત્મક શકિતઓ.

(૩૬) ઐતિહાસિકજ્ઞાન (Eventuality)
(૩૭) સમયજ્ઞાન અથવા તાલ (Time)
(૩૮) સ્વર અથવા સંગીત શકિત (Tune)
(૩૯) વકતૃત્વ શકિત (Language)

### ૩ મનનાત્મક શકિતઓ.

(૪૦) તર્ક શક્તિ (Causality)
(૪૧) તુલના શકિત (Comparision)
(૪૨) પ્રેરણા શકિત (Intution)
(૪૩) સૌજન્ય (Agreeableness)

### ૪ અભાવ પ્રત્યયાલંબનાવૃત્તિ.

(૪૪) આરામ અથવા નિદ્રા (Rest)

# બુદ્ધિશકિતઓ અને અવલોકન શક્તિઓનો સમૂહ.

સમગ્ર બુધ્ધિશક્તિઓનું સ્થાન, મસ્તિષ્કના અગ્ર વિભાગ (Frontal Lobe) માં આવી રહેલ છે. મસ્તિષ્કનો અગ્રવિભાગ પુરઃકપાળ અને આંખની ઉપરના ગોલકના અસ્થિઓ ઉપર અવલંબી રહેલ છે. મનુષ્યના ચક્ષુપ્રદેશની ઉપરના અગ્ર કપાળનો વાળ પર્યંતનો વિભાગ બુદ્ધિશક્તિઓનું સ્થાન છે.

માનસશાસ્ત્રાનુસાર આ બુધ્ધિશક્તિઓના સ્વાભાવિક કાર્યાનુસાર ત્રણ મુખ્ય વિભાગ પાડવામાં આવેલ છે. આપણે સૃષ્ટિ સંબંધી સર્વ પદાર્થોના રુપ રંગ, ગુણ, સંખ્યા અને વ્યવસ્થા આદિ ગુણ, કર્મ અને સ્વભાવ આદિનું જ્ઞાન, મોટે ભાગે આપણી ચક્ષુ, નાસિકા, ત્વચા તથા શ્રવણ અને સ્વાદ આદિ ઈન્દ્રિઓદ્વારા મેળવીએ છીએ. આ બધી ઈન્દ્રિઓમાં ચક્ષુ સર્વથી અગ્રગામિ અને એકી સાથે પદાર્થોના અનેક ગુણોનું જ્ઞાન આપનાર મુખ્ય સાધન છે.

આત્માને બાહ્ય જગતના પદાર્થોનું અવલોકન કરવાનું તે અમુલ્ય સાધન છે. તેથી અવલોકન શક્તિઓનો પ્રથમ વિભાગ, જેમાં નં. ૨૮ થી ૩૫ સુધીની શકિતઓના અવયવોનો સમાવેશ થાય છે, તે બધા અવયવો આંખની ઉપર અને ભ્રમરની નીચેના મસ્તિષ્કના પ્રદેશમાં યથાયોગ્ય અને સ્વાભાવિક રીતે ક્રમવાર આવી રહેલ છે.

જ્યારે મેધાસ્મૃતિ, તાલ, સમયજ્ઞાન, અને સંગીત આદિના અવયવો મધ્ય કપાળની અંદર યથાયોગ્ય રીતે સુસ્થિત છે. આ મધ્ય વિભાગની અંદર સ્થિત થયેલા અવયવોનું કાર્ય મોટે ભાગે અવલોકન શકિતઓ અને ઈન્દ્રિયદ્વારા પ્રત્યક્ષ કરેલ વિષયોના જ્ઞાનને સ્મૃતિમાં સ્થિત કરવાનું કે ધારણ કરી રાખવાનું છે, જેમાં નં. ૩૬ થી ૩૯ સુધીના બુદ્ધિશક્તિનાં અવયવોનો સમાવેશ થાય છે.

જ્યારે ઈન્દ્રિયદ્વારા પ્રત્યક્ષ કરેલ તથા ધારણાત્મકશક્તિઓદ્વારા સ્મૃતિમાં સ્થાપન કરેલ વિષયપર, મનન, વિચાર, કે તુલના અને તર્ક આદિ દ્વારા પરિણામદર્શિ થવું, કે સત્ય શોધી કાઢવુ, એ નં. ૪૦ થી ૪૩ સુધીની શકિતઓનું ખાસ કાર્ય છે. અને તેઓનો દરજ્જો બુદ્ધિશકિતઓમાં સર્વથી ઉચ્ચ હોવાથી કપાળના સર્વોત્તમ સ્થાનમાં તે શક્તિઓને સ્થાન આપવામાં આવેલ છે. બુદ્ધિશક્તિઓની ઉપર પ્રમાણેની પરિસ્થિતિ સર્વથા સ્વાભાવિક અને યુકિતપુરઃસર છે, અને એવી વ્યવસ્થા કરવામાં પરમાત્માનું અદ્‌ભૂત બુદ્ધિસામર્થ્ય સમાયેલું છે એમ કોઈપણ બુધ્ધિશાળી પુરૂષ જલદી સ્વીકારી શકશે.

જ્યારે છેવટની અભાવપ્રત્યયાલંબના વૃત્તિ નિદ્રા છે, જેમાં સ્વાનુભૂતિ સિવાયના સર્વ માનસ સંબંધો એકદમ બંધ થઈ જાય છે. આ વૃત્તિને યોગદર્શનમાં નિદ્રા કહેલ છે; જે એક પ્રકારની તમોગુણિ સમાધી ગણી શકાય. આ વૃત્તિનું સ્થાન મસ્તિષ્કના અગ્ર, મધ્ય, અને પશ્ચિમ તથા પાર્શ્વ વિભાગો જે સ્થાનમાં એકત્ર થાય છે ત્યાં આવેલ છે.

# નં. ૨૮ અવલોકનશકિત.

# Observation.

## વ્યાખ્યા, સ્થાન, વિવેચન અને ઉપયોગિતા.

**અવલોકન શક્તિ દ્વારા—** સમગ્ર દૃષ્ય પદાર્થોની દાર્શનિક પરિક્ષા, બારીક અવલોકન, અને વિવેચના થઇ શકે છે. જોવાની સ્વભાવિક ઇચ્છાને તૃપ્ત કરી શકાય છે.

**સ્થાન—**કપાળના મધ્ય પ્રદેશના નીચેના ભાગમાં બન્ને ભ્રમરના અંદરના છેડાની વચ્ચમાં, અને નાસિકાના મૂળની બરાબર ઉપર આ શક્તિનું સ્થાન આવેલું છે. જ્યારે આ શક્તિ વિશેષ પ્રમાણુમાં ખીલેલી હોય છે. ત્યારે આંખની ભ્રમરો નાસિકા પ્રદેશ તરફ નમતી જણાય છે, અને બન્ને ભ્રમરોની વચ્ચેનો આ શક્તિના સ્થાનવાળો ભાગ તેની ન્યુનાધિકતાના પ્રમાણુમાં ઉન્નત થયેલ અને આગળ પડતો જણાય છે. પણ જ્યારે તે શકિતની ખામી હોય ત્યારે આંખની ભ્રમરોના અંદરના છેડા સીધા અને બહુ નજીક આવેલા દેખાય છે. પ્રત્યેક બાળકની બાલ્યાવસ્થામાં આ સ્થાન ખાસ વૃદ્ધિ પામેલું હોય છે.

**શોધ—**ડા. સ્પરઝીયમે આ શકિતના સ્થાનની શોધ કરી હતી.

**ઉપયોગ—**પ્રત્યેક વસ્તુનું પ્રથક પ્રથક સ્વરુપ જાણુવું, જોવું, બારીક અવલો-દ્વારા પરીક્ષણુ કરવું, એ વૃત્તિનું ખાસ કાય છે.

આ વૃત્તિ મનુષ્યની અંદર પ્રત્યેક પદાર્થોને જોવા અને જાણુવાની વૃત્તિને પ્રબળપણે ઉશ્કેરી મુકે છે. આ શું છે ? મને તે બતાવો ! આવી જીજ્ઞાસાને પેદા કરે છે. કળા, હુન્નર, અને દાર્શનિક તત્વજ્ઞાન અને વિદ્યાના સમગ્ર વિષયોની અંદર યોગ્ય સુધારા વધારા કરવાનું આ શક્તિદ્વારાજ બની શકયું છે. બાહ્યપદાર્થોનું જ્ઞાન મેળવી મનને સાધનો પુરાં પાડવાનું મુખ્યદ્વાર આ અવલોકનશકિતજ છે. પ્રત્યેક વસ્તુના ઉપયોગ ગુણુ અને પેદા થવાના કારણુ આદિને આપણે જાણીએ તે પહેલાં તે વસ્તુના અસ્તિત્વ અને પ્રત્યક્ષ દર્શનની સર્વત્ર જરુર છે. તે કાર્ય અવલોકનદ્વારા થાય છે. પદાર્થોનું અસ્તિત્વ જાણ્યા પછીજ તેની અન્દરના સામાન્ય અને વિશેષરુપ રંગ, સંખ્યા આદિ બાબતોની સરખામણી કે મુકાબલો કરવાનું બની શકે છે. અને જેમ જેમ અધિક અધિક પદાર્થોનું અવલોકન કરવામાં આવે છે તેમ તેમ સ્મરણુશકિતને યાદ રાખવા માટે બુધ્ધિશકિતને વિચારવા માટે, તુલનાશકિતને સમાલોચના કરવા માટે, અને અન્યાન્ય શકિતઓને પોતપોતાનું કાર્ય કરવા માટે વિશેષ ક્ષેત્ર અને ખોરાક મળતો જાય છે.

અવલોકનશકિતઓના સમગ્ર સમુહની મધ્યમાંજ આ અવલોકનશકિતનું સ્થાન આવેલું છે તે સ્પષ્ટ રીતે દર્શાવે છે કે એ શકિતનું કાર્ય ખરેખર અતિ અગત્યનું છે. બન્ને દર્શનેન્દ્રિયની બરાબર મધ્યમાં અને જેમ બને તેમ નજદીક આવેલી તેની સ્થીતિ, એ દર્શાવે છે કે બન્ને નેત્રોનો યથાર્થ ઉપયોગ કરી તેણે પોતાનું કાર્ય કરવાનું છે. જ્યારે સમગ્ર બુદ્ધશકિતઓનાં અવયવોની નીચે આવેલી તેની સ્થીતિ માનસિક ઇમારતનો મૂળ પાયોજ હોય નહિ, એમ સ્પષ્ટ દર્શાવે છે. કારણ કે એ શકિત વિના તેઓની બધી રચના અને કલ્પના તદ્દન નિરર્થક છે.

વિશેષ વિચાર કરતાં સમગ્ર જ્ઞાનેન્દ્રિયો આંખ, નાક, કાન, મુખ અને જીહ્વા આદિ તથા કપાળસ્થ બુધ્ધિશકિતઓનો સમગ્ર સમૂહ, આ એકજ શકિતને મૂળમાં રાખી તેની ઉપર અવલંબી રહ્યો હોય, તેનીજ ઉપાસના કરતો હોય એમ સ્પષ્ટ માલુમ પડે છે, અને તે યથાર્થજ છે. આ અવલોકનશકિતની ખીલવણીની અને કેળવણીની કેટલી બધી અગત્ય છે, તે આ તેની પરિસ્થીતિ કંઇ પણ બોલ્યા વગર આપણને પ્રબળતાથી સુચવે છે.

આ અવલોકનશક્તિની તિવ્રતાથી કેટલું બારીક અવલોકન ઉપયોગી વિષયોનું જ્ઞાન અને અમુલ્ય શિક્ષણ તથા સુચનાઓ મેળવી શકાય છે અને ભિન્ન ભિન્ન માનસિક શક્તિઓને મનન આદિ કાર્ય માટે સાધન અને સામગ્રી અને વિચાર શક્તિને ખીલવવામાં કેટલી સહાય અને સાધનો અર્પણ કરી શકાય છે તેનો ખ્યાલ બેદરકાર રીતે અવલોકન કરનારને ભાગ્યેજ આવી શકે છે. ન્યૂટન, મારકોની, એડીશન અને ડાર્વિન આદિ મહાન પુરૂષોનું મહત્વ વિશેષ અંશે આ શકિતનેજ આભારી હતું.

આ વિશ્વ અનેક આશ્ચર્યજનક અને અદ્દભૂત પદાર્થોના સંગ્રહરૂપ અતિવિશાળ અને રમણીય મ્યુઝીય કે અજાયબ ઘર છે. તેના જળસ્થળ અને અન્તરિક્ષ આદિ ત્રણે લોક, અનેક પ્રકારના ભિન્નભિન્ન સ્વરૂપ ગુણ અને રૂપ રંગ યુક્ત અનેક પદાર્થોથી પરિપૂર્ણ છે. તેનું જ્ઞાનપ્રદ, અને આનંદદાયક અવલોકન અને પરિક્ષા અનેક પ્રસંગે ઉપયોગી થાય છે. કુદરતની અનેક આશ્ચર્યમય અને વિસ્મયકારક રચનાઓનાં અસંખ્ય અને અપરિમીત કાર્યો આપણી અંદર અને બહાર સર્વત્ર વિશ્વવ્યાપક રીતે પ્રસરી રહેલ છે. કેટલીકવાર તો આપણે તેના અમુલ્ય રત્નરૂપ ખજાનાને આપણાં પગતળે નિરંતર અજ્ઞાનતાથી પાદાક્રાન્ત કરતા હોઇએ છીએ. અહાહા !! મનુષ્યો જો આ બધી રચનાને યથાયોગ્ય અવલોકન અને વિચારદ્વારા સમજી આ અખુટ ખજાનામાંથી જરૂરી અને ઉપયોગી જ્ઞાન ગ્રહણ કરે તો કેવું સારૂં ? યથાર્થ અવલોકનદ્વારા જે અસર થાય છે તેવી બીજાથી થતી નથી. આપણે જે કંઇ પ્રત્યક્ષ જોઇએ છીએ તે શીઘ્ર યાદ રાખી શકીએ છીએ. શબ્દજ્ઞાન કે વર્ણનદ્વારા મેળવેલું જ્ઞાન વસ્તુઓનું માત્ર અપૂર્ણ દર્શનજ આપી શકે છે. આંખ અને કાન વચ્ચે જેટલું અન્તર છે, તેટલીજ અપૂર્ણતા કે અન્તર, પ્રત્યક્ષ, દૃષ્ટ કે અવલોકન કરી મેળવેલ જ્ઞાન અને વર્ણનાત્મક શબ્દમય જ્ઞાનમાં છે. વસ્તુના પ્રત્યક્ષ અવલોકનદ્વારા મેળવેલું જ્ઞાન શબ્દમય કે ચિત્રદ્વારા દર્શાવેલ જ્ઞાન કરતાં ટુંક વખતમાં પણ ઘણી ઉંડી અને

દીર્ઘકાળ પર્યન્ત ચાલે તેવી છાપ કોતરી દે છે. બાળકો તેમજ યુવાન અને વૃદ્ધો પણ યન્ત્રશાસ્ત્ર, પદાર્થશાસ્ત્ર, મસ્તિષ્કશાસ્ત્ર, અને ખગોળ તથા ભુગોળ આદિના મહાન સિધ્ધાન્તોને પ્રત્યક્ષ અવલોકનદ્વારા જેટલી ઝડપથી અને સરલતાથી શીખી શકે છે, તેટલું કાર્ય માત્ર પુસ્તકોદ્વારા તેટલા વખતમાં કદી પણ થઇ શકતું નથી એ સ્પષ્ટ છે. સચિત્ર પુસ્તકોનો ચિત્રવિનાના પુસ્તકો કરતાં વધારે ઉઠાવ થાય છે તેનું ખાસ કારણ પણ અવલોકનશકિતની તૃપ્તિનો માનસિક સિધ્ધાન્તજ છે એક સુંદર અને પ્રવિણ ચિત્રકારની કલમ તેના ચિત્રદ્વારા કેટલીકવાર મોટાં પુસ્તક કરતાં પણ ગુઢસિધ્ધાન્તોને સરલતાથી સમજાવવામાં વિશેષ ફતેહમંદ નીવડે છે.

**અવલોકન શક્તિ ખીલવવાનો પ્રકાર**—આટલા માટે માનસિક સર્વશકિતઓની ખીલવણી માટે અવલોકનશકિતને કેળવવાની ખાસ અગત્ય છે. અને એટલા માટે પ્રત્યેક પ્રસંગે અને પ્રત્યેક બનાવ તરફ તથા મહાન કુદરત તરફ તમારી નજર હમેશાં ખુલ્લી રાખો. બારીક અવલોકન કરવાની ટેવ રાખો. ઉપર ચોટીઉં ન જોતાં બરાબર ધ્યાન આપી તપાસી જોવાની ટેવ પાડો. પરીક્ષક સ્વભાવવાળા થાઓ. આંખ તો સર્વને હોય છે, પણ તેનો બરાબર ઉપયોગ કરી જોનાર, તો બહુજ થોડા હોય છે. તેવા જોનારમાં તમારી ગણના ન થાય, "અને આંખ છતાં અંધારુ રે" એ પદને પ્રાપ્ત ન થવાય, એ ખુબ ધ્યાનમાં રાખો. ગુજરાતી ચોપડીના "ફકીર અને ઉંટ"ના વૃતાન્તને યાદ રાખો અને ચર્મચક્ષુઓ સાથે તર્ક અને બુધ્ધિશકિત તથા મનનશકિતરૂપી આંખોને પણ કામે લગાડો. આંખો સરખી હોવા છતાં એક મનુષ્ય કંઇ પણ ધ્યાન પોતાની પાસેથી પસાર થતી વસ્તુઓ પર યથાર્થ રીતે ફેંકતો નથી. જ્યારે અન્ય વ્યક્તિ પોતાની આંખો વડે બારીક અવલોકન કરી તેટલાજ વખતમાં પાંચ પચાસ વસ્તુઓને જોઈ તપાસી-નિરીક્ષણ કરી પ્રત્યેક વસ્તુના ગુણ કર્મ સ્વભાવ સ્થિતિ રૂપ રંગ આદિ જાણી લઇ પોતાના જ્ઞાન અને શક્તિ બન્નેને પુષ્ટ બનાવે છે. કેટલાક ઘુડની માફક સમજ્યા વિના જોઇજ રહે છે. જ્યારે કેટલાક માત્ર દ્રષ્ટિપાતની સાથે વસ્તુના સ્વરૂપને સમજવા માંડે છે. આ એક અવલોકન કરવાની નિરંતરની ટેવનું પરિણામ છે. જેને સૌ કોઇ અભ્યાસદ્વારા ખીલવી, વધારી કે સુધારી શકે છે. જન સ્વભાવનું નિરીક્ષણ એ એક અતિ અગત્યનો અને જ્ઞાનવર્ધક વિષય છે. જન સમાજ મંડળ કે સભામાં ગમે ત્યાં તમે જાઓ ત્યાં ત્યાં તમને મનુષ્યોનાં ભિન્ન ભિન્ન ચહેરાઓ વિવિધ હાવભાવ અને બોલવા ચાલવા ઉઠવા બેસવા આદિની અનેક પ્રકારની રીતભાતના જે અસંખ્ય નમુનાઓ નજરે પડે. તે સર્વનું બારીક નિરીક્ષણ કરી નોંધ લીઓ. તેઓની તુલના કરો. તેઓના મુખપરનાં સામુદ્રિક લક્ષણો તપાસો. તેની સમાલોચના અને તુલના કરો. તેઓની ભાષા અને અવાજ આદિની શ્રવણ યુગલથી નોંધ લીઓ. તેઓની આંખના ઇશારા આદિનું અવલોકન કરો અને તેપરથી તેઓનાં આચાર વિચાર અને વર્તન ઉકેલતાં શીખો. મનુષ્યના પ્રસંગમાં આપણે અનેક સ્થળોમાં અનેક વખતે આવીએજ છીએ. તેઓનુ મસ્તિષ્ક—શાસ્ત્રાનુસાર અવલોકન અને પરિક્ષા કરો. મનની સમ્પૂર્ણ શકિતઓને યથાર્થ રીતે કેળ-

વવા તથા ખીલવવામાં આ શાસ્ત્રનું કાર્ય ખરેખર અનુપમ છે. અને જેઓને એ વિષયનું થોડું ઘણું પણ જ્ઞાન હોય છે, તેઓને દરેક વ્યકિતના મુખ સામુદ્રિક લક્ષણો અને મસ્તિષ્કના સ્થાનો જોવાની એક સ્વભાવિક ટેવ પડી જાય છે અને તેને પરિણામે અવલોકનશકિતને બહુ સારા પ્રમાણમાં ખીલવવાનો અભ્યાસ પડે છે.

બાળકોની અંદર આ અવલોકન શકિત અતિવિશેષ પ્રમાણમાં હોય છે. કારણ બાલ્યાવસ્થાનું ઘણુંખરૂં જ્ઞાન તેઓ આ દ્વારથીજ મેળવે છે. કોઇ નવો બનાવ કે નવી ચીજ વસ્તુ જોવામાં કે સાંભળવામાં આવતાં તેઓ કેવાં હર્ષઘેલાં અને ઉત્સાહ યુકત બની જઇ "આ શું!" પહેલું શુ! આ એમ કેમ છે! "તે શું કરે છે?" ઇત્યાદિ પ્રશ્નોની પરંપરા પુછવા મંડી જાય છે? સચિત્ર પુસ્તકો બાળકોને બહુજ ગમે છે અને તે દ્વારા પણ અતિ સુગમતાથી શીક્ષણ આપી શકાય છે. તેનું એજ કારણ છે કે તે દ્વારા અવલોકનશકિતનુ મુળદ્વાર સારી રીતે ખીલવી શકાય છે. સમ્પૂર્ણ કેળવણીનું કાર્ય કે આખી શીક્ષણપધ્ધતિ આ શિક્ષણના મહત્વના કાર્યાનુસાર વિચાર પૂર્વક રચાવી જોઇએ. પ્રત્યક્ષ અવલોકન એ જ્ઞાન પ્રાપ્તિનું મુખ્ય દ્વાર છે. વર્તમાન કાળની શિક્ષણ પદ્ધતિઓમાં તદનુસાર સુધારો થવાની જરુર છે. બાળકો અને બાલીકાઓની દરેક સ્કુલની અંદર ખગોળ, ભુગોળ, શારીર વૈદ્યક, પદાર્થવિજ્ઞાન, મસ્તિષ્કશાસ્ત્ર, ભુગર્ભશાસ્ત્ર અને પ્રાણીવર્ગ તથા વનસ્પતિ વર્ગનું સચિત્ર જ્ઞાન આપનાર મોટા મોટા નકશા, બાળકોના અવલોકન માટે યથાર્થ રીતે અને યથાયોગ્ય સ્થાને ગમે તે વખતે જોઇ શકાય તેવી હાલતમાં (વગર વિંટાયેલ) સમજી શકાય તેવી વર્ણન આત્મક ભાષામાં ખુલ્લાજ રહેવા જોઈએ. નિશાળની ગેલેરીઓ અને ઓરડાઓમાં પ્રત્યેક વિષયની બનતા પ્રમાણમાં માહિતી સચિત્ર આપી શકે તેવા ભિન્ન ભિન્ન વિષયના તકતાઓ સ્કુલમાં કે નિશાળનાં અલગ અલગ ઓરડાઓમાં ક્રમવાર ગોઠવી રાખવા જોઇએ, કે જેથી બાળકો તદ્દતદ્દ વિષયક સામાન્ય જ્ઞાન ગમે તે વખતે અવલોકન માત્રથી મેળવી શકે અને પોતાના કરતાં જ્ઞાનમાં આગળ વધેલા બન્ધુ અથવા બહેનોને ગમે તે વખતે અમુક બાબતોપર પ્રશ્ન પુછી વગર વિલંબે પોતાની જ્ઞાનની પિપાસાને તૃપ્ત કરી શકે છે. શિક્ષણ આપવાની આવી પદ્ધતિથી શિક્ષણના કાર્યમાં દશ ગણો ઓછો સમય અને મહેનતમાં ફાયદો થવાનો સમ્પૂર્ણ સંભવ છે.

**અવલોકન શકિતનું કાર્ય**—જેઓમાં આ અવલોકન શકિત પ્રપૂર્ણ રીતે ખીલેલી હોય છે તેઓમાં જોવાની, જાણવાની, નિરીક્ષણ કરવાની અને તપાસવાની અતિ ઊગ્ર જીજ્ઞાસા હોય છે. તેઓ હમેશાં કંઇને કંઇ જોવા તપાસવા પાછળ ઉત્સુક હોય છે, અને જ્યાં સુધી બારીક અવલોકન દ્વારા સમ્પૂર્ણ હકીકતથી વાકેપૂ ન થાય ત્યાં સુધી નિરાંતે બેસતા નથી. તુલના અને પ્રેરણાશકિતના પ્રાબલ્ય સાથે અવલોકન શકિતની તીવ્રતાથી પ્રત્યેક મનુષ્યના હાવભાવ અને વચન કે બોલવાપરથી તેના આચાર વિચાર અને વર્તનને સહજવારમાં સમજી શકે છે, જે સામાન્ય અવલોકન કરનાર કદી જાણી શકતા નથી. આવા પુરૂષો સચિત્ર પુસ્તકોને વિશેષ પસંદ

કરે છે. દુકાનની અંદરના પ્રત્યેક પદાર્થ રમકડાં કે નમુનાઓ તરફ બારીકીથી જુવે છે અને આસપાસ સર્વત્ર ધ્યાન ફેરવતા રહે છે. ધનલાભની આકાંક્ષાની અધિકતાથી લાભના સર્વ માર્ગો તરફ સારું ધ્યાન આપે છે. વાત્સલ્યભાવની અધિકતાને લીધે બાળકો તરફ બહુ ચોકસ નજર અને સંભાળ રાખે છે. બુભુક્ષાની અધિકતા કે (ખાદ્યાભરુચીની) વિશેષતાને લીધે ખાનપાનના પદાર્થોના સ્વાદ અને પાક તરફ ખાસ ધ્યાન આપે છે અને પકવાનની પરિક્ષા કરી શકે છે. એટલુંજ નહિ પણ એક વાર જોયા પછી ઉત્તમ પ્રકારના ખાદ્યપદાર્થો પણ પોતે જાતે બનાવી શકે છે. આત્મનિષ્ઠાની અધિકતાને લીધે સત્ય, નીતિ અને સદ્ધર્મને સત્વર સ્પષ્ટપણે સમજી લે છે. અને ખરાખોટાની પરિક્ષા કરી શકે છે. આકૃતિજ્ઞાનનાં પ્રાબલ્યથી એક વાર જોયેલ મનુષ્યને હમેશ માટે યાદ રાખી શકે છે. સૌન્દર્ય પ્રેમ અને ક્રમની અધિકતાથી ઉચ્ચ પ્રકારના ટેસ્ટને સુશોભિત અને સુવ્યવસ્થિત રીતભાત કે પ્રથાને તેમજ અવ્યવસ્થિત કદરૂપ અને બેઢંગ સ્થિતિને તરતજ પારખી કાઢે છે. ઉપર દર્શાવેલ અને એવી બીજી અનેક શકિતઓની સાથે મળી અસંખ્ય પ્રકારનાં મીશ્રિત કાર્યો આ અવલોકનશકિતના પરિણામે થાય છે. ખગોળ, ભૂગોળ, ભુગર્ભ, રસાયન, શારીર, અને જન્તુશાસ્ત્ર તથા વનસ્પતિશાસ્ત્ર અને પદાર્થ વિદ્યાની મહાન શોધોનો બધો આધાર આ અવલોકન શક્તિપર અવલંબી રહેલ છે. ટેલેસ્કોપ, માઇક્રોસકોપ, થીયોડોલાઇટ, સ્કાઉટોસ્કોપ, બાઇનોકયુલર અને મેગ્નીઇંગ ગ્લાસ, આદિ અનેક સાધનો માત્ર આ એક અવલોકન શક્તિની તીવ્ર ઇચ્છાને તૃપ્ત કરવાના સાહિત્યોજ છે.

**સાધારણ**—જેઓમાં આ અવલોકનશકિત સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ ખાસ ખાસ પ્રસંગમાં યોગ્ય વસ્તુઓ તરફજ ખાસ ધ્યાન આપે છે, બાકી સર્વ વસ્તુઓનું સામાન્ય રીતે અવલોકન કરે છે. જેઓની અવલોકન શકિત ખામીવાળી હોય છે, તેવાઓએ આ શકિતને કેળવવાની જરૂર છે. સ્થળજ્ઞાનની શકિત અધિક હોવાથી આવા પુરુષો ઠેકાણાંઓ બહુ યાદ રાખી શકે છે. પણ એકંદર રીતે તેઓનું અવલોકન બહુજ સાધારણ પ્રકારનું રહે છે.

**ન્યુનતા**—જેઓમાં આ શકિત ન્યુન પ્રમાણમાં હોય છે તેઓ માત્ર પોતાપર આવી પડેલ પદાર્થનું ફરજયાત અવલોકન કરે છે પણ તેઓમાં સ્વાભાવિક રીતે અવલોકન કરવાની ટેવની ખામી હોય છે.

સામાન્ય રીતે જંગલમાં ફરનારા ખેડુતો, ભરવાડો, અને રબારીઓ તથા ગામડાના લોકોની અવલોકન શક્તિ ઘણી તિવ્ર હોય છે.



# નં. ૨૯ આકૃતિ જ્ઞાન અથવા ઓળ ાણ.

## વ્યાખ્યા સ્થાન, શોધ, અને ઉપયોગ.

**આકૃતિ જ્ઞાન**—આકાર, મળતાપણું અને જુદી જુદી જાતના સ્વરૂપો, મનુષ્યોની મુખાકૃતિઓ તથા ચહેરાઓ અને તેપરના ભાવોના આકાર વકારો અને ઓળખ વિગેરે આ વૃત્તિદ્વારા જાણવામાં આવે છે. તેટલા માટે આ વૃત્તિને "આકૃતિ જ્ઞાન," એ નામ આપવામાં આવ્યું છે.

**સ્થાન**—બન્ને આંખોની મધ્યમાં અને કંઇક અંશે આંખની ઉપરના પ્રદેશમાં આ શકિતનું સ્થાન છે. આ શકિતની ખામી હોય તો આંખો બહુજ નજદીક આવેલી હોય છે, અને એ શકિત જ્યારે પૂર્ણ પ્રમાણમાં હોય તો બન્ને આંખો વચ્ચેનું અન્તર વિશેષ જણાય છે, મગજના તળીયામાંના ક્રીસ્ટાગેલીયાની બન્ને તરફ આ વૃત્તિના અવયવનાં સ્થાન છે.

**શોધ**—આ શકિતના સ્થાનની શોધ ડા૦ ગોલે કરી હતી 'એક વખત વિયેનાની અંદર એક નાની છોકરીનું માથું તપાસવા માટે તેને નિમંત્રણ કરવામાં આવ્યું હતું આ છોકરી પ્રત્યેક વ્યકિતની યાદ અને ઓળખાણ બહુજ અજાયબ જેવી રીતે રાખી શકતી હતી. તપાસ કરતાં તેને માલુમ પડયું કે તે છોકરીની બન્ને આંખો એક સીધી લાઇનમાં બાહ્ય ભાગ તરપ્ બહાર પડતી હતી." Spurzaim.

"વનસ્પતિ શાસ્ત્રનો મહાન શોધક કયુવીયર-તુલના આત્મક શારીરશાસ્ત્રના અભ્યાસમાં ઘણોજ આગળ વધ્યો હતો તેનું કારણ માત્ર આકૃતિજ્ઞાનનું તેનું અવયવ પ્રપૂર્ણ રીતે ખીલેલું હતું એમ ડા કોમ્બ જણાવે છે."

એકજ મધપુડાની આઠ દશ હજાર મધમાંખીઓ એક બીજાને સારી રીતે ઓળખી શકે છે એમ મિસ્ટર સ્પરઝીયમ જણાવે છે. ડાકટર ગોલ કહેતો હતો કે તેનામાં આકૃતિ જ્ઞાનનું અવયવ ખામીવાળું હોવાને લીધે તેણે વારંવાર જોયેલા મનુષ્યોનાં ચહેરાઓપણ તે ભુલી જતો હતો અને એવું ઘણીવાર બને છે કે કેટલાક મનુષ્યોને પોતે જોયલ મનુષ્યને એકદમ લાંબે વખતે પણ ઓળખી કાઢતાં વિલંબ લાગે છે જ્યારે કેટલાક તદ્દન ભુલીજ જાય છે.

**ઉપયોગ**—આ શકિતનો ઉપયોગ કુદરતની અંદરના ભિન્ન ભિન્ન સ્વરૂપ ઓળખી કાઢવાનો છે. આકૃતિ વિના કોઇપણ પ્રાકૃતિક પદાર્થનું દષ્ય અસ્તિત્વ હોઇ શકે નહિ. કુદરત પોતાના ભિન્ન ભિન્ન પ્રકારના અનેક સ્વરૂપો ધારણ કરતી હોવા છતાં, જો મનુષ્યની અંદર પદાર્થોના પ્રથક પ્રથક સ્વરુપ અને સ્થિતિને જાણવાના મુળ સાધન રૂપ "આકૃતિ જ્ઞાનનું"અવયવ હોત નહિ તો તેની બધી રચના તદ્દન ફોકટજ ગણાત. પોતાના જાતભાઇઓને દીવસમાં હજારવાર જોવા છતાં એકે વાર યાદ ન રાખી શકત. અને પરિણામે ઓળખાણ સબંધી વ્યવહારજ બંધ પડત પણ આપણે પ્રત્યેક વસ્તુ અને પ્રાણી કે પદાર્થ તથા મનુષ્યને તેના મૂળ સ્વરૂપથી

સામાન્ય અને વિશેષની વિવેચના દ્વારા ઓળખી શકીએ છીએ તે આ "આકૃતિજ્ઞાન" ના અવયવનુંજ પરિણામ છે. કુદરત પોતાના સમ્પૂર્ણ નમુનાઓની અપાર સંખ્યા માત્ર એકજ ક્રમથી એકજ જાતના એકજ પ્રકારના એકજ સામાન્ય આકૃતિવાળાં બનાવે છે. વડ, પીપળા, આંબલી વિગેરે વૃક્ષો હમેશાં પોતાની જાતના અન્ય વૃક્ષો સમાનજ હોય છે. તેજ પ્રમાણે મનુષ્ય, ગાય, ભેંસ, વાઘ, બકરાં, ઘેંટા અને કબુતર, ચકલી, મેના પોપટ, ઇત્યાદિની પ્રથક્ પ્રથક્ જાતિનો સમુદાય અલગ અલગ સ્વરૂપ અને આકારનો હોય છે, પણ તેઓમાંની પ્રત્યેક જાતિના વ્યક્તિનો નમુનો આકાર અને રુપ રંગ આદિ પોતાની જાતિને લગભગ નવસો નવાણું ટકા મળતોજ હોય છે. "समान प्रसवात्मिका जाति" એ જે ન્યાયનું લક્ષણ છે તે બહુજ યથાર્થ છે. આવી રીતે પ્રત્યેક પદાર્થ કે પ્રાણી વૃક્ષ કે મનુષ્યમાં પોતાની જાતને મળતાં આવતાં કેટલાંક સાધર્મ્ય-કે સમાન ગુણો કે મળતાપણું હોય છે, જે જાતિના લક્ષણ તરીકે ઓળખવામાં આવે છે જેને સામાન્ય રીતે સર્વ કોઇ અતિ સરલતાથી જાણી શકે છે. પણ પ્રત્યેક જાતિમાં પ્રત્યેક વ્યક્તિગત આકૃતિ કે સ્વરુપમાં જે વિશેષ ભાવો હોય છે તેને યથાર્થ રીતે જાણી ધ્યાનમાં રાખી સમાયાન્તરે પણ ઓળખી કાઢવામાં આ શક્તિનું સામર્થ્ય સમાયેલું છે. દુનીયાના પ્રત્યેક દેશ અને કાળની ભિન્ન ભિન્ન પ્રજાઓને હસ્ત, નાક, કાન, આંખ, પગ, પેટ, માથું, મુખ, દાઢી, ભ્રમર વાળ અને ઉદર આદિ અવયવો પ્રત્યેકને સમાન સ્થાનમાં અને સરખાંજ છે. છતાં પણ આખા વિશ્વમાં સંપૂર્ણાંશે આકૃતિ કે સ્વ-રૂપમાં મળતા આવતા હોય એવી બે વ્યકિત જડી આવવી દુર્લભ છે. ચોકસ આકૃતિ કે સ્વરૂપને ધારણ કરવું એ કુદરતનો સ્વભાવજ છે, અને તે બહુજ ઉપયોગી અને જરુરનો છે. વનસ્પતિશાસ્ત્ર, શંખશાસ્ત્ર. હસ્તરેખાશાસ્ત્ર, સામુદ્રિકશાસ્ત્ર, રેખાગણીત એ બધાં શાસ્ત્રો શું બતાવે છે? બીજું કંઈજ નહિં, માત્ર જુદી જુદી આકૃતિ અને સ્વરૂપોનો, એક પધ્ધતિસરનો અભ્યાસ છે. વાંચન લેખન ને જોડણી આદિની અંદર પણ એજ આકૃતિ જ્ઞાનના અભ્યાસ અને ઓળખાણની જરૂર પડે છે. જુદા જુદા અક્ષરોનું અનુસંધાન કરી શબ્દોની થતી બનાવટ પણ એક જાતની આકૃતિ જ્ઞાનનીજ અવસ્થા સુચવે છે. વાંચન અને જોડણી શબ્દનાં સ્વરૂપને ઓળખી કાઢવાનો એક પ્રકારજ છે. નાના બાળકો જેઓમાં આ શકિત વધારે ખીલેલી હોય છે તેઓ વાંચતાં લખતાં અને જોડણી કરતાં જલદી અને સફાઇથી શીખે છે તેનું એજ કારણ છે. ચિત્રકામ કે ડ્રોફ્ટસમેનના કામમાં, પ્લાન બનાવવામાં તથા નમુના પ્રમાણે પેટર્ન બનાવવામાં પણ આ શકિતની જરૂર છે. આ પ્રમાણે જોતાં "આકૃતિજ્ઞાન" ની શક્તિનો અસંખ્ય રીતે ઉપયોગ થઇ શકે છે.

જેઓનું આ સ્થાન સોજાકે એવા કોઇ રોગથી ખરાબ થઇ ગયું હોય અથવા સુજી ગયું હોય તેઓ અનેક પ્રકારની લાંબી પહોળી અને વિચીત્ર આકૃતિઓ અને ભુત પ્રેત આદિના ભયંકર કલ્પિત દેખાવો જોવે છે. આમાશયની અંદરનાં સોજાને લીધે મસ્તિષ્કની અંદરનું ક્ષુધાનુ અવયવ બગડે છે. વળી તે દર્શન તન્તુની અને આકૃતિજ્ઞાનના પ્રદેશથી એટલું બધું નજદીક છે કે તેની અસર બન્નેપર થાય છે. સ્વપ્નાની અંદરના વિચીત્ર દેખાવો આજ કારણને આભારી છે.

જેઓમાં આકૃતિ જ્ઞાનનું અવયવ સારી રીતે ખીલેલું હોય છે તેઓ પોતાના બાળપણના સાથીઓ સ્નેહીઓ સ્કુલફ્રેન્ડો અને લાંબા વખત પછી જોવામાં આવતાં વ્યક્તિઓને પણ જલદી ઓળખી શકે છે. એક વાર જોયેલ વસ્તુ પ્રાણી કે મનુષ્યના હાવભાવ સ્થિતિ અને મુખાકૃતિનું જ્ઞાન દીર્ઘકાળ પર્યંત યાદ રાખી શકે છે. જેઓના નામ પણ યાદ ન હોય તેવા માણસને પણ જોવા માત્રથી તરત પીછાની શકે છે. ગામ કે શહેરનાં રસ્તા માળાઓ અને ઠેકાણાઓ પણ જલદી ગોતી અને ઓળખી શકે છે. સૌન્દર્યપ્રીતિની અધિકતાને લીધે સુંદર અને રમ્યસ્થળો અને પદાર્થો કે વ્યક્તિઓને જોવાનું તેઓને બહુ ગમે છે. એજ પ્રમાણે અન્યાન્ય શક્તિઓની સાથે સંયુકત થવાથી અનેક પ્રકારની આ અવયવની અસર છે.

**ખીલવણી**—આ શકિતની ખીલવણીની અગત્યતા કાંઇ ઓછી નથી. જુદા જુદા આકારો, નમુનાઓ, અને ભિન્ન ભિન્ન સ્વરૂપના પદાર્થોને વારંવાર જોઇ તપાસી યાદ રાખવાથી આ શકિત કેળવી શકાય છે છુપી પોલીશના માણસો એક વાર આવી ગયેલ ગુનેહગારોને ગમે ત્યારે પણ પાછા ઓળખી શકે છે તેનું કારણ તેઓની મનુષ્યના ચહેરાઓ બરાબર તપાસી જોવાની અને યાદ રાખવાની ટેવજ છે. નાટક સરકસ અને થીએટરમાં ટીકીટ કલેકટરોની અંદર પણ શકિત સારી હોય છે.

**નિગ્રહ**—બહુ નાની ઉમરના બાળકોને ૬ કે ૭ વર્ષની ઉમર પહેલાં ખાસ કારણ સિવાય અક્ષરો લખવાનું કે ઓળખવાનું કે વાંચવાનું કાર્ય સોંપવું નહિં તેઓની આકૃતિજ્ઞાનશકિત બરાબર પુષ્ટ થયા પછી અને ઓળખવાની જીજ્ઞાસા સારી રીતે પેદા થયા પછીનું શિક્ષણ જલદી લાભદાયક નીવડે છે.

પશુ અને પક્ષિ વર્ગ—દરેક જાતના પક્ષીઓમાં આ શકિતનાં અવયવો તેઓનાં મસ્તિષ્કના અન્ય પ્રદેશોનાં પ્રમાણ કરતાં સારી રીતે ખીલેલાં હોય છે તેથી તેઓ પોતાના માળા અને રહેઠાણને તથા પરિચિત સ્થાનોને બહુજ જલદીથી અને સુગમતાથી ઓળખી શકે છે. તેજ પ્રમાણે પ્રત્યેક પશું જેમકે ગાય, ઘોડા, ભેંસ, કુતરાં ઇત્યાદિ પ્રાણિઓની બન્ને આંખો વચ્ચેનું અન્તર મનુષ્ય કરતાં ઘણુંજ વિશેષ છે. જે એમાં દર્શાવે છે કે તેઓનું આકૃતિજ્ઞાન મનુષ્ય કરતાં અનેક ગણું વધારે છે. આ શકિતદ્વારા તેઓ પોતાના ધણીનું ઘર અને નિવાસસ્થાન સરલતાથી ગોતી કાઢે છે.



# નં. ૩૦ કદ અથવા પ્રમાણજ્ઞાન.

## વ્યાખ્યા, સ્થાન, વર્ણન, ઉપયોગ, અને ખીલવણી આદિ.

કદ કે **પ્રમાણજ્ઞાન**—આંખથી જોઇને માપ કરવું. માપ કે પ્રમાણ વિગેરે યાદ રાખવાં સમુહરૂપમાં પડેલાં દાણાદુણીની ગુણીઓ કે પેટીઓ જોઇ કેટલી જગ્યામાં સમાઈ શકે તેનું અનુમાન કરી કાઢવું. લંબાઇ, પહોળાઇ, ઉંડાણ, ખુણા, ઉંચાઈ, અને તેના પરસ્પરના ફેરફારો તથા કદ દુરતા, પ્રમાણ અને માપ વિગેરેનો મનથી અડસટો કાઢવાની શકિત આદિનો "**આ કદ અને પ્રમાણજ્ઞાન**" માં સમાવેશ કરવામાં આવે છે.

**સ્થાન**—અવલોકન શકિતના સ્થાનની બન્ને બાજુમાં પણ જરા નીચે જયાં નાસિકાના મળ અને ભ્રમરના અંદરના ભાગના મેળાપથી જ્યાં ખુણો પડે છે ત્યાં આવેલ છે. જેનું આ સ્થાન મોટું હોય છે, તેઓની ભ્રમરનો અંદરના ખુણાનો ભાગ છાપરાની માફક આંખની ઉપર લટકતો થઇ રહે છે.

ડા. સ્પરઝીયમ કહે છે કે, Its organ is place l at the internal corner of the superciliary arch, on both sides of observation. It is important to Geometricians, architects. Carpenters, mecranician. Portrait Painters, and all who measure dippenning. It measures the size of the heavenly bodies and of terrestrial objects and with locality gives conceptions of perceptives.

Speurzaim.

"Magnitude, size, length breadth, thickness, depth, distance being strictly speaking, referable to extcation this faculty is probably that of space in general.'

Sir. G. S. Mackenzio.

કુદરતની અંદર કદ, માપ, કે પ્રમાણ વિનાનો કોઇ પદાર્થ નથી. પ્રત્યેક વસ્તુને કંઇને કંઇ માપ, લંબાઇ પહોળાઇ કે ઉંચાઈ આદિનું સાપેક્ષ માપ હોયજ છે. પ્રકૃતિનો એ એક ખાસ ગુણ છે, અને તે ગુણનું જ્ઞાન કરાવનાર "**પ્રમાણજ્ઞાન**" ની એક સ્વાભાવિક શક્તિ છે, કે જેના વિના જળના એક બીન્દુ અને મહાસાગર, તથા રાઇ અને પર્વત વચ્ચેનો અન્તર કદી પણ અવગત થઇ શકત નહિ. એટલુંજ નહિ પણ લંબાઇ, પહોળાઇ, અને ઉંચાઇ કે ઉંડાણનો ખ્યાલ આપવાનું કંઈ સાધનજ રહેત નહિ. પણ ઉપરોકત શકિતની અને કુદરતી પદાર્થોના તેવા ગુણોના અસ્તિત્વને લીધેજ આપણે પ્રત્યેક વસ્તુના સર્વ પ્રકારના માપ અને માન જાણી કે અનુભવી શકીએ છીએ.

કુદરતનો ખજાનો સર્વત્ર અપરિમીત અને અમાપ્ય છે. તેનો વિસ્તાર પણ જેમ અનન્ત અને અપાર છે તેમ અમાપ્ય અને અપરિમેય છે. અનન્ત, અપાર, અપરિમીત, અનાદિ આદિ જેમ ઈશ્વરી ગુણો છે, તેમ તેના કાર્ય પણ અનન્ત અને અપાર છે. દૃષ્ટાન્ત તરીકે સૂર્ય, ચંદ્ર અને ધૂમકેતુઓ અને નક્ષત્રોની વચ્ચેનું અન્તર કેટલું બધું મહાન છે? તેજ પ્રમાણે સૂર્ય અને ગ્રહો તથા તારા આદિનું માન, તોલ કે વજન અથવા કદ વિગેરે પણ કેટલાં બધાં મહાન અને અવિજ્ઞેય તથા અપરિસંખ્યેય છે? શું સમુદ્રનાં અગાધ જળ કદી માપી શકાય તેમ છે? કે અનન્ત આકાશની અન્દર ફરતા અગણીત ગોળાઓની કદી ગણના તેમજ કદનો નિર્ણય કે વજન આદિ કાઢી શકાય તેમ છે? કુદરતની લીલા સર્વત્ર અપાર, અનન્ત અને અપરિમીત છે, છતાં પણ આપણી શકિતના પ્રમાણમાં તેનું માપ, પ્રમાણ કે માન કરી આપણા ઉપયોગ માટે જ્ઞાન મેળવવું એ જરૂરનું છે. અને એટલા માટેજ આ "પ્રમાણજ્ઞાન" ના અવયવનો ઉપયોગ છે.

પ્રપૂર્ણ—જેઓમાં આ શકિતનું સ્થાન સારી રીતે ખીલેલું હોય છે. તેઓ આંખથી જોઈનેજ અનેક પ્રકારના માપ યથાવત્ લઈ શકે છે અથવા જોવા માત્રથી ( માપ સંબંધી ભુલચુક જલદીથી શોધી કાઢી શકે છે. સારા કારીગરોની પણ ભૂલ જલદી પકડી શકે છે, અને વસ્તુઓની ઉંચાઈ, પહોળાઇ, લંબાઈ કે વધતા ઓછાપણું આકાર માત્ર જોઈનેજ બરાબર ચોકસ રીતે કહી શકે છે. તેઓનું એ બાબતનું અનુમાન હમેશાં સત્યજ પડે છે. આવા વ્યકિતમાં જો કળાકૌશલ્યનું સ્થાન સારું ખીલેલું હોય તો યાન્ત્રિક ગોઠવણ બહુજ સારી ઉચ્ચ પ્રકારની કરી શકે છે. અને ઘણી વાર તો માપ લેવાના યન્ત્રોની પણ જરુર પડતી નથી. પ્રત્યેક વસ્તુની અંદર પ્રમાણસરતાને વધારે પ્રિય ગણે છે. જ્યારે સર્વ પ્રકારની પ્રમાણ રહિતતા અથવા બેડોળપણાને ધિકારે છે. શિલ્પશાસ્ત્રી અને યન્ત્રશાસ્ત્રીઓનું આ સ્થાન સારી રીતે ખીલેલું હોય છે,

સાધારણ—જેઓમાં એ શકિત સાધારણ રીતે ખીલેલી હોય છે તેઓ ચમચક્ષુઓદ્વારા જોઈને માપ પ્રમાણ કે દુરતાનું સાધારણ અનુમાન કરી શકે છે, પણ તેઓની અટકળ બરાબર સાચી નથી નીકળતી.

ન્યૂન—જેઓમાં એ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ હમેશાં માપ અને માનના સાધનો ઉપરજ હમેશાં આધાર રાખી ચાલે છે. તેના વિના તેઓનું કાર્ય તદ્દન અટકીજ પડે છે.

ખીલવણી—પ્રત્યેક વ્યકિતએ પોતાની અંદરની આ શકિતને તેના યથાર્થ રૂપમાં ખીલવવા માટે જ્યાં જ્યાં "કેવું, કેટલું, કેવડું કેટલું, લાંબુ, પહોળું કે ટુંકું ઇત્યાદિ પ્રમાણ કે માપના પ્રસંગો ઉત્પન્ન થાય અથવા મળે ત્યાં ત્યાં પોતાની શકિતથી અનુમાન કરી જોવાની ખાસ ટેવ પાડવાપર ધ્યાન આપવું. બહુજ બારીકીથી જોવાની અને અનુમાનદ્વારા માપ લેવાની ટેવ પાડો, અને યથાર્થ માપો યાદ રાખો, તથા હવે હું કદી નહિજ ભુલ કરૂં એમ સંકલ્પ કરી બરાબર ચિત્તમાં સ્થિર કરો.

આ બાબતમાં પ્રશીયાના લોકોની શિક્ષણપધ્ધતિ ઘણીજ ઉચ્ચ પ્રકારની છે. તેઓ પોતાના બાળકોને ખેતર કે જંગલમાં કે પહાડપર લઈ જઇ આ શકિતને ખીલવવા માટે યથાયોગ્ય કસરત આપે છે. જેમકે અમુક ખેતર કે ઝાડ અમુક સ્થાનથી કેટલું દુર છે એ દરેક વિદ્યાર્થને પૂછે છે અને પ્રત્યેકના પ્રત્યુત્તરો નોંધી લેછે. ત્યાર પછી ખરૂં માપ કાઢી જોવામાં આવે છે અને ફરીથી એક વાર બધાને પોતાની શકિતનો અજમાયશ કરવા દેવાનો વખત આપવામાં આવે છે. આજ પ્રમાણે અનેક પદાર્થોના ભારી કે હલકાપણા વિષે નિર્ણય કરવાની ટેવ પાડવામાં આવે છે. ખેડુતો, વ્યાપારીઓ, અને સીમમાં કામ કરનારાઓ, ગોડાઉનકીપરો તથા સ્ટીમર વિગેરે ભરનારા મુકાદમોમાં આ શકિત ખાસ ખીલેલી હોય છે. તેનું કારણ તેઓનો હમેશનો અભ્યાસજ છે. એજ પ્રમાણે ચિત્રકાર, નકશા બનાવનાર, સુતાર, લુવાર, અને કડીયાઓમાં પણ આ સ્થાન સારું ખીલેલું હોય છે. કાઠીયાવાડ અને કચ્છની અંદર ચોર આદિનો પગ જોઈ પરીક્ષા કરનાર પગીઓમાં આ સ્થાન ખાસ વૃધ્ધિ પામેલું હોય છે. પ્રત્યેક શકિતને ખીલવવા માટે "અભ્યાસ" એ મહામન્ત્ર છે.

**ભુમિતી**—ત્રિકોણમીતિ કે મોડેલડ્રોઈંગ અને સરવેઈંગ એ આ શકિતને ખીલવવાનો ખાસ વિષય છે. અને એટલાજ માટે નાના બાળકોને રમતદ્વારા અને નિશાળમાં પણ તેનું શિક્ષણ અપાવુંજ જોઈએ. કીન્ડરગાર્ટન પધ્ધતિ પ્રમાણે જુદી જુદી ભૂમિતીની આકૃતિઓનાં લાકડાનાં કટકાઓથી આકૃતિ ગોઠવતાં શીખવવાનું કામ બાળકોને ઘણુંજ લાભપ્રદ થઈ શકે છે. વિશેષમાં ગોળ, અર્ધગોળ, શીલીન્ડર, પ્રીઝમ, કોન અને ચન્દ્રાકાર, પંચકોણ, ષટ્કોણ, સપ્તકોણ, આદિ અનેક આકૃતિઓનું જ્ઞાન પણ એટલું બધું સુગમ અને સરલ રીતે થાય છે કે જાણે બીસ્કીટની સાથે રમતા હોય નહિ એમ લાગે છે. બાળકોનું આ અવયવ બહુજ સહજતાથી ખીલવી શકાય તેમ છે. માત્ર શિક્ષકોએ આ બાબતપર ખાસ ધ્યાન આપવાની જરુર છે.



# નં૦ ૩૧ તોલ્ય અથવા વજન.

# Weight.

## વ્યાખ્યા, સ્થાન, ઉપયોગ, અને વિવેચન આદિ.

વજન-તોલવું-વજન કરવું, સમતોલ રાખવું, ગુરૂત્વાકર્ષણશકિતના નિયમાધિન વર્તવું, વર્તાવવું, પ્રત્યેક વસ્તુનાં મધ્યબીન્દુને જાળવી રાખવું હાલવા ચાલવા, સ્કેટીંગ અશ્વારોહણ કે સાઇકલીંગ આદિમાં તેમજ વૃક્ષારોહણમાં મધ્યબીન્દુને સમતુલીન રાખવું ઇત્યાદિ સર્વ કાર્યો આ એકજ ગુરૂત્વજ્ઞાનને આભારી છે.

વ્યગ્રથવું, પડીજવું, ફેર ચડવા, ચકરી આવવી વિગેરે ક્રિયા આ શકિતની નિર્બળ કે અસ્ત વ્યસ્ત હાલતનું પરિણામ છે.

સ્થાન—પ્રમાણજ્ઞાનના અવયવથી બીજે નંબરે નાસિકાના ઉપરના ભાગથી લગભગ અરધો ઇંચ દુર પર, અને રંગજ્ઞાનના અવયવની આગળ તથા ભ્રમરના નીચલા પ્રદેશમાં આ ગુરુત્વજ્ઞાન શકિતનું અવયવ આવેલું છે. રંગજ્ઞાનના અવયવ અને ગુરુત્વ જ્ઞાનના અવયવને બરાબર શોધી કાઢવા માટે આ એક ખાસ નિયમ છે. આંખના મધ્યબીન્દુમાંથી એક સીધી ઉભી રેખા ભ્રમર સુધી દોરશો તો અંદરના ભાગમાં ગુરુત્વ જ્ઞાનનું અવયવ અને બહારના ભાગમાં રંગજ્ઞાનનું અવયવ બરાબર વિભક્ત થઈ સ્થાન મુકરર થશે. આ ગુરુત્વશકિતનું અવયવ પ્રમાણજ્ઞાનના અવયવ કરતાં જરા નાનું છે. પણ ખલાસીઓ, દોરડાં બનાવનાર, અને ક્રેન ખેંચનારા તથા જોખીઆઓ વિગેરેમાં એ સ્થાન મોટું હોય છે.

વિશ્વની અંદરની પ્રત્યેક પ્રાકૃતિક વસ્તુપર ગુરૂત્વાકર્ષણનું વિશ્વ વ્યાપી કાર્ય નિરંતર ચાલુ છે. આપણું શરીર પણ પ્રાકૃતિકજ છે. અને તેથી તેજ નિયમને આધિન છે. તે નિયમને આધીન રહી આપણી હલનવલન અને ચલનાદિ અનેક ક્રિયા કરવામાં આપણને મદદ કરનાર કોઇ શકિત તો જોઇએ. નહિ તો આપણે માત્ર તેજ ગુરુત્વાકર્ષણ શકિતની અસરથી એક પથ્થરની માફક સ્તબ્ધ થઇ એકજ સ્થાને જેમના તેમ પડયાજ રહીએ. બરાબર તપાસ કરતાં માલુમ પડે છે કે આપણા સ્નાયુઓ આપણને આ કાર્યમાં મદદ કરે છે. કારણ કે તેની મદદ વિના ગતિ સબંધી કોઇ પણ કાર્ય આપણાથી થઈ શકે તેમ નથી. પ્રત્યેક કાર્યમાં તેની જરુર પડે છે. તેના વિના પ્રાણ પણ ધારણ કરી શકાય નહિ. ખાવું, પીવું, પહેરવું, ઓઢવું, અને પચનાદિ તથા રૂધિરાભિસરણાદિની સર્વ ક્રીયા તેને આધિન છે. ગુરૂત્વ શકિત માત્ર તેને પોતાના નિયમમાં રાખી કાર્ય કરવા પ્રેરે છે. ગુરુત્વ, પ્રકૃતિનો સ્વભાવ કે ધર્મ છે. તેના વિના વિશ્વની અંદરના પ્રત્યેક પદાર્થ ગમે તે હાલતમા જયાંના ત્યાંજ જેમના તેમ સ્થીરજ થઇ જાય. ઘર મકાન કે મિનારા જેવાં કાર્યો તો કદી થઈ શકેજ નહિ. કારણ પદાર્થો કોના આધારપર એક બીજા ઉપર ટકી રહે? વિશ્વની અંદરના પ્રત્યેક પદાર્થના પરમાણું આ શકિતના અભાવમાં સંમિલિત રહી શકે નહિ અને તેવી દશામાં પ્રત્યેક પદાર્થનું સ્વરૂપ છિન્નભિન્ન થઇ અનન્ત આકાશમાં અસ્તવ્યસ્ત થઇ જાય. સમુદ્ર નદી. નાળા, વાયુ, વરસાદ, ઇત્યાદિથી થતાં મહાન આશ્ચર્યકારક અને મહત્વપૂર્ણ ફેરફારો આ ગુરૂત્વશકિતના અભાવમાં કદી થવા પામેજ નહિ. વરસાદનું પડવું, રૂતુઓનું ફરવું, પૃથ્વીનું તેની કક્ષામાં ફરવું, અને દીનરાતના ચક્રનું નિરંતર સમયાનુસાર બદલાવું, તથા નદીઓનું વહેવું અને શરીરસ્થ લોહીનું ફરવું આદિ વિશ્વની સમગ્ર ક્રિયાઓ આ એક ગુરૂત્વશક્તિને અનેક રીતે આભારી છે; મનુષ્યની અંદર એ ગુરૂત્વ શક્તિના નિયમોનું જ્ઞાન મેળવવાની જે સ્વાભાવિક શકિત છે તે દ્વારા તે તેનાપર કાબુ મેળવી તેને પોતાના અનન્ત કાર્યો કરાવવા પ્રેરી શકે છે. પ્રત્યેક પદાર્થની

અંદરના પરસ્પરના પરમાણુઓનું આકર્ષણ જેને ( Cohesion ) કહેવામાં આવે છે અને જેના વિના એક પણ પદાર્થની સ્થિતિ કે સ્વરૂપ બંધાઇ શકતુંજ નથી, તે પણ આ શક્તિનુંજ સ્વરુપ છે.

ખગોળસ્થ સર્વ ગ્રહોપગ્રહ, સૂર્ય ચંદ્ર અને નક્ષત્રોની પોતપોતાની કક્ષાની અંદર થતી અતુલિત ગતીઓનું કારણ પણ તેજ શકિત છે. કુદરતની અંદરના નાનામાં નાના પરમાણુથી લઇ એક મહાન સૂર્ય પર્યન્તના સમગ્ર પદાર્થોપર તેની સમ્પૂર્ણ સત્તા છે. વિશ્વના સમગ્ર ગોળાઓને ગતિ આપી યથાર્થ નિયમ અને પદ્ધતિસર અનન્ત આકાશમાં ચલાવનાર, અપાર સામર્થ્ય અને અપરિમીત સત્તાવાળી એ કર્મશકિત છે. વિદ્યુત્-પ્રાણુ અને રયિ-આત્મક અશ્વિનૌ નામાભિધારી ( Electrons ) નોજ એ સર્વ પ્રતાપ છે. અને સૂર્ય એ સમગ્ર વિદ્યુત શક્તિનો એક અખુટ અને ભરપૂર ખજાનો છે એ વાત હવે સર્વત્ર નિર્વિવાદ રીતે સાબિત થયેલ છે. જ્યારે મનુષ્યની અંદરના હસ્તપાદાદિ બાહ્ય અને હૃદય-રક્ત અને આન્ત્રાદિ આન્તર અવયવોને પણ સ્નાયુ આદિના કાર્યદ્વારા યથાવત્ ચલાવનાર તેજ વિદ્યુત શક્તિ છે. તેજ પ્રાણવાયુ છે. ગુરૂત્વમધ્યબિન્દુ અને ગુરૂત્વાકર્ષણશકિત, લઘુત્વ. ગુરૂત્વ, હલકાભારીપણું એ માત્ર આ એકજ શકિતનું પ્રથક્ પ્રથક્ પ્રમાણનું કાર્ય છે. જ્યારે આ શકિતના કાર્ય કે અસરનું જ્ઞાન ગ્રહણ કરનાર આ ગુરૂત્વજ્ઞાનનું ખાસ અવયવ છે.

પ્રપુર્ણ—જેઓમાં આ ગુરૂત્વ જ્ઞાન સારી રીતે ખીલેલું હોય છે તેઓ પોતાના સ્નાયુઓપર સમ્પૂર્ણ કાબુ ધરાવે છે. ગમે તેવા વિકટ સ્થાનપર કે દોરડાપર પણ તેઓ ચાલી શકે છે કે ચડી શકે છે. ઉત્તમ પ્રકારે અશ્વારોહણ કરી શકે છે. સ્થીરપગના હોય છે, ( Mou. taineer ) કદી પણ લશરકીને પડતા નથી. સ્કેટીંગમાં તરવામાં સમતોલ શરીર રાખવામાં, સરકસની અંદર આશ્ચર્ય પમાડે તેવી અંગકસરત કરવામાં અને એવા એવા અનેક કાર્યો કરવામાં તેઓના સ્નાયુપર તેઓનો પૂર્ણ કાબુ હોય છે, અને ફતેહમંદીથી કરવા ધારે તે કરી શકે છે. કળાકૌશલ્યનું સ્થાન પણ જો સારું ખીલેલું હોય તો આવા વ્યક્તિઓ ચણુતર કામ સારૂં કરી શકે છે. સરજરી, દાન્તવૈદ્ય, હસ્તચાલાકી આદિના ખેલ પણ કરી શકે છે. પર્વત અને વિષમ ગીરી શીખરપર ફરવાનું વધારે પસંદ કરે છે. ( બકરી અને બકરીઓના નાનાં નાનાં બચ્ચાંઓ વિષમ સ્થાનવાળા ઉચ્ચ પ્રદેશમાં પણ નિર્ભય ચડતાં કે ચરતાં જોવામાં આવે છે તેનું કારણ આ શકિતજ છે.

જેનામાં આકૃતિ અને પ્રમાણજ્ઞાનનું અવયવ સારું હોય તે ઉત્તમ પ્રકારની નિશાનબાજી કરી શકે છે, અને યશની અધિક અભિલાષાને પરિણામે શરીરને સમતુલીત રાખવાની અનેક જોખમી ક્રિયાઓ કે કસરતો પણ કરી બતાવે છે. દાખલા તરીકે કાઠીયાવાડ અને ગુજરાતના ગોળબજાણીઆઓ અને કસરતબાજો આ બાબતનો સ્પષ્ટ પુરાવો આપે છે. તેઓનું વાંસ ઉપર ચડવું, દોરડાપર ચાલવું, માથામાં ઘાળી રાખી ઉંધે માથે અધર ફરવું તથા વાંસની સોટીઓપર બહુજ ઉંચે ફરતી થાળીનેકે

લાકડાના કટકાને ખુબ ઉપર ચડાવી તેનીતેજ દોરીપર ઝીલી લેવું વિગેરે કાર્યો જોઇ કોને આશ્ચર્ય નથી થતું ? પણ બીચારા ગરીબ લોકોની ગરીબ અને અજ્ઞાન દેશમાં કદરજ કયાંથી થાય ?

સાધારણ—જેઓમાં આ શક્તિ સાધારણ પ્રમાણમાં હોય છે, તેઓ સામાન્ય રીતે સમતોલપણું જાળવી રાખે છે, પણ ઉંચા શીખરપર ચડતાં તેઓનું દીલ ગભરાય છે. શરીરને સમતોલ રાખી શકતા નથી. જોખમી કસરતો કરી શકતા નથી. બહુજ બારીક પ્રદેશ કે ઉંચાંણુવાળી પાળપર ચાલી શકતા નથી. લફ્સી પડતાં વાર લાગતી નથી, અને ઘણીવાર મોંભર પડે છે. બહુજ ઉંચા પહાડપર ચડી નીચે દૃષ્ટિપાત કરતાં માથું ફરવા લાગે છે, શરીરમાં ચક્કર આવે છે અને વખતે લથડી પણ પડે છે, અર્થાત શરીર વશમાં રાખી શકતા નથી.

સાવચેતીનું અવયવ સારી રીતે ખીલેલું હોય તો બહુ સંભાળ રાખનાર અને તેને પરિણામે બીકણુ અને બાયલા બની જાય છે. હિમ્મત ભીડી તેવા પ્રદેશમાં ચાલી શકતા નથી. વૃક્ષપર ચડવાનું કે ઉંચેથી કુવામાં કુદકા મારવાનું કામ કરી શકતા નથી. હિંચકા પણ સારી રીતે ખાઇ શકતા નથી.

ન્યૂન—જેઓમાં આ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓને વહાણમાં ચડતાં ઉલટી થાય છે, ગાડી કે ગાડામાં પણ ફેર ચડે છે, મગજ ફરે છે, શરીર ગારા જેવું થઈ જાય છે, અને પોતાનું સમતોલપણું જાળવી શકતા નથી. પણ ગાભરા બની પોટલું વળી સુઇ જતાં પણ નિરાંતે રહી શકતા નથી. આવા લોકોએ પોતાની અંદર આ શકિતને ખાસ ખીલવવાની જરૂર છે.

**ખીલવણી**—પાટીયાંપરથી લપસવું, સ્કેટીંગ રીંગમાં જવું, તરવા શીખવું, ઉચ્ચેથી કુદકા મારતાં શીખવું, ટેકરીપર ચડી નીચે દોડીને ઉતરવાનો અભ્યાસ કરવો; ભિન્ન ભિન્ન પ્રકારની અંગકસરતો કરવી, લાકડી છત્રી કે ડાંગને અધર આંગળીપર રાખતાં શીખવું, ઘોડાપર ચડવાનો અભ્યાસ રાખવો. તેમજ વહાણ કે મછવાની સફર કરવા વારંવાર જવું, ગોળીબહાર કરતાં શીખવું, તીરકામઠું ચલાવવું, દડો ફેંકવો કે ટેનીસાદિની રમતો રમવી. ઉપર જણાવેલ અનેક પ્રકારોમાંથી કોઇપણ જાતની કસરતો કરવાની ટેવ પાડવી.

બાળકોની અંદર આ શકિતને બાલ્યાવસ્થામાંથીજ ખીલવવાની જરૂર છે. એટલા માટે જ્યારથી તેઓ યથાર્થ રીતે ચાલતાં શીખે ત્યારથી તેમને છુટથી યોગ્ય દાબમાં રાખી ફરવા હરવા દો. શકિત અનુસાર તેઓને નાચવા, કુદવા, દોડવા, અને સ્કીપીંગરોપથી કસરત કરવાની તથા હીંચકા ખાવાની પણ લાયકાત પ્રમાણે છુટ આપો. યોગ્ય અવસ્થામાં કુસ્તી, રમતગમતની સરતો, અને દોડવાની કે કુદવાની હરીફાઇમાં છુટથી ઉતરવા દો. માતાઓએ પોતાના બાળકોની આવી પ્રવૃત્તિમાં અટકાવ ન કરતાં હમેશાં યોગ્ય હદમાં યોગ્યતા જોઇ છુટ આપી તેઓના ઉત્સાહને પ્રેરવો જોઇએ. અને વડીલોએ પોતાના ગામ કે શેરીના છોકરાઓને અથવા અખાડાના મેમ્બરોને આમન્ત્રણ આપી આવી પ્રત્યેક પ્રકારની શારીરીક કસરત અને રમતોને ઉત્તેજન

અને ઉત્સાહ તથા પુષ્ટિ આપી હરીફાઇ અને વાર્ષિક તપાસણીનો વખત લઇ એવા પ્રસંગોપર ઇનામો વહેંચવા જોઇએ.

## નં. ૩૨ રંગજ્ઞાન.

## Colour.

### વ્યાખ્યા, સ્થાન, શોધ અને વર્ણન આદિ.

રંગજ્ઞાન—જુદા જુદા રંગની મેલવણી, ખીલવણી અને ઓળખાણ કરવાનું જ્ઞાન કે પરિક્ષા, રંગનો શોખ, રંગની અંદરની જુદી જુદી અસંખ્ય છાયાઓનું નિરીક્ષણ કરવાની કે સમાલોચના અને સમ્મેલન કરવાની શક્તિ, રંગીન ચિત્ર, વસ્ત્ર કે રંગબેરંગી અનેક પ્રકારના પુષ્પાદિના સ્વાભાવિક શોખ વિગેરેનું ગ્રહણ આ "રંગજ્ઞાન"ની અંદર કરવામાં આવે છે.

સ્થાનનું—વર્ણન ગુરૂત્વશક્તિના પ્રકરણમાં આપેલ છે જુઓ, પૃષ્ઠ (૪૦૨).

શોધ—આ શક્તિના સ્થાનની શોધ ડૉ૦ ગોલે કરી હતી. તે કહે છે કે, I have Particularly observed that all distinguished colorists had the frontal part immidiately over the middle of the eye, advanced into an arched prominance; the whole arch and especially its external half directed upwards, so that it is higher than the internal In all my travels I have found that this organ distinguishes the harmony and agreement of colors. All passionate amateures and famous painters, of both sexes, have this region directly above the middle of the eyebrows extremely prominant especially as it approaches the superciliary ridge; while in those not thus ditinguished this ridge has almost a horizontal, direction, from the root of the nose to near the middle of the superior arch of the orbit In women it is generally larger than in man hence their eyebrows arch more than those of men and they accordingly take more pleasure in the harmony and happy combination of colors, love flowers the best and are more pleased with various colors in dress and always prefer color portraits to busts "

DR SALL.

Dr. spurzeim says. ' It is situated in the middle of the arch of the eye brow. "

ડૉ. ગોલ કહે છે કે-"મેં ખાસ માર્ક કરીને તપાસીને જોયું છે કે, બધા રંગારાની ભ્રમરોનો મધ્ય પછીનો અગ્ર ભાગ કમાનાકાર વળેલો અને છેડાના ભાગ તરફ ઉપર જતો બાહ્ય ભાગ અર્ધ કમાનનાં જેવો હોય છે. મારી બધી મુસાફરી દરમ્યાન મેં જોયું છે કે, રંગ પરિક્ષાનું આ અવયવ છે. સઘળા પ્રસિધ્ધ ચિત્રકારો અને પેઇન્ટીંગના શોખીન સ્ત્રીપુરુષની ભ્રમરનો મધ્ય પ્રદેશ ખાસ કરી સુપરશીલીયરી રીજ પાસે ખાસ વૃષ્ટિગત હોય છે. જ્યારે જેઓ ચિત્રકાર્યમાં તેવા પ્રવિણ હોતા નથી તેઓની ભ્રમરનો લગભગ નાકના મૂળ પાસેથી મધ્ય સુધીનો વિભાગ તદન સીધો હોય છે. પુરૂષો કરતાં સ્ત્રીઓમાં આ અવયવ સારા પ્રમાણમાં ખીલેલું હોય છે, અને સ્ત્રીઓની ભ્રમરો પણ ઘણે ભાગે કમાન જેવી વળેલી હોય છે તેથી રંગ બેરંગી પદાર્થો બહુજ ગમે છે તથા રંગીત પુષ્પોને અત્યન્ત ચાહે છે અને રંગીન વસ્ત્રો વધારે પસંદ કરે છે."

સ્પરઝીયમ કહે છે કે, "આ સ્થાન ભ્રમરની કમાનના મધ્ય પ્રદેશમાં આવેલું છે." ડા. ફાઉલર-કહે છે કે, ખાનગીમાં તેમજ જાહેર પ્રસંગમાં મેં હજારો આદમીઓને આ સ્થાનની ખામીવાળા જોયેલા છે. અને "તેઓમાં જુદા જુદા રંગ પારખવાની શક્તિની બીલકુલ ખામી છે એમ મે જણાવેલું પણ છે, અને તેમાં એક પણ વખત મારી ભૂલ થઇ નથી."

ઉપયોગ—પ્રાકૃતિક પદાર્થોની અંદરનાં અનેક પ્રકાર રંગ બેરંગોને અને તેના મિશ્ર ભાવોને યથાવત જાણવા અથવા પારખવા એ આ શક્તિનું ખાસ કામ છે. કુદરતની અપાર લીલામાં વૃક્ષ, પાન, ફુલ, ફળ, મનોહર અને સુગંધી પુષ્પ અને સૂર્યના કિરણોદ્વારા આકાશ, વાયુ, વાદળાં, ઉષામાં, અને બન્ને સંધ્યા સમયના પૂર્વ અને પશ્ચિમ આકાશમાં, નદી, નાળાં, પહાડ, પર્વત અને ખેતરો તથા જંગલો અને પશુ પક્ષીઓ વગેરેમાં પણ સર્વત્ર રંગ બેરંગનો વસંત વાયુ છવાઇ રહેલો જોવામાં આવે છે. ઘાસ, પાન અને લીલીપ્રોખડરૂપ કુદરતના વિસ્તૃત ગાલીચાની રમ્ય અને મનહર રચનામાં પણ આનંદદાયક લીલોતરી રંગ મનુષ્યોના ચર્મ ચક્ષુઓને સર્વત્ર શાન્તિ અને અનુપમ સુખ આપી રહ્યો છે. સન્ધ્યા સમયના શોનેરી રંગો આશ્માની વિજળીનો વિદ્યુતમય પ્રકાશ અભંખ્ય પ્રકારના ઉત્તર મહાસાગર તરફના અરુણોદયના ( Au-ora Borialis ) ના દૃષ્યો અને મેઘ ધનુંષ્યની અનુપમ સૌન્દર્ય યુક્ત પચરંગી ચિત્ર રચના, કુદરતના મહાન નિપુણ ચિત્રકારની પ્રવિણ પેઇન્ટરની અદ્ભુત રંગજ્ઞાન શક્તિનો અનુપમ પુરાવો આપે છે. તન્દુરસ્તી અને સુખાકારી સુચક અને મનોહર બાળકોનાં તથા સૌમ્ય સુંદરીઓનાં ગુલાબી ગાલો અને રક્ત ઓષ્ઠો શું ઓછી રમણીયતા દર્શાવે છે? ટુંકમાં કુદરતના સમ્પૂર્ણ અંગોમાં રંગ રુપ અને સૌન્દર્ય ભરેલું છે, તેના વિના કુદરતની શોભા તદન નિરસ, ફીકી અને લુખીજ થઇ જાય છે પણ અનેક વિધ રંગ બેરંગી હાલતોનુ અસ્તિવ અને તેને ગ્રહણ કરવાની મનુષ્યની અંદરની આ રંગજ્ઞાન શક્તિ અને તેનો અરસપરસનો સબંધ મનુષ્યોને અનેક પ્રકારના સુખ, આનંદ અને ઉત્સાહ આપે છે.

ચિત્રકળા અને ઉત્તમ પ્રકારનું ચિત્રકામ પ્રત્યેક અવસ્થા અને સમયનાં લોકોમાં એક ઉત્કૃષ્ટ પ્રકારના શોખનું સ્થાન ભોગવતું આવેલ છે. ન્યુઝીલન્ડર્સ પોતાની ત્વચાને રંગથી રંગતા હતા. હિંદીઓ અનેકવાર રંગનો ઉપયોગ કરે છે. ગ્રીક અને રોમન લોકો પણ ચિત્રકામના તેટલાજ શોખીન હતા. અને વર્તમાનકાળમાં તો એ વિદ્યાનો શોખ એટલો બધો વધી ગયો છે કે પ્રત્યેક દેશની પ્રજા ઉત્તમ પ્રકારના ચિત્રકામના પ્રદશનો અને ભભકાદાર-પેઈન્ટીંગ કે પિકચરો પાછળ પ્રતિસાલ લાખ્ખો રૂપીયા ખર્ચવામાં ખુબ આગળ વધતીજ જાય છે. સમગ્રભૂમંડળના લોકોમાં સુગંધીક અને સુવાસિત રંગ બેરંગી પુષ્પોનો શોખ સર્વ શુભ પ્રસંગોમાં સામાન્યજ થઈ રહ્યા છે, એ સૌથી પ્રબળ પુરાવો છે.

આ ઉપરાંત પ્રત્યેક રંગ જુદા જુદા પ્રકારનાં ગુણો અવસ્થાઓ અને લક્ષણોને પણ સ્પષ્ટપણે દર્શાવે છે. આંખ અને વાળના રૂપ અને રંગ મનુષ્ય સ્વભાવના ચોકસ લક્ષણો બતાવે છે એ તો મુખસામુદ્રિકશાસ્ત્રનો એક સિદ્ધાન્તજ છે. પ્રત્યેક શાક, પાન અને ફળનો લીલો રંગ તેની અપકવદશા બતાવી આપે છે, જ્યારે પીળાશ પરિપાક થયેલ પકવાવસ્થાને તથા સ્વાદિષ્ટ દશાને પ્રગટ પણે દર્શાવે છે. રતાશવાળા ફળો કે ફૂલો વિગેરેમાં ખટાશ (acidity) વિશેષ અંશે હોય છે. ટુંકમાં કુદરત, સંપૂર્ણ પદાર્થોને અંદર અને બહાર અનેક પ્રકારે અને અનેક રીતે રંગબેરંગી બનાવી પોતાની મુંગી પણ ચોકસ ભાષામાં પ્રત્યેક પદાર્થની ચોકસ અવસ્થા અને ગુણાદિ દર્શાવે છે, માત્ર તેનો બારીક અભ્યાસ અને અવલોકન કરી સર્વ ભાવોથી સમ્પૂર્ણ રીતે વિદિત થવાની જરૂર છે. કુદરત પોતાની અંદરના ઉત્તમ પદાર્થોને સર્વાંગ સુંદર બનાવે છે. જ્યારે કઠોર અને હલકા પ્રકારના ફળ ફૂલનો રૂપ રંગ પણ તેવાજ પ્રકારનો રફ હોય છે. ઉત્તમ પ્રકારના મિશ્ર ભાવવાળા ફળો હમેશાં ઉત્તમ સ્વાદવાળાં હોય છે. ઉત્તમ પ્રકારનાં મયુર પીઝન્ટ અને ચકલીઓ કે પોપટ, મૈના આદિને રંગબેરંગી પચરંગી કે અનેક પ્રકારના મિશ્ર રંગોથી સુશોભિત અને રમ્ય બનાવવામાં કુદરત કંઇ કચાશ રાખતી નથી. સુંદર રમ્ય અને ચંદ્રમુખી સતી સુંદરીઓના કમલવદનને પુનમના ચંદ્ર જેવા પ્રકાશિત અને તેઓના અન્તરાત્મા જેવા નિર્મળ બનાવવામાં કુદરત પોતાની સમગ્ર ચાતૂર્યનો ઉપયોગ કરવામાં કદી ચુક કરતી નથી. કુદરતનો પ્રત્યેક રંગ ખાસ ગુણ દર્શાવે છે. જેમ કે કાળો રંગ શક્તિ ઘનત્વ અને ગાઢત્વ તથા તમોગુણ દર્શાવે છે. લાલ રંગ તીવ્રતા રજોગુણ પ્યાર, અર્કજેવી દશા, લીલો રંગ અપકવ હાલત પીળો રંગ રસવિપાક તથા પકવાવસ્થા ઇત્યાદિ.

## વર્ણન અને ખીલવણી.

પ્રપૂર્ણતા—જે વ્યક્તિની અંદર આ શક્તિ પ્રપૂર્ણપણે ખીલેલી હોય છે તે રંગનો અતિ શોખ અને રંગોના પરિક્ષક હોય છે, પોતાની આંખથી રંગોને યાદ રાખી એકદમ તેઓનું મળતાપણું, ફેરફાર કે ભેદભાવને તરતજ જાણી શકે છે. સુંદર રંગીન ચિત્રો કે વસ્ત્રાલંકારને જોઇ અત્યન્ત ખુશી થાય છે.

કળાકૌશલ્ય, અનુકરણ, આકૃતિ, અને પ્રમાણજ્ઞાનનાં અવયવો જો સારી રીતે ખીલેલાં હોય, અને તેને પરિણામે મસ્તિષ્કનાં બન્ને પાર્શ્વ સારી રીતે ભરેલાં હોય તો ચિત્રકામમાં સર્વાંગ નિપુણ નીવડે છે. રંગીન છબીઓ અને પેઇન્ટીંગ બહુજ ઉત્કૃષ્ટ પ્રકારનું તેઓ બનાવી શકે છે. સૌન્દર્યપ્રીતિ અધિક હોવાને લીધે સુંદર ચિત્રો અને પેઈન્ટીંગો એકત્ર કરવાનું અને જોવાનું સ્વાભાવિક રીતેજ તેઓને ગમે છે. સુંદર રંગીત પુષ્પો તથા ફળો અને રમ્ય પ્રદેશો જોવાનું બહુજ ચાહે છે.

**સાધારણ**—જેઓમાં એ શકિત સાધારણ પ્રમાણમાં હોય છે, તેઓમાં રંગો પારખવાની સાધારણ શકિત હોય છે. ખાસ અભ્યાસદ્વારા વિશેષ પરિક્ષા કરી શકે છે. પણ તેના અભાવમાં તેવી શકિતની એકંદરે ખામીજ હોય છે. આકૃતિ–કદ, અને કાર્ય-કૌશલ્ય શકિત સારી હોય તો વસ્તુનું બાહ્ય ખોખું કે સ્કેચ સારો કરી શકે છે, પણ રંગ પુરવાનું કાર્ય તેઓનાથી યથાર્થ બની શકતું નથી,

**ન્યૂન**—જેઓમાં એ શકિત ન્યુન પ્રમાણમાં હોય છે તેઓ સાદા રંગોને સાધારણ રીતે જાણી શકે છે. પણ કપડાંનાં, વાળનાં કે આંખના મિશ્ર રંગોને તેઓ બરાબર પારખી શકતા નથી. તેમ વર્ણન આપી શકતા નથી. રંગજ્ઞાનની તેઓમાં ખાસ ખામીજ હોય છે.

**ખીલવણી**—આ રંગજ્ઞાનની શકિતની ખીલવણી માટે રંગોના મૂળ સ્વરૂપ તથા મિશ્રભાવો અને પ્રથક્ પ્રથક્ છાયાઓનો ખાસ અભ્યાસ કરો. જુદી જુદી જાતના શેડીંગ્સની પરિક્ષા કરવાનો શોખ ઉત્પન્ન કરો. રંગીત વસ્ત્ર અને સાફા કે ફેંટા વિગેરે બાંધવાનો શોખ વધારો. સ્ત્રી, બચ્ચાં અને બાળકોને રુતુ રુતુ અનુસાર ભિન્ન ભિન્ન રંગના વસ્ત્રો પહેરાવો, અને આનંદ લીઓ. અનેક તરેહના રંગીત પુષ્પ પક્ષીઓ, રમ્ય પ્રદેશો, અને સન્ધ્યા સમયના તથા ઉષાકાળના રમ્ય દૃષ્યોને વારંવાર અવલોકો અને ખાસ કરી ઉત્કૃષ્ટ પ્રકારના પેઇન્ટીંગ, કે ચિત્રકામની યોગ્ય પ્રશંસા અને અનુકરણ કરતાં શીખો. અન્ય શકિતઓની માફક આ શકિતને અભ્યાસદ્વારા સારી રીતે ખીલવી શકાય છે, અને એવા અભ્યાસને વધારવામાં કુદરતના પદાર્થો, વૃક્ષ-પાન, પુષ્પલતા, અને ફળો આદિના રંગોના નમુના ગ્રહણ કરી ચિત્રો કાડવાનું અનુ-કરણ કરો. કુદરતના અનન્ત અને અનુપમ નમુનાઓ સર્વત્ર પ્રતિક્ષણ પ્રાપ્ત થઈ શકે તેવા, તેટલા અને સર્વાંગ સમ્પૂર્ણ છે. બાળકો અને યુવાનોએ આ પ્રયોજન માટે વનસ્પતિશાસ્ત્રના આનંદદાયક અને શિક્ષણપદ અભ્યાસની ખાસ જરૂર છે. તેમજ માનસિક ઉન્નતિ તથા સૌન્દર્યના શોખને વધારવા ખાતર પણ નાના નાના હાથ બગીચાઓ અને વાડીઓની અંદર મોગરા, ચંબેલી, જાઈ, જુઇ, ગુલાબ, ચંપો, સૂર્યમુખી, કમળ, ગુલદાવદી, ડોલર, કૃષ્ણકમળ આદિ અનેકવિધ પુષ્પ છોડેને ઉછેરી જાતે ખીલવી તે તે પ્રદેશને રમ્ય બનાવી શારીરિક તથા માનસિક વ્યાયામ, આનદ આરામ અને શાન્તિને માટે તેવા સાધનો ખીલવવાની પણ જરૂર છે.

બાળકોમાં આવી શકિત ખીલવવા માટે તેઓને બગીચા બનાવવાના ઓજારો અને પુષ્પ છોડ માટે નાના કુંડાઓ તથા સચિત્ર પુષ્પવૃક્ષોનું જ્ઞાન આપે તેવા

પુસ્તકો, તેમજ સ્ત્રીઓને પણ રંગોળી આદિ પુરવાના ઉત્તમ પ્રકારનાં સાધનો અને નમુનાઓ પુરા પાડવા જોઇએ. સ્ત્રીવર્ગની અંદર ચિત્રકામ, સંગીત, વાટર-કલર પેઈન્ટીંગ, ઓઈલ પેઈન્ટીંગ આદિનો શોખ વધારવો જોઈએ અને તેવા સાધનો પુરતા પ્રમાણમાં કરી આપવા જાઇએ. દક્ષીણી સ્ત્રીવર્ગમાં આવો ચાલ કે પ્રથા તથા એવી પ્રવૃત્તિ ઘણા સારા પ્રમાણમાં જોવામાં આવે છે. જ્યારે ગુજરાત અને કાઠીયાવાડની સ્ત્રીઓ ચંચળ, ચપળ, અને હોશીયાર હોવા છતાં, તેવા અભ્યાસ જ્ઞાન કે સાધનોના અભાવમાં આવા કાર્યમાં બહુજ પછાત છે, એ શોક થવા જેવું છે. પણ હાલની કન્યાશાળાઓમાં ધીમે ધીમે એ શિક્ષણ દાખલ થતું ચાલ્યું છે એ કેટલેક અંશે ખુશી થવા જેવું છે.

આ ઉપરાંત માળીઓ પણ ફૂલની અનેક પ્રકારની માળાઓ અને વેણી આદિ બનાવી વહેંચવા લાવે છે, તેવાં કાર્યને અને શોખને પણ ઉત્તેજન આપવું ઘટે છે. કપડાંના કૃત્રિમ પુષ્પો અને લતા-પતા આદિનું કાર્ય પણ એટલુંજ ઉત્તે-જનને પાત્ર છે. એ બધી બાબતોનો શોખ પ્રજામાં યોગ્ય રીતે ખીલવવો જોઇએ.

યુરોપ અને ઇરાન આદિ દેશોમાં તથા કાઠીયાવાડ અને ગુજરાતના પ્રદેશમાં કેટલીક જગ્યોએ હોઠ, દાન્ત અને ગાલ આદિને રંગવાનો રિવાજ છે. પણ એ ઇચ્છવા યોગ્ય નથી. મનુષ્યની સ્વાભાવિક તન્દુરસ્ત હાલતમાં મુખ અને ઓષ્ઠપર જે રંગ આવી રહે છે, તેનાથી વિશેષ રમણીયતા બાહ્યઉપચારથી ભાગ્યેજ લાવી શકાય તેમ છે.

## નં. ૩૩ વ્યવસ્થાશકિત અથવા ગોઠવણ.

## Order.

### વ્યાખ્યા, સ્થાન, શોધ, અને વિવરણ આદિ.

**વ્યવસ્થા**—પધ્ધત્તિ, ગોઠવણ, કાર્યક્રમ, નિયમ, પ્રત્યેક વસ્તુ યથાયોગ્ય સ્થાને ગોઠવવાની ટેવ આદિ શબ્દોથી સુચવવામાં આવતા સમગ્ર ભાવોનું અને કૃત્યોનું ગ્રહણ આ શક્તિની અંદર કરવામાં આવે છે. આ શક્તિના અતિયોગ કે મિથ્યા યોગથી મનુષ્ય બહુજ ચાપચીપીઓ અમુક પદ્ધતિનો કે રૂઢીનો ગુલામ અને જરા અવ્યવસ્થા જોઇ વ્યગ્રચિત્ત થઇ જાય છે. પ્રત્યેક વસ્તુને તેના યથાયોગ્ય સ્થાનમાં રાખવા માટે એટલો બધો અત્યાગ્રહિ થઇ જાય છે કે વ્યવસ્થા અને ક્રમ પાછળ શરીર અને મિજાજને ગુમાવી બેસે છે.

**સ્થાન**— રંગ જ્ઞાનના અવયવની પછી તેના બાહ્યભાગ તરફ આંખની ભ્રમરની નીચે વળતી કમાનની નીચે આ શક્તિનું સ્થાન છે, અર્થાત ભ્રમરના છેડાના ભાગની નીચે અને આંખના બાહ્યખુણાની બરાબર ઉપરના પ્રદેશમાં આ શક્તિનું

સ્થાન છે. જ્યારે આ અવયવ બહુજ અધિક પ્રમાણમાં ખીલેલું હોય છે ત્યારે એક લટકી રહેલી કમાન જેવા રૂપમાં ભ્રમર તે ઠેકાણેથી પસાર થાય છે.

શોધ--આ શક્તિના સ્થાનની શોધ ડૉ. ગોલે કરી હતી. ડા. સ્પરઝીયમ આ વિષયમાં કહે છે કે, "Some persons, and even children, like to see every piece of furniture, every dish at table, every article about their business in its proper place and are displeased by disorder. This faculty gives physical order as to books etc.

**Spurzeim.**

ડૉ૦ કોમ્બ કહે છે કે "James had this organ large and observed his appointments punctually, wrote with neatness and care, kept his account with invariable regularity, dressed neatly and regulated every thing with particular care. Its large development produces square appearance at the external angle of the lower part of the forehead.

**Combe.**

ઉપયોગ—વ્યવસ્થા, ક્રમ, અને પદ્ધતિ એ કુદરતનો એક વિશ્વવ્યાપી સિધ્ધાન્ત છે. તેની છાપ કુદરતના પ્રત્યેક કાર્યપર હમેશાં લાગેલી પ્રત્યેક સ્થળે જોવામાં આવે છે. ઉપરિસ્થ આકાશના સર્યમંડળમાં અને નીચે સર્વ ભૂમંડળની સપાટી તથા સમુદ્રના તળીયામાં પણ ઉપરોક્ત વ્યવસ્થા ક્રમ અને પદ્ધતિપુરઃસરતાનું સંપૂર્ણ સામ્રાજ્ય સર્વત્ર પ્રસરી રહેલું છે. પ્રત્યેક વસ્તુને માટે પ્રથક્ પ્રથક્ યોગ્ય સ્થાન અને તેવાજ સ્થાનમાં તે તે પદાર્થની યોગ્ય દેશ કાળ સમય અને રૂતુ અનુસાર કુદરતી રીતેજ ગોઠવણ કરવામાં આવેલ છે. આકાશનો પ્રત્યેક તારો પ્રત્યેક સૂર્ય પ્રત્યેક ગ્રહ કે ચંદ્ર પોતપોતાની નિયમિત કક્ષામાં નિયમિત રીતેજ ફરે છે. પ્રત્યેક પશુ પ્રાણી કે વૃક્ષ વનસ્પતિ અને મનુષ્યનું પ્રત્યેક અવયવ તેનાં નિયત સ્થાનમાંજ સ્થિત કરવામાં આવેલ છે. તળીયાનાં ભાગમાં પગ ઉપરના ભાગમાં અગ્રગામિ મસ્તક, કપાળમાં આગળ પડતી આંખો, પગમાં કે પાછળના ભાગમાં ન હોતાં કપાળની બરાબર નીચેજ તેની સ્થિતી, આ બધું વ્યવસ્થા, ક્રમ અને પધ્ધતિ શિવાય બીજું શું દર્શાવે છે? હાથનુ કે પગનું એકાદ અસ્થિ, હૃદય કે ફેફસાંનું એકાદ અવયવ કે માથું અને પગમાંથી એકાદ અંગ તેનાં યથાયોગ્ય સ્થાનમાં ન મુકતાં ગમે તે સ્થાનમાં ઉપર નીચે કે આગળ પાછળ મુકવામાં આવ્યું હોત તો શું કુદરતની વ્યવસ્થામાં કંઇ ખામી આવી પડત ખરી? કે તેનું કંઈ બગડવાનુ હતું!!!

હાથ, પગ, પાંદડાં, ડાળી, પુષ્પ ફળ, કંદ છાલ મુળીયાં અને ઉદર, તથા રસ, અને રુધિરાભિસરણ આદિના પ્રત્યેક અવયવ પોતપોતાના યથાયોગ્ય નિયમિત અને નિર્માણ કરેલાં સ્થાનમાં હોવા જોઇએ અને રહેવા જોઇએ. એ કુદરતનો ક્રમ

વ્યવસ્થા અને ચોક્કસ પધ્ધતિ છે. અને તે પ્રમાણે નિરંતર કાર્ય કરવા અને વર્તવા માંજ કુદરતનું ડહાપણ અને બુદ્ધિચાતુર્ય છે. પર્વત, પહાણ નદી, નાળાં, સમુદ્ર, વાતાવરણ, વાદળાં આદિ મહાનથી મહાન અને સૂક્ષ્મથી સૂક્ષ્મ પરમાણું અને પદાર્થને માટે પણ કુદરતે પોતાની વિશ્વવ્યાપી સત્તાથી યથાયોગ્ય સ્થાન અને ક્રમ, ગોઠવી મુકેલાંજ છે. વ્યવસ્થા ક્રમ અને પધ્ધતિપુરઃસરતાના અભાવમાં કુદરતના મહાન વિસ્તૃત અને રમણીય વિશ્વરુપ કારખાનામાં ગડબડાધ્યાય, અવ્યવસ્થા ક્રમભંગ અને વિશ્વવ્યાપિ અસ્તવ્યસ્ત હાલતનુંજ સર્વત્ર દર્શન થાત. અહિંતહિં અને સર્વત્ર "Grand chaos of confusion worse confounded" જેવી હાલતજ થઈ જાત, અને તેને પરિણામે પ્રત્યેક પદાર્થની સમ્પૂર્ણ ઉપયોગીતા, રમણીયતા અને સૌન્દર્યને તો વિનાશજ નજરે પડત. પણ નૈસર્ગિક નિયમ, પૂર્ણ પદ્ધતિ, રમ્ય રચના કૌશલ્યયુક્ત ક્રમ અને વિશ્વવ્યાપી વ્યવસ્થા, આદિ અસંખ્ય ઉપયોગો બધે જોવામાં આવે છે, પણ કુદરતની અંદર આવી સમ્પૂર્ણ વ્યવસ્થા હોવા છતાં તેનું જ્ઞાન મેળવવા માટે તથા તેનો અનુભવ કરી અનુકરણ કરવા માટે મનુષ્યના મસ્તિષ્કમાં વ્યવસ્થા કે ક્રમજ્ઞાનના અવયવની રચનાજ કરવામાં ન આવી હોત કે તેવું અવયવ મુકવામાં નજ આવ્યું હોત તો એ બધી વ્યવસ્થા આપણને શું કામની હતી? મનુષ્ય તેથી શું સુખ, આનંદ, લાભ, કે અનુભવ મેળવી શકત? પણ એ બન્નેના જ્ઞાતા અને ગ્રાહક અવયવ અને ગમ્યવિષયના અસ્તિત્વને લીધે અનેક પ્રકારનાં સુખ અને સગવડો સચવાઇ રહેલ છે એ તદન સ્પષ્ટ છે. કુદરતની માફક સંસારના પ્રત્યેક પ્રકારના ધંધારોજગાર અને વ્યવહારમાં પણ ઉપર પ્રમાણેજ વ્યવસ્થા અને ક્રમની જરૂર પડે છે. તેને પરિણામે લુચ્ચાઇ, ઢોંગાઇ, ઠગાઇ, તથા અસંતોષ અને અસત્યથી બચીને મનુષ્યો અનેક પ્રકારનો પોતાનો સંસાર વ્યવહારરુપ વ્યાપાર સુખપૂર્વક ચલાવી શકે છે. કોઈ પણ મનુષ્ય ખેતી કરનાર ખેડુત કે ગાંધીયાણું કરનાર ગાંધી, વ્યાપાર વાણીજ્ય કરનાર વણીક કે રાજ્યકાર્યભાર કરનાર રાજપુત. સૈનીકોને સંભાળનાર સેનાધિપતિ, કે ગૌપશુ આદિનું પાલન કરનાર ગોપાલ, ભેંસ, ભુંડ અને ભેંડી બકરીનુ ભરણ પોષણ કરનાર ભરવાડ, તેમજ કાર્યકુશળ કારખાનાવાળા, કે સમુદ્ર પર્યટન કરનાર સૈલરો વિગેરેમાંથી કોઇપણ વ્યકિત સમાજ કે સંસ્થા પોતાનું કાર્ય કોઈપણ પ્રકારની વ્યવસ્થા, ક્રમ કે પધ્ધતિ વિના કદી પણ ફાયદાકારક રીતે અને સમય તથા ધનાદિનો અધિક ભોગ આપ્યા સિવાય કરી શકે તેમ નથી, અને કરી શકેજ નહિ. આ બિના તો તદન સ્પષ્ટ છે.

કોઇપણ કાર્ય કરવામાં સરલતા, સુગમતા, અને સમય તથા દ્રવ્યલાભ આદિ વિષયોનો વિચાર અને સુખપૂર્વક તે હેતુઓને પાર પાડવા માટે વ્યવસ્થા ક્રમ કે ગોઠવણ અને પધ્ધતિની સર્વત્ર જરૂર છે વ્યવસ્થાને પ્રત્યેક કાર્યમાંથી દુર કરો, અને સમય અને સાધનનો દુરૂપયોગ અને કાર્યનો વિનાશ સ્વભાવિક રીતેજ થયો સમજો. ધંધારોજગારવાળા લોકો કારિગરો, અને વ્યવહારકુશળ પુરૂષો ઉપરોક્ત સિધ્ધાન્તને બરાબર જાણીને હમેશાં તદનુકુળ વર્તે છે. કારણ તેઓજ તેની કિંમત અને યોગ્યતાને યથાર્થ રીતે સમજે છે.

ગૃહવ્યવસ્થામાં પણ આ ગુણની કંઇ ઓછી જરૂર નથી. પણ તે તરફ લોકોનું ધ્યાન બહુજ ઓછું છે. ગૃહસ્થાશ્રમને સુખી બનાવવા ઇચ્છતા પ્રત્યેક મનુષ્યે પોતાના કુટુંબ અને ઘરમાં પ્રત્યેક કાર્ય માટે ક્રમ, વ્યવસ્થા અને પદ્ધતિ નિયત કરવાની બહુજ જરૂર છે. માબાપોએ આ બાબતમાં ખાસ ધ્યાન આપવાની જરુર છે. સ્ત્રીઓએ પણ પોતાનું ગૃહકાર્ય કરવામાં વ્યવસ્થિત થવાની ખાસ જરૂર છે.

ઘરમાં એક વસ્તુ અહિં અને બીજી વસ્તુ ત્યાં, લાવ ફલાણું અને લાવ ઢીકણું, આ કયાં અને તે ક્યાં, એમ જો આખો દિવસ થયા કરતું હોય, વ્યવસ્થા કે કોઇપણ પ્રકારની પદ્ધતિ ન હોય, તો અનેક પ્રકારે નુકશાન અને માથાફોડને જન્મ મળે છે. એટલુંજ નહિ, પણ પ્રત્યેક વખતની આવી ધાંધલથી બહુજ હાની થાય છે. પ્રત્યેક વસ્તુ અને કાર્ય માટે નિયત સ્થાન અને નિયત સમય મુકરર કરી તે પ્રમાણે વર્તવાથી અનેક પ્રકારના લાભો અને સગવડો જળવાય છે. એટલા માટે સ્ત્રીઓએ આ બાબતમાં ખાસ ચીવટ રાખવાની જરુર છે. પણ અતિ ચાપચીપીયા થવાથી ઘણું નુકશાન થાય છે, અને કેટલાક તો આવી ટેવને પરિણામે ચીડીયા અને બબ્રતણીઆ સ્વભાવના થઇ પોતાની જાતને જોખમમાં નાંખી દેછે. એટલી હદ સુધી આ ટેવને આધીન ન થવાય એ ધ્યાનમાં રાખવાનુ છે.

જેઓમાં આ શક્તિ પ્રપૂર્ણતયા હોય છે તેઓ પ્રત્યેક બાબતમાં પદ્ધતિસર કાર્ય કરનાર કાયદાપૂર્વક ચાલનાર નિયત નિયમને આધીન રહી વર્તનાર, કાર્યક્રમજ્ઞ ચોકસ ક્રમને વળગી રહેનાર, વેપારી રીતે કાર્ય કરનાર, અને દરેક કામમાં વ્યવસ્થીત હોય છે. અતિ ચંચળ અને ચપળ મનના અને સૌંદર્યનો શોખ હોય તો આવા પુરૂષો વ્યવસ્થાસર કામ કરવા પાછળ અને અતિ ચોકસાઈ પાછળ પોતાની તન્દુરસ્તિ ગુમાવી બેસે છે. ડાહાપણુ કરતાં ટાપટીપીયા વિશેષ હોય છે. દેખાવમાં પણ ડોળ દમામવાળા અને દરેક કામમાં બહુજ ચોકસ પદ્ધતિને વળગી રહેનાર હોય છે.

જેઓમાં સાધારણ વ્યવસ્થાશક્તિ હોય છે તેઓ સાધારણ રીતે વ્યવસ્થા પસંદ કરે છે અને જેઓમાં આ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ પદ્ધતિ વગરના, ઢંગધડા વગરનાં, ફાંફા મારનારા અને વ્યવસ્થા વગરના હોય છે.

આ વ્યવસ્થાશક્તિનું કાર્ય ખાસ કરી વ્યવસ્થા પારખવાનું અને ચાહવાનું છે. પણ તે પ્રમાણે કરવાનું કામ ગૌણ છે. કારણ કે કાર્ય બરલાવવા માટે ઉદ્યોગ શક્તિ અને બળના સ્થાનની જરુર છે. જ્યારે આળસ, રોગ કે બેદરકારી આદિ કારણને લઇ વ્યવસ્થા જાણનાર પણ વ્યવસ્થા દૃષ્ય કરી શકતો નથી.

**ખીલવણી—** ૧ તમારા દરેક વર્તનમાં નિયમીત થાઓ.
૨ પ્રત્યેક કાર્ય વ્યવસ્થાસર અને ક્રમવાર કરતાં શીખો.
૩ પ્રત્યેક વસ્તુને માટે સ્થાન રાખો અને પ્રત્યેકને તેના સ્થાનમાં મુકો.
૪ વ્યવસ્થા અને પદ્ધતિ પર પ્રત્યેક પ્રસંગમાં ધ્યાન આપો.
૫ ગૃહવ્યવસ્થાના સંબંધમાં ચોકસ રહો.

નિગ્રહ— ૧ કામ વ્યવસ્થાસર કરો, પણ થકિત થઈ ચીડાઓ નહિ.
૨ વ્યવસ્થાની પાછળ અતિ મંડયા રહી જીવન, બળ, અને સુંદર સ્વભાવને બગાડવાનું પસંદ નહિ કરો.

બાળશિક્ષણ—બાળકોની અંદર આ શક્તિ ખીલવવા માટે પ્રત્યેક બાળકને તેના પાટી, પેન, પુસ્તક અને કપડાં, લત્તાં, છત્રી, બુંટ આદિ સાધનો માટે અલગ કબાટ, અને અલગ સ્થાન નિયત કરી આપો. તેની વ્યવસ્થા કરવાનું સ્વતંત્ર રીતે તેમને બરાબર દર્શાવી સોંપી આપો અને અભ્યાસ, સ્નાન, સન્ધ્યા, તથા ખાન-પાન અને હરવાફરવાનો વખત મુકરર કરી આપી તે પ્રમાણે પળાય છે કે નહિ તેપર ધ્યાન આપો.

---

# નં. ૩૪ ગણિતજ્ઞાન કે ગણનાશકિત.

# Computation or Calculation.

## વ્યાખ્યા, સ્થાન, ઉપયોગ, અને વર્ણન આદિ.

ગણિતજ્ઞાન—અંકજ્ઞાન, મોઢેથી ગણવાની શક્તિ, હિસાબ કરવા કે તપાસવાની શીખડાવવાની શક્તિ, સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર આદિના ઉપયોગનું જ્ઞાન, તેમજ નામું ઠામું ઇત્યાદિ શક્તિઓને આ ગણિતજ્ઞાનમાં સમાવવામાં આવે છે.

સ્થાન—વ્યવસ્થાના સ્થાનની બહાર અને ભ્રમરના બાહ્યખુણાની નીચે આ શક્તિનું સ્થાન છે. જ્યારે આ સ્થાન સારી રીતે ખીલેલ હોય છે, ત્યારે ભ્રમર બરાબર સીધી લંબાઇમાં તે પ્રદેશમાંથી પ્રસાર થાય છે. પણ જ્યારે ખામીવાળું હોય છે ત્યારે બહારથી ભ્રમર ટુંકી પડતી અને નીચે નમી આંખના બાહ્ય ખૂણાની લાઈન સુધી પહોંચતી જણાય છે.

શોધ—ડૉ. ગોલે આ શક્તિના સ્થાનની શોધ કરી હતી.

ડા. સ્પરઝીયમ કહે છે કે " Negroes do not excell in arithmetic as their heads are narrow at this organ. Spurzheim.

ઉપયોગ—આ શક્તિનો ઉપયોગ સરવાળા બાદબાકી. ગુણાકાર અને ભાગાકાર આદિરૂપ અનેક પ્રકારની વસ્તુઓની ગણના કે સંખ્યા મુકરર કરવા માટે છે. સંખ્યા અને વસ્તુઓનો સમવાય સંબંધ છે અને એ સબંધને જાણ્યા વિના મનુષ્યનું એક પણ કાર્ય આગળ ચાલી શકતું નથી. અનેક પ્રકારની લેવડ દેવડ, ખાતાંઓ અને હિસાબોની પતવણી કરવામાં, બેન્કોના અને પેઢીઓનાં પ્રતિદિનના કાર્યમાં, વ્યાજ વટાવ કાઢવા માટે અને મુકરર કરવા માટે અંકગણિતના જ્ઞાનની સર્વત્ર આવશ્યકતા પડે છે. કુદરતની અંદરની આ અંક વ્યવસ્થા અને તેને ગણીતદ્વારા જાણવાની મનુ-

ષ્યની અંદરની ગણિતજ્ઞાનની આ સ્વાભાવિક શક્તિ એ બન્નેનાં યથાર્થ સમ્મેલનથી મનુષ્યોના અસંખ્ય પ્રયોજનોની યથાર્થ સીધ્ધિ થાય છે. તેના વિના એક અને દશ તેમજ હજાર અને લાખો વચ્ચે શું તફાવત છે, એ શી રીતે માલુમ પડી શક્ત અને એવી શક્તિના અભાવમાં વ્યાપાર રોજગારની સમગ્ર પ્રકારની લેણદેણના સબંધોનો નિર્ણય કઇ રીતે થાત એ સમજી શકાતું નથી, કે કલ્પનામાં પણ આવી શકતું નથી. આ શક્તિ અને તેના ચોકસ સ્થાનના સદ્ભાવને લઈ આપણે અસંખ્ય સુખ લાભ અને સગવડો ભોગવીએ છીએ એ કંઇ કોઇથી અજાણ્યું નથી.

પ્રકૃતિના સમગ્ર ગુણગણની ગણના, પદાર્થવિદ્યા Natural philosophyદ્વારા મુકરર કરવામાં આવી છે ખરી. અને તે દ્વારા આકૃતિ સંયોગ વિભાગ આદિકાર્યો અને આકર્ષણ આદિની પણ વિવેચના કરવામાં આવી છે. પણ તેની અંદર રંગ, ગંધ, સંખ્યા દેશ કાલ અને આત્મા આદિની ગણના કરવાનું રહીજ ગયું છે. વૈશેષિક દર્શનમાં આ સબંધી ઘણુંજ ઉપયોગી વિવેચન અને વ્યાખ્યા કરવામાં આવેલ છે, જેમાં સંખ્યા અને પરત્વાપરત્વને પણ પદાર્થોનાં ગુણ અને સ્થિતી તરીકે ગણવામાં આવેલ છે.

ટુંકમાં જણાવવાનું કે ગણના એ વસ્તુઓનો સ્વાભાવિક ગુણ છે અને ગણિત જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મનુષ્યના મસ્તિષ્કમાં તેનું ખાસ અવયવ છે. આ શક્તિના ખાસ ગુણ કે શક્તિદ્વારા હિસાબોની ચોખવટ અને પતવણી જલદીથી અને સરલતાથી થઇ શકે છે. એટલુંજ નહિ પણ અનેકવાર પાટીપર માંડી કે લખીને હિસાબ કરીએ તે કરતાં પણ વિશેષ ઝડપથી માનસિક ગણિતદ્વારા અનેક કાર્યોનો જલદી નિવેડો લાવી શકાય છે. પણ જેઓમાં આ શકિતની ખામી હોય છે તેઓ ગણીત કે સંખ્યાના સંબંધને જાણુતા નથી, તેથી બહુજ ધીમે ધીમે તેવું કાર્ય કરી શકે છે અને વળી તેમાં પણ ભુલો રહે છે. અનેકવાર ગોટાળા કરી મુકે છે. જયોર્જ કોમ્બ જે એક મહાન પ્રસિધ્ધ વ્યાખ્યાતા, ધારાશાસ્ત્રી, અને વિચારશીલ પુરૂષ હતો, તે પોતાની ટીકીટો અને પૈસાનો પણ હિસાબ કરી શકતો નહિ.

પ્રપૂર્ણ—જેઓમાં આ શકિત પ્રપૂર્ણ રીતે ખીલેલી હોય છે તેઓ ઉત્તમ પ્રકારના ગણિતશાસ્ત્રજ્ઞ થઇ શકે છે. કંઈપણ ભૂલ કર્યા વગર મોટી મોટી રકમના સરવાળા અને ગુણાકાર કે હિસાબ આદિ કાર્યો અત્યંત ઝડપથી કરી શકે છે. મોઢેથી ગણીતના હિસાબો મુકી શકે છે. આકૃતિજ્ઞાન, પ્રમાણજ્ઞાન, કાર્યકૌશલ્ય, અને અનુકરણ શકિત સારી ખીલેલી હોય તો તેવા માણસો સારા સરવેયર અને સીવીલ એન્જીનીયરનું કાર્ય કરી શકે છે. નામુંઠામું, હસાબ અને સર્વ પ્રકારનું ગણિતકામ ઉત્તમ રીતે કરવાની શકિત ધરાવે છે અને ધારણાત્મક શકિતના સમ્મેલથી ધધા રોજગારમાં કાર્યકુશળતા અને સારૂં વ્યવહારિકજ્ઞાન ધરાવે છે. મી. પ્રાંજપે જેવા ગણીતશાસ્ત્રીઓ આ બાબતનો પ્રત્યક્ષ પુરાવો આપે છે.

**સાધારણ**—જેઓમાં આ શકિત સાધારણ હોય છે તેઓ સ્વભાવથી સારા ગણિતજ્ઞ હોતા નથી, પણ અભ્યાસથી સારૂં જ્ઞાન મેળવી શકે છે. નવાં શીખનાર

ગુમાસ્તા કે નોકરો અને નામાઠાંમાવાળાઓ લાંબે વખતે પોતાનું કાર્ય સારી રીતે કરી શકે છે તે આ બાબતની સાબિતી આપે છે.

**ન્યુન**—જેઓમાં આ શકિત તદન ન્યુન પ્રમાણમાં હોય છે તેઓ મંદ, ગણિતમાં સાવ "ઢ" જેવા સામાન્ય સરવાળા બાદબાકીમાં પણ ભુલો કરનાર, અને અડસટો પણ કરી શકવા તદન અસમર્થ હોય છે. આવા વ્યકિતએ પોતાની અંદરની આ ગણીત શકિત ખીલવવાપર ખાસ ધ્યાન આપવું ઘટે છે.

**ખીલવણી**—સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, આદિ ગણિતના સર્વ વિષયોનો ક્રમવાર અભ્યાસ કરો, અને પ્રતિદીવસના વ્યવહારમાં વારંવાર તેનો માનસિક રીતે તેમજ પાટીદ્વારા ઉપયોગ કરો. હાલતાં ચાલતાં અને ફરતાં પણ મનમાં લેવડદેવડના હિસાબોને માનસિક ગણિતદ્વારા ચોકસ કરવાની ટેવ પાડો. પ્રત્યેક વસ્તુ ખરીદતી વખતે સમયાનુસાર ખાંડી, મણ, શેર આદિનો હિસાબ કરી વધતા ઓછા ભાવની તપાસ કરવાની ટેવ પાડો. જુદા જુદા પદાર્થોના જુદા જુદા ભાવ તાલથી ભાવ કાઢો અને તેપર નફા તોટાનો હિસાબ કરો. અંકગણિત સબંધી પ્રત્યેક સંખ્યાને બનતા સુધી મનોબળથી યાદ રાખો. દાખલાઓ ગણવાની મિત્રવર્ગમાં હરીફાઇ કરો. કારણ તે દ્વારા આ શકિત સારા પ્રમાણમાં જલદી ખીલી શકે છે.

આ શકિતને સુધારવામાં યાદશકિતથી ઘણીજ સારી મદદ મળી શકે છે. તેમ તેની પણ ખીલવણી થાય છે. નાના બાળકોને નાની ઉમરમાંથીજ પૈસા પૈઇ અને વસ્તુઓનો હિસાબ મોઢે કરાવવાની ટેવ પાડવાથી તેઓનું ગણિતજ્ઞાન અને યાદશકિત સારા પ્રમાણમાં ખીલે છે, તેમજ તર્કશકિતને પણ પુષ્ટિ મળે છે. પણ છેક નાની ઉમરમાં એ કાર્ય બોજારૂપ નહિ કરવુ જોઇએ. ગમ્મત અને આનંદ સાથે જ્ઞાન આપવાની શિક્ષણપધ્ધતિ હમેશાં સ્વાભાવિક અને કુદરતી છે.

---

# નં. ૩૫ સ્થળજ્ઞાન અથવા ભુગોળ.

# Locality.

## વ્યાખ્યા, સ્થાન, ઉપયોગ અને વર્ણન આદિ.

**સ્થળજ્ઞાન**—ભુગોળજ્ઞાન, સ્થળવૃતાન્ત, મુસાફરી દર્મ્યાનનું અવલોકન અને વસ્તુ સ્થીતિનું જ્ઞાન જેવાં કે મહેલ, રસ્તા, વાડી, બગીચા વિગેરે, મુસાફરી કરવાની પ્રીતિ, સ્થાન શોધી કાઢવાની શક્તિ, દરીયાઇ મુસાફરી કરવાનુ જ્ઞાન હોકા યન્ત્રનું જ્ઞાન, ભુગોળજ્ઞાન, આદિ શક્તિઓનો આ સ્થળ જ્ઞાનમાં સમાવેશ કરવામાં આવે છે.

**સ્થાન**—પ્રમાણજ્ઞાન કદ અને ગુરૂત્વ જ્ઞાનનાં અવયવની ઉપર ભ્રમરની અંદરના પ્રદેશની લગભગ પોણા ઇંચ જેટલા ભાગ ઉપર ઉચ્ચ, પ્રદેશ તરફ વળતું

અને જરા બહાર તરફ ફેલાતુ આ શક્તિનું અવયવ છે. કેપ્ટન કુકની અંદર આ સ્થાન અત્યન્ત અધિક પ્રમાણમાં ખીલેલું જોવામાં આવે છે. આ વ્યકિત આપણી પૃથ્વીની આસપાસ મુસાફરી કરનાર પ્રથમ પુરુષ હતો. તેની મુસાફરીનો અને કાર્યનો ઇતિહાસપણ તેટલોજ અભ્યાસ કરવા યોગ્ય છે. મી. કુકના ચ્હેરાપરથી અવલોકન આકૃતિ પ્રમાણ વ્યવસ્થા અને ગણીત જ્ઞાનના સમગ્ર અવયવો સમ્પૂર્ણ રીતે સ્પષ્ટ ખીલેલા જણાય છે. તેનું લાબું નાક કાર્યશક્તિ દર્શાવે છે ચોરસ કપાળ વ્યવહારીક કૌશલ્ય અને બુધ્ધિશક્તિ દર્શાવે છે. કોલમ્બસ, ગેલેલીઓ, ન્યુટન, લાપલાસ, આદિમાં પણ આવાજ ચિન્હો સ્પષ્ટ જોવામાં આવે છે.

શોધ—ડૉ. ગોલે પોતાના પુસ્તકમાં આ શક્તિના અદ્દભુત કાર્યના-અનેક પુરાવાઓ આપેલા છે. જેમાં કબુતરો અને કુતરાઓની સ્થાન જ્ઞાનની શક્તિ અને એક દેશથી બીજે દેશ દુરપર લઇ જવામાં આવેલ છતાં મુળ ઘર તરફ છ છ મહીને પણ પાછા ફરી આવ્યાનાં વૃતાન્તો અને વર્ણન આપેલ છે. ગાયો ભેંસો ઘોડાઓ અને વનની અંદરના વનચર સિંહાદિ પ્રાણીઓ દુર દુર દેશોમાં ફરી પોતાના ભોણુ તેમજ ઘરતરફ પાછા એકલા પહોંચી જાય છે તેનું કારણ તે સર્વ પશુઓની અંદર આ શકિતનું અવયવ ખાસ ખીલેલું હોય છે એજ છે. ડા, કોમ્બ કહે છે કે "કેટલાક પુરૂષોમાં મસ્તિષ્ક શાસ્ત્રાનુસાર અવયવોનું અવલોકન કરવાની સ્વાભાવિક શકિત હોય છે. જ્યારે કેટલાકને બહુજ મુશીબત નડે છે. તેનું કારણ બીજું કંઇ નથી, પણ પ્રથમમાં સ્થાનજ્ઞાન અને આકૃતિજ્ઞાનના અવયવ સારા ખીલેલ હોવાં જોઇએ જ્યારે બીજામાં તેની ખામી હોવીજ જોઇએ"

ઉપયોગ—પ્રત્યેક વસ્તુની સ્થિતિ અને સ્થાન આદિ યાદ રાખવું અથવા શોધી કાઢવી એ આ શકિતનું મુખ્ય કાર્ય છે. કુદરતમાં પ્રત્યેક વસ્તુને માટે ચોકસ સ્થાન નિર્માણ થયેલ હોયજ છે. અવકાશ કે સ્થાન વિના કોઇ પણ વસ્તુ કદી રહી શકતી નથી. આપણી તેમજ સમ્પૂર્ણ વિશ્વના પ્રાકૃતિક પદાર્થોની સ્થીતિ અને ગતિ થવામાં મુળ અવકાશજ કારણભુત છે, અવકાશ આકાશ, સ્થાન, સ્થળ, કે ખાલી જગ્યો એ બધાં એકાર્થવાચક શબ્દો છે. અનન્ત વિશ્વમાં આ પ્રકારનો અવકાશ અનન્ત અને સર્વવ્યાપી છે. ટેલેસ્કોપ અને માઇક્રોસકોપદ્વારા આપણે અત્યન્ત દુરના પદાર્થોને અને અત્યન્ત બારીકમાં બારીક અન્તરના પદાર્થને જોઇ શકીએ છીએ. પણ તેતો માત્ર અનન્ત આકાશના અપાર સાગરમાં એક બિન્દુવત પણ ન ગણી શકાય. ઉપર નીચે આગળ પાછળ, મધ્યમાં સર્વત્ર આકાશ આકાશ અને અવકાશજ પ્રસરેલ છે. પણ કુદરતે તેને બરાબર જાણવાની શકિત પોતાના પ્રાણીઓને ન આપી હોત તો મનુષ્ય પોતાનો માર્ગ ભુલી દરેક વસ્તુ કે માર્ગ પાછળ અનન્ત આકાશમાં ઘુમ્યાજ કરત. છતાં પણ બીચારાને ઘરનો પતો લાગતજ નહિ. આંખો જુવે છે કે વહાણુ પૂર્વ તરફ જાય છે છતાં કમ્પાસના અવલોકનદ્વારા કે સૂર્ય, ચન્દ્ર અને તારાના નિરીક્ષણદ્વારા મન એમ કહે છે કે "નહિ, તે વહાણુ પૂર્વમાં નથી જતું પણ પશ્ચિમમાં જાય છે." અહિં કોને સાચું માનવું?

આંખને, ચક્ષુઈન્દ્રીયને કે મનને, દૃષ્યજ્ઞાન કે વાસ્તવિક જ્ઞાનને ખાતર આ જગ્યોએ સ્થાનજ્ઞાન ( Locality ) અને હોકાયન્ત્રના સાધન ઉપર અથવા કહો કે મન ઉપરજ આધાર રાખી ચાલવું પડે છે. કારણ તે જે બતાવે છે તે સહેતુ અને સત્યમાર્ગ છે. જ્યારે ઇન્દ્રિયો ભુલાવો પણ ખવરાવે એવું બને છે.

વિવેચન—જેઓમાં આ સ્થાનજ્ઞાનનું અવયવ કે શક્તિ સારી રીતે ખીલેલ હોય છે તેઓ પ્રત્યેક જગ્યા અથવા સ્થળ અને તેના આસપાસના દૃષ્યો તથા સંબંધોને યથાવત્ યાદ રાખી શકે છે. ગાઢ જંગલમાં કે અરણ્ય અને પર્વતોની કંદરાઓમાં તેમજ મહાસાગરમાં પણ ભુલા પડતા નથી. મુસાફરી કરવાના બહુજ શોખીન હોય છે અને હમેશાં આતુરતાથી ઇચ્છે છે, જે કંઇ જુએ તે બધું વિગતવાર યાદ રાખી શકે છે. ભુગોળ અને ખગોળનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે અને સરલતાથી તરત શીખી શકે છે. કાર્યકૌશલ્યની અધિકતાથી યન્ત્રને ખોલીને બેસાડી શકે છે તથા અવલોકન, ઇતિહાસ અને પ્રેરણાશક્તિની પ્રબળતાથી ભિન્ન ભિન્ન મનુષ્યો અને પ્રાણીઓ તથા જોવા લાયક સ્થાનો જોવાનું બહુજ પસંદ કરે છે આ શક્તિ સર્વ પ્રકારના ધંધા રોજગારવાળાઓ તેમજ પદાર્થવિદ્યાનો શોખ ધરાવનાર સર્વ સાઇન્ટીસ્ટો અને વનસ્પતિવિદ્યા તથા પ્રાણીમાત્રની શારીર રચનાનો અભ્યાસ કરતા વિદ્યાર્થિઓમાં ખાસ હોવાની જરૂર છે. જેઓમાં એ શક્તિ સાધારણતયા હોય છે તેઓ અનેકવાર જોયલ સ્થળોને યાદ કરી શકે છે. પણ અનેકવાર ભુલા પડે છે. ભુગોળનું સારૂં જ્ઞાન ધરાવી શકતા નથી. અજાણ્યા દેશ કે ગલીગુંચીઓમાં એકલા જઇ પાછા રસ્તો ખોળી શકતા નથી. આવા પુરુષોએ સ્થાન જ્ઞાનને કેળવવા માટે ભુગોળાદિનો ખાસ અભ્યાસ કરવાની જરૂર છે.

જેઓમાં આ શક્તિ તદન ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ સ્થાન શોધવાનાં કામમાં તદન નકામા અને નિરુપયોગી નીવડે છે. મુસાફરી કરવાનું સાહસ કરતા નથી. અનેકવાર જોયેલ સ્થળને પણ સહજમાં ભુલી જાય છે.

**ખીલવણી**—ગામ દેશ કે શહેરના મોટા રસ્તાઓમાંથી કે ગલીમાંથી પસાર થતી વખતે ખુણાપરની નિશાનીઓ, વાવટા કે ફાનસોનાં નંબરો યાદ રાખો. જંગલમાં ફરતાં ટેકરા, ઝાડ, અને, વનસ્પતિના દૃષ્યો યાદ રાખો. આકાશના તારાઓને ઓળખાતાં અને ક્રમવાર ગોઠવી મનમાં યાદ કરતાં શીખો. ટુંકમાં દરયાઈ અને રેલવેદ્વારા મુસાફરી કરો. મુસાફરી અને પરદેશગમનથી મનુષ્યની બુદ્ધિનો વિસ્તાર અવલોકન શક્તિનો સુધાર, ઓળખાણ અને વકતૃત્વ આદિની ખીલવણી અને નવી નવી જાતની કેળવણી અને જ્ઞાન મેળવવાનું અનેકરીતે અને અસંખ્ય પ્રકારે બની આવે છે. તેના જેવું મનુષ્યના મનને ખીલવનાર એકે સુગમ સાધન નથી. પણ મુસાફરી કરનાર શખ્સે તેવું શિક્ષણ ગ્રહણ કરવા માટે પોતાની સમગ્ર શક્તિઓનો યથાર્થ ઉપયોગ કરવો જોઈએ.

**यस्तु संचरति देशान् यस्तु सेवेत पण्डितान् ।**
**तस्य विस्तरिता बुद्धिस्तैल बिन्दुरिवाम्भसि ॥**

એ જે કહ્યું છે તે તદ્દન યથાર્થ છે.

આ ઉપરાંત નકશાઓ અને ચિત્રયુક્ત પુસ્તકોદ્વારા, દેશ, અને શહેરોનો કે ભૂગોળનો અભ્યાસ કરવાથી પણ ઘણું જ્ઞાન મેળવી શકાય છે. ભૂગોળ અને ખગોળનું જ્ઞાન આપનારા ઉત્તમ પ્રતિના નકશાઓ, તેમજ યાન્ત્રિક સાધનો અને કોતરકામ કરેલા પૃથ્વિ તેમજ તારામંડળના ગોળાઓ દ્વારા જ્ઞાન આપવાની પ્રથા અતિ-ઉત્તમ અને પ્રશંસા કરવા યોગ્ય છે. વસ્તુ માત્રની સ્થીતિનું પ્રત્યક્ષ તાદ્દશ દર્શન આપનાર "નિદર્શક" સાધનોથી જેવું સચોટ શિક્ષણ આપી શકાય છે તેવું શિક્ષણ વર્ણન માત્રથી કદી આપી શકાતું નથી. બાળહૃદયોપર પ્રત્યક્ષ, દર્શાવનાર સાધનો કે નકશાદ્વારજ દરેક વિષયની એવી ઉંડી છાપ પડે છે કે તે કદી ભુલાતી નથી. આ શિવાય બારીક કોતરકામના દેશ પરદેશના કે પ્રદેશના દેખાવ આપનાર નકશાઓને સૂક્ષ્મદર્શક કાચોદ્વારા ( Magnifying Glasses ) દેખાડવામાં આવે તો બાળકોને ગમ્મત સાથે જ્ઞાન મળે એ તદ્દન સ્વાભાવિક છે. સરોવર, તળાવ, અખાત, મહાસાગર, ઉપસાગર, નદી, કીનારો, સંયોગિભુમિ સામુદ્ર ધુની, પર્વત, ટેકરી, પહાડ, ગિરીશીખર, ખીણ, સપાટ પ્રદેશ, જ્વાળામુખી, બળતા પહાડ, ઉષ્ણઝરા, ન્યાગરાધોધ, ચંદ્રની સપાટી, શનિશ્ચરના ચંદ્રો, મુંબઇના રસ્તાઓ ઇંગ્લાંડના દેખાવો ઇત્યાદિનું જે સચોટ જ્ઞાન આવા સાધનો દ્વારા આપી શકાય છે. તેવું બીજા કશાથી એટલી સરલતા પૂર્વક આપી શકાતું નથી.

અતિ નાની ઉમરના બાળકોને પણ દીશાઓ, ઘરના ખુણા અને અલગ અલગ વસ્તુઓ તેમજ આડોસીપાડોસીના ઘર વિગેરે, કયાં, કેવી રીતે, અને કઇ દીશામાં આવેલ છે. ઇત્યાદિ પ્રશ્નો પુછી તેના યોગ્ય પ્રત્યુત્તર આપવાનુ શીખવવાથી આ શક્તિ ઘણા સારા પ્રમાણમાં જલદી ખીલી શકે છે. નદી, પહાડ કે ગામ બહાર આવેલ વાડી બગીચામાં ફરવા લઇ જઇ તેને જાતે રસ્તાઓ શોધી કાઢવાનું સોંપવું. આમ કરવાથી તેઓની સ્થળજ્ઞાનની શક્તિને પુષ્ટિ અને ઉત્સાહ મળે છે અને પરિણામે તે કેળવાય છે.

ભૂગોળવિદ્યાની માફક ભુગર્ભ અને ભુસ્તરવિદ્યાનો શોખ પણ આ શક્તિની સાથે આપણી અનેક શક્તિઓને ખીલવવામાં ઘણી ઉત્કૃષ્ટ સહાય આપી શકે છે. તેના દ્વારા આપણી પૃથ્વીનો અનેક વર્ષનો ભુતકાળનો ઇતિહાસ, તેની સ્થિતિ, દશા, અને ફેરફાર આદિની તથા સમયાન્તરની અવસ્થાનું જ્ઞાન મળે છે. જુદી જુદી જાતના કોલસા પથ્થર, માટી, અને રેતાળ પ્રદેશો હીરા, માણેક, મોતી આદિની ખાણોવાળા સ્થળો, તેલના કુવાઓ, ભુતકાળમાં દટાઇ ગયેલા મહાન જંગલોની પરિવર્તન થયેલ કોલસા રૂપ હાલતો આદિનો અભ્યાસ વિવિધ રીતે જ્ઞાન આપે છે. બાળકોને પણ પ્રત્યક્ષ અવલોકનદ્વારા આવા વિષયનો શોખ લગાડો અને તેઓની શક્તિ પ્રતિદિન ખીલતીજ જવાની એ ધ્યાનમાં રાખો.



# નં. ૩૬ ઈતિહાસશકિત અથવા સ્મૃતિ.

# Eventuality.

## વ્યાખ્યાસ્થાન, વર્ણન, અને ઉપયોગાદિ.

**ઐતિહાસિક શકિત**—બનાવ અને સંયોગો યાદ રાખવાની શકિત, જોવામાં જાણુવામાં કે સાંભળવામાં આવતા બનાવ—પ્રસંગ કે વૃતાન્તોની સ્મૃતિ, ઈતિહાસનો શોખ, ભૂત તથા વર્તમાન કાળમાં ચાલતાં પ્રસંગો પર ધ્યાન, ભૂત ભવિષ્ય અને વર્તમાન જાણુવાની ઇચ્છા, જીજ્ઞાસા આદિ ઉપર જણાવેલ સમગ્ર શકિતઓનો સમાવેશ આ ઈતિહાસિકશકિતમાં કરવામાં આવે છે.

**સ્થાન**—આ શકિતના અવયવનું સ્થાન, કપાળના મધ્ય પ્રદેશમાં, અવલોકન શકિતના સ્થાનની બરાબર ઉપર, અને સ્થાનજ્ઞાનના બન્ને અવયવોની બરાબર વચ્ચમાં આવલું છે. આ શકિતની સમ્પૂર્ણ ખીલવણી હોય તો મધ્ય કપાળ પરિપૂર્ણ રીતે ભરાયેલું લાગે છે. કેટલીકવાર આસપાસના અવયવો સારી રીતે ખીલેલાં હોય તો તે દેખીતી રીતે ખામીવાળું જણાય છે પણ બારીક તપાસ કરવાથી તેની યથાર્થ સ્થિતિ માલુમ પડે છે.

શોધક ડો. ગોલ કહે છે કે--"My numberless observations leave not the slightest doubt that Educability is a fundamental faculty, whose organ is in the inferior anterior middle of the forehead."

**ડો. સ્પરઝીયમ કહે છે કે**--This faculty recognises the activity of every other, and in turn acts upon all; Desires to experience, and would taste, smell see, hear and touch. Loves general instruction and the practical pursuit of knowledge, is often styled good sence is essential to editors secretaries historians and teachers, ontributes essentially to consciousness and perceives the impressions made by the external senses, which it changes into notion conception and ideas and gives attention. Its sphere is great and expressed by verbs.

**Spurzheim.**

**ભાવાર્થ**—આ શકિત અન્ય પ્રત્યેક શકિતને ઉશ્કેરે છે અને પરિણામમાં પ્રત્યેક શકિતદ્વારા એ શકિતને પોતાને પણ મદદ મળે છે. અનુભવ કરવાની ઇચ્છા થાય છે અને તેથી શબ્દ સ્પર્ષ રૂપ રસ ગંધ આદિ વિષયોને ગ્રહણ કરે છે. સામાન્ય શિક્ષણ અને જ્ઞાન પાછળ પ્રયત્ન પુર્વક લાગે છે. આથી માણુસ યોગ્ય બુધ્ધિવાળો ગણાય છે. વર્તમાન પત્રના અધિપતીઓ, સેક્રેટરીઓ, ઐતિહાસીકો, અને શિક્ષકોમાં આ શકિતની ખાસ જરૂરની છે. જ્ઞાનેન્દ્રિયોને આથી ખાસ મદદ મળે છે. બાહ્ય જ્ઞાનેન્દ્રિયદ્વારા જે જ્ઞાન અને અસર મળે છે તેને જાણી કે અનુભવીને

કલ્પના, સંકલના કે અમુક વિચારના રૂપમાં બદલી કે ફેરવી નાંખે છે. આ શકિતનું કાર્ય ક્ષેત્ર ઘણુંજ વિશાળ છે.

આ ઐતિહાસિકજ્ઞાનના અવયવની, કપાળના મધ્ય પ્રદેશમાં સર્વ બુધ્ધિશક્તિના અવયવોથી વિંટાયેલી પરિસ્થીતિ, માનસશાસ્ત્રની સ્પષ્ટ ભાગમાં એજ દર્શાવે છે કે અન્ય સર્વ અવયવોએ તેને અનુસરી કાર્ય કરવાનું છે, તથા એ અવયવે પ્રત્યેકની સાથે પોતાનો સંબંધ રાખવાનો છે. અને પ્રત્યેક અવયવે પોતાના અનુભવની એક કોપી આ સ્ટોર હાઉસમાં મુકવાની છે અને જરૂર પડે ત્યારે એજ સ્ટોર હાઉસમાંથી પાછી મેળવવાની જરૂર છે. મનનશકિત અને તર્કશક્તિ પણ આ શક્તિના અભાવમાં સમ્પૂર્ણ સત્યને શોધી કાઢવા સમર્થ થતી નથી. એજ આ શક્તિની કે આ ઐતિહાસિક જ્ઞાનના અવયવનો ઉપયોગ અને મહત્તા દર્શાવવા પુરતું છે.

**વર્ણન—૧** જેઓમાં આ શકિત પ્રપૂર્ણ રીતે હોય છે તેઓ બુધ્ધિશાળી સમજુ અતિ કુશળ અને સમ્પૂર્ણ રીતે સ્મૃતિશીલ હોય છે.

વકતૃત્વશકિત અને અનુકરણ શકિતની અધિકતાથી વાર્તાલાપ કરવામાં અને વ્યાખ્યાનો કરવામાં સૌથી સારૂ કામ બજાવે છે. જ્ઞાનની ઉત્તમ પ્રકારની પિપાસા તેઓમાં હોય છે અને તેને પરિણામે ન્યુસપેપર પુસ્તકો ચોપાનીયા કે જે કંઈ મળે તે વાંચ્યેજ જાય છે. એકવાર જોયું કે સાંભળ્યુ કદી ભૂલતા નથી. શોધ ખોળ અને પ્રયોગો જોવા તથા કરવાનું પણ ગમે છે. સિધ્ધાંત અને સત્ય બીનાને જલદી મગજમાં ઉતારી શકે છે અને સ્મૃતિસ્થ કરી શકે છે. ગણીત તથા વૈશ્ય વૃત્તિની અધિકતાને લીધે વ્યાપાર રોજગાર અને ધંધારોજગારમાં હમેશાં ચોકશ અને ધ્યાન આપનાર નીવડે છે. સામાજીક અને સંસારિક લાગણીના પ્રાબલ્યથી—સ્નેહી મિત્ર અને સંબંધી વર્ગને અને તેઓના બધા પ્રસંગને યાદ કરે છે. ખાસ કરી આવા વ્યકિત વાંચન, વ્યાખ્યાન, ભાષણ, સંવાદ અને જાહેર પત્રો વિગેરે વાંચી સર્વ હકીકતોથી વાકેફ રહેવા હમેશા તત્પર હોય છે. અનુકુળ વિષયના ઉત્તમ અભ્યાસિ પણ થઇ શકે છે. અષ્ટાવધાન, શતાવધાન આદિ સ્મરણશકિતનાં અદ્ભૂત કાર્યો આ મેધા શકિતની પ્રબળતા અને યોગ્ય ખીલવણીનુંજ પરિણામ છે.

**સાધારણ—**જેઓમાં આ શકિત સાધારણ પ્રમાણમાં હોય છે તેઓ ખાસ ચાલુ અગત્યના વિષયોને સ્મૃતિમાં રાખે છે, પણ વિગતવાર વર્ણન પુર્વક પ્રત્યેક વિષયની માહિતી ધરાવતા નથી. ઘણેખરે અંશે ભુલકણા હોય છે અને વાતચિત કે વૃતાન્તમાં પણ બહુ વિસ્તાર કે વિગત આપી શકતા નથી. ઘણીવાર જરૂરનું કહેવાનું હોય તે ભુલી જાય છે. અરધુ પરધું યાદ રાખી શકે છે અને હૈયે હોય તે હોઠ પર લાવી શકતા નથી. ભૂતકાળના બનાવો સંબંધી પણ ખાસ સવિસ્તર હકીકત યાદ રાખી શકતા નથી. માત્ર સાધારણ વિચાર કે કલ્પનાનેજ ધ્યાનમાં રાખે છે.

જેઓમાં આ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ અત્યન્ત મંદબુધ્ધી, ભૂલકણા, અને સ્મૃતિહીન હોય છે. આવા મનુષ્યોએ પોતાની આ શકિત ખાસ ખીલવવાની જરૂર છે

**ખીલવણી**—માનસિક સુધારણાનું પ્રથમ પગથીયું—અવલોકન શકિત છે જેનું વર્ણન અમે અગાઉ આપી ગયા છીએ. એજ સુધારણાનું આ અતિ અગત્યનું બીજું પગથીયું છે, જેની સુધારણા, કેલવણી કે ખીલવણી માટે ખાસ ધ્યાન રાખી નીચે પ્રમાણે વર્તવાની જરૂર છે.

૧ જે કંઇ બનાવ બને તે બરાબર તમારા મનમાં ગ્રહણ કરો.

૨ જે કંઇ વાંચો, જુઓ કે સાંભળો તેમાં જે કઇ અગત્યનું જણાય તેને વારંવાર યાદ કરી સ્મરણશકિત કે આ ઐતિહાસિક શકિતદ્વારા મસ્તિષ્કમાં બરાબર ગોઠવો.

૩ જે જે શકિતદ્વારા જે કંઇ તમે કરવા માંગતા હો તે હેતુ પુર્વક તે તે શકિત સન્મુખ વારંવાર રજુ કરો.

૪ ઇતિહાસ, વૃતાન્તો કે—ધર્મ પુસ્તકોમાંથી જે કંઇ સારૂં અને ગ્રહણ કરવા યોગ્ય તમે વાંચો તેનું પ્રતિદિનના જીવનમાં સંગઠન કરો.

૫ ટુંકી ટુંકી કથા, વાર્તાઓ, અને કહાણીઓ વાંચો યાદ કરો, અને નાના નાના અનેક રમુજી શ્લોકા સહિત, બાળકો તેમજ યુવાન વર્ગ પાસે તેવી વાતો કરી બતાવો.

૬ તમારી જીંદગીના અગત્યના બનાવો વારંવાર સ્મૃતિપટપર લાવો અને તે પર મનન કરો.

૭ નીતિ, ધર્મ, સદાચાર, બ્રહ્મચર્ય આદિના શ્લોકો, સૂત્રો કે, મન્ત્રો, ઉપનિષદ્ કે ગીતા આદિના અધ્યાયોને કે સ્તોત્રો હોય તો તેને કંઠાગ્ર રાખો.

૮ નાના બાળકોને પણ તેવા શ્લોકો કવિતાઓ વિગેરે મોઢે કરાવો. અને પ્રસંગાનુસાર વાજીંત્રો સાથે ગવરાવવાનું પણ રાખો જેથી આનંદ પૂર્વક મોઢે થઇ જશે.

૯ બને ત્યાં સુંધી સર્વ પ્રસંગમાં યાદશક્તિને પૂર્ણ કસરત આપો.

૧૦ ઉત્તમ પ્રકારના સાહિત્યનાં વાંચનનો શોખ રાખો.

**નિગ્રહ**—અધિક વાંચો નહિ. જીંદગીના દુ:ખી અને શોકયુક્ત પ્રસંગોપર બીલકુલ ધ્યાન નહિ આપો કે સ્મૃતિપર લાવી દુ:ખી થાઓ નહિ. કારણ તેથી નુકશાન થાય છે. મસ્તિષ્કની શક્તિઓનો અતિશોક કે વિલાપ કરવાંથી હ્રાસ કે ક્ષય થાય છે. અતિ જાગરણ, અતિ નિદ્રા, અતિ શોક, અતિ લોભ, અતિ મોહ, અતિ ભય, અને ક્રોધ વિગેરેનો ત્યાગ કરો.

# નં૦ ૩૭ સમયજ્ઞાન અને તાલ.

# Time.

## વ્યાખ્યા સ્થાન ઉપયોગ અને વિવેચન આદિ.

**સમય**—કાળજ્ઞાન સમયસુચકતા ઇતિહાસિક બનાવોની તારીખ આદિનુ જ્ઞાન, ઘડી, પળ, મિનીટ, કલાક, દીવસ, પક્ષ, માસ, રૂતુ, વર્ષ, યુગ, યુગાન્તર, ભૂત, વર્તમાન, ભવિષ્ય કે વ્યતીત કાળનું જ્ઞાન, સમય સમયના ફેરફાર, સંગીત અને મૃદંગ આદિની અંદરના તાલ તથા જ્યોતિષશાસ્ત્રના અભ્યાસનો શોખ ઇત્યાદિનો આ સમયજ્ઞાનની શકિતમાં સમાવેશ કરવામાં આવે છે.

**સ્થાન**—આ શકિતના અવયવનું સ્થાન વ્યવસ્થાશકિતના અવયવની લગભગ અર્ધોક ઇંચ ઉપર, સ્વરજ્ઞાનના અવયવના અગ્ર ભાગમાં, તથા મેધા—સ્મૃતિ અને સ્થળજ્ઞાનના અવયવની બાજુમાં અને તર્કશકિતના અવયવની નીચે આવેલું છે. ડૉ. સ્પરઝીયમ કહે છે કે " Time perceives the duration, simultaneousness and succession of phenomena, is one of the essential attributes of music, some musicians having great facility, other great difficulty, in playing to time and is situated between Eventuality, Locality, order, Melody and causality and often acts in their connection.

**Spurzheim.**

**ઉપયોગ**—સમય અને તાલ એ બે દર્શાવવામાં કે જણાવવામાં ખાસ કરી આ શકિતનો સર્વ સામાન્ય રીતે ઉપયોગ થાય છે. પ્રત્યેક વસ્તુ પદાર્થ કે પ્રાણીની સાથે ભુત વર્તમાન અને ભવિષ્યનો સંબંધ જોડાયેલજ છે પ્રત્યેક બનાવ અમુકની પાછળ અગાઉ કે એકજ સમયમાં અર્થાત્ સાથે એ ત્રણમાંથી એકાદ વખતની અંદર બનવોજ જોઇએ. જીંદગી એ પણ અવ્યાહુત બનાવો અને કાર્યોનો સમુદાય માત્ર છે. આ કાર્યો અને બનાવો બનવા માટે અમુક સમયની તો જરૂર જ છે. બાલ્ય-યુવા, વૃદ્ધ અથવા સ્થવીર અને મરણ પર્યન્તની દશાઓ પણ અમુક કાલનેજ સુચવે છે. મીનીટ-કલાક, દિવસ-રાત માસ-રૂતુ-વર્ષ અને યુગ યુગાન્તર આદિ રૂપો એ માત્ર એકજ સર્વ વ્યાપી અનન્તકાલના એક રસ અને નિત્ય કાલના માત્ર માનુષિક વ્યવહારાર્થ કરવામાં આવેલા સ્થૂલ કે સૂક્ષ્મ વિભાગો જ છે. તેના વિના કોઇપણ વ્યવહાર કે બનાવની યથાર્થ યાદિ કે સ્મૃતિ અર્થાત અમુક વખતે અમુક બનાવ બન્યો, એમ યાદ રહી શકવાનું તદ્દન અસંભવ છે. પણ કુદરતની અંદર સમયની આવી સુવ્યવસ્થા અને મનુષ્યની અંદર તે વ્યવસ્થાને જાણવાની, અનુભવવાની, કાલજ્ઞાનની શક્તિ અને તેનું મસ્તિષ્કની અંદર ચોકસ અવયવ એમ ત્રણે મળી મનુષ્યના સર્વ વ્યવહારોની યથાર્થ નોંધ લેવામાં કે રાખવામાં અતિ અગત્યની સહાય આપે છે. આપણે ભૂતકાલના બનાવો જાણી શકીએ છીએ, નોંધી શકીએ છીએ.

તેઓ કયારે અને કઇ સાલમાં બન્યા, ઇત્યાદિ અનુભવી શકીએ છીએ. તે દ્વારા વર્તમાન કાલને સુધારી શકીએ છીએ અને ભવિષ્યનું ચિન્તન કરી શકીએ છીએ. યજુર્વેદમાં જે કહેવામાં આવ્યું કે " येनेदं भूतं भुवनं भविष्यत् " જે અમૃત મનદ્વારા આ ભૂત ભવિષ્યત અને વર્તમાન આદિ ત્રણે કાલનું જ્ઞાન સમ્પાદન કરી શકાય છે તે અમારૂં મન કલ્યાણકારી સંકલ્પ કરવાવાળું થાય"—આ વાકય અત્યન્ત મહત્વયુકત પ્રાર્થનાથી પૂર્ણ છે. ભૂત અને વર્તમાનને તો સૌ કોઈ જાણી શકે છે. પણ ભવિષ્યત બનાવોને જાણવા અને અનુભવવા એજ મનુષ્યનું મહત્વ દર્શાવે છે. તેમાંજ માનસિક શક્તિની ઉત્કૃષ્ઠતા અને પ્રેરણા શકિતનું પ્રાબલ્ય સમાયેલું છે. આ સમયજ્ઞાન કે કાલજ્ઞાનની શકિતદ્વારા વર્તમાનકાલની બન્ને તરફ અર્થાત ભૂત અને ભવિષ્યત કાલના હજારો વર્ષ પર્યન્તના કાર્યોનો નિર્ણય મનુષ્ય કરી શકે છે, અને કરે છે. જયોતિષની ગણના અને ગ્રહણ તથા ધૂમકેતુઓના દર્શન આદિનું ભાવી જ્ઞાન આ શક્તિનેજ આભારી છે.

પ્રપૂર્ણ—જેઓમાં આ કાલ જ્ઞાનનું અવયવ સારી રીતે ખીલેલ હોય છે તેઓ દિવસનો ગમે તે વખત સ્વાભાવિક રીતેજ કહી આપે છે. ધારેલ વખતેજ ઉંઘમાંથી જાગી ઉઠે છે. ઇતિહાસિક બનાવોની સાલ કે તારીખ તેમને સહજ યાદ આવી શકે છે. બનેલા બનાવોના સમયનું અંતર પણ સારી રીતે સમજી યાદ રાખી શકે છે. નિર્માણ કરેલ વખત ચુકતા નથી, સમયાનુસાર વર્તે છે. ઐતિહાસિક વિષયને સારી રીતે યાદ રાખી શકે છે. તાલબંધ ઢબથી ગાઇ બજાવી નૃત્ય આદિ કરી શકે છે. અને બધા કામ નિયમીત રીતે કરવા તત્પર રહે છે.

સાધરણ—જેઓમાં આ શકિત સાધારણ હોય છે તેઓને બનાવોની તારીખ આદિ સાધરણ રીતે યાદ રહી શકે છે, કારણ તેઓની સ્મૃતિ સમયજ્ઞાનને માટે બહુજ સાધારણ હોય છે. બરાબર તાલપૂર્વક ગાઇ બજાવી શકતા નથી.

ન્યૂન—જેઓમાં ન્યૂન પ્રમાણમાં આ શકિત હોય છે તેઓ ધારેલ વખતે કાર્ય કરી શકતા નથી, વિચારો ગડબડીયા હોય છે, બનાવેની યાદી રહેતી નથી, નિયમિતતાની ખામી વાળા હોય છે. આવા વ્યકિતએ આ શકિત ખીલવવાની ખાસ જરુર છે.

ખીલવણી—પ્રત્યેક કાર્યને માટે સમય મુકરર કરો અને મુકરર કરેલે વખતેજ નિયત કાર્ય કરો. ખાવું, પીવુ, બેસવું, ઉઠવું, સુવું, વાંચવું, લખવું, ફરવા જવું, વ્યાયામ અને નિદ્રા કે આરામ ઇત્યાદિ સમ્પૂર્ણ આવશ્યક કાર્યો માટે સમયનિયત કરવાની જરૂર છે. નિયમિતપણાના જેવું સુખકર અને આયુષ્યવર્ધક બીજું કંઈ નથી. અનિયમિતપણા જેવો જીવનને ટુંકું કરનાર અને અવ્યવસ્થિત બનાવનાર બીજો એકે દુર્ગુણ નથી. Time is money. સમય એજ સુવર્ણ છે. વિતિ વેળા કોટી દામ ખરચેં પણ પાછી મળતી નથી એ ખરેખર સત્યજ છે જ્યારે આમ છે તો સમયનો સદ્ઉપયોગ કરતાં શીખવું એ કેટલું બધું અગત્યનું છે? આ અગત્યની શકિતને ખીલવવા માટે પ્રતિદિનના કાર્ય માટે સમય નિયત કરવાની જરૂર છે. પણ બધાં કરતાં બુધ્ધિશક્તિઓ અને નૈતિકશકિતઓની ખીલવણી પર પ્રથમ ધ્યાન

આપવાની જરૂર છે અને એટલા માટે દિવસનો અમુક વખત તો વાંચન, લેખન, અધ્યયન, પાઠપુજા અને મનન પાછળ—અથવા સંસ્કૃતમાં જેને સ્વાધ્યાય કહેવામાં આવે છે તેની પાછળ ( Selfculture ) ગાળવાની સૌથી પ્રથમ આવશ્યકતા છે.

નાંના બાળકોને સુવાડવા બેસાડવા રમાડવા અને દુધ પાવાનો પણ સમય મુકરર કરવાની જરૂર છે. કારણ તેના ઉપર તેની તન્દુરસ્તિનો બધો આધાર છે.

ખાસ કરી પ્રતિદિનના કાર્યની વહેચણીમાં પણ સમય નિયત કરવાની અને તે પ્રમાણે વર્તવાની ખાસ જરૂર છે.

વાંચન વખતે ઇતિહાસનાં બનાવો વિગેરે કઇ સાલમાં બન્યા એ પણ બરાબર યાદ રાખવાની ટેવ પાડવાની જરૂર છે.

આ ઉપરાંત ઘડીયાલ જોયા વિના સમયનો નિર્ણય કરવા માટે અટકળ બાંધી સમયનું જ્ઞાન પ્રાપ્ત કરવાની શકિતની ખીલવણી પણ કરી શકાય છે. તેને માટે પણ અભ્યાસ કરવો જોઇએ. સૂર્ય ચંદ્ર, નક્ષત્ર આદિની ઉન્નતિ કે અસ્તોદય તપાસી અથવા છાયાનું અવલોકન કરવાથી પણ આ જ્ઞાનમાં સારો વધારો કરી શકાય છે.

સંગીતની અંદર તેમજ મૃદંગ કે એવા પ્રકારના વાદ્યની સાથે તાલ પ્રમાણે નૃત્ય કરવાથી કે થાપી મારવાથી પણ આ તાલશકિતને કેળવી શકાય છે પરેડની અંદર એક સાથે ચાલવાથી કે એક સરખી રીતે બધા સાથે મળી સસ્વર કસરત કરવાથી પણ આ શકિતને કેળવી શકાય છે.

નિયમિતપણું-એ પ્રત્યેક કાર્યની ચાવી છે. અને પ્રત્યેક કાર્યને માટે સમય મુકરર કરી તે પ્રમાણે ચીવટથી વર્તવું એ આ શકિતને કેળવવાની પધ્ધતિ છે. સમયજ્ઞાન અને તાલ એ આ શકિતના બે વિભાગ છે.

# નં ૩૮ સ્વર અથવા સંગીતશક્તિ.

# Tune.

## વ્યાખ્યા, સ્થાન, શોધ, અને વિવેચન આદિ.

વ્યાખ્યા—સંગીત, ગાવું, રાગ કાઢવો, ગાવાનો અથવા ગાયન સાંભળવાનો શોખ અથવા સાંભળીને આલાપ કરવાની વૃત્તિ થવી એ આ શકિતનું મુખ્ય કાર્ય છે.

સ્થાન—કપાલની બાજુના છેવટના નીચેના ભાગમાં, ગણીતશક્તિની ઉપર અને તાલ તથા સમય ( Time ) ના સ્થાનની પછી તથા વ્યવસ્થા ( order ) ના સ્થાનથી જરા બહારના ભાગમાં લગભગ પોણા ઇંચિ ઉપર આવેલ છે. જ્યારે આ સ્થાન પૂર્ણ રીતે ખીલેલું હોય છે, ત્યારે લમણાનો નીચેનો અગ્રભાગ સંગીત શાસ્ત્રી મી. બવેંની માફક સારી રીતે ભરાવદાર હોય છે.

પ્રસિધ્ધ ગવૈયાઓનાં આંખના બાહ્ય ખુણાપરનો કપાળનો ભાગ ઘણી વખત ઉપસેલો માલમ પડે છે તેનું કારણ આ સંગીતશકિતની ખીલવણીજ છે.

શોધ—આ સંગીતશકિતના સ્થાનની શોધ ડૉકટર ગોલે કરી હતી.

ઉપયોગિતા—આ શકિતનો ઉપયોગ સર્વ પ્રકારના સંગીત અને વાદ્યમાં અનેક રીતે અને રૂપે કુદરતમાં સર્વત્ર થયેલ છે. ભિન્ન ભિન્ન પ્રકારના પક્ષિઓના ગાન અને સ્વરો પણ આ શકિતનું અલગ સ્થાન હોવાનો પુરાવો આપે છે. મનુષ્યની અંદરની અવલોકનશકિત કે અનુકરણશકિત જેટલીજ આ શકિત અગત્યતા ધરાવે છે.

પ્રત્યેક વ્યકિતને ન્યુનાધિકપણે આ શકિતની બક્ષીસ મળેલી હોયજ છે. આ શકિતની સહાયતાથી મનુષ્ય સર્વ પ્રકારના ઉચ્ચ નીચ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરીત, ષડજ, રૂષભ, ગાંધાર ધૈવત, પંચમ અને મધ્યમ તથા નિષાદ, આદિ તેમજ અન્ય અસંખ્ય પ્રકારના, સ્વરો અને આલાપો કરી શકે છે. ભૂત વર્તમાન અને ભવિષ્ય ત્રણે કાળનાં લોકો, જંગલી સુધરેલા અર્ધ સુધરેલા, ગમે તેવી હાલત, દેશકાળ કે અવસ્થામાં પણ, આ સ્વર અથવા સંગીતશકિતનો આનંદ લેતા આવ્યા છે અને ભવિષ્યમાં લેશે. નાનાં નાનાં જન્તુઓ, તમરા, મચ્છર અને માંખી તથા ભ્રમર જેવાં પ્રાણીઓ પણ પોતાનાં આનંદ ઉત્સાહનું ગીત આ શકિતદ્વારા નદી, નાળાં વાડી, બગીચા અને બાગોની અંદર તેમજ સર્વત્ર ફેલાવી રહ્યા છે. હારમોનીયમ, સતાર, તંબુર, દીલરૂબા, સારંગી, કોન્સરટીના, ફીડલ, પીયાનો,, ઑરગન આદિ સર્વ વાજીંત્રોની યોજના તેમજ મૃદંગ, ઢોલ, ત્રાંસા નગારા, અને પીપોડી તથા શરણાઇ આદિની રચના પણ માત્ર આ સંગીતશકિતના શોખની પુરતી માટેજ કરવામાં આવી છે. રાજ્યકાજ અને રાજ્યારોહણ જેવા ઉત્તમ પ્રસંગોમાં ઉત્સાહ અને આનંદને પ્રેરવામાં તથા લડાઇ અને મહાન યુદ્ધોના પ્રસંગોમાં લડવૈયાઓમાં જોશ, ગુસ્સો, અને યુદ્ધ કૌશલ્ય તથા બહાદુરી અને પુરૂષાતનને પ્રેરવા માટે આ સંગીત અને નાદશકિતનો અતિ ઉચ્ચ પ્રકારે ઉપયોગ કરવામાં આવે છે, એ તેના ઉપયોગિપણાનો જબરજસ્ત પુરાવો છે. ઇશ્વરના પ્રેમી ભકતો—કુદરતના મહાન પ્રશંસકો, કવિઓ, નાયકાઓ, અને વિષયી પુરૂષો પણ આ સંગીતશકિતના નિર્દોષ પણ પ્રબળ અને મનમોહકપાસ થી બચવા પામ્યા નથી. કુદરતની અંદર સર્વત્ર છવાઇ રહેલ આ નાદબ્રહ્મનો આનંદ સર્વાવસ્થામાં પોતાની ઉપયોગિતા ધરાવે છે. એ નાદબ્રહ્મનો આનંદ પોતાની માનવ પ્રજાને તેમજ સમ્પૂર્ણ પ્રજાને આપવા માટે પરમાત્માએ પૂર્ણ કૃપા કરી દરેક પ્રાણીના મસ્તિષ્કમાં પણ તે નાદબ્રહ્મનો અનુભવ કરવા માટે ખાસ સ્થાન અને અવયવ આપેલ છે. જેને આપણે સ્વર કે સંગીતશકિત કહીએ છીએ. આ શકિતના કે શકિતના સ્થાનના અભાવમાં મનુષ્ય કે અન્ય પ્રાણી એક શબ્દ સરખો પણ બહાર કાઢવા કે વ્યક્ત કરવા કદી ભાગ્યશાળી થઇ શકત નહિ. પણ કુદરતની અંદરના આ નાદ બ્રહ્મ કે સંગીતશકિતની મદદથી અતિ ઉચ્ચ પ્રકારના ભાવો અને આનંદ તથા ઉત્સાહને પ્રેરનાર લાગણીઓનો અસંખ્ય રીતે આપણે અનુભવ કરી કર્ણને પાવન કરીએ છીએ એ કાંઇ ઓછો લાભ નથી.

પ્રપૂર્ણ—જેઓમાં આ શકિત પ્રબળપણે કાર્ય કરી રહી હોય છે તેઓમાં અજબ પ્રકારની સંગીતશકિત અને સંગીતને સમજવાની તથા સાંભળવાની

અદ્ભુત પ્રકારની બુદ્ધિ હોય છે. અનુકરણશકિતની સહાયથી આવા પુરૂષો સાંભળેલા સર્વ પ્રકારના સ્વર નૃત્ય અને ગીતોનું એકદમ અનુકરણ કરી શકે છે. પશુ, પક્ષી, ગાય ઘોડા ભેંસ ઈત્યાદિના અવાજોનું પણ અનુકરણ કરી એક સારા "Mimic" તરીકેનું કાર્ય અદ્ભુત રીતે બજાવી શકે છે. તેઓ પોતાના અન્તરથી સર્વ પ્રકારની અવસ્થાના ગીતો એવી તો આબેહુબ રીતે ગાય છે કે હાસ્ય, શૌર્ય, કરૂણા આદિ અનેક ભાવોને સહજતયા મનુષ્ય હૃદયમાં પ્રેરી ઉશ્કેરી શકે છે. અનેક પ્રકારના વાદ્યોનો પણ બહુજ સારી રીતે ઉપયોગ કરી તેઓને પોતાના સંગીતની મદદમાં લઇ શકે છે. સંગીતને માત્ર કાનથી એકવાર સાંભળી શીખી લેછે. સંગીતપર તેઓનો પૂર્ણ પ્યાર હોય છે. અને સ્વાભાવિક રીતે હમેશાં ગાતાજ હોય છે. સંગીતના રસથી ભરપૂર અને રંગાયેલા હોય છે. સ્વર સંબંધી અતિ ઉચ્ચ પ્રકારનું જ્ઞાન ધરાવે છે. બેસુર સ્વરોને જલદીથી પારખી શકે છે, અને તેવા સ્વરો સાંભળી ખીન્ન થાય છે તેમ ગુસ્સે પણ થઈ જાય છે. સૌન્દર્ય પ્રેમની અધિકતા હોય તો ઉત્તમ પ્રકારના નાટયપ્રયોગો કરી શકે છે. શૌર્યશક્તિ અને શારીરિક બળની અધિકતા હોય તો ( મારસીયલ ) શૌર્યોત્પાદક વીરરસ યુક્ત સંગીતને વધારે પસંદ કરે છે.

પ્યારની અધિકતા હોય તો પ્રેમ અને સહાનુભૂતિના તથા સ્નેહરસના ગીતો ગાવાનું વધારે પસંદ કરે છે.

ભક્તિ અને શ્રધ્ધાની અધિકતાથી ઘણાજ ઉચ્ચ પ્રકારનાં ભક્તિરસપૂર્ણ ગીતો ગાવા પ્રેરાય છે, તથા નીતિશક્તિના પ્રાબલ્યને પરિણામે નીતિ અને સદાચાર તથા સદ્વર્તનશીલ શુધ્ધ ભાવયુક્ત ગીતો ગાવાનું પસંદ કરે છે. આ પ્રમાણે અન્ય શક્તિઓની સહાયથી આ સંગીતશક્તિની અનેક પ્રકારની માધૂર્યયુક્ત તથા સૌન્દર્યપ્રદ પ્રવૃતિ થાય છે. ભાષા તથા સામાજીક વિશુદ્ધ લાગણીઓની અધિકતાથી સ્નેહ અને પ્યારની ઉચ્ચ ભાવાનાઓ વાળા ગીતોમાં પ્રવૃતિ થાય છે. પિતૃસ્નેહની અધિકતાથી બાળકોના પારણાના ગીતો તથા બાળભાવ પ્રદર્શક સંગીતને વધારે પસંદ કરે છે. હાસ્યની વિશેષતાથી હાસ્યયુકત ગીતો ગાય છે. આવી રીતે જોતાં અસંખ્ય શક્તિઓનાં સમ્મેલનથી અસંખ્ય ભાવો વાળુ સંગીત સ્ફુરે છે. પ્રત્યેક શક્તિ પ્રત્યેક ભાવ, અને પ્રત્યેક અવસ્થાનુસાર ભિન્ન ભિન્ન રૂપે ભિન્ન ભિન્ન પ્રકારે સ્ફૂરતી સંગીત માધૂર્ય અને ઉત્સાહશક્તિ, મનુષ્યના આત્માને અનેક રીતે ઉત્કૃષ્ટ બનાવે છે. સંગીત–એ અન્તરાત્માની સ્વાભાવિક સ્ફુરણા કે સ્વાભાવિક ભાષા છે. "Music is the Language of the inner soul" એ તદન યથાર્થજ છે. સ્ત્રી પુરુષ, બાળકો અને સાધુ સન્તોએ આ શક્તિને સારી રીતે ખીલવવી જોઇએ. જેઓમાં આ શક્તિ સાધારણ હોય તેઓએ અભ્યાસ અને પ્રેકટીસથી સારી રીતે કેળવવી અને ખીલવવી જોઇએ. મનુષ્યની અંદર રહેલી સમ્પૂર્ણ શકિતઓને સમ્પૂર્ણ અંશે ખીલવવાની જે અદ્ભુત શક્તિ સંગીતની અંદર સમાયેલી છે તેનો મુકાબલો અન્ય કોઇ શક્તિ સાથે થઈ શકે તેમ છેજ નહિં.

લડાઇના ગીતો લડવૈયાઓની અંદર ઉત્સાહ શૌર્ય અને બહાદુરીને પ્રેરી તેઓને મૃત્યુ સન્મૂખ ઉભા કરી દે છે એ સંગીતનોજ પ્રતાપ છે. પ્રજાકીય ગીતો, સ્વદેશ ભૂમિ પરનો પ્રેમ અને સ્વદેશાનુરાગને પ્રેરવામાં કેટલુ મહત્વનું કાર્ય કરે છે તે દેશદાઝ્ઝ પુરૂષો બહુજ સારી રીતે સમજે છે. સ્વદેશાનુરાગ અને સ્વદેશ ભકિત પૂર્ણ સંગીતને લીધે પ્રજાઓની રહેણી કરણી અને નશીબ ફેરવવાનું કાર્ય પણ અત્યન્ત સુગમ થઇ જાય છે એ વાત હવે જગપ્રસિધ્ધ છે. માતૃસ્નેહ પણ સંગીતદ્વારાજ ઉત્તમ રીતે દર્શાવાય છે. માતાઓ પારણામાં પોઢેલા પૂત્રો માટે હાલરડાં ગાવા પ્રેરાય છે એ માતૃસ્નેહ અને સંગીતશકિતના સંયુકત કાર્ય સિવાય બીજું શું સુચવે છે? કઠીનમાં કઠિન હૃદયમાંથી પણ કરૂણાનો વરસાદ વર્ષાવવાની અદ્દભુત શકિત આ સંગીતની અંદર સમાયેલ છે. મનુષ્યની સર્વ શારીરિક તથા માનસિક ક્રિયાઓમાં સંગીતદ્વારા અદ્દભુત પ્રકારનું સામર્થ્ય પ્રેરી શકાય છે. પરમ પિતા પરમાત્માની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના, ઉપકાર, આભાર, અને તેના તરફનો ભકિત ભાવ તથા આન્તર્ શ્રધ્ધા આદિ અનેક ઉત્તમ ભાવો સંગીતદ્વારાજ યથાર્થ રીતે પ્રદર્શિત કરી શકાય છે. ઉપદેશ, વ્યાખ્યાનો, વક્તાઓ, અને પાર્લામેન્ટના લેકચરો પણ જે કાર્ય નથી કરી શકતા તે કાર્ય સંગીતના યથાર્થ ઉપયોગથી કરી શકાય છે. મનુષ્ય પોતાના અન્તરાત્મા—પરમાત્માની સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ કરવાની અવસ્થાને પણ ઊન્નત સંગીતદ્વારા અનુભવે છે. હર્ષાશ્રુઓથી પૂર્ણ નેત્રયુકત પ્રાર્થનાનો અને દિવ્ય આનંદનો અનુભવ પણ આ સંગીત શકિતજ આપી શકે છે. જ્ઞાન વૈરાગ્ય અને નીતિ તથા ધર્મના સિદ્ધાન્તોને મનુષ્યના હૃદયમાં સહજ રીતે ઉતારવામાં કવિ, કાવ્યો અને સંગીતશાસ્ત્રીઓ તથા બાલ્યાવસ્થામાંથી સંગીતદ્વારા આપવામાં આવતું શિક્ષણ જેવું ઉપયોગી થઇ શકે તેમ છે તેની તુલના અન્ય કોઇ પણ શકિત કરી શકનાર નથી. પણ જ્યારે આ નિર્દોષ અને પવિત્ર શકિતનો દુરૂપયોગ કરવામાં આવે છે ત્યારે મનુષ્યની પશુવૃત્તિઓ, કામવાસનાઓ અને અધમવૃત્તિઓને ઉશ્કેરવામાં પણ મદદગાર થાય છે. અધમ પ્રકારના નાટકો અધમ અને પશુવૃત્તિ વાળા કવિઓ—વિષયવાસનાના ગીતો રચી, મનુષ્યના આત્માઓની અનેક રીતે અધોગતિ કરવામાં સહાયભુત બને છે. વિષયી પુરૂષો, વિષયી ગીતોજ ગાવાનું પસંદ કરે છે. વેશ્યાઓ પોતાના અનેક પ્રકારના હાવભાવ અને સુંદર સંગીતદ્વારા માત્ર વિષયવાંચ્છા અને કામવૃત્તિઓને પૂર્ણ રીતે ઉશ્કેરવાનું પોતાનું કાર્ય સાધે છે. આ સંગીતશક્તિના દુરૂપયોગનો એ પ્રત્યક્ષ પુરાવો છે. કુદરતના અન્ય પદાર્થો કે વસ્તુઓની માફક આ સંગીતશકિતનો પણ સારો તેમજ માઠો ઉપયોગ થઇ શકે છે. તેનો બધો આધાર તેના ઉપયોકતા ઉપર અવલંબી રહેલો છે. આટલા માટે આ સંગીત જેવા ઉત્તમ, રહસ્યપૂર્ણ, સંશોધક, સુબોધક અને પાવન કરનાર તથા મનુષ્યના આત્માને ઉન્નત અને ઉચ્ચ ભાવનાઓથી પ્રેરનાર, આ દિવ્ય શકિતનો ઉપયોગ હમેશાં ઉત્તમ કાર્યોમાંજ થાય એ ખાસ સંભાળવાનું છે.

# ॥ वाङ्मे आस्येऽस्तु ॥

द्राक्षा म्लानमुखी जाता शर्करा चाश्मतां गता ।
सुभाषितरसस्याग्रे सुधा भीता दिवं गता ॥

तद्वक्ता सदसि ब्रवीतु वचनं यच्छृण्वतां चेतसः ।
प्रोल्लासं रसपूरणं श्रवणयोरक्ष्णोर्विकाशश्रियं
क्षुन्निद्राश्रमदुःखकालगतिहृत्कार्यान्तरप्रस्मृतिं
प्रोत्कंठामनिशं श्रुतौ वितनुते शोकं विरामादपि ॥

केयुरा न विभूषयन्ति पुरुषं हारा न चन्द्रोज्वलाः
न स्नानं न विलेपनं न कुसुमं नाऽलङ्कृता मूर्धजाः ।
वाण्येका समलङ्करोति पुरुषं या संस्कृता धार्यते
क्षीयंते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥

तथ्यं पथ्यं सहेतु प्रिय मित मधुरं सारवत् दैन्यहीनं
साभिप्रायं दुरापं सविनयमशठं चित्रमल्पाक्षरं च ।
बह्वर्थं कोपशून्यं स्मितयुतघनदाक्षिण्य संदेहहीनं
वाक्यं ब्रुयाद्रसज्ञः परिषदि समये सप्रमेयाप्रमत्तम् ॥

माधूर्यमक्षरव्यक्तिः पदच्छेदस्तुसुस्वरः ।
धैर्यं लयसमर्थं च षडेते पाठका गुणाः ॥

प्रसन्नाः कान्तिहारिण्यः नानाश्लेषविचक्षणाः ।
भवन्ति कस्यचित्पूण्यैर्मुखे वाचो गृहे स्त्रियः ॥

अहिंसैव भूतानां कार्यं श्रेयोनुशासनम् ।
वाक् चैव मधुराश्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥

खिन्नंचापि सुभाषितेन रमते स्वीयं मनः सर्वदा
श्रुत्वान्यस्य सुभाषितं खलु मनः श्रोतुं पुनर्वाञ्छति ।
अज्ञाञ्ज्ञानवतोऽप्यनेन हि वशी कर्तुं समर्थो भवेत
कर्तव्यो हि सुभाषितस्य मनुजैरावश्यकः संग्रहः ॥

# નં. ૩૯ સુભાષિત કે વકતૃત્વશકિત.

# Eloquence or Language.

## વ્યાખ્યા, સ્થાન, શોધ, ઉપયોગ અને નિગ્રહ આદિ.

વકતૃત્વ શક્તિ—વાતચિત કરવાની શક્તિ, ધારાપ્રવાહ બોલવાની શકિત, ભાષાનો છુટથી ઉપયોગ કરવાની બુધ્ધિ, હાવભાવ અને નેત્ર તથા વક્રના વિકારાદિથી મનના ભાવ પ્રગટ કરવાની યોગ્યતા, જુદી જુદી ભાષાઓ શીખવાની અને બોલવાની શકિત, વ્યાકરણુનીશુધ્ધિ, શબ્દસામર્થ્ય, શબ્દને ધારણુ કરવાની શકિત આદિ શબ્દના ઉપયોગમાં આવતી સમગ્ર શક્તિઓનો આ વકતૃત્વ શકિતમાં સમાવેશ થાય છે. આશકિતના બે વિભાગ છે ૧ વકતૃત્વ અને ૨ શબ્દસ્મરણુશકિત.

જેઓમાં આ શકિત સારા પ્રમાણુમાં હોય છે તેઓનો આંખની નીચેનાં પોપચાંવાળો પ્રદેશ પૂર્ણ ભરાવાદાર હોય છે.

વર્તમાન જમાનાના ઘણા ખરા સારા વક્તાઓ અને વ્યાખાતાઓ, પ્લીડરો અને બારીસ્ટરોમાં આ લક્ષણુ સર્વત્ર જોવામાં આવે છે. ખાસ કરી આખા આર્યાવર્તમાં તેમજ યુરોપમાં પોતાની અદ્‌ભુત વકતૃત્વશકિતને પરિણામે મનને મોહ પમાડનારી તથા શ્રોતાઓના હૃદયોને પોતાને આધીન બનાવનાર વિદુષિબાઇ મીસીસ એની. બીસેન્ટની મુખમુદ્રાપરનું સમ્પૂર્ણ અંશે ખીલેલું આ શકિતનુ સ્થાન ઉપરોક્ત લક્ષણુનો સર્વથી પ્રબળ પુરાવો આપે છે.

શોધ—આ શકિતના સ્થાનની શોધ ડાકટર ગૅાલે કરી હતી. તે કહે છે કે "I went to Strasbury, where those who learned easiest by heart had large flaring eyes, yet in other respects were only indifferent scholars. I could not avoid the inference that eyes thus formed, indicated an exallent verbal memory. I afterwards said to myself if memory has its external mark, why should not each of the other faculties should also have theirs? This gave the first inpulse to my researches, and occasioned all my discoveries

**Dr. Gall.**

કુદરતની અંદર સર્વ વસ્તુઓ અને પ્રાણીઓ પોતાના અંતર્ગત ભાવો આકાર ઇંગિત કે ચેષ્ટા અથવા ભાષાદ્વારા પ્રગટ કરે છે. સૂર્ય, ઉષ્ણુતા અને ગરમથી પોતાની સ્થિતિ જાહેર કરે છે. જળ પોતાની શીતતાથી શીતળત્વ દર્શાવે છે તેજ પ્રમાણે વૃક્ષ વનસ્પતિ અને ઔષધીઓ પોતાના ગુણુ અને સ્વભાવથી પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે. જ્યારે પ્રાણીઓ અને મનુષ્ય પોતાની અંદરની ભય, લજ્જા, શંકા, ધિક્કાર, પ્રશંસા, અને સ્નેહ અથવા પ્યાર આદિની સર્વ પ્રકારની લાગણીઓ અનેક

પ્રકારનાં નેત્ર અને મુખાદિના વિકાર કે ચેષ્ટાદ્વારા તેમજ ભાષારૂપી સાધનદ્વારા પ્રગટ કરે છે અને જ્યાં ભાષાનો અધિક ઉપયોગ થઇ શકે તેમ ન હોય ત્યાં મુખાદિ અવયવોના સ્નાયુઓ પોતાની અન્તર્ સ્થિતિને હમેશાં ચોકસ રીતે પ્રદર્શિત કરે છે. આવી રીતે વિચારો અને અન્તર્ગત અસરો કે ભાવો પ્રગટ કરવાની કુદરતી આ ભાષા જંગલી તેમજ સુધરેલા—વર્ગ માટે સામાન્ય છે. તેઓને મસ્તિષ્ક શાસ્ત્રાનુસાર વ્યકત કરવાના કુદરતી ભિન્નભિન્ન સ્થાનો પણ એક સરખાંજ છે. ભકિત, શ્રધ્ધા, ભય, પ્રીતિ શીત, ઉષ્ણ, ક્ષુધા તૃષા, આદિ સમ્પૂર્ણ ભાવો પ્રત્યેક વ્યકિતની મુખમુદ્રા અને સ્નાયુઓની સ્થિતિથી જાણી શકાય છે. આ પણ એક જાતની કુદરતી ભાષા છે. પ્રત્યેક પશુ તેમજ પક્ષિગણ પણ પોતપોતાના સમુદાયની ભાષા સારી રીતે સમજી શકે છે. એક દુઃખી કુતરો એક નાના બચ્ચાની માફકજ પોતાના દુઃખની લાગણી પ્રદર્શીત કરે છે. ગોળીબહાર કરી મારી નાખવામાં આવતુ પક્ષી દુઃખ પ્રદર્શીત કરવા અને દયાને ઉશ્કેરવા માટે દુઃખયુકત તીણોમંદ નાદ કાઢી પોતાના જાતભાઇઓને ચેતવે છે. સારા કુતરા પોતાના ધણીની સુખ દુઃખ આનંદ અને ગુસ્સાની લાગણીઓનો ઘણી સારી રીતે અનુભવ કરે છે અને તેઓ જે કંઇ કરે છે તે પણ હાવભાવથી સમજી જાય છે. વાંદરા પ્રત્યક્ષ રીતે વાતો કરતા જણાયા છે. આજ પ્રમાણે કાગડા, કુતરા, મરઘાં, સમળા, ચકલી આદિ સર્વ પક્ષિગણ અને નાના નાના જંતુઓ પણ ભિન્ન ભિન્ન રીતે પોતાના અન્તર્ગત મનોભાવોને થોડે અથવા ઘણે અંશે પ્રગટ કરે છે. ગાય, ઘોડા, ભેંસ આદિ ચતુષ્પાદ પ્રાણીઓ પણ આ કુદરતની ઇશ્વરી બક્ષીસથી કંઇ સર્વાંશે બાતલ થયેલ નથી. તેઓ પણ આવશ્યકતાનુસાર પોતાના ભાવો વ્યક્ત કરે છે. તેઓને ભિન્નભિન્ન નામ આપવાથી પોતાના નામને તેઓ સાંભળીને ઓળખે છે સમજે છે અને જે હુકમ કરીએ કે ઠપકો આપીએ તે પ્રમાણે સમજીને વર્તે છે.

પણ આવી કુદરતી ભાષાને લેખીત શબ્દો અને અક્ષરોનું રૂપ આપી તેનો અનેક રીતે ઉપયોગ કરવાનું આ વકતૃત્વશકિતનું કાર્ય અત્યન્ત મહત્વનું છે. સામાન્ય રીતે માત્ર હલકા અને વગર કેળવાયેલા લોકો માત્ર તેનો બોલીચાલીને ભાષા તરીકે ઉપયોગ કરે છે. જ્યારે સુધરેલા આગળ વધેલા અને કેળવાયેલા વર્ગમાં એજ ભાષાને લેખનનું રૂપ આપી લખાણદ્વારા વ્યકત કરવાનો પ્રચાર છે.

નામ, સર્વનામ. વિશેષણ ક્રિયાપદ, આદિ ભાષાના કે શબ્દના મુખ્ય વિભાગો સર્વ ભાષાની અંદર સામાન્ય છે. મનુષ્ય કુદરતી રીતેજ ભાષાનો ઉપયોગ કરનાર પ્રાણી છે. તે પોતાના વિચારોદ્વારા અન્તર્ગત, ભાવો. જ્ઞાન, અને ઉપયોગી વિષયો અન્યની સામે રજુ કરવાને ખાતર સરજાયેલ છે. ભાષા વીગેરેના અભાવમાં આવી કોઇ પ્રકારની પરસ્પરની સમજુતી કે વાંચન લેખનનું સાધન રહી શકે નહિ, તો પછી તે પોતાના વિચારો અન્યની પાસે કેવી રીતે પ્રગટ કરી શકે ? ભાષાની અંદરના દરેક શબ્દ અને અક્ષરનો ઉપયોગ રદ બાતલ કરો, નવા શબ્દો નહિ બનાવો અને પછી જુઓ કે મનુષ્ય સમાજ, સોસાઇટી અને સમગ્ર

સમાજની કેવી દુર્ગતિ થાય ? કાગળ કલમ ખડીયો પાટી હોલ્ડર અને પેનની પણ પછી શામાટે જરૂર રહે ? પુસ્તકો લખવા વાંચવાનું પછી શું કામ ? જીંહાની પણ પછી શું જરૂર છે ? વ્યાખ્યાનો પણ પછી કોણ આપનાર કે સાંભળનાર રહેશે; પત્રવ્યવહારની પણ પછી શી જરૂર છે ? અને કદાચ આમ ખરેખર બને તો આપણી સ્થિતિ કેટલી ભયંકર, દુઃખદ અને એકાન્ત, તથા લાચાર થઈ પડે ! પણ પરમ પિતા મહાન પ્રભુએ આપણા ઉપર દયા કરી પોતાના અદ્‌ભૂત ડહાપણ અને સામર્થ્યથી આપણો વાર્તાલાપ અને બોલવા ચાલવાનો વ્યહવાર અબાધિત પણે ચાલુ રાખવા માટે આ વકતૃત્વશકિત અને લેખનશકિતનું પ્રદાન કર્યું છે, કે જે દ્વારા આપણે આપણી જરૂરીઆતો, લાગણીઓ અને વિચારોને અનેક ભાષામાં અનેક રીતે અને સર્વ દેશકાળમાં યથેચ્છ રીતે પ્રગટ કરી શકીએ છીએ. આ ભાષા અથવા વકતૃત્વ શકિતની બન્ને પાંખો—ભાષા અને લીપીદ્વારા મનુષ્યના વિચારો છેક ઉત્તર ધ્રુવ પ્રદેશમાંથી દક્ષિણ ધ્રુવ સુધીના કોઇ પણ પ્રદેશમાં, જાતી દેશ ખંડ અને સમગ્ર ભૂમંડળના સમુદ્રો અને મહાસાગરની પહેલીપાર પણ મોકલી શકાય છે, હજારો ગાઉ દુર પરના મનુષ્ય હૃદયો પર મુકી શકાય છે અને તેઓને ઉશ્કેરી શકાય છે. સામ્રાજ્યો પણ આ શકિતનાં અદ્‌ભૂત પરાક્રમ પાસે ઘણીવાર ભયભીત થઇ જાય છે અને કેટલીકવાર ખાસ ધારા ધોરણોદ્વારા તેને અંકુશમાં રાખવાની જરૂર પડે છે. ગ્રામોફોન ટેલીગ્રાફ અને ટેલીફોન આદિ સર્વ વાતચિતના સાધનો આ વકતૃત્વ શકિતનાં એક પ્રકારનાં અંગભૂત કાર્યો કરનાર, યન્ત્રો છે. મનુષ્યો ક્ષુધા તૃષા, આત્મરક્ષણ, અને પોષણવિના જેમ જીવી શકે તેમ નથી, તેવીજ રીતે આ વકતૃત્વ-શકિતનાં બન્ને અંગ, ભાષા અને લેખન વિના મનુષ્ય સમાજના સમગ્ર વ્યહવારો પણ લાંબો વખત કદી પણ જીવન ધારણ કરી શકે તેમ નથી એ તદ્દન સ્પષ્ટ છે.

ઉપરોકત શાબ્દિક કે લેખિત ભાષાની માફકજ મનુષ્યની મુખમુદ્રાપર પણ એક પ્રકારની કુદરતી ભાષા છવાઇ રહેલ છે. જે કોઇપણ ભાષા કરતાં પણ અન્તર્ગત ભાવોને તાદૃશરીતે દર્શાવે છે. જેને "physiognomy of the face." મુખ સામુદ્રિકશાસ્ત્ર કહેવામાં આવે છે.

**પ્રપૂર્ણ**—જે વ્યકિતમાં આ શકિત પૂર્ણ રીતે ખીલેલી હોય છે તે પોતાના મનોગત ભાવોને સંપૂર્ણ રીતે યથાવત્ પ્રગટ કરી શકે છે. અસરકારક રીતે તેઓ બોલી શકે છે. લખેલું કે વાંચેલું શીઘ્ર કંઠાગ્ર કરી શકે છે. વ્યાખ્યાનના રુપમાં ગોઠવી બોલી શકે છે. જુદી જુદી ભાષાઓ શિખી શકે છે. અનુકરણશકિતની અધિકતાને યોગે ઉત્તમ હાવભાવ દર્શાવી શકે છે. સૌન્દર્યના શોખની અધિકતાથી બોલવાચાલવામાં ઘણાજ સભ્ય, સુધરેલા અને શાણા તથા રસમય હોય છે. અવલોકન, તુલના, અને ઐતિહાસિક શકિતની મદદથી બહુજ સારૂં ઉચ્ચ પ્રકારનું વકતૃત્વ કેળવી શકે છે. પ્યારની લાગણીની અધિકતાથી મધુર મન્દ સ્નેહોત્પાદક અને ઉલ્લાસક વાણીમાં બોલે છે. બળ તથા વિનાશકશકિતની અધિકતાને લીધે સખ્ત અને કાપી નાંખે એવું કટુ અને કર્ણકઠોર બોલે છે. નૈતિકસામર્થ્યની અધિકતાથી નીતિયુકત

હોય તેજ બોલે છે. છુંપુ રાખવાની શકિતના અભાવમાં જેવું હોય તેવું સ્પષ્ટ કહે છે. ગોપન શકિતની અધિકતા હોય તો કદી સ્પષ્ટ કે સરલ બોલતા નથી.

ગ્રન્થકારો કે પુસ્તક લખનારાઓને ભાષાજ્ઞાન અને બુધ્ધિચાતુર્ય તથા જ્ઞાનની અધિક જરૂર પડે છે. જ્યારે વ્યાખ્યાતાઓને શબ્દશકિત તથા વકતૃત્વશકિત બન્નેની એકી સાથે જરૂર પડે છે.

સાધારણ—જેઓમાં આ શકિત સાધારણ હોય છે તેઓ થોડું બોલે છે. તેવાઓને બોલવાં જતાં શબ્દો મળતા નથી. ભાષા કે વ્યાકરણનું પણ કંઇ ઠેકાણું રહેતું નથી. તેવા વ્યકિતએ આ શકિતને, વાર્તાલાપ અને પત્રવ્યહવાર તથા વાંચનદ્વારા ખુબ ખીલવવી જોઇએ.

આ વકતૃત્વશકિતને પરિણામે વિદેશી ભાષાઓ પણ બોલતાં જલ્દી શીખી શકાય છે. પણ શબ્દોની જોડણી તથા વાંચનની અંદર આકૃતિજ્ઞાનનાં સ્થાનની મદદ લેવી પડે છે. કારણ કે શબ્દ કે અક્ષરોનાં જુદાં જુદાં સ્વરુપ અને આકારો આદિ તેદ્વારા યાદ રાખી શકાય છે. ભાષાના નિયમો, અને સિધ્ધાન્તો યાદ રાખવા માટે (eventuality) સ્મૃતિશકિતની જરૂર પડે છે. શબ્દના ભિન્ન ભિન્ન અર્થોને અવગત કરવામાં તુલનાશકિતની જરુર પડે છે. આજ પ્રમાણે અન્યાન્ય શકિતઓ પોતપોતાનાં કાર્યાનુસાર મદદ આપી આ ભાષા અને લેખનની શકિતને ખીલવવામાં અનેક રીતે સહાયભૂત થાય છે.

સુભાષિત—(Eloquence) બુધ્ધિશકિત અને નૈતિકશકિતઓ પછીનો દરજ્જો આ સુભાષિત શકિતને આપવો જોઇએ. મનુષ્યને બક્ષીસ કરવામાં આવેલ આ એક ઉત્તમ શકિતનો ઉત્તમ રીતે ઉપયોગ કરવો એ એક ઉચ્ચ પ્રકારનો આનંદ છે.

માનસિક શકિતઓની પરિપૂર્ણતા એ કુદરતની ઉત્તમ બક્ષીસ છે. પણ તે શકિતનું બાહ્ય નિદર્શન તો માત્ર આ સુભાષિત દ્વારાજ થઇ શકે છે. એટલા માટે માનસિક શકિતઓને પૂર્ણતયા ખીલવવા તથા ઉપયોગી કરવામાં આ સુભાષિત શકિતની કેળવણી અને સુધારણાની ખાસ જરૂર છે. એટલુંજ નહિં પણ સુંદર અને મધુર સુભાષિત એ તો મનુષ્યનું ખરેખર ભૂષણ છે.

ખીલવણી—પરમાત્માએ અર્પણ કરેલી આ અદ્દભુત શકિતને ખીલવવા માટે પ્રત્યેક વ્યકિત એ ઘણાજ હર્ષપુર્વક પ્રયત્ન કરવો જોઇએ. તેને માટે નીચેના નિયમો કેટલેક અંશે ઉપયોગી થશે.

૧ હમેશાં બોલવાના પ્રસંગોનો યથાવત્ ઉપયોગ કરો.
૨ સભા અને સોશાઇટી સન્મુખ સભાક્ષોભ થાય તો તેની દરકાર નહિ કરો.
૩ તમારો બંધુવર્ગ સન્મુખ બેઠેલો છે એમ સમજી હૃદયના શુધ્ધ ભાવોને વિશુદ્ધ ભાષામાં હમેશાં નિર્ભય રીતે પ્રગટ કરો.
૪ વાદવિવાદની (Debating club) મંડળીઓમાં દાખલ થાઓ.
૫ જાહેર વ્યાખ્યાનો આપવાનુ શરૂ કરો.

# નં. ૪૦ પ્રજ્ઞા તર્કશકિત અથવા મનનશકિત.

# Causality.

## વ્યાખ્યા, સ્થાન, શોધ, ઉપયોગ અને વર્ણન આદિ.

તર્કશકિતની અંદર—હેતુશક્તિ, કારણ શોધી કાઢવાની શકિત—મનન શકિત, સમજ શકિત, ગ્રાહક કે શોધક શકિત, ન્યાય શકિત, કાર્યકારણ વિચારાત્મક શકિત, પ્રત્યેક વસ્તુની સ્થિતિ અને ગતિ આદિના કારણ શોધી કાઢવાની શકિત. કેમ ? શામાટે ? શાથી ? કેવી રીતે ? ઇત્યાદિ, માનસિક પ્રશ્નો ઉપસ્થિત કરી મનનદ્વારા સત્ય સિદ્ધાન્ત શોધવાની શકિત, ઉહ, પ્રજ્ઞાશકિત, બુદ્ધિશક્તિ ઇત્યાદિ ભાવોનો સમાવેશ કરવામાં આવે છે.

સ્થાન—કપાળના છેક ઉપરના બાજુના વિભાગમાં, તુલનાશકિતની આસપાસ, આ તર્કશકિતના અવયવોનાં સ્થાન છે. તેની યથાર્થ ખીલવણીથી કપાળનો આકાર લગભગ ચોરસ, ઉચ્ચ અને ઉન્નત દેખાય છે. જ્યારે અર્ધઘેલા મનુષ્યો, પશુઓ અને વાનરોની અંદર આ ભાગ ખાસ ખામી વાળો અને બેઠેલો જણાય છે. ૧ મનન અને ૨ યોજના એવા આ શક્તિના બે વિભાગ છે.

શોધક ડો. ગોલ કહે છે કે—" I have long observed that great philosophers have the anterior superior part of the forehead singularly large and prominent, as in Socrates Democritus Cicero, Bacon, Montaigue, Galaleo & others " " In proportion as this anterior superior part of the forehead is developed the human mind is the more expanded, and the man raises himself above brutes and his fellows This organization discovers the relation of causes and effects, pursues a long series of data, embraces a vast field of observation, discerns the unknown from the known, the constant from the accidental, determines the laws of phenomena, establishes principles, deduces conclusions ascends from effects to causes and descends from general laws to facts, enriches nation with new truths spreading like the beneficent rays of light, breaking the yoke of despotism and destroying the machination of imposture. It is reason which constitutes the true essence of man, a barrier of seperation between man and brute.

**Dr. Gall.**

ડા. સ્પરઝીયમ પણ કહે છે કે:—" It seems to me that the special faculty of the cerebral parts on either side of comparision examines causes, considers the relation of causes and effects, and prompts men to ask "why"? Its effects are immense. The cultivation of fields invention of instruments and whatever man produces by art, depend on this faculty. It is the fountain of resources and produces results by applying causes." "It unhasitatingly infers that God must exist and possess the attributes manifested in his works and therefore that exists to us that he is our creator and preservor that all his qualities merit our profoundest admiration and that therefore He is to man the Highest and most legitimate object of veneration and worship. This organ is established."

**George Combe.**

ઉપયોગ—આ વિશ્વની અંદરના નાના મોટા સમગ્ર બનાવોના અને પદાર્થોના એક બીજા સાથે જે કાર્યકારણાત્મક સંબંધો છે, તેને જાણવા સમજવા કે અનુભવવા, એ આ શકિતનું મહત્વનું કાર્ય છે. **कारणाभावात् कार्याभावः** કારણવિના કોઇ પણ કાર્ય આખા વિશ્વમાં કદાપિ પણ બની શકતું નથી. પ્રત્યેક કાર્યનું કારણ હોવુંજ જોઇએ. વળી પ્રત્યેક કાર્ય તેના કારણના પ્રમાણમાંજ સારૂં નરસું કે પ્રબળ અથવા દુર્બળ હોય છે કાર્યકારણાત્મક સંબંધ વિના, વિશ્વના આ સર્વ વ્યાપિ વ્યવસ્થાપક નિયમ વિના, કુદરતમાં સર્વત્ર અવ્યવસ્થા અને ગડબડાધ્યાયજ નજરે પડત. આપણે કોઈ પણ બાબત કે વિષય ઉપર આધારજ ન રાખી શકત. અમુક કામ કરવાથી અમુકજ થવું જોઇએ, એવો વિશ્વાસ સદન્તર નાશ થાય, અને તેવી દશામાં કોઇ પણ પ્રકારની પ્રવૃતિ તરફ મનુષ્યોનું મન પ્રવર્તમાન થઇ શકે નહિં. પણ કુદરતની અંદર ઉપર જણાવેલ વિશ્વવ્યાપિ નિયમને આધારે વર્તિને આપણે આપણા સમગ્ર કાર્યોની સવિશ્વાસ પ્રવૃત્તિ કરી રહ્યા છીએ. કુદરતના સમગ્ર કાર્યો સકારણ હોય છે, અને તેના સમગ્ર કાર્યો કરવાના નિયમો પણ નિત્ય અનાદિ અને એકસરખા સર્વદા વર્તમાન રહે છે. તેને આપણે સૃષ્ટિક્રમ અથવા કુદરતે કાનુન (Laws of nature) કહીએ છીએ. કુદરતની અંદરની આવી હેતુપુર્વકની પ્રવૃત્તિઓને અને તેના કાર્યકારણાત્મક સંબંધોને યર્થાર્થ રૂપમાં સમજવા, એમાં મનુષ્યનું ખરૂં મહત્વ સમાયેલું છે. વળી તેવા સંબંધો સમજવા તથા અનુભવવા માટે કુદરતે આપણા મસ્તિષ્કમાં ઉપર જણાવેલ તર્ક કે મનનશકિતનું ખાસ અવયવ યોગ્ય સ્થાને નિર્માણ કરેલુ છે કે જેના દ્વારા એ બધા કાર્યોનું ગુપ્ત રહસ્ય આપણે સકારણ સમજી શકીએ છીએ. આ અવયવદ્વારા કુદરત સાથે મનુષ્યનો જ્ઞાતા અને જ્ઞેય પ્રમાતા અને પ્રમેય તરીકેનો નિત્ય સંબંધ છે. તેજ શક્તિના પ્રતાપથી મનુષ્ય ભુમિની ઉત્પાદક શકિતને અનેક રીતે ખીલવી શકે છે, વાયુ તથા ભરતીઓટ અને મહાસાગરને

પણ પોતાના વશમાં લાવી તેઓની પાસે પોતાના દૂતનું કાર્ય કરાવી શકે છે. બાષ્પને પોતાની આજ્ઞાંકિત અનુચરી બનાવી શકે છે. વિદ્યુતશકિત પાસે એક દેશથી બીજા દેશમાં સંદેશાઓ પહોંચાડનાર એક અનુચર તરીકેનું કામ કરાવી શકે છે. વાયુ દેવની પીઠપર સ્વાર થઇ મનુષ્ય અન્તરિક્ષના કોઇ પણ પ્રદેશમાં અવ્યાહતપણે ગતિ કરી શકે છે. ભિન્ન ભિન્ન પ્રકારની ઉષ્ણુતા, થંડી, વાયુનું દબાણુ અને રૂતુઓના ફેરફાર આદિનું માપ કાઢનાર યન્ત્રો કે જન્ત્રો શોધી શકે છે અને તેવા સમગ્ર સાધનોદ્વારા અસંખ્ય પ્રકારે મનુષ્ય સમાજનાં તેમજ અન્ય પ્રાણીવર્ગનાં સુખોને તેમ દુઃખોને વધારી ઘટાડી શકે છે. મનુષ્યની અંદરની આ શોધકશકિત કે મનન શક્તિએ આજ દિન સુધીમાં, જળ સ્થળ અને અન્તરિક્ષમાં કેટલી હદ સુધી પોતાની સત્તા વિસ્તારી છે, તે તરફ નજર કરો, વિચાર કરો અને તપાસી જુઓ કે આ પ્રજ્ઞાશક્તિ અથવા બુધ્ધિશક્તિએ આ દુનિયામાં કેવાં કેવાં અજાયબી ભરેલાં અને આશ્ચર્યજનક કાર્યો કર્યા છે ?

રેલ, તાર, વિદ્યુત, ટ્રામ, ટેલીગ્રાફ, ટેલીફોન, દોરડા વગરના તાર, એકસરેઝમોનોપ્લેન, બાઇઓપ્લેન, વિમાન, સ્ટીમરો, સબ્મેરાઇન, ટોરપીડો, મનવારો, મશીનગનો, મીલો અને અનેક પ્રકારના કારખાનાઓ આદિની સર્વ શોધો માત્ર આ મનુષ્યની શોધક અને મનનાત્મક શક્તિનેજ આભારી છે, એમ સહજ વિચાર કરતાં સ્પષ્ટ વિદિત થાય છે. માત્ર થોડાજ મનુષ્યની ઉત્કૃષ્ટબુધ્ધિ અને મનનશક્તિની ખીલવણીનો ઉપરોક્ત સર્વ પ્રતાપ છે. પણ જો વિશ્વના સમગ્ર જનમંડળના મનુષ્યો યોગ્ય સંખ્યામાં આ શકિતની ખીલવણી તરફ યથાર્થ ધ્યાન આપે તો કેટલું બધું અદ્દભૂત અને આશ્ચર્યજનક કાર્ય થઇ શકે ? આ પ્રજ્ઞાશકિત મનુષ્યનું ત્રીજું નેત્ર છે કે દિવ્ય ચક્ષુ છે.

વિવેચન—જેઓમાં ઉપર જણાવેલ તર્કશક્તિ પ્રપૂર્ણ રીતે ખીલેલી હોય છે. તેઓમાં પ્રત્યેક બનાવના કારણુ શોધી કાઢવાની અજબ પ્રકારની શકિત હોય છે સામાન્ય મનુષ્યોના મગજમાં જે વાત આવી નથી શકતિ એવી બાબતોમાંથી પદાર્થોના અસ્તિત્વના અને કુદરતના નિયમોની શોધ ખોળ અને તેના સંબંધોના છુપા ભેદો તેઓ પ્રેરણાશકિતની માફક જલદીથી જાણી શકે છે. તત્વજ્ઞાનની ચર્ચામાં અને વાદવિવાદ માટે બહુજ ઉચ્ચ પ્રકારની શકિત ધરાવે છે. પ્રત્યેક વિષયના ગૂઢતત્વને જાણવાની અને સહેતુ સમજવાની પ્રબળ શકિત ધરાવે છે. પ્રત્યેક વસ્તુનું મુળ કારણુ અને તેની રચના તથા પ્રાકૃતિક સંબંધોની શોધખોળ પાછળ તેઓનું મન સ્વભાવથીજ લાગી રહે છે રચના ગોઠવણુ અને માનસિક વ્યવસ્થા કરવાની તેઓમાં ઘણીજ સારી શકિત હોય છે. પરિણામદર્શી હોય છે. દીર્ઘદૃષ્ટિવાળા મન્ત્રીવત્, પ્રત્યેક વિષયમાં પારદર્શિ અને પરિણામજ્ઞ હોય છે. હમેશાં પોતાના હેતુઓ પાર પાડવાની વિજયવંત યોજના કરી શકે છે. બુદ્ધિબળની અધિકતાને લીધે સંવાદ તરફ વધારે રૂચિ ધરાવે છે. ધારણાશકિતની અધિકતાને લીધે દરેક વસ્તુની સ્થિતિ અને ખરૂં વર્ણન તરત ગ્રહણુ કરી સમજી લે છે અને તેપર યથાર્થ

રીતે સહેતુ સંવાદ કરી શકે છે. તુલનાશકિત તથા આત્મનિષ્ઠાના પ્રાબલ્યથી નૈતિક વિષયોની પુષ્ટી તરફ પ્રબળપણે દોરાય છે અને સ્વાર્થવૃત્તિઓનું પ્રાબલ્ય હોય તો પોતાની બધી શકિતઓનો ઉપયોગ આત્મસુખ અને જાતિસગવડ જાળવવા માટે પૂર્ણ રીતે કરે છે. પ્રેરણાશકિત તથા તુલનાશકિતની અધિકતાથી તત્વજ્ઞાન અને અધ્યાત્મવિદ્યા તરફ વધારે વલણ થાય છે. ઐતિહાસિકશકિત અને અવલોકન શકિતની સાધારણ હાલતમાં અનુભવ કરતાં તર્કશકિત ઉપર વિશેષ આધાર રાખી બધી વાતનો નિર્ણય કરી બેસે છે. જ્યારે વસ્તુ સ્થિતિપર આધાર રાખવાને બદલે અમુક સિધ્ધાન્તો પ્રમાણેજ વિચાર કરી પરિણામ કલ્પિ લે છે. આવી રીતે અનેક શક્તિઓના સંયોગથી અનેક પ્રકારે કાર્ય કરવા તત્પર થાય છે. જેઓમાં આ મનનશક્તિ સાધારણ હોય છે તેવા પુરુષો હેતુપુર્વક વિચાર થોડો કરે છે. કારણ તપાસવાની દરકાર કરતા નથી. અન્ય વ્યકિત દ્વારા જ્યારે સત્ય કારણ દર્શાવવામાં આવે ત્યારેજ સત્ય સમજી શકે છે. વિકટ બાબતો કે પ્રશ્નોનો નિર્ણય કરી શકતા નથી. માત્ર ટુંક બુધ્ધિથી ટુંક વિચારોજ કરે છે. આવા પુરૂષો કે સ્ત્રીઓ દીર્ઘદૃષ્ટિવાળા કે લાંબી નજર પહોંચાડી શકે તેવી શકિતવાળા હોતા નથી અગમચેતી ઓછી હોય છે. મનનશકિતનું બહુ કામ કરી શકતા નથી. સાધારણ સમજશકિતવાળા હોય છે. આ શકિતના અવયવ જેમ નાના તેમ સમજશકિત ઓછી હોય છે.

**ન્યૂન**—જેઓમાં આ શકિત તદન ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓમાં તર્કશકિત કે વધારે સમજશકિત અને યુકિત પ્રયુકિત હોતી નથી. આવા વ્યકિતને વારંવાર કહેવાની અને સમજાવવાની જરૂર પડે છે. પોતાની મેળે અગાઉથી વગર બતાવ્યે કાંઈ પણ કામ કરી શકતા નથી. અને કદાચ કરે તો પણ તે સંતોષ કારક રીતે કહી કરી શકતા નથી. હમેશાં તાબે રહી અન્યની સુચનાનુસારજ કાર્ય કરી શકે છે. સમજ શકિત અને વિચારશકિતની ખાસ ખામીવાળા હોય છે. ટુંકમાં બુઠ્ઠિ બુધ્ધિના હોય છે, જેને મંદધી કહેવામાં આવે છે.

નાના બાળકોની અંદર કુદરતી રીતેજ આ મનન શકિતના અવયવો ઠીક પ્રમાણમાં હોય છે પણ પછીની અવસ્થામા તેમને યથાર્થ રીતે ખીલવવામાં આવતા નથી. જો એ અવયવોની યથાર્થ ખીલવણીના ઉપાયો યોજવામાં આવે તો જન સમાજનો ઘણો મોટો ભાગ સારી સમજશકિત અને ડહાપણવાળો નિવડે એમાં કંઇ આશ્ચર્ય નથી.

નાના બાળકોમાં આ શકિત ઘણીજ સારી રીતે કેળવવાની પણ એક પધ્ધતિ છે. બાળકોના મન હમેશાં નવું નવું જોવાની, જાણવાની સાંભળવાની કે તપાસવાની જીજ્ઞાસા અને આતુરતાથી પૂર્ણ હોય છે. એટલા માટે તેઓ અનેકવાર હજારો પ્રકારના પ્રશ્નો કરે છે. પણ અજ્ઞાન માબાપો એવા પ્રશ્નોનો પ્રત્યુત્તર ન આપતાં કેટલીકવાર ગુસ્સે થઇ જાય છે અથવા "બેસ બેસ તારે એ પ્રશ્નોનું હાલ શું કામ છે" એમ કહીને બાળકોને નિરૂત્સાહિ બનાવી તેઓની આત્મજીજ્ઞાસાને તદન શાન્ત પાડી નાંખે છે અથવા ગુસ્સે થઈ એકાદ બે તમાચા અડાવી દઇને

અથવા પોતાની અક્કલ પ્રમાણે ઉંધાચત્તા જવાબ આપી છુટી જાય છે અને પરિણામે બાળકોના કોમળ મનને શાન્તિ કે સંતોષ આપી શકતા નથી. આથી બહુજ અનિષ્ટ પરિણામ આવે છે. શિક્ષકો પણ ઘણીવાર આવું વર્તન કરે છે, જે તેઓના સ્થાનને માટે તદ્દન અયોગ્યજ ગણાય. બાળકોના પ્રત્યેક પ્રશ્નને સ્કુલમાં, ઘરમાં કે બહાર પ્રત્યેક પ્રસંગમાં યથાયોગ્ય પ્રત્યુત્તર મળવોજ જોઇએ. તેઓનો એ એક ખાસ હક છે. અને વડીલોનું એ ખાસ કર્તવ્ય છે કે તેઓની જીજ્ઞાસાને તૃપ્ત કરવી. આ શું? પહેલું શું? ઇત્યાદિ પ્રશ્નોદ્વારા થતી ઇચ્છાઓ બાળકોના જ્ઞાનના દરવાજા ખુલ્લા મુકવાની પ્રથમ નિશાની અથવા માંગણી છે જેનો સ્વીકાર વગર વિલંબે થવોજ જોઇએ. કારણ આવા પ્રશ્નોના યોગ્ય જવાબને પરિણામે અનેક બાળકો નાની અવસ્થામાં પણ ઘણું સારૂં સામાન્ય જ્ઞાન, વાંચવા લખવા ઉપરાંત ધારણ કરી શકે છે. આ તર્કશકિત અને મનનશકિતને ખીલવવા માટે બાલ્યાવસ્થા એજ ઘણો ઉત્તમ સમય છે. કારણ મોટી ઉમરે, ધંધા રોજગાર અને ઘરવ્યવસ્થાના કામકાજમાં પડયા પછી તેને માટે ખાસ સમયમળી શકતો નથી આટલા માટે બાળકોમાં એ શકિત ખીલવવા માટે નીચેના નિયમો ધ્યાનમાં લેવાની ખાસ જરૂર છે.

૧ બાળકો હમેશા પ્રત્યેક વિષય પર પ્રશ્નો કરતાં શીખે એવી વૃત્તિ કેળવો.

૨ તેઓના પ્રશ્નોના પ્રત્યુત્તર તેઓની પાસેથીજ બનતા સુધી કઢાવો.

૩ તેઓની મનનશકિતને હમેશા નવું નવું કાર્ય પ્રશ્નોદ્વારા સોંપો.

**ખીલવણી**—આ શકિતની ખીલવણી માટે ન્યાય કે તર્ક અને કાયદાના ગ્રંથોનો અભ્યાસ કરો. વાંચો, વિચારો, મનન કરો અને જે જે વિષયમાં તમને પ્રીતિ હોય તે બાબત શ્રવણ મનન અને નિદિધ્યાસન કરો. નવા વિચારો ગ્રહણ કરો. મુશીબતોથી પાર ઉતરવા માટે નવી નવી યુકિતઓ શોધો કુદરત પોતાના હેતુઓ પાર પાડવા માટે શું શું યોજના કરે છે, કેવા કેવા ઉપાયો યોજે છે, તેની તપાસ કરો અને તેનું અનુકરણ કરો. પ્રત્યેક સૃષ્ટ પદાર્થનો કાર્યકારણ સંબંધ શોધી કાઢી તેનો બારીક તપાસ અને અભ્યાસ કરો. ખગોળ, ભૂગોળ, ભુસ્તર, ભૂમિતિ, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર આદિનો અભ્યાસ કરો અને તર્કશકિત તથા મનન શકિતને કેળવો.

## નં. ૪૧. તુલના અથવા સમાલોચકશકિત.

## Comparision.

### વ્યાખ્યા, સ્થાન, શોધ, ઉપયોગ, અને વિવેચન આદિ.

**તુલના**—સમાલોચના, સમ્યક્ વિવેક, વિવેચના શકિત, પ્રથકરણ, ડહાપણ, વર્ગીકરણ શકિત, સમીક્ષકશકિત, દાખલા દૃષ્ટાન્તો સહિત વર્ણન આપવાની શકિત, સાર તારવી કાઢવાની શકિત, હંસવૃત્તિ, ક્ષીરનીર ન્યાયથી સત્ય શોધી કાઢવાની શકિત અર્થાત

સત્યાસત્યની વિવેચકશક્તિ ઇત્યાદિ ભાવો કે શકિતઓનું ગ્રહણુ આ તુલના અથવા સમાલોચકશકિતમાં કરવામાં આવે છે.

કટાક્ષમય રચના કે વ્યાખ્યા અને સોફીસ્ટ્રીઃ ( Sophystry ) એ આ શકિતના અતિયોગ કે મિથ્યાયોગનું પરિણામ છે.

**સ્થાન**—કપાલના ઉપરિસ્થ મધ્ય પ્રદેશમાં જ્યાંથી વાળની શરૂઆત થાય છે તે સ્થળથી જરા નીચે, ઐતિહાસિકશકિતના સ્થાનની બરાબર ઉપર અને તર્ક શકિતના બન્ને અવયવોની મધ્યમાં, આ શકિતનાં અવયવનું સ્થાન આવેલ છે. કપાલના મધ્યપ્રદેશમાંથી શરૂ થઇ ઉપરના છેક વાળ સુધીના પ્રદેશ પર્યન્ત તે લગભગ પ્રસરે છે. અને આસપાસના અવયવો કરતાં અત્યન્ત વિસ્તૃત થયેલ હોય તો એક ( cone ) કોનના આકારનુ અને તેનો ઉપરનો ભાગ જ્યારે ખીલેલ હોય ત્યારે કપાળનો મધ્ય પ્રદેશવાળો ભાગ ઉપસેલો કે ઉન્નત જણાઇ આવે છે. સેકસપીયરની અંદર આ ભાગ ખાસ રીતે વૃદ્ધિંગત જણાય છે. તેની એ શકિતનું મુખ્ય કાર્ય તેના સમ્પૂર્ણ લેખોની અંદર સર્વત્ર જોવામાં આવે છે. તેનું ડહાપણ સમજશકિત અને વિચારગાંભીર્ય તથા સમાલોચક શકિત અને સમીક્ષા કરવાની શકિત ખરેખર અતુલિત હતી. આજ પ્રમાણે મહાન કવિ કાલીદાસમાં પણ તે શકિત પૂર્ણ પ્રમાણમાં હોવીજ જોઇએ, કારણ ઉપમાલંકારયુકત લખાણ આ શકિતનુંજ પરિણામ છે.

**શોધ**—આ શકિતના સ્થાનની શોધ ડો. ગોલે કરી હતી. તે કહે છે કે " All had this middle anterion part of their foreheads developed into a conical eminence and all my observations only convinced me the more.' " Why should nature put this organ in the median line where all of the most essential organs are always found? Because the education of the race commences with this comparision which forms images and pictures.

**Gall.**

**ઉપયોગ**—કુદરતની અંદર પ્રત્યેક વસ્તુનું બહુજ ડહાપણ પૂર્વક વર્ગીકરણ કરવામાં આવેલ છે. આ વર્ગીકરણને યથાવત જાણી પ્રત્યેક વસ્તુના સામાન્ય વિશેષ અને સમવાય આદિ સંબંધોને અનુભવિ વસ્તુસ્વરૂપનો નિર્ણય કરવો એ આ શકિતનું મહત્વપૂર્ણ કાર્ય છે. ઝાડ, પાન, વૃક્ષ, કંદ, મૂળ, ફળ, ફૂલ, અનાજ, માટી, પથ્થર, જીવજન્તુ, પશુવર્ગ, અને મનુષ્ય પર્યન્તના સમગ્ર પદાર્થોની અંદર જે એક જાતનું સાધર્મ્ય અને વૈધર્મ્ય સમાઈ રહેલ છે, તેની પ્રત્યક્ષ સમાલોચના કે તુલના આ શક્તિથી થાય છે. કેટલાક પ્રાણીઓ જળચર હોય છે. કેટલાક સ્થળચર અને કેટલાક વ્યોમચર હોય છે. પાંખો હોવાના કારણથી સર્વ પક્ષીઓમાં પક્ષિત્વ એ તો સામાન્ય ગુણ અર્થાત સાધર્મ્ય છે જ્યારે કેટલાંક જળચર પાણીમાં કીડા કરનાર અને કેટલાક માત્ર વ્યોમચર હોય છે. આ તેઓની અંદરનું વૈધર્મ્ય દર્શાવે છે.

પાણી અને પથ્થર બન્ને જડ હોવાના સબબથી સાધર્મ્યયુક્ત છે, પણ પથ્થરમાં કઠોરતા અને જળ સ્વભાવિક રીતે સ્નિગ્ધ શીતળતા યુક્ત અને જેવા પાત્રમાં રહે તેવું સ્વરુપ ધારણ કરે છે. જ્યારે અગ્નિ પણ જડ હોવા છતાં પોતાના દાહક ગુણથી અને તેજોમય સ્વરૂપથી જળ તેમજ પથ્થર બન્નેથી ભિન્ન ધર્મિ છે. પણ જડત્વ ધર્મમાં તો સૌનું સાધર્મ્ય છે. આ પ્રમાણે પ્રત્યેક વસ્તુની અંદરના ગુણ કર્મ અને સ્વભાવ આદિની અંદરના સાધર્મ્ય વૈધર્મ્યની વિવેચના કરી, તુલના, સમાલોચના કે વિવેચના અથવા સમીક્ષા કરી, પદાર્થોનાં સત્ય સ્વરૂપને અવગત કરવું, એ આ શકિતનું કાર્ય છે. કુદરતના અસંખ્ય પદાર્થોને યથાવત્ જાણવાની આ ચાવી છે. તેના વિના પશુપક્ષી મનુષ્ય કે જડ પદાર્થોનાં સાધર્મ્ય વૈધર્મ્યને જાણી શકવાનું તદન દુર્લભ થઈ જાત. પણ મનુષ્યની અંદર, વસ્તુઓના સ્વરૂપની સરખામણી કરી જાણવા માટે ઉપરોક્ત તુલનાશકિત અને પદાર્થોની સ્થિતિ, એ બન્નેનો સંબંધ એવો તો ચોકસ રીતે સંયુકત કરવામાં આવેલ છે કે આપણે બહુજ સરલતાથી પ્રત્યેક વસ્તુની યથાર્થ સ્થિતિની પરીક્ષા કરવા શકિતવાન થઈ શકીએ છીએ, અને તેપરથી કુદરતના સામાન્ય નિયમો કે સિધ્ધાન્તો તારવી શકીએ છીએ. પ્રત્યેક પ્રકારનું અનુમાનિક અને ઉપમાજ્ઞાન આ શકિતદ્વારા થઇ શકે છે. આટલા માટે આ શકિનું કાર્ય અત્યન્ત મહત્વનું અને તર્કશકિત જેટલુંજ અગત્યનું છે.

ડો. ઓ. એસ. ફાઉલર કહે છે કે—"Two organs of comparision, doubtless exist. The lower one more appropriately connected with physico-perceptives in comparing physical substances with each other and reasoning thereon while the latter combining more naturally with the moral facultils, reasons from the physical to the moral world compares ideas, criticises and discriminates between them and imparts logical acumen."

અર્થાત્ આ તુલનાશકિતના અવયવના પણ ખરેખર બે વિભાગ છે, જેમાંનો નિચ્ચોનો ભાગ દ્રવ્ય અને પાર્થિવ પદાર્થોના ગુણદોષની પુરસ્પર સરખામણી કરી વિવેચન કરવાનું કાર્ય કરે છે. જ્યારે ઉપરનો ભાગ સ્વભાવિક રીતે ધાર્મિક નૈતિક અને માનસિક વિચારોની સમાલોચના સમીક્ષા કે તુલના કરી સત્યાસત્ય વિવેક અને ન્યાયનીતિનુ કાર્ય કરે છે.

ઉપરોકત મી૦ ફાઉલરનું કહેવું જો સત્ય હોય તો આપણે સ્વાભાવિક રીતેજ નૈતિક અને ધાર્મિક વિષયો જેવા કે મનુષ્યની ભાવીદશા, અધ્યાત્મિકજીવન, આધ્યાત્મિક વિચારો આત્મા અને તેની મરણ પછીની દશા, આત્માનું અમરપણું આદિ વિષયોનો સંબંધ પણ આ મનનશકિતઓની સાથે ચોકસ રીતે નીકટપણે જોડાયેલ છે અને તેનો નિર્ણય કરવાનું કામ પણ તેને હાથ હોવુંજ જોઇએ, એમ સ્પષ્ટ જણાય છે. અનુમાનગમ્ય સર્વ સિધ્ધાન્તો અને સત્યજ્ઞાનની શોધખોળનો બધો આધાર આ શકિતના યથાર્થ કાર્ય ઉપરજ છે. પ્રથમ કોઇ પણ પદાર્થનું સમ્પૂર્ણ અથવા એક અંગ પ્રત્યક્ષ

થયા પછી તેનેજ મળતાપણું અથવા મળતી દશા વિગેરે જોઇ અમુક અંગમાં પ્રત્યક્ષ થયા પછી બાકીનાં અંગોનું જ્ઞાન અનુમાનથી તારવી કાઢવું, એ આ શકિતનું મુખ્ય કામ છે. દૃષ્ટાન્ત તરીકે નદીના પુરની વૃધ્ધિ જોઇ ઉપર થયેલ વરસાદનું, બાળકને જોઇ તેના પેદાકરનાર માતપિતાના અસ્તિત્વનું, ઘર મકાન કે મહેલાદિની રચના યોજના અને કારીગરી જોઇ તેના રચનાર કારીગર વિગેરેનું અને સૃષ્ટિની અદ્ભુત રચના વિગેરેને પ્રત્યક્ષ અવલોકયા પછી તેના બનાવનાર મહાન કારીગર વિશ્વવ્યાપી વિશ્વનાથ વિભુ પરમાત્માનું જ્ઞાન થવું, એ બધા પ્રકારના જ્ઞાન અનુમાન ગમ્યજ છે. આવા પ્રકારના જ્ઞાન કે વૃત્તિ વિના દુનીયાની પ્રવૃત્તિ યથાવત રીતે કદાપી પણ થઇ શકેજ નહિ. જ્ઞાન પ્રાપ્તિનો આ પણ એક રસ્તો છે અને તેનો યથાર્થ ઉપયોગ કરવાથી કદી પણ ભૂલો થવાનો સંભવજ નથી રહેતો. કુદરત અને તેના મહાન કાર્યોને અનુભવમાં લાવવાની આ એક મુખ્ય ચાવી છે. તેના સામાન્ય નિયમોને સમજી, ખુલ્લા કરનાર આ એક મુખ્ય વ્યાખાતા છે. આટલા માટે આ શકિતને ખીલવવાની કે કેળવવાની ખાસ જરૂર છે.

**ખીલવણી**—જે કંઇ તમે જુઓ તે પર બરાબર વિચાર કરો અને પરિણામ તારવી કાઢવા માટે સમાલોચના શરૂ કરો. શોધક અને સમાલોચક વૃત્તિથી પ્રત્યેક બનાવ તરફ જુઓ અને સત્યાસત્યની વિવેચના કરો. એક બનાવ કે વિચારની અન્ય બનાવ કે વિચાર સાથે તુલના કરો, તેમાંની ખામી ખોડની વિવેચના કરો. જે કંઇ તમે વાંચો તે પણ બરાબર વિવેચન અને સમાલોચના કરીનેજ વાંચવાની ટેવ રાખો, જેથી વિવેચકશકિત ઉત્તમ પ્રકારે ખીલશે. ન્યાયદર્શન ( ગોતમકૃત ) વૈશેષિક, સાંખ્ય, મીલના લોજીક, ( Logic ) આદિ ગ્રન્થોનો અભ્યાસ કરો. અધ્યાત્મ શાસ્ત્ર, વેદાન્ત, વિગેરેનો પણ અભ્યાસ કરો. તત્વજ્ઞાનના ગ્રન્થો વાંચો અને તે પરથી નિર્ણય તારવી કાઢો અને તમારા તારવી કાઢેલા સિધ્ધાન્તોને દાખલા દ્રષ્ટાન્તો અને દલીલો સહિત, સ્નેહી કે હેતુ વર્ગમાં સમજાવવા પ્રયત્ન કરો. મસ્તિષ્કશાસ્ત્ર, મુખસામુદ્રિકશાસ્ત્ર અને શબ્દશાસ્ત્ર ( વ્યાકરણ ) આ વિષયને માટે એક અનુપમ ક્ષેત્ર છે. તે દ્વારા પણ આત્માની આ શકિતને ખીલવવાપર ધ્યાન આપો. બાળકોની અંદર આ શક્તિ ખીલવવા માટે દાખલા દલીલ અને પ્રત્યક્ષ નિદર્શનદ્વારા પ્રત્યેક વિષયનું સ્પષ્ટીકરણ કરો. તેઓએ અનુભવેલ વિષયોની સાથે બંધ બેસ્તા આવે એવા ઉપમા આપી અનલંકારોનુભૂત વિષયો દૃષ્ટાંતદ્વારા સમજાવવા પ્રયત્ન કરો. કારણ દૃષ્ટાન્તિક વિષયો તેઓની સમજમાં જલદી આવી જાય છે. શિક્ષણના પ્રત્યેક કાર્યમાં અને બાળકો પાસેથી પ્રત્યેક વિષયના પ્રત્યુત્તર કઢાવતી વખતે આ સિધ્ધાન્તોને ઉપયોગમાં લાવવાપર ખાસ ધ્યાન આપો. ઉપમાલંકારથી બાળકો બહુજ સરલતા અને સુગમતાથી પ્રત્યેક વિષય ગ્રહણ કરી શકે છે. માટે બને ત્યાં સુધી તે રીતનો ઉપયોગ કરો. બાળ-હૃદયો આવી રીતે બહુજ શીઘ્રતાથી પ્રત્યેક વિષયને જલદી ગ્રહણ કરશે. પ્રત્યેક વિષયનું બની શકે તેમ હોય ત્યાં સુધી પ્રયોગીક જ્ઞાન આપો, અર્થાત પ્રયોગ કરી પ્રત્યક્ષ દશાવો.

ઉષ્ણતા—આષ્પિકરણ, વાયુ, અને વરસાદના સિદ્ધાન્તો, અગ્નિ, જળ અને બરફ વિગેરેથી પ્રત્યક્ષ નિદર્શન કરાવા મગજમાં ઉતારો. તેજ પ્રમાણે સૂર્યની ઉષ્ણતાથી વતાવરણના ફેરફારો, વાયુઓની ભિન્ન ભિન્ન ગતિઓ વિગેરે કેમ થાય છે તે પણ દર્શાવો. આજ પ્રમાણે ઈતહાસ, ભૂગોળ, શારીરશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર વિગરેના સિધ્ધાન્તોનું સાધારણ જ્ઞાન બહુજ સરલતાથી અને સહજ રીતે બાળકોને આપી શકાય છે. એટલુંજ નહિં પણ તેઓમાં, આનંદ ઉત્સાહ વિગેરેને વધારી જ્ઞાન મેળવવાની જીજ્ઞાસા, હમેશાં અધિકતર પ્રબળ બનાવવામાં સમ્પૂર્ણ સહાય મળી શકે છે. પરિણામે બાળકો પ્રત્યેક પ્રસંગે, તુલના સમાલોચના અને સમીક્ષા કરતાં શીખશે અને પ્રત્યક્ષ પ્રમાણ કે યથાર્થ પરીક્ષા કર્યા વિના, માત્ર શબ્દપ્રમાણને ભરોસે રહી કોઇ પણ સિદ્ધાન્ત કે બાબતનો એકદમ સ્વિકાર નહિ કરી બેશે. આ કંઇ ઓછો લાભ નથી. બાળકોને શિક્ષણ આપતી વખતે તેઓની સમજશક્તિને ધ્યાનમાં લઇને બહુજ સરલ ભાષામાં આપણા બધા ભાવો તેઓ સન્મુખ મુકવામાં ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

વિવેચન—જેઓમાં આ તુલનાશકિત પ્રપૂર્ણ પ્રમાણમાં હોય છે તેઓમાં સમાલોચક, વિવેચક, કે તુલનાશક્તિ અથવા પ્રથક્કરણ કે વર્ગિકરણશક્તિ સારા પ્રમાણમાં હોય છે. કાલીદાસ અને શેકસ્પીયરની માફક ઉપમાલંકારો આપવાની અનુપમ શક્તિ ધરાવે છે. સત્ય શોધી કાઢવાની તેઓમાં આશ્ચર્યજનક શક્તિ હોય છે. સમીક્ષા, ટીકા કે, વર્ણન કરવાનું અદ્ભૂત સામર્થ્ય ધરાવે છે. શબ્દાલંકાર અર્થાલંકાર, અને ઉપમાલંકારથી તેઓના હૃદયના ભાવો પ્રપૂર્ણ રીતે બહાર પડે છે.

સાધારણ—જેઓમાં સાધારણતયા આ શકિત ખીલેલી હોય છે, તેઓ પોતાના વિચારો અને મુદ્દાઓ બરાબર રજુ કરી શકતા નથી. અનુમાન પણ ઠીક ઠીક કરી શકતા નથી. તેઓની સમાલોચના કે તુલના ખામીવાળી અને અપૂર્ણ હોય છે. અન્યને પોતાના મનોગત ભાવો બરાબર સમજાવી શકતા નથી. ખુશ મિજાજની અધિકતાને લીધે મશ્કરી કરવા પ્રયત્ન કરે છે ખરા, પણ તે કવખતની અને નિષ્ફળ નીવડે છે. કોઈ પણ ખાસ મુદ્દાને સાબિત કરી શકતા નથી. વાતચિતમાં અને રજુઆતમાં તુલનાશક્તિની ખામીવાળા જણાઇ આવે છે અને વસ્તુ સ્થિતિનું યથાર્થ વર્ગિકરણ કે નિદર્શન કરી શકતા નથી.

ન્યૂન—જેઓમાં આ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે, તેઓમાં તુલના સમાલોચના કે સમીક્ષા કરવાની બીલકુલ ખામી હોય છે. આવા મનુષ્યોએ ઉપર દર્શાવેલ નિયમાનુસાર પોતાની આ શકિતને ખીલવવાપર ખાસ પ્રયત્ન પૂર્વક ધ્યાન આપવાની જરૂર છે.

નિગ્રહ—કોઇ પણ વિષયનું વર્ણન કે-વિવેચન કરતી વખતે નકામા પ્રયોગો કે અતિપ્રયોગો કરવાથી દુર રહેવું. માત્ર જરૂર જેટલાજ નિદર્શનો કે દૃષ્ટાન્તોની પસંદગી કરવી.

# નં. ૪૨ અન્તર્જ્ઞાન અથવા પ્રેરણા.

# Intution or Human Nature.

## વ્યાખ્યા, સ્થાન. ઉપયોગ અને ખીલવણી આદિ.

**પ્રેરણા અથવા અન્તર્જ્ઞાન**—જનસ્વભાવની પરિક્ષા, સત્ય શોધી કાઢવાની સ્વાભાવિક શકિત, જન સ્વભાવ અને તેઓના હેતુઓનું કે ઉદ્દેશોનું, આકાર, ઇંગિત અને ચેષ્ટાદ્વારા સ્વાભાવિક રીતે જ્ઞાન પ્રાપ્ત કરવું તે, મુખ સામુદ્રિક શાસ્ત્રનો સ્વાભાવિક શોખ કે અન્તર્દૃષ્ટિ ઇત્યાદિ સ્વાભાવિક રીતે જાણવાની શકિતનો આ પ્રેરણા શકિતમાં સમાવેશ કરવામાં આવે છે. ૧. અગમચેતિ કે ભાવિપ્રજ્ઞા અને ૨. પ્રેરણા એમ આ શકિતના બે મુખ્ય વિભાગ છે.

**સ્થાન**—દયા અને તુલના શકિતના સ્થાનની વચ્ચે, જાણે તુલનાશકિતનું અંગજ હોય નહિ એમ તેની ઉપર તરફ પ્રસરેલું, આ શકિતનું અવયવ છે શેકસ્પીયરના કપાળની આ સ્થાનની અતિ ઉચ્ચ દશા એ સ્થાનની અતિ વૃધ્ધિને પૂર્ણ રીતે દર્શાવે છે અને એનેજ પરિણામે મનુષ્ય સ્વભાવનું અવલોકન કરવામાં એની તુલના કરી શકે એવો કોઇ કવિ હજી સુધી થયો નથી.

આ શકિતને પરિણામે મનુષ્ય સત્યનું ગ્રહણ સ્વાભાવિક રીતેજ કરી શકે છે. પ્રત્યેક પદાર્થ અને સ્થિતિનું દર્શન આ શક્તિને પરિણામે તેનાં યથાર્થ રૂપમાં સહજ વિદીત થઈ જાય છે. આકૃતિ અને રૂપદ્વારા જેમ આપણે અક્ષરો કે શબ્દો વાંચીએ છીએ, તેજ પ્રમાણે માત્ર બાહ્યસ્વરૂપ કે સ્થિતિનું અવલોકન કરીને અન્તર્ગત બધા ભાવોને વિદીત કરવામાં આ શક્તિ અદ્ભૂત સહાયતા આપે છે. પ્રાચીન રૂષિયોની અંદર આ શક્તિ પૂર્ણ રૂપમાં ખીલેલી હોવી જોઇએજ એમ આથી આપણને સ્પષ્ટ જણાય છે. **ऋषयो मन्त्रद्रष्टारः** "રૂષિઓ તો મન્ત્રના દૃષ્ટા હતા" એમ જે કહેવાય છે એમાં ઘણે અંશે સત્ય સમાયલું છે એમ સ્પષ્ટ લાગે છે. એક નાના સરખા સિધ્ધાન્તપરથી કુદરતના મહાન અને સત્ય સિધ્ધાન્તોને ખુલ્લા કરવા, એ આ શકિતનું સામર્થ્ય છે. સાયન્સ, પદાર્થવિદ્યા, વિદ્યુતવિદ્યા ગ્રામોફોન, તાર-ટેલીગ્રાફ, અને ખગોળ તથા ભૂગોળનાં મહાન અને વિશ્વવ્યાપક સિદ્ધાન્તોની શોધનો મોટો ભાગ, આ સ્વાભાવિક પ્રેરણાશકિતનેજ આભારી છે. ઝાડપરથી ફળનું પડવું તથા આકાશમાં ચંદ્ર સૂર્ય અને ગ્રહો આદિના ગોળાઓનું નિયમિત ગતિની અંદર ફરવું અને સર આઇસેક ન્યુટન દ્વારા તેના નિયમોની મહાન અને આશ્ચર્યજનક શોધનું જન્મ પામવું એ પણ આ પ્રેરણાશકિતનો પ્રતાપ છે, એમ કહ્યાવિના ચાલે તેમ નથી આજ પ્રમાણે તાર, ગ્રામોફોન, અને વાયરલેસ ટેલીગ્રાફ આદિની શોધો પણ ફ્રેન્કલીન, એડીસન,

અને મારકોની વિગેરેએ કરી એમા કંઇ પણ ખોટું નથી. પણ ખરૂં પુછો તો તેઓની શોધ થવામાં આ પ્રેરણા શકિતની ખાસ સહાયદ્વારાજ તેઓ આવી મહાન શોધો કરવા પ્રેરાએલા હતા, અને તેથી તેઓને વર્તમાન કાળના મહાન રૂષિઓ કહીએ તો તેમાં કંઇ પણ સંકોચ કરવાનું કારણ નથી. કારણ તેઓ બધા વિદ્યુતશકિતના મન્ત્રદ્રષ્ટા છે.

નૈતિક અને ધાર્મિક ઉચ્ચ પ્રકારનું વિશુદ્ધ જીવન ગાળનારાઓને અધ્યાત્મિક સ્ફુરણાઓ કે પ્રેરણાઓ થાય છે. એ વાત સર્વ કોઇ જાણે છે. તેજ પ્રમાણે બુદ્ધિ શકિતઓ પણ ઘણે અંશે પ્રેરણાશકિતની સહાયદ્વારા મહાન કાર્યો અને અદ્ભુત શોધખોળ કરવા સમર્થ થાય છે. આ પ્રેરણાશકિત એ આત્મજ્ઞાનની પુષ્ટિ અને વૃદ્ધિ થવા માટે, જ્ઞાનને દાખલ થવાનું મુખ્ય દ્વાર છે. અનુભવ અને જ્ઞાનની એ પરાકષ્ટા અને નિષ્કર્ષ છે. અને તેથી તેનું સ્થાન સર્વ બુધ્ધિશક્તિઓની ઉપર આવેલું છે.

અમુક અમુક પ્રસંગોમાં અમુક કાર્ય કરવું જોઈએ. અથવા નહિંજ કરવું જોઈએ, એવુંજ્ઞાન આવી શકિતવાળાવ્યકિત સહજતયા મેળવી શકે છે.

પ્રપૂર્ણ–જેઓમાં આ પ્રેરણા શકિતની અધિકતા હોય છે, તેઓની રહેણી કેહણી અને કરણી યથાયોગ્ય હોય છે. સત્ય બાબતને તેઓ તેના યથાર્થ રૂપમાં યાથાતથ્ય જાણી શકે છે. મનુષ્યસ્વભાવને દેખાવ, વાર્તાલાપ, રીતભાત, ચાલચલગત, અને અવાજ માત્રથી તરતજ જાણી લે છે. સ્વભાવિક રીતે તેઓ સામુદ્રિકશાસ્ત્રને જાણનારા હોય છે. સૌજન્યની અધિકતા આવા વ્યકિતમાં હોય તો મનુષ્યને કેવી રીતે વશ કરવા તે તે સારી રીતે જાણે છે. તુલનાશક્તિની અધિકતાથી તેઓ દરેક ક્રિયાનું પરિણામ અને અસર અગાઉથી બરાબર સમજી શકે છે.

સાધારણ—જેઓમાં આ શક્તિ સાધારણ હોય છે તેઓ મનુષ્યના સ્વભાવની પરિક્ષા યથાવત કરી શકતા નથી. મનુષ્યોના ભાવો અને વર્તનો સંબંધી અનેકવાર ખોટા મત બાંધી બેસે છે. પરિણામ દર્શી હોતા નથી.

ન્યૂન—જેઓમાં આ શક્તિ ન્યુન પ્રમાણમાં હોય છે તેઓ જનસ્વભાવને બીલકુલ સમજી શકતાં નથી. દરેક માણસને તેઓ પોતાના જેવાજ સમજે છે.

ખીલવણી—આ શક્તિને ખીલવવા માટે-મનુષ્યના પ્રત્યેક કાર્યનું અને હેતુઓનું બારીક અવલોકન કરો. તેઓના લક્ષણો સામુદ્રિકશાસ્ત્રાનુસાર વાંચવાનો પ્રત્યેક પ્રસંગે પ્રયત્ન કરો. નેત્ર અને મુખ આદિના વિકારપર ધ્યાન આપો. અમુક પ્રકારની ક્રિયા કે ફેરફાર મુખમુદ્રાપર સાથી થયો તેનું કારણ શોધી કાઢો. ટુંકમાં જનસ્વભાવની લાગણીઓ અને ભાવોને સામુદ્રિકશાસ્ત્ર અને મસ્તિષ્કશાસ્ત્રની પદ્ધતિ અનુસાર તપાસવાનો અભ્યાસ કરો. પ્રત્યેક લાગણી, અવાજ, સ્થિતિ અને ભાવ કે બાહ્યચિન્હને, મનુષ્યના અન્તર્ મનની સ્થિતિ સંબંધિ કંઈ ને કંઇ કહેવાનું હોયજ છે. માત્ર મનુષ્યે તેનો બારીકીથી અભ્યાસ કરવાની જરૂર છે. કેટલીક વખત એક નાનું સરખું જણાતું કાર્ય, તીવ્ર અથવા મંદ અવાજ કે ગુસપુસ થતી

વાતો અથવા મુખમુદ્રાપરના ફેરફારો, મનુષ્યની અન્દર ચાલતા મોટા મોટા ગૂઢ વિચારોને પણ સ્પષ્ટ રીતે બહારપાડી ખુલ્લા કરી દેવામાં સાધન ભૂત થાય છે.

એક વખત એક ગ્રહસ્થ એક અજાણ્યા ખુની પાસે થઇને જતો હતો. જતાં જતાં તેણે પહેલા અજ્ઞાત ખુનીના મુખમાંથી નીકળતા, ચોક્કસ પ્રકારના અવાજ વાળા ભારી સોગનસાથના કેટલાક શબ્દો, રેલવેપર લઇ જનારા ગાડીવાળાને કહેતાં સાંભળ્યા. તે ગૃહસ્થની કલ્પના તુલના અને પ્રેરણાશક્તિની અધિકતાએ, તરતજ તેની તે વર્તણુકની સમાલોચના કરવાનું શરૂ કર્યું. અને તે મનુષ્ય તે વખતે કઇ સ્થિતિમાં હતો તે તેનાં બોલવાના પ્રકારપરથી જાણવાનું શરૂ કર્યું. પરિણામે તેને એમ લાગ્યું કે આ માણસ ખુની હોવો જોઇએ. કારણ ગાડી તરતમાં આવી પહોંચશે, એવો ભય આ પ્રકારની ઉતાવળનું કારણ જણાયું નહિ. પણ તેની રીતભાત બેસવું, ઉઠવું, અને સોગન ખાવાની રીત, તથા શબ્દોપરનો ભાર ચોકસ રીતનો ભયંકર ગુન્હો સાબિત કરતો હોય એમ તેની પ્રેરણાશક્તિએ કહ્યું. આ ગ્રહસ્થ તરતજ રેલવે ડીપો તરફ પાછો ફર્યો, જ્યાં તે ખુની પોતાના મિત્રો સાથે છુપી છુપી આતુરતાથી વાતો કરતો તેને જણાયો. તેણે આસપાસના માણસોને જલદી ખબર આપી. એટલી વારમાંતો પેહેલા ખુનીને પણ કંઇ ખબર પડી કે તરતજ પોતાની ચોરીનો મુદ્દામાલ વિગેરે સંતાડવાની કોશેસ કરવામાંડી. પણ એટલામાં તો તેનો બધો વેશ ખુલ્લો થયો અને પકડાયો. બાહ્યસ્થિતિ સંબંધી વિચારો કરતાં અન્તર્ મનને ઓળખવાના અભ્યાસ અને પ્રેરણાશક્તિની સહાયથી આ ગ્રહસ્થ એકદમ આટલું બધું જાણવા સમર્થ થયો. શું આ દૃષ્ટાન્ત આ શક્તિનું ઓછું મહત્વ દર્શાવે છે? પોલીસ, છુપીપોલીસ, અમલદારો, ફોજદારો, ન્યાયાધીશો અને ધર્મગુરૂઓ વિગેરેમાં આ શક્તિ વિશેષ અંશ હોવાની ખાસ જરૂર છે.

---

## નં. ૪૩ સૌજન્ય, અથવા સભ્યતા કે સ્વભાવમાધૂર્ય.

## Urbanity or Agreeableness.

---

### વ્યાખ્યા, સ્થાન, વિવેચન, ઉપયોગ અને ખીલવણી આદિ.

**સૌજન્ય—સ્વભાવમાધૂર્ય** વિનય, નમ્રતા, વિવેક, સભ્યતા, મિલન સારપણું, સમજાવટ કે પતવણી કરવાનો સ્વભાવ, અને સર્વ પ્રકારની સારી રીત ભાત વિગેરેનો આ સ્વભાવમાધૂર્યની વૃત્તિમાં સમાવેશ થાય છે.

**સ્થાન**—અનુકરણશકિત અને તર્કશકિતની વચમાં, આ શકિતનું સ્થાન આવેલું છે. આ શકિત જો વિશેષ અંશે ખીલેલી હોય તો કપાળના ઉપરના બાજુ તરફ વળતા ભાગને લગભગ ભરાવદાર બનાવી, કપાળને ચોરસ આકૃતિનું રૂપ આપે છે. દયા, અને અનુકરણ શકિતની લગભગ બાજુમાંજ અને બુધ્ધિશકિતના

સ્થાનની નજદીકજ આવેલું આ શકિતનું સ્થાન, એ દર્શાવે છે કે મનુષ્યે બુધ્ધિ અને સમજશકિત પુર્વક સર્વત્ર વર્તિ, નૈતિકશકિતઓની સહાયતાનુસાર દયા, ધર્મ અને નીતિથી સર્વ પ્રાણી માત્રની સાથે મિલનસારપણે યથાયોગ્ય રીતે વર્તવું એ ખાસ જરૂરનું છે.

ઉપયોગ—જનસમાજમાં "सहनाववतु सहनौ भुनक्तु सहवीर्यं करवावहै तेजस्विनावधितमस्तु मा विद्विषावहै" "સાથે મળી રક્ષણ કરીએ. સંપસંપીને ખાનપાન કરીએ, સાથે મળી શરીર, બુધ્ધિ અને સમાજનું બળ પ્રાપ્ત કરીએ. અમારૂં ભણેલું વિદ્યાવિજ્ઞાન આદિ પ્રકાશિત રહે. અર્થાત દબાઇ કે કટાઇ ન જાય અને અમે સૌ એક બીજાને દ્વેશ ન કરીએ," એવા જે પ્રાચીન ૠષિઓના મહત્વપૂર્ણ ભાવો હતા અને વર્તમાન તથા ભવિષ્યની પ્રજાઓમાં પણ જે ભાવો હોવાજ જોઇએ, તેવા મહાન ભાવોની પૂર્તિ માટે આ સ્વભાવમાધૂર્ય, એકસંપી, મિલનસાર પણું કે ઐકયતાપ્રદ, વિનય વિવેક અને નમ્રતાયુકત અનુપમ સાધન રૂપ મનુષ્યની આન્તર્ શકિતનું સ્થાન મસ્તિષ્કમાં હોવાની ખાસ અગત્ય છે. મનુષ્ય પોતાના બન્ધુઓના સમુદાયમાં સંપસંપીને રહેવા માટેજ સર્જાયેલ છે. કારણ તેને પરિણામે તેની અનેક શકિતઓ અને ગુણો કેળવાઇ ખીલીને રસાળ સરલ તથા નમ્ર અને વિવેકપૂર્ણ થાય છે. સ્વભાવની સર્વ પ્રકારની કઠોરતાને દાબી, નમ્ર અને મૃદુ બનાવી વિદ્યા વિનય અને વિવેક રૂપી સરલ માર્ગ પર મુકવા માટે સ્વભાવમાધૂર્ય રૂપી કુદરતી રોલ ફેરવવાની નિરંતર જરૂરજ છે. આથી કરી મનુષ્ય સર્વત્ર સ્નેહ અને મૈત્રી તથા ઐકયતાના બીજો રોપી સહાનુભૂતિનું જબરજસ્ત શસ્ત્ર પ્રાપ્ત કરી, દ્વેષ, દુશ્મનાવટ, દુષ્ટતા, અદેખાઇ, વૈરવૃત્તિ, આદી દુર્ગુણોનો બહુજ યુકિતપુરઃસર નાશ કરવા સમર્થ થાય છે. મનુષ્યસમાજનો સર્વ વ્યવહાર બહુજ સરલતાથી ચાલી રહ્યા છે તેનું કારણ આ શકિતના યથાર્થ ઉપયોગનેજ આભારી છે પ્રત્યેક મનુષ્ય અન્ય ગરીબ અથવા તવંગર બન્ધુ તરફથી હમેશા સભ્ય વર્તન અને માયાળુ વર્તણુંકનીજ આશા રાખે છે. આ શકિતના અભાવમાં એકજ વ્યકિત અનેકનો અને અનેક વ્યકિતઓ પ્રત્યેકના દુશ્મન થઇ જાય. દુનિયામાં સલાહ સંપ, ઐકયતા કે અવિદ્વેષ આદિનું નામ નિશાન પણ રહે નહી. દુનિયાના કાર્યોની પ્રગતિ અને સુધારણાનું આ વૃત્તિ એક જબરજસ્ત અશસ્ત્ર શસ્ત્ર છે. સ્ત્રીઓમાં આ શકિત ખાસ વિશેષ વૃધ્ધિ પામેલ હોય છે, જ્યારે સદ્‌ગૃહસ્થો તથા સન્નારીઓનું તો એ ખાસ ભૂષણ છે.

પ્રપૂર્ણ—જેઓમાં આ સૌજન્યનો ભાવ અધિક પ્રમાણમાં ખીલેલ હોય છે, તેઓ પોતાની રીતભાત વાતચિત અને વિનયદ્વારા લોકોના મન રંજન કરી, પોતાની તરફ પ્રબળપણે ખેંચી શકે છે. દુશ્મનો પણ તેની સભ્યતાપર મોહિત થાય છે. તેઓનું બોલવું ચાલવું, વાર્તાલાપ અને અન્ય ભાવો પણ મૈત્રી અને દયાયુકત હોય છે. સર્વ સ્થળે તેઓ પોતાના સૌજન્યની અમૃતવર્ષાથી સુખ અને શાન્તિનો પ્રસાર કરી મુકે છે. તુલનાશકિત અને જનસ્વભાવની વિશેષ માહિતીને લીધે તેઓ

સ્વીકાર ન કરી શકાય તેવી બાબતો પણ સ્વીકાર કરવી પડે તેવા રૂપમાં રજુ કરે છે. ટુંકમાં તેઓનું વર્તન ખાસ માધૂર્યયુકત હોય છે. જેઓમાં સાધારણ રીતે આ શકિત ખીલેલી હોય છે, તેઓ રીતભાતમાં આનંદદાયક અને સામપ્રધાન હોય છે. સૌંદર્યના અધિક શોખને લીધે તેઓ નમ્ર, મળતાવળા અને વિવેકી જણાય છે નિગ્રહ શકિતની ન્યુનતા અને બળની અધિકતા હોય તો સામાન્ય પ્રસંગમાં તો ખુશ ખુશાલ જણાય છે. પણ જ્યારે ગુસ્સે થાય ત્યારે કઠોર અને સખ્ત સ્વભાવના જણાઇ આવે છે. પણ જેઓમાં દયા આનંદ અને સત્યતા એ ત્રણેનું મિશ્રણ હોય છે તેઓ ખરેખર મૈત્રી કરવા યોગ્ય છે. મી. ગોખલે આ બાબતનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત છે.

ન્યૂનતા—જેઓમાં આ શકિત ન્યૂન હોય છે, તેઓ અતિહર્ષ અને આનંદની વાતો પણ સારા રૂપમાં મુકવા સમર્થ થતા નથી. લોકોની સારી લાગણી અને માનનું આકર્ષણ આવા લોકો ભાગ્યેજ કરી શકે છે.

ખીલવણી—આ સૌજન્યના ભાવને ખીલવવા માટે હમેશાં મળતાવડા સ્વભાવના થવા માટે કોશેષ કરો. તમારા વિચારો ઘણાજ સભ્ય, નમ્ર અને વિવેકી વાણીથી બહાર કાઢવામાં હમેશાં ધ્યાન આપો. સભ્ય વર્તણુંકનો અભ્યાસ કરો. અન્યની સભ્ય રીતભાતની પ્રશંસા કરો અને દોષ દર્શનને તમારો મુખ્ય વિષય ન બનાવતાં હમેશાં ગુણગ્રાહક વૃત્તિ રાખી સર્વત્ર વર્તો.

# નં. ૪૪ આરામપ્રિયતા અને નિદ્રાવૃત્તિ.

**एवं ह वै तत्सर्वं परे देवे मनस्येकी भवति । तेन तर्ह्येष पुरुषो न श्रृणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते नानंदयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥**

આરામ, શાન્તિ વિશ્રાન્તિ, થાક, વિસામો, નિદ્રા, આદિ શબ્દોથી દર્શાવવામાં આવતા ભાવોનું ગ્રહણ, આરામ અને અભાવપ્રત્યયાલંબનાવૃત્તિરૂપ નિદ્રાથી કરવામાં આવે છે.

મસ્તકશાસ્ત્રાનુસાર વર્તમાન સમય સુધીમાં શોધી કાઢવામાં આવેલ સમગ્ર ૪૩ શકિતઓ અને લગભગ ૧૦૦ ઉપરાન્ત તેના ભિન્ન ભિન્ન વિભાગો ઉપરાંત આ આરામવૃત્તિનું સ્થાન હાલમાં નવું શોધી કાઢવામાં આવેલું છે.

આપણું આખું મગજ એકી સાથે આપણી બધી વૃત્તિઓ કે શકિતઓથી કાર્ય લેતું નથી અને કદી પણ લઇ શકે તેમ નથી. બુધ્ધિશકિતઓનું કાર્ય ચાલતું હોય ત્યારે ગૃહ્યલાગણીઓ કે આત્મરક્ષકવૃત્તિઓ આરામ લેતી હોય છે, અને આત્મરક્ષક વૃત્તિઓનાં કાર્ય વખતે ધાર્મિક એક કે અનેક વૃત્તિઓ જરૂરીઆત પ્રમાણે

શાન્ત કે સ્તબ્ધ હોય છે. આવી રીતે આપણે હમેશાં મગજના અમુક ચોકસ પ્રદેશથીજ ચોક્સ વખતે કાર્ય લેતા હોઇએ છીએ. સમગ્ર મગજ એકી સાથે બધી શકિતઓનું કાર્ય કદી કરતું નથી અને કરી શકતું નથી.

પણ ઉપર જણાવેલ માત્ર અભાવપ્રત્યયાલંબનાવૃત્તિ કે આરામપ્રિયતા અથવા નિદ્રાવૃત્તિ એ એક એવી વૃત્તિ છે કે જેની અસરદ્વારા બધી વૃત્તિઓનું કાર્ય એકદમ શાન્ત થઈ વિશ્રાન્તિ લે છે. આખા દિવસના સંકલ્પ, મનન, તુલના, વિચાર, ખાનપાન, ઉદ્યોગ, શ્રમ અને સંગીત તથા તાલ સુર સમય-જ્ઞાન-સ્મૃતિ મેધા અને જ્ઞાન તેમજ અન્ય અનેકવિધ કર્મના અવ્યાહત પ્રવાહથી થકિત થઇ, મગજને વિશ્રાન્તિ લેવાની ખાસ જરૂર પડે છે. કારણ તેમ કરવાથી સમગ્ર માનસિક તેમજ શારીરિક શક્તિઓને પણ અજાયબ પ્રકારની તુષ્ટિ અને પુષ્ટિ મળે છે, એ આપણો પ્રતિદિનનો પ્રત્યક્ષ અનુભવ છે.

પશુ, પક્ષી, કીટ, પતંગ અને પ્રાણધારી પ્રાણીમાત્રને આવી વિશ્રાન્તિ કે નિદ્રારૂપ ( Nature's Soft-Nurse ) મહાદેવીના શરણમાં જવાની જરૂર છે. તેના શરણમાં આપણા શરીરની અને મનની સમગ્ર શક્તિઓ અને દુનિયાની બધી ઉપાધિઓ મુકી આપણે તેના દિવ્ય ખોળામાં આપણું મસ્તક નમાવી પુનઃ-નવિન પ્રાણ ધારણ કરવાની જરૂર પડે છે. આ દશામાં આપણો પ્રાણવાયુ આપણા શરીરમાં પૂર્ણ પ્રવાહથી વહેવા માંડે છે, અને સમગ્ર શરીરને જોઇતાં સાધનો પુરાં પાડે છે, એ તદન ખુલ્લું છે. તેના પ્રભાવથી આપણે તદન નવિન જીવન ધારણ કરી પ્રાતઃકાળે તાજા માજા થઇ પુનઃ જીવન સંગ્રામમાં લાગી શકીએ છીએ. વિચાર કરતાં એમ સ્પષ્ટ જણાય છે કે આ નિદ્રા, એ એક કુદરતની અદ્‌ભુત સત્તા આકર્ષણ કે એક વિચિત્ર પ્રકારની આખી સૃષ્ટિને થોડા સમય માટે પરાધીન કરનાર હીપ્નોટીક સ્લીપ, કે ઘારણશસ્ત્ર છે. તેના વિના કોઇ પણ પ્રાણી સુખથી જીવન વ્યતીત કરી શકે તેમ નથી. આ શક્તિનું અવયવ સાવધતા અને મૈત્રીની તથા નિગ્રહવૃત્તિ અને શૌર્યશકિતની વચમાં આવી રહેલું છે.

પ્રપૂર્ણ—જેઓમાં આ શકિત પ્રપૂર્ણ પ્રમાણમાં હોય છે તેઓ બહુ ઉંઘણશી અને આરામપ્રિય હોય છે. બહુજ લાંબી અને ઉંડી ઉંઘમાં ઘોરનારા હોય છે.

સાધારણ શકિતવાળા—સાધારણ રીતે આરામ તેમજ ઉંઘને ચાહનારા હોય છે તથા સજાગ હોય છે.

ન્યૂન—જેઓમાં આ શકિત ન્યૂન પ્રમાણમાં હોય છે તેઓ બહુ સજાગ, જરા અવાજ કે ટકોર થતાં નિદ્રામાંથી જાગી જનાર, આરામ કે વિશ્રાન્તિને બહુ નહિ ચાહનાર, અવિશ્રાન્તપણે કાર્ય કરનાર અને પિત્તપ્રકૃતિના હોય છે.

નિગ્રહ—આ વૃત્તિના અતિ વેગને તેમજ સ્વાભાવિક વેગને રોકવામાં બહુજ વિચારપૂર્વક વર્તવાની જરૂર છે. અતિનિદ્રા કે અતિજાગરણ કોઇ પણ રીતે લાભદાયક નથી. અનેક પ્રકારના માનસરોગોનું અને શારીરિક વ્યાધિઓનું

કારણ અતિજાગરણને અનેકવાર આભારી હોય છે. માટે તેના અતિ વેગને રોકવાની જરૂર છે. નાટક કે લગ્ન પ્રસંગોમાં કદી પણ બનતાં સુધી ઉજાગરા કરો નહિ. કારણ તેનાથી મગજના જ્ઞાનતંતુનો આખો સમુદાય નિર્બળ અને રોગગ્રસ્ત થાય છે.

ઉપસંહાર—માનસિક શક્તિઓનાં સમગ્રસમુદાયનું આ બીજા વિભાગનાં ૪૪ પ્રકરણોમાં ક્રમવાર વિવેચન અપાઇ ચુકયું છે, જેમાં અત્યાર સુધીમાં શોધવામાં આવેલ સમસ્ત માનસશક્તિઓને તેના યથાયોગ્ય સમૂહવાર ગોઠવી, તેઓની ભિન્નભિન્ન ક્રિયાનુસાર વર્ગીકરણ કરી, સમજાવવામાં આવેલ છે. મનુષ્યની અંદરની મૂળ શક્તિઓ, અભ્યાસથી અને પ્રયત્નથી અનેક રીતે અને વિવિધ પ્રકારે કેળવીને સંવૃદ્ધ કરી શકાય છે અને કરવી જોઈએ, એ માનસ શાસ્ત્રનો મુખ્ય સિદ્ધાન્ત છે. અને તે પ્રમાણે કોઈપણ સ્ત્રી અથવા પુરૂષની અંદરની કોઇપણ ખામીવાળી શક્તિને ખીલવી શકાય છે; તેમ અતિ વેગવાળી શકિતને નિગ્રહમાં પણ લાવી શકાય છે મનુષ્યના હાથમાં પરમાત્માએ બહુજ બુદ્ધિપૂર્વક એ જવાબદારી સોંપેલ છે, અને એટલાજ માટે મનુષ્યને તેના કર્માનુસાર જવાબદાર ઠરાવવામાં ઇશ્વર તદ્દન ન્યાયી છે. ફલિતજ્યોતિષની માફક આ વિદ્યા મનુષ્યને મસ્તિષ્કશાસ્ત્રને આધીન નથી બનાવતી. પણ "Man is the architect of his own fortune" "आत्मैव ह्यात्मनो बन्धुरात्मैवरिपुरात्मनः" અને "उध्धरेदात्मनात्मानम्" એ સિધ્ધાન્તોને બહુજ સ્પષ્ટ રીતે અને પ્રબળતાથી સાબિત કરે છે. એટલા માટે આ વિદ્યાનો યથાયોગ્ય રીતે અભ્યાસ કરી, પ્રત્યેક મનુષ્ય, પોતાના અનેક પ્રકારના સામર્થ્યને વધારવામાં અને શકિતઓને સુધારવાના શુભ પ્રયાસમાં સફળતા મેળવી, પોતાની જાતને તેમજ મનુષ્યસમાજને તથા વિશ્વના સમગ્ર પ્રાણીમાત્રને આનંદ, સુખ અને શાન્તિ આપવાના અનેક શુભપ્રયાસોમાં સાધનભૂત બની, આ વિશ્વના નિયામક પરમ પિતાની પવિત્ર આજ્ઞાઓનુ પાલન કરવા જ્ઞાનપૂર્વક તત્પર થાય અને અન્યને પ્રેરે એવી શુભ ઇચ્છાથી હું આ ગ્રન્થના અતિમહત્વપૂર્ણ અને વિસ્તૃતવિષયને અત્રે સમાપ્ત કરૂં છું.

सर्वे जनाः सुखिनो भवन्तु
सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु
मा कश्चिद्दुःखमाप्नुयात् ॥



# મુખસામુદ્રિકશાસ્ત્ર સંબંધી કેટલાંક સામાન્ય લક્ષણો.

**પ્રસ્તાવ.**

"આકૃતિર્ગુણાન્કથયતિ" એ સૂત્ર ખરેખર સામુદ્રિક શાસ્ત્રના બધા સિધ્ધાન્તોનો ટુંક સાર રજુ કરે છે. દુનીયામાં જેટલા પ્રકારના મનુષ્યો જોવામાં આવે છે, તેટલા પ્રકારના ભિન્ન ભિન્ન લક્ષણો તેઓની મુખમુદ્રાપરથી વ્યકત થઇ શકે છે. દુનીયામાં એક મનુષ્યનો ચ્હેરો બીજા મનુષ્ય સાથે સર્વાંશે મળતો હોય, એવું કદી પણ જોવામાં આવતું નથી. આ એક અતિ વિચિત્ર અનુભવ છે, પણ તે એમ દર્શાવે છે કે જેમ એકજ સ્વરૂપનાં બે માણસ મળવાં દુર્લભ છે, તેમ લક્ષણ અથવા ચારિત્ર્યમાં પણ સર્વાંશે એક સરખાં બે મનુષ્યો મળવાં દુર્લભ છે. આનું કારણ પરમાત્માની અનંત રચનાશક્તિ અને મનુષ્યોનાં સ્વભાવની વિચિત્રતાજ છે. આપણી મુખમુદ્રામાં, બે પોપચાં, આંખોનું વલણ તથા તે પરની ભ્રમરો અને પાંપણના વાળ સહિત બે આંખો, નાસિકા (જેની અંદરની નાકની દાંડી, નસ્કોરાં, મધ્યની કોમળ ત્વચા આદિ) બન્ને ઓષ્ઠ, ચિબુક, બન્ને ગાલ, હનુ, અગ્ર કપાળ તથા બન્ને કાનની પરિસ્થીતિ અને કપાળપરની આડી, ઉભી, એક બે અથવા ત્રણ ચાર આદિ અનેક રેખાઓ તથા નાસીકા અને ગાલ વચ્ચે પડતી રેખાઓ આદિનો સમાવેશ થાય છે ઉપરોક્ત-દરેક અવયવ, મનુષ્યસ્વભાવ અને લક્ષણ સંબંધી કંઇ કંઇ નવું જ્ઞાન, આપણને હમેશાં આપવા માટે મુંગી ભાષામાં પ્રયત્ન કરી રહેલ છે. પણ તેને સમજવાનું કાર્ય મુખ સામુદ્રિક શાસ્ત્રના યથાવત્ અભ્યાસ દ્વારાજ થઇ શકે તેવું છે. આ ગ્રંથમાં મસ્તક વિદ્યા સંબંધી લખાણ વિશેષ અંશે અપાયેલ હોવાથી, સામુદ્રિક લક્ષણો પૂર્ણતયા આપવાનું બની શકયું નથી. માત્ર સામાન્ય જ્ઞાનાર્થ અત્રે સામુદ્રિક શાસ્ત્રના કેટલાક મુદ્દાઓ સચિત્ર સમજાવવા પ્રયત્ન કરેલ છે. વળી મસ્તકશાસ્ત્રના વાંચન પછી તેનો અનુભવ કરવા માટે કેટલાંક નમુનાનાં મસ્તકો પણ રજુ કર્યાં છે, જે વાંચક વર્ગને આનંદ સાથે જ્ઞાન આપશે, એવી મારી ખાત્રી છે.

ગ્રંથકર્ત્તા.

---

**સુચના**—(સામુદ્રિક શાસ્ત્ર સંબંધી એક જુદોજ ગ્રંથ અમારા તરફથી થોડા વખતમાં સચિત્ર બહાર પડનાર છે. વિશેષ હકીકત તે પરથી જાણવાનું ઘણું સુગમ થશે. કિં. રૂ. ૧-૦-૦.

# કેટલાંક બાળમસ્તકો.







વનિતા-વિશ્રામ [સુરત અને મુંબઇ]નાં સંસ્થાપક.
ગંગ સ્વરૂપ શ્રીમતિ શિવગૌરી(ઉર્ફે નાની બહેન ગજ્જર)










સ્વાર્થ ત્યાગ અને આત્મભોગનો એક આબેહુબ નમુનો.






કેટલીક બાળાઓ અને સ્ત્રીઓ.



સ્વમાન, સૌન્દર્યપ્રેમ, અને સુંદર
તથા રમ્ય વકતૃત્વયુકત
સૌ. શ્રીમતિ ઇચ્છાદેવી

# વિવિધ પ્રકારની કપાળપરની રેખાઓ.

એક ઉભી રેખા. બે ઉભી રેખા. એક આડી રેખા. ચાર ઉભી રેખા.



નં. ૧ સખતાઇ.



નં. ૨ ન્યાયપ્રિયતા.



નં. ૩ સત્તા અધિકાર.



નં. ૪ આત્મનિષ્ઠા.



નં. ૫ સામ્યાવસ્થા.



નં. ૬ હુરિફાઇ-શૌર્ય.



ન. ૭ વિચાર ગાંભીર્ય.

સુપ્રસિધ્ધ નાસિકાઓ તથા ચક્ષુઓ.



૧ ૨ ૩ ૭ ૪ ૫ ૦

વિવિધ પ્રકારની નાસિકાઓ નિચે પ્રમાણેના લક્ષણો દર્શાવે છે.

૧ શંકાશીલ. ૨ કર્કશતા. ૩ અનુકરણ.







૪ શૌર્ય. ૫ બચાવ. ૬ વાત્સલ્ય સ્નેહ.



નં. ૧ અધ્યાત્મરતિ. નં. ૨ ડહાપણ, દીર્ઘદૃષ્ટિ. નં. ૩ સાહિત્યપ્રેમ, સૌન્દર્યનો શોખ. નં. ૪ ઉત્સાહ, ધૈર્ય. નં. ૫ હુમલો, સાહસ.

# आकृतिर्गुणान्कथयति—



રૂદન —:૦:— હાસ્ય



ભીરૂ —૦— ભીરૂમલ્લ



સિંહ — પુરૂષસિંહ



ૠક્ષ — ૠક્ષદેવ



ગર્દભ — ગર્દભસેન



ડુક્કર — ડુક્કરદાસ



જંબુક — જંબુકદાસ



શ્વાન — શ્વાનવૃત્તિક

# વિવિધ પ્રકારના ઓષ્ઠ, ભ્રમરો અને હસ્તમિલન.

**ઓષ્ઠ**



નં. ૧ પ્રેમ, શૌર્ય ને મૈત્રી, દર્શાવે છે.

નં. ૨ વિનય, મૃદુતા, સ્નેહ તત્પરાયણતા દર્શાવે છે.

નં. ૩ પ્રશંસાપ્રિયતા ,,
કીર્તિનો લોભ ,,
સ્વમાન. ,,

નં. ૪ નિગ્રહ. સાહસ ,,
અપત્યપ્રેમ. ,,

**ભ્રમર અને ચક્ષુઓ.**



૧ ગાંભીર્ય........દર્શાવે છે
૨ ચિન્તા.
૩ વિનય, સરલતા, પ્રથક્કરણ ,,
૪ લાગણી, જુસ્સો. ,,
૫ સ્નેહ, મૃદુતા, મંદતા ,,
૬ બુધ્ધિ, સમજશકિત ,,
૭ સાહસ-શૌર્ય પ્રપંચ ,,
૮ સરલતા. ,,

**હસ્તમિલનદ્વારા.**



દર્શાવવામાં આવતા ભાવો.

નં. ૧ સ્નેહ, ઉત્સાહ, જીવન.

નં. ૨ એક તરફી સ્નેહ.

નં. ૩-૪ બેદરકારી, તોછડાઈ, અવિનય.

નં. ૫ નિરૂત્સાહ-નિરાશા, મંદતા.

નં. ૬ અભિમાન, અહંભાવ, મદ.

## વિવિધ પ્રકારના ઓષ્ઠ અને ચિબુક.



